



# શ્રીમદ્ લઘુરાજસ્વામી (પ્રભુશ્રી)

# ઉપદેશામૃત

## શ્રીમદ્ લઘુરાજ શતાબ્દિ સ્મારક ગ્રન્થ

– જન્મજયન્તિ –

( સ ૨૦૧૦, આશ્વિન વદ ૧ )

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ, અગાસ

પ્રકાશક :
મનસુખભાઈ ઝવેરભાઈ શાહ,
રાવજીભાઈ છગનભાઈ દેસાઈ.

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ;
સ્ટેશન અગાસ, વાયા આણંદ, ગુજરાત.

એક આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું.
—નિર્ગ્રંથ પ્રવચન



અહો ! સર્વોત્કૃષ્ટ શાંત રસમય સન્માર્ગ.
અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંત રસપ્રધાન માર્ગના મૂળ સર્વજ્ઞદેવ.
અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતીત કરાવ્યો એવા
પરમ કૃપાળુ સદ્‌ગુરુદેવ.
આ વિશ્વમાં સર્વકાળ તમે જયવંત વર્તો, જયવંત વર્તો.
—શ્રીમદ્ રાજચંદ્ર



'આત્મા થઈને આત્મા બોલ્યો આરાધ્યો તો બસ.'
—પ્રભુશ્રી

પ્રથમાવૃત્તિ — પ્રત ૨૦૦૦
વીર સંવત ૨૪૮૦
સને ૧૯૫૪
વિક્રમ સંવત ૨૦૧૦

મુદ્રક :
જયન્તિ ઘેલાભાઈ દલાલ,
વસંત પ્રિન્ટિંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, ઘેલાભાઈની
વાડી, અમદાવાદ.

"જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે તે તે પ્રકાર ધર્મના છે આત્મા જે પ્રકારે અન્યભાવ પામે તે પ્રકાર અન્યરૂપ છે, ધર્મરૂપ નથી

જીવે ધર્મ પોતાની કલ્પના વડે અથવા કલ્પનાપ્રાપ્ત અન્ય પુરુષ વડે શ્રવણ કરવા જોગ, મનન કરવા જોગ કે આરાધવા જોગ નથી માત્ર આત્મસ્થિતિ છે જેની એવા સત્પુરુષથી જ આત્મા કે આત્મધર્મ શ્રવણ કરવા જોગ છે, યાવત્ આરાધવા જોગ છે"

—પત્રાંક ૪૪૪, 'શ્રીમદ્ રાજચંદ્ર'

★

"આત્માને વિભાવથી અવકાશિત કરવાને અર્થે અને સ્વભાવમા અનવકાશપણે રહેવાને અર્થે કોઈ પણ મુખ્ય ઉપાય હોય તો આત્મારામ એવા જ્ઞાની પુરુષનો નિષ્કામબુદ્ધિથી ભક્તિયોગરૂપ સગ છે"

—પત્રાંક ૪૩૨, 'શ્રીમદ્ રાજચંદ્ર'

★

"પરમાત્મા અને આત્માનું એકરૂપ થઈ જવું તે પરાભક્તિની છેવટની હદ છે એક એજ લય રહેવી તે પરાભક્તિ છે પરમ-મહાત્મ્યા ગોપાંગનાઓ મહાત્મા વાસુદેવની ભક્તિમા એ જ પ્રકારે રહી હતી પરમાત્માને નિરંજન અને નિર્દેહરૂપે ચિંતવ્યે જીવને એ લય આવવી વિકટ છે, એટલા માટે જેને પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે, એવો દેહધારી પરમાત્મા તે પરાભક્તિનું પરમ કારણ છે તે જ્ઞાની પુરુષના સર્વ ચરિત્રમા ઐક્યભાવનો લક્ષ થવાથી તેના હૃદયમા વિરાજમાન પરમાત્માનો ઐક્યભાવ હોય છે, અને એ જ પરાભક્તિ છે

જ્ઞાની પુરુષ અને પરમાત્મામા અંતર જ નથી, અને જે કોઈ અંતર માને છે તેને માર્ગની પ્રાપ્તિ પરમ વિકટ છે જ્ઞાની તો પરમાત્મા જ છે, અને તેના ઓળખાણ વિના પરમાત્માની પ્રાપ્તિ થઈ નથી, માટે સર્વ પ્રકારે ભક્તિ કરવાયોગ્ય એવી દેહધારી દિવ્ય મૂર્તિ—જ્ઞાનીરૂપ પરમાત્માની—ને નમસ્કારાદિ ભક્તિથી માડી પરાભક્તિના અંત સુધી એક લયે આરાધવી પરમાત્મા આ દેહધારીરૂપે થયો છે એમ જ જ્ઞાની પુરુષ પ્રત્યે જીવને બુદ્ધિ થયે ભક્તિ ઊગે છે, અને તે ભક્તિ ક્રમે કરી પરાભક્તિરૂપ હોય છે

પ્રથમ જ્ઞાની પુરુષની ભક્તિ, અને એજ પરમાત્માની પ્રાપ્તિ અને ભક્તિનું નિદાન છે"

—પત્રાંક ૨૨૩, 'શ્રીમદ્ રાજચંદ્ર'

★

"સંત-ચરણ-આશ્રય વિના સાધન કર્યાં અનેક,
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક" —'શ્રીમદ્ રાજચંદ્ર

★

## અભિવંદના

વસંતતિલકા

અધ્યાત્મમૂર્તિ, સહજાત્મપદે નિમગ્ન,
બોધિ સમાધિ સુખ શાશ્વત શાંતિમગ્ન,
યોગીન્દ્ર વન્દ્ય ગુરુ રાજ કૃપાળુદેવ,
ચાહું અખંડ સહજાત્મસ્વરૂપ સેવ. ૧

જ્ઞાનાવતાર ગુરુ આપ કૃપા-પ્રસાદે,
સ્વાત્માનુભૂતિ-રસપીયૂષના સુસ્વાદે;
જેણે સ્વશ્રેય પરશ્રેય અનંત સાધ્યું,
તે શાંતમૂર્તિ સદ્ગુરુરાજપદે હું વંદું. ૨

માલિની

બહુ બહુ બહુ સેવ્યાં સાધનો મુક્તિ કાજે,
સ્વ-સ્વરૂપ ન પિછાણ્યું બંધ તો કેમ ભાંજે?
તુજ પરમ કૃપાથી મુક્તિનો માર્ગ આજે,
સહજ સુલભ ભાસે, ધન્ય આ યોગ છાજે. ૩

અદ્ભુત નિધિ આત્મા આપ પોતે છતાંયે,
સ્વપદ પ્રતિ વળે ના દૃષ્ટિ સ્વચ્છંદતાયે!
ઉપકૃતિ અભિવંદું સદ્ગુરુ ધન્ય ધન્ય,
નયન અંજન આંજી દૃષ્ટિ દે જે અનન્ય. ૪

અદ્ભુત તુજ મુદ્રા ધ્યાનમાં મગ્ન ભાળું,
પ્રશમ-રસ-સુધાનો સિંધુ જાણે નિહાળું!
'ચતુરગતિ પ્રવેશું ના કદી' એમ ધારી,
સ્વરસમગ્ન-વર-ધ્યાને શું ઊભો વૃત્તિ ઠારી?! ૫

શમનિધિ સદ્ગુરુરાજે રાજચંદ્ર-પ્રભાશી!
ઝળહળ ઉલસતી સ્વાનુભૂતિ દશા શી!
સ્મરી સ્મરી સ્મરી સ્વામી, વીતરાગી અવસ્થા,
નમું નમું નમું ભક્તિ-ભાવ આણી પ્રશસ્તા. ૬

શાર્દૂલવિક્રીડિત

જે સંસાર અપાર દુઃખદરિયો ઉલ્લંઘવા ઇચ્છતા,
આત્માનંદ-પ્રપૂર્ણ સિદ્ધિસુખના આહ્‌લાદને ઝંખતા;
તે સદ્ભાગી શિવાર્થીને શરણ જે સાચું દઈ તારતા,
વંદું શ્રીમદ્ રાજચંદ્ર, ભવથી સંતપ્તને ઠારતા. ૭

—શ્રી રાવજીભાઈ દેસાઈ

# નિવેદન

" પ્રભુ–પ્રભુતા સંભારતા, ગાતા કરતા ગુણગ્રામ રે,
સેવક સાધનતા વરે, નિજ સંવર પરિણતિ પામ રે મુનિ૦
પ્રગટ તત્ત્વતા ધ્યાવતા, નિજ તત્ત્વનો ધ્યાતા થાય રે,
તત્ત્વરમણ–એકાગ્રતા પૂરણ તત્ત્વે એહ સમાય રે મુનિ૦ "

" લોહધાતુ કંચન હુવે રે લાલ, પારસ–ફરસન પામી રે વ્હાલેસર,
પ્રગટે અધ્યાતમ દશા રે લાલ, વ્યક્ત ગુણી ગુણગ્રામ રે વ્હાલેસર
તુજ દરિસણ મુજ વાલહું રે લાલ,
દરિસણ શુદ્ધ પવિત્ત રે વ્હાલેસર "

—શ્રીમદ્ દેવચંદ્ર

પરમ કૃપાળુ પરમ તત્ત્વજ્ઞ અધ્યાત્મમૂર્તિ શ્રીમદ્ રાજચંદ્રથી આત્મપ્રતીતિ પામી પરમાત્મ દર્શનને પામેલા તેમજ મોક્ષાર્થી ભવ્યોને પોતાની સહજ કરુણાદ્વારા સદ્બોધવૃષ્ટિથી આત્મહિત પ્રત્યે વાળી આ દુર્લભ માનવભવનું સફળપણું કરાવવામા સર્વોત્કૃષ્ટ ઉપકારી એવા શ્રીમદ્ લઘુરાજ સ્વામી (પ્રભુશ્રીજી)નો ઉપદેશ-સંગ્રહ 'શ્રીમદ્ લઘુરાજ શતાબ્દિ સ્મારક ગ્રન્થ' રૂપે પ્રસિદ્ધિ પામે એ ઘણા આત્મબંધુઓની ઇચ્છા હતી

તેથી આ ગ્રન્થ જેમ બને તેમ વહેલો પ્રકાશિત થાય અને આ આશ્વિન વદ ૧ના રોજ શ્રીમદ્ લઘુરાજ સ્વામી (પ્રભુશ્રીજી)ના જન્મજયંતિ—શતાબ્દિ મહોત્સવ—પ્રસંગે મુમુક્ષુબંધુઓ.ને આ ગ્રંથપ્રસાદી અમૂલ્ય ભેટરૂપે પ્રાપ્ત થાય એવી ઇચ્છાથી તેના સંપાદન કાર્યનો પ્રારંભ થયો હતો

સંતશિરોમણિ પ્રભુશ્રીજીની સેવામા સર્વાર્પણપણે જીવન સમર્પી પરમ કૃપાળુ દેવની આજ્ઞા આરાધનાર તથા મુમુક્ષુઓને પરમ કૃપાળુ દેવની આજ્ઞા આરાધન પ્રત્યે વાળવા પ્રયત્નશીલ થઈ સેવા અર્પનાર અધ્યાત્મ-પ્રેમી સદ્ગત પૂ શ્રી બ્રહ્મચારીજીએ આ ગ્રંથના સંપાદન કાર્યમા ઘણા ઉલ્લાસથી અને ખંતથી પોતાની સર્વ શક્તિ અને સમયનો ભોગ આપી પરિશ્રમ લીધો છે જેથી આ ગ્રંથપ્રકાશનનો સર્વ યશ તેમને જ ઘટે છે

તેમની દોરવણી પ્રમાણે આ ગ્રંથ સંપાદિત થયો છે તેના ફળરૂપે આજે આ ગ્રન્થ મુમુક્ષુઓને સાદર કરતા આનંદ ઊપજે છે પરંતુ તે સાથે અત્યંત ખેદની વાત એ છે કે આ ગ્રન્થ તૈયાર થઈ મુમુક્ષુઓના કરકમળમા આવે તે પહેલા એ પવિત્ર આત્માનો દેહોત્સર્ગ થયો

વીતરાગશ્રુત–પ્રકાશનરૂપ આશ્રમના ગ્રન્થપ્રકાશનમા તેમણે જીવનપર્યંત આપેલી સર્વોત્તમ સેવાઓ માટે તેમને ધન્યવાદપૂર્વક અત્રે સ્મૃતિ–અંજલિ અર્પવી ઘટે છે

આ ઉપદેશામૃત ગ્રંથમાં :—

'પત્રાવલિ ૧' નામનો જે વિભાગ છે તેમાં પ્રભુશ્રીજીએ સ્વયં લખેલા અથવા લખાવેલા પત્રોમાંથી લીધેલા પત્રો છે. 'પત્રાવલિ ૨'માં પ્રભુશ્રીજીએ શ્રી બ્રહ્મચારીજીને જે પ્રમાણે લખવા સૂચના કરેલી તે પ્રમાણે પોતાની ભાષામાં લખી લાવી તેઓશ્રીને વંચાવેલા પત્રોનો મુખ્યત્વે સંગ્રહ છે. 'વિચારણા'નો વિભાગ પ્રભુશ્રીજીની પોતાની વિચારણા છે. ત્યારપછીનો 'ઉપદેશ-સંગ્રહ-૧' પ્રભુશ્રીનો બોધ પ્રસંગોપાત્ત ચાલતો હોય તેની ત્યાંજ બેસીને એક મુમુક્ષુભાઈએ યથાશક્તિ અને યથાસ્મૃતિ કોઇ કોઈ દિવસે લીધેલી નોંધ છે. બાકીના 'ઉપદેશ સંગ્રહ' ભાગ ૨ થી ૬ મુમુક્ષુઓએ યથાસ્મૃતિ, યથાશક્તિ અને યથાવકાશ કોઈ કોઈ દિવસે લીધેલી નોંધનો સંગ્રહ છે.

મઘાના મેહની માફક પ્રભુશ્રીજીનો બોધ તો અખંડ અમૃતવૃષ્ટિ સમાન નિરંતર વરસતો હતો. તેમાંથી યત્કિંચિત્ જે કંઈ આ સંગ્રહ થયો છે તે મુમુક્ષુઓને પરમ શ્રેયરૂપ, પરમ આધારરૂપ થાય તેવો છે. તેમજ તે તે ઉપદેશના સંગ્રહ કરનાર મુમુક્ષુ ભવ્યોને પોતાને પણ આત્મલાભનું કારણ છે. જેમ અમૃત અલ્પ માત્ર પણ જીવને અમર કરવા સમર્થ થાય છે તેમ આત્માનુભવી સાચા પુરુષનો અચિંત્ય માહાત્મ્યવાળો આ બોધ અલ્પ પણ આરાધનારને અજરામર પદ આપવા સમર્થ થાય તેવો શક્તિશાળી છે. આત્મજ્ઞ મહા પુરુષની આત્મા પામવા તેમજ પમાડવા માટેની તાલાવેલી, તમન્ના, ધગશ આ બોધમાં કોઈ અપૂર્વ, અદ્ભુત સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. તેમજ આત્મા પામેલા પુરુષને આત્માનો રંગ કેવો અજબ હોય છે તે પ્રગટ ભાસ્યમાન થાય છે, જે આત્માર્થીને અત્યંત આત્મહિતપ્રદ અને આહ્લાદકારી જણાવા યોગ્ય છે.

જેણે પ્રભુશ્રીનો સાક્ષાત્ બોધ સાંભળ્યો છે તેને તો આ બોધ આબેહૂબ તે તે પ્રસંગો સ્મૃતિપટ પર તાજા કરી દઈ, તે તે પરમ શાંત રસમય અદ્ભુત સત્સંગ રંગ-તરંગના અવર્ણ-નીય આસ્વાદને ખડો કરી દઇ અપૂર્વ આનંદ અને શ્રેયમાં પ્રેરે તેમ છે. બીજા પણ તત્ત્વજિજ્ઞાસુ સજ્જનોને, ભાષા અને શૈલી જેમાં સરળ છે એવાં આ અનુભવી મહાપુરુષનાં પ્રગટ યોગબળવાળાં વચનો હૃદયમાં સચોટ અસર કરી આત્મહિત અને આત્માનંદમાં પ્રેરવા સમર્થ થાય તેમ છે.

આ પત્રાવલિ અને ઉપદેશસંગ્રહ ઉપરાંત પ્રભુશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર પણ આમાં આવે તો સારું એમ કેટલાક મુમુક્ષુભાઇઓની ઇચ્છા હોવાથી પૂ. શ્રી. બ્રહ્મચારીજીએ પ. પૂ. શ્રી પ્રભુશ્રીજીના દેહોત્સર્ગ પછી થોડા વખત પછી લખેલા જીવનવૃતાન્તમાંથી સંક્ષિપ્તરૂપે અત્રે તે આપવામાં આવ્યું છે. સં. ૧૯૭૬ સુધીના પ્રસંગો ૧૫ ખંડમાં તેમણે વર્ણવ્યા છે. ત્યારપછીનું જીવનચરિત્ર અપૂર્ણ—અધૂરું જ રહ્યું છે—જે તેમણે પૂરું કર્યું નથી. તેથી બાકીના પ્રસંગો ૬ ખંડમાં સમાવી ખંડ ૧૬ થી ૨૧ સુધીમાં બાકીનું ચરિત્ર સંક્ષેપમાં સમાપ્ત કર્યું છે, જે આત્માર્થીઓને આત્માર્થ-પ્રેરક થાઓ !

અનાદિથી નિજ ઘરને ભૂલેલી, નિરંતર પરમાં જ પરિણમતી ચૈતન્યપરિણતિ નિજગૃહ પ્રત્યે વળે અર્થાત્ સ્વભાવપરિણામ સન્મુખ થાય અને આત્મા ચિદાનંદમય નિજમંદિરમાં

નિત્ય નિવાસ કરી સહજ આત્મસ્વરૂપમય શાશ્વત સુખ અને શાંતિમય નિજ અદ્ભુત અનુપમ ઐશ્વર્યને પામે તે માટે પ્રબળ અવલંબન જો કોઈપણ હોય તો તે સદ્બોધ કે સ્વભાવપરિણામી જ્ઞાનીપુરુષના શાંતસુધારસમય બોધવચન — ઉપદેશામૃત જ છે

તેવા આ ગ્રન્થમાંથી તત્ત્વજિજ્ઞાસુ મોક્ષાર્થી ગુણગ્રાહી સજ્જનો હંસની માફક સારને ગ્રહણ કરી કૃતાર્થ થઇ આત્માનંદને આસ્વાદશે અને દોષદૃષ્ટિને પરિહરી સ્વધ્યેય સન્મુખ થશે એમ આશા છે

છતાં અગમ્ય એવા જ્ઞાની પુરુષના અતિ ગહન એવા ચરિત્રાદિનું કથન હોવાથી અને મતિ સ્વલ્પ હોવાથી આ ગ્રન્થમાં કોઈ પણ ત્રુટિ સુજ્ઞ સજ્જનોને લક્ષગત થાય તો તે માટે ઉદારભાવે ક્ષમા આપી તે ખામી દર્શાવી ઉપકૃત કરશે એવી નમ્ર વિનંતિ છે

આ ગ્રન્થ-પ્રકાશનમાં ભેટ આપનાર મુમુક્ષુ જનોનો અત્ર આભાર માનવામાં આવે છે તેમજ તે ભેટની યાદિ આ સાથે અન્યત્ર આપવામાં આવેલ છે

આ ગ્રન્થમાં 'શ્રીમદ્ રાજચંદ્ર' ગ્રન્થમાંના પત્રોના જે જે નંબરોનો નિર્દેશ છે તે પત્રાંક આ આશ્રમદ્વારા પ્રકાશિત આવૃત્તિના છે

શ્રી વસંત પ્રિન્ટિંગ પ્રેસના વ્યવસ્થાપક શ્રી જયંતિ દલાલે આ ગ્રંથ છાપવામાં અંગત કાળજી અને રસ લીધો છે જેથી આટલી સુંદર રીતે આ ગ્રંથ-પ્રકાશન થયું છે

સત્પદાભિલાષી સજ્જનોને સત્પદની આરાધનામાં આ ગ્રન્થનો વિનય અને વિવેકપૂર્વક સદુપયોગ આત્મશ્રેય સાધવા પ્રબળ સહાયક બનો, ઈતિ અલમ્

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ,
સ્ટેશન અગાસ; વાયા આણંદ
ગુરુપૂર્ણિમા, ગુરુવાર સં ૨૦૧૦
તા ૧૫-૭-૫૪

લિ૦ સત્ સેવક
રાવજીભાઈ છ. દેસાઈ.

# આ ગ્રન્થ–પ્રકાશનમાં મળેલ ભેટની યાદિ

૧૪૦૨-૧૨-૦ શ્રી રામજીભાઈ ઘેલાભાઈ, મુંબઈ
તેમનાં સ્વ. માતુશ્રી વાલબાઈના સ્મરણાર્થે

૧૦૦૧–૦–૦ .. નારણભાઈ લક્ષ્મીદાસ, ભાઈલાલભાઈ લક્ષ્મીદાસ તથા મગનભાઈ લક્ષ્મીદાસ, સુણાવ, તેમનાં માતુશ્રી લાલબાના આત્માર્થે.

૧૦૦૧–૦–૦ ,, વલ્લભભાઈ ઝવેરભાઈ, કાવીઠા
૫૦૧–૦–૦ ,, ચીમનભાઈ કાશીભાઈ, સીમરડા
૫૦૧–૦–૦ ,, ડાહ્યાભાઈ ગોકળભાઈ, ભુવાસણ
૩૨૫–૦–૦ ,, ભીખાભાઈ ભાઈજીભાઈ, આશી
૨૫૧–૦–૦ ,, વીરચંદભાઈ ભુરાભાઈ, બોટાદ
૨૫૧–૦–૦ ,, નાનજીભાઈ લધાભાઈ, મુંબઈ
૨૫૧–૦–૦ ,, જેસગભાઈ છભાઈ, બોરીઆ
૨૦૧–૦–૦ ,, કીશનલાલ માસુલાલ, રાયચુર
હ. સીતાબેન
૨૦૧–૦–૦ ,, છબાબહેન ચતુરભાઈ, કાવીઠા
૨૦૦–૦–૦ ,, દીપચંદજી ડાલાજી, કુડા
૨૦૦–૦–૦ ,, અંબાલાલ સોમાભાઈ, સંદેસર
૧૯૮-૧૧-૦ ,, ડાહ્યાભાઈ ભગાભાઈ, ધામણ
૧૫૨–૬–૦ ,, હરિભાઈ ગોરધનભાઈ, ધામણ
૧૦૨–૦–૦ ,, ચંચળબેન, ઉત્તરસંડા
૧૦૧–૦–૦ ,, ગોરધનભાઈ અંબાલાલ, પીજ
૧૦૧–૦–૦ ,, ઉમેદભાઈ હીરાભાઈ, બોરીઆ
૧૦૧–૦–૦ ,, નારણભાઈ વલ્લભભાઈ, ઇંદોર
૧૦૧–૦–૦ ,, રાવજીભાઈ પરસોતમ, નાર
૧૦૧–૦–૦ ,, ઓટરમલ કસ્તુરચંદજી, હુબલી
૧૦૧–૦–૦ ,, ઘેવરચંદ જુહારમલજી, હુબલી
૧૦૦–૦–૦ ,, મણીબેન જીવણજી, નરોડા
૧૦૦–૦–૦ ,, દેવીચંદ વરધાજી, કુડા
૧૦૧–૦–૦ ,, બેચરભાઈ અન્જુભાઈ, સુણાવ
૬૦–૬–૦ ,, ભુરાભાઈ વખતચંદ, નાગપુર
૬૦–૦–૦ ,, પ્રફુલ્લબેન વાઘજીભાઈ, અગાસ
૫૯–૬–૦ ,, દીનુભાઈ ડાહ્યાભાઈ, ભુવાસણ
૫૯–૦–૦ શ્રી ડાહીબેન અંબાલાલ, ઓડ
૫૧–૦–૦ ,, ચન્દ્રબેન મણીભાઈ, આશ્રમ, અગાસ
૫૧–૦–૦ ,, શંકરલાલ ગોપાળદાસ, બોચાસણ
૫૧–૦–૦ ,, શંકરભાઈ અજુભાઈ, કાવીઠા
૫૧–૦–૦ ,, મણિભાઈ મોતીભાઈ, અમદાવાદ
૫૧–૦–૦ ,, પ્રાણલાલ બી. દેસાઈ, મુંબઈ
૫૧–૦–૦ ,, ઝવેરભાઈ ખુશાલભાઈ, સંદેસર
૫૦–૦–૦ ,, શનાભાઈ મથુરભાઈ, કાવીઠા
૫૦–૦–૦ ,, સુરજબેન પ્રભુદાસ, કાવીઠા
૪૦–૦–૦ ,, મોતીભાઈ બેચરભાઈ, સામસોદ
૩૯-૧૨-૦ ,, માધવભાઈ ભુલાભાઈ, પડધા
૩૫–૦–૦ ,, રામભાઈ મથુરભાઈ, સોજીત્રા (કંપાલા)
૨૬–૮–૦ ,, મણીભાઈ ચુનીભાઈ, બાંધણી
૨૫–૪–૦ ,, પ્રભુભાઈ વસનજી, ભુવાસણ
૨૫–૦–૦ ,, ચંચળબેન પરસોતમદાસ, ઉતરસંડા
૨૫–૦–૦ ,, ઝવેરબેન કહાનદાસ, ઉતરસંડા
૨૫–૦–૦ ,, કાળીદાસ લલ્લુભાઈ, આશી
૨૫–૦–૦ ,, શાંતાબેન રાવજીભાઈ, ભાદરણ
૨૫–૦–૦ ,, જમનાબેન મગનલાલ, સીમરડા
૨૫–૦–૦ ,, શનાભાઈ રામભાઈ, સંદેસર
૨૫–૦–૦ ,, સુરજબેન કાશીભાઈ, સીમરડા
૧૧–૦–૦ ,, ડાહીબેન, સંદેસર
૧૧–૦–૦ ,, મગનભાઈ શંકરભાઈ, સુણાવ
૧૧–૦–૦ ,, મોહનભાઈ પ્રાગભાઈ, બોરીઆ
૧૧–૦–૦ ,, ચંચળબેન બરોડિયા, આશ્રમ
૭-૦-૦ ,, ચુનીલાલ જોરાભાઈ, સીંજીવાડા
૭–૦–૦ ,, મગનભાઈ પુરુષોતમદાસ, સુણાવ
૬–૪–૦ ,, ભૂલાભાઈ રણછોડભાઈ, દેરોદ
૫–૪–૦ ,, ગોવિંદભાઈ ધનાભાઈ, ભુવાસણ
૫–૪–૦ ,, મણીબેન ભાઈલાલભાઈ, નાર
૫–૦–૦ ,, ફૂલાભાઈ ભીખાભાઈ, સંદેસર
૪–૪–૦ ,, મુમુક્ષુ, મુંબઈ
૨–૦–૦ ,, પ્રભુભાઈ મકનજી, ભુવાસણ

૮૭૧૯–૧–૦ કુલ રૂ.

# શ્રી લઘુરાજ સ્વામી (પ્રભુશ્રી)

# ઉપદેશામૃત

## અનુક્રમણિકા



☆

## સ્મરણાંજલિ

અંગૂઠે સૌ તીરથ વસતાં સંતશિરોમણિરૂપેજી;
રણદ્વીપ સમ દિપાવ્યો આશ્રમ, આપ અલિપ્ત સ્વરૂપેજી.
સમજી અત્યંત શમાયા સ્વામી કદીએ નહિ છલકાયાજી,
અબળા, બાળ ગોપાળ બધાંને શિર છત્રની છાયાજી. ૧
સમજે સર્વે મનમાં એવું મુજ પર પ્રેમ પ્રભુનોજી:
પરમકૃપાળુ સર્વોપરી છે હું તો સૌથી નાનોજી.
પરમપ્રેમમૂર્તિ પ્રભુજીની સહુ સ્વપ્ને ન વિયોગજી,
કાળ કરાળ દયાળ નહીં જરી, જડને શો ઉપયોગજી? ૨
ઋતુ પર્વ સૌ પાછાં આવે યાદી પ્રભુની આપેજી.
પ્રેમમૂર્તિનું દર્શન ક્યાંથી?—શોક સહુ જે કાપેજી.
પ્રભુનાં સન્મુખ દર્શન વિણ તો, ક્યાંથી ઉમળકો આવેજી?
સ્મૃતિસરોવર નિર્મળ જેનું તેને વિરહ સતાવેજી. ૩
ત્રિવિધ તાપથી બળતા જીવો વચનસુધારસ પીતાજી,
સંત-સમાગમ-દર્શન પામી પ્રારબ્ધે નહીં બીતાજી.
સત્યયુગ સમ કાળ ગયો એ સૌને ઉરમાં સાલેજી,
દૂર રહ્યા પણ દયાદૃષ્ટિથી પ્રભુ અમને નિહાળેજી. ૪

—શ્રી બ્રહ્મચારીજી

## પ્રશસ્તિ

(શિખરિણી)

અહો! આત્મારામી, મુનિવર લઘુરાજ પ્રભુશ્રી,
કૃપાળુની આજ્ઞા ઉર ધરી કરી વ્યક્ત શિવશ્રી:
તમે ઉદ્ધાર્યા આ દુષમ કળિકાળે જન બહુ.
કૃપાસિંધુ વંદું, સ્વરૂપ-અનુભૂતિ-સ્થિતિ ચહું. ૧
કૃપાળુની આજ્ઞા મુજ ઉર વિષે નિશ્ચળ રહો,
ગુરુ જ્ઞાનીયોગે ભવજળ તણો અંત ઝટ હો:
સદા સેવી એના વિમલ વચનામૃત ઋતને,
સદાનંદે મસ્ત ભજું હું સહજાત્મસ્વરૂપને. ૨

(વસંતતિલકા)

શ્રી રાજચંદ્ર ગુરુવર્યતણા પ્રતાપે,
અધ્યાત્મજ્ઞાન પ્રગટાવી પ્રભુશ્રી આપે;
વર્ષાવી બોધતણી અમૃતવૃષ્ટિ આ જે,
થાઓ મુમુક્ષુજનને શિવસૌખ્ય કાજે. ૩
જે ભવ્ય આ જીવન જ્ઞાનીતણું સુણીને,
સંભાળશે સહજ—આત્મસ્વરૂપ-શ્રીને;
સંસાર-સાગર અપાર તરી જશે તે,
શાંતિ સમાધિ સુખ શાશ્વત પામશે તે. ૪

—શ્રી રાવજીભાઈ દેસાઈ

# શ્રીમદ્ લઘુરાજ સ્વામી (પ્રભુશ્રી)નું જીવનચરિત્ર

ૐ

મન વચન શરીરે પુણ્ય સુધા પ્રકારો,
ત્રિભુવન પણ જેના ઉપકારે વિકાશે,
પરગુણ-પરમાણુ ગિરિ જેવા ગણી જે,
નિજ ઉર વિકસાવે સંત તે કેટલા છે?

આત્મસ્વરૂપ સમ્યક્પ્રકારે જેણે અનુભવ્યું છે, સર્વત્ર જેની આત્મદૃષ્ટિ છે, તે સંત મહંતની મન-વચન-કાયાની પ્રત્યેક ચેષ્ટાના અદ્‌ભુત માહાત્મ્યથી આ આખું વિશ્વ શોભી રહ્યું છે. શત્રુ પણ તેને મિત્ર સમાન છે, અવગુણીને તે અદ્‌ભુત પ્રભાવથી ઉત્તમતામાં પ્રેરે છે અને પ્રત્યેક પ્રાણીને તે પોતાના આત્માનંદથી ઉજ્જવળ કરી આત્મશક્તિનો વિકાસ કરે છે એવા અનંત ઉપકારી મહાત્માને અત્યંત ભક્તિથી નમસ્કાર!

***

૧

ઘણાં વર્ષો પૂર્વે વૈષ્ણવસંપ્રદાયી એક ભાવસાર કુટુમ્બ દુષ્કાળના નિમિત્તે મધ્ય ગૂજરાતમાંથી પશ્ચિમ તરફ ભાલ પ્રદેશના એક ગામમાં જઈ વસ્યું હતું. તે ગામનું નામ વટામણ છે. માત્ર દાતરડાં અને ટોપલા એ જ તેની પૂંજી હતી. મજૂરી કરી ગુજરાન ચલાવતા. મજૂરીમાં મળતા ઘઉં, આદિ અનાજની બચત થોડાં વર્ષોમાં થઈ. તેટલામાં ફરી દુષ્કાળ પડ્યો. રેલ્વેની તે વખતે સગવડ હતી નહીં. માત્ર સ્થાનિક અનાજથી સર્વનો નિભાવ ચલાવવો પડતો હતો. તેથી અનાજ ઘણું મોંઘું થઈ ગયું. તે વખતે આ ભાવસાર કુટુમ્બને પોતાના અનાજના સંચયથી સારી રકમ પ્રાપ્ત થઈ અને ગામમાં ધનાઢ્ય ગણાતા કુટુમ્બોમાં તેની ગણતરી થવા લાગી. હવે મજૂરીનો ધંધો બદલી તે ધીરધારનો ધંધો કરતું થયું. તથા જમીનજાગીર પણ ધીમે ધીમે પ્રાપ્ત કરી.

ખંભાતના સ્થાનકવાસી સંપ્રદાયના સાધુઓ તે ગામમાં વારંવાર આવતા જતા. તેના સમાગમથી તે કુટુમ્બપરંપરામાં સ્થાનકવાસી જૈનધર્મની કુળશ્રદ્ધા થઈ.

વિક્રમની વીસમી સદીની શરૂઆતમાં તે કુટુમ્બમાં કૃષ્ણુદાસ ગોપાલજી નામના વ્યવહાર-કુશળ અને ગામમાં અગ્રગણ્ય પુરુષ હતા. તે ચાર વાર પરણેલા પણ એકે સંતાન થયું નહોતું. તેમના આયુષ્યના અંતિમ વર્ષે કુશલા (કસલી) બાઈને ગર્ભ રહ્યો. એ અરસામાં કોલેરાના રોગની શરૂઆત થઈ હતી કૃષ્ણુદાસ ઘોડી ઉપર બેસી ઉઘરાણી ગયા હતા. રસ્તામાં કોલેરાથી ઊલટી થઈ અને તેમને ઘેર આણ્યા; પણ તે માંદગીમાંથી બચ્યા નહીં.

***

૨

એકલી પૂર્વ દિશામાં સૂર્યનો ઉદય થાય છે. પરંતુ ચારે દિશાઓ પ્રફુલ્લિત, પ્રકાશિત થાય છે; તેમ સં૦ ૧૯૧૦માં પિતાના મરણ પછી એક મહાભાગ્યશાળી અતિ પ્રતાપી પુરુષના જન્મથી ચારે માતાઓનું વૈધવ્ય દુઃખ વિસારે પડતું ગયું. અને નિર્વંશતાનું કલંક ટાળનાર એ પુત્ર પ્રત્યે ચારે માતાઓ અને આખા ગામની પ્રીતિ વધતી ચાલી. તેમનું નામ લલ્લુભાઇ રાખવામાં આવ્યું. નિશાળો તે વખતે ગામઠી હતી. ત્યાં લલ્લુભાઇ ભણવા જતા, પણ બધાં બાળકો કરતાં તેમને યાદ ઓછું રહેતું અને ગણિત કે આંકમાં બુદ્ધિ મુશ્કેલીથી પ્રવેશ કરતી. શાળાના શિક્ષક તેમની પાસે કાકરા મગાવતા અને બે બે કે ત્રણ ત્રણની ઢગલીઓ કરાવી આંક શીખવતા ત્યારે સમજણ પડતી.

થોડુંઘણું લખતાં–વાંચતાં અને ગણતાં આવડચા પછી દુકાને બેસવા માંડયું; શાળાનો અભ્યાસ બંધ કર્યો. લેવડદેવડનું, નામાનું કામ મુનિમ મારફતે થતું. માત્ર પોતે દેખરેખ રાખતા; સર્વ રાજી રહે તેમ વર્તતા.

પોતે કહેલી તેમના નાનપણની બે વાતો તેમનો સંસ્કારી સ્વભાવ જણાવે છે. નાનાં છોકરાંને હાથે કડલીઓ (કલ્લઇઓ) રૂપાની પહેરાવે છે. તેવી તેમને પહેરાવેલી તથા તેમના બીજા સગાનાં છોકરાંના હાથમાં હતી. એક દિવસ પરગામ ગયેલા. ત્યાં બીજાં છોકરાં સાથે તે પણ દેરાસરમાં ગયેલા. ઘણી પેઢીના ઢુંઢિયા તેથી પ્રતિમાને માને નહીં. પણ મોજ માટે જોવા દેરાસરમાં બધાં બાળકો ગયેલાં. ત્યાં બીજાં છોકરાં જિનપ્રતિમાને કડલીઓ મારે, તિરસ્કાર કરે તે જોઈ લલ્લુભાઈને તે ગમેલું નહીં. પોતે તો તેવું કંઈ કરેલું નહીં. પણ તેનું સ્મરણ થતાં પણ હવે કંપારી છૂટે છે કે અજ્ઞાન દશામાં જીવ કેવાં કર્મ બાંધી દે છે. એમ વૃદ્ધાવસ્થા વખતે બોધમાં તે કહેતા પૂર્વના શુભ સંસ્કારથી પાપનાં કૃત્યો પ્રત્યે વિપરીત પ્રસંગોમાં પણ સહેજે અણગમો રહે છે તેનું આ એક દૃષ્ટાંત છે.

એક વખતે કોઈ તેમના સગા સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયી કારણ પ્રસંગે મેમાન તરીકે લલ્લુભાઈને ત્યાં આવેલા તે સંપ્રદાયવાળા વહેલા ઊઠી સ્નાન કરે છે. તેથી તેમને મદદ કરવા લલ્લુભાઈ કૂવા ઉપર ગયા. છોકરાંને મેમાન, નવા માણસો પ્રત્યે બહુમાનપણું હોય છે અને કંઈક કામ કરવું તે ઉમ્મરમાં વધારે ગમે છે. તેમની સાથે વાત કરતાં કરતાં તે મેમાને કહ્યું કે 'સ્વામીનારાયણ, સ્વામીનારાયણ' કહીને એક ઘડાથી સ્નાન કરે તો મોક્ષ મળે. આ સાંભળીને લલ્લુભાઈની વૃત્તિ મોક્ષ માટે તત્પર થઈ અને શિયાળાની ટાઢમાં તેમણે પણ ઠંડા

પાણીનો એક ઘડો પોતાને માથે ભગભગાવ્યો મોક્ષ કોઈ ઉત્તમ વસ્તુ છે અને તે મેળવવાનુ કોઈ સાધન હોય તો કરવુ એવી પૂર્વે સેવેલ ભાવનાના આ સસ્કારો નાનપણમા પણ જણાઈ આવે છે

ગામના લોકોમા તેમની આબરુ સારી તેથી ઘણા ગરાસીઆ, પટલીઆ, રબારી તેમજ બ્રાહ્મણ, વાણિયા સર્વે સાથે પ્રસગ પડતા ઉચિત વ્યવહાર અનુસાર વર્તી સર્વની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની કુશળતા નાની ઉમ્મરથી તેમણે પ્રાપ્ત કરી હતી

પુખ્ત ઉમ્મરે તેમના લગ્ન થયા સગર્ભાવસ્થામા ઘણા જામફળ ખાવાથી પત્નીનું શરીર ફૂલી ગયું અને તે બાઇનો દેહ છૂટી ગયો વરતેજ ગામના ભાવસારની પુત્રી નાથીબાઈ સાથે તેમના બીજી વખતના લગ્ન થયા હતા આમ સાસારિક સુખમા સત્તાવીસ વર્ષ સુધીની ઉમ્મર વ્યતીત થઇ ઉદાર વૃત્તિ હોવાથી તેમની પાસેથી નાણાં લેવા ઘણા આવતા અને મોટે ભાગે તે કાળના ગામડાના લોકોની પ્રમાણિકતા અને સરળતા પ્રમાણે પાછા નાણા વ્યાજસહિત ભરી પણ જતા કે અનાજ, ગોળ વગેરે વસ્તુઓ આપી દેવુ પતાવી જતા પરતુ ઉઘરાણી કરીને, લોકોને આકરા શબ્દોથી સતાવીને પૈસા માટે કોઇની સાથે વેર બાધવું, કે સરકારમા ફરિયાદ કરવી, જપ્તી કરી પૈસા વસૂલ કરવા ઈત્યાદિ ઉગ્ર ઉપાયો આ યુવાનનું હૃદય કપાવી નાખતા કેટલીક આસામીઓ તેવા ઉપાયો સિવાય વશ થાય તેવી ન હોય તેમને ગામના બીજા ગૃહસ્થો દ્વારા શરમાવી, સમજાવીને તે કામ કાઢી લેતા છતા લાણી ધીરધાર થઇ જવાથી અને લોકોની વૃત્તિઓ ફરતી જતી હોવાથી પૈસા આપીને વૈર વધારવા જેવા ધીરધારના ધધાથી તે કટાળી ગયા હતા

સ ૧૯૩૭મા તેમને પીતપાડુ નામનો રોગ થયો અનેક પ્રકારના ઉપચારો કરવા છતા તે વ્યાધિ વધતી ગઈ બાર માસમા તો શરીર બહુ ક્ષીણ થઈ ગયું એક વૈદ્યે પર્પટી માત્રા ખવરાવી હતી અને કહ્યુ હતું કે આયુષ્ય હશે અને બચશે તો શરીરનો બાધો બહુ મજબૂત બનશે તેથી પણ તે વ્યાધિ અટકી નહીં ધોળકામા એક પ્રખ્યાત વૈદ્ય હતો તેના વિષે એમ લોકવાયકા ફેલાયલી કે જે બચવાનો હોય તેની જ દવા તે કરે છે તેથી તેને શરીર બતાવવા પોતે ધોળકા ગયા વૈદ્યે શરીર જોઈને દવા કરવાનું કબૂલ ન કર્યું એટલે તેમને ચોક્કસ લાગ્યું કે હવે શરીર ટકશે નહીં તેથી ધોળકાથી પતાસા લઈ વટામણ આવ્યા અને ગામમાથી જે ખબર લેવા આવે તેમને પાચ પાચ પતાસા આપી તેમના પ્રત્યે પોતાના થયેલા દોષોની છેલ્લી માફી, ખમતખામણા કરવા લાગ્યા ગામપરગામમા સર્વ ઓળખીતા સગાવહાલાને ખમીખમાવી તેમણે વિચાર્યું કે જેમ ગરીબ ભાઈભાડુઓ મજૂરી કરીને દિવસ કાઢે છે તેજ જાતનુ આ કુટુમ્બ છે માત્ર પૂર્વે કઈ ધર્મની આરાધના કરી હશે તેના ફળરૂપે ધન, વૈભવ, આબરૂ આ કુટુમ્બમા વિશેષ દેખાય છે પરતુ પૂર્વની કમાણી તો ખર્ચાઈ જશે ભવિષ્યમા સુખની ઈચ્છા હોય તો આ ભવમા ધર્મની આરાધના કરી લેવા યોગ્ય છે તે વિચારે આખરે એવું સ્વરૂપ લીધુ કે જો આ રોગ મટી જાય તો સસારનો ત્યાગ કરી સાધુ થવું તેમની વ્યવહાર-કુશળ બુદ્ધિએ સુઝાડયુ કે સાધુ થવુ હોય તો સાથે કોઈ ઉપદેશ-વ્યાખ્યાન પ્રવૃત્તિ કરે તેવો સાધુ પણ જોઈએ તેથી પોતાના ગામના અને ઘરપડોશી મિત્ર જેવા દેવકરણજી કરીને ભાવ

સાર તીક્ષ્ણ બુદ્ધિના હતા તે પણ સાથે સાધુ થાય તો બહુ સારું એમ વિચારી, ઉપાશ્રયમાં સામાયિક કરવા રોજ બન્ને જતા તે વખતે દેવકરણજીને તેમણે પૂછ્યું કે હું સાધુ થાઉં તો તું મારો ચેલો થાય ? દેવકરણજીને લાગ્યું કે આવા સુખી કુટુમ્બનો અને એકનો એક દીકરો સંસારત્યાગ કરે એ બનવા યોગ્ય જ નથી, એમ માની કહ્યું કે હા, તમે સંસારત્યાગ કરો તો હું પણ તમારી સાથે ત્યાગી થઇ તમારો શિષ્ય બનું. દેવકરણજીને માથે દેવું હતું તે પતાવી દેવાની પોતે કબૂલાત કરી એટલે દેવકરણજીને સાચું લાગ્યું અને સાથે આનંદ પણ થયો

વટામણ ગામમાં એક ઠાકર દવાનાં પડીકાં વેચતો હતો તેને ત્યાંથી કસલીબા થોડાં પડીકાં લાવ્યાં અને પુત્રને ખવરાવ્યાં તેથી ઝાડા થઈ ગયા અને રોગ ઉપશમી ગયો. સર્વને આનંદ થયો. પણ લલ્લુભાઈ અને દેવકરણજીએ જે ગુપ્ત વિચાર કરી રાખ્યો હતો તે હવે પાર પાડવા તેમણે ખંભાતવાળા ગુરુ હરખચંદજી પાસે જવા ઠરાવ કર્યો. તે વખતે તે સુરતમાં હતા. ત્યાં જવું ખરું, પણ છાનામાના જવું એવો વિચાર કરી સગાંને ત્યાં જવાને બહાને તે સાયલા ( કાઠિયાવાડમાં ) ગયા. ત્યાં બે ચાર દિવસ રહી વઢવાણ કેમ્પથી ગાડીમાં બેસી સુરત ગયા. ગુરુને વંદન કરી બન્નેએ દીક્ષા લેવાના ભાવ દર્શાવ્યા. માબાપની રજા મળ્યા વિના દીક્ષા આપવાની તેમણે ના પાડી. દીક્ષાની વાત માતાને કાને આવી કે તે શંકર નામના મુનિમને સાથે લઈ રોતાં–કકળતાં સુરત ગયાં અને બે વર્ષ સંસારમાં હજી રહે અને પછી જો વૈરાગ્ય ઊપજે તો પોતે રોકશે નહીં એમ ગુરુની સાક્ષીએ માતાજીએ જણાવ્યું. કોઈ ઉપાય રહ્યો નહીં તેથી લલ્લુભાઈ માતાજી આદિ સાથે ઘેર આવ્યા અને ધર્મધ્યાનમાં ઘણોખરો વખત ગાળવા લાગ્યા. સંસાર છોડવો જ છે એમ દૃઢ નિશ્ચય થયા પછી તેમાં પરવશપણે પ્રવર્તવાનું બે વર્ષ સુધી બન્યું.

સં. ૧૯૪૦ માં નાથીબાઇએ એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ મોહન રાખવામાં આવ્યું. સર્વત્ર આનંદ ફેલાયો. પરંતુ આ વખતે લલ્લુભાઇ અને દેવકરણજીને દીક્ષા સંબંધીના વિચારતરંગો ઊઠ્યા. સવા માસનો પુત્ર થયો તેટલામાં તો બન્ને ગોધરામાં ગુરુને વાંદવા ગયા. અને દીક્ષા આપવા વિનંતિ કરી. ગુરુએ વૈરાગ્ય વધે તેવો ઉપદેશ આપ્યો. પણ માતાજીની આજ્ઞા સિવાય દીક્ષા આપવાનું ના કહ્યું. તેથી લલ્લુજીએ વટામણ પધારવા ગુરુને વિનંતિ કરી. તે તેમણે સ્વીકારી અને થોડા દિવસમાં વિહાર કરી વટામણ એક માસ સ્થિરતા કરી. માતાજીને પણ વૈરાગ્યનો બોધ સાંભળવાનો, ગુરુસેવાનો લાભ મળ્યો. અને તેમની સંમતિથી સં. ૧૯૪૦ ના જેઠ વદ ત્રીજને દિવસે મંગળવારે ખંભાતમાં બન્નેને દીક્ષા આપવાનું નક્કી ઠર્યું. પછી ગુરુ હરખચંદજી ખંભાત પધાર્યા અને તે શુભ મુહૂર્તે માતાજી આદિ સંઘ સમક્ષ બન્નેને દીક્ષા આપી અને દેવકરણજી સ્વામીને શ્રી લલ્લુજીસ્વામીના ચેલા સ્થાપ્યા.

***

## ૩

શ્રી લલ્લુજીએ દીક્ષા લીધા પહેલાં એ ખંભાત સ્થાનકવાસી સંપ્રદાયમાં બહુ થોડા સાધુ

રહ્યા હતા પણ તેમની સાથે તથા પછીથી દીક્ષા લેનારની સખ્યા વધતા થોડા વખતમા ચૌદ સાધુ થયા તેથી સર્વેને, ખાસ કરીને હરખચદજી ગુરુને શ્રી લલ્લુજીના મગલ પગલાનો પ્રભાવ સમજાવા લાગ્યો શ્રી દેવકરણજી અને શ્રી લલ્લુજી સાધુ સમાચારી, શાસ્ત્રો, સ્તવન, સજ્ઝાયાદિ ભણી કુશળ થયા તેમા શ્રી દેવકરણજી વ્યાખ્યાનમા બહુ કુશળ હોવાથી વિશેષ લોકપ્રિય થઈ પડયા પરતુ સરળતા, ગુરુભક્તિ અને પુણ્યપ્રભાવને લઈને શ્રી લલ્લુજીએ ગુરુથી માડી સર્વ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓના હૃદયમા અભીષ્ટ પદ પ્રાપ્ત કર્યું હતું સૌના હૃદયમા એમ લાગતુ કે જતે દિવસે ગુરુની ગાદી શોભાવનાર શ્રી લલ્લુજીસ્વામી છે દીક્ષા લીધા પછી પાચ વર્ષ સુધી તેમણે એકાતરા ઉપવાસ કર્યા હતા એટલે કે એક દિવસ આહાર કરવો અને એક દિવસ ઉપવાસ કરવો કઠોરમા ચોમાસુ હતા ત્યારે સાથે લગા સત્તર દિવસના ઉપવાસ કર્યા હતા આમ બાહ્ય તપ સાથે કાયોત્સર્ગ ધ્યાન આદિ પણ ગુરુ સાથે કરતા રાત્રે હરખચદજી ગુરુ એક બે કલાક ‘નમોત્થુણ’ના કાઉસગ્ગ કરતા તેમની સાથે શ્રી લલ્લુજી પણ કાયોત્સર્ગ કરતા પરતુ કામવાસના નિર્મૂળ થઈ નહી તેથી તે ગુરુને વારવાર પૂછતા તો ગુરુ એવી ક્રિયા જપ તપ બતાવતા અને તે કર્યે જતા પણ પોતાને વિકારવૃત્તિ દૂર ન થાય ત્યાસુધી સતોષ તે ક્રિયાથી થતો નહી પોતે ઘણી વખત કહેતા કે અપાસરાને ઓટલે બેસી સ્તવન સજ્ઝાયો ગાતા અને મનમા લોકોને સભળાવવાનો ભાવ રહેતો, પણ તે કાળમા અતર્વૃત્તિની સમજ નહોતી

સ ૧૯૪૬ મા ખભાત સ્થાનકવાસી સઘના સઘવી લાલચદ વખતચદ વકીલના દત્તક પુત્ર અબાલાલભાઈ તથા માણેકચદ ફત્તેહચદના દીકરા ત્રિભોવનભાઈ અમદાવાદ છગનલાલ બેચરદાસના કુટુમ્બમા લગ્નપ્રસગે ગયા હતા ત્યા તેમને શ્રી જૂઠાભાઈ ઉજમશીભાઈનો સમાગમ થયો તેમના સગે તેમને શ્રીમદ્ રાજચદ્ર આત્મજ્ઞાની પુરુષ છે અને તેમના બોધથી કલ્યાણ થાય એમ સમજાયું શ્રી જૂઠાભાઈ ઉપર શ્રીમદ્ રાજચદ્રે લખેલા પત્રોની નકલ તેમણે કરી લીધી અને ખભાત પધારવા શ્રીમદ્ રાજચદ્રને અનેક પત્રો લખ્યા, પણ કઈ ઉત્તર મળ્યો નહીં ત્યારે પોતે તેમને ત્યા જવાના ભાવ જણાવી છેલ્લો પત્ર લખ્યો તેનો ઉત્તર મળ્યો કે થોડા દિવસમા પોતે ખભાત પધારશે

એક દિવસે શ્રી લલ્લુજી, દામોદરભાઈ નામના પાટીદાર સાથે શ્રી ભગવતીસૂત્રના પાન નીચે વાચતા હતા અપાસરાને મેડે હરખચદજી મહારાજ તે જ સૂત્રનું વ્યાખ્યાન કરતા હતા ભવસ્થિતિ પરિપકવ થયા વિના કોઈનો મોક્ષ ન થાય એ વિષે શ્રી ભગવતીસૂત્રમા અધિકાર આવેલો તે વિષે શ્રી લલ્લુજી દામોદરભાઈને પૂછતા હતા કે ભવસ્થિતિ પરિપકવ થયે મોક્ષ થતો હોય તો પછી સાધુપણુ, કાયક્લેશાદિ ક્રિયાઓ કરવાની શી જરૂર છે? એવામા અબાલાલ આદિ બે ત્રણ જુવાનીઆ કઈક વાચતા દૂર જણાયા તેમને શ્રી લલ્લુજીએ કહ્યુ, “વ્યાખ્યાનમા કેમ જતા નથી? ઉપર જાઓ કે અહીં આવીને બેસો” ઉપર જવાને બદલે તેમની પાસે આવીને તે બેઠા અને ઉપરનો પ્રશ્ન થોડો ચર્ચાયો, પણ સતોષકારક ઉત્તર ન મળ્યો પછી હરખચદજી મહારાજને પૂછવા ઉપર મુલતવી રાખ્યુ ભાઈ અબાલાલ બોલ્યા કે આવા પ્રશ્નો તો શુ પણ અનેક આગમો જેને હસ્તામલકવત્ છે એવા પુરુષ શ્રીમદ્ રાજચદ્ર છે તેમના પત્રો

અમે વાંચતા હતા. તે અહીં ખંભાતમાં પધારવાના છે. આ વાત સાંભળીને તથા પત્રો વાંચીને શ્રી લલ્લુજીને શ્રીમદ્ રાજચંદ્રનો સમાગમ કરવાની તીવ્ર ભાવના જાગી. તે પધારે ત્યારે જરૂર ઉપાશ્રયમાં તેમને તેડી લાવજો એમ વિનંતિ પણ કરી.

સં. ૧૯૪૬ના ચોમાસામાં દિવાળીના દિવસોમાં શ્રીમદ્ રાજચંદ્ર ખંભાત પધાર્યા અને અંબાલાલભાઈ વગેરેના આગ્રહથી ઉપાશ્રયમાં પણ ગયા. હરખચંદજી મહારાજે શતાવધાનની વાત સાંભળેલી તે કરી બતાવવા માટે વિનંતિ કરી. પણ પોતે તે પ્રયોગો જાહેરમાં કરવાનો વિચાર માંડી વાળ્યો હતો; તોપણ સર્વના આગ્રહને લઈને તથા હિતનું કારણ દેખી થોડા પ્રયોગો ઉપાશ્રયમાં કરી દેખાડ્યા. પછી હરખચંદજી મહારાજ સાથે થોડી શાસ્ત્ર સંબંધી જ્ઞાનવાર્તા થઈ તે ઉપરથી તેમણે સર્વની સમક્ષ શ્રીમદ્નાં બહુ વખાણ કર્યાં. એટલે શ્રી લલ્લુજીએ તેમની પાસેથી શાસ્ત્રનો મર્મ સમજવા ગુરુ પાસે આજ્ઞા માગી અને તેમણે આપી. પછી શ્રી લલ્લુજીએ ઉપાશ્રયને મેડે પધારવા વિનંતિ કરી. શ્રીમદ્ ઉપર ગયા શ્રીમદ્નો ગૃહસ્થ વેશ અને પોતાનો મુનિવેશ હોવા છતાં પોતાને તેમનાથી લઘુ માની ત્રણ સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર શ્રી લલ્લુજીએ કર્યા પછી શ્રીમદે શ્રી લલ્લુજીને પૂછ્યું: "તમારી શી ઇચ્છા છે?" શ્રી લલ્લુજીએ વિનયપૂર્વક હાથ જોડીને કહ્યું, "સમકિત (આત્માની ઓળખાણ) અને બ્રહ્મચર્યની દૃઢતાની મારી માગણી છે." શ્રીમદ્ થોડી વાર મૌન રહ્યા અને કહ્યું, "ઠીક છે." વળી શ્રી લલ્લુજી સ્વામીના જમણા પગનો અંગુઠો પકડી શ્રીમદે તપાસી જોયો. પછી નીચે ગયા અને શ્રી અંબાલાલને રસ્તામાં જણાવ્યું કે શ્રી લલ્લુજી પૂર્વના સંસ્કારી પુરુષ છે.

બીજે દિવસે શ્રી અંબાલાલને ઘેર શ્રી લલ્લુજી શ્રીમદ્ના સમાગમ માટે ગયા. ત્યાં એકાન્તમાં શ્રીમદે તેમને પૂછ્યું, "તમે અમને કેમ માન આપો છો?" શ્રી લલ્લુજી સ્વામીએ કહ્યું, "આપને દેખીને અતિ હર્ષ, પ્રેમ આવે છે; જાણે અમારા પૂર્વ ભવના પિતા હો એટલો બધો ભાવ આવે છે; કોઈ પ્રકારનો ભય રહેતો નથી. આપને જોતાં જ એવી નિર્ભયતા આત્મામાં આવે છે."

શ્રીમદે ફરી પૂછ્યું, "તમે અમને શાથી ઓળખ્યા?"

શ્રી લલ્લુજીએ કહ્યું, "અંબાલાલભાઈના કહેવાથી આપના સંબંધી જાણવામાં આવ્યું. અમે અનાદિકાળથી રખડીએ છીએ, માટે અમારી સંભાળ લ્યો." શ્રીમદે 'સૂયગડાંગ' સૂત્રમાંથી થોડું વિવેચન કર્યું; સત્યભાષા, અસત્યભાષા, મિશ્રભાષા વગેરે વિષે બોધ કર્યો. શ્રી લલ્લુજી સ્વામી દરરોજ શ્રીમદ્ની પાસે સત્સંગ અર્થે સાતેય દિવસ તે ખંભાતમાં રહ્યા ત્યાંસુધી આવતા.

એક દિવસે શ્રી લલ્લુજી સ્વામીએ શ્રીમદ્ને કહ્યું, "હું બ્રહ્મચર્યની દૃઢતા માટે પાંચ વર્ષથી એકાંતરા ઉપવાસ કરું છું અને કાયોત્સર્ગ ધ્યાન કરું છું. છતાં માનસિક પાલન બરાબર થઈ શકતું નથી."

શ્રીમદે કહ્યું, "લોકદૃષ્ટિએ કરવું નહીં; લોક-દેખામણ તપશ્ચર્યા કરવી નહીં પણ સ્વાદનો ત્યાગ થાય, તેમજ ઉણોદરી તપ (પૂરું ધરાઈને ન ખાવું) થાય તેમ આહાર કરવો, સ્વાદિષ્ટ ભોજન હોય તે બીજાને આપી દેવું."

શ્રી લલ્લુજી સ્વામીએ ફરી કહ્યુ "હુ જે જે જોઉ છુ તે ભ્રમ છે જૂઠુ છે એમ જોઉ છુ, એમ અભ્યાસ કરુ છુ"

શ્રીમદે કહ્યુ, "આત્મા છે, એમ જોયા કરો"

શ્રીમદ્નું મુંબઇ પધારવું થયુ ત્યારપછી શ્રી લલ્લુજી સ્વામી ભાઇશ્રી અબાલાલ મારફતે શ્રીમદ્ સાથે પત્ર-વ્યવહાર કરી જ્ઞાનવાર્તાનો લાભ મેળવતા

સ ૧૯૪૭મા વટામણમા ચોમાસું કર્યું અને સ ૧૯૪૮મા સાણદ ચોમાસું કરી શ્રી લલ્લુજી શ્રી દેવકરણજી સાથે સુરત પધાર્યા અને સુરતના વતની મુબઇના વેપારી ભાઈઓએ શ્રી દેવકરણજી સ્વામીના વ્યાખ્યાનથી આકર્ષાઇ મુબઇ ચોમાસા માટે વિનતિ કરી તેથી સ ૧૯૪૯નુ ચોમાસુ મુબઇ ઠર્યું

***

૮

શ્રી લલ્લુજી સ્વામીના ભાવ તો શ્રીમદ્ રાજચદ્રના સમાગમ માટે વર્તતા હતા અને મુબઈમા સ ૧૯૪૯નુ ચોમાસુ ગાળવાનુ નક્કી થયું એટલે મુબઇ પહોચ્યા પછી શ્રીમદ્ના સમાગમ માટે તેમની દુકાને ગયા શ્રીમદે પૂછ્યુ, "તમારે અહી અનાર્ય જેવા દેશમા ચાતુર્માસ કેમ કરવું પડયુ ? મુનિને અનાર્ય જેવા દેશમા વિચરવાની આજ્ઞા થોડી જ હોય છે ?"

શ્રી લલ્લુજીએ કહ્યુ, "આપના દર્શન-સમાગમની ભાવનાને લીધે અહી ચાતુર્માસ કર્યું છે"

શ્રીમદે પૂછ્યુ, "અહી આવતા તમને કોઈ આડખીલ કરે છે ?"

શ્રી લલ્લુજીસ્વામીએ કહ્યુ, "ના, હમેશા અહી આવું તો કલાક કલાકનો સમાગમ મળશે ?"

શ્રીમદે કહ્યું, "મળશે"

અવસરે અવસરે શ્રી લલ્લુજી શ્રીમદ્ના સમાગમ અર્થે પેઢી ઉપર જતા. તેમને દેખીને શ્રીમદ્ દુકાન ઉપરથી ઊઠી એક જુદી પાસેની ઓરડીમા જઈ 'સૂયગડાગ' સૂત્ર વગેરેમાથી તેમને સભળાવતા, સમજાવતા

એક વખતે શ્રી લલ્લુજીએ શ્રીમદ્ની પાસે તેમના ચિત્રપટની માગણી કરી, પણ તેમણે કઈ ધ્યાન આપ્યુ નહી, ફરી ફરી આગ્રહ કર્યો ત્યારે નીચેની ગાથા એક કાગળ ઉપર લખી આપી

> "समुज्झहा जतवो माणुसत्त
> दट्ठु भय बालिसेण अलभो ।
> एगतदुक्खे जरि एव लोए
> सक्कम्मणा विपरियासु वेइ ॥"

ભાવાર્થ —હે ! જીવો, તમે બોધ પામો, બોધ પામો, મનુષ્યપણુ મળવુ ઘણું જ દુર્લભ છે, એમ સમજો અજ્ઞાનથી સદ્વિવેક પામવો દુર્લભ છે એમ સમજો, આખો લોક કેવળ દુખથી

બળ્યા કરે છે, એમ જાણો; અને પોતપોતાનાં ઉપાર્જિત કર્મો વડે ઇચ્છા નથી છતાં પણ જન્મ-મરણાદિ દુઃખોનો અનુભવ કર્યા કરે છે, તેનો વિચાર કરો."

થોડા દિવસ પછી 'સમાધિ-શતક'માંથી સત્તર ગાથા સુધી શ્રીમદે શ્રી લલ્લુજીને વાંચી સંભળાવી, તે પુસ્તક વાંચવા વિચારવા આપ્યું. પુસ્તક લઈને દાદરા સુધી ગયા એટલામાં શ્રી લલ્લુજીને પાછા બોલાવી, 'સમાધિશતક'ના પહેલા પાન ઉપર નીચેની અપૂર્વ લીટી લખી આપી :

"ૐ આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે."

એક દિવસ શ્રીમદે પૂછ્યું, "'સમાધિશતક'નું વાચન ચાલે છે?"

શ્રી લલ્લુજી સ્વામીએ કહ્યું, "હાલ તો મુંબઈની ધમાલમાં ઠીક નહીં પડે એમ માની સાચવીને બાંધી રાખ્યું છે. અહીંથી વિહાર કરીને જઇશું ત્યારે તે લઈ મંડીશું."

ચાતુર્માસ પૂરું થવા આવ્યું તેવામાં એક દિવસે શ્રી લલ્લુજીએ શ્રીમદ્‌ને પૂછ્યું, "આ બધું મને ગમતું નથી; એક આત્મભાવનામાં નિરંતર રહું એમ ક્યારે થશે?"

શ્રીમદે કહ્યું, "બોધની જરૂર છે."

શ્રી લલ્લુજીએ કહ્યું, "બોધ આપો."

શ્રીમદ્ મૌન રહ્યા. આમ વારંવાર શ્રીમદ્ મૌનપણાનો બોધ આપતા; અને તેમાં વિશેષ લાભ છે એમ જણાવતા. તે ઉપરથી શ્રી લલ્લુજીએ મુંબઈ ચાતુર્માસ પૂર્ણ કરી સુરત તરફ વિહાર કર્યો ત્યારથી ત્રણ વર્ષ પર્યંત મૌનપણું ધારણ કર્યું. માત્ર સાધુઓ સાથે જરૂર પૂરતું બોલવાની તથા શ્રીમદ્ સાથે પરમાર્થ કારણે પ્રશ્નાદિ કરવાની છૂટ રાખી હતી. 'સમાધિશતક'નું વાચન પણ હવે શરૂ કર્યું. તેથી પોતાને અપૂર્વ શાંતિ વેદાતી હતી, એમ પોતે તે વખતનું વર્ણન ઘણી વખત કરતા હતા.

સં. ૧૯૫૦ અને ૧૯૫૧ બન્ને વર્ષનાં ચાતુર્માસ સુરતમાં થયાં હતાં. સુરતમાં વેદાન્તના ગ્રંથોનો તથા કેટલાક વેદાન્તીઓનો પરિચય થયો. તેથી દેવકરણજી સ્વામી પોતાને પરમાત્મા માનતા અને કહી બતાવતા. તે બાબત શ્રી લલ્લુજીએ શ્રીમદ્‌ને લખી જણાવી હતી. તેના ઉત્તરમાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે "જ્ઞાનીપુરુષના સમાગમની ઉપાસના વિના જીવ સ્વચ્છંદે નિશ્ચય કરે તે છૂટવાનો માર્ગ નથી. સર્વ જીવનું પરમાત્મપણું છે એમાં સંશય નથી, તો પછી શ્રી દેવકરણજી પોતાને પરમાત્મસ્વરૂપ માને તો તે વાત અસત્ય નથી; પણ જ્યાંસુધી તે સ્વરૂપ યથાતથ્ય પ્રગટે નહીં ત્યાંસુધી મુમુક્ષુ-જિજ્ઞાસુ-રહેવું તે વધારે સારું છે; અને તે રસ્તે યથાર્થ પરમાત્મપણું પ્રગટે છે. માર્ગ મૂકીને પ્રવર્તવાથી તે પદનું ભાન થતું નથી તથા શ્રી જિન વીતરાગ સર્વજ્ઞ પુરુષોની આશાતનારૂપ પ્રવૃત્તિ થાય છે. બીજો કંઇ મતભેદ નથી. મૃત્યુનું અવશ્ય આવવું છે." આ વાંચી તે પાછા હઠ્યા.

એક દિવસે શ્રીમદ્ સુરત પધારેલા ત્યારે મુનિઓ પાસે આવ્યા. તે વખતે શ્રી દેવકરણજીએ પ્રશ્ન પૂછ્યો, "શ્રી લલ્લુજી મહારાજ મને વ્યાખ્યાન આપી આવું ત્યારે અભિમાન કર્યું કહે છે, ધ્યાન કરું તેને તરંગરૂપ કહે છે; તો શું વીતરાગ પ્રભુ એમનું કરેલું સ્વીકારે અને મારું ન સ્વીકારે એવા પક્ષપાતવાળા હશે?"

શ્રીમદે શાંતિથી ઉત્તર આપ્યો, "સ્વચ્છંદથી જે જે કરવામાં આવે છે તે સઘળું અભિમાન જ છે, અસત્ સાધન છે અને સદ્ગુરુની આજ્ઞાથી જે કરવામાં આવે છે તે કલ્યાણકારી ધર્મરૂપ સત્સાધન છે."

સુરતમાં શ્રી લલ્લુજી સ્વામીને દશ બાર માસથી તાવ આવતો હતો. તે અરસામાં સુરતના એક લલ્લુભાઈ ઝવેરી દશબાર માસની માંદગી ભોગવી મરી ગયા ત્યારથી શ્રી લલ્લુજી સ્વામીને પણ ચિન્તા થવા લાગી કે વખતે દેહ છૂટી જશે તેથી પરમકૃપાળુ શ્રીમદ્જીને તેમણે ઉપરાઊપરી મુંબઈ પત્રો લખી વિનંતિ કરી કે, "હે! નાથ, હવે આ દેહ બચે તેમ નથી અને હું સમકિત વિના જઇશ તો મારો મનુષ્ય ભવ વૃથા જશે. કૃપા કરીને હવે મને સમકિત આપો." તેના ઉત્તરમાં શ્રીમદે અનંત કૃપા કરીને 'છ પદ'નો પત્ર લખ્યો અને સાથે જણાવ્યું કે દેહ છૂટવાનો ભય કર્તવ્ય નથી. વળી શ્રીમદ્ પોતે ફરી સુરત પધાર્યા ત્યારે તે 'છ પદ'ના પત્રનું વિશેષ વિવેચન કરી તેનો પરમાર્થ શ્રી લલ્લુજી સ્વામીને સમજાવ્યો અને તે પત્ર મુખપાઠ કરી તેનો વારંવાર વિચાર કરવાની તેમને ભલામણ કરી.

'છ પદ'ના પત્ર વિષે શ્રી લલ્લુજી સ્વામી પોતાના છેલ્લાં વર્ષોમાં વારંવાર ઉપદેશમાં કહેતા કે "એ પત્ર અમારી અનેક પ્રકારની વિપરીત માન્યતાઓ દૂર કરનાર છે, ન ઊભા રહેવા દીધા ઢુંઢિયામાં, ન રાખ્યા તપ્પામાં, ન વેદાન્તમાં પેસવા દીધા. કોઈપણ મતમતાંતરમાં ન પ્રવેશ કરાવતાં, માત્ર એક આત્મા ઉપર ઊભા રાખ્યા. એ ચમત્કારી પત્ર છે. જીવની યોગ્યતા હોય તો સમ્યક્ત્વ પ્રાપ્ત થાય તેવી વિચારણા ઉત્પન્ન કરાવે તેવો એ અદ્ભુત પત્ર છે. તે મુખપાઠ કરી વારંવાર વિચારતા રહેવા યોગ્ય છે."

સં. ૧૯૫૨નું ચાતુર્માસ શ્રી લલ્લુજીએ ખંભાતમાં કર્યું. સં. ૧૯૪૯માં મુંબઈ શ્રી લલ્લુજી પધાર્યા તે પહેલાં હરખચંદજી મહારાજ કાળ કરી ગયા હતા. પરંતુ શ્રીમદ્ રાજચંદ્રના સમાગમથી શ્રી લલ્લુજીની શ્રદ્ધા ફરી ગઈ છે, તે ગૃહસ્થને ગુરુ માને છે અને પહેલાં એકાંતરા ઉપવાસ કરતા તે બંધ કર્યા છે, એવી વાત સાધુ અને શ્રાવકમંડળમાં પ્રસિદ્ધિ પામી હતી. તેથી તેમના પ્રત્યે જનસમૂહનો પ્રેમ ઘટી ગયો હતો. તેની દરકાર કર્યા વિના શ્રી લલ્લુજી તો ગુરુ-ભક્તિમાં લીન રહેતા.

શ્રી અંબાલાલ આદિ ખંભાતના મુમુક્ષુઓ દર પૂર્ણિમાએ નિવૃત્તિ લઇ રાત્રિ-દિવસ ભક્તિમાં ગાળતા. એક પૂર્ણિમાને દિવસે શ્રી લલ્લુજી પણ તેમની સાથે રાત્રિ રહ્યા. ચાતુર્માસનો કાળ હોવાથી અને કોઈને કહ્યા વિના બહાર રાત્રે રહ્યા તેથી સંઘમાં મોટો વિક્ષેપ થયો. શ્રાવકશ્રાવિકા સમૂહને પણ એ વાત બહુ અપ્રિય લાગી અને લોકોનો શ્રી લલ્લુજી પ્રત્યેનો પ્રેમ વિશેષ ઉતરી ગયો.

સં. ૧૯૫૨માં પર્યુષણ પર શ્રીમદ્ રાજચંદ્ર નિવૃત્તિ લઈને ચરોતરમાં પધાર્યા હતા. કાવિઠા થઈને રાળજ શ્રીમદ્ પધાર્યા છે એવા સમાચાર મુનિશ્રી લલ્લુજીને મળ્યા. તેમણે વિચાર્યું કે હું દરરોજ આ ચાતુર્માસમાં નિવૃત્તિ અર્થે બહાર વનમાં જાઉં છું અને બપોરે આવીને આહાર લઉં છું તો આજે રાળજ સુધી દર્શન અર્થે જઈ આવું તો શું હરકત છે?

એમ વિચારી તે રાળજ તરફ ચાલ્યા. ગામ થોડે દૂર રહ્યું એટલે એક માણસ સાથે સંદેશો કહેવરાવ્યો કે ખંભાતના અંબાલાલભાઈ છે તેમને કહો કે એક મુનિ આવેલા છે તે તમને બોલાવે છે. ભાઈ અંબાલાલે આવીને કહ્યું કે "તમને આજ્ઞા નથી અને કેમ આવ્યા છો?" શ્રી લલ્લુજીએ કહ્યું કે "આજ્ઞા મગાવવા હું આટલે દૂર થોભ્યો છું. જો આજ્ઞાભંગ ગણાય એમ હોય તો હું અહીંથી ચાલ્યો જાઉં. બધા મુમુક્ષુઓને સમાગમ થાય છે અને મને એકલાને વિરહ વેઠવો પડે છે તે સહન નહીં થવાથી હું આવ્યો છું"

શ્રી અંબાલાલ બોલ્યા: "એમ તો તમને જવા ન દઉં. મને ઠપકો મળે. માટે કૃપાળુદેવ (શ્રીમદ્જી) આજ્ઞા કરે તેમ કરો. હું પૂછી આવું છું."

પછી શ્રી અંબાલાલે આવીને શ્રીમદ્‌ને વાત કરી ત્યારે તેમણે જણાવ્યું કે "મુનિશ્રીના ચિત્તમાં અસંતોષ રહેતો હોય તો હું તે તરફ નીકળીને સમાગમ કરાવું અને તેમના ચિત્તને વિષે શાંતિ રહે તો ભલે ચાલ્યા જાય" તે પ્રમાણે ભાઇ અંબાલાલે મુનિશ્રીને નિવેદન કર્યું એટલે "આજ્ઞાનું પાલન થાય તેમ મારે કરવું, માટે હું પાછો ચાલ્યો જાઉં છું," એમ કહી તે ખંભાત પધાર્યા. વિરહવેદના અને આશાભંગથી આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. પરંતુ આજ્ઞામાં વર્તવાથી આત્મકલ્યાણ છે અને પરમકૃપાળુ અવશ્ય કૃપા કરશે એવી શ્રદ્ધાથી તે રાત્રિ વ્યતીત કરી કે પ્રભાતમાં ખબર મળ્યા કે શ્રી સોભાગ્યભાઇ, શ્રી અંબાલાલ અને શ્રી ડુંગરશી ખંભાતમાં પધાર્યા છે. શ્રી સૌભાગ્યભાઈ ઉપાશ્રયે આવ્યા અને પરમકૃપાળુદેવે તેમને મુનિશ્રીને એકાન્તમાં વાત કરવાની કહેલી તે માટે શ્રી અંબાલાલને ત્યાં તેમને લઈ જઇ મેડે એકાન્તમાં પરમ કૃપાળુદેવે જણાવેલ સ્મરણમંત્ર જણાવ્યો અને દરરોજ પાંચ માળા ફેરવવાની આજ્ઞા કરી છે તેમ જણાવ્યું. તથા થોડા દિવસમાં ખંભાત પધારીને તેઓશ્રી સમાગમ કરાવશે એવા સમાચાર કહ્યા. તે સાંભળીને મુનિશ્રીની આંખમાં હર્ષનાં આંસુ ઉભરાયાં અને પ્રફુલ્લિત ભાવ થયા. શ્રી લલ્લુજીએ શ્રી સૌભાગ્યભાઇને વિનંતિ કરી કે "બીજા મુનિઓને આપ આ મંત્રપ્રસાદી કૃપા કરીને આપો." તેમણે જણાવ્યું કે "મને આજ્ઞા આપી નથી. આપ તેમને જણાવશો, એમ પરમકૃપાળુદેવે કહ્યું છે."

થોડા કાળ પછી શ્રીમદ્ રાજચંદ્ર રાળજથી વડવા (ખંભાત નજીક) પધાર્યા શ્રી લલ્લુજી સાથે બીજા પાંચ મુનિઓ પણ સામા દર્શન–સમાગમ અર્થે ત્યાં આવ્યા હતા. છએ મુનિઓને એકાન્તમાં શ્રીમદે બોલાવ્યા. બધા મુનિ શ્રીમદ્‌ને નમસ્કાર કરી બેઠા. શ્રી લલ્લુજીને વિરહવેદના અસહ્ય થઇ પડી હતી અને તેનું કારણ મુનિવેશ લાગતું તેથી તેમણે આવેશમાં આવીને કહ્યું, "હે! નાથ, આપના ચરણકમળમાં મને નિશદિન રાખો, આ મુહપત્તિ મારે જોઈતી નથી." એમ કહી મુહપત્તિ પરમ કૃપાળુદેવ આગળ નાખી. "મારાથી સમાગમનો વિયોગ સહન થઇ શકતો નથી," એમ બોલતાં તેમની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે જોઈ પરમકૃપાળુદેવની આંખમાંથી પણ અશ્રુધારા વહ્યા કરી. થોડો વખત મૌન રહી શ્રીમદે દેવકરણજીને કહ્યું, "મુનિશ્રીને આ મુહપત્તિ આપો; અને હમણાં રાખો"

શ્રીમદ્જી વડવા છ દિવસ રોકાયા ત્યાંસુધી સર્વ મુમુક્ષુ ભાઈબેનોને સાથે સમાગમ–બોધનો લાભ મળતો, તથા મુનિસમુદાયને એકાન્તમાં પણ તેમના સમાગમનો લાભ મળતો. સંપ્રદાયના

લોકો તથા સાધુવર્ગ આ છ મુનિઓની નિન્દા કરતા પણ તેથી યથાર્થ ધર્મ પ્રત્યે છએની વિશેષ દૃઢતા થઈ વળી શ્રી લલ્લુજીનો પુણ્યપ્રભાવ એટલો પડતો કે કોઈ તેમને મોઢે કહી શકતા નહીં

વડવાથી શ્રીમદ્જી નડિયાદ પધાર્યા ત્યા શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર રચ્યું તેની ચાર નકલ પ્રથમ કરાવી એક શ્રી લલ્લુજી સ્વામી ઉપર સ્વાધ્યાય માટે મોકલી અને સાથે પત્ર લખી જણાવ્યું કે આપને એકાન્તમા સ્વાધ્યાય અર્થે તે મોકલી છે શ્રી દેવકરણજીને પણ આગળ ઉપર તે હિતકારી થશે, તેમ છતા તેમને વિશેષ જિજ્ઞાસા જણાય તો સત્પુરુષના પરમ ઉપકારને આ ભવમા કદી નહી ઓળવવા જેટલી દૃઢ શ્રદ્ધા કરાવી તમારા સમાગમમા અવગાહવા હરકત નથી, વગેરે સૂચનાઓ લખી આત્માર્થમા દૃઢતા કરાવી હતી

શ્રી લલ્લુજી વનમા એકલા જઈ શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્રનો સ્વાધ્યાય કરતા તે વખતની વાત કરતા પોતે જણાવ્યું છે કે "તે વાચતા અને કોઈ કોઈ ગાથા બોલતા મારા આત્મામા આનદના ઉભરા આવતા એક એક પદમા અપૂર્વ માહાત્મ્ય છે એમ મને લાગ્યા કરતું 'આત્મસિદ્ધિ'નું મનન, સ્વાધ્યાય નિરતર રહ્યા કરી આત્મોલ્લાસ થતો કોઈની સાથે વાત કે બીજી ક્રિયા કરતા 'આત્મસિદ્ધિ'ની સ્મૃતિ રહેતી પરમકૃપાળુદેવની શાત મુખમુદ્રા કિંવા 'આત્મસિદ્ધિ'ની આનદ આપનારી ગાથાનું સ્મરણ સહજ રહ્યા કરતુ અન્ય કશું ગમતું નહીં બીજી વાતો પર તુચ્છ ભાવ રહ્યા કરતો માહાત્મ્ય માત્ર સદ્ગુરુ અને તેના ભાવનું આત્મામા ભાસ્યમાન થતું હતું"

સ ૧૯૫૩નું ચોમાસુ ખેડામા શ્રી લલ્લુજીએ કર્યું તેમના સ્વાધ્યાય અર્થે શ્રીમદે "મોક્ષમાર્ગ પ્રકાશ" ગ્રથ ખેડામા મોકલ્યો હતો તેમા સ્થાનકવાસી પથ વિષે ટીકા આવે છે તે વાચી શ્રી દેવકરણજીને ગમેલુ નહીં, અને ગ્રથ વાચવો બધ રાખેલો પણ ફરી પત્ર શ્રીમદ્ તરફથી મળ્યો કે કોઈ બાબત માટે ગ્રથ વાચતા ખળી રહેવા યોગ્ય નથી દોષદૃષ્ટિ તજી ગુણ-ગ્રાહી થવા પ્રેરણા કરી હતી તેથી પૂર્ણ સ્વાધ્યાય થતા તેની મહત્તા સમજાઈ હતી

***

## ૫

સ ૧૯૫૪ના ચાતુર્માસમા શ્રીમદ્ રાજચદ્ર નિવૃત્તિ લઈ ચરોતરમા ફરી પધાર્યા હતા તે વર્ષે શ્રી લલ્લુજીએ વસોમા ચાતુર્માસ કર્યું હતું અને શ્રી દેવકરણજીએ ખેડામા કર્યું હતું શ્રાવણ માસની શરૂઆતમા શ્રીમદ્ કાવિઠા પધાર્યા હતા ત્યાથી નડિયાદ થઈ વસો પધાર્યા શ્રી લલ્લુજીને શ્રીમદે પૂછ્યુ, "કહો, મુનિ, અહીં કેટલા દિવસ રહીએ?" શ્રી લલ્લુજીને મુબઈ સિવાય બીજે કયાય અઠવાડિયાથી વધારે સમાગમનો પ્રસગ મળેલો નહીં, તેથી તેમણે કહ્યુ, "એક માસ અહીં રહો તો સારુ" શ્રીમદ્ મૌન રહ્યા શ્રી દેવકરણજીને આ સમાચાર મળ્યા તેથી તે પણ શ્રીમદ્જીને ખેડા પધારવા પત્ર દ્વારા વિનતિ કરવા લાગ્યા પણ ભાઈ અબાલાલની સૂચનાથી શ્રી લલ્લુજીએ શ્રી દેવકરણજીને પત્રથી જણાવ્યું કે ચાતુર્માસ પછી સમાગમ કરાવવા તમે શ્રીમદ્જીને પત્ર લખો તો આપણુ બધાને લાભ મળે તો વિશેષ હિતકારી

થાય શ્રી દેવકરણજીનો તેવા ભાવાર્થનો પત્ર આવ્યો. ત્યારે શ્રીમદ્જીએ શ્રી લલ્લુજીને પૂછ્યું, "મુનિશ્રી દેવકરણજીને પત્ર કોણે લખ્યો ?" શ્રી લલ્લુજીએ અંબાલાલનું નામ ન લેતાં કહ્યું, "મેં પત્ર લખ્યો હતો." શ્રીમદે કહ્યું, "આ બધું કામ અંબાલાલનું છે, તમારું નથી."

શ્રી લલ્લુજી ગામમાં આહારપાણી લેવા જતા ત્યારે ગામના અમીન વગેરે મોટા મોટા માણસોને કહેતા કે મુંબઈથી એક મહાત્મા પધાર્યા છે, તે બહુ વિદ્વાન છે. તેમનું વ્યાખ્યાન સાંભળશો તો બહુ લાભ થશે. તેથી ઘણા માણસો શ્રીમદ્ પાસે આવતા. અને જ્ઞાનવાર્તાનો લાભ લેતા. શ્રી લલ્લુજીને શ્રીમદે કહ્યું, "તમારે બધા મુનિઓએ બધા લોક આવે ત્યારે ન આવવું." તેથી તેમને ઘણો પસ્તાવો થયો કે એક માસના સમાગમની માગણી કરી હતી, પણ આમ અંતરાય આવી પડ્યો. તેથી બોધની પિપાસા બહુ વધી. માત્ર વનમાં શ્રીમદ્ બહાર જતા ત્યારે બધા મુનિઓને જ્ઞાનવાર્તાનો લાભ મળતો.

એક દિવસ વનમાં વાવ પાસે શ્રીમદ્ મુનિઓ સાથે વાત કરતા બેઠા હતા. ચતુરલાલજી મુનિ તરફ જોઈને શ્રીમદે પૂછ્યું, "તમે સંયમ ગ્રહણ કર્યો ત્યારથી આજસુધીમાં શું કર્યું ?" ચતુરલાલજીએ કહ્યું, "સવારે ચાનું પાત્ર ભરી લાવીએ છીએ તે પીએ છીએ; તે પછી છીંકણી વહોરી લાવીએ તે સૂંઘીએ છીએ; પછી આહારના વખતે આહારપાણી વહોરી લાવીએ છીએ. તે આહારપાણી વાપર્યા પછી સૂઈ રહીએ છીએ. સાંજે પ્રતિક્રમણ કરીએ છીએ અને રાત્રે સૂઈ રહીએ છીએ."

શ્રીમદે વિનોદમાં કહ્યું, "ચા અને છીંકણી વહોરી લાવવી અને આહાર પાણી કરી સૂઈ રહેવું તેનું નામ જ્ઞાન, દર્શન, ચારિત્ર ?

પછી આત્મજાગૃતિ અર્થે બોધ આપી શ્રી લલ્લુજીને ભલામણ કરતાં શ્રીમદે કહ્યું, "બીજા મુનિઓનો પ્રમાદ છોડાવી ભણવા તથા વાંચવામાં સ્વાધ્યાય–ધ્યાનમાં કાળ વ્યતીત કરાવવો અને તમારે સર્વેએ એક વખત દિવસમાં આહાર કરવો. ચા તથા છીંકણી વિના-કારણે હમ્મેશાં લાવવાં નહીં. તમારે સંસ્કૃતનો અભ્યાસ કરવો."

મુનિશ્રી મોહનલાલજીએ પૂછ્યું, "મહારાજશ્રી તથા દેવકરણજીની અવસ્થા થઈ છે અને ભણવાનો જોગ ક્યાંથી બને ?"

શ્રીમદે તેના ઉત્તરમાં જણાવ્યું, "યોગ બની આવ્યેથી અભ્યાસ કરવો અને તે થઈ શકે છે; કેમકે વિક્ટોરિયા રાણીની વૃદ્ધ અવસ્થા છે. છતાં બીજા દેશની ભાષાનો અભ્યાસ કરે છે"

એક વખત મુનિશ્રી મોહનલાલજીએ શ્રીમદ્‌ને પૂછ્યું, "મારે ધ્યાન શી રીતે કરવું ?"

શ્રીમદે ઉત્તર આપ્યો, "શ્રી લલ્લુજી મહારાજ ભક્તિ કરે તે વખતે તમારે કાયોત્સર્ગ કરી સાંભળ્યા કરવું, અર્થનું ચિન્તન કરવું."

શ્રી લલ્લુજી સ્વામીને શ્રીમદે જણાવ્યું, "જે કોઈ મુમુક્ષુભાઈઓ તેમજ બેનો તમારી પાસે આત્માર્થ–સાધન માગે તેને આ પ્રમાણે આત્મહિતનાં સાધન બતાવવાં:—

૧. સાત વ્યસનના ત્યાગનો નિયમ કરાવવો.

૨. લીલોતરીનો ત્યાગ કરાવવો.

૩ કંદમૂળનો ત્યાગ કરાવવો

૪ અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ કરાવવો

૫ રાત્રિભોજનનો ત્યાગ કરાવવો

૬ પાચ માળા ફેરવવાનો નિયમ કરાવવો

૭ સ્મરણ—મત્ર બતાવવો

૮ ક્ષમાપનાનો પાઠ અને વીસ દોહરાનું પઠન, મનન નિત્ય કરવા જણાવવુ

૯ સત્સમાગમ અને સત્શાસ્ત્રનું સેવન કરવા જણાવવુ "

શ્રીમદે લખેલ આભ્યતર નોધ–પોથીમાથી અમુક ભાગ શ્રી લલ્લુજીને લાભકારક હતો તે ઉતારી લેવા તે નોધપોથી શ્રીમદે શ્રી લલ્લુજીને એક દિવસે આપી તે ભાગ ઉપરાત બીજી નોધ વાચતા તે આકર્ષક લાગતા છૂટા પાન ઉપર તેમાની બીજી નોધો પણ ઉતારી લીધી, અને સવારે દર્શનાર્થે જઇશુ ત્યારે તેમની આજ્ઞા લઈશુ, એમ વિચાર્યું, કારણકે રાત્રે મુનિથી બહાર જવાય નહી સવારે શ્રીમદ્ પાસે જઈને તેમણે જણાવેલી નોધવાળા તેમજ વધારે ઉતારો કરી લીધેલા પાના મૂકી શ્રી લલ્લુજીએ જણાવ્યું કે " રાત્રિ પડી ગઈ એટલે આજ્ઞા લેવા અવાયુ નહી, અને માસ પૂરો થવા આવ્યો હોવાથી પછી વખત નહી મળે જાણી વગર આજ્ઞાએ થોડી નોધોના ઉતારા કરી લીધા છે "

તે સાભળી શ્રીમદે બધા પાન અને નોધપોથી પોતાની પાસે રાખી લીધા, તેમને કઇ આપ્યુ નહી તેથી તેમને ઘણો પસ્તાવો થયો અને શ્રી અબાલાલને તે વાત જણાવી તેમણે પણ શ્રી લલ્લુજીને આજ્ઞા વગર ઉતારો કર્યા બદલ ઠપકો આપ્યો પણ હવે આજ્ઞા કરેલા પાન અપાવવા શ્રી અબાલાલ દ્વારા શ્રીમદ્ને વિનતિ જણાવી શ્રીમદે શ્રી અબાલાલને થોડા પાન આપી સારા અક્ષરે લખી શ્રી લલ્લુજીને આપવા જણાવ્યુ તે પ્રમાણે તેમણે ઉતારો કરી આપ્યો તેમા આજ્ઞા કરેલ તેમજ થોડી બીજી નોધો પણ હતી તેનુ ધ્યાન કરવા શ્રી લલ્લુજીને શ્રીમદે આજ્ઞા કરી ઘણી તીવ્ર પિપાસા પછી પ્રાપ્ત થયેલ આ સાધનથી શ્રી લલ્લુજીને પરમ શાતિ પ્રાપ્ત થઇ હતી

છેલ્લે દિવસે શ્રી લલ્લુજીને એકાન્તમા શ્રીમદ્જીએ એક કલાક બોધ આપ્યો અને દૃષ્ટિ રાગ પલટાવી આત્મદૃષ્ટિ કરાવી શ્રી લલ્લુજીને તે આશય સમજાયો ત્યારે શ્રીમદ્જી બોલતા અટકી ગયા

વસોમા એક માસ પૂર્ણ થયો તે દિવસે શ્રીમદે શ્રી લલ્લુજીને કહ્યુ, " કેમ મુનિ, તમારી માગણી પૂરી થઇ ? એક માસની તમારી માગણી પ્રમાણે રહ્યા " શ્રી લલ્લુજીને મનમા લાગ્યુ કે વિશેષ માગણી કરી હોત તો સારુ પછી સર્વ મુનિઓને જાગૃતિનો ઉપદેશ આપતા શ્રીમદે જણાવ્યુ, " હે ! મુનિઓ, અત્યારે જ્ઞાની પુરુષના પ્રત્યક્ષ સમાગમમા પ્રમાદ કરો છો પણ જ્ઞાનીપુરુષ નહીં હોય ત્યારે પશ્ચાત્તાપ પામશો પાચસો પાચસો ગાઉ પર્યટન કરવા છતા જ્ઞાનીનો સમાગમ થશે નહીં "

શ્રીમદ્ વસોથી ઉત્તરસંડા વનક્ષેત્રે એક માસ રહી ખેડા પધાર્યા અને શ્રી દેવકરણજી મુનિને ત્રેવીસ દિવસ સમાગમ કરાવ્યો તેનું વર્ણન કરતાં શ્રી લલ્લુજીને એક પત્રમાં તેઓ લખે છે:—

"'ઉત્તરાધ્યયન'ના બત્રીસમા અધ્યયનનો બોધ થતાં અસદ્‌ગુરુની ભ્રાન્તિ ગઈ, સદ્‌ગુરુની પરિપૂર્ણ પ્રતીતિ થઇ. અત્યંત નિશ્ચય થયો, રોમાંચ ઉલ્લસ્યાં; સત્પુરુષની પ્રતીતિનો દૃઢ નિશ્ચય રોમ રોમ ઉતરી ગયો. આજ્ઞાવશ વૃત્તિ થઈ....

આપે કહ્યું તેમ જ થયું—ફળ પાકયું, રસ ચાખ્યો, શાંત થયા. આજ્ઞા વડીએ હમ્મેશાં શાંત રહીશું. એવી વૃત્તિ ચાલે છે કે જાણે સત્પુરુષના ચરણમાં મોક્ષ પ્રત્યક્ષ નજરે આવે છે. પરમકૃપાળુદેવે પૂર્ણ કૃપા કરી છે....

અમે એક આહારનો વખત એળે ગુમાવીએ છીએ; બાકી તો સદ્‌ગુરુસેવામાં કાળ વ્યતીત થાય છે, એટલે બસ છે. તેનું તે જ વાકય તે જ મુખમાંથી જ્યારે શ્રવણ કરીએ છીએ ત્યારે નવું જ દીસે છે.........

સર્વોપરી ઉપદેશમાં એમ આવ્યા કરે છે કે શરીર કૃશ કરી, માંહેનું તત્ત્વ શોધી, કલેવરને ફેંકીને ચાલ્યા જાઓ; વિષય—કષાયરૂપ ચોરને અંદરથી બહાર કાઢી, બાળી—જાળી ફૂંકી મૂકી તેનું સ્નાનસૂતક કરી, દહાડોપવાડો કરી શાંત થાઓ, છૂટી જાઓ, શમાઈ જાઓ; શાંતિ, શાંતિ, શાંતિ થાઓ; વહેલા વહેલા તાકીદ કરો; જ્ઞાની સદ્‌ગુરુનાં ઉપદેશેલાં વચનો સાંભળીને એક વચન પણ પૂર્ણ પ્રેમથી ગ્રહણ કરે, એક પણ સદ્‌ગુરુ વચનનું પૂર્ણ પ્રેમથી આરાધન કરે તો તે આરાધના એ જ મોક્ષ છે, મોક્ષ બતાવે છે."

ચાતુર્માસ પૂરો થતાં સર્વ સાતે મુનિઓ નડિયાદ એકત્ર થયા. ત્યાં આશરે દોઢ માસ સુધી અલ્પ આહાર, અલ્પ નિદ્રા, વગેરે નિયમોનું પાલન કરી દિવસનો ઘણોખરો કાળ પુસ્તકવાચન, મનન, ભક્તિ, ધ્યાનાદિમાં ગાળતા. ખેડા તેમજ વસોમાં શ્રીમદ્જીનાં સમાગમ—બોધ થયેલ તેનું વિવેચન સ્મરણ કરી પરસ્પર વિનિમય ( આપ લે ) કરતા.

***

## ૬

નડિયાદથી શ્રી દેવકરણજી આદિ અમદાવાદ તરફ વિહાર કરવાના હતા અને શ્રી લલ્લુજી આદિ ખંભાત તરફ પધારવાના હતા. તેવામાં સમાચાર મળ્યા કે શ્રીમદ્જી મુંબઈથી ઈડર નિવૃત્તિ અર્થે આજે પધાર્યા. એટલે શ્રી લલ્લુજીએ ખંભાત જવાનું બંધ રાખી ઈડર તરફ વિહાર કર્યો; કારણ કે વસોમાં ઘણા માણસોનો પરિચય રહેવાથી બરાબર બોધનો લાભ નહિ મળેલો તેનો મનમાં તેમને ખેદ રહેલો હતો.

શ્રી દેવકરણજીએ શ્રી લલ્લુજીને કહ્યું, "અમારે પણ બોધનો લાભ લેવો છે. ઘણા દિવસ

બોધ દીધો છે તમારે આત્મહિત કરવું છે, તો શું અમારે નથી કરવું ?" એમ કહી તેમનું શરીર નરમ હોવા છતા ધીમે ધીમે તે પણ ઈડર તરફ વિહાર કરવા લાગ્યા

શ્રી લલ્લુજી, શ્રી મોહનલાલજી અને શ્રી નરસિંહરખ એ ત્રણે ઉતાવળે વિહાર કરી ઇડર વહેલા પહોચ્યા શ્રી લલ્લુજી શ્રીમદ્‌જીના ઉતારાની તપાસ કરવા પ્રાણજીવન ડૉકટરના દવાખાના તરફ ગયા શ્રીમદ્‌જીએ દૂરથી મુનિશ્રીને જોઇને તેમની સેવામા રહેલા ભાઈ ઠાકરશીને કહ્યુ કે તેમને વનમા લઈ જા પાછળ પોતે પણ ત્યા ગયા એક આંબાના ઝાડ નીચે મુનિશ્રીને પોતે બોલાવી ગયા અને પૂછીને જાણી લીધુ કે ત્રણ મુનિઓ પહેલા આવી પહોચ્યા છે અને ચાર પાછળ આવે છે તે જાણી શ્રીમદ્ સહજ ખીજાઇને બોલ્યા, "તમે શા માટે પાછળ પડયા છો ? હવે શુ છે ? તમને જે સમજવાનું હતું તે જણાવ્યુ છે તમે હવે કાલે વિહાર કરી ચાલ્યા જાઓ દેવકરણજીને અમે ખબર આપીએ છીએ તેથી તે આ સ્થળે નહીં આવતા બીજા સ્થાને વિહાર કરી પાછા જશે અમે અહીં ગુપ્ત રીતે રહીએ છીએ, કોઇના પરિચયમા અમે આવવા ઇચ્છતા નથી, અપ્રસિદ્ધ રહીએ છીએ ડૉકટરના તરફ આહાર લેવા નહીં આવતા, બીજા સ્થાનેથી લેજો કાલે વિહાર કરી જવુ "

શ્રી લલ્લુજીએ વિન તિ કરી "આપની આજ્ઞા પ્રમાણે ચાલ્યા જઈશુ પર તુ મોહન લાલજી અને નરસિંહરખને અહીં આપના દર્શન થયા નથી માટે આપ આજ્ઞા કરો તો એક દિવસ રોકાઈ, પછી વિહાર કરીએ "

શ્રીમદે જણાવ્યુ, " ભલે, તેમ કરજો "

બીજે દિવસે તે જ આંબા નીચે ત્રણે મુનિઓ ગયા શ્રીમદ્‌જી પણ ત્યા પધાર્યા, તે વખતે 'દ્રવ્યસ ગ્રહ'ની નીચેની ગાથાઓ તેઓશ્રી મોટા અવાજે બોલતા બોલતા આવ્યા હતા, તે ઘણા વખત સુધી નીચે બેઠા પછી પણ બોલાયા જ કરી

" मा मुज्झह मा र-जह मा दुस्सह इट्ठनिट्ठ अट्ठेसु ।
थिरमिच्छह जइ चित्त विचित्तझाणपसिद्धिए ॥
ज किंचिवि चि ततो णिरीहवित्ती हवे जदा साहु ।
लद्धुणय एयत्त तदाहु त तस्स णिच्छय ज्झाण ॥
मा चिट्ठह, मा जपह, मा चिंतह किंवि जेण होइ थिरो ।
अप्पा अप्पम्मि रओ इणमेव पर हवे ज्झाण ॥ "[1]

---

૧ અર્થ —વિચિત્ત-અનેક પ્રકારના કે નિર્વિકલ્પ-ધ્યાનની સિદ્ધિ ઈચ્છતા હો તો ઈષ્ટ-અનિષ્ટ પદાર્થોમા રાગ-દ્વેષ-મોહ ન કરો (૪૮)

કોઈ પણ પ્રકારનુ ચિંતવન કરતા જ્યારે મુનિ એકાગ્રપણુ પામીને નિસ્પૃહવૃત્તિવાળા થાય ત્યારે તેમને નિશ્ચય ધ્યાનની પ્રાપ્તિ કહી છે (૫૫)

કોઇ પણ પ્રકારની (શરીરની) ચેષ્ટા ન કરો, કોઈ પણ પ્રકારે (વચનનો) ઉચ્ચાર ન કરો, કોઇ પણ પ્રકારે (મનથી) વિચાર ન કરો, તો તમે સ્થિર થશો. એમ આત્મા આત્મામા રમણ કરે તે પ્રકાર પરમ ધ્યાનનો છે (૫૬)

લગભગ અડધા કલાક સુધી ગાથાની ધૂન ચાલુ રહી પછી પોતે સમાધિસ્થ થયા. સર્વત્ર શાંતિ પ્રસરી. કલાક પછી "વિચારશો" એટલું બોલી ત્યાંથી ચાલી નીકળ્યા. લઘુશંકાદિ કારણે જતા હશે એમ ધારી મુનિઓ થોડી વાર થોભ્યા. પણ તે પાછા ફર્યા નહિ. એટલે મુનિઓ ઉપાશ્રયે પાછા આવ્યા. આહારપાણી લાવી, પરવારીને બેઠા હતા; તે વખતે ભાઈ ઠાકરશી ઉપાશ્રયમાં આવ્યા તેમને શ્રી લલ્લુજી સ્વામીએ પૂછ્યું, "દેવકરણજીને પત્ર લખવા સંબંધી શું થયું ?" ઠાકરશીએ કહ્યું, "પત્ર લખેલ છે, પણ રવાના કર્યો નહિ."

તે જ દિવસે સાંજના શ્રી દેવકરણજી વગેરે ઇડર આવી પહોંચ્યા. શ્રીમદે સાતે મુનિઓને ડુંગર પરનાં શ્વેતાંબર અને દિગંબર બન્ને દેરાસર ઉઘડાવી દર્શન કરાવવા ઠાકરશીને મોકલ્યા. આ સાતે સ્થાનકવાસી મુનિઓએ સદ્‌ગુરુ-આજ્ઞાથી જિનપ્રતિમાનાં દર્શન પ્રથમ ઈડરમાં કર્યાં. તે નિમિત્તે તેમને અપૂર્વ ઉલ્લાસ થયો. ડુંગર ઉપરનાં શ્રીમદે જણાવેલાં બધાં સ્થળો ઠાકરશીએ બધા મુનિઓને બતાવ્યાં. એક ટેકરી ઉપર દિગંબર મુનિઓનાં સમાધિ-સ્થાન તથા સ્મરણ-સ્તૂપો છે તથા નજીકમાં સ્મશાન, કુંડ, ગુફા છે તે પણ જોવા મુનિઓને મોકલ્યા હતા.

ત્રીજે દિવસે તે જ આંબા નીચે આવવાની આજ્ઞા થયેલી તે પ્રમાણે સાતે મુનિઓ રાહ જોતા હતા; તેવામાં શ્રીમદ્‌જી પધાર્યા. શિયાળાની ઠંડી પણ હતી અને શ્રી દેવકરણજીનું શરીર અશક્ત હતું. તેથી તે ધ્રૂજતા જણાયા એટલે લક્ષ્મીચંદ્રજી મુનિએ શ્રી દેવકરણજીને પોતાનું ઓઢેલું કપડું ઓઢાડ્યું. તે જોઈ શ્રીમદ્‌જી બોલ્યા : "ટાઢ વાય છે ? ટાઢ ઉડાડવી છે ?" એમ કહી તે એકદમ ત્વરાથી ચાલવા લાગ્યા. બધા પાછળ ઝડપથી ચાલ્યા. કાંટા, કાંકરા, ઝાંખરાં વટાવી શ્રીમદ્‌જી થોડે દૂર એક ઊંચી શિલા હતી ત્યાં જઈ પૂર્વ તરફ મુખ રાખીને બિરાજ્યા બધા મુનિઓ સન્મુખ આવીને બેઠા.

ઈડરના પુસ્તકભંડારને ઘણાં વર્ષોથી શ્વેતાંબર, દિગંબરોની માલિકી સંબંધી તકરારને લઇને તાળાં વાસેલાં રહ્યાં હતાં. તે ભંડાર જોવાની તક શ્રીમદ્‌જીને ઈડરના મહારાજાની ઓળખાણથી મળી હતી. તેમાંથી 'દ્રવ્યસંગ્રહ' ગ્રંથ હસ્તાક્ષરે લખેલો શ્રીમદ્‌જી અત્ર લાવ્યા હતા. તે અર્ધો ગ્રંથ અહીં સર્વને વાંચી સંભળાવ્યો. એટલામાં શ્રી દેવકરણજી બોલી ઊઠ્યા : "હવે અમારે ગામમાં જવાની શી જરૂર છે ?"

શ્રીમદે કહ્યું, "કોણ કહે છે કે જાઓ."

શ્રી દેવકરણજીએ કહ્યું, "શું કરીએ ? પેટ પડ્યું છે."

શ્રીમદે કહ્યું, "મુનિઓને પેટ છે તે જગતના કલ્યાણને અર્થે છે. મુનિને પેટ ન હોત તો ગામમાં ન જતાં પહાડની ગુફામાં વસી કેવળ વીતરાગ ભાવે રહી જંગલમાં જ વિચરત. તેથી જગતના કલ્યાણરૂપ થઇ શકત નહીં. તેથી મુનિનું પેટ જગતના હિતાર્થે છે."

ધ્યાનનો વિષય ચર્ચતાં શ્રીમદ્‌જીએ કહ્યું : "ધ્યાનની અંદર જેવું ચિંતવે તેવું યોગાભ્યાસીને દેખાય. દૃષ્ટાન્ત તરીકે, ધ્યાનમાં આત્માને પાડા જેવો ચિંતવી આ પહાડ જેવડું પૂંછડું હોવાનું ચિંતવે તો તેને આત્મા તેરૂપે ભાસે છે પણ વસ્તુતઃ તે આત્મા નથી. પણ તેને જાણનાર જે છે તે આત્મા છે."

એક દિવસે તે સાકેનિક આમ્રવૃક્ષ નીચે સાને મુનિઓ સાથે શ્રીમદ્જી બિરાજ્યા હતા ત્યારે મુનિ મોહનલાલજીએ શ્રીમદ્જીને ફરિયાદ કરી "આહાર કરી રહ્યા પછી મને મુહપત્તી બાધતા વાર લાગે છે તેથી મહારાજ (શ્રી લલ્લુજી) મને દડ આપે છે"

શ્રીમદ્જીએ કહ્યુ, "બધા મુહપત્તી કાઢી નાખો અને ઈડરની આસપાસ વીસ ગાઉ સુધી બાધશો નહી કોઈ આવીને પૂછે તો શાતિથી વાતચીત કરીને તેના મનનું સમાધાન કરવું"

કલ્પવૃક્ષ સમાન એ આમ્રવૃક્ષ નીચે છેલ્લે દિવસે સાતે મુનિઓ વહેલા આવીને શ્રીમદ્જીની રાહ જોતા હતા એટલામા પોતે પધાર્યા અને વિકટ રસ્તે સર્વને દોરીને ચાલવા લાગ્યા વેલસીરખ નામે એક વૃદ્ધ મુનિ બોલ્યા, "આજે મડળમાથી એકાદ જણને અહીં મૂકીને જશે કે શું? આ ઉપર જવાનો માર્ગ બહુ વિકટ છે અને આપણને તો અત્યારથી અતર પડે છે તેઓશ્રી તો ઘણા ઉતાવળા ઉપર ચઢે છે"

શ્રીમદ્જી વહેલા ઉપર પહોચી એક વિશાળ શિલા ઉપર બિરાજ્યા, પછી સાતે મુનિઓ આવીને સન્મુખ બેઠા શ્રીમદ્ બોલ્યા, "અહીં નજીકમા એક વાઘ રહે છે, પણ તમે સર્વ નિર્ભય રહેજો" સિદ્ધશિલા અને સિદ્ધસ્વરૂપની વાત ચર્ચાયા પછી શ્રીમદે પૂછ્યુ, "આપણે આટલે ઊચે બેઠા છીએ, તે કોઈ નીચેનો માણસ તળેટી ઉપરથી દેખી શકે?"

શ્રી લલ્લુજીએ કહ્યુ, "ના, ન દેખી શકે"

શ્રીમદે કહ્યું, "તેમ જ નીચેની દશાનો જીવ ઊચી દશાવાળા જ્ઞાનીનું સ્વરૂપ જાણી શકતો નથી પણ યોગ્યતા પ્રાપ્ત થાય, અને ઉચ્ચ દશામા આવે તો દેખી શકે આપણે ડુગર ઉપર ઉચ્ચ સ્થાને હોવાથી આખુ શહેર અને દૂર સુધી જોઇ શકીએ છીએ પણ નીચે ભૂમિ ઉપર ઊભેલો માત્ર તેટલી ભૂમિને દેખી શકે છે તેથી જ્ઞાની ઉચ્ચ દશાએ રહી નીચેનાને કહે છે, 'તું થોડે ઊચે આવ, પછી જો, તને ખબર પડશે"

પછી શ્રીમદ્જીએ બધા મુનિઓને કહ્યું, "તમે પદ્માસન વાળી બેસી જાઓ અને જિન મુદ્રાવત્ બની 'દ્રવ્યસગ્રહ'ની ગાથાઓનો અર્થ ઉપયોગમા લો" તે પ્રમાણે બધા બેસી ગયા પછી શ્રીમદ્જી 'દ્રવ્યસગ્રહ'ની ગાથાઓ મોટા અવાજે બોલવા લાગ્યા અને તેનો અર્થ પણ કરતા, પછી પરમાર્થ કહેતા એમ આખો 'દ્રવ્યસગ્રહ' ગ્રથ પરિપૂર્ણ સભળાવ્યો, સમજાવ્યો ત્યાસુધી તે જ આસને બધા મુનિઓ અચળપણે રહ્યા

શ્રી દેવકરણજી ઉલ્લાસમા આવીને બોલી ઊઠ્યા "અત્યાર-સુધીમા જે જે સમાગમ પરમ ગુરુનો થયો તેમા આ સમાગમ, અહો! સર્વોપરી થયો જેમ દેરાસરના શિખર ઉપર કળશ ચઢાવવામા આવે છે તેમ આ પ્રસગથી થયું છે"

પછી શ્રીમદે કહ્યું, "આત્માનુશાસન ગ્રથના કર્તા શ્રી ગુણભદ્રાચાર્ય તે ગ્રથના પાછળના ભાગમા અતિ અદ્ભુત જ્ઞાનમા રેલ્યા છે, આત્માના સ્વરૂપનું વિશેષ વર્ણન સ્પષ્ટ બતાવે છે" એમ કહી તે ભાગ પણ વાચી સભળાવ્યો

તે સાકેતિક આબા નીચે શ્રીમદ્જીએ મુનિઓને કહ્યુ, "મુનિઓ, જીવની વૃત્તિ તીવ્ર પણાથી પણ પડી જાય છે અબાલાલની વૃત્તિ અને દશા પ્રથમ ભક્તિ અને વૈરાગ્યાદિ કારણે

ઉચ્ચ થતાં તેને એવી લબ્ધિ પ્રગટ થઇ હતી કે અમે ત્રણચાર કલાક બોધ કર્યો હોય તે બીજે દિવસે કે ત્રીજે દિવસે લખી લાવવાનું કહીએ તો તે સંપૂર્ણ અને અમારા શબ્દોમાં લખી લાવતા હતા. હાલ પ્રમાદ અને લોભ આદિના કારણે વૃત્તિ શિથિલ થઈ છે. તે દોષ તેનામાં પ્રગટ થશે એમ અમે બાર માસ પહેલાં જાણતા હતા."

શ્રી લલ્લુજીને તે સાંભળી ખેદ થયો, તેથી શ્રીમદ્જીને પૂછ્યું, "શું તે એમ જ રહેશે?" શ્રીમદ્જીએ કહ્યું, "મુનિ ખેદ કરશો નહીં. જેમ નદીના પ્રવાહમાં તણાતું પાંદડું એક જાળા આડે અટકી જાય, પણ ફરી પૂર-પ્રવાહના વહનમાં જાળાથી જુદું પડીને મહાસમુદ્રમાં જઈને મળે છે; તેમ તેનો પ્રમાદ અમારાથી દૂર થશે અને પરમપદને પામશે."

બે-અઢી માસ પર્યંત ઈડરની આજુબાજુના પ્રદેશમાં શ્રી લલ્લુજી વિચર્યા. પછી ખેરાળુ થઈ નડિયાદ આવી સં. ૧૯૫૫નું ચાતુર્માસ ત્યાં જ કર્યું.

***

## ૭

મુંબઈમાં શ્રી લલ્લુજી સ્વામીનું ચોમાસું થયા પછી શ્રીમદ્જી સાથેનો પરિચય તથા પત્ર-વ્યવહાર વધી ગયો અને સદ્ગુરુ પ્રત્યેના પ્રેમની વૃદ્ધિ છુપાવી છૂપી રહે તેમ નહોતી. શ્રી યશોવિજયજીએ સુમતિનાથ પ્રભુના સ્તવનમાં કહ્યું છે તેમ બન્યું હતું:—

> "સજ્જનશું જે પ્રીતડીજી છાની તે ન રખાય;
> પરિમલ કસ્તુરી તણોજી મહીમાંહે મહકાય.
> સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ.
>
> ઢાંકી ઈક્ષુ પરાલશુંજી ન રહે લહી વિસ્તાર,
> વાચક યશ કહે પ્રભુતણોજી તેમ મુજ પ્રેમ-પ્રકાર.—સોભાગી."

સુરત, કઠોર થઈ સં. ૧૯૫૨માં ખંભાતમાં શ્રી લલ્લુજીએ ચોમાસું કર્યું તે પહેલાં પણ સં. ૧૯૫૦માં પત્ર-વ્યવહાર સંબંધે ખંભાત સંઘાડામાં ચર્ચા ચાલેલી તેથી શ્રીમદ્જીને એક પત્રમાં નીચે પ્રમાણે શ્રી લલ્લુજી પ્રત્યે જણાવવું થયું હતું:—

"લોક-સમાગમ વધે, પ્રીતિ-અપ્રીતિનાં કારણો વધે, સ્ત્રિયાદિના પરિચયમાં આવવાનો હેતુ થાય, સંયમ ઢીલો થાય, તે તે પ્રકારનો પરિગ્રહ વિનાકારણે અંગીકૃત થાય, એવાં સન્નિપાતી અનંત કારણો દેખી પત્રાદિનો નિષેધ કર્યો છે, તથાપિ તે પણ અપવાદસહિત છે......કોઈ જ્ઞાની પુરુષનું દૂર રહેવું થતું હોય, તેમનો સમાગમ થવો મુશ્કેલ હોય અને પત્ર-સમાચાર સિવાય બીજો કોઈ ઉપાય ન હોય તો પછી આત્મહિત સિવાય બીજા સર્વ પ્રકારની બુદ્ધિનો ત્યાગ કરી તેવા જ્ઞાની પુરુષની આજ્ઞાએ કે કોઈ મુમુક્ષુ સત્સંગીની સામાન્ય આજ્ઞાએ તેમ કરવાનો જિનાગમથી નિષેધ થતો નથી, એમ જણાય છે; કારણ કે પત્ર-સમાચાર લખવાથી આત્મહિત નાશ પામતું હતું, ત્યાં જ તે ના સમજાવી છે. જ્યાં આત્મહિત પત્રસમાચાર નહીં હોવાથી નાશ પામતું હોય, ત્યાં પત્રસમાચારનો નિષેધ એમ જિનાગમથી કેમ બને?........

એ પ્રકારે વિચારવાથી જિનાગમમા જ્ઞાન, દર્શન, સયમના રક્ષણાર્થે પત્રસમાચારાદિ વ્યવહાર પણ સ્વીકારવાનો સમાવેશ થાય છે, તથાપિ તે કોઈક કાળ અર્થે, કોઈ મોટા પ્રયોજને, મહાત્મા પુરુષોની આજ્ઞાથી કે કેવળ જીવના કલ્યાણના જ કારણમા તેનો ઉપયોગ કોઈક પાત્રને અર્થે છે, એમ સમજવા યોગ્ય છે નિત્ય-પ્રતિ અને સાધારણ પ્રસગમા પત્રસમાચારાદિ વ્યવહાર ઘટે નહી. જ્ઞાનીપુરુષ પ્રત્યે તેની આજ્ઞાએ નિત્યપ્રતિ પત્રાદિ વ્યવહાર પણ ઘટે છે

તમને સર્વ પચ્ચખાણ હોય તો પછી પત્ર ન લખવાના જે પચ્ચખાણ સાધુએ આપ્યા છે તે અપાય નહી, તથાપિ આપ્યા તોપણ હરકત ગણવી નહી તે પચ્ચખાણ પણ જ્ઞાનીપુરુષની વાણીથી રૂપાતર થયા હોત તો હરકત નહોતી, પણ સાધારણપણે રૂપાતર થયા છે તે ઘટારત નથી થયુ

મૂળ સ્વાભાવિક પચ્ચખાણનો અત્રે વ્યાખ્યા-અવસર નથી, લોકપચ્ચખાણની વાતનો અવસર છે, તથાપિ તે પણ સાધારણપણે પોતાની ઈચ્છાએ તોડવા ઘટે નહી, એવો હમણા તો દૃઢ વિચાર જ રાખવો ગુણ પ્રગટવાના સાધનમા જ્યારે રોધ થતો હોય ત્યારે તે પચ્ચખાણ જ્ઞાની પુરુષની વાણીથી કે મુમુક્ષુજીવના પ્રસગથી સહજ આકારફેર થવા દઈ રસ્તા પર લાવવા, કારણકે વગર કારણે લોકોમા અદેશો થવા દેવાની વાર્તા યોગ્ય નથી

તમે શ્રી અબાલાલને પત્ર લખ્યા વિષેમા ચર્ચા થઈ તે જોકે ઘટારત થયું નથી તમને કાઈ પ્રાયશ્ચિત્ત આપે તો લેવું, પણ કોઈ જ્ઞાનવાર્તા લખવાને બદલે લખાવવામા તમારે અડચણ કરવી ન જોઈએ, એમ સાથે યથાયોગ્ય નિર્મળ અતકરણથી જણાવવુ યોગ્ય છે કે જે વાત માત્ર જીવના હિતને અર્થે કરવા માટે છે "

એ જ અરસામા શ્રી અબાલાલ ઉપર પત્ર શ્રીમદ્જીએ લખ્યો છે તેમા તે જ વાત વિષે લખી, જણાવે છે " કોઈ પણ પ્રકારે સહન કરવું એ સારુ છે, એમ નહીં બને તો સહેજ કારણમા મોટુ વિપરીત ક્લેશરૂપ પરિણામ આવે તેઓ વગર પ્રાયશ્ચિત્તે કદાપિ તે વાત જતી કરે તેવું હોય તોપણ તમારે એટલે સાધુ લલ્લુજીએ ચિત્તમા એ વાતનો પ્રશ્ચાત્તાપ એટલો તો કરવો ઘટે છે કે આમ પણ કરવું ઘટતું નહોતું હવે પછીમા દેવકરણજી સાધુ જેવાની સમક્ષતાથી શ્રાવક ત્યાથી અમુક લખનાર હોય અને પત્ર લખાવે તો અડચણ નહીં એટલી વ્યવસ્થા તે સપ્રદાયમા ચાલ્યા કરે છે તેથી ઘણુ કરી લોકો વિરોધ કરશે નહીં અને તેમા પણ વિરોધ જેવું લાગતું હોય તો હાલ તે વાત માટે પણ ધીરજ ગ્રહણ કરવી હિતકારી છે લોકસમુદાયમા ક્લેશ ઉત્પન્ન ન થાય એ લક્ષ ચૂકવાયોગ્ય હાલ નથી "

સ ૧૯૫૧નું ચોમાસુ શ્રી લલ્લુજીએ સુરતમા કર્યુ ત્યારે તેમના મોટા સાધુએ માળવામાથી પત્ર લખી સ ૧૯૫૨મા તેમને ખભાત તેડાવ્યા સ ૧૯૫૨નુ ચોમાસું શ્રી લલ્લુજીએ ખભાતમા કર્યુ ત્યારે શ્રીમદ્જી રાળજ થઈ ખભાત પધાર્યા હતા અને અઠવાડિયું રહ્યા હતા તે પ્રસગે મુનિઓનું તેમના સમાગમમા જવું થતું તેથી લોકોમા અને સાધુઓમા ચર્ચા થતી અને મોટા સાધુ ભાણજીરખને કાને પણ તે વાત લખાઇને પહોચેલી તેથી સ ૧૯૫૩ના ફાગણ માસમા ખભાતમા વીસ સાધુઓ એકઠા થયા તે વિષે ટૂકામા શ્રી અબાલાલભાઈએ શ્રીમદ્જીને પત્ર લખ્યો છે, તેમા તે જણાવે છે —

"મુનિશ્રી ભાણજીરખજીએ તેડાવવાથી કુલ સાધુ વીસ એકઠા થયા છે. મુનિશ્રી લલ્લુજી આદિ ઠાણાં ૬ આજ્ઞાનુસાર વર્તે છે. તે લોકો તો વિશેષ ચેષ્ટામાં, નિન્દામાં આવી ગયા છે. અત્રેના સૌ મુમુક્ષુઓ આજ્ઞાનુસાર વર્તે છે. હવે તો તે લોકોએ હદપાર પ્રરૂપણા અને નિન્દા કરવા માંડી છે. તે પ્રસંગે જો જરા કહેવા જાય છે કે મુનિનો માર્ગ કેવો હોવો જોઈએ, વગેરે સહજ કહે છે તો તે પણ તે લોકોને અવળું ભાસે છે....અનેક પ્રકારે અન્યાયથી પ્રરૂપે છે, ત્યાં મુનિ વગેરે સૌ અત્યારે તો સમપણે રહ્યા છે. કોઇ કાંઈ બોલતું નથી. જરા વાત કરવા જઇએ તો અન્યાયપણે જ બોલવું, ત્યાં આ જીવનો શો આશરો? હવે તો હે! પ્રભુ, આપનું શરણ એક આધારભૂત છે. જે સાધુ સન્માર્ગની ઈચ્છાવાળા છે તેમાંથી એકેક એકેકને બોલાવીને વિશેષ પ્રકારે દબાવે છે, માર્ગથી પાડવાનું પ્રયત્ન કરે છે. અને લોકસમુદાય વખતે અન્ય અન્ય પ્રકારે હાસ્યાદિક ચેષ્ટા કરે છે. તેઓ છ મુનિઓ તો સમપણે રહ્યા છે. મુનિ દેવકરણજીને સાચી વાતમાં શૂરવીરપણું આવી જાય છે. પણ મન દબાવીને બેસી રહ્યા છે. હવે તો તે લોકોને વિશેષ આગ્રહ થઈ પડયો છે. ત્યાં વગર પૂછયે એકદમ આ સાધુઓને સંઘાડા બહાર મૂકી દે ત્યાં આ છ મુનિઓએ શી રીતે વર્તવું? કદાપિ સંઘાડા બહાર ન મૂકે અને એકેકને જુદા પાડીને પોતાના સંગમાં રાખીને વિષમપણે દબાવે અથવા પાડવાનો પ્રયત્ન કરે ત્યાં આ મુનિઓએ શી રીતે વર્તવું? કેટલાક થતી જિજ્ઞાસાવાળા મુનિઓને તો આ પ્રસંગે વિશેષ દૃઢ થયું છે અને થાય છે તો પણ હવે તો ડરે છે કે આ સંગ ભૂંડો છે અને તેમાં રહેવું થશે તો કેમ કરવું? એ વિષે ખુલાસો ઈચ્છે છે. પત્રથી લખવાનું વિશેષપણે બન્યું નથી. પણ અદ્વેષપરિણામે જ વર્તવાનું રાખ્યું છે. તોપણ અગ્નિઆળ આગળ રહેવાથી ઉષ્ણપણું થયા વિના રહેતું નથી. છતાં દાબી દાબીને રાખી રહ્યા છે. હવે તો આપ પરમ કૃપાળુદેવશ્રીની પરમ કૃપાથી જગતનું કલ્યાણ થાઓ. આ સંસર્ગથી ગમે તેટલું હોય તોપણ ચિત્ત વિક્ષેપ પામી જાય છે. હવે તે મુનિઓને ઊઠવા દે એમ લાગતું નથી. તેમ તે લોકો અમારા સાથે તો કંઈ વાત જ કરતા નથી.... અત્યંત દૃઢ પરિણામે રહી શકવા જેટલી મારી સ્થિતિ નથી એટલે સત્યની વાતમાં જુવાનપણું આવી જાય છે. અને જે સાચી વાત કરીએ છીએ તેને હાસ્યમાં અન્યાયપણે કાઢી નાખે છે. એ વળી ફરી પાછી અનુકંપા આવી જાય છે."

શ્રીમદ્જીની સલાહ-સંપથી રહેવાની સૂચનાથી આવી સતામણીમાંય મોટા ગણાતા સાધુના કહ્યામાં રહેવા જેટલી નમ્રતા અને લઘુતા શ્રી લલ્લુજી ધારણ કરી સ્વાધ્યાયાદિમાં કાળ ગાળતા તેની છાપ સર્વ સાધુઓ પર પડ્યા વિના રહેતી નહીં. અને લોકોને પણ તેમની શાંત પ્રભાવિક મુખમુદ્રા તેમ જ ભક્તિ, વૈરાગ્યાદિ ગુણથી તેમની મહત્તા સમજાતી. વળી શ્રી દેવકરણજીના વ્યાખ્યાનથી તો નિંદક-વર્ગ પણ પ્રાયે પલટાઈ જતો.

સં. ૧૯૫૪ના માગશર વદ બીજે શ્રી લલ્લુજીએ શ્રીમદ્જી ઉપર પત્ર લખેલો તેમાં પોતે લખે છે: "હે! નાથ, શ્રી ખંભાતથી મુનિ છગનજીએ એક પત્ર લખાવેલ અને તે ભાઈ અંબાલાલભાઈને આપી કહ્યું કે મુનિ લલ્લુજી વગેરે મુનિઓને મોકલજો. તેઓ લખે છે કે તમો અમદાવાદ ક્ષેત્રે ન ગયા તેથી કરી અમોને બહુ ખેદ થયો છે........ હે! પ્રભુ, અમને વિચારતાં એમ સમજાયું કે શ્રી અમદાવાદ ક્ષેત્રે આપણે નહીં જ જવું તેમ તો છે નહીં અને

વળી સ્વપક્ષ-સાધુને ખેદ થાય છે વળી ઘણો આગ્રહ ખેંચ રહે છે, તો આપણે સદ્ગુરુનું શરણ લઈ જવુ કરીએ એવો વિચાર કરી તેનો આજ જવાબ શ્રી અમદાવાદ તથા ખભાત લખ્યો છે ”

આ પત્રનો ઉત્તર શ્રીમદ્જીએ આપતા જણાવ્યુ છે —

“ વિહાર કરી અમદાવાદ સ્થિતિ કરવામા મનને ભય, ઉદ્વેગ કે ક્ષોભ નથી, પણ હિતબુદ્ધિથી વિચારતા અમારી દૃષ્ટિમા એમ આવે છે કે હાલ તે ક્ષેત્રે સ્થિતિ કરવી ઘટારત નથી સમાગમ થયે જણાવશો કે “આગળ કરતા સયમમા મોળપ કરી હોય એમ આપને જણાતુ હોય તો તે જણાવો, જેથી તે નિવૃત્ત કરવાનુ બની આવે, અને જો આપને તેમ ન જણાતુ હોય તો પછી કોઈ જીવો વિષમભાવને આધીન થઈ તેમ કહે તો તે વાત પ્રત્યે ન જતા આત્મભાવ પર જઈને વર્તવુ યોગ્ય છે કદાપિ આપ એમ ધારતા હો કે જે લોકો અસભાવ્ય વાત કહે છે તે લોકોના મનમા પોતાની ભૂલ દેખાશે અને ધર્મની હાનિ થતી અટકશે, તો તે એક હેતુ ઠીક છે પણ એકવાર તો અવિષમભાવે તે વાત સહન કરી અનુક્રમે સ્વાભાવિક વિહાર થતા થતા તેવે ક્ષેત્રે જવુ થાય અને લોકોને વહેમ હોય તે નિવૃત્ત થાય એમ કર્તવ્ય છે, પણ રાગદૃષ્ટિવાનના વચનોની પ્રેરણાથી તથા માનના રક્ષણ અર્થે અથવા અવિષમતા નહીં રહેવાથી લોકોની ભૂલ મટાડવાનું નિમિત્ત ગણવુ તે આત્મહિતકારી નથી ”

શ્રી લલ્લુજી સ ૧૯૫૪ના પોષ માસમા લખે છે —“શ્રી વસો ક્ષેત્ર મધ્યે મુનિશ્રી ભાણજી સ્વામીનો સમાગમ થયો તે અવિષમ ભાવથી—સમાધિએ—વાતચીત કરી તેથી તેમણે પણ કહ્યુ કે તમો સુખે આટલામા ફરો અને અમે પણ હાલ શ્રી અમદાવાદ ક્ષેત્રે નહીં જઈએ, એમ કહી સમતાએ કષાયરહિત સમાગમ કરી, ઊઠી શ્રી ખેડા પધાર્યા છે ”

સ ૧૯૫૫ ચૈત્ર સુદ પના પત્રમા શ્રી લલ્લુજી શ્રીમદ્‌ને લખે છે —“ચોમાસુ મુનિ છગનજીનું ખભાત થાય તેમ સમજાય છે, પણ મુનિ દેવકરણજી (કચ્છથી) આવે તો ફેરફાર કરવુ હશે તો તે સવડ બને તેમ છે કોઇ વિષમ બને તેમ નથી આજ મુનિ ભાણજીરખનો પત્ર આવશે ” પછી શ્રી લલ્લુજીએ ચોમાસુ નડિયાદ કર્યું અને શ્રી દેવકરણજીએ વસોમા કર્યું

સ ૧૯૫૫ના ચોમાસા પછી શ્રી લલ્લુજી આદિ મુનિઓને ખભાતના સઘાડા બહાર મૂકેલા છતા સામા પક્ષ સાથેનો સબધ તદ્દન છૂટો પડ્યો હોય અને એકબીજા પ્રત્યે દ્વેષભાવ ન રહ્યો હોય એમ ઉપરના પત્રોના ઉતારા ઉપરથી સ્પષ્ટ સમજાય છે સઘાડામા સરખે સરખા બે ભાગ પડવા છતા પુસ્તક પાના વગેરે માટે કોઈપણ જાતની માગણી કે તકરાર શ્રી લલ્લુજી આદિ મુનિઓ તરફથી થયેલી નહીં એ એમની ઉદારતાની અને નિસ્પૃહતાની છાપ બધા સાધુઓ ઉપર પડેલી કષાયની વૃદ્ધિ થાય તેવા નિમિત્તોમા પણ શ્રીમદ્જીના ઉપદેશથી અને શ્રી લલ્લુજી આદિ મુનિઓની આજ્ઞાંકિત વૃત્તિથી જાણે કઈ બન્યું નથી તેવું માની તેમના સબધથી તે છૂટા પડી આત્મહિતમા જ મશગુલ રહ્યા હતા

આ અરસામા ભાઈશ્રી અબાલાલ એક પત્રમા સુદર વિચારણા પ્રદર્શિત કરે છે —

“આવા લૌકિક ઉદયથી મનને સકોચ નહીં કરતા, મહા મુનિઓ આનદમા રહે છે અને નીચે પ્રમાણે પરમાર્થ વિચારે છે —

અસત્સંગ દૂર થશે; મારાપણું આખા જગતનું છોડયું હતું અને તેમાં આ લપિયા સંઘાડાને લઇને કંઈ વળગ્યું હતું તે સહેજે છૂટ્યું, એ પરમ કૃપા શ્રી સદ્‌ગુરુની છે હવે તો હે ! જીવ, તારો ગચ્છ, તારો મત, તારો સંઘાડો ઘણો મોટો થયો—ચૌદ રાજલોક જેવડો થયો. ષડ્ દર્શન ઉપર સમભાવ અને મૈત્રી રાખી નિર્મમત્વભાવે, વીતરાગભાવે આત્મસાધનને બહોળો અવકાશ મળ્યો.

જેની વૃત્તિ અંદર આત્મભાવમાં ઊતરતી જાય છે તેને ક્ષેત્ર, કાળ, દ્રવ્ય, ભાવ કંઇ નડતાં જણાતાં નથી...............નિર્મળ એવું જળ ખારા સમુદ્ર ભેગું મળવાથી શાંત પડી રહેવા ઇચ્છતું નથી પણ સૂર્યની ગરમીના યોગે વરાળરૂપ થઈ, વાદળરૂપ થઈ જગતને અમૃતમય થવા સર્વ સ્થળે પડે છે. તેમ જ આપ જેવા મહામુનિઓ સત્ એવા પરમ સ્વરૂપને જાણ્યાથી નિર્મળ જળરૂપ થઈ આખા જગતના હિતને માટે મારાપણું છોડી ગચ્છમતાદિની કલ્પનાથી રહિત થઇ આખા લોકને અમૃતમય કરવા વીતરાગભાવ સેવો છો !

....જીવ અજ્ઞાન, મિથ્યાત્વભાવમાં જ્યાંસુધી છે ત્યાંસુધી મિથ્યાત્વમાં ને ગચ્છમાં જ્ઞાની તેને ગણે છે. મિથ્યાત્વ ગયા પછી સમકિત પ્રાપ્ત થતાં તેને તે નાત, જાત, ટોળી, મત–ગચ્છમાં ગણ્યો; અને તેરમે ગુણઠાણે ગયો કે ચૌદમે છે તોપણ દેહધારીના ગચ્છમાં ગણાણો; પણ શુદ્ધ, નિર્મળ, શુદ્ધ સચ્ચિદાનંદ સિદ્ધસ્વરૂપ પ્રગટ્યું ત્યારે તે કૃતાર્થ થયો, સર્વથી ભિન્ન, નિર્મળ થયો........"

તેમના બીજા પત્રમાં પણ હિમ્મતદાયક પ્રેરક લખાણ છે:—

"વિચારવાન જીવોએ એવો નિશ્ચય કર્યો છે કે આ જીવને કોઈ ક્ષયોપશમાદિ કારણથી કે પૂર્વોપાર્જિત કર્મોદયથી.......માન–અપમાનાદિ કારણો મળે છે. અર્થાત્ શુદ્ધ આચરણથી, તપોબળથી, શાસ્ત્રજ્ઞાનથી, વિચારશક્તિથી, વૈરાગ્યાદિ કારણો ઈત્યાદિથી જે કંઈ પૂજ્યપણું પ્રાપ્ત થાય છે, સત્કારાદિ મળે છે તે સૌ પૂર્વોપાર્જિત પ્રારબ્ધોદયથી થાય છે. અને જે કંઈ અસમાધિ, ક્ષુધા, તૃષા, અપમાન, અસત્કાર ઈત્યાદિ પ્રાપ્ત થાય છે તે પણ પ્રારબ્ધોદયથી. એમાં આ જીવનું કર્તૃત્વ કંઈ નથી; માત્ર પૂર્વે બાંધેલાં એવાં શુભાશુભ કર્મનું જ તે ફળ છે; એમ જાણી વિચારવાન જીવો માન–અપમાનાદિ કારણોમાં સમદૃષ્ટિએ રહી આત્મસમાધિમાં પ્રવર્તે છે....

ભાઈશ્રી વેલસીભાઈ મુનિશ્રીની સેવામાં પર્યુષણ પર્વ ગાળવા માટે કાલે અહીંથી તે તરફ પધાર્યા છે."

એ ચાર માસે મુનિસમાગમ કરતા રહેવા શ્રીમદ્‌જીએ મુમુક્ષુવર્ગને ભલામણ કરેલી હોવાથી અનુકૂળતાએ મુનિવરોના દર્શન–સમાગમાર્થે મુમુક્ષુઓ તેમની સમીપે જતા અને પત્રવ્યવહારથી પણ લાભ લેતા.

***

૮

નડિયાદ ચાતુર્માસ પૂરુ થયા પછી શ્રી લલ્લુજી આદિ વીરમગામ જવા નીકળ્યા શ્રી દેવકરણુ આદિ પણ વીરમગામ આવ્યા હતા છએ સાધુ વીરમગામ રહી ભક્તિ, જ્ઞાન, વિચાર આદિમા કાળ ગાળતા હતા શેષ કાળ પૂરો થવાથી શ્રી મોહનલાલજી આદિ સાણુદ તરફ ગયા તે જ રાત્રે શ્રીમદ્દ્જી વીરમગામ પધાર્યા, અને ઉપાશ્રયમા સમાગમ થયો શ્રી આનદઘનજી અને શ્રી દેવચદ્રજીના સ્તવનો બોલ્યા પછી શ્રીમદ્દ્જીએ 'વીરજીને ચરણે લાગુ, વીરપણુ તે માગુ રે' એ મહાવીર ભગવાનના સ્તવનના અર્થ કર્યા હતા સવારે વનમા ફરી સમાગમ થયો હતો પછી શ્રીમદ્દ્જી વવાણિયા તરફ પધાર્યા અને શ્રી લલ્લુજી આદિ અમદાવાદ તરફ આવ્યા.

થોડા જ સમયમા શ્રીમદ્દ્જી વવાણિયાથી અમદાવાદ પધાર્યા અને બહારની વાડી પાસેના નગરશેઠ પ્રેમાભાઈને બગલે ઊતર્યા હતા શ્રીમદ્દ્જી રાજપુરના દહેરાસરે જવાના હોવાથી શ્રી લલ્લુજી આદિ મુનિઓને પણ ખબર આપી હતી દહેરાસરમા છઠ્ઠા પદ્મપ્રભ પ્રભુજીનુ સ્તવન પોતે બોલ્યા અને મૂળ નાયકજી પાર્શ્વનાથ પ્રભુની બાજુમા જે ભવ્ય ધવલ પ્રતિમાજી છે તેની સમીપ જઈ શ્રીમદ્દ્જી બોલ્યા, "દેવકરણજી, જુઓ, જુઓ આત્મા!" એટલે લલ્લુજી આદિ પ્રતિમાજી પાસે આગળ આવ્યા શ્રીમદ્દ્જી બોલ્યા, "દિગબર આચાર્યોએ નગ્ન રહ્યા માટે ભગવાનને પણ દિગબર રાખ્યા, અને શ્વેતાબર આચાર્યોએ વસ્ત્ર ધારણ કર્યા તેથી ભગવાનને આગી, મુકુટ વગેરે ધારણ કરાવ્યા" પછી દહેરાસર બહાર પધારી મુનિઓને ફરમાવ્યુ, "મુનિઓ, બહાર દૃષ્ટિ કરશો તો વિક્ષેપનો પાર નથી માટે અતર્દૃષ્ટિ કરો"

અમદાવાદથી શ્રીમદ્દ્જી ઈડર તરફ પધાર્યા, અને શ્રી લલ્લુજી આદિ થોડા દિવસ પછી નરોડા તરફ વિચર્યા ઈડરથી શ્રીમદ્દ્જીનો પત્ર નરોડા આવ્યો કે પોતે નરોડે બીજે દિવસે ઉતરશે અમદાવાદથી મુમુક્ષુ ભાઈઓ પણ નરોડે આવ્યા હતા બાર વાગે શ્રી લલ્લુજી આદિ મુનિઓને નિવૃત્તિ સ્થળે જગલમા પધારવા શ્રીમદ્દ્જીએ સમાચાર મોકલ્યા મુનિઓ ઉપાશ્રયથી ભાગોળે પહોચ્યા તેટલામા શ્રીમદ્દ્જી આદિ પણ ત્યા રાહ જોતા ઊભા હતા ઉનાળાના તાપથી જમીન બહુ તપી ગઈ હતી પરતુ "સાધુના પગ દાઝતા હશે" એમ બોલી શ્રીમદ્દ્જી પોતાના જોડા (સ્લીપર) કાઢી નાખી ગજગતિથી દૂર વડ સુધી ઊઘાડે પગે ચાલ્યા સાધુઓ છાયાનો આશ્રય લેવા ત્વરિત ગતિથી ચાલતા હતા પણ પોતે અકળાયા વગર, કઈ તડકાની કાળજી કર્યા વિના, શાતિથી ચાલતા હતા ગામના લોકો પણ વાતો કરતા કે શ્રી દેવકરણજી મહારાજ જણાવતા હતા કે આ જ્ઞાની પુરુષ છે તે વાત સાચી છે

વડ નીચે શ્રીમદ્દ્જી બિરાજ્યા તેમની સામે છએ મુનિઓ નમસ્કાર કરીને બેઠા શ્રીમદ્દ્જીના પગના તળિયા લાલચોળ થઈ ગયા પણ પગ પર હાથ સુદ્ધા ફેરવ્યો નહિ શ્રી દેવકરણજી સાચુ જોઈ તે બોલ્યા, "હવે અમે તદ્દન અસગ થવા ઈચ્છીએ છીએ કોઈના પરિચયમા આવવુ ગમતુ નથી એવી સયમશ્રેણિમા આત્મા રહેવા ઈચ્છે છે" શ્રી દેવકરણજીએ પ્રશ્ન કર્યો, "તો અનતી દયા જ્ઞાની પુરુષની છે તે ક્યા જશે?" શ્રીમદ્દ્જીએ જવાબ આપ્યો

"અંતે એ પણ મૂકવાની છે." શ્રીમદ્જીએ પૂછયું, "સ્થાનકવાસી લોકો તમને વિક્ષેપ કરે છે તેનું શું કારણ ?" શ્રી દેવકરણજીએ જણાવ્યું: "આપનો ચિત્રપટ અમારી પાસે રહે છે તે તેમને સાલે છે." શ્રીમદ્જી બોલ્યા : "આટલા કારણે અમે તમને ચિત્રપટની આજ્ઞા કરી નહોતી. જ્ઞાનીની આજ્ઞા પૂર્વાપર અવિરોધ હોય. તમે તમારી ઈચ્છાપૂર્વક ચિત્રપટ પોતાની પાસે રાખ્યા હતા તે હવે મૂકી દો. દિગંબરી પુસ્તક 'યોગપ્રદીપ' નામનું છે તે તમને મોકલશું, તે વારંવાર વિચારજો."

સં. ૧૯૫૬નું ચોમાસું શ્રી લલ્લુજી સ્વામીએ સોજીત્રા સોનીની ધર્મશાળામાં કર્યું હતું. ત્યાં દિગંબર ભટ્ટાચાર્યનો તેમને સમાગમ થયેલો. સ્થાનકવાસી વેશ હોવા છતાં સંઘાડાથી જુદા થયા પછી સ્થાનકવાસીઓનો પરિચય બહુ ન પડે તેવાં સ્થળે ચાતુર્માસ ગાળવાનો વિચાર રાખેલો હતો.

સોજીત્રામાં ચાતુર્માસ પૂરું થયું એટલામાં શ્રી લલ્લુજીઆદિને પત્રથી સમાચાર મળ્યા કે શ્રીમદ્જી અમદાવાદ પધાર્યા છે તેમજ શ્રી દેવકરણજીને પણ સમાચાર મળેલા તેથી બધા મુનિઓ વિહાર કરીને અમદાવાદ આવ્યા શ્રી લલ્લુજીને રસ્તામાં તાવ આવતો હતો. તેથી તેમનાં ઉપકરણ શ્રી મોહનલાલજીએ ઊંચકી લીધેલાં; એક પોથી તેમની પાસે હતી, તે સાથેના મુનિ નરસીરખે ઊંચકી લેવી જોઈતી હતી એમ શ્રી મોહનલાલજીને લાગેલું તેથી તે વાત તેમણે શ્રી દેવકરણજીને અમદાવાદ કરી. તે ઉપરથી શ્રી દેવકરણજીએ નરસીરખને ઠપકો આપ્યો. પણ તેમનો પક્ષપાત કરી નરસીરખના સાથી અન્ય મુનિએ શ્રી દેવકરણજીની અવજ્ઞા કરી. આ વાત કોઈએ શ્રીમદ્જીને કરેલી નહીં પરંતુ બધા મુનિઓ જ્યારે શ્રીમદ્જીનાં દર્શન કરવા આગાખાનને બંગલે ગયા ત્યારે શ્રીમદ્જીએ વાતચીતના પ્રસંગમાં જણાવ્યું, "મુનિઓ, આ જીવે સ્ત્રીપુત્રાદિના ભાર વહ્યા છે, પણ સત્પુરુષોની કે ધર્માત્માની સેવાભક્તિ પ્રમાદરહિત ઉઠાવી નથી. એમ કહી લક્ષ્મીચંદજી મુનિને આજ્ઞા કરી કે આ 'જ્ઞાનાર્ણવ' ગ્રંથ જ્યાંસુધી દેવકરણજી પરિપૂર્ણ વાંચી ન રહે ત્યાંસુધી વિહારમાં પણ તમારે ઉંચકવો." પછી મુનિ દેવકરણજીને 'જ્ઞાનાર્ણવ' વાંચવાની પ્રેરણા કરી તે 'જ્ઞાનાર્ણવ' ગ્રંથ તેમને વહોરાવ્યો. 'કાર્તિકેયાનુપ્રેક્ષા' નામનો ગ્રંથ શ્રી લલ્લુજીને વહોરાવ્યો. અને તે પરિપૂર્ણ વાંચવા, સ્વાધ્યાય કરવા જણાવ્યું તથા શ્રી મોહનલાલજીને તે ગ્રંથ ઊંચકવાનું ફરમાવ્યું.

શ્રીમદ્જીએ શ્રી લલ્લુજીને કહ્યું, "મુનિ, 'કાર્તિકેયાનુપ્રેક્ષા'ના કર્તા કુમાર બ્રહ્મચારી છે. તેમણે આ ગ્રંથમાં અપૂર્વ વૈરાગ્યનું જે નિરૂપણ કર્યું છે તેવી અંતરદશા અને તેવી ઉત્કૃષ્ટ ભાવના તે મહાત્માની વર્તતી હતી. નિવૃત્તિ સ્થળે બહુ વિચારશો." શ્રી દેવકરણજી સ્વામીને પણ કહ્યું, "તમારે પણ આ ગ્રંથ અત્યંત વાંચવો, વિચારવો. બન્ને અરસપરસ ગ્રંથ બદલી લઈ વાંચજો, વિચારજો." શ્રી દેવકરણજીએ શ્રીમદ્જીને પૂછયું, "આપનું શરીર આવું એકદમ કૃશ કેમ થઈ ગયું ?" શ્રીમદ્જીએ ઉત્તર આપ્યો, "અમે શરીરની સામે પડયા છીએ."

શ્રીમદ્જી અમદાવાદથી વઢવાણ જવાના હતા ત્યારે આગલી રાત્રે પોતે ભાવસારની વાડીમાં મુનિઓ ઊતર્યા હતા ત્યાં પધાર્યા અને પોતાને વઢવાણ જવાનું છે તે જણાવી શ્રી લલ્લુજી

પ્રત્યે ઠપકો દેતા બોલ્યા, "તમે જ અમારી પાછળ પડયા છો, અમે જ્યા જઈએ છીએ ત્યા દોડયા આવો છો અમારો કેડો મૂકતા નથી "

શ્રી લલ્લુજી સ્વામીને પણ એમ થયુ કે હવે જ્યારે પોતે તેડાવશે ત્યારે એમના ચરણમા જઈશ, તેડાવ્યા વિના હવે નહીં જાઉ, ત્યાસુધી એમની ભક્તિ કર્યા કરીશ

બીજે દિવસે શ્રી લલ્લુજી અને શ્રી દેવકરણજીને આગાખાનને બગલે બોલાવી શ્રીમદ્‌જીએ પોતાની દશા વિષે વાત કરી "હવે એક વીતરાગતા સિવાય અમને બીજુ કઇ વેદન નથી અમારામા અને વીતરાગમા ભેદ ગણશો નહીં "

શ્રી લલ્લુજી અને શ્રી દેવકરણજીને તેવી જ શ્રદ્ધા હતી પણ શ્રીમુખે તે દશા સાભળી પરમ ઉલ્લાસ થયો અને જતા પહેલા આપણને પોતાનુ હૃદય ખોલી વાત કરી દીધી એમ બન્નેના હૃદયમા થવાથી પરમ સતોષ થયો

શ્રીમદ્‌જી અમદાવાદથી વઢવાણ કૅમ્પમા પધાર્યા ત્યા કેટલોક કાળ રહી રાજકોટ પધાર્યા અને સ ૧૯૫૭ના ચૈત્ર વદ ૫ ને મગળવારે શ્રીમદ્‌જીનો દેહોત્સર્ગ થયો તે સમાચાર શ્રી લલ્લુજી મુનિ કાવિઠા હતા ત્યારે શેઠ ઝવેરચદ ભગવાનદાસને સરનામે જણાવવામા આવ્યા હતા શ્રી લલ્લુજી મુનિને પાચમનો ઉપવાસ હતો અને રાત્રિ જગલમા ગાળી બીજે દિવસે ગામમા આવ્યા ત્યારે શેઠ ઝવેરચદભાઈ અને તેમના ભાઈ રતનચદ બન્ને વાતો કરતા હતા કે મુનિશ્રીને પારણુ થઈ રહ્યા પછી સમાચાર આપવા તે વાત મુનિશ્રીએ પ્રગટ પૂછી અને તેમના આગ્રહથી પરમકૃપાળુ શ્રીમદ્ રાજચદ્રના દેહોત્સર્ગના સમાચાર તેમણે કહ્યા એટલે મુનિશ્રી પાછા જગલમા ચાલ્યા ગયા અને એકાન્તમા કાયોત્સર્ગ, ભક્તિ આદિમા તે દિવસ ગાળ્યો પાણી પણ વાપર્યા વિના ચૈત્ર માસના ગરમીના કાળમા વિરહવેદનાનો તે દિવસ જગલમા ગાળ્યો ત્યાથી શ્રી લલ્લુજી આદિ મુનિઓ વસો તરફ પધાર્યા

હવે શ્રી અબાલાલભાઈનો સત્સગ-સમાગમ આશ્વાસક અને ઉત્સાહપ્રેરક રહ્યો હતો સ ૧૯૫૭નુ ચાતુર્માસ શ્રી લલ્લુજી આદિએ વસો ક્ષેત્રે કર્યું હતુ શ્રી મુનિવરોને ખભાત તરફ આમત્રણનો પત્ર શ્રી અબાલાલભાઇએ લખ્યો છે તે બહુ વિચારવા યોગ્ય છે તે લખે છે

ૐ

"વિષમ સસાર છોડી ચાલ્યા તે પરમ વીતરાગી પુરુષોને નમસ્કાર !

વીતરાગી મુનિઓના ચરણારવિંદમા અમારા સવિનય ભક્તિભાવે નમસ્કાર પ્રાપ્ત થાય પરમ વીતરાગી પુરુષોની કૃપાથી જ્ઞાન ( જ્ઞાની )ની ઉપાસના કરતા દેહમમત્વના ત્યાગને લીધે આત્માનદમા ઝૂલતા એવા અને પારમાર્થિક દૃષ્ટિથી ભવિક જીવો પર નિસ્પૃહ કરુણા દર્શાવતા આપ આનદમા બિરાજો છો એમ જાણવા જીવ નિરતર ઇચ્છે છે

સદ્‌ગુરુદેવના અમૃતમય વચનનું પાન કરી જેનુ વચન વીતરાગી ભાવને પામ્યુ છે, ભક્તિ કરી જેની કાયા વીતરાગી ભાવને પામી છે, નિરતર સ્મરણથી જેનું મન વીતરાગી ભાવને પામ્યુ છે અને સદ્‌ગુરુમુખે લોકનું સ્વરૂપ સમજી જે આત્મભાવમા રમે છે, તેવા મહામુનિનુ

સ્વરૂપ અમારા હૃદયમાં સદા રહે. સંસારના પ્રવાહમાં તણાતા, ભવાટવીમાં રખડતા આ રંક જીવના ઉદ્ધાર અર્થે મહા મુનિઓનું આ તરફ પધારવું થાય એમ આ જીવ નિરંતર વિનવે છે. પરમ સત્પુરુષની કૃપાથી અહીં શાંતિ જણાય છે. તે સત્પુરુષને અમારા પરમ ભક્તિભાવે નમસ્કાર હો! તે મહાન્ વીતરાગી ગુરુદેવના ચરણ અમારા હૃદયના હૃદયમાં સદા સ્થાપિત રહો! તે પરમ પુરુષ મહાવીરનું ચરણશરણ અને સ્મરણ જ સદા તમને અમને પ્રાપ્ત હો!

ચારે ગતિમાં નહિ જવાનો જાણે દૃઢ સંકલ્પ કરી લીધો હોય એવી ગાઢ ધ્યાન–મુદ્રાને ધરતા, આત્મસ્વરૂપમાં વૃત્તિનો લય કરતા, આત્મસ્થ થયેલા મહાન મુનિઓને વારંવાર નમસ્કાર હો!

પ્રચંડ વીતરાગતાને ધારણ કરતા, ક્ષમારૂપી ખડ્ગને ધારણ કરી કષાયરૂપી જગતમાં ઉથલપાથલ કરી નાખી જાણે જગતમાંથી કષાય નિર્મૂળ કરવાની ઇચ્છાએ જ મૌનપણું ગ્રહણ કરતાં જ્ઞાનીના ચરણનું શરણ લે છે. મોક્ષનગરી લેવાને મહાવીર પુરુષ માફક સર્વે સંયમનાં આયુધને સજજતા, આત્મજ્યોતિને ઉદ્યોત કરતા, સર્વે વિભાવને પ્રજ્વલિત કરી નાખતા હોય અને ઇન્દ્રિયોને સંકોચી પદ્માસને દૃઢ વૃત્તિ અંતરદૃષ્ટિ કરી ચૈતન્ય આનંદમાં નિમગ્ન થતા મુનિને વારંવાર નમસ્કાર હો! નમસ્કાર હો!”

શ્રીમદ્જીના દેહોત્સર્ગ પછી ‘મુંબઈ સમાચાર’માં પ્રસિદ્ધ કરવા તૈયાર કરેલી કે પ્રસિદ્ધ થયેલી વિનંતિ શ્રી લલ્લુજી તથા શ્રી દેવકરણજી આદિ મુનિવરો દ્વારા કે તેમના નામે કોઈ મુમુક્ષુ દ્વારા જાહેરાતરૂપે લખાયેલ શ્રી લલ્લુજીના સંગ્રહિત પત્રોમાંથી મળી આવે છે તે નીચે આપી છે. તે ઉપરથી શ્રીમદ્નો દેહોત્સર્ગ થયો તે અરસામાં જ્ઞાનમંદિર કે આશ્રમની યોજના અમુક ભક્તવર્ગમાં સ્ફુરેલી જણાય છે. સં. ૧૯૫૮માં શ્રી દેવકરણજીના અવસાન પહેલાં આ લખાયેલ લાગે છે:—

“શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનમંદિર સ્થાપવાની જૈનમુનિઓ તરફથી કરવામાં આવતી વિનંતિ.

મહેરબાન મુંબઈ સમાચારના અધિપતિ જોગ,

સાહેબ,

મુનિશ્રી લલ્લુજી, મુનિશ્રી દેવકીર્ણજી આદિ જૈન મુનિઓએ નીચે પ્રમાણે વિચાર દર્શાવ્યો છે, તે આપના પ્રસિદ્ધ પત્રમાં પ્રગટ કરવા કૃપા કરશો.

ભગવાન મહાવીરે પ્રણીત કરેલ વીતરાગમાર્ગની સ્થાયી સ્થિતિમાં તેમના નિર્વાણ પધાર્યા પછી ક્રમે ક્રમે સ્થિત્યાંતરને લઈને શ્વેતામ્બર અને દિગંબર એમ બે પક્ષો થયા. અમુક વિચારોનો ફેરફાર થયેલો એ ખરું; પરંતુ બે પક્ષને એટલું બધું ભિન્નપણું પડી જવાનું કારણ તો એમ જણાય છે કે તે બન્ને પક્ષોની સ્થિતિ જુદા જુદા પ્રકારના રાજ્યતંત્ર અને સ્થલમાં થઈ હતી. અને તેને લઈને બન્ને પક્ષ જે સંજોગોમાં પોતે મુકાયા હતા તે સંજોગોને અનુસરી રહેવા કરવાના નિયમાદિકમાં ફેરફાર કર્યો. ઘણો વખત જવા પછી તો એવી દશા, કાળસ્થિતિ થઈ પડી હતી કે શ્વેતાંબર અને દિગંબર મતાનુયાયી ઘણા કાળ સુધી પ્રસંગમાં પણ આવી શકયા નહોતા. વચમાં વચમાં બન્ને પક્ષની અંદર મહાતત્ત્વજ્ઞ પુરુષો થઈ ગયા. યદ્યપિ તેઓને બન્ને પક્ષોમાં ફેરફારવાળા થોડાઘણા વિચારો નિર્ણય કરવાનો યોગ બન્યો નહોતો કેમકે બંને પક્ષના તત્ત્વવેત્તાઓ ઉપર ગંભીર સેવા બજાવવાની જવાબદારી હતી અને તે એ કે જ્ઞાનના અભાવે કરી

પોતપોતાના પક્ષની જે અધમ સ્થિતિ થઈ જવા પામી હતી તે સુધારી યોગ્ય સ્થિતિમા મૂકવાનુ કામ તેઓને કરવુ પડતું હતું દા ત હરિભદ્રસૂરિનો સમય લઇએ જે સમયે એ મહાન આચાર્ય થયા તે વખતે લોકોની એવી અવ્યવસ્થિત સ્થિતિ થવા પામી હતી કે તેને સુધારવાનું કામ તેમને હાથ ધરવું પડયુ, અને તે કામને સપૂર્ણ કરવામા જે શ્રમ અને સમય તેમને રોકવા પડયા તે એટલા બધા વિસ્તીર્ણ હતા કે શ્વેતામ્બર અને દિગબર પક્ષના વિચારોમા જે ફેરફાર જણાતા હતા તેના ઉપર બન્નેએ સાથે મળી, વિચાર ચલાવી તેનો નિર્ણય કરી ફેરફાર કરવાનો સમય તેમની પાસે રહ્યો નહોતો અને તેને લઈને શ્વેતાબર પક્ષની જ સ્થિતિ સુધારતા જે મહાલાભનું કારણ હતું તે તેમણે કર્યું એ જ પ્રમાણે દિગબર તત્ત્વજ્ઞપુરુષોને કરવું પડેલું આવા કારણથી બન્ને પક્ષના વિચારોમા ફેરફાર હતો તે એમ ને એમ રહી ગયો ત્યારપછી હેમચદ્રાચાર્યનો વખત લો તેમને માટે પણ પોતાના પક્ષની અવ્યવસ્થિત સ્થિતિ સુધારવાનું કામ તૈયાર હતુ એટલે દિગબર પક્ષની સાથે નિર્ણય કરવાનું કામ તેઓથી પણ કરી શકાયું નહીં આ જ રીતે બીજા મહત્ પુરુષોની સ્થિતિ થયેલી જણાય છે નાના જુદા જુદા મતમતાતરો એટલા બધા વધી પડેલા કે ગમે તેવા મોટા આચાર્યને આ મતમતાતરપણુ દૂર કરવાનું કામ ઘણું શ્રમિત હતુ છતા પણ તેઓએ પોતાથી બનતો પ્રયાસ કર્યો હેમચદ્રાચાર્ય પછીનો સમય એટલો બધો અવ્યવસ્થિતપણાને પામી ગયેલો કે તે અવ્યવસ્થિતપણાએ માત્ર મતાતરપણુ જ ઉત્પન્ન કરવાનુ કામ કરેલુ આ રીતે બે મુખ્ય પક્ષના વિચારાતરનું સમાધાન કરવાનું કામ બાકી રહી ગયું હાલનું રાજતત્ર સ્થાયી થવાથી હમણા કોઈ મહાત્માઓ થઈ આવે તો તેને માટે એ મુશ્કેલી ઓછી થઇ હતી, જો કે બીજી તરફથી ઘણા જ નાના મતમતાતરો વધી પડેલા અને તેથી મતાગ્રહે બહુ જડ ઘાલેલી તે જડ ઉખેડવાના કામે તેટલી મુશ્કેલી ઊભી કરી હતી, તોપણ આ મુશ્કેલીને પહોચી વળવા માટે હમણા જ પચત્વ પામેલા મહાત્મા ઉત્પન્ન થયા હતા એમ જણાતુ હતુ કે તે પવિત્રાત્મા જિનમાર્ગના ભાનુ તરીકે ઉદય થયો હતો પોતે સર્વ દર્શનના સૂક્ષ્મ અભ્યાસી થઈ આત્મતત્ત્વ સબધીના વિચારોનું સત્ત્વ કાઢયુ હતુ નહોતો તેને મન જિનમાર્ગ પોતાનો કે નહોતો વેદાન્તમાર્ગ પોતાનો તેઓ, જે માર્ગ વીતરાગ દશાનું ભાન કરાવતો તે જ માર્ગ આત્માનું કલ્યાણ કરનારો ઉપદેશતા હતા મહા આક્ષેપો ખમ્યા પછી તેઓ એક નિષ્પક્ષપાતી અને મતમતાતરરહિત નિર્મળ આત્મમાર્ગના ઉપદેષ્ટા છે તેવુ લોકોને જાણવામા આવવા લાગ્યું હતુ, અને શુદ્ધ વીતરાગ આત્મમાર્ગની દશાનું ભાન કરાવનાર તે જ પુરુષ છે એવી લોકોને પ્રતીતિ થવાની શરૂઆત થઈ હતી પરતુ અફસોસ! તે ઊગતો સૂર્ય અસ્ત થયો, તેઓનું વર્તમાન આયુષ્ય કર્મ પૂરુ થયું પરિણામ, વીતરાગમાર્ગનો ઉદ્યોત થતો અટકયો!

અમે પણ બીજાઓની પેઠે મતાગ્રહમા રાચી રહ્યા છઈએ મન, વચન અને કાયાથી પોતાપણાના ત્યાગની પ્રતિજ્ઞા કર્યા છતા પોતાના મતનો કદાગ્રહ એટલો બધો જડ ઘાલી બેઠેલો કે એક શુદ્ધ ગૃહસ્થાશ્રમી જે ધર્મજ્ઞાનની આવશ્યકતાથી અજ્ઞાત છતા પોતાના પરિગ્રહમા એટલું બધુ પોતાપણું નહી માની બેઠો હોય આવી ધર્મગુરુઓની સ્થિતિ હોય ત્યા લોકનું કલ્યાણ થવાની શી આશા રાખવી? અમને આવી અજ્ઞાનદશામા આત્મકલ્યાણનો

માર્ગ નિઃસ્પૃહીપણું છે એવું ભાન કરાવનાર તે પવિત્ર મૂર્તિ હતી. અમે મતાગ્રહપણાથી પોતાના આત્માના હિતનું કાર્ય કર્યે જઈએ છીએ એવું તે મહાત્માએ અમને સમજાવ્યું હતું. અને તેથી જ અમે બીજાઓની પેઠે પોતાપણું માની બેઠેલા હતા તેમાં અમારા આત્માનું અહિત કરતા હતા, એમ અમને કંઈ સમજાયું હોય એમ લાગે છે. અમને તે મહાન પવિત્રાત્માના સત્સમાગમનો જે અપૂર્વ લાભ મળ્યો હતો, તે ઉપરથી અમને નિઃસંદેહપણે લાગતું હતું કે જો શ્રી મહાવીરે પ્રણીત કરેલા માર્ગનો ઉદ્ધાર કરનાર પુરુષ કોઈ હોય તો તે આ જ પુરુષ હતા. એ નિઃસંશય હતું કે જો તે મહાત્માનું આયુષ્ય વિશેષ હોત તો નાના નાના મતમતાંતરો તો અવશ્ય દૂર થવાના હતા. એટલું જ નહીં પણ શ્વેતાંબર અને દિગંબર માર્ગના સૂક્ષ્મ વિચારાંતર પણ દૂર થઈ જે રીતે શ્રી મહાવીરે વીતરાગ માર્ગનો પ્રચાર કર્યો હતો તે આ મહાત્માથી થવાનો હતો. પરંતુ હવે તે સઘળી આશાઓ વ્યર્થ થઈ છે. અને કેટલું અજ્ઞાન વધવાનું છે તે કલ્પી શકાતું નથી. તે મહાત્માના અનુયાયીઓએ બીજું કંઈ નહીં તો એટલું તો અવશ્ય કરવું ઘટે છે કે તેઓના બોધનું અનુકરણ કરી શકાય તેટલા માટે એક જ્ઞાનમંદિર સ્થાપવું. તે જ્ઞાનમંદિરની એવી યોજના થવી જોઈએ કે તેઓના અનુયાયીનાં સદ્વર્તન જનમંડળને દૃષ્ટાંતરૂપ થઈ પડે."

ઉપરના લખાણની પાછળ જે સૂઝ કામ કરી રહી છે તે સમજવા નીચે આપેલ શ્રીમદ્‌નું લખાણ ઉપયોગી થશેઃ—

"જો મૂળમાર્ગ પ્રગટતામાં આણવો હોય તો પ્રગટ કરનારે સર્વસંગ પરિત્યાગ કરવો યોગ્ય; કેમકે તેથી ખરેખરો સમર્થ ઉપકાર થવાનો વખત આવે....જો ખરેખર ઉપદેશક પુરુષનો જોગ બને તો ઘણા જીવ મૂળ માર્ગ પામે તેવું છે....પણ દૃષ્ટિ કરતાં તેવો પુરુષ ધ્યાનમાં આવતો નથી એટલે કંઈક લખનાર પ્રત્યે જ દૃષ્ટિ આવે છે....સર્વસંગપરિત્યાગાદિ થાય તો હજારો માણસ મૂળમાર્ગને પામે એમ અમારાથી થવું સંભવે છે....ધર્મ સ્થાપવાનું માન મોટું છે તેની સ્પૃહાથી પણ વખતે આવી વૃત્તિ રહે, પણ આત્માને ઘણીવાર તાવી જોતાં તે સંભવ હવેની દશામાં ઓછો જ દેખાય છે, અને કંઈક સત્તાગત રહ્યો હશે તો તે ક્ષીણ થશે એમ અવશ્ય ભાસે છે, કેમકે યથાયોગ્યતા વિના, દેહ છૂટી જાય તેવી દૃઢ કલ્પના હોય તોપણ, માર્ગ ઉપદેશવો નહીં એમ આત્મ–નિશ્ચય નિત્ય વર્તે છે....મારા મનમાં એમ રહે છે કે વેદોક્ત ધર્મ પ્રકાશવો અથવા સ્થાપવો હોય તો મારી દશા યથાયોગ્ય છે. પણ જિનોક્ત ધર્મ સ્થાપવો હોય તો હજુ તેટલી યોગ્યતા નથી, તોપણ વિશેષ યોગ્યતા છે એમ લાગે છે."

[ 'શ્રીમદ્ રાજચંદ્ર' આંક ૭૯૮ સંપૂર્ણ વિચારણીય. ]

"ઉન્નતિનાં સાધનોની સ્મૃતિ કરું છુંઃ—

બોધબીજનું સ્વરૂપનિરૂપણ મૂળમાર્ગ પ્રમાણે ઠામ ઠામ થાય.

ઠામ ઠામ મતભેદથી કંઈ જ કલ્યાણ નથી એ વાત ફેલાય.

પ્રત્યક્ષ સદ્‌ગુરુની આજ્ઞાએ ધર્મ છે એ વાત લક્ષમાં આવે.

દ્રવ્યાનુયોગ,—આત્મવિદ્યાપ્રકાશ થાય.

ત્યાગવૈરાગ્યના વિશેષપણાથી સાધુઓ વિચરે

નવતત્ત્વપ્રકાશ

સાધુધર્મપ્રકાશ

શ્રાવકધર્મપ્રકાશ

વિચાર

ઘણા જીવોને પ્રાપ્તિ ”

શ્રીમદ્જીની હયાતીમા તેમના દર્શન–સમાગમની ભાવનાથી શ્રી લલ્લુજી સ્વામી નડિયાદ, આણંદ, અમદાવાદ, નરોડા આદિ સ્થળોમા વિહાર કરતા અને સમાચાર મળે તો સ્ટેશનના ગામે જઈ પહોચતા અને શ્રીમદ્જી મુંબઈ કે કાઠિયાવાડ જતા હોય તો દર્શન, સમાગમનો લાભ ચૂકતા નહીં પરંતુ હવે તેવુ બળવાન કારણ રહ્યુ નહીં અને પોતાને પહાડો અને જંગલો પ્રિય હોવાથી એકાતે આત્મસાધન વિશેષ થશે એમ ધારી ધર્મપુરના જંગલો વટાવી દક્ષિણ દેશ તરફ તેમણે વિહાર કર્યો હતો સાધુઓમાથી સાથે માત્ર એક મોહનલાલજીને રાખ્યા હતા તે જ્યા જાય ત્યા ઉપાશ્રયમા કોઈ આવે તેની સાથે ધર્મની વાત કરતા અને પોતે તો ઘણો વખત જંગલોમા ગાળતા, આહાર વખતે આવતા

એક દિવસે જંગલમા બહુ દૂર ચાલી નીકળ્યા તેવામા સો–બસો ભીલો તેમની આજુમાજુ દૂર દૂર હથિયારો તીરકામઠા સજ્જ કરી તેમને ઘેરી ઊભા રહ્યા બધા કેમ તેમને ઘેરીને ઊભા છે તે તેમના સમજવામા આવ્યું નહીં તેથી તે નિર્ભયપણે તેમની પાસે ગયા અને પૂછ્યુ, “ભાઈ, કેમ બધા એકઠા થયા છો ?” એક જણે કહ્યુ, “તમે સરકારી માણસ છો અને લડાઈમા ભરતી કરવા અમને પકડવા આવ્યા છો, તેથી તમને અમારે પકડી લેવા છે” તેમણે પાસેના ગામનું નામ તથા જેને ત્યા ઉતારો હતો તે વાણિયાનું નામ જણાવીને કહ્યું, “અમે તો સંત સાધુ છીએ તમારે ખાત્રી કરવી હોય તો અમારી સાથે ચાલો અમે તો ભગવાનની ભક્તિ અર્થે જંગલમા આવીએ છીએ, આજે જરા દૂર આવવું થયું, તમને અમારા તરફથી ભય પામવાને કારણ નથી અમે સરકારી માણસ નથી ” આ સરળ ખુલાસાથી બધા સમજી ગયા અને વેરાઈ ગયા

પછી લાબા લાબા વિહાર કરી દક્ષિણમા કરમાળા ગામ છે ત્યા ગયા અને સં૦ ૧૯૫૮નું ચોમાસુ પણ ત્યા કર્યું તે દેશમા જે ગુજરાતી અને મારવાડી લોકો હતા તે તેમના સમાગમમા આવતા અને તેમને ધર્મની વાત તે નિષ્પક્ષપાતપણે કરતા તે બહુ રુચી ગઈ પાછળથી પોતે ઘણી વખત શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ અગાસમા તે પ્રદેશની વાત કરતા અને કહેતા કે ત્યાના લોકો બહુ ભાવિક અને ઉત્સાહવાળા હતા અને ત્યા વધારે વખત વિચરવાનું બન્યું હોત તો શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ અગાસમા બની આવ્યું છે તેવું ત્યા જ બની જાત

શ્રી દેવકરણજી આદિ ચરોતરમા વિચરતા હતા તે અરસામા ભાદરણમા શ્રી દેવકરણજીને પગે કાટો વાગ્યો સં ૧૯૫૮નું ચાતુર્માસ તેમને બોરસદમા કરવાનું હતું, પણ કાટો વાગવાથી

પગ પાકયો અને હાડકું સળવા લાગ્યું એટલે અમદાવાદ ખાતે ચોમાસું નક્કી કર્યું. અને મુમુક્ષુભાઈઓએ ડોળીમાં બેસારી તેમને અમદાવાદ મોકલ્યા. ત્યાંના પરિચિત સ્થાનકવાસીઓ તથા અન્ય મુમુક્ષુવર્ગે બહુ સેવા કરી. ક્લોરોફોર્મ આપી ઓપરેશન કરવાનો ડૉક્ટરનો અભિપ્રાય હતો. પણ શ્રી દેવકરણજી બેભાન રહેવા માગતા ન હતા. એટલે ક્લોરોફોર્મ વિના જ ઓપરેશન કરવું પડ્યું. સાત વખત ફરી ફરી ઓપરેશન કરવાં પડયાં પણ તેમણે ક્લોરોફોર્મ ન લીધો તે ન લીધો. આખરે એ ચોમાસામાં જ શ્રી દેવકરણજીનો દેહ અમદાવાદમાં પડયો શ્રી ચતુરલાલજી તેમની સાથે અમદાવાદ હતા તેમને શ્રી લલ્લુજી સ્વામી સાથે જવાની ઉત્કંઠા હોવાથી કરમાળા પત્ર લખાવી તેમણે આજ્ઞા મગાવી આજ્ઞા મળતાં ચોમાસું પૂરું થયા પછી તે કરમાળા તરફ ગયા.

શ્રી લક્ષ્મીચંદજી આદિ મુનિઓ શ્રી દેવકરણજી સાથે અમદાવાદ ચોમાસું રહેલા તેમને આશ્વાસનનો પત્ર શ્રી લલ્લુજી સ્વામીએ કરમાળાથી લખ્યો હતો, તેમાં જણાવે છે:—

"તેને આત્મસ્વરૂપ–લક્ષ લેવાની ઈચ્છા હતી, તે ગુરુગમથી મળી હતી ...તે શુદ્ધ આત્મા આત્મપરિણામી થઈ વર્તતા. તેવા આત્મા પ્રત્યે નમસ્કાર હો ! નમસ્કાર હો !

'સમ્યક્પ્રકારે વેદના અહિયાસવા રૂપ પરમ ધર્મ પરમ પુરુષોએ કહ્યો છે. તીક્ષ્ણ વેદના અનુભવતાં સ્વરૂપભ્રંશ (ભ્રષ્ટ) વૃત્તિ ન થાય એ જ શુદ્ધ ચારિત્રનો માર્ગ છે. ઉપશમ જે જ્ઞાનનું મૂળ છે તે જ્ઞાનમાં તીક્ષ્ણ વેદના પરમ નિર્જરા ભાસવા યોગ્ય છે.'—મુનિ દેવકરણજીને વેદની પ્રબળ વેદતાં તથા મરણઉપસર્ગને અવસરે તેમને સમતા ભાવતાં તો નિર્જરા છે. હવે જેમ બને તેમ અપ્રતિબંધ અને અસંગપણું પ્રાપ્ત થાય તે કર્તવ્ય છે.'

....મુનિવરોને તે મુનિશ્રીનો સમાગમ સંયમને સાજકાર (સહાયકારક) હતો – વૈરાગ્ય, ત્યાગનો વધારો થવામાં કારણભૂત હતો. અમને પણ તે જ કારણથી ખેદ રહે છે. તે ખેદ હવે કર્તવ્ય નથી. અમારે અને તમારે એક સદ્ગુરુનો આધાર છે તે શરણ છે.......સર્વ ભૂલી જવા જેવું છે....નાશવંત છે તે વહેલે મોડે મૂકવા જેવું છે....પરભાવ ભૂલી જવાય તેમ કર્તવ્ય છે....પાંચમા સુમતિનાથના સ્તવનમાં બાજ (બાહ્ય), અંતરાત્મા અને પરમાત્માના સ્વરૂપની સાન કરી આપી છે તે યાદ લાવી સ્વરૂપમાં ચિત્તવૃત્તિને જોડશો....ગૌતમસ્વામીએ પણ મહાવીર ઉપરથી રાગ ઉતાર્યો હતો. એક સદ્ગુરુના સ્વરૂપમાં ચિત્ત જોડશો,....મંત્ર આપેલ છે તે બહુવાર યાદ કરશો. કોઈ વાતે મુઝાવા જેવું નથી, મુઝાશો નહિ."

શ્રી દેવકરણજીનો સ્વભાવ સિંહ જેવો શૂરવીર હતો. કાળે કાંટાથી ટકોરો માર્યો કે મરણિયા થઈ મૃત્યુવેદનાનો પડકાર તેમણે ઝીલી લીધો. તેમના વ્યાખ્યાનની સચોટતા એવી તો ખુમારીભરી હતી કે એક વખત પણ તેમના વ્યાખ્યાનને સાંભળનાર છ છ માસ સુધી બોધ ભૂલે નહીં શ્રીમદ્ તેમને પ્રમોદભાવે 'દેવકીર્ણ' નામથી સંબોધતા

***

૯

દૂર કરમાળા તરફ શ્રી લલ્લુજીસ્વામી આદિનું વિચરવુ થયું, તો પણ શ્રી અંબાલાલ ભાઇની સાથે પત્રવ્યવહાર ચાલુ હતો ભાઈશ્રી અંબાલાલભાઈએ પત્રદ્વારા તેમને વિનંતિ કરેલી કે આપ ક્ષાયક લબ્ધિ ( ક્ષાયક સમ્યક્ત્વ ) પ્રાપ્ત કરી આચાર્યગુણ–સંપન્ન શીઘ્ર બનો, અને અવલંબનરૂપ થાઓ તેનો ઉત્તર શ્રી લલ્લુજીસ્વામીએ એવા ભાવાર્થમા આપેલો કે તેમને અસંગ, અપ્રતિબંધ થવા સિવાય કોઈ આચાર્યાદિ થવાની હવે ઇચ્છા નથી તે બોધપત્રના ઉત્તરમા શ્રી અંબાલાલભાઈએ બે પત્રો શ્રી લલ્લુજીસ્વામી ઉપર લખ્યા છે તે વિચારવા યોગ્ય હોવાથી નીચે અગત્યના ભાગ આપેલ છે —

" અસંગ, અપ્રતિબંધ થવાની ઇચ્છાનો પત્ર સવિગત વાચી મને પરમ આનંદ થયો છે પણ આપની રૂબરૂ થવાની જરૂર છે ને થયા પછી જે આપને યોગ્ય લાગે તેમ વિચરશો આપ અસંગ થાઓ એમા હું ખુશી છુ અને તેમજ ઇચ્છુ છું

બાકી સામાન્ય મુમુક્ષુ બાઇઓ અને ભાઈઓને હવે બિલકુલ આધાર નથી ચોમાસુ પૂરુ થયે આ તરફ બોલાવવા એમ મને પણ ઠીક લાગે છે ચારિત્ર ધર્મમા સર્વ મુમુક્ષુભાઈઓ પ્રમાદાધીન વર્તે છે, તેને જાગૃત રાખનાર કોઈ છે નહિ બાઈઓને સંપ્રદાયનો આશ્રય તોડાવાથી તેઓ બિચારા તદ્દન નિરાધાર થઈ ગયા છે, તેઓને તો એકપણ આધાર નથી

તોપણ હવે આપણે આપણા માટે વિચાર કરીએ પ્રસંગમા આવેલા માણસો તેથી તેઓની દયા આવે છે, બાકી જગતમા અનંત જીવો છે જો તેઓની દયા ખાઈશુ અને તેમને જ માટે દેહ ગાળીશુ તો આપણું સાર્થક ( થવું ) રહી જશે, અર્થાત્ થશે જ નહીં માટે આપણે જો સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્રને શુદ્ધ કરીશુ તો આપણુ આત્મહિત થશે તે પછી તે દશા દ્વારે જગતનું ગમે તેમ થાઓ, તે માટે આપણે કોઈ વિચાર નથી આપણે તો સર્વ જીવ પ્રત્યે અનુકંપાબુદ્ધિ રાખવી

આપની વૃત્તિને ઉત્તેજન મળે તેવો આપની પાસે સત્સંગ નથી અથવા ઈડરમા આપની જે દશા હતી તેવી દશા પહાડો અગર એકાન્તમા થાય તેમ લાગે છે ? પ્રથમ સત્સંગમા તે દશા તો સ્વભાવે જ ઊગી નીકળી જોયેલી હતી કે આત્મવિચાર સિવાયની બીજી વાત સાવ ઉદાસીન જેવી, પરભાવની લાગતી એ સહેજે બનતું અને બનતું તે પરમ સત્સંગનું ફળ હતું, સત્સંગનો અંશ હતો હવે આપણે જો ગુફામા જઈને તેવી દશા બળથી લઈએ તો લઈ શકાય પણ તે સત્સંગના પ્રત્યક્ષ ફળ વિના વધુ વખત ટકી શકે એ મને તો મુશ્કેલ લાગે છે તે માટે મારુ કહેવું એમ નથી કે નિવૃત્તિમા ન જવુ, જવુ પણ થોડા વખત સત્સંગમાં રહેવાની જરૂર છે, તે થયા પછી જવું એમ કરવામા આવે તો વિશેષ દશા, અને દશા વિશેષ કાળ રહેવાનું બને આ વાત સ્વત મારા અનુભવરૂપ મારા સમજવા પ્રમાણે મે લખી છે આપ તો ગુણજ્ઞ છો, આપને ગમે તેમ વર્તતું હોય તે આપ જણાવશો

આત્મદશા જાગૃત કરવાનું મુખ્ય સાધન મારા અનુભવ પ્રમાણે હું જણાવું છું —કોઈપણ પદ, કાવ્ય અથવા વચન ગમે તેનો ઉચ્ચાર થતો હોય અને મન તેમાંજ પ્રેરાઈ વિચાર કરતું

હોય તો કાયા શાંત રહે છે; જેથી વચનથી ઉચ્ચાર અને મનથી વિચાર એ કામ સાથે લયતારૂપે થયા કરે તો કાયા સ્થિર થઈ આત્મવિચારને જાગૃત કરે છે. તે માટે અલ્પપરિચય, અલ્પ પરિગ્રહ, આહારનો નિયમ, નીરસ ભાવ એ બધાં કર્તવ્ય છે.......જેમ જેમ લયતા વિશેષ તેમ તેમ આત્મજાગૃતિ વર્ધમાન હોય છે, તેમ તેમ કર્મનો અભાવ છે....એ બધામાં વિચારજાગૃતિ મુખ્યપણે જોઈએ છે. તે વિચારજાગૃતિની ઘણી જ ન્યૂનતા જોવામાં આવે છે. તેથી દશા વર્ધમાન થતી નથી; બળથી કરવા જતાં વધુ વખત રહેતી નથી. અને કૃત્રિમ થઈ તે દશા જતી રહે છે.......જો વિચારજાગૃતિ હોય તો, સહજે ઓછા બળે કે વિના પરિશ્રમે તે દશા વર્ધમાન થાય છે.

.......તે વિચારજાગૃતિ શેનું નામ....?....કોઈપણ શબ્દ, વાકય, પદ કે કાવ્યનુ વિચારથી કરી વિશેષ અર્થનું ફેરવવાપણું, તે એટલે સુધી—જેમ જેમ તેનો અર્થ વિશેષ થતાં જતાં મન નિરાશ ન પામતું હોય પણ પ્રફુલ્લિત રહેતું હોય, ઉમંગ વધતો હોય, આનંદ આવતો હોય, લયતા થતી હોય, મન–વચન–કાયા જાણે એક આત્મરસરૂપ થઈ તે જ વિચારમાં પ્રવર્ત્યે જતાં હોય ત્યાં કેવી મજા પડે! એવી જે રસલયલીનતા એકરસરૂપ તે વિચારજાગૃતિ આપે છે. તે જ વિચારજાગૃતિની બહુ ન્યૂનતા છે. માટે તેવા પુરુષોને જ્ઞાનીઓએ સત્સંગમાં રહેવાની આજ્ઞા કરી છે; કારણ કે વિચારશક્તિના ઓછા બળને લીધે સત્સંગ તે તે જીવોને બળરૂપ થઇ પડે છે.

તે વિચારશક્તિ માટે વિદ્યાભ્યાસ, ન્યાય, તર્ક, વ્યાકરણ અને શાસ્ત્રાભ્યાસની મુખ્ય જરૂર છે કે જેથી વિચારશક્તિને તે ઉપકારભૂત થાય છે.

....જગતનું કલ્યાણ કરવા જેવી દશા નથી, તેવો દંભ રાખવો નથી. જગત પ્રત્યે અનુકંપા વર્તે છે. તે ષટ્પદયથાર્થ સ્વરૂપ જ્યાંસુધી યથાર્થ આત્મવિચારપણે સમજાયું નથી, ત્યાંસુધી કોઇ પણ મત મંડન કે ખંડન થઈ શકે તેમ નથી. તે છપદનું સ્વરૂપ જેમ જેમ વિચારજ્ઞાનની પ્રધાનતા અને ચારિત્રધર્મની શુદ્ધતા, તેમ તેમ અનુભવરૂપે વિશેષ પ્રકારે સમજાય છે...."

"....એવી લબ્ધિ પ્રગટ કરો કે સહજાત્મસ્વરૂપ થઈ રહો; તમારું આલંબન લઈ અમે પણ તરીએ."

તે ચોમાસામાં શ્રી અંબાલાલભાઇનું કરમાળા જવું થયું હતું અને કરમાળામાં શ્વેતાંબર, સ્થાનકવાસી અને દિગંબર ત્રણેય જૈન પક્ષોમાં ત્રીસ વર્ષથી ચાલ્યા આવતા અણુબનાવ અને વિરોધનું સમાધાન શ્રી લલ્લુજીની સહાયતાથી સંપ જળવાય તેમ કર્યું હતું.

ચોમાસું પૂરું કરી શ્રી લલ્લુજી દક્ષિણમાં વિચરતા વિચરતા ઘોરનદી નામના ગામમાં થોડો કાળ રહ્યા હતા. તે જ ગામની એક બાઇ અને તેની દીકરીએ સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષા લીધેલી. તે બીજી આર્જાઓ સાથે ચોમાસામાં ત્યાં રહેલી. પણ તે બાઇને માંદગી બહુ હોવાથી ચોમાસા પછી પણ ત્યાં રોકાવું થયેલું તેમના સંઘાડાના સાધુઓને તે આર્જાઓએ પત્ર લખી જણાવેલું કે એક આર્જા માંદી છે તેને સંથારો (મરણ પહેલાંનું તપ) કરાવવા માટે શું કરવું? તે સાધુઓએ શ્રી લલ્લુજી ઘોરનદીમાં ગયા છે એમ સાંભળેલું અને ખંભાતના

સઘાડા પ્રત્યે તેમને માન હોવાથી તેમણે આર્યાઓને જણાવ્યું કે શ્રી લલ્લુજીની આજ્ઞા પ્રમાણે વર્તજો આર્જાઓને સમાચાર મળ્યા તે જ રાત્રે તે બાઇને મદવાડ વધી જવાથી બેશુદ્ધ થઈ ગઇ તેથી હવે દેહ છૂટી જશે એમ જાણી ગોરાણીએ (મોટા સાધ્વીએ) તેને જીવતા સુધી ચારે પ્રકારના આહારના ત્યાગના પચ્ચખાણ આપી સૂત્રપાઠ ભણી સથારો કરાવ્યો કારણ કે એ સપ્રદાયમા કોઇ સથારા સિવાય મરી જાય તો તેની અને ઉપર સભાળ રાખનારની અપકીર્તિ થતી જેમ જેમ રાત વીતતી ગઈ અને પ્રભાત થવા આવ્યું તેમ તેમ બાઈ શુદ્ધિમા આવતી ગઈ અને સવારે પાણી પીવા માગ્યું ગોરાણી તો ગભરાઈ—ચારે પ્રકારના આહારના પચ્ચખાણ આપ્યા છે અને પાણી માગે છે તે કેમ અપાય? ગભરાતી ગભરાતી ગોરાણી શ્રી લલ્લુજી ઊતર્યા હતા ત્યા ગઈ અને બધી વાત તેમને જણાવી, તેમના સાધુઓના સમાચાર પણ જણાવ્યા ‘પણ રાત્રે પૂછવા અવાય નહીં અને દેહ છૂટી જાય એમ લાગવાથી પચ્ચખાણ આપી દીધા છે હવે કેમ કરવુ? સૂડી વચ્ચે સોપારી જેવી સ્થિતિ થઈ છે કૃપા કરીને કોઈ રસ્તો બતાવો’ એવી વિનતિ ગોરાણીએ કરી તેને શાત કરીને પાછી મોકલી અને પોતે આર્યાઓના ઉપાશ્રયે પધાર્યા સર્વેએ વિનય સાચવ્યો પછી શ્રી લલ્લુજી તે માદી બાઇને જોઇને બોલ્યા, “કઈ ગભરાવાનું કારણ નથી ખુશીથી જે આહાર—પાણીની જરૂર પડે તે વાપરજે”

તે બાઈ બોલી, “ના, મહારાજ, મને પચ્ચખાણ કરાવ્યા છે એમ કહે છે, પણ પાણી વિના મારે નહીં ચાલે એમ લાગે છે”

શ્રી લલ્લુજીએ હિમ્મત આપતા કહ્યુ, “જો, બાઈ, તારી માગણી સિવાય જે પચ્ચખાણ આપ્યા છે તે દુપચ્ચખાણ છે, સુપચ્ચખાણ નથી એ પચ્ચખાણ તોડવાથી તને જે પાપ લાગે એમ લાગતું હોય તે હું મારે માથે વહોરી લઉ છુ તારી મરજીમા આવે તેવા શુદ્ધ આહાર—પાણી વાપરવામા હવે હરકત માનીશ નહીં”

બધા સાભળનારાને બહુ નવાઈ લાગી પણ તે માદી બાઈએ કહ્યુ “મારે પાણી સિવાય ત્રણે પ્રકારના આહારનો ત્યાગ કરવો છે મારુ મરણ સુધારવા કૃપા કરજો”

તે બાઇની સમાધિ—મરણની ભાવના તેમજ વિનતિને લઇને શ્રી લલ્લુજી રોજ તેમને ઉપાશ્રયે જતા અને તેને સમજાય તેવા સત્પુરુષોના વચનોનું વિવેચન કરતા, ઉપદેશ આપતા તેમના વચનો બીજા સાભળનારને બહુ ભારે લાગતા પણ મહાપુરુષોના યોગબળ આગળ કોઈ કઈ બોલી શકતા નહિ આ પ્રસગનું વર્ણન પોતે ઘણી વખત શ્રોતાઓને રસપ્રદ અને વૈરાગ્ય વાહક વાણીમા કહેતા તે બાઇને ઉપદેશતા કે “આત્મા ભિન્ન છે, દેહ ભિન્ન છે, તુ આ દેહ નથી, તુ આ રોગરૂપ નથી, તુ વૃદ્ધ નથી, યુવાન નથી, બાળ નથી, તુ સ્રી નથી, સાધ્વી નથી, ગોરાણી નથી, ચેલી નથી, તું શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યમય આત્મા છે તારા આ કપડા નથી, તારા પુસ્તક નથી, તારા ઉપકરણ નથી, તારી પાટ નથી, તારી દીકરી નથી, તારી ગોરાણી નથી, તારો આ દેહ પણ નથી, સર્વને વોસરાવી દે જ્યા જ્યા આ જીવ બધાયો છે ત્યા ત્યાથી વિચાર, વૈરાગ્ય વડે છૂટવાનું છે, ત્રણે લોકમા કોઈપણ પદાર્થ પ્રત્યે આસક્તિ, પ્રીતિ કરવા

યોગ્ય નથી. નિરંતર ઉદાસીનતા ઉપાસવા યોગ્ય છે. હરતાં ફરતાં, બેસતાં, ઊઠતાં, પાણી પીતાં, બોલતાં, સૂતાં, જાગતાં સર્વ અવસ્થામાં ભાન હોય ત્યાંસુધી એક આત્મા ઠામ ઠામ જોવા પુરુષાર્થ કરવો. આત્મા સિવાય હલાય નહિ, ચલાય નહિ, બોલાય નહિ, વિચારાય નહિ, સુખદુઃખ જણાય નહિ; આત્માની હાજરીમાં બધું ખબર પડે છે. તો આત્મા સિવાય બીજામાં લક્ષ રાખવો નહીં, કોઈમાં મમતાભાવ કરવો નહીં; થયો હોય તો તજી દેવો. જીવ એકલો આવ્યો છે, એકલો જવાનો છે. કોઇ કોઈનું દુઃખ લઈ શકે તેમ નથી; કોઈ કોઇને સુખી પણ કરે તેમ નથી. તેમ પોતાનાં બાંધેલાં કર્મ કોઇ ભોગવવાનું નથી. પોતાનાં કરેલાં જ કર્મનું ફળ પોતાને ભોગવવું પડે છે તો પછી તેમાં હર્ષશોક શો કરવો? સમભાવ, સહનશીલતા અને ધીરજ ધારણ કરીને જ્ઞાનીપુરુષે જાણેલો આત્મા મારે માન્ય છે એવા શરણભાવથી ઉદય આવેલાં કર્મ વેદી લેવાય તો નવાં કર્મ બંધાય નહીં, જૂનાં બાંધેલાં કર્મ છૂટતાં જાય છે. દેહને રાખવો હોય તોપણ આયુષ્ય પૂરું થયે રહે તેમ નથી તો પછી એવા નાશવંત દેહમાં મોહ રાખી આત્માનું અહિત કોણ કરે? જેમ થાવું હોય તેમ થાજો; પણ હવે તો એક આત્મા સિવાય બીજે ચિત્ત દેવું નથી. બીજે બીજે ચિત્ત રાખીને અનંત કાળ આ જીવ સંસારમાં ભમ્યો. પણ હવે સત્પુરુષના સમાગમે જે બોધ સાંભળ્યો, આત્માનું માહાત્મ્ય સાંભળ્યું, 'આત્મસિદ્ધિ' સમજાવી તેમા મારી રુચિ રહો; તેજ સ્વરૂપ મને પ્રાપ્ત હો, તેનું નિરંતર ભાન રહો એ જ ભાવના કર્તવ્ય છે. આટલી પકડ કરી લઈશ તો તારું કામ થઈ જશે, સમાધિમરણ થશે."

તે બાઇને પણ વિશ્વાસ બેઠેલો કે આ મહાત્મા પુરુષ કહે છે તે સાચું છે, તે જ કર્તવ્ય છે; તે કહે છે તે જ છૂટવાનો માર્ગ છે. અને તેમની ગેરહાજરીમાં પણ તેમણે ઉપદેશેલા બોધને તે વિચારતી, ભાવના કરતી અને વારંવાર કહેતી પણ ખરી કે 'આ મારી પાટ નહીં, આ મારાં વસ્ત્ર નહીં; આ દેહ મારી નથી, મારું કંઈ થવાનું નથી. બધું પડ્યું રહેવાનું છે. જ્ઞાની પુરુષે જાણેલો અનુભવેલો આત્મા સત્ય છે, નિત્ય છે, સુખસ્વરૂપ છે, શરણ કરવા યોગ્ય છે.' આમ એકવીસ દિવસ સુધી પાણીના આધારે તેના પ્રાણ ટકયા. દરરોજ શ્રી લલ્લુજી સ્વામી દર્શન–સમાગમનો લાભ આપતા. અને સદ્ઉપદેશથી ધીરજ, સહનશીલતા તથા આત્મભાવના પોષતા,—છપદનો પત્ર, આત્મસિદ્ધિ શાસ્ત્ર, અપૂર્વ અવસર આદિ તેને સંભળાવતા અને સત્પુરુષ પ્રત્યે શરણભાવ અને આત્મભાવ ટકાવી રાખવા જણાવતા રહેતા. શાંતિ–સમાધિથી તેનું મરણ થયું હતું. તથા તેની ગતિ સુધરી ગઈ હતી. એમ પોતે ઘણી વખત જણાવેલું હતું.

એકવીસ દિવસ સંથારો ચાલ્યો તેથી ગામમાં પણ તે વાત ફેલાઈ ગયેલી. કોઈ વિદ્વેષીએ સરકારમાં ખબર આપેલી કે ધોરનદીમાં એક બાઈને ભૂખી રાખી મારી નાખવામાં આવી છે. તેની તપાસ કરવા કલેકટર આવ્યો હતો. તેને ગામના લોકોએ સમજૂતી આપી કે એ તો ધર્મવિધિ પ્રમાણે અંત વખતે મરનારને આહારત્યાગની ભાવના થવાથી તેને ધર્મના નિયમ પ્રમાણે વ્રત આપવામાં આવે છે અને તેનું મરણ સુધરે અને સારી ભાવના રહે તેવો ઉપદેશ આપવા અર્થે જ તેની પાસે શ્રી લલ્લુજી સ્વામીનું જવું થતું હતું તેમાં બળાત્કાર કોઇ પ્રકારનો હોતો નથી ઈત્યાદિ પ્રકારે તેના મનનું સમાધાન કરી કલેકટરને લોકોએ માન આપી વિદાય કર્યો હતો.

જે રસ્તે ગયા હતા તે જ પહાડો અને જંગલોને રસ્તે થઈને ગુજરાત તરફ તેમણે વિહાર કર્યો જતી વખતે જેમ ભીલોએ ઘેરી લઈ ઉપસર્ગ કર્યો હતો તેવો ઉપદ્રવ આ વખતે પણ ભીલોના ભયંકર સ્થાનો વટાવીને જતા તેમને કંઈક અંશે થયો તેમની સાથે શ્રી મોહનલાલજી અને ચતુરલાલજી એ બે સાધુઓ હતા શ્રી ચતુરલાલજી પાત્રા વગેરે ઉપકરણ લઈ આગળ ચાલતા હતા પાછળ બન્ને જણ આવતા હતા કસુંબા ગામ આવતા પહેલા જંગલમા શ્રી ચતુરલાલજી આગળ ચાલતા હતા તેમને શ્રી લલ્લુજી અને મોહનલાલજીથી વધારે અંતર પડી ગયું તેવામા બે ભીલ ઝાડીમાથી નીકળી આવ્યા શ્રી ચતુરલાલજીને પાછળથી ખભે પકડી એક ભીલે છત્તા નીચે પાડી નાખ્યા પોટલામા પાત્રા હતા તે ભાગી ગયા એક પગ પર ચઢી બેઠો અને એક આગળ છાતી ઉપર ચઢી બેઠો શ્રી ચતુરલાલજી આવેશમા આવી ગયા, બન્નેને ઉછાળીને ઊભા થઈ ગયા બન્નેના કાંડા પકડી રકઝક કરતા હતા એટલામા શ્રી મોહન-લાલજી આવી પહોચ્યા અને પાછળ શ્રી લલ્લુજી પણ આવતા હતા તેમને જોઈને બન્ને ભીલના ગાત્ર નરમ થઈ ગયા, અને કરગરવા લાગ્યા શ્રી લલ્લુજી આવી પહોચ્યા એટલે બન્ને ભીલોને શિખામણ દઈ તેમણે છોડાવી દીધા

***

૧૦

વિહાર કરતા મુનિવરો નરોડા આવ્યા અને સં ૧૯૫૯ નું ચોમાસું નરોડા કર્યું ચોમાસામા અમદાવાદ આદિ સ્થળેથી મુમુક્ષુઓ મુનિ-સમાગમ અર્થે અવારનવાર આવતા ત્યાથી તીર્થયાત્રા અર્થે મુનિવરો નાની મારવાડ તરફ પધાર્યા

પંચતીર્થમા સાદડી પાસેનું રાણકપુર એક તીર્થસ્થળ ગણાય છે ત્યા શ્રી લલ્લુજી આદિ મુનિઓ જવાના છે એમ એક વિદ્વેષી સાધુને ખબર પડવાથી તેણે સાદડી પ્રથમથી જઈ બધા શ્રાવકોને સમજાવ્યું કે સ્થાનકવાસી સાધુઓ અહીં આવવાના છે તેમને આહારપાણી ન આપવા તે ઉન્માર્ગી છે, તેમને મદદ કરવાથી મિથ્યાત્વ લાગે, વગેરે તેમના મનમા ઠસાવી દીધું જ્યારે તે મુનિવરો રાણકપુર પધાર્યા, દેરાસરમા દર્શન ભક્તિ કરી આહારપાણી માટે ગયા ત્યારે આહારની વાત તો દૂર રહી પણ તેમને પાણી સરખુ મળ્યું નહીં કોઈ ગરમ પાણીથી સ્નાન કરતા હતા, તેમની પાસે એક મુનિએ પાણી માગ્યું તોપણ આપ્યું નહિ બીજે દિવસે ભિક્ષાર્થે ગયા તોપણ તેમ જ થયું સાથેના મુનિઓને એમ લાગ્યું કે આપણે વિહાર કરી બીજા ગામે જવું સારુ પણ શ્રી લલ્લુજી સ્વામીએ તો નિશ્ચય કર્યો કે પ્રાપ્ત પરિષહ જીતવો એ જ નિર્ગ્રંથ માર્ગ છે, કઠણાઈથી ડરી જવું કે ભાગતા ફરવું એ કાયરનું કામ છે ત્રીજે દિવસે પણ પાણી સરખુ મળ્યું નહિ આમ નિર્જળ અઠ્ઠમ પૂરો થયો

તેવામા ખંભાતનો સંઘ યાત્રાર્થે નીકળેલો તે જ દિવસે રાણકપુર આવી પહોચ્યો તેમણે કોઈ મુનિઓ હોય તો વહોરાવીએ એવી ભાવનાથી તપાસ કરી તો ખબર પડી કે શ્રી લલ્લુજી આદિ મુનિઓ અહીં છે તેથી તેમને બોલાવી લાવી ભક્તિપૂર્વક આહારપાણી વહોરાવ્યા

ત્યાંથી વિહાર કરતા કરતા મુનિવરો પાલણપુર પધાર્યા. ત્યાંના સ્થાનકવાસી સંઘમાં અગ્રેસર પીતાંબરદાસ મહેતા ગણાય છે. તે તેમને મળ્યા અને વાતચીત થતાં બધા મુનિઓ પંચતીર્થી યાત્રા કરીને આવે છે એમ સાંભળ્યું એટલે તેમને થયું કે આમની શ્રદ્ધા ફરી ગઈ લાગે છે. સ્થાનકવાસી તો પ્રતિમાને માને નહીં, દેરાસરોમાં જાય નહીં. તેથી તેમને ઠપકો દેવાના હેતુથી બોલ્યા, "તીર્થ તો સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચાર જ છે; પાંચમું તીર્થ ક્યાંથી લાવ્યા? આમ મુનિઓ બધે ફરે તો શ્રાવકોની શ્રદ્ધા ધર્મ ઉપર ક્યાંથી રહે? મુનિઓ ભગવાનના વચનની વિરુદ્ધ વર્તે તો મુનિપણું ક્યાં રહ્યું?" વગેરે આવેશમાં આવીને તે ઘણું બોલ્યા, પણ મુનિવરો શાન્ત રહ્યા.

રાત્રે પીતાંબરદાસભાઈને વિચાર આવ્યો કે "આજે મેં મુનિઓને કઠોર વચન કહ્યાં છતાં કોઈ કાંઈ બોલ્યા નહીં, તેમણે તો ઊલટી ક્ષમા ધારણ કરી. શાસ્ત્રમાં શ્રી નમિરાજર્ષિનાં ઇન્દ્રે વખાણ કર્યાં છે, 'હે મહાયશસ્વી, મોટું આશ્ચર્ય છે કે તેં ક્રોધને જીત્યો, તેં અહંકારનો પરાજય કર્યો!' આ શાસ્ત્ર-વચન મેં પ્રત્યક્ષ આજે સત્યરૂપે જોયાં. ક્રોધને જીતનાર ક્ષમામૂર્તિ આ જ છે. હું ક્રોધથી ધમધમ્યો અને કુવચનો વર્ષાવ્યાં; પરંતુ એમનું રોમ પણ ફરક્યું નહીં. તો મારે પ્રભાતે તેમની માફી માગવી ઘટે છે." સવારે મુનિવરો પાસે આવી ભક્તિપૂર્વક નમસ્કાર કરી તેમની સ્તુતિ કરી માફી માગી.

પાલીતાણા થઈ જૂનાગઢ શ્રી લલ્લુજી આદિ પધાર્યા તે વખતે કેટલાક મુમુક્ષુઓ ગિરનાર પર્વતની પાંચમી ટૂક સુધી હતા. ઘણા વિકટ માર્ગમાં મુમુક્ષુઓને હિમ્મત આપતા સર્વની આગળ શ્રી લલ્લુજી ચાલતા. ઉપર એક ગુફા જોવા ગયા. તે વિષે એવી વાત ચાલતી સાંભળી કે અહીં એક યોગી રહેતા હતા; પણ હવે કોઈ આ ગુફામાં રાત્રિ ગાળી શકતું નથી. એક સાધુને લોકોએ ના પાડેલી છતાં રાત્રે રહ્યા, પણ સવારે ગભરાઈ માંદા થઈ ગયા અને તેમનો દેહ છૂટી ગયો. આ વાત સાંભળી શ્રી લલ્લુજીને વિચાર થયો કે આપણે અહીં રહીએ. બીજા મુમુક્ષુઓ ના પાડવા લાગ્યા. છતાં શ્રી મોહનલાલજી સાથે તે ગુફામાં રહ્યા અને બીજા મુમુક્ષુઓ પર્વત ઊતરી જૂનાગઢ ગયા.

રાત્રે બન્ને મુનિ ભક્તિ કરવા લાગ્યા. તે વખતે ગુફા ઉપર જાણે શિલાઓ ગબડતી હોય તેવો અવાજ થવા લાગ્યો. મોટા અવાજે બન્નેએ ભક્તિમાં ચિત્ત રોક્યું. થોડી વાર થઈ ત્યાં વીજળીના કાટકાનો અવાજ થાય તેવા ભયંકર અવાજ થવા લાગ્યા. પરંતુ તે તરફ મુનિવરોએ લક્ષ ન આપ્યું, માત્ર ઈષ્ટ સદ્‌ગુરુની ભક્તિ ઉલ્લાસભાવથી કરતા રહ્યા થોડી વારમાં શાંતિ પ્રસરી ગઈ. પછી શ્રી મોહનલાલજી પ્રશ્નો પૂછે અને શ્રી લલ્લુજી તેના ઉત્તર આપે એમ ચર્ચામાં કંઈક કાળ ગાળ્યો, અને પાછલી રાતનો વખત શ્રી લલ્લુજીએ ધ્યાનમાં ગાળ્યો, ત્યારે શ્રી મોહનલાલજી સ્મરણમંત્રની માળા ગણતા સવારે ગુફાની બહાર આવ્યા અને તપાસ કરી પણ અવાજ થવાનું કંઈ કારણ સમજાયું નહીં. બીજી તેમજ ત્રીજી રાત્રિ પણ તે પ્રકારે તેમણે ત્યાં ગાળી; પણ પ્રથમ રાત્રિ જેવો ઉત્પાત પછી થયેલો નહીં.

જૂનાગઢથી વિહાર કરી ધંધુકા શ્રી લલ્લુજી પધાર્યા અને ત્યાં જ સં. ૧૯૬૦નું ચોમાસું

પણ કર્યું ખંભાતથી શ્રી અંબાલાલભાઈ તથા વીરમગામ, અમદાવાદ અને વટામણ તરફના મુમુક્ષુજનોએ સંતસમાગમ અર્થે આવીને પર્યુષણપર્વ નિમિત્તે ત્યાં પંદરેક દિવસ ગાળેલા કેટલાક ભાઈબેનોને એ ચાતુર્માસમાં એવો તો ભક્તિરંગ લાગ્યો હતો કે તે મરણપર્યંત ટકી રહ્યો

એક વખતે ધંધુકાના સ્થાનકવાસી ભાવસારોના વિચારવાન અગ્રેસરોએ શ્રી લલ્લુજી સ્વામી પાસે આવીને પૂછ્યું કે આપના ઉપર અમને વિશ્વાસ છે તેથી પૂછીએ છીએ કે "પ્રતિમા માનવી કે નહીં? શાસ્ત્રમાં પ્રતિમાપૂજન વગેરે આવે છે કે નહી? અમને ખબર નથી, અમે દેરાસરમાંય જતા નથી તમે કહો તેમ માનીએ' શ્રી લલ્લુજી સ્વામીએ તેમને જણાવ્યું કે "શાસ્ત્રમાં પ્રતિમા સંબંધી પાઠ ચાલ્યા છે, પ્રતિમાજીનું અવલંબન હિતકારી છે દેરાસરમાં ન જવું એવો આગ્રહ છોડી દેવાયોગ્ય છે, અમે પણ દર્શન કરવા, ભક્તિ કરવા દેરાસર જઈએ છીએ એ વિષે સત્સંગ-સમાગમે ઘણુ શ્રવણ કરવાની જરૂર છે"

ધંધુકાના ત્રીસ ભાવસાર કુટુમ્બો સ્થાનકવાસીની માન્યતા બદલી દેરાવાસી માન્યતાવાળા થયા પણ પછી વિશેષ સત્સમાગમના અભાવે પાછા શ્વેતાંબરના આગ્રહવાળા તે થઈ ગયા જેમ ઊંઘમાં પડખું ફેરવે પણ ઊંઘ ન તજે તેમ એક પક્ષ છોડી બીજા પક્ષમાં જતા આત્મ જાગૃતિ કરવાની હતી તે ન થઈ

શ્રી ધારશીભાઈ કર્મગ્રંથના અભ્યાસી હતા તે પણ ધંધુકામાં શ્રી લલ્લુજીસ્વામીના દર્શન-સમાગમ અર્થે આવેલા તેમણે એક દિવસ સ્થાનકને મેડે પધારવા શ્રી લલ્લુજીને વિનંતિ કરી બન્ને ઉપર ગયા અને બારણા બંધ કરી શ્રી ધારશીભાઈએ વિનયભક્તિપૂર્વક સાષ્ટાંગ દંડવત્ કરી શ્રી લલ્લુજી સ્વામીને વિનંતિ કરી કે, "સં ૧૯૫૭માં શ્રીમદ્જીનો દેહ છૂટતા પહેલા પાંચ છ દિવસ અગાઉ હું રાજકોટ દર્શન કરવા ગયેલો તે વખતે તેઓશ્રીએ કહેલું કે શ્રી અંબાલાલ, શ્રી સોભાગ્યભાઈ અને આપને તેઓશ્રીની હયાતીમાં અપૂર્વ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થયું છે તે વખતે મને એક સામાન્ય સમાચારરૂપ તે શબ્દો લાગેલા, પણ આ ત્રણ વર્ષના વિરહ પછી હવે મને સમજાયું કે તે શબ્દો મારા આત્મહિત માટે જ હતા તે પ્રભુના વિયોગ પછી હવે આપ મારે અવલંબનરૂપ છો તો તેઓશ્રીએ આપને જણાવેલ આજ્ઞા કૃપા કરી મને ફરમાવો હવે મારી આખર ઉમ્મર ગણાય, અને હું ખાલી હાથે મરણ પામું તેના જેવું બીજું શું શોચનીય? આજે અવશ્ય કૃપા કરો એટલી મારી વિનંતિ છે" એમ બોલી આંખમાં આંસુસહિત શ્રી લલ્લુજીના ચરણમાં તેમણે મસ્તક મૂક્યું તેમને ઉઠાડીને ધીરજથી શ્રી લલ્લુજીએ એમ જણાવ્યું કે પત્રોમાં કૃપાળુદેવે જે આરાધના બતાવી છે, બોધ આપ્યો છે તે આપના લક્ષમાં છે એટલે તે સમજી ગયા કે યોગ્યતા લાવવા પુરુષાર્થ કરવાનો છે પણ ધીરજ ન રહેવાથી વિશેષ આગ્રહ કરી કંઈ પ્રસાદી આપવા વારંવાર વિનંતિ કરી એટલે શ્રી લલ્લુજીએ જે સ્મરણમંત્ર કૃપાળુદેવે મુમુક્ષુઓને જણાવવા તેમને આજ્ઞા કરેલી તે તેમને જણાવ્યો તેથી તેમનો આભાર માની તેનું પોતે આરાધન કરવા લાગ્યા

શ્રી લલ્લુજી સ્વામી ચાતુર્માસ પૂરું કરી, ભાવનગર તરફ વિહાર કરી ખંભાત તરફ પધાર્યા. શ્રી અંબાલાલભાઈનો સમાગમ ત્યાં થયો; પણ ખંભાતમાં પ્લેગ ચાલતો હોવાથી

બન્નેએ એવો વિચાર ગોઠવ્યો કે વટામણમાં થોડા દિવસ ટકીને રહેવું અને પરમ કૃપાળુદેવના સમાગમે થયેલા બોધ વિષે ત્યાં વિચાર કરવો.

શ્રી લલ્લુજી આદિ વટામણ ગયા. શ્રી અંબાલાલભાઈ તરફથી પણ અમુક દિવસે આવવા ના સમાચાર આવી ગયા. પણ શ્રી અંબાલાલને પ્લેગ લાગુ થયો અને ત્રણ મુમુક્ષુઓના દેહ છૂટી ગયા. ખંભાતથી મુનિવરોને ગયાં પંદર દિવસ પણ થયા ન હતા તેટલામાં સમાચાર મળ્યા કે શ્રી અંબાલાલભાઇનો દેહ છૂટી ગયો.

'શ્રીમદ્ રાજચંદ્ર' ગ્રંથ છપાઈને લગભગ તૈયાર થઈ ગયો હતો; પરંતુ બહાર પડયો નહોતો. થોડા સમય બાદ તે જ સાલમાં, સં. ૧૯૬૧માં 'પરમશ્રુતપ્રભાવક મંડળ' તરફથી તે ગ્રંથ બહાર પડયો એટલે શ્રી લલ્લુજીને પણ મળ્યો. પછી તો પરમકૃપાળુનાં વચનામૃતોનો તે સંગ્રહ પોતે સાથે રાખતા. પ્રથમ શ્રી અંબાલાલભાઇએ ઉતારી આપેલ હસ્તલિખિત વચનામૃતોનું વાચન મનન શ્રી લલ્લુજી સ્વામી કરતા; પણ હવે લગભગ બધા પત્રોનો સમૂહ બહાર પડયો તેથી તેમને ઘણો આનંદ થયો હતો.

ઇડર તરફ વિહાર કરતાં કરતાં શ્રી લલ્લુજી સ્વામીએ વડાલીમાં ચાતુર્માસ સં. ૧૯૬૧માં કર્યું. સ્થાનકવાસીનો વેષ હોવાથી કેટલાક શ્વેતાંબર શ્રાવકો કટાક્ષદૃષ્ટિથી જોતા; પરંતુ રોજ દેરાસરમાં દર્શન કરવા જતાં, ત્યાં ભક્તિ કરતા, એટલે કોઈ કોઈ તેમની પાસે આવતા અને નિષ્પક્ષપાતી વાતચીતથી પ્રસન્ન થતા શ્રી માધવજી રેવાજી શેઠને શ્રી લલ્લુજી સ્વામીનો વિશેષ પરિચય થયેલો અને તેમનું આખું કુટુમ્બ ભક્તિરાગી બન્યું હતું. ભાઈ અખેચંદ આદિ પ્રથમ વિરોધી પક્ષમાં હતા; પણ ધીમે ધીમે સત્સંગનો તેમને રંગ લાગ્યો અને મરણપર્યન્ત તે વર્ધમાનપણે ટકી રહ્યો.

ચાતુર્માસ પૂરું કર્યા પછી પણ ઈડર આજુબાજુની પવિત્ર ભૂમિમાં વિહાર કરી શેષકાળ પૂરો થતાં ખેરાળુમાં સં. ૧૯૬૨ નું ચાતુર્માસ કર્યું.

સં. ૧૯૫૭માં શ્રી રત્નરાજ નામે એક સાધુ મારવાડથી વિહાર કરીને ગુજરાત તરફ આવતા હતા. તેમણે શ્રીમદ્ રાજચંદ્ર નામે કોઈ આત્મજ્ઞાની પુરુષ છે એમ સાંભળેલું એટલે તેમનો સમાગમ કરી તેમની કૃપાથી આત્મજ્ઞાન પામવાની તેમની અભિલાષા હતી. પણ રસ્તામાં તેમને સમાચાર મળ્યા કે તે આત્મજ્ઞાની મહાત્માનો દેહ છૂટી ગયો. તેથી તે મારવાડ તરફ પાછા વિહાર કરી ગયા ત્યાં અનેક દિગંબરી વિદ્વાનોનો તેમને સમાગમ થયેલો અને દિગંબર ગ્રંથોનો પણ તેમણે સ્વાધ્યાય કરેલો. તેમનો ક્ષયોપશમ તથા વ્યાખ્યાનશક્તિ પણ મનોહર હતાં. તેથી ઘણા બુદ્ધિમાન અને આત્માર્થી જીવો તેમના સમાગમમાં આવતા. શ્રીમદ્ રાજચંદ્રના અનુયાયી કોઈ હોય તો તેમને મળવાના પણ તેમને ભાવ હતા સં. ૧૯૬૨નું ચાતુર્માસ તેમણે પાલનપુર કરેલું તે અરસામાં એક મુમુક્ષુ ખેરાળુમાં શ્રી લલ્લુજીસ્વામીના સમાગમ બાદ શ્રી રત્નરાજ સ્વામીનાં દર્શનાર્થે પાલણપુર પધારેલ તેમણે શ્રી રત્નરાજ સ્વામીને શ્રીમદ્ રાજચંદ્ર સંબંધી તથા શ્રી લલ્લુજી સ્વામી સંબંધી પ્રશંસાપૂર્વક વિસ્તારથી વાત કરી કે પોતાને ધર્મ-માર્ગમાં દોરનાર એ શ્રી લલ્લુજીસ્વામી ચોથા આરાના મહા મુનિ સમાન, અલૌકિક, દર્શનીય,

માનનીય, પૂજનીય મગલમૂર્તિ છે એ ઉપરથી શ્રી રત્નરાજસ્વામીને પણ શ્રીમદ્ હરિભદ્રસૂરિની માફક ચમત્કૃતિ લાગી અને ચાતુર્માસ પૂરુ થયા પછી તેમનો સમાગમ કરવાની ભાવના તેમને જાગ્રત થઈ

ખેરાળુમા ઘણા વખતથી શ્વેતાબર અને સ્થાનકવાસી વચ્ચે ખટપટ થયા કરતી પણ શ્રી લલ્લુજીએ ત્યા ચોમાસુ કર્યું તે વખતે તેમના નિષ્પક્ષપાતી બોધથી બન્ને પક્ષના સમજુ વર્ગને પરસ્પર મળવાનો પ્રસગ બનતો અને વીરમગામ, ધધુકા, વટામણ, અમદાવાદ આદિ ગામોના મુમુક્ષુઓ ત્યા મુનિ–સમાગમ અર્થે આવતા તે લહાણી વગેરે કરે તો સ્થાનકવાસી અને શ્વેતાબર બન્નેને કરતા બન્ને પક્ષવાળા લહાણી લેતા અને સ્વામીવાત્સલ્ય પણ સાથે ભેગા મળી કરતા આમ કષાય દૂર થાય અને સપ વધે તેવી પ્રવૃત્તિ શ્રી લલ્લુજી સ્વામીના બોધથી થતી હતી

ખેરાળુમા ચાતુર્માસ કરી શ્રી લલ્લુજી અને શ્રી મોહનલાલજી તારગા તીર્થ તરફ વિહાર કરવા લાગ્યા રસ્તામા ધાણધારમા ક્ષુધલીમલ્લનો ભોખરો નામે એક પહાડ આવે છે, તેને ગુરુનો ભોખરો પણ કહે છે ડુગરા ઉપર એક પત્થરની મોટી શિલા ચોટીની પેઠે ઊચી વધેલી છે તેની ઉપર બીજી કોઈ રીતે ચઢી શકાય તેવું નહીં હોવાથી વાસ ઉપર વાસ બાધી એક લાબી નિસરણી કરેલી હતી નિસરણીના પગથિયા કોઇ કોઇ તૂટેલા, વાસ પણ ફાટી ગયેલા અને ઊચાઇ જોઈ ગભરાઇ જવાય તેવુ હોવા છતા શ્રી લલ્લુજી તો ધીરજથી સાચવીને ઉપર ચઢી ગયા. ઉપર સપાટ જમીન અને ઠડો પવન હોવાથી બે ઘડી ભક્તિ થશે ધારી શ્રી મોહન લાલજીને ઉપર બોલાવ્યા, પણ તેમની હિમ્મત ચાલે નહીં પરતુ ઉપરથી હિમ્મત આપતા શ્રી લલ્લુજીએ કહ્યું "ઉપર આવ્યા પછી બહુ આનદ આવશે ભાગી જાય તેવા વાસ નથી નીચુ જોયા વગર હિમ્મત કરીને ચઢી જા" એટલે ધ્રૂજતે પગે તે પણ ચઢી ગયા અને ઉપર આવ્યા કે તેમને પકડીને ઉપર ખેચી લીધા શ્રી મોહનલાલજીને તો ઉપર પહોચ્યા ત્યારે નિરાત વળી ત્યા બેસી બે ઘડી ભક્તિ કરી બધે ફરીને જોઇ લીધું એક પત્થર પાસે ધજા બાધેલી હતી અને તેને ગુરુનુ સ્થાન માની ભીલ લોકો પૂજે છે ત્યા એક ગુફા છે કોઈ કોઈ દિવસે વર્ષમા ત્યા મેળો ભરાય છે

જાત્રા કરી વિહાર કરતા કરતા શ્રી લલ્લુજી વસો તરફ પધાર્યા અને સ ૧૯૬૩ મા વસોમા ચાતુર્માસ કર્યું

***

## ૧૧

શ્રી લલ્લુજી સ્વામી વસો ચાતુર્માસ પૂરુ કરી, વિહાર કરતા કરતા ખભાત પાસે ફેણાવ ગામ છે ત્યા ગયા ત્યા ખભાતથી દર્શનાર્થે આવેલા કેટલાક મુમુક્ષુઓ અને તે ગામના પણ મુમુક્ષુઓ મુનિવરો સાથે ગામબહાર નિવૃત્તિક્ષેત્રે વાચનવિચારણાર્થે એકઠા થયા હતા

ફેણાવમા વેપાર અર્થે ભાઈ રણછોડભાઈ નામના એક યુવાન આવેલા તે પણ વેદાન્તના ગ્રથો વાચી કુશળ થયેલા તેમણે શ્રી લલ્લુજી ગામ બહાર પધાર્યા છે એમ જાણી તેમના

દર્શન સમાગમાર્થે ત્યાં ગયા. ભાઈ રણછોડભાઈના પિતા શ્રી લક્ષ્મીચંદજી શ્રી લલ્લુજીસ્વામી સાથે સંઘાડાથી જુદા પડીને રહેલા તેથી એ સાધુવર્ગને ઓળખવા છતાં તેમનો વિશેષ પરિચય થયેલો નહીં. અને વેદાન્ત શાસ્ત્રોનો પરિચય હોવાથી જૈનો તરફ પ્રેમભાવ ઓછો હતો. તેથી બધા સિદ્ધાન્તચર્ચા કરતા હતા ત્યાં ભાઈ રણછોડભાઈએ પ્રશ્ન કર્યો કે તમે તો વીતરાગ ભગવાનને માનો છો, તે વીતરાગ હોવાથી કંઈ ફળ આપી શકે એમ નથી; ત્યારે તેમની ભક્તિ કરવાથી તમને શું મળવાનું છે ?

શ્રી લલ્લુજી તે પ્રસંગે કંઈ બોલ્યા નહીં. અને કોઈ અજાણ્યો માણસ છે ગણીને તે વાત કોઈએ લક્ષમાં લીધી નહીં. બધા ઊઠી ગયા પછી શ્રી લલ્લુજીએ એક તરફ ભાઈ રણછોડભાઈને પ્રેમપૂર્વક બોલાવી કહ્યું, "બધાની વચમાં આવો પ્રશ્ન કરાય ?" ત્યારથી ભાઈ રણછોડભાઈને મનમાં વસી ગયું કે આ કોઈ આપણા યથાર્થ હિતસ્વી છે. આમ અવ્યક્ત પ્રેમનું બીજારોપણ થયું

ફેણાવથી વિહાર કરતા કરતા શ્રી લલ્લુજી બોરસદ પધાર્યા. શ્રી દેવકરણજીને સં. ૧૯૫૮ માં ચોમાસું રાખવાની બોરસદના મુમુક્ષુવર્ગની ઉત્કંઠા હતી; પણ બન્યું નહોતું. તેથી આ વર્ષ બધાના આગ્રહથી સં. ૧૯૬૪નું ચાતુર્માસ બોરસદ ઠર્યું. ખંભાત સંઘાડાનું એ ક્ષેત્ર નથી; તોપણ બરવાળા સંઘાડાવાળા ચોમાસા અર્થે વખતે આવે એમ ધારી દિગંબર ધર્મશાળામાં શ્રી લલ્લુજી રહ્યા શ્રી લક્ષ્મીચંદજી પણ સાથે હતા. ગામ બહાર જેઠાભાઈ પરમાનંદ શેઠનો બંગલો ભક્તિભજન, વાંચનવિચાર માટે રાખેલો હતો. ઘણાં ભાઈબેનોને ભક્તિરંગ લાગેલો તે કાયમ ટકી રહે તેના નિમિત્ત અર્થે બોરસદમાં 'શ્રીમદ્ રાજચંદ્ર પાઠશાળા' સ્થાપવાનો વિચાર પણ તે ચોમાસામાં થયો.

ભાઈ રણછોડભાઈ નારથી બોરસદ મુનિશ્રીનાં દર્શન–સમાગમ અર્થે આવેલા. તેમણે શ્રી લલ્લુજી મહારાજને વિજ્ઞપ્તિ કરી કે મોક્ષમાર્ગ બતાવો. એટલે તેઓશ્રી 'શ્રીમદ્ રાજચંદ્ર' ગ્રંથ વાંચતા હતા તેમાંથી વચ્ચેનાં 'આત્મસિદ્ધિ શાસ્ત્ર'નાં પાનાં પકડી કહ્યું, 'આટલામાં મોક્ષમાર્ગ છે.' ભાઈ રણછોડભાઈએ તે ગ્રંથ મગાવી 'ઉપદેશ છાયા'માં પાન બતાવ્યાં હશે એમ ધારી વારંવાર વાંચી તેનો અભ્યાસ કર્યો; તે તેમને બહુ ગમી ગયો અને આ કાળમાં મોક્ષ છે અને સદ્‌ગુરુના યોગે અવશ્ય મળે એમ તેમને દૃઢતા થઈ. પણ બે–ત્રણ વર્ષ તેમને સત્સંગનો વિયોગ રહ્યો; કેમકે શ્રી લલ્લુજી સ્વામી વડાલી, પાલીતાણા એ બાજુમાં વિચર્યા હતા.

શ્રી લલ્લુજીસ્વામીએ વસો અને બોરસદમાં સં. ૧૯૬૩–૬૪નાં બે ચોમાસાં કર્યાં ત્યાંસુધી તે ચરોતર પ્રદેશમાં વિચરતા હતા. તેથી ઉત્તર ગુજરાતમાં વિહાર કરતા શ્રી રત્નરાજસ્વામીને તેમનો સમાગમ કરવાના ભાવ છતાં ભેટો થઈ શક્યો નહોતો. પછી પોતે વિહાર કરતા કરતા વડાલી –ઈડર તરફ પધાર્યા તે વખતે શ્રી રત્નરાજનો સમાગમ થયો સંભવે છે એમ શ્રી રત્નરાજના એક પત્રથી જાણવા મળે છે; તેમાં તે લખે છે: "આ લેખકનું લક્ષબિન્દુ તો જ્યારે પ્રથમ જ આપ પ્રભુશ્રીના સત્સમાગમમાં આવેલ અને જે વિચારોની અમદાવાદ અને સિદ્ધપુરની વાટમાં આપલે થયેલ તે જ છે."

શ્રી લલ્લુજીસ્વામીના સમાગમમાં અવારનવાર વિશેષ આવતા ભાઈ પોપટલાલ મહોકમ-

ચંદના સમાગમે શ્રી રત્નરાજસ્વામીને શ્રીમદ્ રાજચંદ્ર પ્રત્યે વિશેષ પ્રેમભક્તિની વૃદ્ધિ થઈ એવામાં શ્રીમદ્ રાજચંદ્ર સંબંધી હસ્તલિખિત સાહિત્ય જે દામજીભાઈ પાસે હતું તે શ્રી રત્નરાજસ્વામીએ પણ વાચ્યું અને તેમને ભક્તિભાવ વિશેષ જાગૃત થયો. તથા શ્રી લલ્લુજી સ્વામીના સમાગમમાં, સેવામાં રહેવા યોગ્ય છે એમ લાગવાથી તેમની સાથે સં ૧૯૬૬ નું ચોમાસું પાલીતાણામાં સર્વ મુનિઓએ સાથે ગાળવાનું નક્કી કર્યું પાલીતાણા જતા પહેલાં શ્રી રત્નરાજસ્વામી આદિ મહેતરાણા તીર્થયાત્રા અર્થે ગયા હતા ત્યાં તેમણે સ્થાનકવાસી વેશ બદલી નાખી ઓઘાને બદલે મોરપીંછી રાખી અને મુહપત્તી મુખે બાધવી બંધ કરી મોરપીંછી ઓછી ઉપાધિ અને વિશેષ યત્નાનું કારણ હોવાથી સર્વ મુનિઓએ ગ્રહણ કરી શ્રી રત્નરાજસ્વામીની વકતૃત્વશક્તિ આકર્ષક હોવાથી સર્વના મનનું સમાધાન પણ રહેતું લોકો તરફથી ટીકા વગેરે થાય તેનો પ્રત્યુત્તર આપનાર તે ચોમાસામાં તો સાથે જ હોવાથી તેમને કંઈ વિકલ્પનું કારણ રહ્યું નહીં મહેતરાણામાં શ્રી રત્નરાજ સ્વામીએ પાચ અભિગ્રહ (નિયમ) ધારણ કર્યા હતા તેની મહત્તા વિષે મુનિમંડળમાં વારંવાર વિચારણા થતી એટલે એ વિચારો પણ સર્વસામાન્ય જેવા થઈ ગયા હતા તે પાંચે અભિગ્રહો નીચે પ્રમાણે છે —

૧ ગુણ ન હોય તેવું નામ ન ધરાવું

૨ ગુણ પ્રાપ્ત કરવાના પુરુષાર્થમાં મંદતા ન કરું

૩ આત્મનિર્ણય અર્થે અન્ય કહેવાતા ભેખધારી સાથે વાદવિવાદમાં ન ઉતરું

૪ પોતાના સંપ્રદાય પ્રમાણે કોઈ સેવાભક્તિ કરે તેમાં અંતરાયરૂપ થવું નહીં

૫ કોઈ ઉપર ઉપકાર કર્યો હોય, તેના બદલાની સ્પૃહા ન કરવી જેનામાં સેવાબુદ્ધિ મંદ પડી ગઈ હોય તેની સ્પૃહા ન કરવી સેવાભાવે સેવા કરવી અને સેવાભાવ સિવાય કંઈ કરાયલું ઇચ્છવું નહિ, સ્વીકારવું નહિ

ચોથા નિયમને અનુસરીને કોઈ ચંદન-પુષ્પાદિથી પોતાની પૂજા કરે તોપણ થવા દેવી જોઈએ એટલે શ્રી લલ્લુજી સ્વામી તેમ થવા દેતા, પુજાવાની ઇચ્છા નહિ હોવા છતાં અંતરાયરૂપ નહિ થવાના ભાવે, ઝેરના ઘૂંટાની પેઠે તે ઉતારી જતા આવા અનુકૂળ ઉપસર્ગો આભ્યંતર તપશક્તિની કસોટી છે આ પ્રકારના ઉપસર્ગરૂપ પ્રસંગો વિરાધકવૃત્તિના દોષદૃષ્ટિ જીવોને વિરાધના અને ઉપસર્ગના બહાનારૂપ નીવડતા, એથી તો ઊલટી મુનિઓની સ્થિતિ વિપરીત જનસમૂહમાં કફોડી થઇ પડતી અને ઉગ્ર તપશ્ચર્યાનું નિમિત્ત નીવડતી

સં ૧૯૬૬ નું ચાતુર્માસ શ્રી લલ્લુજી આદિએ પાલીતાણામાં કર્યું કોઈ સાધુ સાથે વાદવિવાદમાં ન ઉતરવું એવો મુનિઓએ નિશ્ચય કર્યો હતો તેથી પીંછી વગેરે વેશવિચિત્રતા જોઈ અનેક સાધુઓ, શ્રાવકો ટીકા કરતા પરંતુ તેઓ કંઇ તે વિષે ચર્ચા કરતા નહીં, સાભળ્યું ન સાંભળ્યું કરી મન પર લાવતા નહીં

પાલીતાણામાં ભાઈ શિવજી નામના કચ્છી શ્રાવકે જૈન બોર્ડિંગ સ્થાપી હતી ત્યાં 'વીર અઠ્ઠાઈ મહોત્સવ' કર્યો હતો ત્યાં આ મુનિવરો જતા અને ભાઇ શિવજી સાથે પરિચય

થયેલો પણ ગાઢ પરિચય થઈ જે માહાત્મ્ય ભાસવું જોઈએ તેવો પ્રસંગ તે ચાતુર્માસમાં બનેલો નહીં. માત્ર સરળસ્વભાવી, ભક્તિવંત, શ્રીમદ્‌ના શિષ્ય છે એવો ભાવ રહેલો. શ્રી રત્નરાજના વાક્ચાતુર્યની તેમના પર સારી અસર થયેલી અને તેમનું માહાત્મ્ય લાગેલું. પછીનાં વર્ષોમાં ભાઈ શિવજીભાઈ સિદ્ધપુર આશ્રમમાં બે ત્રણ માસ રહેલા; પણ એથી એમનું દીલ ઠરેલું નહીં. તેઓ શ્રી લલ્લુજી સ્વામીના દર્શનાર્થે કોઈ કોઈ વખત વર્ષમાં એકાદ દિવસ આવી જતા. પણ સં. ૧૯૯૨ માં ૨૬ વર્ષના લાંબા ગાળા બાદ સ્વામીજી સાથે એક માસ રહેવાની અનુકૂળતા શ્રી અગાસક્ષેત્રે શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમમાં મળી આવી. તે વખતે પ્રભુશ્રી—લઘુરાજસ્વામી ( શ્રી લલ્લુજી મુનિ એવાં નામોથી ઓળખાતા, કેટલાક ભોળા પાટીદાર લોકો 'બાપા' પણ કહેતા )ના અંતઃકરણની વિશાળતા, પ્રભુપ્રેમ અને પ્રભાવ શ્રી શિવજીને સમજાયાં અને ધામણ ભણીના ભક્તોનો સમાગમ થતાં તેમને પુરાણી શ્રી કૃષ્ણકથા યાદ આવી. જેમ ઉદ્ધવજીને શ્રી કૃષ્ણે ગોકુળમાં મોકલ્યા હતા તે શ્રી ગોપાંગનાઓની ભક્તિના રંગે રંગાઈને આવ્યા હતા તેમ શ્રી શિવજીને પણ થયું હતું. શ્રી લલ્લુજી સ્વામી શ્રી શિવજીએ પાલીતાણામાં કરેલી સેવા ઘણી વખત યાદ કરતા; તે ઋણ પતાવવા જ જાણે છેલ્લાં વર્ષમાં તેમને આકર્ષીને તેમના પર કૃપા કરી હોય એવો અચાનક એ એક માસનો પ્રસંગ બન્યો હતો. શ્રી શિવજી ભક્તિના આવેશમાં આવી ગયેલા તેવા પ્રસંગે 'અગાસના સંત' અને 'મને મળ્યા ગુરુવર જ્ઞાની રે' જેવાં તેમણે પોતે લખેલાં ગીતો આશ્રમના મુમુક્ષુજનોને અવારનવાર ગવરાવતા.

શ્રી લલ્લુજી આદિ વિહાર કરતા કરતા ખંભાત તરફ પધાર્યા અને શ્રી રત્નરાજ પાલણપુર, ડીસા આદિ તરફ વિચરવા લાગ્યા. શ્રી રત્નરાજને પછી શ્રી લલ્લુજી આદિનો બે ત્રણ વર્ષ સુધી વિયોગ રહ્યો; પણ જે ભક્તિરંગ લાગ્યો હતો તે ભુંસાય તેવો નહોતો. 'રત્નસંચય કાવ્ય', 'ભક્તિરત્ન ચિંતામણિ' આદિમાંનાં કાવ્યોમાં તેમની શ્રીમદ્ રાજચંદ્ર પ્રત્યેની ગુરુભક્તિ પ્રગટ જણાઈ આવે છે. શ્રી લલ્લુજી સ્વામીને શ્રી લઘુરાજજી તરીકે શ્રી રત્નરાજે ગાયા છે. અને તેમના પ્રત્યે તેમનો ભક્તિભાવ ઉપકારી તરીકે પણ તે કાવ્યોમાં ઠામ ઠામ પ્રદર્શિત કર્યો છે. આ વિયોગ કાળમાં બન્ને મુનિઓ વચ્ચે પત્રવ્યવહાર થયો સંભવે છે; પણ સચવાઈ રહ્યો નથી. માત્ર શ્રી રત્નરાજ સ્વામીનાં કાવ્યો સાક્ષી પૂરે છે કે તે પ્રેમ વૃદ્ધિગત થયો હતો.

***

## ૧૨

શ્રી પાલીતાણાથી શ્રી લલ્લુજી આદિ મુનિવરો ચરોતર તરફ વિહાર કરીને ખંભાત આવ્યા. અને શ્રી રત્નરાજ સ્વામી વવાણિયા થઇ ઉમરદશીમાં ચાતુર્માસ રહ્યા. શ્રી લલ્લુજી આદિએ ખંભાતમાં પંદર વર્ષે પાંચમી વખતનું સં. ૧૯૬૭ નું ચાતુર્માસ કર્યું.

શ્રી રત્નરાજ ઉપર શ્રી લઘુરાજ સ્વામીએ સમાગમ અને બોધની ઈચ્છા દર્શાવતો પત્ર લખેલો તેનો ઉત્તર હિન્દી ભાષામાં તેમણે લખ્યો છે. તે ઉપરથી ગમે ત્યાંથી શિષ્ય જેવા

પાસેથી પણ હિતશિક્ષા ગ્રહણ કરવા જેટલી લઘુતા તેઓશ્રીએ કેળવી હતી તે સ્પષ્ટ જણાઈ આવે છે

" आपश्री दोरी खेंचोगे तो इस लिखनेवाला तो सत्पुरुषोंका विना दामका दास है सो लोहचुनककी माफिक स्वत खेंचाया आवेगा। श्री सत्योपदेशवार्ता विषे तो आपश्रीसें हमारी अत्यत नम्र भावे यही सूचना हे कि 'हम सरिखा दयापात्रोंसे आप उपदेशादिकी इच्छा न राख्या करे' "
—स १९६७, आश्विन प्रतिपदा।

એ જ માસના બીજા પત્રમા શ્રી રત્નરાજ સ્વામીએ માગેલી સલાહના ઉત્તરમા પોતે ટૂકામા જણાવેલું તેના ઉત્તરમા શ્રી રત્નરાજ સ્વામી લખે છે

" આપશ્રી લખાવો છો કે 'આપને સલાહ દઈ શકુ તેવી અમારી પ્રજ્ઞા નથી' આ વિષયમા આટલુ જ બસ છે કે શુદ્ધાત્મા—શુદ્ધ બ્રહ્મને પ્રજ્ઞાવિશેષનો અવકાશ જ કયા છે? થોડીઘણી પ્રજ્ઞા પરથી કાઈ આત્મદશા અટકળી શકાય એવો કાઈ નિયમ નથી, મતલબ કે અલ્પજ્ઞ હો કે વિશેષજ્ઞ હો, જે જીવાત્માઓએ વૃત્તિ ઉપશમ વા ક્ષીણ કરી, ક્ષય કરી હોય છે તે જીવો જ આત્મદશા પામવાના અધિકારી હોય છે, તેને જ આત્મદશા આવિર્ભાવ પામવા યોગ્ય છે અને તેજ અત્યુત્કટ દશાવાન સાક્ષાત્ ભગવાન છે "

ચાતુર્માસ પૂરુ થવા આવ્યું તે અરસામા નારવાળા રણછોડભાઈને મનમા આવ્યું કે શ્રી લલ્લુજી સ્વામી ખભાત છે તો તેમની પાસેથી મોક્ષ મેળવ્યા સિવાય હવે કઈ કર્તવ્ય નથી એમ ધારી નારથી તે ખભાત આવ્યા ઉપદેશછાયા 'શ્રીમદ્ રાજચદ્ર' ગ્રથમાથી વારવાર વાચી તેમના મનમા એવી દૃઢ માન્યતા થઈ ગયેલી કે સત્પુરુષ મોક્ષદાતા છે એ આખા ગ્રથનો સાર છે તે ગ્રથને પોતે બરાબર સમજે છે એમ પણ તેમને ઠસી ગયેલું પરતુ જ્યારે ખભાતમા મોટા મોટા મુમુક્ષુઓ શ્રી લલ્લુજી આદિ સમક્ષ શ્રી સુબોધ પુસ્તકાલયમા તે ગ્રથના વચનામૃતોની ચર્ચા સૂક્ષ્મ ભેદે કરતા તેમણે દીઠા ત્યારે તેમનુ પ્રથમનુ અભિમાન ગળી ગયું અને હું તો હજી કઇ સમજતો નથી એમ તેમને ભાસવા લાગ્યું

ચાતુર્માસ પૂરુ થતા શ્રી લલ્લુજી આદિ ખભાતની પાસે વડવા ક્ષેત્ર છે ત્યા પધાર્યા ભાઈ રણછોડભાઈ પણ તેમની સાથે જ ત્યા રહ્યા વડવામા દિવસે ખભાતથી બધા મુમુક્ષુઓ આવતા અને પૂજાઓ સુસ્વરથી ભણાતી તેમા દિવસનો ઘણોખરો વખત જતો. બપોરે એક વખત આહાર બધા લેતા આખો દિવસ પૂજા-ભક્તિમા જતો

સાજે આવશ્યક ક્રિયા થઈ રહ્યા પછી શ્રી લલ્લુજી આદિ ભક્તમડળ કોઇ પદ બોલતા બોલતા કે એકાદ કડીની ધૂન લગાવતા કે મત્રની ધૂન સહિત દરિયા કિનારે જતું ત્યા શ્રી લલ્લુજી હાથમા પીછી અને કેડે કોપીન માત્ર રાખી 'દૃષ્ટિ થિરામાહે દર્શન નિત્યે રત્નપ્રભાસમ જાણો રે એ ગુણ રાજતણો ન વિસારુ વહાલા, સભારુ દિનરાત રે" આદિ અનેક પદ બદલતા બદલતા, ઉલ્લાસભાવમા દોડતા કૂદતા, પહાડી રાગે ગાતા ગાતા એ દરિયાની રેતીમા આખી રાત્રિ ગાળતા કેટલાક કલાક બે કલાક ભક્તિ કર્યા પછી થાકી જતા, કોઇ પાછા પોતાને ઘેર જતા, કોઈ ત્યા જ રેતીમા ઊંઘી જતા પ્રભાતે સર્વ શહેર તરફ આવતા ત્યા તો ત્રિભોવન

ભાઈ આદિ ભક્તાત્માઓ દૂધ, પાણીના દેગડા તૈયાર રાખી રસ્તામાં બેઠા હોય. તે ભક્તમંડળીમાંથી જેને રુચે તેટલું વાપરતા. ત્યાંથી વડવે આવી નિત્યક્રિયાથી પરવારી પાછા પૂજાભક્તિમાં બધા જોડાઈ જતા. દિવસે પણ ઊંઘવાનો અવસર મળતો નહીં. આમ અખંડ ૧૯ દિવસ સુધી આંખ મીંચ્યા વિના શ્રી લલ્લુજી સ્વામીએ રાત-દિવસ ભક્તિમાં ગાળ્યા. એ ભક્તિના અપૂર્વ વેગના ઉદયે અનેક આત્માઓમાં ભક્તિરંગ દૃઢ થયો.

ભાઈ રણછોડભાઈ શ્રી લલ્લુજી સ્વામી સાથે જ રાતદિવસ રહેતા તેથી તેમને એવો તો ભક્તિનો રંગ લાગેલો કે તેમના વેપારને તથા કુટુમ્બાદિ ભાવોને તે ભૂલી ગયા હતા, વેપાર નિમિત્તે જવા છતાં એ અપૂર્વ ભક્તિના જ ભણકાર તેમના ચિત્તમાં ઊઠતા. એના જ રણકાર તેમના હૃદયમાં રણકયા કરતા. તેમણે તો નિશ્ચય કર્યો હતો તે પ્રમાણે નથી જવું એવું શ્રી લલ્લુજી સ્વામીને જણાવી જવાનું માંડી વાળતા હતા 'પણ અવસર દેખવો જોઈએ, સ્યાદ્વાદ માર્ગ છે. પછી આર્તધ્યાન થાય તેમ પ્રવર્તવા યોગ્ય નથી વગેરે ઉપદેશ વચનો સાંભળી કચવાતે મને તે નાર ગયા. પણ વ્યવહારમાં જ તેમનું ચિત્ત ચોંટતું નહીં.

શ્રી લલ્લુજી સ્વામી સં. ૧૯૬૮માં ચરોતરમાં જ વિહાર કરતા રહ્યા અને અગિયાર વર્ષ પછી પાછું વસોમાં ત્રીજું ચોમાસું કર્યું. શ્રી મોહનલાલજી તથા શ્રી ચતુરલાલજી પણ તેમની સાથે હતા.

આ ચાતુર્માસમાં શ્રી રત્નરાજે સ્વામીજી પ્રત્યે વસો પત્ર લખ્યો હતો તે અનેક દૃષ્ટિએ વિચારવા યોગ્ય હોવાથી નીચે જણાવું છું:—

ૐ

તત્ સત્

શ્રી સહજાત્મસ્વરૂપ-પ્રગટ પુરુષોત્તમાય નમઃ

દોહા:—લહ્યો લક્ષ જિનમાર્ગકો, લૂખા તિનકા ભાવ;
ધન્ય જીવન તિનકા સદા, સ્વાનુભવ પ્રસ્તાવ. ૧
મિથ્યા માને જગત્સુખ, જીતે જગ અપમાન;
રાજમાર્ગરત રાતદિન, સો સત્પુરુષ સમાન. ૨
ઐસા શ્રી લઘુરાજજી તિન સત્ કરત નિહોર;
રત્ન નામ કંકર સમો- સબ સજ્જનકો ચોર. ૩

श्री परमकृपालुदेवका परम कृपापात्रकी कृपा चाहता हूं, साष्टांग नमस्कार पूर्वक.

हे स्वामी, आप तो सदैव सत्समाधिस्वरूप हो, ताते आपको सदैव निजानंदकी लहर है. लेकिन यह लेखकको भी तिनही लहेरेकी महेर होनी चाहिये; कारणके वहोत काल हूआ आपके आश्रय वर्तता हूँ. इसमें रहस्य यह है कि स्थूल देहापेक्षाये तो जिन साक्षात् प्रत्यक्ष पुरुषद्वारा सत्प्रतीति भइ होवे ताका मुख्योपकार गिननेंसे मुख्यपने तिनहिके आश्रय वर्तता हूं. लेकिन स्वरुपकी अपेक्षाये सर्वकालके सर्व सत्पुरुष अेकहि ज है, और अेक हि भासे है, तैसे हि अेकहि गिनना योग्य लागे है.

एक अपेक्षाये यह लेखक जीवात्मा आपके आश्रय वर्ते है वास्ते आपसे अर्ज है कि आश्रितकी आशा आपका योगबल द्वारे अवश्य सफल करनेकी अवश्य सत्कृपा करोगेजी अर्थात् ऐसा आदोलन भेजेगे कि जिनसे इस लेखकका हृदयबल स्व–इच्छित साध्यकी सिद्दि सप्राप्त करे है। देव दया करो, दया करो, त्राहि (३) क्या लिखु? आपके ज्ञानमें सब विद्यमान है "

સ ૧૯૮૯મા શ્રી રત્નરાજ ચરોતરમા સ્વામીજી સાથે વિહાર કરતા હતા પણ રત્નરાજના વર્તનની ચર્ચા ઘણા મુમુક્ષુઓ કરતા અને તેમને નિંદતા તેથી સ્વામીજીનુ ચાતુર્માસ ખભાત થવાનુ લગભગ નક્કી જેવું હતું પણ રત્નરાજના કારણે ખભાતથી દૂર રહેવું ઠીક લાગવાથી બોરસદમા તેમણે ફરી પાચ વર્ષે બીજુ ચોમાસુ કર્યું આ વખતે પણ મુકામ તો મેવાડાની (દિગબર) ધર્મશાળામા હતો પણ ભાઈ જેઠાલાલ પ્રેમાનદના બગલામા ભક્તિભજન અર્થે દિવસનો ઘણો ભાગ ગાળતા હતા આ વખતે બન્ને પગે ઢીંચણમા વાના દુખાવા ઊપડયા રેતીના ખારા ભાઠામા વારવાર નમસ્કારાદિ કરવાથી પણ ઢીંચણના ભાગ સૂજી ગયા જેવા થઈ ગયેલા તેથી વિહાર બહુ મુશ્કેલીથી થાય તેમ પ્રતિકૂળતા થઇ પડી તેના ઉપચાર અનેક પ્રકારે ચાલુ રહ્યા છતા તે દુખાવો વધતો ચાલ્યો અને ઠેઠ આયુષ્ય પર્યંત વાનો દુખાવો રહ્યો હતો કોઈ વાર તે ચોમાસામા જ મુમુક્ષુજનો પ્રત્યે જણાવેલુ કે હવે તો જગલમા કોઇ ઝૂપડી જેવુ મળી આવશે ત્યા પડયા પડયા આ વચનામૃત ('શ્રીમદ્ રાજચદ્ર' ગ્રથ) વાચ્યા કરીશું આમા એમની એક બાજુ જનસમૂહથી એકાન્ત સેવવાની ભાવના છે તો બીજી બાજુ વળી શ્રી રત્નરાજ માર્ગ પ્રભાવનાની ઉત્તમભાવના દર્શાવે છે તેવી ભાવના જેના યોગે જન્મ પામી છે તેના હૃદયમા તે કેટલી પ્રબળ હશે (છતા તે પણ કેવી સ્વવશ રાખી છે) તેનો ખ્યાલ તે પત્રના નીચેના ઉતારાથી આવશે—

" હે! પ્રભુ, આપ તો કૃતયોગી છો

'પ્રસૂતાની પીડારે કે વધ્યા તે શુ જાણે?
જાણ્યુ કેમ આવે રે કે માણ્યાને પરમાણે?'

હવે તો માત્ર આ જ ભાવના રહે છે કે પરમ કૃપાળુદેવના યથા લિંગધારી નિર્ગ્રંથ મુનિ, સાધક બ્રહ્મચારી, સાધ્વીઓ, બ્રહ્મચારિણીઓ અને ઉપાસક, ઉપાસિકાઓ આ ભૂમડળ પર સ્વપરનું હિત કરતા, ફરતા, વિચરતા દૃષ્ટિગોચર થાય તોજ આ સૃષ્ટિમા રહી તેઓ સાથે આનદ અનુભવી અતે સ્વસ્વરૂપમાં શમાઈ જવું. નહીં તો છેવટે સ્વ–સ્વરૂપમા શમાવું છે તે ત્વરાથી અસગપણે અજ્ઞાતભૂમિમા ભમીને શમી જવું આપશ્રીના દિવ્ય દર્શન ક્યારે કયે ક્ષેત્રે થઈ શકશે અને દર્શનલાભ મળ્યા પછી ચરણમૂળમા નિવાસ કરવાને જગા મળશે કે કેમ?

આપ પરમ કૃપાળુદેવનો માર્ગ જયવત વર્તો એમ ઈચ્છી આ પત્રથી વિરમુ છુ "

***

૧૩

પૂજક પરિષહ દઈ રહ્યા, આપ સહ્યા સમભાવ;
ધન્ય સંત લઘુરાજજી, લઘુમાં લઘુ બની સાવ.
ગ્રીષ્મતણી ગરમી ઘણી ગણી હિતકારી ઇષ્ટ;
કેરી અમૃત ફળ બને તેમ મહાત્મા મિષ્ટ.

શ્રી લલ્લુજી સ્વામીને પગે વાના દુખાવા વધવાથી કોઈ એકાન્ત સ્થળમાં અસંગ ભાવનાએ રહેવાને ઇચ્છતા હતા અને તે પ્રકારે પોતાના સાધુમંડળને જણાવ્યું હતું, તેમજ કોઇને સાથે રાખ્યા નહોતા. શ્રી રત્નરાજ વિરોધી બળોને જાણતા હતા એટલે તેમનાથી શ્રી લલ્લુજી-સ્વામીની આધાર વિનાની એકલ સ્થિતિ જોઈ જતી નહીં. એટલે સં. ૧૯૭૦ પોષ માસના પત્રમાં તે વિનંતિ કરે છે:—

"હે! નાથ આ ક્ષુલ્લક દાસની અરજ છે કે પ્રથમ તો નજદીકમાં કોઈ વર્તમાન જૈનદેશી વિક્ષેપી વર્ગનો વિયોગ હોય તેવે ક્ષેત્રે સ્વતંત્રપણે સ્થિતિ થાય તો સારું...." અઠવાડિયા બાદ જણાવે છે, "આપ એકાકી, ગમ્યક્ષેત્રમાં એટલે પરિચિત ક્ષેત્રમાં તસ્દી પામી વિચરો તે અમે સાંભળી રહીએ તેમાં અમારું કલ્યાણ કહેવાય કે? વાસ્તે આપ કૃતયોગી સત્પુરુષોને વિશેષ શું જણાવીએ?....સંયમીઓની સહાય મુખ્ય કરી સંયમીઓથી જ બની શકે...."

નડિયાદમાં શ્રી લઘુરાજ સ્વામી નાના કુંભનાથમાં રહેતા હતા. તેમની સેવામાં એક ભાઇ રહેતા. સ્વામીજીને પગે વાના દુ:ખાવાને લીધે ચાલવું મુશ્કેલ થઇ પડેલું તેથી શ્રી રત્નરાજ આદિ ભક્તિભાવવાળા મુમુક્ષુઓના મનમાં કોઈ મકાન આશ્રમ જેવું નાના પાયા ઉપર કામ-ચલાઉ કરી ત્યાં અનુકૂળ વ્યવસ્થા સ્વામીજી માટે થાય તો કંઇક કરવું એવી યોજના આ અરસામાં થઇ હતી. સં. ૧૯૭૦ ના પોષ વદ ૧૨ ના પત્રમાં શ્રી રત્નરાજ શ્રી સ્વામીજીને જણાવે છે:—

"પવિત્ર મુનિશ્રી મોહનલાલજી....ને નરોડા તરફ પધારવાની સામાન્ય પ્રેરણા કરી છે.... આશ્રમ બંધારણની સંભાવના થઈ છે તે સિદ્ધ થવી જ જોઇએ અને તે શુભ કાર્યમાં જે વિઘ્ન–વિકલ્પો ઉત્પન્ન થાય છે તેની શાંતિ અર્થે શ્રી મોહનલાલજી....વગેરેમાંથી કોઈની પણ ત્યાં હાજરી હોવી જોઇએ...." ચૈત્રમાસમાં બીજા પત્રમાં પત્રો બીડી લખે છે," યથાશક્તિએ જેમ બને તેમ કામચલાઉ કરવાનું છે. આગળ ઉપર ઊંચી ઊંચી અભિલાષા બાબતમાં થઇ પડશે; છતાં તેઓ હાલ સુધી બાનાં ઉપર બાનાં બતાવે છે...." ત્રીજા પત્રમાં એ જ માસમાં લખે છે, "નરોડા મુકામે સાધુસમાધિ અર્થે 'સનાતન જૈન આશ્રમ' બંધાવવાનો....તત્સંબંધે કાળિદાસ કાકાનો હાલમાં કાગળ છે કે પૂ...તથા પૂ...ભાઈ વગેરે ત્યાં આશ્રમ બંધાવવાની અને તેઓએ આપવા કહેલ રૂપિયા પણ આપવાની ચોકખી ના પાડી છે....આપ સરલ સ્વભાવી, ભદ્રિક પરિણામી છો તેથી જેની તેની સાથે દાક્ષિણ્યતામાં સહજે જે બોલવાનું થાય છે તેનો મતલબી લોકો ગેરઉપયોગ કરી લઇને કહે છે કે સ્વામીજીને તો કાંઈ આશ્રમની જરૂર નથી. ત્યારે આપણે ઉપાધિ કરી શું કરવું છે? એમ કરી તે વાત ઉડાવી મારે છે. અને પોતાનો

અતર આશય તે આપના નામથી પ્રસિદ્ધ કરે છે છેવટ એક વિચાર પર આવવું તે આપને આધીન છે બાકી બધું આપ સદ્ગુરુના પુણ્યપ્રતાપે તૈયાર છે ”

આ પત્રના ઉત્તરમા સ્વામીજીએ વૈશાખ સુદ ૭, સ ૧૯૭૦ ના પત્રમા સ્વહસ્તે લખ્યું છે “પણ હે! પ્રભુ, અમારુ હૃદય નરમ છે તે તમે જાણો છો તમારાથી અતર નથી આપ જેમ કરશો તેમા મારી મરજી છે, કોઈ ના નથી પછી આપને અમારુ નામ દઇને કહે તેમા મારા હાથમા શુ?” અત્રેના મુમુક્ષુભાઇઓની દૃષ્ટિ વિષમ જોઈ ઘણો વિચાર થાય છે કે શુ કરવું? અમે, અમારા વિચાર મુજબ જે પ્રારબ્ધ ઉદયમા આવે છે તે પ્રમાણે અત્ર આવી મળે છે—દ્રષ્ટા થઈને જોયા કરશુ કાંઈ વિચાર્યું થતું નથી, હરીચ્છાએ બને તે ખરુ અત્રે તો કોઈ સત્સગ જોઈએ તે તો બધે કુસપ તમારો સમાગમ ઘણો જોઇએ છે પણ કોઈ અતરાયના જોગે હરીચ્છા તેવી જ હશે આપ સર્વ જાણો છો ”

શ્રી લઘુરાજ સ્વામી બાહ્ય વિકટ સજોગોમા કેવા અદીનપણે, નિસ્પૃહપણે વર્ત્યા છે તે દર્શાવવા આ નરોડા આશ્રમનો ઇતિહાસ આપ્યો છે પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચદ્રે એક પત્રમા જણાવ્યું છે, “ દીનપણુ ન આવવા દેવું, ‘શુ થશે’ એવો વિચાર કરવો નહીં અલ્પ પણ ભય રાખવો નહીં ઉપાધિ માટે ભવિષ્યની એક પળ પણ ચિન્તા કરવી નહીં તો જ પરમભક્તિ પામ્યાનું ફળ છે, તો જ અમારો તમારો સગ થયો યોગ્ય છે ” તે અને તેવી વિચાર ણાથી શ્રી સ્વામીજીને દીનપણુ કે પરાધીનપણું પાલવતુ નહોતું

શ્રી મોહનલાલજી ઉમરદશી લોચાદિ કારણે ગયેલા ત્યાથી શ્રી સ્વામીજીને લખે છે “હુ સિદ્ધપુરથી આવ્યો હતો તે જ દિવસે પાલણપુરથી દરબાર સાહેબ મહારાજશ્રી રત્નરાજ સ્વામીજીના દર્શનાર્થે પધાર્યા હતા અને પાલણપુર તેડી જવાને માટે પાઘડી ઉતારી ઘણી અતકરણના પ્રેમથી નમ્ર અને મૃદુ વિનતિ કરી ગયા છે તેઓશ્રી એક વખત દરબારનું મન રાખવા પધારવાનો સભવ છે ”

પછી શ્રી રત્નરાજનું પાલણપુર થોડા માસ રહેવુ થયું હતું નવાબે ચાતુર્માસની પણ વિનતિ તેમને કરેલી, પણ હવાપાણી અનુકૂળ નહીં હોવાથી રહ્યા નહીં કઈ સેવા ફરમાવવા દરબારે વિનતિ કરેલી તે ઉપરથી નરોડામા મહાત્મા શ્રી લઘુરાજ આદિ સતો માટે આશ્રમની વ્યવસ્થા થાય છે તેમા કઈ સારી રકમ આપવા શ્રી રત્નરાજે સૂચના કરેલી તેથી એક ગીનીઓની થેલી લઈ લાલભાઈ સાહેબને નડિયાદ શ્રી લઘુરાજ સ્વામી પાસે નવાબશ્રીએ મોકલ્યા હતા તેનો સ્વીકાર શ્રી સ્વામીજીએ ન કર્યો અને તે થેલી શ્રી રત્નરાજને સોપવામા આવી હતી તે રકમમાથી શ્રી સિદ્ધપુર ‘રાજમદિર’ નામની સસ્થા શરૂ થઈ

લગભગ વીસેક વર્ષ પછી એક સન્યાસી શ્રીમદ્ રાજચદ્ર આશ્રમમા (અગાસ) શ્રી સ્વામીજી પાસે આવેલ તે શ્રી રત્નરાજ સમીપ રહીને આવેલ તે વાત કરતા હતા કે “પાલણપુરના નવાબે લડાઈના વખતમાં વોર લોનમા જે રકમ રોકેલી તેના વ્યાજના પૈસા નડિયાદમા આપની પાસે નવાબે મોકલ્યા હતા, કારણ કે મુસલમાનો વ્યાજને હરામ ગણે છે અને વ્યાજના પૈસા પોતે વાપરતા નથી આપે તેનો અસ્વીકાર કર્યો હતો તે ઘણુ જ સારૂ

કર્યું હતું." શ્રી સ્વામીજીને તેનો કંઈ લક્ષ નહોતો પણ એક પાંસરે બધું પાંસરું કહેવાય છે તેમ સર્વ સવળું થતું.

તેમને મુખ્યપણે એમ હતું કે 'કોઈના પુરુષાર્થે જે રકમ મળી હોય તે લેવી તે દીનતા કરવા જેવું અને પરાધીનપણું સ્વીકારવા જેવું હોવાથી તે અણછાજતું છે. પાપના ઉદય પછી પુણ્યનો ઉદય તડકા પછી છાયાની પેઠે આવ્યા કરે છે. પ્રારબ્ધ હશે તે પાછળ પાછળ તણાતું આવશે. તે તરફ દૃષ્ટિ સરખી કરવા યોગ્ય નથી. પોતે સવિનય શ્રી રત્નરાજને તે રકમ સોંપી સાથે પત્ર પણ લખ્યો હતો તેથી શ્રી રત્નરાજને પણ સંતોષ થયો હતો અને સારું લાગ્યું હતું.

સં. ૧૯૭૦ના અષાડ સુદ ૬ના પત્રમાં શ્રી લઘુરાજ સ્વામી લઘુતાપૂર્વક શ્રી રત્નરાજને વિનંતિ કરે છે: "આપ દયાળુ છો. માટે ભવ્ય જીવોને સન્માર્ગ ભણી વાળવા 'મહાગોપ'-રૂપે પરમાર્થ ધર્મ પ્રાપ્ત થાય તેમ કરશો." તેના જવાબમાં શ્રી રત્નરાજ લખે છે: "હે પ્રભુ, આપ પોતે પરમાર્થ સ્વરૂપ જ છો. આપશ્રીની સ્થિતપ્રજ્ઞ દશા આ બાળે સાક્ષાત્ અનુભવી છે. એટલે આપને પરમાર્થરૂપ સન્માર્ગ ભણી ભવ્ય જીવોને વાળવા વહાલી વૃત્તિ વર્તે અને તેથી પરમ પુરુષાર્થની જાગૃતિ અર્થે પ્રેરણા કરો તે આજ્ઞા અમારે શિર ધારણ કરવા યોગ્ય છે. પરંતુ હે! યોગેન્દ્ર, સદ્‌ગુરુદેવ, તથારૂપ પરમકૃપાળુદેવનો બોધિત પરમાર્થ માર્ગ પ્રકાશવાની પણ પરમ યોગ્યતા જોઈએ તો પ્રવર્તાવવાની તો કેટલી યોગ્યતાની યોગવાઈ જોઈએ?....હવે તો જીવન્મુક્તપણે વિચરી પ્રારબ્ધકર્મના ક્ષય ભાવે સ્વરૂપસ્થ થવાની જ પ્રતિજ્ઞા કરવી....છે."

શ્રી લલ્લુજી સ્વામી સં. ૧૯૭૦ માં નાના કુંભનાથનું સ્થળ નડિયાદમાં છે ત્યાં જ ચાતુર્માસ અર્થે રહ્યા. ત્યાં મુમુક્ષુ ભાઈબેનો દર્શન, સમાગમ અને અભ્યાસ અર્થે આવતાં તેમની વ્યવસ્થા સંબંધી શ્રી રત્નરાજને લખે છે: "હાલ અત્રે સવાર, બપોર 'ભગવતી આરાધના' વાંચવા શરૂ કરેલ છે. તે ભાઈઓના વર્ગમાં વંચાય છે ને બાઈઓના વર્ગમાં 'ભરતેશ્વર બાહુબલી વૃત્તિ ભાષાન્તર કથાંગ' વંચાય છે. ચતુરલાલજીએ બાઈઓના વર્ગમાં બાઈઓને 'આત્મસિદ્ધિ શાસ્ત્ર'ના વાચન વગેરેનો ક્રમ રાખ્યો છે....પરમ કૃપાળુએ આ દુષમ કાળ કહ્યો છે તે યથાર્થ અનુભવાય છે, તે પણ ખેદ જેવું છે....આપણું કરીને વહ્યું જવું, તેમ જ છે."

કર્મની ગતિ વિચિત્ર છે. દુઃખના પ્રસંગો પણ ઉપરાઉપરી આવી લાગે છે. પરમ કૃપાળુદેવ જેવા શિરછત્રનો વિયોગ થયા પછી શ્રી દેવકરણજી જેવા આજન્મ સાથીનો વિયોગ થયો. પછી શ્રી અંબાલાલભાઈનો આધાર હતો તે ગયો. વૃદ્ધાવસ્થા વધતી જાય તેમ તેમ શરીરબળ તો ક્ષીણ થતું જાય. તેની સાથે સારણ ગાંઠનો રોગ, હરસનો રોગ, ઝાડા વખતે આંતરડું પૂંઠે ખસી આવતું તેની સુવાવડ જેવી પીડા દરરોજ દિશાએ જતાં થતી તેમાં વધારો તેથી બાહ્ય ચારિત્ર પાળવામાં વિઘ્નો ઉપર વિઘ્નો આવતાં અને અસંગ વૃત્તિ થઈ જવાથી ક્યાંય સાતુ નહીં એટલે દૂર પહાડો જંગલોમાં એકાન્તમાં શ્રી ચિદાનંદજીની માફક

રુઢિચુસ્ત જૈન સમુદાયથી દૂર ચાલ્યા જવાની વૃત્તિ હતી ત્યા વાએ બન્ને પગ રહી ગયા એટલે નડિયાદ સ્થિતિ કરી ત્યા જૈનોનો ઉપદ્રવ નહોતો પણ જૈનેતર લોકો તરવાના કામી વિશેષ હોવાથી ઉપર પ્રમાણે પ્રવૃત્તિ એક ધર્મકાર્ય જાણી શરૂ કરી ત્યા વિઘ્ન આવી પડયું કુભનાથ મહાદેવમા શ્રાવણ સુદ પૂર્ણિમાએ બ્રાહ્મણો જનોઈ બદલવા આવેલા તેમણે જૈન મુનિને ત્યા ચોમાસુ રહેતા જાણી સ્વાભાવિક ધર્મદ્વેષથી પ્રેરાઇ જેમના કબજામા મહાદેવની કસારાની ધર્મશાળા હતી તેમના કાન ભભેરી ત્યાથી મકાન બદલવા ફરજ પાડી તે વખતે શક્તિસપન્ન મુમુક્ષુઓ હાજર હતા એટલે તેમણે ઢેઢાનો બગલો કહેવાય છે તે નાનાસાહેબ પાસેથી ભાડે લીધો અને જેમ કુભનાથમા કાર્યક્રમ ચાલતો તેમ ત્યા શરૂ થઇ ગયો

એક પત્રમા શ્રી રત્નરાજ લખે છે, " પૂજ્ય રણછોડભાઈ પવિત્ર જીવાત્મા છે, તેમ વ્યવહારકુશળ, દત્તવાયક અને ન્યાયસયત પુરુષ છે તેથી તેમની વિનતિ પર આપને વિશેષ ધ્યાન આપવા જેવું છે આસપાસના સયોગો તો સદૈવ એક સરખા રહેતા નથી " બીજા પત્રમાં લખે છે, " પ્રભુ ! આપ સત્પુરુષોનુ નસીબ મોટુ છે ! આ તરફ ઉમરદશીના મહત વગેરે આપની સેવા કરવા સન્મુખ છે જો કે આપ ક્ષમાશૂરા નિસ્પૃહ મહાત્મા છો આપનો વાત્સલ્ય ભાવ આપને સ્વતત્ર વર્તવા જતા વિલબમા નાખે છે એટલે એમ કહેવાની ફરજ પડે છે કે દયા છોડયા વગર પણ છૂટકો કયા છે ? હમણા હમણા વળી ખભાતની શાળાને ઉત્તેજન મળે તેવા ઉપાય આદરવામા આવ્યા જણાય છે આપશ્રીને પણ તેઓ ત્યા ખભાતની શાળામા રોકવાની અરજના રૂપમા ફરજ પાડે આપને અનુકૂળતા જણાવી તે તરફ રોકી રાખવાનુ કરે પણ ખરા પછી અમારે આ તરફ આપના બિરાજવાની સગવડ કરવી તે કાર્યકારી નિવડવામા શકાશીલપણું વેદાયા કરે સ ૧૯૭૦ આસો વદ ૧ "

ચાતુર્માસ પૂરુ થયે કોઈ નિવૃત્તિક્ષેત્ર શોધી અસગભાવે રહેવાય તેવી શ્રી લઘુરાજ સ્વામીની ભાવના હતી શ્રી રત્નરાજને યાત્રા કે તેવા પ્રસગે શ્રી લઘુરાજ સ્વામી સાથે વિહાર કરવાની ભાવના હતી છતા નડિયાદ તરફ વિહાર થાય તેમ શારીરિક સ્વસ્થતા ન હોવાથી તે વિચાર મોકુફ રાખવા રત્નરાજે જણાવેલુ શ્રી લઘુરાજ સ્વામીએ ચોમાસુ પૂરુ થયે ઉમરેઠ તરફ વિહાર કર્યો ત્યાથી રત્નરાજને લખે છે " મારે વિહાર કરવાનું બનવું તે તો બની શકે તેમ નથી ઢીંચણમાં વાનું કાયમપણુ છે હરસના દુખાવા સાથે કળતર માટે હવે તો ધીરે ધીરે ઉત્તરસડે થઇ નડિયાદ ક્ષેત્ર જવાનો વિચાર આવે છે "

તેવામા શ્રી રત્નરાજને કેટલાક સદ્‌ગૃહસ્થો સાથે ધર્મચર્ચા થયેલી તે તેમણે સ ૧૯૭૧ માગશર વદ ૯ના પત્રમા જણાવી છે " તે વાર્તાલાપ ઉપરથી એવા અનુમાન પર આવી શકવાનુ બની શકે છે કે—હવે કોઇ એકને મુખ્ય મુરબ્બી સ્થાપ્યા સિવાય વર્તતા સમુદાયનું સદ્દવર્તન નભી શકે તેમ નથી પણ સવાલ એ રહે છે કે એવુ જોખમ ખેડવા મુખ્ય અધિકારી કોણ બને ? અને બીજો સવાલ એવો ઉપસ્થિત થાય છે કે કોને બનાવવો ? ત્રીજો સવાલ એ પણ થઈ શકે કે સમુદાય નિર્નાયક સૈન્યની માફક આજ દિન સુધી વર્તતો રહ્યો છે તે તેવા મુખ્ય અધિકારીની આત્માર્થે આજ્ઞા આરાધે કે કેમ ? તેવો મુખ્ય અધિકારી

સ્થાપવાની જિજ્ઞાસા અનુમોદનીય છે તથાપિ તે કેવા ભાવે, કેવા આશયે ઉદ્દેશે ઉદ્‌ભવી હશે તે પણ વિચારણીય છે........બાકી આપણે તો શ્રી પરમ કૃપાળુદેવની પરોક્ષ આજ્ઞા પ્રમાણે પોતાનું કરીને વહ્યું જવું છે, એ વિચારને ગૌણ અણુકરતાં તથારૂપ સત્પુરુષની સદ્‌ભાગ્યે સંપ્રાપ્તિ થાય અને તેમની પ્રત્યક્ષ આજ્ઞા આરાધવી અથવા ઉપાસવી તેનો ત્રિકાળમાં અટકાવ નથી; કારણકે ભૂત, ભવિષ્ય, વર્તમાન એમ કાળભેદે જ્ઞાની સંત પુરુષોમાં ભેદ ભલે કલ્પાય, પરંતુ વસ્તુત્વે સત્પુરુષો એક સ્વરૂપે જ છે.... ”

શ્રી લઘુરાજ સ્વામી ચકલાસીથી રત્નરાજને થયેલા ઉપસર્ગ પ્રસંગે આશ્વાસનપત્રમાં લખે છે : “ હાલમાં અત્રે ઉમરેઠથી વિહાર કરી પણસોરા થઈ મુકામ વણસોલ આવ્યા ત્યાંથી ચકલાસી ....પાંચ છ દિવસથી સ્થિતિ છે....આપ પરિષહ ઉપસર્ગ જે સહન કરો છો તે ધન્ય છે ! આપને તો સહજ કર્મ ખપે તેવા જીવોથી કારણ મળ્યું છે....ધૈર્યથી ગુરુપ્રતાપે સર્વ સમાધિ થશે. ”

શ્રી રત્નરાજજીના કેટલાક તે વર્ષના પત્રોના લખાણથી શ્રી લઘુરાજ સ્વામી આદિની કેવી વિકટ પરિસ્થિતિ હશે તે સમજાય માટે નીચે કેટલાક અગત્યના ઉતારા સંક્ષેપમાં આપ્યા છે.

શ્રી રણછોડભાઈને તેઓ લખે છે: “ તમો ભાઈને પણ પ્રસંગ પામી પ્રતિબોધ તરીકે નહીં પણ પ્રેમ પ્રીતિ ભાવ તરીકે જણાવવાનું થાય છે, તેના ઉપર ખાસ ધ્યાન રાખી અગમ-ચેતીપણે વર્તી પ્રત્યક્ષ પુરુષની આજ્ઞા—આરાધનરૂપ મહત્ કાર્ય કર્તવ્ય છે. તમો ભાઈ, જાતે વ્યવહારકુશળ અને વિચક્ષણ છો; પરંતુ તમારી જાતિ સરળસ્વભાવી છે. માટે આવા કટો-કટીના વખતમાં સાવચેત રહી મન મક્કમ રાખવું; કારણ કે કહેવાતા મુમુક્ષુઓનું મોટે ભાગે વગર લીધે માપ આવી ગયું છે. એટલે આપણે આપણું સૂઝતું કરવાનું છે.....ભાઈ, હાલ તો મહા પ્રભુને સાચવવાનાં તમારાં સદ્‌ભાગ્ય છે. સં. ૧૯૭૧ પોષ સુદ ૭.”

છતાં શ્રી રત્નરાજને ધીરજ નહિ રહેવાથી વિહાર કરીને ડીસાથી આવતાં પાનસર તીર્થ આગળ પગમાં દરદ થવાથી અટકી પડયા. તેમની તબિયત પણ ઘણી શિથિલ રહેતી. પાન-સરથી પોષ વદ ૧૩ ના પત્રમાં ભક્તિભાવપૂર્વક લખે છે:—“ સાક્ષાત્ પ્રત્યક્ષ સજીવનમૂર્તિ સદ્‌ગુરુ ભગવાન શ્રી પરમકૃપાળુ મહર્ષિદેવ સ્વામીજી મહાપ્રભુ શ્રી લઘુરાજ સ્વામીશ્રીના પવિત્ર ચરણકમળમાં વિધિવત્ સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર હો ! નમસ્કાર હો !

....અમારે તો આપ સત્પુરુષના દર્શન સમાગમની સદ્ ઈચ્છા સિવાય બીજું કોઈપણ કાર્ય કલ્યાણકારી કલ્પાયું નથી. ‘ જ્યાં રામ ત્યાં અયોધ્યા ’....જ્યાં આપ બિરાજો ત્યાં અમારે તો ચોથો આરો જ છે. મનની ધારણા જો કે નિવૃત્તિ ક્ષેત્રે અજ્ઞાતપણે વિચરવાની હતી—છે. પણ એક તો આપ વૃદ્ધ રત્નાધિક પ્રત્યક્ષોપકારી સત્પુરુષનાં દિવ્ય દર્શનનો લાભ તેમજ અમારે યુગપ્રતિક્રમણનો અવસર આસન્ન વર્તે છે તે જો પ્રતિભાશાળી મહાન પુરુષના ચરણમૂળમાં થઈ શકે તો વિશેષ સારું....આપશ્રીના કદમોમાં જલદી હાજર થઈશ, શરીરથી પરતંત્ર છું તેથી કદાચ વિલંબ જેવું થઈ જાય તો ફિકર કરશો નહીં. અમારું આ તરફ આવવું....તે....

ગુપ્ત ગખાય તો સારુ  આશ્રિત જીવાત્માઓને અમારા નિમિત્તે અન્યાય અપાતો જાણી તેની જયણા કરવાની સહજ વૃત્તિ થઈ જાયા કરે છે"

"આપની હજૂરમા હાજર થઇ જઇશજી, ત્યારે સર્વે સવિસ્તર સમાચાર સવિનય જાહેર કરીશજી  કોઇનો વિશ્વાસ કરવાનો વખત નથી રહ્યો "

શ્રી રત્નરાજ શરીર ઠીક થતા નડિયાદ આવી થોડા દિવસમા જ ચાલી નીકળ્યા હતા, તેમને અજ્ઞાત વિહાર કરવાની ભાવના હતી તેઓશ્રી ભરુચથી વૈ વ ૦))ના પત્રમા લખે છે "આપશ્રીને કોઈપણુ પ્રકારે પરિષહ–ઉપસર્ગ ન ઉત્પન્ન થાય તે સબધે ચિત્તમા લાગણી થઇ આવે છે કે અરેરે ! આ તે શુ કળિકાળનો પ્રભાવ કે આવી વૃદ્ધ વયે વૈયાવચ્ચ કરવી તો ક્યાય રહી, પરતુ ઊલટી અશાતના, ઉપસર્ગ ઉત્પન્ન કરી સીદાવવા માગે છે વાહ ! મુમુક્ષુતા તો આનુ નામ પ્રભુ, આપશ્રીએ હવે તો મુમુક્ષુઓની મુમુક્ષુતા ઓળખી લીધી હશે. હાલ કાઇ બાકી રહે છે ? "

"હાલ ચોમાસાનો કાળ લાબો છે વિમુખદૃષ્ટિવાળા ત્યાથી કઢાવવાને કમર કસીને ઊભા રહ્યા છે માટે પ્રભુ, સયોગો તપાસીને કાર્ય કર્તવ્ય છે કારણુ 'દુષ્ટ કરે નહિ કૌન બુરાઈ ?' વારવાર આપની હજૂરમા હાજર થવા વિનતિ ગુજારી છે અમારી ખાસ ધારણા અજ્ઞાત રહેવાની છે છતા સજોગો ફરે ત્યારે ઇન્સાન માણુસે ફરવુ જોઇએ જો ગેરહાજર છીએ તેમ ને તેમ રહીએ તેટલામા અસભાવ્ય અઘટ ઘટના થઈ જાય તો અમારી નિવૃત્તિની ભાવના નિર્મૂલ્ય થઇ જાય "

શ્રી રત્નરાજમુનિશ્રી ચતુરલાલજીને લખે છે, " તમો ખરી કસોટીના વખતે પરમ પ્રભુશ્રીના ચરણમૂળમા રહ્યા છો, સેવા કરી જન્મ સફળ કરો છો  અમારી હાજરીની જરૂર જણાય તો બેશક તુરત લખી જણાવો બનતી ત્વરાએ હાજર થઈશ મુઝાશો નહિ કે મને ગોઠશે કે નહીં  હે ! મુનિ, સુખે સમાધિની વાત હોત તો મને જણાવવાની જરૂર ન પડત પણુ આ અવસર સાભળ્યા પ્રમાણે એવો આવી ચડ્યો છે કે મારા અતરમા એમ જ થઇ જાયા કરે છે કે હે ! પ્રભુ સહાય કરજો ! હે પરમકૃપાળુ કૃપા કરજો ! ભરૂચમા રહેવાની ઈચ્છા હતી છતા વાતચીત.. સાભળતા મારુ ચિત્ત ઉપડી ગયું તેમણે ઘણીએ મનુહાર કરી પણ અમે એકદમ ઊપડી ગયા ભરૂચથી પાચ દહાડામા આવે શરીરે કાળા ઉનાળામા અત્રે (વડોદરા) આવ્યો છુ હવે ફક્ત આપના અભિપ્રાયની વાટ જોઉં છુ "

સ ૧૯૭૧ના શ્રાવણુ માસમા લખે છે —"જે માણુસોનો મીઠડો સ્વભાવ હોય તેઓની વચનો વાપરવાની ખૂબી તો ખરેખરી ખત ઉપજાવે, પણુ તેમા દત્તવાયકતા દ્વારા વિશ્વાસના તત્ત્વો હોય તેનો ખ્યાલ આપશ્રીજી સરખા ક્ષમાશૂરા સત્પુરુષો જ કરી શકે અસગપણુ જ અનુકૂળ છે "

ભાદ્ર વદના બીજા પત્રમા " લોકલાગણી ઉશ્કેરાઈ ઊલટો વેગ ગ્રહણુ કરે તેવી લાઈન તે લોકોએ લીધી છે, તે એ કે સ્વામીજી તો ભોળા સ્વભાવના છે તેમને રત્નરાજે બહેકાવી, બદલાવી નાખ્યા છે ઈત્યાદિ આવા ચાર્જ અમારા ઉપર આરોપ્યા તેમા તેમની ઊડી નેમ

પરંતુ શ્રી લઘુરાજ સ્વામી વ્યવહારકુશળ અને ઘણા દયાળુ હતા તે એક મુમુક્ષુ પર બધો બોજો પડે છે તે જાણતા હતા તેમજ રત્નરાજની સ્વતંત્ર પ્રકૃતિ પલટાય તેમ નહિ જણાવાથી પોતે કોઈ દૂર ક્ષેત્રમાં એકલા ચાલી નીકળવાનું મનમાં ધારી રાખ્યું હતું. ચૈત્ર વદ પાંચમની ભક્તિ પછી શ્રી રત્નરાજ પૂંજાભાઈ, ગાંધીજી આદિને મળવા અમદાવાદ તરફ જાય છે. અને શ્રી લઘુરાજ સ્વામી નાર પધાર્યા. ત્યાં શ્રી લક્ષ્મીચંદજી મુનિને મળ્યા અને શ્રી રણછોડભાઈને પણ જણાવ્યું કે હવે અમે કોઈ જંગલોમાં ચાલ્યા જઈશું. અને કાઉસગ્ગ કરી દેહ પાડી દઈશું, પણ કોઈને બોજારૂપ થવા ઈચ્છતા નથી. અમારી આજ્ઞા સિવાય કોઈએ અમારી પાસે આવવું નહીં. આ પ્રસંગ શ્રી રણછોડભાઈએ આંખમાં આંસુ સાથે કહી બતાવ્યો હતો. ત્યાંથી નડિયાદ થઈ અમદાવાદ આવ્યા, ધર્મશાળામાં ઉતર્યા. રત્નરાજ સ્વામી અમદાવાદથી વિહાર કરી પાલણપુર તરફ ચાલ્યા ગયેલા અમદાવાદમાં પોતે પૂંજાભાઈ, ગાંધીજી આદિને મળીને કાઠિયાવાડ તરફ પધાર્યા. સુણાવના ભાઈ કાભઈ સુનદાસ તેમની સાથે હતા કુંકાવાવ તરફ જવાના હતા. જૂનાગઢ સ્થિરતા રહ્યા પછી ન જેવો પત્રવ્યવહાર ખાસ પરિચયી પ્રત્યે થયો છે. શ્રી રણછોડભાઈને પણ થોડા વખત સુધી જાણવા નથી દીધું. સં. ૧૯૭૨નું ચોમાસું પણ ત્યાં જૂનાગઢમાં થયું.

ત્યાંના વાતાવરણ સંબંધી લખે છે: "....વનક્ષેત્રે રાજેશ્રી મુકામ; નિવૃત્તિ યોગીઓને ધ્યાન રમણ કરવાની જગા, સહજે વૃત્તિમાં આનંદ ઊપજે, ચિત્ત ઠરવાનું નિમિત્ત કારણ, એકાન્તવાસ જગાનું ધામ, પાણી પણ સારું તે બધું અત્રે અનુકૂળ છે. ઉપાધિ પણ ઓછી છે." "આ ક્ષેત્ર ત્યાગી, વૈરાગી, યોગી, ધ્યાનીને સહજ નિમિત્ત અનુકૂળતાવાળું છે."

"હે પ્રભુ, સહજે હલકા ફૂલ થયા છીએ, સદ્‌ગુરુ પ્રતાપે કોઈ ચાં કે ચૂં બોલતું નથી. ઊલટા સામા ભાવ કરતા આવે છેજી.... આવી નિવૃત્તિવાળી જગામાં કાંઈ વિક્ષેપ કે વિકલ્પ ટળી જાય છે.... એકાન્તે આનંદ જ્ઞાનના પ્રતાપે ગુરુ-શરણથી શાંતિ વર્તે છે."

"રોગ મરકી પ્રથમ ગામમાં દેખાઈ હતી. પણ હાલ ઠીક છે. અત્રે ગામ બહાર 'પ્રકાશપુરી'માં તો કોઈ ઉપદ્રવ નથી; સારું છે. એટલે તેમને (શ્રી કલ્યાણજીભાઈને, બગસરા) પત્રથી ના (ત્યાં જવાની) જણાવી છે. અત્રે રહેવા હાલ તો વિચાર છે. પછી હરીચ્છા, આગળ ઉપર થાય તે ખરું."

બીજા એક પત્રમાં જણાવે છે: "ફક્ત જે અંતર્વૃત્તિઓ જેમ સહજ, સદ્‌ગુરુ-શરણથી શાંત થાય તેવો પુરુષાર્થ બને છેજી, તે આનંદ થાય છે. વ્યવહારથી જેમ યોગ-સાધન બને તે કરવામાં સહેજે સહેજે આવે છે, તેના દ્રષ્ટાથી શાંતિ છેજી. એક આત્મા સિવાય બધું ખોટું છે ત્યાં વિકલ્પ શો?"

સંવત્સરી ક્ષમાપના સંબધી સં. ૧૯૭૨માં સ્વામીજીએ રત્નરાજને લખેલા પત્રમાં લખે છેઃ "આપશ્રીને જે દેહ-શરીર પ્રકૃતિ નરમ અને મૂર્છા આવ્યાની બીના સાથે વાચાબંધની ખબર મળ્યાથી અતિ ખેદ થયો છેજી. તે વ્યાધિ પ્રત્યક્ષ જોયેલી હતી.... એમ થાય છે કે કોઈ જીવાત્માને તે વ્યાધિ-પીડા-દુઃખ ન હો!.... આ પત્ર વાંચી સુખશાતાના આરામ થયાના પત્ર પાઠવવા કૃપાવંત થશોજી."

ચાતુર્માસ પૂરુ થયે સ ૧૯૭૩ કાર્તિક વદમા શ્રી લઘુરાજ સ્વામી રાજકોટના વતની ભાઈ રતિલાલ મોતીચદ સાથે જૂનાગઢથી બગસરા પધાર્યા તેમના જિનમા એક માસ તે ભાઈએ ભક્તિભાવે રાખ્યા ભાઈ મણિભાઈ કલ્યાણજી શ્રી લઘુરાજ સ્વામીનો સમાગમ અવાર નવાર નડિયાદ, કાણીસા અને જૂનાગઢ દર્શનનિમિત્તે સાધી ગયેલા મરકીના ઉપદ્રવ વખતે પણ તેઓનો વિચાર સ્વામીશ્રીને બગસરા લઈ જવાનો હતો એટલે હવે જિનમાથી સ્વામીશ્રી ભાઈ મણિભાઈને ત્યા પધાર્યા. અને પછી આખુ વર્ષ ત્યા જ રહેવુ થયુ હતુ ભાઈ મણિભાઈને ધધાર્થે મુંબઈ રહેવુ થતુ પરતુ તેમના પિતાશ્રી, માતાજી આદિ લઘુરાજ સ્વામીની સેવામા જ હતા પોતે ચારેક વખત બગસરા દર્શનાર્થે આવેલા તે વખતની સ્વામીશ્રીની દિનચર્યા સબધી જણાવે છે કે 'રોજ સાજના પ્રભુશ્રીજી બોધ કરતા, સવારના પરવારી જગલમા જતા બે ત્રણ કલાકે પાછા ગામમા આવતા ચાતુર્માસમા અવારનવાર ચરોતર વગેરે તરફથી કોઈ કોઈ મુમુક્ષુઓ દર્શન-સમાગમ માટે આવ્યા કરતા.'

શ્રી રત્નરાજે લખેલા પત્રથી શ્રી લઘુરાજ સ્વામીની ત્યાની શરીરસ્થિતિ સબધી જાણવા મળે છે "મહાપ્રભુજીને શરીરે ડબલ, ત્રિપલ વેદના વર્તતી જાણી ખેદ થયો છે.. ખભાતથી પત્ર છે, તેમા તેઓને દર્શેચ્છા વર્તે છે"

સ ૧૯૭૩ના માગશર વદ છઠ્ઠના પત્રમા શ્રી રત્નરાજ સ્વામીજીને લખે છે "જીહ્વા હાલ બધ છેજી, પ્રભુ તે આપશ્રીના શુભ આશીર્વાદોથી મૂળ સ્થિતિએ આવવા આકીન છેજી આપ મહાપ્રભુજીની કરતલરૂપ છત્રછાયા આ દેહધારીને શીતળ વિશ્રાન્તિ-સ્થાન છેજી

પ કૃ પ્રભુશ્રી (લઘુરાજ સ્વામી)ના પ્રણ વિષે રત્નરાજ લખે છે —

" સસારીનુ સગપણુ છોડી ભક્તિ મારી ભાવે રે,
તેનો દાસ થઈને દોડું જરી શરમ નવ આવે રે.'
" અમે સદા તમારા છઈએ શ્રી સ્વામીજી
જેમ તમે રાખો તેમ રહીએ.'

સત્સગ, સદ્દગુરુ છો તમે શ્રી સ્વામીજી"

ફાગણ સુદ ૧૨ના પત્રમા શ્રી લઘુરાજ સ્વામી લખે છે —

" અન્યપુરુષકી દૃષ્ટિમે જગ વ્યવહાર લખાય,
વૃન્દાવન જબ જગ નહીં કૌન વ્યવહાર મનાય '

"બીજુ સિદ્ધપુરથી આપની વાચા ખુલ્યાની વધાઈ ખબર મળ્યાથી પરમ ઉલ્લાસ થયો છેજી જેમ પરમ કૃપાળુનો માર્ગ દીપે તેમ કરશોજી હું જદાઈ નહીં સમજુ ભલે પૂ. પોપટલાલભાઈ આપશ્રીને મળે, હુ રાજી છુ પ્રભુ, જયવિજયજી તથા મોહનલાલજી સર્વ સપ-સલાહે વર્તો તેમા હુ ખુશી છુ મને હવે નિવૃત્તિ, જેમ બને તેમ પરિચય મુમુક્ષુ ભાઈ-જનો તરફથી ઓછો થાય, તેમ વિચાર છેજી... હવે તો પત્રવ્યવહાર પણ જેમ બને

તેમ ઓછો કરવો છે." ત્યાર પછી માત્ર વર્ષ પૂરું થતાં એક પત્રમાં ક્ષમાપનાપૂર્વક લખે છે: "વાને લીધે ઊઠતાં બેસતાં લડથડીઆં આવી જાય છેજી.... અવિષમભાવે જોયા કરીશું. બીજી કોઈ પ્રકારની અગવડ નથી.... અત્રેથી કોઇ પત્ર લખવાનું થતું નથી. ચિત્તવૃત્તિ સંકુચિત થવાથી તેમ વર્તાયું છેજી. પત્રો ઘણા....ઘણાં ક્ષેત્રોથી આવે છે, તેમને લખવું થતું નથી. તેમના બધાનું કેમ ચાલે છે, તે પણ ખબર નથી. તથા મુમુક્ષુભાઈઓ જે વિચાર ધારતા હોય, તેમના સંબંધી લક્ષ નથી. હે પ્રભુ, શાંતિ છે. "તારું તારી પાસ હૈ, ત્યાં બીજાનું શું કામ?"

***

## ૧૪

શ્રી બગસરાથી સં. ૧૯૭૪ કાર્તિક સુદ ૧૫ પછી શ્રી લઘુરાજ સ્વામી ચારણિયા ગામે પધાર્યા. ત્યાં એક મહિનો રહીને રાજકોટ પધાર્યા; શ્રીમદ્‌ની દેહોત્સર્ગ ભૂમિ છે ત્યાં ભક્તિ-ભાવ કરેલો. પછી રત્નરાજ સ્વામીને ઉમરદશી મળીને ચરોતર તરફ પધાર્યા. ચરોતરના ભાઇઓને વિરહ લાંબો કાળ રહ્યો તેથી નાર, કાવિઠા, વગેરેના મુમુક્ષુઓ ચરોતરમાં પધારવા ચાતુર્માસથી જ ચાલુ આગ્રહપૂર્વક વિનંતિ કરતા હોવાથી નાર પધારવાના વિચારથી અગાસ સુધી આવ્યા ત્યાં તો કાવિઠાના મુમુક્ષુઓ અગાસ સામા આવેલા અને કાવિઠા લઈ ગયા. ભાઇ કલ્યાણજીભાઈ આદિ મુમુક્ષુજનો કાવિઠા સુધી આવેલા. પાંચ-સાત દિવસ કાવિઠા રોકાઈ તેઓશ્રી નાર પધાર્યા. બીજાં ગામોમાંથી મુમુક્ષુઓ દર્શન-સમાગમ અર્થે નાર આવતા હતા. રાત્રિ વ્યતીત થયા પછી જેમ પ્રભાત થાય તેમ શ્રી લઘુરાજ સ્વામીના સંબંધમાં પણ ચાર વર્ષ ઉપર જેમ ચરોતર તજી દૂર નીકળી જવાના સંયોગો ઊભા થયા હતા તેને બદલે હવે ચરોતરમાં ભક્તિના યુગનો ઉદય થવાનો હોય તેમ અનેક મુમુક્ષુજનો એકત્ર થવા લાગ્યા. ભાઈ રણછોડભાઇને પણ તેમના ધંધાના ભાગીદારો હતા તેમની સંમતિથી ભક્તિમાં કાળ ગાળવાનો સારો વખત મળ્યો. તેથી શ્રી લઘુરાજ સ્વામી સાથે જ ઘણો વખત તે રહેતા અને નવા મુમુક્ષુમંડળને ભક્તિમાર્ગમાં જોડવામાં તેમણે અથાગ પ્રયત્ન આરંભ્યો. સત્પુરુષના યોગબળના વિસ્તારમાં નિમિત્તભૂત બુદ્ધિબળ, વચનબળ, કાયાબળ, ધનબળ વગેરેની જરૂર હોય છે. તેવી તેવી જોગવાઇ હવે સહજે સહજે સાંપડવા માંડી.

એક ભાઈના અત્યંત આગ્રહથી શ્રી લઘુરાજ સ્વામી નારથી સીમરડા પધાર્યા. ત્યાં થોડા દિવસ રહી કાવિઠા દશ-પંદર દિવસ ટક્યા. ત્યાં રાત-દિવસ ભક્તિ થતી. પછી વર્ષાની મોસમ શરૂ થતાં પાછા નાર પધાર્યા. અને ત્યાં શ્રીમદ્ રાજચંદ્ર મંદિરમાં ચાતુર્માસ કર્યું. નારના ઘણા મુમુક્ષુઓ ઉત્સાહવાળા હતા તથા મુંબઇથી ભાઈ મણિભાઈ ઘણી વખત આવતા અને રહી જતા. ભાઈ રણછોડભાઈ, ભાઇ ભાઈલાલભાઈ વલ્લભભાઈ, ભાઇ મણિભાઈ આદિનો એવો વિચાર થયેલો કે પ્રભુશ્રી (લઘુરાજ સ્વામી)ની વૃદ્ધાવસ્થા તથા વ્યાધિગ્રસ્ત સ્થિતિ હોવાથી એક પર્ણકુટી જેવા સ્થાયી મકાનની જરૂર છે. તેને માટે સાધુ-સમાધિ ખાતું ખોલી તેમાં જેને રકમ આપવી હોય તે આપે તેવું નક્કી કર્યું. તે જ ચાતુર્માસમાં રૂપિયા પાંચ હજાર

જેટલી રકમ નારમા થઇ હતી અને કોઇ અનુકૂળ સ્થળે મકાન કરવાનુ પણ ભાઈ રણછોડ ભાઇ સાથે નક્કી થયું હતું

ધર્મનો ઉદ્યોત થાય તેવી અનુકૂળતા વધારવાની સાથે પ્રભુશ્રીજીનું શરીર વ્યાધિઓથી ઘેરાવા લાગ્યું તો પણ તે બધાની દરકાર કર્યા વિના યથાશક્તિ મુમુક્ષુઓમા ધર્મપ્રેમની વૃદ્ધિ કેમ થતી રહે તે માટે વિશેષ શ્રમ લેતા હતા નારમા ચાર વાર ઉદર કરડેલો તેનું ઝેર લોહીમા વ્યાપી ગયેલુ અને એ ઝેરી જતુઓ છેવટ સુધી—સ ૧૯૯૨મા ડો રતિલાલ, અમદાવાદના મુમુક્ષુભાઈ તથા વડોદરાના મુમુક્ષુ ડો પ્રાણલાલ બન્નેએ લોહીની ઘણીવાર તપાસ કરી ત્યારે પણ—લોહીમા જણાયા હતા અનેક દવાઓ કરવા છતા, તાવ શરીરમા ઘર કરીને રહેલો

ચાતુર્માસ પૂરુ થયા પછી પૂર્ણિમાની ભક્તિ નાર કરીને ત્યાથી પ્રભુશ્રીજી તારાપુર સ ૧૯૭૫મા પધાર્યા ત્યાં જીનમા ખડેર જેવી એક ઓરડી મળી આવી ત્યા મુકામ કર્યો નારવાળા ભાઈ શનાભાઇ સેવામાં રહેતા ત્યાનું પાણી સારુ ન હોવાથી નારના મુમુક્ષુ ભાઈઓ હમેશા પાણી લઇ સમાગમ-સેવાર્થે તારાપુર આવતા ત્યાં હમેશા 'શ્રીમદ્ રાજચદ્ર' વચનામૃતનું વાચન થતું ભાઈ મણિભાઈ પણ સહકુટુમ્બ માસ દોઢમાસ સમાગમાર્થે તારાપુરમા રહેલા આણદ સ્ટેશન પર તાર માસ્તર તરીકે ભાઈ મગનભાઈ લલ્લુભાઇ હતા, તે પણ દરરોજ ગાડીમા આવતા ફાગણ સુદ પૂર્ણિમાએ આજુબાજુના ગામોમાથી તેમ જ વટામણ તરફથી ત્રણસો ભાઈઓ એકત્ર થયા હતા અને ઘણા ઉત્સાહથી ભક્તિ થઈ હતી

હવાપાણીને કારણે અન્ય ક્ષેત્રે જવાની ધારણા હતી તે અરસામા સીમરડા ગામે પધારવા ભાઈ મોતીભાઇ ભગત તથા બાંધણીવાળા ભાઇ ભગવાનજીભાઈની આગ્રહભરી વિનતિ હોવાથી શ્રી લઘુરાજ સ્વામીનું સીમરડે પધારવુ થયું અને ત્યા ઊટવૈદુ થવાથી તેઓશ્રીની સ્થિતિ ભયકર થઈ પડેલી તે શ્રી રણછોડભાઈના શ્રી રત્નરાજને પાઠવેલા પત્રથી જણાય છે —
"ઉદરના કરડનો ઉપચાર આકોલાના ઝાડનું મૂળ બતાવેલુ તે તારાપુર છ દિવસ વાપર્યું હતું અત્રે (સીમરડા) આવી તે દવા શરૂ કરી પાવલીભાર પીતા અત્રે દરરોજ રૂપિયાભાર શરૂ કર્યો. પાચ દિવસ દરરોજ ઝાડા ઊલટી થતી તે ખમી શકાય તેવું દેખાયું છઠે દિવસે જૂના વૃક્ષના મૂળ હોવાથી ઘણા જ ઝેરી તેજદાર હતા, તેથી ઝાડા ને ઊલટી થઈ પરતુ જઠરમા એકદમ ઠંડી પડી જવાથી વાયુ સખત થઈ ગયું અને સઘળી ગરમી લોહીમા આવી જવાથી લાય લાય થઈ અને સખત વેદનાને કારણે તાવ જે ધીમો ધીમો હતો તે ઘણા જોરથી આવ્યો જેથી દેહ છૂટી જવાના સભવ સુધી વેદનીનુ પરિણમવું થયુ અમો બધા ગભરાઈ ગયા ગામડુ ગામ, કોઈ દવા કે વૈદ્ય તેમ કોઇ સલાહકાર હુંશિયાર માણસ પણ પાસે મળે નહીં જેથી ઘણી ચિન્તા થઈ પડી પરતુ હરિઇચ્છાએ પરમાત્મા પરમકૃપાળુ પ્રભુશ્રીએ જ કહ્યું કે ઘી મને ખવરાવો જેથી ઘી અમે બીતા બીતા ખવરાવ્યુ, કારણ તાવ હતો. દવાની ગરમી કઈક શાતતાને પામવાના રૂપમા જણાઇ જેથી ફરી ઘી થોડુ પાયુ પરતુ તે દિવસ તો ભયકર સ્થિતિમા પસાર કર્યો. બીજે દિવસે ગળામા તથા પૂઠે તથા

માત્રાએ ઘણી જ સખત ગરમી થવાથી ઘણી વેદના થઈ, પણ સહજ આરામ ઉપર જણાયું.... મૂળ હતાં તે પાવાં બંધ કર્યાં. મારું આવવાનું તથા પરમાત્મા પરમકૃપાળુ પ્રભુશ્રીનું પણ તે તરફ પધારવું મુલતવી રહ્યું છે.... ”

તેના પ્રત્યુત્તરમાં શ્રી રત્નરાજ ભાઇ રણછોડભાઈ આદિને સંત–સેવા સંબંધી સૂચના નીચેના પત્રમાં દર્શાવે છે :—“ ...તેઓ ઑલિયા પુરુષ છે એટલે એમને દેહભાન ન હોય. તેઓ તો માત્ર ઉદયાધીન ચેષ્ટાઓ જ જોવારૂપ રમતમાં રમતા હોય, પણ તે અવસરે સમીપ-વાસી, શિષ્યોનો ધર્મ છે કે તેઓના શરીર–ધર્મને સાચવે. એટલા માટે તો શ્રી સત્ સનાતન માર્ગમાં ગુરુ–શિષ્યનો નિયોગ ગોઠવાયેલ છે, તે યોગ્ય જ છે... આપ જે સાક્ષાત્ પ્રત્યક્ષ સંજીવન મૂર્તિની સેવાબુદ્ધિએ સેવા સાચવો છો તે અનુમોદનીય — પ્રશંસનીય અને અનુકરણીય છેજી....

જે સદ્‌ગુરુ–સ્વરૂપના રાગી તે કહિયે ખરા વૈરાગી;
જે સદ્‌ગુરુ–સ્વરૂપના ભોગી તે કહિયે સાચા યોગી.

જે સદ્‌ગુરુ–ચરણ–અનુરાગી તે કહિયે મહદ્ બડભાગી;
જે સદ્‌ગુરુ–ચરણથી અળગા તે થડ છોડી ડાળે વળગ્યા. ”

કાવિઠા આખા ગામના લોકોનો ઘણો આગ્રહ હોવાથી સીમરડેથી કાવિઠા તેઓશ્રી પધાર્યા. પરમકૃપાળુ શ્રીમદ્ રાજચંદ્ર પ્રભુના દેહોત્સર્ગની તિથિ નિમિત્તે સં. ૧૯૭૫ ચૈત્ર વદ પાંચમનો મહોત્સવ કાવિઠા થયો હતો. તેનું વર્ણન શ્રી રણછોડભાઈએ નારથી શ્રી રત્નરાજને ચૈત્ર વદ સાતમે જણાવ્યું છે :—“ ચૈત્ર વદ પાંચમ ઉપર મોટો મંડપ બાંધ્યો હતો. જેની અંદર દહેરાસરની માફક ચોમુખી માંડવી કરી અંદર પરમકૃપાળુદેવ શ્રીજીની સ્થાપના કરી ભક્તિ કરી હતી. નાર, બોરસદ, સુણાવ, ભાદરણ, વગેરે સ્થળેથી મુમુક્ષુ ભાઈઓ બહેનો બસો લગભગ પધાર્યાં હતાં. તેમ જ મુંબઈથી શ્રી દામજીભાઈ, પૂ. મણિલાલભાઈ તથા અમદાવાદથી પવિત્ર પૂ ભાઈશ્રી પૂજાભાઈ તથા પૂ. કલ્યાણજીભાઈ વગેરે ભાઈઓ પધારેલા હતા. તેમજ આજુબાજુના ગામનાં તથા કાવિઠા ગામનાં ભાઈઓ–બહેનો મળી લગભગ બે હજાર માણસો ભેગા થયા હતા. અને ઘણી જ ઉત્કૃષ્ટ ભક્તિ થઈ હતી. જેનો ચિતાર હે ! પ્રભુ, હું શું લખી શકું ? ”

તેનો પ્રત્યુત્તર શ્રી રત્નરાજ ખૂબ પ્રેરક અને માર્મિક આપે છે :

“ ભક્તિભાવ ભાદ્રવ નદી સબહી રહી સીરાય;
સરિતા સોઇ જાનિયે, જેઠ નીર ઠહરાય. ”

પ્રભુશ્રીની તબિયત દિવસે દિવસે બગડતી જતી હતી. માટે ઉનાળામાં ગરમી ન લાગે અને નિવૃત્તિ મળે તે હેતુથી ખેતરમાં એકાન્ત મકાનમાં રહેવાની વ્યવસ્થા કરેલી. આજુબાજુ જુવાર વગેરે પાકને લીધે ઠંડક રહેતી એટલે નર્મદા કાંઠે ગરમીમાં જવાની જરૂર નહોતી. પાણી માફક આવે છે એમ શ્રીરણછોડભાઈ શ્રીરત્નરાજને આગળના પત્રમાં જણાવે છે. બીજા પત્રમાં લખે છે : “ બે જણ ઉપાડી ઊભા કરે ત્યારે ઊભું થવાય છે. વળી જઠરા તદ્દન બંધ થયા જેવું થવાથી ખોરાક પાચન થતો નથી. તાવ આવ્યા કરે છે. શરીર પ્રકૃતિ નરમ નરમ દિન પ્રતિદિન રહ્યા કરે છે.”

ભાદરવા સુદ ૬ ના પત્રમા લખે છે "અત્રે પર્યુષણ પર્વ ઉપર ચારસો મુમુક્ષુભાઈઓનો મુંબઈ, સુરત, બગસરા, સનાવદ, મીઆગામ, ડભોઈ, મ ડાળા, નાર, કાવિઠા, સ દેશર, સીમરડા વગેરે ગામના સર્વ મળી આઠ દિવસ પરમ કૃપાળુ સ્વામીશ્રીજીની છત્રછાયામા ભક્તિ આન દ પૂર્ણ ઉલ્લાસે પરમપ્રેમથી થયો છે આ વખતે પરમાત્મા પરમોપકારી સ્વામીશ્રીની પ્રકૃતિ ઘણી જ નરમના કારણે બિલકુલ બોલ્યા સિવાય પધારતા હતા પર તુ હે! પ્રભુ, તેમની છાયા એ જ મોક્ષ છે તો પછી ઉપદેશ-વચનામૃત ન હોય તોપણ કેટલો ઉલ્લાસ આવ્યો હશે "

પર્યુષણ સ બ ધીના બીજા પત્રમા લખાણ છે —"આઠ દિવસ તો શ્રી શ્વેતાબર પર્યુષણ પર્વ શ્રી સીમરડા ગામમા બહુ જ ભક્તિભાવથી રૂડી રીતે કોઈ કાળે નહી થયેલ તેવા શ્રી પરમકૃપાળુ સદ્ગુરુ પરમાત્મા પ્રભુશ્રીજીના પરમ ઉલ્લાસથી કોઈ અપૂર્વ રીતે કે જે વાણીમા આવી શકે નહી, તેવી રીતે થયા છેજી અને પરમાત્મા પ્રભુશ્રીજીએ ઘણા કાળથી જે ગુપ્ત રીતે-જડ ભરતની રીતિએ સ ગ્રહી રાખેલ માધવનો પરમ પરમ ઉલ્લાસ આવવાથી ઘણા જીવોને સત્પુરુષના માર્ગની સન્મુખદૃષ્ટિ દૃઢત્વ થવાથી પરમ આન દ થયો છેજી ઘણા જીવોને ભક્તિ પ્રસ ગે મૂર્છાઓ આવી ગઈ હતી તેની ખુમારી ઘણા જીવોને હજી સુધી પણ વર્તે છે. "

આસો વદ ૧ આત્મસિદ્ધિ દિન અને પ્રભુશ્રીના જન્મદિને પણ તે વર્ષે પર્યુષણ પર્વની જેમ ઉલ્લાસથી બહારગામથી આવેલ ચારસોએક મુમુક્ષુજનોએ ભાગ લીધેલો, ભક્તિ મહોત્સવ ચૌદશથી બીજ સુધી ચાર દિવસ ચાલેલો

***

## ૧૫

પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચ દ્ર જયતિનો મહોત્સવ સ ૧૯૭૬ કાર્તિક સુદ પૂર્ણિમાથી આઠ દિવસ સુધીનો સ દેશર ગામે ઉજવવાનું નક્કી થયેલું તે પ્રસ ગે શ્રી લઘુરાજ સ્વામી પણ ચાતુર્માસ પૂરુ થયે સીમરડાથી સ દેશર પધાર્યા હતા, જે પરમ ઉલ્લાસ ભાવથી તેઓશ્રીની હાજરીમા ભક્તિ થઈ હતી તેનું વર્ણન ભાઈશ્રી રણછોડભાઈના નામે શ્રી રત્નરાજને લખી મોકલ્યુ છે તે નીચે પ્રમાણે છે —

" મ ડપ વિશાળ બાધવામા આવ્યો હતો, જેમા આશરે ચારેક હજાર માણસો બેસી શકે તેવી વ્યવસ્થા હતી વચમા ચોક પાડી આજુબાજુ પ્રદક્ષિણા ફરવા માટે ઝેરી જેવો ભાગ હતો તેની ચારે બાજુ આવનાર મનુષ્યોને બેસવાની જગા હતી પટેલ છીછાભાઈના ખેતરમા મધ્યે, જે મ ડપની રચના જોઈ ઘણા જીવ આશ્ચર્ય પામતા કોન્ગ્રેસના તથા તેવા જ પ્રકારના મ ડપ બીજે સ્થળે બધાયા હશે તે જે જીવોએ જોયેલા તેઓ પણ આ મ ડપ જોઈ ચકિત થઈ જતા અને કહેતા કે લાખ રૂપિયા ખર્ચે તોપણ બનવા સ ભવ નહી તેવો સરસ મ ડપ સત્પુરુષની ભક્તિ — આત્મકલ્યાણ થવા અર્થે પોતાના આત્માની અ તરદાઝથી ભાવ લાવીને કામ કર્યા છે તે હજારો માણસના રોજથી બનાવે છતા ન બની શકે — તેવી રીતે

રંગારીના રિટાના દૃષ્ટાંતે — એવા મુમુક્ષુ ભાઈઓ આશરે પચાસેકે અગાઉથી આવી અખંડ રાતદિવસ મહેનત લઈ પૂ. છોટાભાઈ વગેરેએ ભક્તિભાવમાં મહેનત લઈ તૈયાર કર્યો હતો.... રચના એવી થઈ હતી કે આગળ દેવતાઓ ભગવાનનાં સમોવસરણ રચતા હતા એમ શાસ્ત્રથી જાણ્યું હતું પણ પ્રત્યક્ષ તેવી રચના જોવાનો અવસર સહજે પરમ કૃપાળુ સ્વામીશ્રીજીના યોગબળથી નૈસર્ગિક અવસર પ્રાપ્ત થયો હતો. આત્મા, આત્મા અને આત્મા જ ઝળકી રહ્યો હતો, જ્ઞાની પુરુષની દૃષ્ટિએ જોવાયો છેજી.

વધુ શું કહીએ, પ્રભુ? મેળાવડામાં માણસો જમણમાં આશરે હજારેક થયું હતું. (બધું પરગામનું જ હતું). વળી મુમુક્ષુમંડળ માણસ પાંચસો પાંચસો સતત આઠ દિવસ સુધી ભક્તિમાં રહ્યું હતું. તેમાં મુખ્યતાએ મુંબઈથી.... ડભોઈથી.... સુરતથી.... મંડાળાથી.... માંગરોળથી.... વડાલીથી.... ખંભાતથી.... બોરસદથી.... નડિયાદથી.... સોજીત્રાથી વસોથી.... ભાદરણથી..... ઓડથી... સુણાવથી..... બાંધણીથી..... વટામણથી..... કાવિઠાથી..... ગોધાવીથી..... અમદાવાદથી, નરોડાથી, સીમરડાથી, નારથી આદિ આજુબાજુનાં ઘણાં ગામોનાં ભાઈબેનોએ લાભ લીધો છે ભક્તિ વખતે આશરે માણસ પાંચેક હજાર ભેગું થતું. અને આજુબાજુનાં ગામોની ભગતમંડળીઓ તથા સંદેશરમાંથી મહારાજશ્રી પ્રીતમદાસની મંડળી રાતના આવતી હતી દિન પ્રત્યે પંચકલ્યાણક, નવપદની તથા ચોસઠ પ્રકારી પૂજામાંથી તથા આત્મસિદ્ધિની પૂજા પઢાવવામાં આવેલ હતી. વળી ભક્તિભાવનાં પદો પણ ભણવામાં આવતાં તેથી પરમ આનંદ થયો હતો. રાત્રે બૈરાંઓ પૂર ઉલ્લાસથી માથે દીવાવાળી માટલીઓ લઈ મંડપમાં ગરબા ગાતાં. મંડપમાં ગેસની કિટસન લાઈટ હતી જેથી રોશનીમાં બહુ જ–પરમ ઉલ્લાસથી ભક્તિ–મહોત્સવ ઉજવાયો હતો....

બીજું, તીર્થક્ષેત્ર સંદેશરના પૂજ્ય ભાઇશ્રી જીજીભાઈ કુબેરદાસને પરમ ઉલ્લાસ આવવાથી વીઘાં બારનું ખેતર એક ફક્ત સ્વામીજીશ્રીના ઉપયોગ અર્થે આશ્રમ બંધાવવાના નિમિત્તે અનાયાસે, અપ્રેરકપણે નૈસર્ગિક ભાવથી શ્રી 'સ્વામીશ્રીજી શ્રી લઘુરાજ આશ્રમ' એ નામે અર્પણ કરેલ છે. તે જ વખતે તેઓશ્રીના નજીકના કુટુમ્બી શ્રીમંત ગૃહસ્થ ભાઇઓએ હજાર હજારની રકમો આપી તથા મુંબઇ, નાર, કાવિઠા, મંડાળા વગેરે સ્થળોના ભાઇઓએ મળીને ખરડો આશરે રૂપિયા સત્તર હજારનો તે જ વખતે અર્ધા કલાકમાં કુદરતી રીતે ભરાઈ ગયો હતો. હજુ તે સંબંધી ચાલુ છેજી.

બીજું આ જે ઉપર બીના જણાવી તેમાં પરમોપકારી સ્વામીજીશ્રીની કાંઈ દૃષ્ટિ નથી. પણ મુંબઈવાળા તથા સંદેશરવાળાઓની સમજમાં વિચાર હોવાથી જે તેમની ઇચ્છાએ ભક્તિ-ભાવથી કામ કર્યું છે તે આપશ્રીને વિદિત કર્યું છેજી...."

આ સંદેશરમાં થયેલી ભક્તિની છાપ મુમુક્ષુઓ ઉપર કેવી પડેલી તે શબ્દોમાં આવે તેવી નથી પણ બગસરાના એક મુમુક્ષુભાઇ કલ્યાણજી કુંવરજી તે ભક્તિમાં હાજર હતા તેમણે પોતાને થયેલા લાભનું વર્ણન–અમાપ ઉપકારની સ્મૃતિ અને દીક્ષા માટે વિનંતિરૂપ લંબાણથી લખેલ તેમાંથી થોડો જ ભાગ અત્રે ઉતાર્યો છે. તે એક મુમુક્ષુના ઇતિહાસમાંથી તે સત્પુરુષ

શ્રી લઘુરાજ સ્વામી પ્રત્યે ઘણા મુમુક્ષુઓના હૈયામા રમતો શરણભાવ તે વખતે કેવો હશે તે પ્રગટ જણાઈ આવે છે

"આ હુંડાવસર્પિણી કાળ દુષમ કહ્યો છે જે પૂર્ણ દુ ખથી ભરપૂર કહેવાય છે તેવા કાળમા ચતુર્થકાળ માફક સત્પુરુષની યોગવાઇ પામવી એ તો મહત્ પુણ્યાનુબંધી પુણ્યને લઈને હોય છે એવા કાળમા આ મનુષ્યદેહે પરમ કૃપાળુદેવના માર્ગની પ્રાપ્તિ અને આપ કૃપાળુ, પરમ કૃપાળુ, દયાળુ પ્રભુશ્રીજીનો સત્સમાગમ એને માટે વિચાર કરતા અપૂર્વ શાંતિ ઊપજે છે આપ પ્રભુ તો કૃપાના સાગર છો અને આપશ્રીની કૃપાવડીએ જે પ્રકારે આત્મસ્વભાવ સમજાયો છે, સમજાય છે અને સમજાશે તે આત્મસ્વભાવનું વર્ણન લખવાની હે પ્રભુ, આ બાળકને હજુ અશક્તિ છે તેના ચિત્રકાર તો હે પ્રભુ, આપ પોતે જ છો સઘળા દુ ખમાથી મુક્ત કરવાને અને આત્મા અર્પણ કરવાને હે! પ્રભુ, આપ પોતે જ સમર્થ છો મને આપશ્રી સાથેના સયોગમા જે જે અનુભવ મળ્યો છે તે અનુભવ પ્રમાણે આપશ્રીમા જે આત્મશક્તિ પ્રકાશી નીકળેલ જોવામા આવી છે તેવી બીજે કોઈ સ્થળે મને તો જોવામા કે જાણવામા આવી નથી અને તેથી જ હું મને પોતાને મહદ્‌ભાગી માનું છુ અનંત સુખનું ધામ બને એ શક્તિ હે! પ્રભુશ્રી આપનામા જ જોવામા આવે છે, તેથી આ દીન બાળકની તેમ થવાની આપ કૃપાળુશ્રી પાસે શુદ્ધ અંત કરણથી શુદ્ધ ભાવથી યાચના છે જે પ્રકારની યાચના છે તે પ્રકારનું દાન આપવા આપશ્રી સામર્થ્યવાન છો એ આ બાળકને અર્પણ કરવાને હે! પ્રભુ, પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ, એ જ યાચના મારા સદ્‌ગુરુદેવશ્રી શુભ મુનિ મહારાજના સ્વમુખેથી આપશ્રીથી અત્યંત લાભનું કારણ થશે એમ જાણ્યું હતું

આ બાળક પોતાની સમજણ પ્રમાણે સન્મુખ વર્તું છુ એમ માનતો હતો પણ તે બધી સમજણ ફેર હતી અને વિમુખ વર્તન હતું તેને સન્મુખ વર્તનમા લાવવા માટે આપશ્રીએ અથાગ પરિશ્રમ લીધેલ છેજી કોઇ વખત નરમાશથી, કોઈ વખત ધીરજથી, કોઈ વખત સરળતાથી, કોઈ વખત શાંતિથી, કોઈ વખત ગુસ્સાથી એમ જે જે વખતે આપશ્રીને યોગ્ય લાગ્યું તે તે અવસરે તેવા પ્રકારનું વીર્યબળ ફેરવીને આ બાળકને ઠેકાણે લાવવામા અનુકંપા કરી આ બાળકનું શ્રેય કરવામા કચાશ રાખી નથી "

તેમના જેટલા કે તેથી વધારે કે ઓછા સમાગમમા આવેલા મુમુક્ષુઓના અંતરની ઉન્નતિ કઈક તેવા જ પ્રકારે તે પુરુષના પ્રભાવથી થયા જતી તેની સાક્ષી સમાગમમા આવેલા મુમુક્ષુઓના અંત કરણ પૂરી રહ્યા છે માત્ર આ એક દૃષ્ટાન્તરૂપે તેમણે સહેજે નિમિત્તવશાત્ જે લાગણી સત્પુરુષ સમક્ષ પ્રગટ કરી છે તે વાચકને સત્પુરુષના પ્રભાવની કઈક છાયા સમજાય તે અર્થે લખી છે બાકી 'ગુપ્ત ચમત્કારો સૃષ્ટિના લક્ષમા નથી,' 'સત્પુરુષનું યોગબળ જગતનું કલ્યાણ કરો' આવા વાક્યો શ્રીમદ્ રાજચંદ્રે લખ્યા છે તે શ્રીમદ્ લઘુરાજ સ્વામીના સમાગમમા આવેલા ઘણાખરા મુમુક્ષુઓને સહજ હૃદયગત થતા પ્રબળ પુણ્યના સ્વાભાવિક ઉદયે અનેક જીવોને અનેક પ્રકારે તેમનું માહાત્મ્ય ભાસવાના નિમિત્તો બની આવતા

***

*૧૬

શ્રીમદ્ લઘુરાજ સ્વામીનો પરમાર્થ પુણ્યોદય હવે કંઇક અધિક પ્રકાશવા લાગ્યો. પરમ કૃપાળુદેવે તેમને કહેલું કે ‘ મુનિ, દુષમકાળ છે માટે જડભરત જેવા થઈને વિચરજો; રિદ્ધિ–સિદ્ધિ પ્રગટશે તેને ઓળંગી જજો. આ કાળના જીવો પાકા ચીભડા જેવા છે. કડકાઇ સહન કરી શકે તેવા નથી. માટે લઘુતા ધારણ કરી કલ્યાણમૂર્તિ બનશો તો ઘણા જીવોનું કલ્યાણ તમારા દ્વારા થશે. ’

આ શિક્ષા અંતરમાં એકલક્ષે અવધારતા, અંતરમાં પ્રગટ જ્ઞાનદશા છતાં તે દશા કોઈના જાણવામાં આવે નહિ તેમ જડભરતવત્ આજસુધી તે વિચરતા હતા. પરંતુ હવે નાર, તારાપુર, સીસરડા, કાવિઠા આદિ અનેક સ્થળોએ અપૂર્વ ભક્તિરસની રેલમછેલ કરતા, વિહાર કરતા કરતા, જ્ઞાન વૈરાગ્ય આદિ અદ્ભુત આત્મદશાથી અનેકાનેક ભવ્ય જનોને સદ્ધર્મનો રંગ ચડાવતા તેઓશ્રી, જે પ્રીતમદાસના કક્કાનું પદ હૃદયમાં ધારણ કરવા તેમને શ્રીમદ્જીએ પચ્ચીસેક વર્ષ પહેલાં કહેલું તેજ પ્રીતમની નિવાસભૂમિ સંદેશર નજીક અગાસ સ્ટેશન પાસે જાણે કે કોઈ દૈવી સંકેતે શ્રીમદ્જીના એક પરમ જ્ઞાનભક્ત તરીકે પોતે અલ્પકાળમાં પૂર વેગમાં પ્રકાશમાં આવ્યા.

‘ મહાત્માનો દેહ બે કારણને લઈને વિદ્યમાનપણે વર્તે છે. પ્રારબ્ધ ભોગવવાને અર્થે, જીવોના કલ્યાણને અર્થે; તથાપિ એ બન્નેમાં તે ઉદાસપણે ઉદય આવેલી વર્તનાએ વર્તે છે.’ તદનુસાર હવે મુમુક્ષુઓની પરમાર્થપિપાસા પ્રગટેલી જોતાં તેમને તે અદ્ભુત જ્ઞાન અને ભક્તિરસનું પાન કરાવવા લાગ્યા. અને સ્વપરહિતમાં સદાય તત્પર રહી પરમ કૃપાળુદેવ-પ્રબોધિત શ્રી સનાતન જિન વીતરાગ માર્ગની પ્રભાવનામાં પ્રગટ રીતે પ્રવર્તવા લાગ્યા. અપૂર્વ આત્માનંદને આસ્વાદતા, આત્મજ્ઞાનદશાથી અવધૂવત્ વિચરતા, વૈરાગ્ય અને ભક્તિની સાક્ષાત્ મૂર્તિ સમાન, ભવ્ય જનોના ઉદ્ધાર માટે નિરંતર નિષ્કામ કરુણા વરસાવતા એવા આ પરોપકારશીલ સંતશિરોમણિ મહાત્માનાં દર્શન, સમાગમ, બોધને ઈચ્છતા અનેકાનેક ભવ્ય જનો તેમની સમીપતા પામી આત્મશ્રેય સાધવાની ઉત્કંઠાવાળા જણાવા લાગ્યા.

આ સંસાર દુઃખદાવાનલમાં નિરંતર બળતા જીવોને એક શાંત રસમય આત્મઉપદેશરૂપ અમૃતવૃષ્ટિથી શાંત શીતલ કરી દે તેવા આ મહાત્માની અદ્ભુત જ્ઞાનદશા અને પ્રતિભાશાળી વ્યક્તિપ્રભાવથી આકર્ષાઇને તેમના સાનિધ્યમાં આત્મશ્રેય સાધવા તત્પર થયેલા અનેક મુમુક્ષુઓ એમ ઈચ્છવા લાગ્યા કે હવે આ મહાત્મા કોઈએક સ્થાને સ્થિરતા કરી રહે અને તે કારણે આશ્રમ જેવું કોઇ સત્સંગધામ બને તો હજારો ધર્મેચ્છક જીવોને ઇચ્છિત શ્રેયનો લાભ મળે.

સર્વની આવી ઉત્કટ ઇચ્છામાંથી અગાસ સ્ટેશન પાસેના આ આશ્રમનો ઉદ્ભવ થયો. પરિષહ ઉપસર્ગ કાળમાં શ્રીમદ્નો બોધ સમશ્રેણિએ અંતર્ગત કરવા મુખ્યત્વે વગડાઓમાં

* ૫ દર ખ ડ સુધીનુ લખાણ પૂ શ્રી બ્રહ્મચારીજી લિખિત ૫. ઉ. ૫ પૂ. પ્રભુશ્રીજીના જીવનચરિત્રની યત્-કિંચિત્ સંક્ષિપ્ત ગૂંથણીરૂપ છે. તેમનુ અધૂરું રહેલું તે કાર્ય આ સોળમા ખંડથી શ્રી રાવજીભાઈ દેસાઇએ આદરથી આરંભી સમાપ્ત કર્યું છે.

વિહાર કરતા હોઈ તેમણે વગડાઉ મુનિનું બિરુદ ઉપાર્જન કરેલું એવા તે હવે આશ્રમના અધિષ્ઠાતા તરીકે પ્રકાશમા આવ્યા અને ચરોતરમા વગડાઉ અસગ અધ્યાત્મ વાતાવરણ ફેલાવી કરી તેમા તેમણે પ્રાણ પૂર્યા દૂધ ઉપર તરી આવતી મલાઈની જેમ ચરોતરનો આ પ્રાણવાન આશ્રમ એમના ઉત્તરજીવનના મધુર મિષ્ટ આમ્રફળરૂપ બન્યો

શ્રી લઘુરાજ સ્વામીની છત્રછાયા નીચે આ આશ્રમની ઉત્પત્તિ થઇ તેથી ભક્તજનોએ શરૂઆતમા આશ્રમનું નામ શ્રી લઘુરાજ આશ્રમ રાખ્યું પરતુ પોતાનું નામ, સ્થાપના કે ચિત્રપટ સરખુ પણ નહિ રાખવાની ઇચ્છાવાળા કેવળ નિસ્પૃહ અને પરમ ગુરુભક્ત મહર્ષિ શ્રી લઘુરાજ સ્વામીએ એમ સૂચવ્યું કે પોતાનું સહજ પરમાત્મસ્વરૂપ ભજતા શ્રીમદ્ રાજચદ્રથી પરમાર્થથી જે કોઇ મુમુક્ષુનું કે જનસમુદાયનું કલ્યાણ થયું છે તેનો બદલો કોઈ રીતે વળી શકે તેમ નથી તે કલ્યાણનું સ્વરૂપ સહજમા લક્ષમા પણ આવે તેમ નથી ગુરુગમે તે ક્ષેત્રમા પ્રવેશ કર્યે કાળે કરીને સમજાય તેવા કલ્યાણના યત્કિચિત્ સ્મરણ પ્રત્યુપકાર દાખવવા રૂપે શ્રીમદ્જીના આ સ્થૂલ કીર્તિસ્થભનું નામ શ્રી સનાતન જૈન ધર્મ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ રાખવું તેથી તે પ્રમાણે તેમની ઇચ્છાનુસાર આ આશ્રમનું નામ રાખવામા આવ્યું આ આશ્રમ ધીમે ધીમે વધતા વધતા એક નાના ગોકુળિયા ગામ સમું બની રહ્યુ

નાના મોટા, રક રાજા, સારા ખોટા, સ્ત્રી, પુરુષ, વૃદ્ધ, યુવાન, એ આદિ પર્યાયદૃષ્ટિથી નહિ જોતા શ્રી લઘુરાજ સ્વામી એક આત્મદૃષ્ટિથી સર્વમા આત્મા, પ્રભુ જોતા, તેમજ સર્વને પ્રભુ કહીને સબોધતા, તેમજ તેમનામા આત્મ–ઐશ્વર્યરૂપ પ્રભુતા અદ્ભુત રીતે પ્રકાશી રહી હતી તેથી સૌ કોઇ તેમને 'પ્રભુશ્રી,' કહીને સબોધવા લાગ્યા

***

## ૧૭

સ ૧૯૭૬નું ચોમાસું પ્રભુશ્રીએ સનાવદ શ્રી સોમચદ કલ્યાણજીને ત્યા કર્યું ત્યારપછી સ ૧૯૭૭, ૧૯૭૮ અને ૧૯૭૯ના ત્રણેય ચોમાસા આશ્રમમા કર્યા સ ૧૯૮૦મા યાત્રાર્થે સમેતશિખર ગયા ત્યાથી પાછા ફરી તે ચોમાસુ પૂનામા શેઠ શ્રી માણેકજી વર્ધમાનને ત્યા કર્યું

પ્રભુશ્રીના પરમપ્રેમી, તનમનધનથી સર્વ પ્રકારે સેવા કરનાર અને આશ્રમની સ્થાપનામા મુખ્ય કાર્યકર્તા તથા આશ્રમના ઉત્કર્ષ અને વ્યવસ્થામા પોતાની સર્વ શકિતનો ભોગ આપનાર, પરમ કૃપાળુદેવના ઉપાસક તેમજ ઘણા મુમુક્ષુઓને પ્રભુશ્રીનું માહાત્મ્ય દર્શાવી પ્રભુશ્રી પ્રત્યે વાળનાર નારના શ્રી રણછોડભાઈનો પુરુષાર્થ પ્રબળ હતો સતકૃપાથી તેમનો ક્ષયોપશમ, સમજાવવાની શકિત તથા પ્રભાવ એવા અજબ હતા કે સૌ કોઈ તેમના વચનોથી આકર્ષાઈ મુગ્ધ બની જઈ પ્રભુશ્રીના ચરણો પ્રત્યે ઢળી પડતા પરતુ આનું પરિણામ એમ આવ્યું કે પરમાર્થ માર્ગના અજાણ એવા ભાળાભોળા જીવો પોતપોતાના કુળસપ્રદાયને છોડીને આ માર્ગ સાચો લાગતા તેને વળગ્યા તો ખરા, પરતુ જ્ઞાનીની ઓળખાણ બાબત અજ્ઞાત હોવાથી પોતાના સપ્રદાયોના રહ્યાસહ્યા કઈપણ સસ્કારવશાત્ અથવા દેખાદેખી સૌ શ્રી રણછોડભાઇને પણ પ્રભુશ્રી જેવાજ ઉપકારી, જ્ઞાની માની તેમનો પણ જ્ઞાનીના જેવો જ વિનય કરવા લાગ્યા

૧૮

દક્ષિણમાં શ્રી બાહુબલિજી આદિ સ્થળોએ યાત્રા કરી ત્યાંથી શ્રી હીરાલાલ ઝવેરીની ભાવનાથી તેમની સાથે તેમને ત્યાં પેથાપુરમાં બે માસ રહી ત્યાંથી સં. ૧૯૮૧ ના ફાગણ વદમાં પ્રભુશ્રી અમદાવાદ આવ્યા.

નડિયાદના મુમુક્ષુઓમાંથી કોઇને તે વખતે ખબર ન હતી કે પ્રભુશ્રી હાલ કયાં છે? પરંતુ પ્રભુશ્રીનો અંતરજ્ઞાનપ્રકાશ કોઈ અદ્‌ભુત હતો. તે દ્વારા તેમણે જોયું કે નડિયાદના એક મુમુક્ષુભાઈ ડાહ્યાભાઇ દેસાઇનો અંતસમય નજીક છે. તે મુમુક્ષુભાઇએ પહેલાં આશ્રમમાં પ્રભુશ્રી પાસે વિનંતિપૂર્વક માગણી કરી જણાવ્યું હતું કે પ્રભુ, મારા અંત સમયે મારી ખબર લેજો. મને આપનો જ આશરો છે.

અત્યારે તેમનો અંતસમય નજીક જાણી પ્રભુશ્રી શેઠશ્રી જેસંગભાઇ સાથે એકાએક સવારમાં નડિયાદ શ્રી નાથાભાઇ અવિચળભાઇ દેસાઇને ત્યાં પધાર્યા. તેમણે પ્રભુશ્રીની ઘણા ઉલ્લાસભાવે ભક્તિભાવના કરી. ત્યાં બીજા મુમુક્ષુઓ પણ એકત્ર થઈ ગયા. તેમને ધર્મબોધ આપી ત્યાંથી તેઓશ્રી શ્રી ડાહ્યાભાઈના ઘર તરફ ચાલ્યા. બધા મુમુક્ષુઓ પણ પાછળ પાછળ ચાલ્યા. પ્રભુશ્રી જ્યારે શ્રી ડાહ્યાભાઇને ત્યાં આવી પહોંચ્યા ત્યારે જ બધાને ખબર પડી કે આ મહાભાગ્ય મુમુક્ષુને અંતસમયે સમાધિમરણ સન્મુખ કરાવવા જ તેઓશ્રી એકાએક અહીં પધાર્યા છે.

જ્યારે પ્રભુશ્રી શ્રી ડાહ્યાભાઇની મરણપથારી પાસે પધાર્યા ત્યારે શ્રી ડાહ્યાભાઈ બહારથી કંઇક બેભાનવત્ જણાતા હતા. પરંતુ અંતરમાં તેમને પરમકૃપાળુદેવનું જ રટણ હતું. પ્રભુશ્રીએ પાસે આવી 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' એમ બે ત્રણ વાર મોટેથી મંત્ર સંભળાવી અમીમય દૃષ્ટિ નાખી. ત્યાં તો તે ભાનમાં આવી પથારીમાં બેઠા થઈ ગયા અને પ્રભુશ્રીને જોતાં જ આનંદમાં ઉલ્લાસમાં રોગની વેદનાને વીસરી ગયા. બે હાથ જોડી, મસ્તક નમાવી અંતસમયે દર્શન દેવા બદલ આભારની ભાવના દર્શાવી પાછા સૂઈ જઈ પ્રભુશ્રીનાં બોધવચનો શ્રવણ કરવામાં ઉલ્લાસથી એકાગ્રતાપૂર્વક લીન થઈ ગયા.

ત્યાં પ્રભુશ્રીએ દેહાધ્યાસ છૂટી આત્મસ્વરૂપમાં વૃત્તિ તલ્લીન થાય તેવો સુંદર બોધ એકાદ કલાક સુધી એવી સચોટ રીતે કર્યા કર્યો કે તે પાવન આત્મા ઉત્તરોત્તર શાંત દશા પામી આનંદ અને ઉલ્લાસસહિત અંતરમગ્ન થતો ગયો. આ પ્રમાણે તેમને અપૂર્વ જાગૃતિ આપી સમાધિમરણરૂપ અપૂર્વ આત્મશ્રેય સન્મુખ કરી તેઓશ્રી બહાર નીકળ્યા.

શેઠશ્રી જેસંગભાઈ સાથે તેઓ ત્યાંથી તરત જ નરોડા જવા વિદાય થઈ ગયા. ત્યારપછી તરત જ શ્રી ડાહ્યાભાઈ સમાધિપૂર્વક દેહત્યાગ કરી ગયા. 'परोपकाराय सतां विभूतयः' જાણે આ સૂક્તિને ચરિતાર્થ કરવા જ ન હોય તેમ આ સંતપુરુષ આહારપાણીની કંઇ પરવા કર્યા વગર નડિયાદથી રવાના થઇ બપોરના એક વાગ્યાને સુમારે નરોડા આવી પહોંચ્યા. તેમના દિવ્ય જ્ઞાનમાં હજુ બીજા કોઈનું મરણ સુધારવાનું છે એમ પ્રગટ જણાઈ રહ્યું હતું. તેથી તે

નરોડામા આવી તરત જ એક મુમુક્ષુ બાઈ મરણપથારીએ હતી તેની પાસે ગયા તેને પણ દેહ અને આત્માના ભિન્નપણા વિષે અદ્ભુત બોધ આપી સમતા, ધીરજ, સહનશીલતાપૂર્વક શાત ભાવે અ તરમગ્ન થવામા ઉત્સાહ પ્રેરી, અપૂર્વ જાગૃતિમા આણી સમાધિમરણ – સન્મુખ કરી પોતે ત્યાથી બહાર નીકળ્યા ત્યારપછી થોડા વખતમા તે બાઈનો દેહ છૂટી ગયો

આમ બન્ને આત્માઓના મરણ સુધારી પ્રભુશ્રી તે દિવસે નરોડામાં રોકાઈ બીજે દિવસે અમદાવાદ આવ્યા થોડા દિવસ ત્યા રહી ચૈત્ર માસમા તેઓશ્રી આશ્રમમા પધાર્યા

***

## ૧૯

આ સ ૧૯૮૧નું ચોમાસું તેમ જ ત્યારપછીના સ ૧૯૯૧ સુધીના તેઓશ્રીના બધા અગિયારે ય ચોમાસા આશ્રમમા જ થયા આ પહેલાના સ ૧૯૭૭-૭૮-૭૯ ના ત્રણ મળી તેઓશ્રીના કુલ ચૌદ ચોમાસાં આશ્રમમા થયા

હવે પ્રભુશ્રીનું આશ્રમમા જેમ જેમ વધારે રહેવાનુ થતુ ગયું તેમ તેમ તેઓશ્રીના દર્શનનો, સમાગમનો, સદ્બોધનો લાભ જેમ બને તેમ વધારે મળે તે ઈચ્છાએ આવનાર જિજ્ઞાસુઓની સ ખ્યા પણ વધવા લાગી અને હજારો મુમુક્ષુઓ તેમના બોધથી ર ગાઈ ને શ્રીમદ્જીના બોધવચનોમા રસ લેનારા શ્રીમદ્જીના અનુયાયીઓ બન્યા તેઓમા પ્રભુશ્રીના જ્વલ ત બોધના પ્રતાપે અનેરો ઉત્સાહ અને સનાતન સત્ ધર્મભાવના જાગૃત થયા

મહાપુરુષના જીવનની મહાનદની જેમ એવી તો વિશાળતા અને ભવ્યતા છે કે તેમા અનેક પુણ્યાત્માઓની જીવનસરિતા ઓતપ્રોત થઈ 'वसुधैव कुटुम्बकम्'ની વિશાળ ભાવના તથા આત્મસ્થ દ્રષ્ટાભાવનું ગાભીર્ય અને સામર્થ્યને પામી વિશાળ જનસમુદાયને આત્મોન્નતિ કારક નીવડી મહાસાગરસમા પરમાત્મપદમા આત્મવિલીનતા કરી કૃતાર્થતાને પામે છે એવો યોગ અને એવો પ્રસ ગ પ્રાપ્ત થયો તે વિરલ ઘટના છે સ ૧૯૭૭ની કાળી ચૌદશે બાધણી ગામના શ્રી ગોવર્ધનદાસ કાળીદાસ પટેલના ( શ્રી બ્રહ્મચારીજીના ) જીવનમા એવી એક મ ગલ ઘટના બની

ગ્રેજ્યુએટ થઈ લગભગ દશેક વર્ષથી તેઓ ચરોતર એજ્યુકેશન સોસાયટીમા સ્વય સેવક તરીકે જોડાઈ આણ દના દા ન વિનય મ દિરના આચાર્યપદ સુધી પહોચ્યા પર તુ એમનું જીવન આત્મલક્ષી હોઈ તેમને પોતાના આચારને આદર્શરૂપ બનાવવાની ઝ ખના જાગી અને જ્યાસુધી તે સિદ્ધ ન થાય ત્યાસુધી આચાર્ય ગણાવું તે તેમને આત્મવ ચનારૂપ લાગતું જેથી આચાર્યપદ તેમને ખૂબ સાલતું દીપોત્સવીની રજાઓમા તેઓ પોતાને વતન બાધણી આવ્યા હતા ત્યા તેમના સ્નેહી શ્રી ભગવાનભાઈ દ્વારા પરમકૃપાળુદેવ તથા પ્રભુશ્રી સ બ ધી જાણવા મળ્યું એટલે અગાસ આશ્રમમા આવવાની ઉત્ક ઠા જાગી કાળી ચૌદશની વહેલી સવારે તેઓ બન્ને આશ્રમમા આવ્યા ત્યારે પ્રભુશ્રી રાયણ નીચે બિરાજેલા અને 'મૂળ માર્ગ'નું પદ બોલાતું હતું પ્રભુશ્રીના દર્શનથી જ તેમને અપૂર્વ અ તરશાતિ થઈ અને સ્વાભાવિક ભાવના

ઊઠી કે આવા પુરુષની સેવામાં રહેવાય તો જીવન કૃતાર્થ થાય. પ્રભુશ્રીજીએ 'મૂળ માર્ગ'નું ગૂઢ રહસ્ય તેમને સમજાવ્યું. અને 'ટાળી સ્વચ્છંદ ને પ્રતિબંધ'નો અર્થ તેમને પૂછી પોતે સ્પષ્ટ સમજાવ્યો. અને અપૂર્વ વાત્સલ્યથી તેમને મંત્રદીક્ષા આપી. એમના ગયા પછી પ્રભુશ્રીજીએ તેમની સેવામાં રહેતા એક ભાઈને જણાવ્યું કે 'આવું સમરણ ( મંત્ર ) હજી સુધી અમે કોઈને ય આપ્યું નથી.' કાળી ચૌદશ જેવા સિદ્ધિયોગદિને આવા મહાપુરુષના હાથે મંત્રદીક્ષા મળે તે કેવી અપૂર્વ ઘટના!

જ્ઞાનીપુરુષોની પ્રેરણાશક્તિ અતિ ગહન રીતે કામ કરે છે. એમની વાણી એવી પ્રબળ હોય છે કે તે સત્પાત્ર વ્યક્તિના જીવનને એકાદ શબ્દ કે વાક્યથી પલટાવી નાખે છે. તે પ્રમાણે શ્રી બ્રહ્મચારીજીને 'ટાળી સ્વચ્છંદ ને પ્રતિબંધ' સંબંધી પ્રભુશ્રીએ જે ઉપદેશ કરેલો તેની એમના ઉપર એવી તો છાપ પડી કે ત્યારથી એમને સ્વજનાદિના પ્રતિબંધને ટાળી પ્રભુશ્રીજીની સેવામાં રહી તેમની આજ્ઞામાં જીવન ગાળવાની તીવ્ર ભાવના જાગી. તે માટે તેમણે પોતાના મોટાભાઈને જે પત્ર લખ્યો છે તેમાં આજ્ઞાની તીવ્ર પિપાસા કેવી જાગેલી અને પ્રતિબંધને ટાળવાની કેવી અદમ્ય ઇચ્છા તેમને અંતરમાં વર્તતી તે નીચેનાં અવતરણો ઉપરથી જણાઈ આવે છે :—

"હું.... પરમાર્થની શોધમાં અને તેને પ્રાપ્ત કરવાના પ્રયત્ન માટે જીવું છું. તેને માટે સર્વસ્વ અર્પણ કરીને પણ સંપૂર્ણ ઉન્નતિ સાધી શકાય તે માટે તૈયાર થવા મારું ચિત્ત તલપાપડ થઇ રહ્યું છે.... કુટુમ્બને સદાને માટે છોડીને આખી દુનિયાને કુટુમ્બ ગણી મારા પ્રારબ્ધ ઉપર આધાર રાખીને આ ભવમાં બાકી રહેલાં વર્ષો પરમ કૃપાળુદેવનાં ચરણકમળમાં અર્પણ કરવા તત્પર થયો છું.... સંસાર છોડી આશ્રમમાં રહેવાની આજ્ઞા ન મળે તો મારે કંઈ કહેવાતા સાધુ થઇ ફર્યા કરવું નથી. પણ તે યોગ્યતા પ્રાપ્ત કરવા માટે જે જે ઉપાય દીર્ઘ દૃષ્ટિથી બતાવે તે મારે માન્ય હોવાથી પહેલો હું બીજી જવાબદારીઓમાંથી મુક્ત થઈ, ચોકખો થઈ તેમને ( પ્રભુશ્રીને ) વાત કરવા વિચાર રાખું છું.... ભલે મને કાશી જઈ શાસ્ત્ર-અભ્યાસ કરવાની આજ્ઞા મળે કે આશ્રમમાં પૂંજો વાળવા કે ઘંટ વગાડવા જેવું નજીવું કામ સોંપે તો પણ મને તો પૂરેપૂરો સંતોષ થવાનો; કારણ કે મારું કલ્યાણ તે પુરુષની આજ્ઞા ઉઠાવવા માટે જ જીવવામાં છે.... જે વર્ષ બચ્યાં તેટલાં મારા આત્માની કહો, આશ્રમની કહો, કે જગતની કહો, પણ જેમાં સર્વની સાચી સેવા સમાય તેવી ફરજ બજાવવા માટે હું ઘરબાર છોડી અણગાર થવા ઈચ્છું છું.... સંત, મહંત કે ગાદીપતિ થવાની ગંધ પણ મારી ઈચ્છામાં નથી. પણ સર્વનો સેવક અને આત્માર્થી થવાની ઈચ્છા ઘણા કાળથી બાંધી રાખી છે, તેવા થવું છે."

પછી તો તેમના મોટાભાઈની સંમતિ મળતાં પ્રભુશ્રીની આજ્ઞા મેળવી તે સોસાયટીમાંથી મુક્ત થઇ સં. ૧૯૮૧માં પ્રભુશ્રીની સેવામાં જોડાયા. પ્રભુશ્રીએ તેમને બ્રહ્મચર્ય વ્રત આપ્યું. પ્રભુશ્રીની સેવામાં નિરંતર રહી તેમની સંનિધિમાં સૂત્ર-શાસ્ત્રોનું અધ્યયન, મનન અને તેમના બોધનું ઝીલન, આજ્ઞાધીન વર્તન એ તેમના શ્વાસોશ્વાસ બની ગયાં. પ્રભુશ્રીની સૂચનાનુસાર

મુમુક્ષુઓના પત્રોના જવાબ, તથા નવીન મુમુક્ષુઓને નિત્યનિયમ તથા સ્મરણાદિ પ્રભુશ્રીની આજ્ઞાથી આપતા તે ઉપરાંત વાર્તાલાપોની, ઉપદેશની નોંધો, અગત્યના પુસ્તકોમાથી નોંધો, ભાષાન્તર, શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા જેવા પુસ્તકોનું સર્જન ઇત્યાદિ પ્રવૃત્તિઓમા સતત ઉલ્લાસ અને ખંતથી, તેમણે અવિરત પરિશ્રમથી સેવા આદરી

પ્રાયે સર્વને ધર્મની પકડ બહુ દૃઢ હોય છે એટલે પોતે માનેલા ધર્મની પકડ મૂકી જ્ઞાનીઓએ બોધેલા સનાતન સત્ધર્મ પ્રત્યે શ્રદ્ધા થવી, પકડ થવી અત્યંત વિકટ છે આમ હોવા છતા જ્ઞાનીપુરુષનું માહાત્મ્ય, તેમનું યોગબળ પણ એવું અચિંત્ય પ્રભાવશાળી હોય છે કે અનેકને સત્ ધર્મનો રંગ ચડાવે છે પૂ પ્રભુશ્રીનું પણ તેવું જ અદ્ભુત સામર્થ્ય દૃષ્ટિગોચર થવા લાગ્યું. હજારો જૈન–જૈનેતરોને તેમણે સાચા જૈન બનાવ્યા તેમને મંત્રદીક્ષા આપી, સાત વ્યસનનો ત્યાગ તથા સાત અભક્ષ્યનો ત્યાગ કરાવી વ્રત પચ્ચખાણ આપી સત્શ્રદ્ધા સહિત ભક્તિમાર્ગના રસિક બનાવ્યા

અનેક કુમારિકાઓને સત્નો એવો અદ્ભુત રંગ લાગ્યો કે તેમણે આજીવન બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું તેમજ અનેક યુવાન દંપતીઓએ પણ ભોગથી અનાસક્ત થઈ બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરી સત્ સાધનામા જીવન–અર્પણતા સ્વીકારી એમ અનેકાનેક બ્રહ્મવ્રત વિભૂષિત થયા

હવે આશ્રમમા જીવન અર્પણ કરનાર બ્રહ્મચારીઓ માટે અલગ વ્યવસ્થા કરવામા આવી તેવી જ રીતે બ્રહ્મચારિણી બેનો માટે પણ આશ્રમમા અલગ નિવાસસ્થાનીન વ્યવસ્થા થઈ તેમ જ ભાવિક જિજ્ઞાસુઓ વ્રતનિયમ ધારણ કરી આશ્રમમા કાયમ રહેવા લાગ્યા કોઈ કોઈ ગૃહસ્થ છતા વિરક્ત મુમુક્ષુઓ પણ વ્રતનિયમ ધારણ કરી આશ્રમમા સહકુટુમ્બ રહેવા લાગ્યા. એ રીતે પચાસ–સો માણસ કાયમ રહેવા લાગ્યા અને સત્સાધનાતત્પર બન્યા તેથી આશ્રમ સત્સંગ અને ભક્તિનું જીવંત ધામ બન્યું

જેમ જેમ અનુયાયીઓની સંખ્યા વધતી ચાલી તેમ તેમ આશ્રમ પણ વધતું ચાલ્યું સર્વની ઇચ્છાથી આશ્રમમા એક શિખરબંધી ભવ્ય જિનાલય ઊભું થયું તેમા શ્રીમદ્જીના બોધવચનો અનુસાર શ્વેતાંબર–દિગંબર પ્રતિમાઓ સ્થાપન કરવામા આવી આ જિનાલયની પ્રતિષ્ઠા સં ૧૯૮૪ના જેઠ સુદ ૫ ના દિને પ્રભુશ્રીની છત્રછાયામા થઈ

આ જિનાલયના ભૂમિગૃહમા એક ગુરુમંદિર રાખવામાં આવ્યું તેમા શ્રીમદ્જીની પ્રતિમા તથા એક બાજુ પ્રણવમંત્ર ૐકારજીની સ્થાપના ઉપરોક્ત દિવસે જ કરવામા આવી. બાજુમા પાદુકાજીની સ્થાપના સં ૧૯૮૨ના આસો સુદ ૧૫ના કરવામા આવેલી મુમુક્ષુભાઈની સંખ્યા અને તેમની જરૂરિયાતને પહોંચીવળવા એક ભવ્ય સભા મંડપ અને વ્યાખ્યાનમંદિર બાંધવામા આવ્યા તેમજ પુસ્તકાલય પણ સ્થાપવામા આવ્યું દરવાજા ઉપરની દેરીમા પરમ કૃપાળુદેવની પંચધાતુની પ્રતિમાની સં ૧૯૮૮ ના માહ સુદ ૧૦ ના રોજ પ્રતિષ્ઠા કરવામા આવી.

શરીરપ્રકૃતિ બહુ અસ્વસ્થ રહેતી હોવા છતા પરોપકાર–પરાયણ પ્રભુશ્રીજી મુમુક્ષુઓના આગ્રહથી સં ૧૯૮૫ ના માગશર માસમા ૧૮ દિવસ ભાદરણ, ત્રણચાર દિવસ ધર્મજ તથા ઉનાળામા

બે માસ ભરૂચ, નિકોરા, ઝગડિયા, કબીરવડ વગેરે સ્થળોએ વિચર્યા હતા સં. ૧૯૮૬માં કરમસદ, સુણાવ, વેરા, બોરસદ, દાઓલ આદિ સ્થળોએ વિચર્યા હતા સં. ૧૯૮૭ માં કાવિઠા, સીમરડા, નડિયાદ, નાર, અંધેરી અને ૧૯૮૮ માં પેટલાદ, દંતાલી, કાવિઠા, સીમરડા આદિ સ્થળોએ વિચર્યા હતા. તે દરમિયાન શ્રી નાર મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૮૭ ના વૈશાખ સુદ ૩ ના રોજ કરી હતી. તેઓશ્રી જ્યાં જ્યાં વિચરતા ત્યાં ત્યાં ઘણા ઘણા ભદ્રિક જનોને ધર્મનો રંગ ચડાવી સન્માર્ગ સન્મુખ કરતા હતા.

સં. ૧૯૮૬ ના પોષ સુદ ૧૫ ના રોજ શ્રી માણેકજી શેઠ આશ્રમમાં આવ્યા હતા, તે જ્યારે ઈન્દોર જતી વખતે પ્રભુશ્રી પાસે દર્શનાર્થે ગયા અને જણાવ્યું કે હું ઈન્દોર જાઉં છું ત્યારે તેમના પૂર્વના કોઈ મહદ્ પુણ્યયોગે પ્રભુશ્રીએ તેમને અપૂર્વ બોધ કર્યો. તે પણ બોધમાં એવા તલ્લીન થઈ ગયા કે ગાડીનો ટાઈમ પણ ભૂલી ગયા. પછી પ્રભુશ્રીએ કહ્યું કે ગાડી તો ગઈ! ત્યારે તેમનાથી સ્વાભાવિક બોલાઇ જવાયું કે એ ગાડી ગઈ તે તો પાછી આવશે, પરંતુ આ ગાડી (શરીર) તે કંઈ પાછી આવવાની છે? ત્યારપછી જેમ કોઈ છેલ્લી શિખામણ દેવાતી હોય તેવો અદ્ભુત બોધ થયો. પછી બીજા ટાઈમમાં તે ઈન્દોર ગયા.

માહ વદમાં તેમની તબિયત નરમ થઈ. એક મુમુક્ષુ તેમની પાસે ગયેલા તેમને તેમણે કહ્યું કે મારી આ વર્ષમાં ઘાત છે તેથી દેહનો ભરૂસો નથી. માટે તારે અહીં રહેવું અને મને નિરંતર મંત્રનું સ્મરણ આપ્યા કરવું. મને ભાન ન હોય તો પણ તારે મારી પાસે બેસીને સ્મરણ બોલ્યા જ કરવું. બીજા કોઈ કામમાં તારે ન જવું, પણ સ્મરણનો જાપ કર્યા જ કરવો.

માહ વદ સાતમના દિવસે સગાંસ્નેહીઓ તથા ગામપરગામના મુમુક્ષુઓને બોલાવીને ક્ષમા-યાચના કરી લીધી.

મહા વદ આઠમના રોજ તેમની તબિયત વધારે બગડી. બપોરે બાર વાગ્યા પછી તેમણે હાથે લખીને આશ્રમ પર એક તાર મૂકયો. તેમાં પોતે જણાવ્યું કે આ મારી છેલ્લી પ્રાર્થના છે: આપશ્રીની આશીષ અને શરણું મને અખંડ રહો.

આશ્રમમાં તાર મળતાં પ્રભુશ્રીજીએ તારથી જવાબ આપ્યો કે આત્માને મરણ છે જ નહિ, મંત્રમાં બધું સમાય છે એટલે મંત્રનું ધ્યાન રાખશો. અને બ્રહ્મચારીજી આવે છે. તાર પહોંચ્યો અને પોતે વાંચ્યો તેથી વિશેષ જાગૃતિ આવી, ઉલ્લાસભાવ વધી ગયો.

નિરંતર તેમની પાસે મંત્રનો જાપ કરવા રહેલા મુમુક્ષુભાઈએ મંત્રની ધૂન અખંડ જગાવી અને શ્રી માણેકજી શેઠનો પવિત્રાત્મા પરમ જાગૃતિપૂર્વક તેમાં જ એકાગ્ર થઈ સમાધિભાવ-સન્મુખ થઈ રાત્રિના ૧૧ વાગે પોતાનું અપૂર્વ હિત કરી દેહત્યાગ કરી ચાલ્યો ગયો.

પૂનામાં પ્રભુશ્રીજી શ્રી માણેકજી શેઠને ત્યાં જ ચોમાસુ રહ્યા હતા. ત્યારથી તેમને સત્-ધર્મનો રંગ ચડાવ્યો હતો. તે દિનપ્રતિદિન વધતો ગયો હતો. તન, મન, ધન—સર્વસ્વથી તેમણે સંતની સેવા કરવામાં ખામી રાખી ન હતી. તેમની સરળતા, સદ્ગુરુ પરમકૃપાળુની આજ્ઞામાં એકનિષ્ઠતા, ઉદારતા, લઘુતા, અનુકંપા, વાત્સલ્યતા અને આશ્રમની ઉન્નતિ માટે સર્વસ્વ અર્પવાની તત્પરતા આદિ તેમના ગુણો પ્રશંસનીય છે.

સ ૧૯૮૭ના માગશર વદ ૦))ના રાજ સાંજના ચાર વાગે આશ્રમમા શ્રી રવજીભાઈ કોઠારીનુ સમાધિમરણુ થયું તે આશ્રમમા કોઇ અપૂર્વ બનાવ બન્યો હતો એવો જોગ કોઈક વિરલા જીવને મળે જે જીવના મહા પુણ્યાનુબધી પુણ્યનો ઉદય હોય તેને આવી સરખાઇ સર્વ રીતે આવી મળે નિવૃત્તિક્ષેત્ર અને તેઓશ્રીની આત્મજાગૃતિ અને આશ્રમવાસી મુમુક્ષુ ભાઈઓબેનોનો તે મુમુક્ષુજીવ પ્રત્યે ભક્તિભાવ એ સર્વ સરખી જોગવાઈ હતી

મરણુના ત્રણુ ચાર દિવસ પહેલા તેમની પાસે 'ક્ષમાપના' પ્રાર્થના અને પ્રતિક્રમણુ વગેરે પાપની માફી માગવા માટે દીનત્વના 'વીસ દૂહા' તથા આત્મજાગૃતિ માટે 'આત્મસિદ્ધિ', 'અપૂર્વ અવસર' વગેરેનો નિરતર સ્વાધ્યાય થતો હતો બાકીના કાળમા પત્રનુ વાચન તથા સ્મરણુનો જાપ રાતદિવસ અખડ થયા કરતો ઠેઠ સુધી જાગૃતિ સારી હતી પરમ પૂજ્ય પ્રભુશ્રીજીનો સમાગમ પણુ દિવસમા બેત્રણુ વખત વારવાર થયા કરતો હતો જ્યારે જ્યારે પરમ પૂજ્ય પ્રભુશ્રીજી ત્યા પધારે ત્યારે ત્યારે તેમનો આત્મા બહુ ઉલ્લાસમા આવતો અને કહેતા કે 'વેદનીની સાથે મે લડાઈ માડી છે એક બાજુ વેદનીનું જોર અને બીજી બાજુ ઉપયોગની ધારા તે આવી વેદનીમા પણુ ઉપયોગની ધારા ન ચૂકવા દેવી તેને માટે શ્રી ગજ સુકુમાર આદિ મહાપુરુષોના ચરણુનું અવલબન લઉ છુ ' જે દિવસે દેહત્યાગ થવાનો હતો તે દિવસે સાંજના ત્રણુ વાગ્યાના સુમારે પૂ મુનિદેવશ્રી મોહનલાલજીનું જવું થયું તે વખતે તેમની આંખ મીંચાયેલી હતી થોડી વારે આખ ઉઘાડી કે બેઠા થઈ દર્શન કર્યા સામે તાકામા પરમ કૃપાળુદેવનુ ચિત્રપટ હતું તેના ઉપરનો પડદો કાઢી નખાવ્યો અને પરમ કૃપાળુદેવને નમસ્કાર કર્યા પછી પૂ મુનિદેવશ્રીએ જણાવ્યું કે એક આ જ પુરુષનુ શરણું સાચુ ગ્રહણુ કરી રાખવા યોગ્ય છે તે પુરુષના પ્રત્યે જ સાચી શ્રદ્ધા રહે આ જીવનુ કલ્યાણુ છે, એમ જણાવી સથારા સબધી ગાથાઓ બોલી ચાર શરણા આપ્યા પછી પૂ શ્રી સોભાગ્યભાઇ ઉપર પરમ કૃપાળુદેવે લખેલા આખર વખતના પત્રનુ વાચન કર્યું તે વખતે તેઓની બરોબર જાગૃતિ હતી. મરણુ સબધી કાઈ ચિહ્ન બહાર આવ્યું નહિ તે પત્રમા તેમણે બરોબર ઉપયોગ રાખ્યો હતો તે પત્ર ( ઊંચસો કનક જાકે, નીચસો નરેશપદ ) પૂર્ણ થતામા ભાવદયાસાગર પરમ પૂજ્ય પ્રભુશ્રી પધાર્યા તેથી તેમનો આત્મા એકદમ ઉલ્લાસમા આવ્યો અને પરમ કૃપાળુદેવની સામે આગળી કરી તથા પરમ પૂજ્ય પ્રભુશ્રીની સામે આગળી કરી નિશાનીથી જણાવ્યું કે આપે જણાવ્યા પ્રમાણે મારો લક્ષ છે, એ સિવાય બીજુ કાઈ મારે નથી એટલે મારા હ્રદયમા ધ્યાન એક કૃપાળુ દેવનું છે પરમ પૂજ્ય પ્રભુશ્રીએ જણાવ્યું કે તે જ રાખવા યોગ્ય છે પછી અધૂરો પત્ર પૂરો વચાઇ રહ્યા પછી પરમ પૂજ્ય પ્રભુશ્રીજીએ 'સમાધિશતક'ની ગાથા ઉપરથી અત વખતને યોગ્ય દેહ અને આત્માના ભિન્નપણા વિષે તથા સહનશીલતા રાખી હિમ્મત નહીં હારવા વિષે પુરુષાર્થ અને ધીરજ પ્રેરક અપૂર્વ બોધ વરસાવ્યો આમ આત્માને અપૂર્વ જાગૃતિ આપીને ઊઠયા એટલે શ્રી રવજીભાઇએ તેમના ધર્મપત્નીને જણાવ્યું કે કાઈ અજબગજબ થયું છે! એટલું છેલ્લે બોલી પાચ મિનિટની અદર દેહનો ત્યાગ કર્યો

આવું એ સમાધિમરણુ જે થવું તે મહત્પુણ્યનો ઉદય સમજવો તેના દેખનારનું તથા

તે સમાગમમાં રહેનાર જીવોનું પણ મહા ભાગ્ય ગણાય. તેમના સમાધિમરણની છાપ આશ્રમ-વાસી સર્વ મુમુક્ષુ ભાઈબહેનોને કાંઈ અપૂર્વ પડી હતી. અને સર્વ જણાવતાં હતાં કે આવો અપૂર્વ દેખાવ તો અમે પહેલવહેલો જ જોયો. અહીં વિશેષ શું લખાય ? આ સમાધિમરણ સંબંધી જેના હૃદયમાં આ દેખાવની છાપ પડી હતી તે તાદૃશ છાપ દીર્ઘકાળ સુધી રહે તેમ છે. આ સંબંધી અત્ર જે કંઈ લખાણ થયું છે તે યત્કિંચિત્ લખાયું છે કારણ કે તે અપૂર્વ ભાવો લખાણમાં આવી શકે નહીં. મૂગાએ ખાધેલા ગોળની પેઠે તે વેદન સમીપવાસી ભાગ્યવંત જીવોને થયું હતું. અને તેમના હૃદયમાં અપૂર્વ ભાવે તે રહ્યું હતું.

સં. ૧૯૮૮ના ભાદ્ર માસમાં મુનિદેવ શ્રી મોહનલાલજીને મરણાંત વ્યાધિનો ઉદય આવ્યો. પ. પૂ. પ્રભુશ્રી વખતોવખત તેમની પાસે જતા અને અપૂર્વ જાગૃતિ આવે તેવો બોધ વરસાવતા. તેમને વેદની અત્યંત હતી છતાં બોધના અંતરપરિણમનથી અંતરમાં શાંતિનું વેદન હતું. પ. પૂ. પ્રભુશ્રીએ એક દિવસ તેમને જાગૃતિ આપીને બહાર આવી કહ્યું કે આજે મુનિની અંતરદશા કોઈ ઓર થઈ છે હવે જો તેમનું જીવન ટકે તો ઘણા જીવોને તેમનાથી અદ્‌ભુત લાભ થાય તેમ થયું છે, ત્યારપછી આઠ દિવસે એટલે ભાદ્રપદ સુદ ૬ ના રોજ તેઓશ્રી સમાધિસ્થ થયા.

મુનિશ્રી મોહનલાલજી મહારાજના આ અવસાનથી સર્વને ઘણો વૈરાગ્યયુક્ત ખેદ થયો. આશ્રમમાં ટ્રસ્ટીઓની મીટીંગમાં તેઓના અવસાન પ્રસંગે આ પ્રમાણે ખેદ દર્શાવવામાં આવ્યો:

"શ્રી સનાતન જૈન વીતરાગ માર્ગના ઉદ્ધારક શ્રીમદ્ રાજચંદ્ર દેવાધિદેવના ઉપાસક તથા શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમના મુમુક્ષુમંડળના ઉપકારી પરમ પૂજ્ય બાળ બ્રહ્મચારી મુનિદેવ શ્રી મોહનલાલજી મહારાજના તા. ૬–૯–૩૨ ના રોજ થયેલ દેહોત્સર્ગની આ આશ્રમના ટ્રસ્ટીઓની સભા સખેદ નોંધ લે છે. તેઓશ્રીની પરમ કૃપાળુદેવ પ્રત્યેની દૃઢ આસ્થા, પ્રેમ, ભક્તિ, આજ્ઞાંકિતપણું, *સપ્રજ્ઞ સરળતા તથા નિર્વિકારતા આદિ સદ્‌ગુણો સ્મરણમાં રહેવા યોગ્ય છે. આત્મ-

---

* મુનિદેવ શ્રી મોહનલાલજીની સરળતા સહિત પ્રજ્ઞા પ્રશસ્ય હતી. મુમુક્ષુઓને આત્મશ્રેય સન્મુખ કરવા તેમણે લખેલા પત્રોમાંથી નીચેનો એક પત્ર પ્રભુશ્રીજીએ કેટલાક મુમુક્ષુઓને મુખપાઠે કરી વિચારવા ભલામણ કરી હતી.

ૐ

તત્ સત્ — શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ સ્ટે. અગાસ

અનન્ય શરણના આપનાર એવા શ્રી સદ્‌ગુરુદેવને અત્યંત ભક્તિથી નમસ્કાર હો ! નમસ્કાર હો ! નમસ્કાર હો !

" તીન ભુવન ચૂડારતન સમ શ્રી જિનકે પાય,
નમત પાઇએ આપ પદ સબવિધિ બંધ નશાય."

" જ્ઞાની કે અજ્ઞાની જન સુખ દુઃખ રહિત ન કોય,
જ્ઞાની વેદે ધૈર્યથી અજ્ઞાની વેદે રોય."

પવિત્ર આત્મા ભાઈશ્રી.........

અનંત કાળથી આ આત્મા ચાર ગતિને વિષે પરિભ્રમણ કર્યા કરે છે. તેમાં મુખ્યપણે અશાતા આ જીવે ભોગવી છે. તે ભોગવતાં દેહાત્મબુદ્ધિનાં કારણથી તેને વિશેષ ક્લેશ થયા કરે છે, અથવા તે દુઃખ પ્રત્યે દ્વેષભાવ ઉત્પન્ન થયા કરે છે. અને જે અશાતા અત્યારે ભોગવે છે તેથી અનંતઘણી નવીન અશાતા ઉત્પન્ન કરે એવાં પરિણામ આ જીવ અજ્ઞાનપણે કર્યા કરે છે. અનંતકાળથી મહા મોહનીય કર્મના ઉદયથી સુખશાતાનો આ જીવ ભિખારી છે. એ ઇચ્છે છે સુખશાતા અને પરિણામ માઠાં કરે છે. એટલે પાંચ ઇન્દ્રિયના વિષયને વિષે આસક્ત બુદ્ધિ, ધનાદિને

વિરે લોભ અને મમત્વબુદ્ધિ કરી અનત અનત એવી આ જીવ માઠી કર્મવર્ગણાઓ ઉત્પન્ન કરે છે પણ કોઈ વખતે એને સાચા સદ્ગુરુનો સયોગ થયો નથી અથવા થયો હશે તો તેની રૂડા પ્રકારે નિશકતાથી આજ્ઞા આરાધી નથી જો આરાધી હોત તો આવી અશાતાનુ કારણ થાત નહીં હજુ પણ જો આ જીવ સમજે અને ઉદય આવેલા કર્મને વિષે સમભાવ રાખી નિરતર સત્પુરુષનું આપેલુ સ્મરણ ' સહજાત્મસ્વરૂપ પરમગુરુ નુ ઉત્કૃષ્ટ પ્રેમે જો ધ્યાન કરે અથવા સ્મરણ કરે તો તેને સર્વ કર્મનો અભાવ થઇ પરમ શાત થવાનો વખત છે આ જીવને જે જે કર્મો બધાય છે તે પોતાના પરિણામનુ ફળ છે પૂર્વે જે જે નિમિત્ત પામી જેવા જેવા પરિણામ કર્યા છે તે પરિણામનુ ફળ કાળ પામી ઉદયમા આવે છે તે પોતાના કરેના કર્મ જાણી વિચારવાન કે મુમુક્ષુ જીવ ઉદય આવેલા કર્મોમા સમતા રાખે છે અને તે સમતા એજ પરમ શાતિનુ કારણ છે અથવા સર્વ કર્મના નાશનુ કારણ છે માટે હવે દુ કામા વાળીએ કારણ કે આપ વિચારવાન છો એટલે આપના માટે વિશેષ લખવાનુ હોય નહીં

જેમ બને તેમ અશરીરપણે આત્મભાવના ભાવી, ઉદય આવેલી દુખસ્થિતિ ભોગવી, શરીરનુ ભાન ભૂલી જઇ, જગત્ છેજ નહીં એવુ દૃઢત્વ કરી, સગા, કુટુમ્બી, સ્ત્રી, મિત્ર સૌ સ્વાર્થી સબધ છે એવો નિશ્ચય કરી, આખુ જગત્ સ્ત્રીરૂપે, પુત્રરૂપે કે ભાઈરૂપે અનતવાર થઈ ચૂકયુ છે, કોના ઉપર સ્ત્રીભાવ, પુત્રભાવ કે ભાઇભાવ કરૂ ? એવુ વિશેષ વિશેષ દૃઢત્વ કરીને સર્વ જીવો પ્રત્યે સમયે સમયે વૃત્તિ એજ ઉપયોગમા રાખી, પ્રભુ-સહજાત્મસ્વરૂપ પ્રભુ-નુ ધ્યાન અહોરાત ધ્યાવન કરો તો તમારૂ આત્મહિત થશે અને સર્વ કર્મનો ઉપશમ થઇ અથવા ક્ષય થઈ પરમ શાતિને અનુભવશો મને એમ સમજાય છે અને સર્વ જ્ઞાની, સદ્ગુરુ આદિકને પણ એમ ભાસ્યુ છે અને તેથી આ અપાર સસારથી રહિત થયા છે, થાય છે અને થશે

સર્વ જ્ઞાની પુરુષો આજ રસ્તે તર્યા છે અને આપણે તેજ રસ્તે તરવાનુ છે જેને પવિત્ર જ્ઞાની પુરુષનુ દર્શન થયુ હોય અથવા તો તેમનો બોધ થયો હોય તે જીવોએ તો સર્વ મોહભાવનો અભાવ કરી સર્વ સયોગી ભાવમા ઉદાસીન થઇ, જાણે જગત છેજ નહિ એવા ભાવથી વર્તવુ જોઇએ કોઈ વ્યાવહારિક પ્રસગમા બોલવું પડે તો સર્વના મનનુ એકજ વખત સમાધાન કરી નાખી આપણે આપણા મૂળ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપના ધ્યાનમા પડી જવું અને સર્વ જગત સ્વપ્નવત્ છે એમ માનવુ અને જોયા કરવુ આવા દેહો પૂર્વે અનતવાર ધારણ કર્યા છે તે વખતે ભ્રાન્તિપણે પરને પોતાનુ માની, સયોગ ભાવમા તન્મય થઈ, મે અનત સસાર ઉત્પન્ન કર્યો છે એમ જાણી સર્વ અન્ય ભાવથી રહિત આત્મસ્વરૂપ છે, એમ ચિંતવન કરવુ આત્મા અસગ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સર્વ અન્ય ભાવનો જ્ઞાતા-દ્રષ્ટા-સાક્ષી છે કોઇ કાળે પર દ્રવ્ય પોતાના થયા નથી. ભ્રાન્તિપણે મે પોતાના માન્યા હતા હવે સદ્ગુરુના આશ્રયે પર તે પર અને મારૂ સ્વરૂપ સર્વ પર દ્રવ્યથી જુદુ એવુ અનત જ્ઞાન અનત દર્શન અનત ચારિત્ર અને અનત વીર્ય સ્વરૂપ છે એમ અનત ચતુષ્ટય શુદ્ધ ચૈતન્ય સ્વરૂપનુ ધ્યાન અખડ રાખવુ પરવૃત્તિમા પડવુ નહિ, કે અન્ય સકલ્પ વિકલ્પ કરવા નહિ. અને સકલ્પ વિકલ્પ ઊઠે કે તરતજ તેને શમાવી દેવા અને ઉપર જણાવેલા સહજાત્મસ્વરૂપના ધ્યાનમા પડી જવુ

સસાર ભ્રાન્તિસ્વરૂપ છે ઝાંઝવાના નીરની પેઠે દેખવા માત્ર છે આ જીવે અનત અનત ભવો, ચાર ગતિ અને ચોરાશીલાખ જીવયોનિમા પરિભ્રમણ કર્યા કર્યું છે તે જે જે દેહ ધારણ કર્યા તે સર્વ દેહમા એત્રે તદાકાર થઈ અને પોતાપણુ માની તીવ્ર રાગ કર્યો છે પરતુ તે દેહો કોઇ પોતાના થયા નથી. તેમ આ દેહ પણ પોતાનો છેજ નહિ. અનાદિકાળનો આ જીવ કર્મવશાત્ એકલો આવ્યો છે, એકલો જવાનો છે અને પોતાના કરેલા કર્મનુ ફળ પોતે એકલો ભોગવવાનો છે છતા અન્ય સયોગોમા એટલે સ્ત્રી પુત્રાદિકમા પોતાપણુ માની તીવ્ર રાગ કરી અનત સસાર ઉત્પન્ન કર્યો છે, અને ભવિષ્યમાં ભોગવવા પડે એવા માઠા કર્મો તે નિમિત્તે ઉત્પન્ન કર્યા છે હવે આ દેહ વડે કરીને નિરતર આત્મભાવના ભાવવી અનિત્યાદિક બાર ભાવનાઓનુ ચિંતવન વિશેષ રાખવુ જો પોતાથી વાચી શકાય તો ઠીક નહીં તો બીજા પાસે તેવુ પુસ્તક વચાવવુ કે જેની અદર બાર ભાવનાનુ સ્વરૂપ હોય. છતા કોઈ વાચનારનો જોગ ન મળે અને પોતાથી પણ વચાય તેવુ ન હોય તો બીજા કશાયમા વૃત્તિ ન મૂકતા મત્રનો જાપ અહોનિશ કર્યા કરવો. અને વૃત્તિને મત્રમા-જાપમા ઠરાવી, સર્વે વાત ભૂલી જઈ સર્વે સ્વપ્નવત્ જાણી તે મત્રમાજ નિરતર રહેવુ

સર્વ જીવો બોધ બીજને પામે એજ આશીષ.

ૐ શાતિ. શાતિ શાતિ

વાર'વાર સ્મૃતિમાં આવવા યોગ્ય છે. તે પાવન આત્માની ઊણપ આશ્રમને કાયમની રહેશે. પરમ ઉપકારી શ્રી લઘુરાજ સ્વામીની વૃદ્ધાવસ્થામાં પ. કૃ. દેવના સમાગમી તરીકે તેઓ ટેકા-રૂપ હતા. તે યાદ લાવતાં વિશેષ ખેદ થાય છે. પરમ કૃપાળુદેવ એ પવિત્ર આત્માને પરમ શાંતિ આપે એ પ્રાર્થના છે."

***

૨૦

સં. ૧૯૮૯ના વૈશાખ સુદ ૩ ના સુરત જિલ્લાના ધામણ ગામમાં એક મુમુક્ષુ ભાઈને ત્યાં પ કૃ. દેવના ચિત્રપટની સ્થાપના કરવા પ. પૂ. પ્રભુશ્રીજી ઘણા મુમુક્ષુઓ સાથે પધાર્યા હતા ત્યાં ભક્તિ, સમાગમ બોધ આદિથી ઘણા નવીન જીવોને લાભ થયો હતો સ્થાપના પછી દોઢેક માસ તેઓશ્રી નવસારી ગામ બહાર એક એકાન્ત બંગલામાં નિવૃત્તિમાં રહ્યા હતા. ત્યાં પણ ઘણા જીવોને સત્સંગથી લાભ થયો હતો.

સં. ૧૯૯૦માં ઉનાળામાં પ્રભુશ્રી સુરત 'અથવા લાઈન્સ' ઉપર આવેલા એક બંગલામાં દોઢેક માસ પધાર્યા હતા. ત્યાંથી ચાણોદ પાંચ છ દિવસ રોકાઈ વ્યાસના બેટમાં એકાદ દિવસ જઈ આવી આશ્રમમાં પાછા ફર્યા હતા.

અમદાવાદમાં એલિસબ્રીજ વિસ્તારમાં શ્રીયુત હીરાલાલ શાહે એક બંગલો બંધાવ્યો હતો. તેમાં બધા મુમુક્ષુઓ સાથે ત્યાં પધારી ભક્તિ કરવા તથા પં. કૃ દેવના ચિત્રપટની સ્થાપના કરવા માટે તે પૂ પ્રભુશ્રીને કોઇ કોઈવાર વિનંતિ કરતા ત્યારે પ્રભુશ્રી જણાવતા કે અવસરે જોઈશું.

સં. ૧૯૯૧ના માગશરમાં એક અપૂર્વ બનાવ બન્યો. અમદાવાદથી ડૉક્ટર શારદાબેન પંડિત ઘણીવાર આશ્રમમાં સત્સંગ અર્થે આવતાં. તેમને પ્રભુશ્રીના સત્સંગ સદ્બોધથી સદ્ધર્મનો રંગ લાગેલો જોઇ તથા તેમને વારંવાર આશ્રમમાં સત્સંગનો લાભ લેવા આવતાં જાણી તેમ જ પ્રભુશ્રીના પ્રભાવથી તેમના જીવનમાં જાગેલી પવિત્ર ધર્મભાવનાઓ જોઇ તેમના એક ભાઈ શ્રી પંડિત કે જે ખાસ ધર્મ પ્રત્યે રુચિવંત તો ન હતા છતાં કોઈ પૂર્વ પુણ્યના ઉદયે તે એકદમ ધર્મભાવના સન્મુખ થઈ જિજ્ઞાસુ વૃત્તિથી શ્રી શારદાબેનને પૂછવા લાગ્યા કે તમે જે મહાત્માના સત્સંગાર્થે અગાસ આશ્રમમાં જાઓ છો ત્યાં તેમના દર્શનાર્થે આ શુક્રવારે મારે આવવાની ભાવના જાગી છે. શ્રી શારદાબેને તેથી હર્ષિત થઈ શુક્રવારે તેમની સાથે આશ્ર-મમાં જવાની હા પાડી.

પરંતુ વિધિએ કંઇ ઓર જ ધાર્યું હતું. તે ભાઈ શ્રી પંડિત એકાએક ન્યુમોનિયાથી પથારીવશ થઈ પડ્યા. અને આશ્રમમાં જવાની ભાવના ફળીભૂત નહીં થાય એવી સંભાવના જોતાં મહાત્માનાં દર્શન હવે કેમ કરીને થશે? એવી ચિંતામાં ને ચિંતામાં પથારીમાં એક એનું જ રટણ કરવા લાગ્યા.

તે અરસામા આશ્રમમા પણ પ્રભુશ્રીએ શ્રી હીરાલાલભાઈને બોલાવીને કહ્યુ, પ્રભુ, આ શનિવારે તમારે ત્યા પ કૃ દેવના ચિત્રપટની સ્થાપના માટે જવાનુ રાખીએ તો ?

શ્રી હીરાલાલભાઈએ હર્ષિત થઈ સર્વને શનિવારે પોતાને ત્યા પધારવાનુ આમત્રણ આપી પોતે તરત જ અમદાવાદ ગયા અને શનિવારે આશ્રમમાથી સોએક મુમુક્ષુભાઈઓ સાથે પ્રભુશ્રીજી અમદાવાદ પધાર્યા ત્યા ઘણી ધામધૂમ અને ભક્તિભાવના પૂર્વક ચિત્રપટની સ્થાપના થઈ પછી આહારાદિથી પરવારી બપોરના થોડા જ મુમુક્ષુભાઈઓ સાથે પ્રભુશ્રી તરત જ તે ભાઈ શ્રી પડિતને ત્યા ગયા ત્યારે જ સૌને ખબર પડી કે આ ભાગ્યવત ભવ્યના ઉદ્ધાર માટે જ આ મહાપુરુષ એકાએક અહીં આવી પહોચ્યા છે

શ્રી પડિતની પથારી પાસે પ્રભુશ્રી આવ્યા ત્યારે તે તાવને કારણે કઈક અસ્વસ્થ હતા પરતુ શ્રી શારદાબેને કહ્યુ, ભાઈ, અગાસ આશ્રમમાથી પ્રભુશ્રી આવ્યા છે

તે સાભળી તે ભાઈ તો ઘણા જ આનદમા આવી ગયા અને પ્રભુશ્રી પ્રત્યે અત્યત આભારની લાગણી દર્શાવતા હાથ જોડી નમન કર્યુ

પછી પ્રભુશ્રીએ એકધારો અદ્ભુત બોધ વરસાવ્યો શ્રેણિક રાજાના પૂર્વ ભવનું દૃષ્ટાન્ત કહ્યું પછી કહ્યું શ્રેણિક રાજાએ ભીલના ભવમા માત્ર કાગડાનુ માસ જ્ઞાની મુનિ સમક્ષ ત્યાગ્યુ હતુ તેથી તે ત્યાથી મરી દેવ થઇ શ્રેણિક થયા અને અનત સસાર ટાળી એક ભવમા મોક્ષે જશે

જ્ઞાનીપુરુષની આજ્ઞા આરાધવાનું આવું અચિંત્ય માહાત્મ્ય સાભળી શ્રી પડિતને ઘણો ઉલ્લાસ આવ્યો અને પોતાના આત્મહિતની ભાવના જાગી એટલે પ્રભુશ્રીએ તેમને સાતે ય વ્યસનનો ત્યાગ કરાવ્યો તથા મત્રસ્મરણ આપી દેહ અને આત્માના ભિન્નપણા વિષે બોધ આપ્યો તેથી તે ઘણા જ ઉલ્લાસમા આવી ગયા એમ એકધારો સતત બોધ વરસાવી, અપૂર્વ જાગૃતિ આપી, સમાધિમરણની સન્મુખ કરી, અપૂર્વ આત્મહિતમા પ્રેરી પ્રભુશ્રી પાછા ફર્યા અને કેટલાક મુમુક્ષુઓને તેમની પાસે આત્મસિદ્ધિ આદિનો સ્વાધ્યાય કરવા ત્યા રાખ્યા તેમણે જ્ઞાની પુરુષના વચન તેમના કાનમા સતત રેડયા જ કર્યા તેથી તે ભાઈ વ્યાધિ કે મરણના દુખને ભૂલી જઈ તે બોધવચનોમા જ તલ્લીન થતા ગયા અને રોગ, મરણાદિ તો શરીરમાં જ છે હું તો તેનાથી ભિન્ન 'શુદ્ધ, બુદ્ધ ચૈતન્યઘન, સ્વયજ્યોતિ સુખધામ' એમ આત્મસિદ્ધિની ગાથાઓમા જણાવ્યો તેવો છુ એમ માની આત્મભાવનામા લીન થવા લાગ્યા એવી ઉત્તમ ભાવનામા તે રાત્રે તેમનો દેહ છૂટી ગયો અને તે અપૂર્વ હિત સાધી ગયા

પછી અમદાવાદથી પ્રભુશ્રી થોડા મુમુક્ષુઓ સાથે વઢવાણ કૅમ્પમા આવ્યા ત્યા શેઠ શ્રી જેસગભાઇ ઉજમસીભાઈના બગલામા થોડા દિવસ રહી, ત્યા બધાને સત્સગનો લાભ આપી વાકાનેરના નગરશેઠ શ્રી વનેચદ દેવજીભાઈના આગ્રહથી વાકાનેર ગયા ત્યાથી બધા મોરબી થઈને વવાણિયા પ. કૃ દેવની જન્મભૂમિમા ગયા ત્યા ભક્તિભાવના કરી ત્યાથી વાકાનેર પાછા ફરી પછી આશ્રમમા આવ્યા

સં. ૧૯૯૧ના ફાગણ વદ પાંચમના રોજ પ્રભુશ્રી આબુ પધાર્યા. ત્યાં શ્રી હીરાલાલ શાહે આગળથી જઈ 'શ્રબરી બંગલો' તૈયાર રાખ્યો હતો તેમાં લગભગ ત્રણેક માસ રહેવાનું થયું.

આ દરમિયાન આહોરના મુમુક્ષુભાઈઓની અત્યંત આગ્રહભરી વિનંતિથી તેઓશ્રી શ્રી હીરાલાલ, શ્રી નાટાજી આદિ બધા મુમુક્ષુઓ સાથે ૧૧ દિવસ આહોર પધાર્યા હતા અને ત્યાં ઘણા જીવોને ધર્મરંગ ચઢાવી સન્માર્ગ સન્મુખ કર્યા હતા. પછી ચૈત્ર વદ ૨ના રોજ આહોરથી આબુ પાછા આવી ગયા.

તે દરમિયાન શ્રી દેલવાડાનાં દેરાસરોમાં અનેકવાર જઈને ભક્તિ ચૈત્યવંદન આદિ કરતા. અચળગઢના મંદિરમા પણ શ્રી આત્મસિદ્ધિજીની પૂજા ભણાવી હતી. તેમ જ ત્યાં પ્રભુશ્રી આઠેક દિવસ રહ્યા હતા.

આબુના નિવાસ દરમિયાન લીમડી, જસદણ, સાણંદ, વગેરેના રાજાઓ તથા ભાવનગરના દિવાન શ્રી પટ્ટણી વગેરે શ્રી હીરાલાલ દ્વારા પ્રભુશ્રીનું માહાત્મ્ય સાંભળી પ્રભુશ્રી પાસે વારંવાર આવતા અને કલાકો સુધી બોધ સાંભળવા બેસતા તેમના નિમિત્તે અદ્‌ભુત બોધની વૃષ્ટિ થતી. અને લીમડીના ઠાકોરની ઈચ્છાથી શ્રી 'આત્મસિદ્ધિ'ના અર્થ પણ પ્રભુશ્રી સમજાવતા હતા. એમ સૌને સંતોષ તેમ જ આત્મલાભ મળતો.

ત્યાં છેલ્લા દશેક દિવસ દરમિયાન આબુના પહાડ ઉપર જુદી જુદી દિશાઓમાં ડુંગરોમાં, ગુફાઓમાં, જંગલોમાં તેઓશ્રી નીકળી પડતા. તેમની પાછળ મુમુક્ષુ સમુદાય પણ નીકળી પડતો. પછી ત્યાં ભક્તિનો અપૂર્વ રંગ જામતો. એવી રીતે અનાદ્રા પોઈન્ટ એકવાર બધા ગયા હતા ત્યાં ભક્તિનાં પદો બોલ્યા પછી ગોળ ફરતાં ફરતાં 'મૂળ મારગ સાંભળો જિનનો રે' એ પદ પ્રભુશ્રી પોતે બોલાવતા અને બધાંય ઝીલતાં. એમ ભક્તિનો રંગ જામ્યો હતો. ભક્તિ પૂરી થયે સહુને મંત્ર-સ્મરણ કે 'શુદ્ધતા વિચારે ધ્યાવે૦' એનું રટણ કરતાં કરતાં પાછા ફરવાની આજ્ઞા થઈ હતી.

આ જ રીતે અર્બુદાદેવી, સનસેટ પોઈન્ટ, રામકુંડ ઉપર દેડકાશિલા, ક્રોસ પોઈન્ટ, પાંડવ ગુફા, ટ્રેવર સરોવર અને વસિષ્ઠ આશ્રમ આદિ સ્થળોએ કલાકો સુધી ભક્તિનો રંગ જામતો અને સર્વને અદ્‌ભુત ધર્મરંગ ચડતો હતો.

વસિષ્ઠ આશ્રમમાં આત્મસિદ્ધિની પૂજા ચાલતી હતી ત્યાં પ્રભુશ્રી ઘણા ઉલ્લાસમાં આવી જઈ

"કોઈ માધવ લો, હાંરે કોઈ માધવ લો;
માધવને મટુકીમાં ઘાલી, ગોપીજન લટકે ચાલી.
હાંરે કોઈ માધવ લો, અચળ પ્રેમે માધવ લો."

એમ પોતે બોલી ઊઠયા. પછી બોધ કર્યો: "ભક્તિ તો સારી થઇ. નિર્જરા થઈ, પણ પ્રેમ આવ્યો નથી, પ્રીતિ થઇ નથી. કોના ઉપર? એક આત્મા ઉપર પ્રેમ પ્રીતિ કરવાની છે."

બધા મુકામ ઉપર પાછા ફર્યા ત્યારે બધાને પૂછ્યુ "ત્યા શું જોયું ? શાની ઈચ્છા કરી ? આત્મા જોયો ? કોઇએ આત્મા જોયો ?"

આ પ્રમાણે ત્રણેક માસ આબુ રહી જેઠ વદ ૮ના રોજ પ્રભુશ્રી ત્યાથી સિદ્ધપુર શ્રી રત્નરાજ સ્વામીના આશ્રમમા બેએક દિવસ રોકાઇ પછી અમદાવાદ થઈ આશ્રમમા આવ્યા

***

## ૨૨

સ ૧૯૯૨ના મહા સુદ ૧૫થી પ્રભુશ્રીની તબિયત નરમ થઇ ડૉકટરોએ સપૂર્ણ આરામ લેવાનું કહ્યુ દર્શન, બોધ, સમાગમ સર્વ લાભ બધ થયો પાછળથી દિવસમા એકવાર દર્શન કરવાનું માત્ર ખૂલ્લું રાખ્યું

એકવાર શેઠ શ્રી જેસગભાઇએ કહ્યુ, પ્રભુ, બાળકોને પ્રસાદ મળે છે અને અમારી પ્રસાદી બધ થઈ

પ્રભુશ્રીએ હાથની નિશાની વડે નથી બધ થઈ એમ સૂચવ્યું પછી તેઓશ્રી બોલ્યા —

"નાનો મોટો સર્વ આત્મા છે ઠામ ઠામ એક આત્મા જ જોવો છે અ જન થવુ જોઇએ પણ કોણ સાભળે છે ? કોણ લક્ષ લે છે ? કોને કહીએ ? કોઈકને જ કહેવાનું છે"

આવી નરમ તબિયત છતા અને બધાની ના છતા ક્ષેત્રફરસના કે ઉદયવશાત્ તેઓશ્રી ચૈત્રમા એક અઠવાડિયા માટે નાસિક પધાર્યા હતા ત્યાથી ચૈત્ર સુદ ૯ના રોજ આશ્રમમા પાછા પધાર્યા

પ્રભુશ્રીએ સહજ કરુણાશીલ સ્વભાવે પરમકૃપાળુદેવે ઉદ્ધારેલા માર્ગને આશ્રમ દ્વારા મૂર્ત સ્થાયી સ્વરૂપ આપી દીધેલું તે તેમનું કાર્ય જાણે પૂરુ કરી જીવન લીલાને સકેલી લેવા માગતા હોય તેમ સ ૧૯૯૨ ના ચૈત્ર વદ પાચમના પવિત્ર દિને માર્ગની સોપણી કરે છે

"આ બધું આશ્રમખાતું છે, શેઠ, ચુનીભાઈ, મણીભાઈ—દાળ વાહે ઢોકળી કહેવાય નહીં મણીભાઈ, શેઠ, બ્રહ્મચારી ઘણા કાળે, જો કે શરીર છે ત્યા સુધી કઈ કહેવાનું નથી, પણ મુખ્ય બ્રહ્મચારી સોપણી ( બ્રહ્મચારીજીને ) કૃપાળુદેવ આગળ જવુ પ્રદક્ષિણા દઈને, સ્મરણ લેવા આવે તો ગભીરતાએ લક્ષમા રાખી લક્ષ લેવો પૂછવુ કૃપાળુદેવની આજ્ઞાએ ને શરણાએ આજ્ઞા માન્ય કરાવવી"

પ્રભુશ્રીએ ફરીથી શ્રી બ્રહ્મચારીજીને ખાનગીમા પણ આ સોપણી સબધી જણાવ્યું તે પ્રસગે, "પ્રભુશ્રીની વીતરાગતા, અસગતા તેમની મુખમુદ્રા આખ વગેરેના ફેરફારથી સ્પષ્ટ તરી આવતી અને જાણે તે બોલતા નથી પણ દિવ્ય ધ્વનિના વર્ણનની પેઠે આપણે સાભળીએ છીએ

એમ લાગે: 'મંત્ર આપવો, વીસ દોહરા, યમનિયમ, ક્ષમાપનાનો પાઠ, સાતવ્યસન, સાત અભક્ષ્ય જણાવવાં. તને ધર્મ સોંપું છું." (શ્રી બ્રહ્મચારીજીની નોંધપોથી)

વળી ચૈત્ર વદ છઠ્ઠના રોજ પ્રભુશ્રીજી પ્રકાશે છે :—

"આત્માને મૃત્યુ મહોત્સવ છે. એક મૃત્યુ મહોત્સવ છે.

વિશ્વભાવ વ્યાપી તદપિ એક વિમલ ચિદ્રૂપ;
જ્ઞાનાનંદ મહેશ્વરા, જયવતા જિનભૂપ.

એક આત્મા બીજું કાંઈ નહિ. તેનો મહોત્સવ. મૃત્યુ મહોત્સવ.

શેઠ, ચુનીભાઈ, મણીભાઇ, સોભાગભાઈ, પરીખ, (કાઠિયાવાડવાળા)વનેચંદ, મંડળ સ્થાપ્યું છે, કૃપાળુ દેવનું. આત્મા ધર્મ—આજ્ઞાએ ધર્મ. કૃપાળુ દેવની આજ્ઞા. બ્રહ્મચારીને પણ લીધો. સઉની નજરમાં આવે તે પ્રવર્તન કરવું આજ્ઞા કૃપાળુ દેવની જે આજ્ઞા છે તે. आणाअे धम्मो, आणाअे तवो। મૂળમાર્ગ શેઠ, ચુનીભાઈ, મણીભાઈ, પરીખ, વનેચંદ પકડનાર માનું છું હું. મોટાને ગમે તે બીજાને લેવા. તે એમનો અધિકાર છે. કોઇને લેવો ન લેવો તે પ્રમાણે લેજો.

પરમ કૃપાળુ દેવનું શરણું છે તે માન્ય છે....સો સંપે મળીને રહેજો.

કૃપાળુદેવે મને કહ્યું છે તે વગર વાત નથી, ગુરુદેવ સહજાત્મસ્વરૂપ રાજચંદ્રજી કૃપાળુ દેવ છે. આત્મા છે. જેમ છે તેમ છે.....એક મૃત્યુ મહોત્સવ. 'ધિંગ ધણી માથે કિયા રે કુણ ગંજે નર ખેટ.' બીજો હવે નથી.. એની શ્રદ્ધા અને પ્રતીતિ. બસ, આણાએ ધમ્મો આણાએ તવો, મુદ્દો એજ. વાત એજ છે. બીજી લીધી નથી. દૃષ્ટિની ભૂલ નથી. જે છે તે છે એક પરમ કૃપાળુ દેવ—'થાવું હોય તેમ થાજો રૂડા રાજને ભજીએ.'

આ પુદ્ગલ છે. આત્મા નથી સંજોગ છે. સંજોગનો નાશ છે. હીરાભાઈ ઝવેરીને પણ લેવાના છે. ચોટ છે. પરમ કૃપાળુ દેવને પકડેલા છે. જેનો વિશ્વાસ એને માન્ય છે.

વિરામ પામું છું. વિરામ પામું છું ખમાવું છું. એક આત્મા સિવાય બીજી વાત નથી. પરમ કૃપાળુ દેવે કહ્યું હતું "મુનિઓ, આ જીવને (પ્રભુશ્રીને) સમાધિમરણ સોભાગભાઈની પેઠે થશે" જે સોભાગભાઈને ધ્યાન હતું તેજ છે. બીજું કંઈ માન્ય નથી. બીજું કંઈ સમજીએ નહિ. પરમ કૃપાળુ દેવ માન્ય છે પુદ્ગલની અથડામણી. રાખનાં પડીકાં. નાખી દેવા યોગ્ય છે.

બધાય પરમ કૃપાળુ દેવની દૃષ્ટિવાળાનું કલ્યાણ છે. ભાવના છે એ મોટી વાત છે. ફૂલ નહિ અને ફૂલની પાંખડી. કૃપાળુ દેવની દૃષ્ટિ ઉપર બધા આવે છે. સૌનું કામ થઈ જશે. બીજા લાખો હોય તોય શું ?"

સંવત ૧૯૯૨ ના વૈશાખ સુદ આઠમના રોજ નિત્યનિયમાનુસાર દેવવંદન કરી અંતેવાસીઓને 'અપૂર્વ અવસર' બોલવાનું સૂચવેલ.

કૃપાળુદેવનું એ ભાવનાસિદ્ધ પદ પૂર્ણ થતાં રાત્રિના ક. ૮ મી. ૧૦ એ બ્યાશી વર્ષની વયે એ મહાપુરુષનો પવિત્ર આત્મા પરમ સમાધિમાં સ્થિત થઈ, નાશવંત દેહનો ત્યાગ કરી

પરમપદ પ્રત્યે પ્રયાણ કરી ગયો અનંતશ અભિનંદન હો એ કલ્યાણમૂર્તિ પ્રભુશ્રીના પરમ પુનિત પદારવિંદને ! અને એમણે દર્શાવેલા દિવ્ય શાશ્વત મોક્ષમાર્ગને !

પ્રભુશ્રીએ આમ સં ૧૯૭૬ થી ૧૯૯૨ સુધી આશ્રમના જીવનપ્રાણ બની તેને સત્સંગ, ભક્તિ અને મોક્ષમાર્ગ સાધનાનું અનુપમ જીવંત ધર્મસ્થાન બનાવ્યું અને હજારો મોક્ષાભિલાષી ભવ્યાત્માઓને સન્માર્ગ—સન્મુખ કર્યા

તેઓશ્રીએ સંસારતાપથી સંતપ્ત ભવ્યોને ઠારવા નિષ્કારણ કરુણાથી પ્રસંગોપાત્ત જે જે બોધવૃષ્ટિ વરસાવેલી તે બોધામૃત વર્ષામાંથી સમીપવર્તી મુમુક્ષુઓએ કોઈ કોઈવાર યત્કિંચિત્ યથાશક્તિ ઝીલી સંગ્રહ કરેલો તે આ ઉપદેશામૃતમા પ્રસિદ્ધિ પામેલ છે

અધ્યાત્મમૂર્તિ, પરમજ્ઞાનાવતાર, સનાતન વીતરાગ માર્ગોદ્ધારક, પોતાના સદ્‌ગુરુ શ્રીમદ્ રાજચંદ્રથી આત્મજ્ઞાનદશા પામી પ્રગટ અંતરાત્મપણે વિચરતા પરમ પૂજ્ય શ્રી પ્રભુશ્રીજીનું ઉત્તરાવસ્થાનું જીવન, આ આશ્રમમા તેમના સ્વરૂપજીવન સબંધીના એકધારા ચાલી આવતા બોધ (આ ઉપદેશામૃત), તથા પોતાના સદ્‌ગુરુ શ્રીમદ્ રાજચંદ્રજીને એક નિષ્ઠપણે—એક આશ્રિતપણે—અનન્ય શ્રદ્ધાપણે આધીન રહી પરમાત્માની ભક્તિમા પ્રતિબિંબિત થાય છે તેમના સંગમા આવનાર પ્રત્યેક મુમુક્ષુ જીવને તેમજ તેમના દેહાવસાન પછી આશ્રમમા આવનાર પ્રત્યેક મુમુક્ષુ જીવને આ જ પ્રકારે ઉત્તમ રીતે સત્‌ધર્મ (આત્મધર્મ) આરાધવા, પામવા ફરી ફરી જીવનપર્યંત તેમણે ભલામણ કરેલી છે તે પ્રત્યેક મુમુક્ષુને બહુ બહુ પ્રકારે કરી વિચારવા આદરવા યોગ્ય છે

માનવ જીવનના આધ્યાત્મિક વિકાસ અને ઉદ્ધારને અર્થે બૃહદ્ ગુજરાતે એક નહિ પણ અનેક જ્યોતિર્ધરોને ઉત્પન્ન કરી ગુજરાતને અને આર્યાવર્તને પાવન કરેલ છે શ્રી નેમિનાથ, શ્રી રાજેમતિ, શ્રી કૃષ્ણ, શ્રી હેમચંદ્ર, આનંદઘનજી, યશોવિજયજી, દેવચંદ્રજી, ચિદાનંદજી આદિ ગુજરાતને આંગણે આંગણે સુપ્રસિદ્ધ છે એમના મીઠા ઝરણાઓનું પાણી પી અનેક ભવ્યાત્માઓ આ અવનીમા અમરપંથે વળી રહ્યા છે

'આશા ઔરનકી ક્યા કીજે ?
જ્ઞાન સુધારસ પીજે આશા૦
ભટકે દ્વાર દ્વાર લોકનકે કુક્કર આશાધારી,
આતમ—અનુભવરસકે રસિયા ઉતરે ન કબહુ ખુમારી આશા૦'

આદિ સૌએ પોતપોતાની આત્મદશાની લાક્ષણિક શૈલી અને જીવંત સમસ્યાએ મુક્તિનો અને તેના પંથનો—શાંતિનો અને તેના સુખનો—આ જગતને સંદેશો પહોંચાડયો છે

આ સૈકામા પરમ કૃપાળુદેવ શ્રીમદ્ રાજચંદ્ર અને મુનિશ્રી લઘુરાજ સ્વામીજીએ એ પરમપદની પ્રાપ્તિ અર્થે પોતાના જીવન સમર્પણ કરી ગુજરાતના ધુરંધર જ્યોતિર્ધરોની હરોળમા પોતાના અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કરી માનવજીવનને સદાને માટે પોતાનો અમોલો વારસો આપ્યો છે આવા નિષ્કામ મહાત્માઓને અતિ વિનમ્રભાવે પુનઃ પુનઃ અભિવંદન હો ! અને તેમના અચિંત્ય યોગબળે જગતનું કલ્યાણ થાઓ

***

## પ્રશસ્તિ

(શિખરિણી)

અહો! આત્મારામી, મુનિવર લઘુરાજ પ્રભુશ્રી,
કૃપાળુની આજ્ઞા ઉર ધરી કરી વ્યક્ત શિવશ્રી;
તમે ઉદ્ધાર્યા આ દુષમ કળિકાળે જન બહુ,
કૃપાસિંધુ વંદું, સ્વરૂપ-અનુભૂતિ-સ્થિતિ ચહું. ૧

કૃપાળુની આજ્ઞા મુજ ઉર વિષે નિશ્ચળ રહો,
ગુરુ જ્ઞાનીયોગે ભવજળ તણો અંત ઝટ હો;
સદા સેવી એના વિમલ વચનામૃત શ્રુતને,
સદાનંદે મગ્ન ભજું હું સહજાત્મસ્વરૂપને. ૨

(વસંતતિલકા)

શ્રી **રાજચંદ્ર** ગુરુવર્યતણા પ્રતાપે,
અધ્યાત્મજ્ઞાન પ્રગટાવી પ્રભુશ્રી આપે;
વર્ષાવી બોધતણી અમૃતવૃષ્ટિ આ જે,
થાઓ મુમુક્ષુજનને શિવસૌખ્ય કાજે. ૩

જે ભવ્ય આ જીવન જ્ઞાનીતણું સુણીને,
સંભાળશે સહજ—આત્મસ્વરૂપ-શ્રીને;
સંસાર-સાગર અપાર તરી જશે તે,
શાંતિ સમાધિ સુખ શાશ્વત પામશે તે ૪





શ્રીમદ્ લઘુરાજ સ્વામી

| જન્મ | દેહોત્સર્ગ |
| --- | --- |
| વિ સં ૧૯૧૦, આશ્વિન વ૦ ૧ | વિ સં ૧૯૯૨, વૈશાખ સુ૦ ૮ |

# શ્રીમદ્ લઘુરાજસ્વામી (પ્રભુશ્રી)

# ઉપદેશામૃત

☆

## પત્રાવલિ

૧* ચૈત્ર સુદ ૬, સોમ, ૧૯૫૧

ૐ

તે પૂર્ણાનંદી મહાત્માને ત્રિકાળ નમસ્કાર!

હે! ભગવાન, આ દાસ ઉપર અત્યત દયા લાવી અપૂર્વ મત્ર બતાવીને જગત બધુ ભ્રમ બતાવ્યું તે એવુ તો ચોટી ગયું છે કે તે મારા પ્રભુ–ગુરુએ જે કીધુ તે સત્ છે તેથી મને બીજા કોઈની આસ્થા આવતી જ નથી એક પ્રભુ–ખરા હરિ પ્રભુ–મા ભિન્નભાવ નથી, ગુરુ–પરમાત્મામા ભિન્નભાવ નથી તે વિના બધુ દૃશ્ય જગત ભ્રમ છે, તે માટે હે પ્રભુ, તમો જો કોઈ વાત આ બાળકને કહેવા યોગ્ય હોય તો લખી જણાવવા કૃપા કરશો, શાથી જે બીજા કોઈનું મને કહેવું થાય અથવા કોઈનું સાભળવુ થાય તે મને અત કરણમા ઊતરે નહીં આપ જે લખો અને કહો એ વાત સત્ છે, તે કહ્યુ ખરુ છે તેથી મને વિશ્રાન્તિ આવે છે મને અનુભવથી જો ખરુ લાગે તો, પણ એમ રહ્યા કરે છે જે પ્રભુ સ્વીકારે અને એમ કહે જે તે પ્રમાણે છે તો શાતિ થાય છે, નીકર ચિત્ત વિકલ્પમા રહે છે

હાલ તો મારે ખરો આધારો હે પ્રભુ, તમારા વચનામૃતોનો છે બોધ થયેલ તે સ્મૃતિમા આવે છે અને તમારુ શરણુ છે બાકી હે પ્રભુ, આપનો બોધ અને જે માર્ગ તેનું મને ભાન ન હોત તો આ સસારસમુદ્રમા ગળી મરત, ગોથા ખાયા કરત ધન્ય છે હે પ્રભુ, આપની પવિત્રતાને જે આ રાક કિંકરને તાર્યો અને તમારા શરણાથી મને વિશ્રાન્તિ આવશે

⁂

૨ કાર્તિક સુદ ૫, બુધ, ૧૯૫૨

શ્રી કૃપાળુનાથને ત્રિકાળ નમસ્કાર!

હે! પ્રભુ, 'છ પદ'ની દેશના કહી તે મે મોઢે કરી છે, અને દિન પ્રત્યે તે વિષે પુરુષાર્થ જેમ થશે તેમ કરીશ પણ હે નાથ, હુ જ્યા પુરુષાર્થ કરવા માડુ છું ત્યા વઢવાડ થઈ રહે છે કોઈ કોઈ સકલ્પ–વિકલ્પ આવે તેને કાઢુ છું દિવસે રાત્રે દરરોજ સગ્રામ ચાલે છે વળી દોષ

---

* આ પહેલા ત્રણ પત્રો શ્રીમદ્ રાજચંદ્ર ઉપર શ્રીમદ લઘુરાજ સ્વામીએ લખેલા પત્રોમાથી લીધા છે

દેખું છું. પ્રભુ, હું ઝઘડો મચાવી રહ્યો છું. આમથી આમ અને આમથી આમ પરિણામને ખાંપું છું; પણ વળી આમથી બીજાં પેસી જાય છે. વળી તેની સામો થઈ તેનો તિરસ્કાર કરું છું ત્યારે ભાગી જાય છે.

હે ! પ્રભુ, તમારાં વચનને ધન્ય છે ! હે ! માવીતર, તમારો આધાર છે. હે ! પ્રભુ, આપનાં અમૃતતુલ્ય વચનનો આ રંકને જોગ મળ્યો તેથી કરીને હે ! પ્રભુ, જરા શાંતિ થઈ. નહીંતો હે ! નાથ, મારી કોઈ ગતિ નહોતી. હે ! પ્રભુ, તમારું શરણું ભવોભવ હજો. હે ! નાથ, નોંધારાના આધાર, હે ! પ્રભુ, એક જ્યારે આપનું શરણું ગ્રહણ કરું છું ત્યારે સંકલ્પ–વિકલ્પ બંધ પડે છે. અને તે પરમ શાંતિને આપે છે. તેથી વૈરી માત્રનો નાશ થાય છે અને મને ત્યારે સારું લાગે છે. જ્યાં તકરારવાળી વૃત્તિઓમાં મને કંઈ કળ ન પડે ત્યાં એક ધ્યાનથી પ્રભુનું શરણું ગ્રહણ કરું છું, ત્યાં સુખ થાય છે. વળી ચિત્ત પણ ફરતું હોય છે ત્યાં પણ એક પ્રભુનું શરણું જેટલી વાર સ્મૃતિમાં રહે છે તેટલી વાર આનંદ થાય છે. વળી કષાયાદિ જે વિષાદ કોઈ વચન સાંભળ્યેથી ઊઠે તેને ભૂલી જવાતું ન હોય અને ખેદ આવ્યા કરે તેમ હોય તેનો ઉપાય પણ હે ! પ્રભુ, એકચિત્તે કરી જ્યાં પ્રભુમાં ચિત્ત કરું છું એટલે શાંતિ થાય છે. હે ! નાથ, એવી અપૂર્વ વસ્તુ તમોએ મને આપી છે. હે ! નાથ, તે વિના મારો કોઈ પ્રકારે બચાવ થતો નથી. તમારું ભવોભવ હજો શરણું, પ્રભુ તમારું. એ જ વિનંતિ.

***

૩ શ્રાવણ વદ ૫, બુધ, ૧૯૫૩

શ્રી પ્રગટ સદ્‌ગુરુદેવ સહજાત્મસ્વરૂપ, ત્રિકાળ નમસ્કાર !

આ સંસારના પ્રસંગમાં મોહમમત્વ વડે વહેવારમાં આસક્ત વૃત્તિને અટકાવનાર, પાંચ ઇન્દ્રિયના વિષયને રોકનાર, કષાયો મોળા પડવાનું કારણ એક સત્પુરુષના ઉપદેશથી થયેલો બોધ, પરમ-કલ્યાણકારી છે. જ્યાંસુધી આ જીવ તે સદ્‌બોધ અને સદ્‌ગુરુએ કહેલાં સત્શાસ્ત્રોને અવગાહતો નથી ત્યાંસુધી તેને બાહ્ય વૃત્તિ રહે છે.

***

૪ કરમાળા, જી. સોલાપુર

ૐ (ચાતુર્માસ) સં. ૧૯૫૮

તત્ સત્

શ્રીમદ્ પરમ વીતરાગ સદ્‌ગુરુદેવને નમોનમઃ

મુનિશ્રી લક્ષ્મીચંદજી આદિ મુનિવરો પ્રત્યે,

અત્રેના મુનિશ્રી આદિના યથાયોગ્ય નમસ્કાર પ્રાપ્ત થાય. મુનિશ્રી દેવકીર્ણજીના દેહત્યાગ થયાની ખબર તારથી સાંભળી ખેદ થયો છે. વળી તમ પ્રત્યે પણ ખેદ થવો સંભવે છે.

મુનિવર શ્રી દેવકીર્ણજી આત્માર્થી, મોક્ષ–અભિલાષી હતા તેમને આત્મસ્વરૂપનો લક્ષ લેવાની ઈચ્છા હતી, તે ગુરુગમથી મળી હતી વળી અશુભવૃત્તિનો અભાવ કરી શુભવૃત્તિ રાખવામા પુરુષાર્થ કરવાની ઈચ્છાએ તે લક્ષમા લેતા હતા ધન્ય છે તેવા આત્માને ! તે આત્મ–પરિણામી થઈ વર્તતા આત્મા પ્રત્યે નમસ્કાર હો ! નમસ્કાર હો !

બીજુ, પરમ સત્ વીતરાગ ગુરુદેવની તો એ આજ્ઞા છે કે હે ! આર્ય, અતર્મુખ થવાનો અભ્યાસ કરો, અતરવૃત્તિ કરો "દેહ પ્રત્યે જેવો વસ્ત્રનો સબધ છે તેવો આત્મા પ્રત્યે જેણે દેહનો સબધ યથાતથ્ય દીઠો છે, મ્યાન પ્રત્યે તરવારનો જેવો સબધ છે તેવો દેહ પ્રત્યે જેણે આત્માનો સબધ દીઠો છે, અબદ્ધ સ્પષ્ટ આત્મા જેણે અનુભવ્યો છે તે મહત્પુરુષને જીવન અને મરણ બન્ને સમાન છે" તે સત્પુરુષોને નમસ્કાર હો ! નમસ્કાર હો ! "સમ્યક્પ્રકારે વેદના અહિયાસવારૂપ પરમધર્મ પરમપુરુષોએ કહ્યો છે તીક્ષ્ણ વેદના અનુભવતા સ્વરૂપભ્રષ્ટ વૃત્તિ ન થાય એજ ચારિત્રનો માર્ગ છે ઉપશમ જ જે જ્ઞાનનુ મૂલ છે તે જ્ઞાનમા તીક્ષ્ણ વેદના પરમ નિર્જરા ભાસવા યોગ્ય છે"

મુનિ દેવકીર્ણજીને વેદની કર્મ પ્રબળ વેદતા, મરણ ઉપસર્ગ જેવા અવસરે સમતાભાવે કર્મનિર્જરા થઈ છે તો તે અવસરે અથવા છેલ્લા અવસરે કાઈ બોલ્યા હતા ? તો જણાવશો. મુનિ લક્ષ્મીચદજી આદિ મુનિવરોને તે મુનિશ્રીનો સમાગમ સયમને સહાયકારક હતો, વૈરાગ્ય–ત્યાગનો વધારો થવાને કારણભૂત હતો અમોને પણ તે જ કારણથી ખેદ રહે છે તે ખેદ હવે કર્તવ્ય નથી અમારે અને તમારે એક સદ્ગુરુનો આધાર છે, તે શરણ છે તે પરમ સત્સગ પરમ સત્ના શરણે આત્મા દેહથી ભિન્ન જાણી સ્વરૂપસ્થિત થવું કર્તવ્ય છે એથી આ મનુષ્ય-દેહમા જન્મ સફળ કરવાનો, ઉદ્ધરવાનો અવસર આવ્યો છે

ભગવતે દુર્લભમા દુર્લભ આવો જોગ મળવો કહ્યો છે, તે ભૂલવા જેવું નથી વળી અમો આ દેશમા આવ્યા ત્યારે બહુ વિચાર કરી તમારા સમાગમમા મુનિ દેવકીર્ણજીને મૂકયા હતા જેથી કરી તમને કોઈ પ્રકારે ખેદ થાય નહીં અને અમારે થોડો કાળ નિવૃત્તિક્ષેત્રમા વિચરવું હતું, તેમા ઉદય બળવાન તેથી કરી અમારા પણ ધાર્યા ઉપરાત આ દેશમા આવવુ થયું છે. તે ભાવિ ભાવ થયું તેવામા તમારે અને અમારે તે મુનિશ્રીનો વિયોગ થયો તે જાણી હવે ખેદ કર્તવ્ય નથી, શાથી જે મરણ તો સર્વ પ્રાણીને આવે છે આપણે પણ તે દિન આવે તે પહેલા સાવધાન થવા જેવું છે પ્રાણી માત્ર સૌ સૌના શુભાશુભ કર્મ પ્રમાણે ગતિ–આગતિ કરે છે આપણે તેમ જાણી દેહનો ભરુસો કર્તવ્ય નથી નાશવત દેહનો વિશ્વાસ રાખવા જેવું નથી આ દેહ કાઈ કામનો નથી એક સેવાભક્તિ કોઈ સતપુરુષના જોગે બને તો કલ્યાણકારી છે આ જીવે દેહના કારણે, દેહને માટે અનતકાળ આત્માને ગાળ્યો છે, પણ આત્માને માટે આ દેહને ગાળે તો પરમ કલ્યાણ થાય, સહેજે આત્મજ્ઞાન સુલભ થાય અનાદિનું જે અજ્ઞાન તેનો નાશ થવાનો અવસર આવ્યો છે પણ આ જીવની મૂઢતાને ધિક્કાર છે ! અતિ ખેદકારક છે સર્વ ભૂલી જવા જેવું છે તે ધર્મનો નાશ થયો નથી, અતીત, અનાગત અને વર્તમાનમા તેમ થયું નથી નાશવત જે છે તે વહેલુમોડુ મૂકવા જેવું છે આપણે પણ બેસી રહેવુ નથી એક દિવસ

આગળ પાછળ ચાલ્યું જવાનું છે. એમ જાણી, ખેદ કરવો ઘટતો નથી. વળી હે ! મુનિવરો, તમને જે ખેદ મુનિ દેવકીર્ણજીના વિજોગનો છે તે ખેદ ત્યાગ-વૈરાગ્યમાં વર્તાવવો ઘટે છે. તેમજ મરણ સદા સ્મૃતિમાં રાખી ક્ષણે ક્ષણે ભૂલવા જેવું નથી એમ જ્ઞાની સત્પુરુષનું કહેવું છે એમ સમજી પ્રમાદ છોડી, ભક્તિ વૈરાગ્ય અને શાસ્ત્રનું વાંચવું વિચારવું, અવલોકન કરી ધ્યાનમાં લેવું ઘટે છે. જેથી કરીને પર ભાવ ભૂલી જવાય એમ કર્તવ્ય છે. તેની સાથે રસાદિનો ત્યાગ ઘટે છે હે ! મુનિવરો, મહાત્માપુરુષે કહ્યું છે તે યાદ લાવવા જેવું છે કે

"પ્રીતિ અનંતી પરથકી, જે તોડે તે જોડે એહ;
પરમ પુરુષથી રાગતા, એકત્વતા દાખી ગુણ-ગેહ."

એમ સદ્‌ગુરુદેવનું પણ કહેવું છે તે યાદ લાવી, પાંચમા સુમતિનાથનું શ્રી આનંદઘનજીકૃત સ્તવન મુખપાઠ કરી વિચારવા જેવું ઘટે છે, તેમ વર્તન કરવું ઘટે છે.

***

૫ ભાદરવા વદી ૭ શનિ, ૧૯૫૮

યથાતથ્ય સ્વરૂપને પામ્યા તે પુરુષની શ્રદ્ધા, સન્મુખ દૃષ્ટિ તે સદ્‌ગુરુની આજ્ઞા ત્રિકરણયોગે સાધન કરતાં સમયે સમયે જે તે ધર્મમાં પરિણમી રહ્યા છે તેને નમસ્કાર હો ! નમસ્કાર હો !

બીજું કાંઈ શોધ મા. એક સત્પુરુષ પ્રત્યે એકનિષ્ઠાએ તેના વિજોગમાં પણ સર્વ યોગ અર્પણ કરી આત્મજાગૃતિમાં અખંડ રહ્યા છે, તેની આજ્ઞાએ યથાર્થ સ્વરૂપ જાણ્યું છે, શ્રદ્ધ્યું છે, વેદ્યું છે, વેદે છે, ત્રિકાલ તેજ છે તે યથાતથ્ય સ્વરૂપ જાણનારની પ્રતીતિ કર્તવ્ય છે. તે સ્વરૂપ નહીં જાણનારને, દેવાધિદેવ પરમકૃપાળુદેવે આત્મસ્વરૂપ જાણ્યું છે તે જ સ્વરૂપની ભાવનાએ ખરા આત્મભાવે તે જ મને હો, તે જ મારે માન્ય છે; એમ વિચારી 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' પ્રત્યેનું ધ્યાન ક્ષણે ક્ષણે સ્મૃતિમાં લાવવાની ભાવનાએ વર્તવું કર્તવ્ય છેજી.

ઉદય આવેલાં કર્મ સમભાવે જ્ઞાનીપુરુષ સહન કરે છે. અનંતી વેદના નરકાદિકની ઉદય આવ્યે જીવે ભોગવી છે શાતા-અશાતા બેઉનો અનુભવ સત્પુરુષના બોધે વિચારવા યોગ્ય છે. કોઈ પણ વિકલ્પ કરવા જેવું નથી, ફક્ત એક સ્મરણ કર્તવ્ય છે. દ્રષ્ટા તરીકે રહી વર્તવા યોગ્ય છે. જે દેખાવમાં આવ્યું તે જવાનું છે, તેમ વિચારી જૂઠાભાઇ ઉપરનો પત્ર છે, જેમાં હું તમારી સમીપ જ છું એમ રાખી જાગૃતિમાં રહેવાની ભલામણ જ્ઞાની પુરુષે કરી છે તે પત્ર,

વળી—"भीसण नरयगइअे, तिरियगइअे कुदेवमणुयगइअे;
पत्तोसि तीव्व दुक्खं, भावहि जिणभावणा जीव."

પૂજ્ય વનમાળીભાઈ ઉપરનો *પત્ર છે તે વિચારશો.

***

* પત્રાંક ૪૬૦ 'શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ'-પ્રકાશિત આવૃત્તિ.

૬ નાના કુંભનાથ, નડિયાદ
ૐ અષાડ સુદ ૬, ૧૯૭૦

તત્ સત્

શરીર–પ્રકૃતિ દિવસે દિવસે તેનો ધર્મ બજાવે છે તેમા અંતર્વૃત્તિ તો અસંગ રહેવાના વિચારવાળી છે વળી જેમ જનસમૂહનો પરિચય ઓછો હોય તેમ ઠીક રહે છે ઉપાધિ ગમતી નથી તેમા પ્રારબ્ધ, સંચિત અનુસાર આવી મળે છે, તે હરીચ્છાએ સુખદાયી માનીએ છીએ ઉદય–આધીન વર્તતા, સમભાવી થવાય તેવા પુરુષાર્થનો વિચાર રહ્યા કરે છે

**

૭ નડિયાદ, અષાડ વદ ૧૧, રવિ, ૧૯૭૦
ૐ તા ૧૯–૭–'૧૪

તત્ સત્

પરમ કૃપાળુએ આ દુષમકાળ કહ્યો છે તે યથાર્થ અનુભવાય છે આ કાળ જોતા ખેદ પામવા જેવુ છે આપે લખ્યું જે આપણું કરીને વહ્યુ જવુ તેમજ છે હવે બીજે દૃષ્ટિ મૂકવા યોગ્ય છે નહીં 'આભ ફાટયાને થીગડુ કયા દેવુ ?' તેમ આપે લખેલુ તે પણ બરાબર છે

***

૮ ઉમરેઠ, માગશર, ૧૯૭૧
ૐ

તત્ સત્

મહાત્મા પુરુષોના દેહની રક્ષા આત્માર્થી ભાવિક મુમુક્ષુ પુરુષે જરૂર કર્તવ્ય છે પણ કાળની કઠિનતાને લીધે શુ લખુ ? લખ્યું જાય તેમ નથી 'પર્યાયદૃષ્ટિ ન દીજીએ, એકજ કનક અભંગ રે' હે ! પ્રભુ, તડકો ત્યા છાયો, જેમ ગાડાનુ પૈડુ ફરતું હીંડે છે ત્યારે ઉપરનીચે આવે છે, તેમ શાતા–અશાતા ઉદયરૂપ કર્મ, ભાવિક આત્મા જોયા કરે છે, તેમા હર્ષવિષાદ કે ખેદ કરતા નથી, સમભાવે વેદતા શાંતિથી સાક્ષીપણે વર્તે છે આપ તો એકાકી ભાવે દ્રષ્ટા આત્મા થઈ વર્તો છો, શાત, દાત ગુણી છો ધન્ય છે આપ પ્રભુને ! આવા સત્પુરુષની ઓળખાણ આ જગતના જીવોને થવી ઘણી મુશ્કેલ છે કોઈ મહાન પુરુષને જોગે તે ખબર પડે છે હે ! પ્રભુ, સત્પુરુષની ભક્તિ, તેના ગુણોનુ ચિંતવન, તેની શ્રદ્ધા, તેના વચનામૃતનું પાન–ભક્તિ કરે છે તેથી તે અમને માન્ય છે તેવા ભાવિક આત્માને નમસ્કાર ! તે કૃતકૃત્ય ! ધન્ય છે ! ધન્ય છે !

હે ! પ્રભુ, સનતકુમાર ચક્રવર્તીને મોટા સોળ રોગનો ઉદય હતો તે મહાત્માએ સમભાવે વેદીને પોતાનુ કલ્યાણ કર્યું છે, તેમ આપ પણ શાત ભાવે વેદન સહન કરી પરિષહ–ઉપસર્ગને ધીરજથી વેદી આત્મકલ્યાણ કરો છો માટે આપને 'ધન્ય ! ધન્ય !' કહી વદુ છું

૧૫ નડિયાદ, તા. ૯–૮–૧૫, સં. ૧૯૭૧

આપને જે સત્ મારગની ઈચ્છા છે, જે આપના અંતઃકરણથી દર્શાવી તેવી ભાવના કર્તવ્ય છે. આગળ ઉપર આપને તે ભાવનાથી લાભનું કારણ બનશે એમ સમજાય છે સત્સંગ મોટી વસ્તુ છે તે આપને વિચારવાલાયક છે. પ્રાણી માત્રને સુખની ઈચ્છા છે; અને દુઃખોથી મુક્ત થવું એમ વિચારી ઘણા પ્રયત્ન કરે છે. અથવા ઘણાં દર્શનથી તે જીવો દુઃખથી મુકાય તેમ સમજી પોતાના મતનો આગ્રહ કરીને ધર્મ કરે છે; પણ 'ધર્મ' વસ્તુ શું છે તેનું એ જીવોને ભાન નથી તે વિષે* વચનામૃતમાં શ્રી કૃપાળુદેવે પ્રકાશ્યું છે.

આ પત્ર વાંચી આપનાથી સમજાય તે જણાવશો.

'આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે'

***

૧૬ કાણીસા, ચૈત્ર સુદ ૪ ગુરુ, ૧૯૭૨

બીજું હવે આપને સ્મૃતિમાં રહેવા સૂચના લખી જણાવું છું; હે ! પ્રભુ, આપનું હૃદય કોમળ છે, સરળ, બહુ લાગણીવાળું છે, માટે જણાવું છું:—

અમો એવી આજ્ઞા ખાસ કરતા નથી કે જેથી કરી આત્માને બાધ થાય સાક્ષાત્ અમારા આત્મા સમાન જાણી, બીજાને બાધ થાય તેમ અમે આજ્ઞા કરતા નથી, તેમ અમોને પણ બાધ થાય તેમ કરતા નથી. માટે તે ખ્યાલમાં–લક્ષમાં રાખી સુખ–સમાધિમાં આત્મભાવે–ભાવનાએ રહેશોજી; કોઈ ચિંતા કરશો નહીં. 'ફિકરકા ફાકા ભર્યા તાકા નામ ફકીર.'

"ડગમગ દાલી શાને કરે, તારું ધાર્યું ન થાય,
ગમતુ થાશે ગોવિન્દનું, કોનું જાણ્યું ન જાય. ૧.

ઋણ સબંધે આવી મળ્યાં, સુત, વિત, દારા, દેહ;
લેવા–દેવા જ્યારે મટે, માર્ગ લાગશે તેહ. ૨.

નિશ્ચે જાણો રે'વું નથી, જૂઠો જગ–વિશ્વાસ;
એહથી રહેજે તું અલગો, આઠે પહોર ઉદાસ ૩.

ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો છે સ્નેહ;
અંતે કોઈ કોઈનું નથી, તું તો તેહનો તેહ ૪.

ખોળ્યે ખોટું સર્વે પડે, ન જડે નામ ને રૂપ;
બાંધી રૂંધી ઊભું કર્યું, જેવું કાષ્ઠસ્વરૂપ. ૫

સંશય તેને શાનો રહ્યો, જેને બ્રહ્મવિચાર;
અગ્નિ ઉધેઈ અડે નહી, રવિ નહિ અંધકાર" ૬.

***

* પત્રાંક ૭૫૫.

૧૭ નાર, તા ૭-૫-૧૯૧૬ રવિ, ૧૯૭૨

આપ અમારા વિષે ચિંતા કરશો નહીં સદ્ગુરુ પરમકૃપાળુ યોગીન્દ્ર પ્રભુનુ શરણુ છે તેને કશી વાતની કમી નથી સર્વ વસ્તુ તેને મળી આવી છે સદ્ગુરુની કૃપાદૃષ્ટિ એ જ કલ્યાણ, સત્પુરુષની સર્વ ઇચ્છા પ્રશસવામા કલ્યાણ છે, એ જ અમને આનદ છે! અત્યાનદ છે!

તા ક નીચેના દોહરા કોઈ પોતાની ખાનગી બુકમા ઉતારી લઈ વિચારશો

દોહરા—"આતમ ઔર પરમાતમા, અલગ રહે બહુ કાલ,
સુંદર મેલા કર દિયા, સદ્ગુરુ મિલા દલાલ ૧

ભેદી લીયા સાથમે, વસ્તુ દિયા બતાય,
કોટિ જનમકા પંથ થા, પલમા દિયા છુડાય ૨

ચાર ખાણુમે ભટકતા, કબહુ ન લાગત પાર,
સો તો ફેરા મિટ ગયા, સદ્ગુરુકે ઉપકાર ૩

મન મારનકી ઔષધિ, સદ્ગુરુ દેત દિખાય,
ઇચ્છિત પરમાનદકો, સો સદ્ગુરુ-શરણે જાય ૪

ગુરુ બિન જ્ઞાન ન ઊપજે, ગુરુ બિન મિલે ન ભેદ,
ગુરુ બિન સંશય ના મિટે, જય! જય! જય! ગુરુદેવ. ૫

તુલસી જગમે આયકે, કરી લીજે દો કામ,
દેનેકો ટૂકડા ભલા, લેનેકો હરિનામ. ૬

કબીર કહે કમાલકુ, દો બાતે સિખ લે,
કર સાહેબકી બદગી, ભૂખાકો કુછ દે ૭

લેનેકો હરિનામ હૈ, દેનેકો અન્નદાન
તરનેકો આધીનતા, ડૂબનેકો અભિમાન ૮

સુકૃત મનુષ્ય-તન પાયકે, જો ન ભજત ગુરુરાજ,
સો પીછે પછતાયેંગે, બહુત ઘસેંગે હાથ ૯

સતિયા, સત નવ છોડિયે, સત છોડ્યે પત જાય
સતકી બાંધી લક્ષ્મી, ફિર મિલેગી આય.' ૧૦

***

૧૮ જૂનાગઢ, જેઠ સુદ ૭, બુધ, ૧૯૭૨

"સદ્ગુરુ સમ સસારમા, હિતકારી કો નાહી
કહે પ્રીતમ ભવપાર તે, છોડાવે પલમાહી. ૧

ગુરુકો માને માનવી, દેખી દેહ-વેવાર,
કહે પ્રીતમ સસાર નહિ પડે (તે) નરક મોઝાર." ૨

***

" કક્કા કર સદ્‌ગુરુનો સંગ, હૃદયકમળમાં લાગે રંગ,
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દૂર પલાય;
લિંગવાસના હોયે ભંગ, કક્કા કર સદ્‌ગુરુનો સંગ. ૩

યય્યા ઓળખાણુ નહિ જેહને, સંશય શોક સદા તેહને,
આતમબુદ્ધિ ન ઊપજે કદા, આશા તૃષ્ણા બહુ આપદા,
દેહદૃષ્ટિ દેખે દેહને–યય્યા ઓળખાણુ નહીં જેહને." ૪.

આત્માને લક્ષમાં રાખવા યોગ્ય છે, કર્તવ્ય છે. સંભારી યાદ કરશોજી.

★

૧૯ જૂનાગઢ, અષાડ સુદ ૫, બુધ, ૧૯૭૨

શ્રી પ્રગટ પુરુષોત્તમસ્વરૂપ સહજાનંદી શુદ્ધ ચૈતન્ય પ્રભુને નમોનમઃ

આ પત્ર સાથે પદ મોકલ્યાં છે; તે બને તો, મુખપાઠ થાય તો કરશોજી.

તીર્થની જગ્યા, વન–ઉપવન, વાડી, એકાંત જ્ઞાન–ધ્યાન–જોગીઓને વૈરાગ્યનાં સ્થળો અત્રે સારાં છે. તેવા નિમિત્તના કારણે શાંતિ છે જી; ઉપાધિ નથી, પ્રતિબંધ સહેજે અત્રે નથી.

### પહેલું પદ

( પદની લયનો રાગ–કાફી )

યોગી એકીલા રે! નહિ જેને સંગ કોઈ,
શિષ્ય તે સાચા રે! તેની સોઈ નવ જોઈ. યોગી૦ ૧. (એ ટેક)
એકલો વાસ વસે જંગલમાં, અખંડ આઠે જામ,
ભેગા થાય કે સળગી ઊઠે છે, વેંચવું છે કશું દામ?
સિદ્ધાન્ત એ જાણે રે! વસે જોગી સહુ ખોઈ. યોગી૦ ૨.

ઘૂઘરો એક હશે બાંધેલો, અવાજ તેનો નવ થાય,
દસ–વીસ જો મળી બેસે તો, ઘોંઘાટથી માર ખાય,
સુખ ન શમણે રે! કર્યું–કાર્યું નાખે ધોઈ. યોગી૦ ૩.

એ સિદ્ધાન્ત સમજીને સાચો, એકલો રહે યોગીરાજ,
કર્મયોગે વસતિમાં વસવું, તોપણ એકલો રાજે રાજ,
સુખ સૌ એકે રે! ઝાઝે મૂઆ છે રોઈ. યોગી૦ ૪.

પરિચય ને ધનસંગ્રહ નહિ જો, તો એકલો રે'વાય,
નહી તો વગર બોલાવી વળગશે, અહીંથી તહીં બલાય,
બાપુ એકીલા રે! શાણા સુખી હોય. યોગી૦ ૫.

### બીજું પદ

હાં રે! દિલડું ડોલે નહિ, રે! ડોલે નહિ,
બીજી વૃત્તિ અંતરની ના ખોલે રે!
—દિલડું૦ (એ ટેક)

હાં રે ! ઘણા શૂરા તો જગતમાં ગણાયે,
હાં રે ! તે તો કાળના ચક્રમાં તણાયે,
હા રે ! શૂરા પૂરા તો સત જણાયે રે ! દિન૰ ૧

હાં રે ! ત્રિગુણરૂપી શબ્દબાણ છૂટે,
હાં રે ! દુર્જન દુખ દઈ તન લૂટે,
ત્યારે તાર પરબ્રહ્મનુ ન તૂટે રે ! દિન૰ ૨

હાં રે ! સર્વ જાતાં તે શોક નવ થાયે,
હા રે ! ઘણા લાભે તે નવ હરખાયે,
હા રે સતચિત્ત પ્રભુથી ના પલાયે રે ! દિન૰ ૩

હાં રે ! સત ભક્તિને યોગ્યે મળ્યા,
હાં રે શબ્દ ગોળાથી જરા નવ ચળ્યા,
હા રે ! એ તો બ્રહ્મદશામા ભળ્યા રે ! દિન૰ ૪

હાં રે ! કાયર હતા તે કપવા લાગ્યા,
હા રે ! કાયા મનવાના પાછા ભાગ્યા,
હાં રે ! શૂરા સતો તો રહે છે જાગ્યા રે ! દિન૰ ૫

હાં રે ! એ તો કોઈની નવ રાખે આશ,
હા રે ! દુર્જનથી એમતિ રહે વાસ,
હા રે ! બાપાલાલ પ્રભુનો છે દાસ રે ! દિન૰ ૬

***

**૨૦ જૂનાગઢ, અષાડ વદ ૮, શનિ, ૧૯૭૨**

હે ! પ્રભુ, સહજ હલકા-ફૂલ થયા પછી એ સદ્દગુરુપ્રતાપે કોઈ કાંઈ ચા કે ચૂ બોલતું નથી, ઊલટા, સામા ભાવ કરતા આવે છે જી જો કે જ્ઞાનીને તો સર્વ ભૂમિકાએ સમતા વર્તે છે, પણ આત્માર્થીને તો આવી નિવૃત્તિવાળી ભૂમિકામા વિક્ષેપ કે વિકલ્પ ટળી જાય છે કાંઈ શબ્દ સાભળવાના નિમિત્ત કારણ નહીં મળવાથી એકાતે આનદ, જ્ઞાનીના પ્રતાપે ગુરુશરણથી, શાતિ વર્તે છે

***

**૨૧ જૂનાગઢ, અષાડ વદ ૧૦, સોમ, ૧૯૭૨**

**સહજાત્મસ્વરૂપાય નમોનમ**

" દેખણ સરિખી બાત હૈ, કહના સરિખી નાહિ
એસે, અવધૂત દેખકે સમજ રહ્યો મનમાહિ " ૧

" ગુરુ સમ દાતા કો નહીં, જાચક શિષ્ય સમાન,
તીન લોકકી સપતા, સો ગુરુ દીની દાન " ૨

સાક્ષાત્ અમારા આત્મા છો. અંતરમાં કાંઈ વિકલ્પ લાવશો નહીં. આપને વિચારવા માટે કંઈ કોઈ મર્મ દોહરામાં છેજી; પણ 'ધર્મ' છે તે અદ્‌ભુત છે. અજર, અમર, અવ્યાબાધ, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ પ્રકાશ, ઘટપટ–અંતરજામી, બ્રહ્મસ્વરૂપ પ્રત્યક્ષ પુરુષને નમસ્કાર હો!

ક્યા કહિયે?

"કહ્યા વિના બને ન કછુ, જો કહિયે તો લજ્જઈયે."

સત્ સાધુજી કાંઈ વાર્તા કરતા હોય તે સાવ જૂઠી દેખાય પણ સત્–ખરી માનવી, તે આપને કેમ લાગે છે? કોઈ પુસ્તકથી અમે વાંચ્યું છે. "**सद्धा परम दुल्लहा.**"

***

૨૨ જૂનાગઢ, શ્રાવણ સુદ ૯, મંગળવાર, ૧૯૭૨

હે! પ્રભુ, આપે પૂર્વપક્ષીઓની જે મરજીઓ જણાવી તે ગુરુપ્રતાપે અમારા પણ ધ્યાનમાં છે. હે! પ્રભુ, 'પૂંઠ પાદશાહની છે' એમ કહેવાય છે. કાંઈ વિકલ્પ કરવાનું થાય તેમ નથી; શાથી જે, દૂર છીએ એટલે તેમની વાત કાનમાં પડે નહિ. તે તેમનું કલ્યાણ કરો. અમારે તો બધુંયે સારું છે; ત્યાં, કાંઈ કહેવું નથી, સાંભળવું નથી, કોઈ સાથે પત્ર–વહેવાર નથી, સમભાવ છેજી. હવે તો જેમ હરિ રાખે તેમ રહેવા ઈચ્છા છે. જોયાં કરશું જે શું થાય છે. હે! પ્રભુ, આપ કાંઇ વિકલ્પ કરશો નહીં.

બહારથી કોઈ પુદ્‌ગલ સાંભળવાનું નિમિત્ત નથી તેથી શાંતિ છે. ફક્ત અંતરવૃત્તિઓ, જેમ સહજ સદ્‌ગુરુશરણથી શાંત થાય તેવો પુરુષાર્થ બને છેજી. તેથી આનંદ થાય છે વહેવારથી જે યોગસાધન બને તે સહેજે સહેજે કરવામાં આવે છે, તેના દ્રષ્ટા રહેવાથી શાંતિ છેજી. એક આત્મા સિવાય બધું ખોટું ત્યાં વિકલ્પ શો?

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

***

૨૩ જૂનાગઢ, શ્રાવણ વદ ૨, સોમ, ૧૯૭૨

તમ પ્રત્યે અત્રેથી કોઇ પત્ર નહીં લખી મોકલવાનું કારણ, અત્રેથી પત્ર લખવા ચિત્તવૃત્તિ સંકોચ કરી તે છે. અત્રે સત્સંગ સમાગમ વચનામૃત શ્રવણ વિચાર અનુભવ થાય છેજી.

વૃદ્ધ અવસ્થાને કારણે દિન દિન પ્રત્યે દેહમાં શિથિલતા, અશક્તિ દેખાય છે. સમભાવે શુભાશુભ ઉદય દ્રષ્ટા–સાક્ષી થઈ જોઇએ છીએ.

અત્રે શાંતિ ગુરુપ્રતાપે છે નિવૃત્તિ ક્ષેત્ર અને યોગીઓને જ્ઞાનધ્યાનના મુકામ આદિ અત્રે તીર્થક્ષેત્રમાં છે. પણ આત્માર્થીને તો અનુભવ છે કે જે જ્ઞાનીઓ વૃત્તિમાં નિવૃત્તિ પામ્યા છે, સમજ્યા છે, તેને બધેય નિવૃત્તિ છેજી.

વહેવારની ચિંતા તજવી. જાણતા હો તેનું વિસ્મરણ કરશોજી. ચિત્તની શુદ્ધિ કરી ચૈતન્યનું અવલોકન–ધર્મધ્યાન–કરવું, આત્મસાધનની શ્રેણિએ ચડવું. અનાદિકાળના દૃષ્ટિક્રમનું ભૂલવું ને સ્થિરતા કરવી

***

૨૪ જૂનાગઢ, સં ૧૯૭૨

પુસ્તક વાચવુ–વિચારવુ કરશોજી સર્વ મળી સત્સમાગમાદિ કરશોજી, વાચવુ–વિચારવુ કરશોજી ભક્તિ કર્તવ્ય છેજી સમજણ તે પણ ભક્તિ છેજી

અનંત કાળથી આ જીવ માયામા ગોથા ખાય છે તે ભ્રાન્તિમા રઝળ્યો છે સમજે તો સહેલ છે અને ન સમજે તો હરિ વેગળા છે પણ જીવને પ્રતીતિ નહીં આવી તેથી રઝળે છે કાઈ ન બને તો તેની (સત્પુરુષની) પ્રતીતિ, ઓળખાણ પડયે એની મેળે સમજ આવશે, આવશેજી

"ગુરુસમો દાતા નહીં, યાચક શિષ્ય સમાન,
તીનલોકકી સંપદા, સો ગુરુ દીની દાન
કહના જૈસી બાત નહિ, કહે પ્રતીત ન આઈ,
જ્યાં લાગે ત્યાં લગ રહે, ફિર પૂછેગો આઈ"

"આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે,"
જીવ લહે કેવળ જ્ઞાન રે.

'જીવતા નર ભદ્ર પામશે'

શાંતિ શાંતિ શાંતિ

***

૨૫ જૂનાગઢ, સં ૧૯૭૨

"ગુણીના ગુણ ગ્રહણ કરો, ગુણ ગ્રહતાં ગુણ થાય,
અવગુણ ગ્રહણ અવગુણ હૈ, એમ કહત જિનરાય"

"હે! કરુણાસાગર, અમારુ આધીનપણુ બતાવી તારી પ્રાર્થના કરવી એવા ગુણ અમારા આત્માના કલ્યાણને અર્થે અમારા આત્મામા સ્વાભાવિક રીતે તે મૂકેલા છે, એવુ છતા અમે તારી પ્રાર્થના ન કરીએ તો અમે ઠગારા તથા ધર્મભ્રષ્ટ કહેવાઈએ, માટે પ્રેમપૂર્વક તારી ભક્તિ તથા પ્રાર્થના કરવાનું ભૂલી જઈએ નહીં એવી અમારા અંતઃકરણમા ચેતવણી આપતો રહેજે

"હે! મહાપ્રતાપી કૃપાળુ પરમેશ્વર, અમે સાચા અને પવિત્ર અંતઃકરણથી તારુ ધ્યાન કરી, શ્રદ્ધારૂપી ચંદન અને ભક્તિરૂપી અક્ષત તારે મંગળ ચરણે અર્પણ કરી, તને પ્રેમપુષ્પની માળા ચડાવી અમે અમારી પ્રાર્થના સમાપ્ત કરીએ છીએ, તું પ્રસન્ન ચિત્તથી અમારુ કલ્યાણ કર"

ૐ શાંતિ શાંતિ શાંતિ

"લોભી ગુરુ તારે નહીં, તારે સો તારણહાર,
જો તું તરિયો ચાહે તો, નિર્લોભી ગુરુ ધાર. ૧
અદેખો અવગુણ કરે, ભોગવે દુઃખ ભરપૂર,
મન સાથે મોટાઈ ગણે 'હું જેવો નહિ શૂર.' ૨
પરમેશ્વર પરમાત્મા, પાવનકર પરમીઠ,
જય! ગુરુદેવ, દેવાધિદેવ, નયણે મેં દીઠ ૩

ગુણ અનંત પ્રભુ, તાહરા એ, કિમહિ કથ્યા નવ જાય;
રાજ પ્રભુના ધ્યાનથી, ચિદાનંદ સુખ પાય. ” ૪

★★★

૨૬ જૂનાગઢ, શ્રાવણ વદ ૦)), સોમ, ૧૯૭૨

આપ સર્વ મુમુક્ષુ ભાઈ (મંડળ) ભગવાનની પાસે ભક્તિ–દોહરા આદિ–ભણી આનંદ લેશોજી. વળી નિવૃત્તિમાં સર્વે ભાઈ ભેગા થઈ વાંચવા વિચારવાનું કરશો. ધર્મભક્તિ કર્તવ્ય છેજી. પરમકૃપાળુ દેવનો ચિત્રપટ છે ત્યાં પર્યુષણપર્વમાં નિવૃત્તિમાં મુમુક્ષુ ભાઈબેનોને દર્શન કરવાનું બને તેમ કરવાની સ્મૃતિ આપને જણાવી છેજી. આપ તો તેમ કરતા જ હશો; પણ આઠ દિવસ ધર્મના છે, તે ખાસ નિમિત્ત બની આવ્યું છેજી–કારણે કાર્ય થાય છેજી.

મોટા પુસ્તકમાં જે કહ્યું છે તે વાંચવું વિચારવું કર્તવ્ય છે. યોગ્યતા મેળવવાની જરૂર છેજી. ત્યાગ–વૈરાગ્ય ઉપશમ અને ભક્તિ વર્ધમાન થાય તેમ કરવું ઘટિત છે, તે જીવે સહજ સ્વભાવરૂપ કરી મૂક્યા વિના આત્મદશા કેમ આવે? સ્વાર્થીપણાથી, પ્રમાદથી જીવનું પુરુષાર્થ-બળ ચાલતું નથી.* તમો સર્વ વિચારશો.

★★★

૨૭ જૂનાગઢ, ભાદરવા વદ ૭, સોમ, ૧૯૭૨

પરમાર્થમાં કાળ વ્યતીત થશે તેટલું આયુષ્ય સફળ છે; માટે, પરમાર્થ એટલે શું? તે શોધી, તેમાં કાળ ગાળવો '**समयं गोयम मा पमाअे.**'

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

★★★

૨૮ જૂનાગઢ, ભાદરવા વદ ૮, મંગળ, ૧૯૭૨

અત્રે સુખશાતા ગુરુપ્રતાપે છેજી. "જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ." ઘણા દિવસથી વૃત્તિ હતી કે એકાંત નિવૃત્તિ લેવી; તે જોગ ગુરુપ્રતાપે બની આવ્યો છેજી. જો કે સત્સંગ એ ઠીક છે; પણ જ્યારે પોતીકો આત્મા આત્મવિચારમાં આવશે ત્યારે જ કલ્યાણ થશે નીકર હજાર–લાખ સત્સંગ કરે, પ્રત્યક્ષ સદ્ગુરુ પાસે પડયો રહે; પણ કલ્યાણ ન થાય. અત્રે કોઈ અદ્ભુત વિચારો અને આત્મિક સુખ અનુભવમાં આવે છે તે કહી શકાતું નથી. અનંત શક્તિ છે, સિદ્ધિઓ છે, પૂર્વ ભવ પણ જણાય છે, આનંદ આનંદ વર્તે છે, એક જ શ્રદ્ધાથી! કહ્યું–લખ્યું જાતું નથી. આપના ચિત્તને શાંતિ થવાનો હેતુ જાણી જણાવ્યું છે. કોઈને જણાવવાની જરૂર નથી.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

★★★

---

* પત્ર નં. ૬૪૩.

૨૯ જૂનાગઢ, આસો વદ ૮, રવિ, ૧૯૭૨

તમો તો ભાવ-ભક્તિથી આનદમા રહો જે તમારે સર્જિત ઉદયકાળ વર્તે તેમા અવિષમ ભાવે એટલે સમભાવથી વર્તશોજી 'પૂર્ણ આનદ છે, પૂર્ણ છે,' એમ જ સમજી, આત્મા છે, પુરાણ પુરુષનું શરણ છે, તો ફિકરકા ફાકા ભરી જઈ, 'સર્વ ભૂલી જવું' કરી, સદા મગનમા આપ સ્વભાવે રહી "આતમભાવના ભાવતા જીવ લહે કેવળ જ્ઞાન રે!" એ જ ચિંતવન કર્તવ્ય છેજી

બીજુ, પ્રભુ, લક્ષ્મીચદજી મુનિનો પત્ર લખાવેલ અત્રે આવ્યો છેજી, તેમા જણાવે છે જે મારે દર્શન કરવા વિચાર છે તો આપ તે પ્રભુને પત્રથી અથવા કોઈ કામ પ્રસગે ત્યા જવું આપને થાય તો જણાવશો કે દર્શન તો હૃદયમા સદા લાવ્યા કરશોજી અને તે દૂર નથી, પાસે છે, એમ સમજાયા વિના છૂટકો નથી, અને ક્ષેત્રો તો જ્યા જાઓ ત્યા પાણી, માટી, પથરા છે– 'ડુગર દૂરથી રળિયામણા' આ દુષમકાળ, હલાહલ વર્તમાન જોગ જોઈ જ્ઞાની પુરુષો ઉદાસીનતા પામ્યા છેજી તો જેમ બને તેમ સમભાવથી શાતાઅશાતા ઉદય પ્રમાણે આવે તે સમ પરિણામ રાખી, ખમી શાતિમા રહેવું યોગ્ય છેજી સર્વ દેશકાળ દેખી, જેવી જોગવાઈ તેવું વેદી સદા આનદમા રહો અતર વિષે ભક્તિભાવ લાવી સ્મરણમા કાલ વ્યતીત કરશોજી જેમ બને તેમ આત્મભાવમા, પ્રભુ પાસે છે એમ ગણી ભાવદર્શન કર્તવ્ય છેજી, દૂર છે જ નહીં, એમ સમજવું યોગ્ય છે

***

૩૦ જૂનાગઢ, આસો વદ ૧૧, શનિ, ૧૯૭૨

શુદ્ધ ચૈતન્યભાવ-સ્વઉપયોગ-વિચારે પરિણમવુ ત્યા સમ્યક્ત્વ, ત્યા મોક્ષ

અશુદ્ધ ચૈતન્યભાવ-ઉપયોગ-વિચારે પરિણમવું ત્યા બધ, ત્યા મિથ્યાત્વ, ત્યા મોહ, ત્યા રાગ-દ્વેષ, ત્યા વિષ, તે જ અજ્ઞાન છે

"મનોજ્ઞતા ભાવસે વિચાર, ભાવ ધ્યાનતે આત્મિક ભાવોમે શુદ્ધ ઉપયોગકી પ્રવૃત્તિ હોના સો સ્વસમય હૈ"

"પરદ્રવ્યમે અશુદ્ધ ઉપયોગકી પ્રવૃત્તિ હોના સો પરસમય હૈ"

સાધ્ય-સાધન {
(સ્વરૂપ) તે
સ્વસમય તે
પરસમય તે
ઉપયોગ
વિચાર
શુદ્ધ ચેતના
અશુદ્ધ ચેતના
}

ઉપાદાન-આત્મા-નિશ્ચય-પરમાર્થ-શુદ્ધચેતના

નિમિત્ત-આત્મા-વ્યવહાર-અશુદ્ધ ચેતના

અવિદ્યા-વાસના-મિથ્યાત્વ-મોહાદિ અજ્ઞાન છે

વ્યવહારકાળ–નિશ્ચયકાળ.

"વ્યવહાર કાલ સબસેં સૂક્ષ્મ 'સમય' નામવાલા હૈ, સો ઉપજે ભી હૈ, વિનસે ભી હૈ, ઔર નિશ્ચયકાલકા પર્યાય ઉત્પાદ. વ્યયરૂપ સિદ્ધાન્તમેં કહા ગયા હૈ. ઉસમેં અતીત, અનાગત, વર્તમાનરૂપ અનેક ભાવ હૈ.

નિશ્ચયકાળ અવિનાશી હૈ."

"કાળલબ્ધિ લહી પંથ નિહાળશું."

પુરુષાર્થ, તે સ્વસમય ઉપયોગ, તે કર્તવ્ય છે; પરસમય ઉપયોગ કર્તવ્ય નથી-રાગદ્વેષ જેમ બને તેમ કર્તવ્ય નથી.

ઉદય જોઈ ઉદાસીન (દિલગીર) થવું તે ચુકાવો (ભૂલ) છે. ઉદાસીનતા એટલે સમભાવ, તેજ વીતરાગતા, એજ ચારિત્ર છે. એજ કર્તવ્ય છે. અમૃતની સમૂલી નાળિયેરી–દ્રષ્ટાભાવ, ભેદજ્ઞાન અંતરવૃત્તિથી કર્તવ્ય છે; મૂળ આત્મા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ; ઉપયોગ તે આત્મા; તે ભાવ પરિણામમાં ભાવવું તે કર્તવ્ય છે. બાકીનું ભૂલી જવું "આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે," જીવ લહે કેવળ જ્ઞાન રે. અંતરવૃત્તિ ઉપર ઉપયોગ રાખી બાહ્ય વહેવારે પ્રવર્તતાં આત્મા સન્મુખ છે. 'જગત આત્મવત્ જોવામાં આવે.' શું લખવું? કાંઈ આવડતું નથી. વૃત્તિ સંકુચિત થવાથી લખવા વૃત્તિ થતી નથી. પત્ર ૨૧૨ વિચારશોજી.

"સદ્ગુરુના ઉપદેશથી, સમજે જિનનું રૂપ;
તો તે પામે નિજદશા, જિન છે આત્મસ્વરૂપ."

* "कम्मदव्वेहिं सम्मं संजोगो होइ जो उ जीवस्स ।
सो बंधो नायव्वो, तस्स वियोगो भवे मुक्खो ॥"

***

૩૧ જૂનાગઢ, આસો વદ ૧૧, શનિ, ૧૯૭૨

ધીરજ રાખવી. સમભાવે વેદવું. અવિષમ થવું, રહેવું યોગ્ય છે. વિષમ ભાવ થશે તો, આર્તધ્યાન, રૌદ્રધ્યાન થશે તો કર્મ બંધાશે. માટે સમભાવ રાખવો. સમતા ક્ષમા દયા ભાવે સદ્ગુરુ સમરણ 'સહજાત્મસ્વરૂપ' કર્તવ્ય છેજી.

હે! પ્રભુ, તે સ્વરૂપનું ઓળખાણ સત્સંગથી થાય છેજી. સદ્ગુરુ–ઓળખાણ નથી તેથી જીવ ભમે છેજી. આ તો જીવ કંઈને સાટે કંઈ બાઝી જાય છે. માટે સત્શાસ્ત્ર વચનામૃત તથા સત્સમાગમથી સમજાશે; ભાવના રાખવાથી હરિગુરુ તેવો અવસર મેળવી આપશેજી. ધીરજ કર્તવ્ય છે. ક્ષણે ક્ષણે સહજાત્મસ્વરૂપનું સમરણ કરશોજી; વિસારવા જેવું નથી. કાળલબ્ધિ આવી મળશેજી; સમય સમય ઉપયોગ કર્તવ્ય છેજી

***

* જીવનો કર્મદ્રવ્યની સાથે જે સંયોગ છે તે બંધ જાણવો, અને તેનો વિયોગ તે મોક્ષ છે.

૩૨ જૂનાગઢ, કારતક સુદ ૭, શુક્ર, ૧૯૭૩

" શ્રી ભરતેશ્વરજીની ભાવના હો ! શ્રી ગૌતમસ્વામીજીનો વિનય હો !
શ્રી ધન્ના–શાલિભદ્રનો વૈરાગ્ય હો ! શ્રી સ્થૂલિભદ્રજીનું શિયળ હો !
શ્રી ભરત ચક્રવર્તીની પત્ની હો ! શ્રી ગૌતમસ્વામીજીની લબ્ધિ હો !
શ્રી ધના–શાલિભદ્રજીની ઋદ્ધિ હો ! શ્રી કયવનાજીનાં સુખસૌભાગ્ય હો ! "

અશાતા વેદનીય ઉદયાધીન જે આવી તે હવે આરામ થશે, સારુ થશેજી શાતિ–સમ ભાવથી સહજાત્મસ્વરૂપનુ સ્મરણ, તે ખાસ દવાથી સારુ થઈ જશેજી, તેમ કરશોજી

બીજુ, આપે આતમભાવથી ઉદ્‌ગારો દર્શિત કરી જણાવ્યા જે, સદાકાળ ઉત્પાદ–વ્યય–ધ્રુવત્વ ત્રણે કાળમા વરતાઈ રહેલ છે, તે આદિ વસ્તુત્વે તેમ યથાતથ્ય છે, એમ જ સમજી સમભાવે સદા સ્વભાવ–આનદમા રહેવું કર્તવ્ય છેજી

અનાદિ કાળથી સદ્‌ગુરુની યથાતથ્ય ઓળખાણ થઈ નથી તે થયે, શ્રદ્ધે–પ્રતીત, ઓળખાણ આવ્યે કલ્યાણ છેજી

***

૩૩ બગસરા, ફાગણ સુદ ૮, સ ૧૯૭૩

આપને કોઈ પ્રકારે અમોએ કયારેય ચિત્તને દુભવ્યું હોય તેની ક્ષમા ઇચ્છી, આપશ્રીને ક્ષમાવીએ છીએ જો કે જીવ અનાદિ કાળથી સ્વચ્છદે વર્ત્યો છેજી સત્પુરુષની આજ્ઞા રૂડી પેરે યથાતથ્ય ઉઠાવી નથી તેનો અમોને અતરમા ખેદ છેજી તે હરિ–ગુરુ–કૃપાથી હવે પૂર્ણ થશેજી વળી દોષ તો આ જીવમા અનત છેજી, જોકે દેહ છે તે અનત દોષનુ ભાજન છેજી માટે જે સત્પુરુષને ઓળખ્યા, મુખવાણી હૃદયગત થઈ, અતરે પરિણામમા પરિણમી, જે ભાવ ત્રિકાળ ઉપયોગી થયો તે મટવો નથી હવે ક્ષણેક્ષણે વૃત્તિ ઉદયાધીન વર્તે છે, તેમા ઉદાસીન ભાવે દ્રષ્ટા તરીકે વર્તવું એ જ વારવાર વિચારાય છે પ્રકૃતિને આધીન ન થવુ, તે પુરુષાર્થ કર્તવ્ય છે ગમે તેવા નિમિત્તોમા પણ પ્રારબ્ધ, શાતા–અશાતા વેદતા સમતાએ સહન કરવાનો, પુરુષાર્થ કરતા રહેવુ, એમ વિચારમા છેજી બીજુ વિભાવ પરિણામરૂપ આત્માનો નાશ થતો હોય ત્યા મરણ થાય તો ભલે થાય, પણ મન–વચન–કાયાથી આત્માનો નાશ થવા દેવા સકલ્પ કે ઇચ્છા થતી નથી બીજી ઈચ્છા નથી, ત્રણે કાળમા એ જ બીજુ માન્ય અતરવૃત્તિ કરતી નથી, ત્યા કેમ કરી બને ? માટે ખેદને શમાવીને સમભાવે વર્તવા વિચાર છેજી

લૌકિક દૃષ્ટિ ઉપર ધ્યાન દેવુ નથી, એક સત્પુરુષના વચનામૃત પ્રત્યક્ષ શ્રવણ થયા છે, તેના બોધના પત્રના *પુસ્તકમા બધા શાસ્ત્ર માત્ર સમાઈ ગયા છેજી તો હવે જે જે બીજા ગ્રથો જોકે વાચવા વિચારવામા આવે છે તો પણ તે બધામા એનું એ જ માટે મુખ્યપણે એ એક પુસ્તક વાચવુ વિચારવુ થાય છેજી

* 'શ્રીમદ્ રાજચદ્ર' ગ્રથ

"પ્રારબ્ધ પહલે બન્યા, પિછે બન્યા શરીર." વળી "તારું તારી પાસ છે, ત્યાં બીજાનું શું કામ?" તેમ તમોને કોઇ અડચણ ગુરુપ્રતાપે આવે તેમ નથી. માટે પોતપોતીકું હવે વિચારવાનું છે. "નહિ દે તું ઉપદેશકું." "જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ" વળી પરમાર્થ સર્વ કર્તવ્ય છેજી, સ્વપરહિત કરવું; પણ યોગ્યતાની ખામી ત્યાં શું કરવું? અનંત કાળથી જીવને સ્વચ્છંદ ઉદય હોવાથી ભ્રમણ કર્યા કરે છે, ત્યાં દયા આવ્યા સિવાય બીજું શું કરવાનું છેજી! સત્પુરુષે તો ઘણુંએ કહ્યું છે; પણ સર્વ જીવ કર્માધીન છેજી.

જે કાળ જાય છે તે ફરી આવતો નથી. જેમ બને તેમ ઉપાધિ ઓછી થાય, આરંભ-પરિગ્રહનો સંકોચ થાય, અલ્પ આરંભ થાય તેમ કર્તવ્ય છેજી "પ્રત્યેકે પ્રત્યેક પદાર્થનો અત્યંત વિવેક કરી, આ જીવને તેનાથી જુદો-વ્યાવૃત્ત કરવો" એમ નિર્ગ્રંથ કહે છેજી. સુખેથી જેને આજીવિકા ચાલતી હોય તેને ઉપાધિ કરી રળવાની જરૂર નથી. આ મનુષ્ય ભવમાં કોઈ પૂર્ણ પુણ્યના જોગે સત્ માર્ગ આરાધવાનો જોગ આવ્યો છે. ચેતવા જેવું છેજી. સર્વ મુમુક્ષુ-ભાઈઓએ પણ તેમ વિચારવું ઘટે છેજી. એજ ભલામણ સત્પુરુષની છેજી.

"લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું? તે તો કહો."

***

૩૪ બગસરા, ફાગણ સુદ ૧૩, સોમ, ૧૯૭૩

"પરમ ઇષ્ટ, સત્સંગ, ગુરુ, ઉપકારી ગુરુદેવ;
ત્રિવિધ એકરૂપે સદા, પ્રણમું પદ નિત્યમેવ. ૧
જેતી મનમેં ઊપજે, તેતી લખી ન જાય;
તાતેં વૃત્તિ લખનકી, સહજ રહીં સંકુચાય. ૨
કાગજકું કાલા કિયા, કાલા મનકે કાજ;
જિસકા મન હૈ ઉજલા ઉસકો ક્યા કાગજકા સાજ?" ૩

ક્યા કહીએ? "કહ્યા બિના ન બને કછુ, કહીએ તો લજ્જાઇયે?"

આપ હાલમાં સત્સંગમાં પુસ્તક, બીજી આવૃત્તિ શ્રીમદ્ રાજચંદ્ર પ્રભુનું, વાંચવું વિચારવું કરશોજી.

હે! પ્રભુ, લખવું ગમતું નથી. અત્રે દશા ઓર વર્તે છેજી. આપના ચિત્તને શાંતિ થાય માટે આજે આ પત્ર લખ્યો છેજી; કોઈને જણાવવાની જરૂર નથી તે ધ્યાનમાં રાખશો. સર્વ સત્પુરુષોનો માર્ગ એક જ છેજી: સમજીને શમાવું છેજી; બીજું કાંઈ નથી.

અત્રે શરીરપ્રકૃતિ સદ્ગુરુકૃપાએ સુખશાતામાં છે. પૂજ્ય પ્રેમી ભક્ત કલ્યાણજીભાઈ મહા પૂર્ણ પુણ્ય-ભાગ્યશાલી છેજી.

***

૩૫ બગસરા, ફાગણ સુદ ૧૩, મંગળ, ૧૯૭૩

હે! પ્રભુ, અત્રેથી પત્ર લખવાની ચિત્તવૃત્તિ સંક્ષેપ પામવાથી આપના ચિત્તને ખેદ થાય;

માટે આ પત્રથી આપને જણાવ્યું છેજી આપ શ્રી સદ્ગુરુના ચરણ ઉપાસક છો, 'સહજાત્મ સ્વરૂપ' સ્મરણ ધ્યાનમા, હરઘડી ક્ષણે ક્ષણે, વિચારમા લાવશોજી વિશેષ કાંઈ લખવા વૃત્તિ બધ પડે છેજી અતરમા સદા આનદ વર્તે છેજી સુખશાતા સદા સદ્ગુરુચરણવી વર્તે છેજી ઉદયાધીન શાતા–અશાતા સમભાવથી શાતિથી જોઈ, સમાધિમા પરિણામ–લય થાય છેજી તેમા કોઈ પ્રકારે ખેદ થતો નથી

પૂર્વપ્રાગ્બધથી જે જે ઉદયમા આવે તેમા પુરુષાર્થ કર્તવ્ય છેજી, છૂટવાના ભાવની વૃત્તિથી ત્યા જાગૃત થવુ, તેવુ ન થવાય તો ખેદ કરવો માટે જેમ ચિત્તને સમાધિ થાય તેમ કર્તવ્ય છેજી

સત્ બોધ છેજી હે! આર્ય, ચિત્તપ્રસન્નતા એ જ સૌથી ઉત્તમ સેવા છેજી દ્રવ્ય સેવા, ભાવ સેવા, આજ્ઞાસેવા એમ ઘણા પ્રકારથી સેવા બને છેજી માટે સર્વોત્કૃષ્ટ સેવા તો ચિત્ત પ્રસન્નતા એટલે પ્રભુ–ભગવાનમા ચૈતન્યવૃત્તિ પરમ હર્ષથી એકત્વને પ્રાપ્ત કરવી તે જ છે તેમા સર્વ સાધન સમાય છે

શ્રીમદ્ રાજચદ્ર બીજી આવૃત્તિ મધ્યેથી વાચવુ, વિચારવું કરશોજી "આત્મપરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્ય અધ્યાસ નિવર્તવો તેને શ્રી જિન ત્યાગ કહે છે" સત્સગ કરશોજી સત્પુરુષોના પત્ર પણ સત્સગ છે, માટે વાચવું, વિચારવું એમા બધુયે સમાયું છેજી વિચાર કર્તવ્ય છેજી

***

૩૬ નાર, ૩૦–૬–'૧૮

આપે તત્ત્વજ્ઞાનમાથી શુ મોઢે કરવુ તે પૂછ્યુ છે તો તે સબધી જણાવવાનુ કે 'આત્મ સિદ્ધિ શાસ્ત્ર' તત્ત્વજ્ઞાનમા છે તે મોઢે કરવા યોગ્ય છે, તો કરશો બીજુ, આપને અવસર મળ્યે નિવૃત્તિ લઈને સમાગમ કરવાથી વિશેષ લાભ થાય તેમ છે તો અવસર મેળવવો રાત્રે પ્રાર્થના કરીએ છીએ તે દોહરા આપે મગાવ્યાથી નીચે ઉતારી મોકલ્યા છે તે મોઢે કરવા યોગ્ય છે

"અહો! અહો! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર,
આ પામર પર પ્રભુ, કર્યો, અહો! અહો! ઉપકાર ૧

શુ પ્રભુચરણ કને ધરુ, આત્માથી સૌ હીન,
તે તો પ્રભુએ આપિયો, વર્તુ ચરણાધીન ૨

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુઆધીન,
દાસ, દાસ હુ દાસ છુ, આપ પ્રભુનો દીન ૩

ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ,
મ્યાનથકી તરવારવત્, એ ઉપકાર અમાપ." ૪

"જિન શુદ્ધાતમ નિમિત્તશુ, પામીજે નિજ જ્ઞાન,
તીન ભુવન મૂર્તિક, માનુ ગુરુ ભગવાન. ૫

જગમ મૂર્તિ મુખ્ય હૈ, સ્થાવર ગૌણ પ્રધાન
સ્વાનુભવી સત્પુરુષકે વચન પ્રવચન જાણ ૬

શાસન રહે જિનઆણશું, આજ્ઞાએ વે'વાર;
નિજમત કલ્પિત જે કહે, તે ન લહે ભવપાર. ૭.

ભેખધારી સુગુરુ કહે, પુણ્યવતકુ દેવ;
ધર્મ કહે કુળરીતકું, એ મિથ્યામતિ ટેવ. ૮.

સહજાતમ સદ્‌ગુરુ કહે, નિર્દૂષણુ સત્ દેવ;
ધર્મ કહે આત્મસ્વભાવકું, એ સત મતકી ટેવ. ૯.

ગુરુ નમીએ ગુરુતા ભણી, ગુરુ વિણુ ગુરુતા ન હોય;
ગુરુ જનને પ્રગટ કરે, લોક ત્રિલોકની માંય. ૧૦.

ગુરુ દીવો, ગુરુ દેવતા, ગુરુ રવિ શશી કિરણુ હજાર;
જે ગુરુવાણી વેગળા, રડવડિયા સંસાર. ૧૧.

તનકર મનકર વચનકર, દેત ન કાહૂ દુ:ખ;
કર્મ રોગ પાતિક ઝરે, નિરખત સદ્‌ગુરુ મુખ. ૧૨.

દરખતસે ફળ ગિર પડા, બુઝી ન મનકી પ્યાસ;
ગુરુ મેલી ગોવિન્દ ભજે, મિટે ન ગર્ભાવાસ. ૧૩.
ગુરુ–ગોવિન્દ દોનુ ખડે, કિસકું લાગું પાય !
બલિહારી ગુરુદેવકી, જિને ગોવિન્દ દિયા બતલાય " ૧૪.

" જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુ:ખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રીસદ્‌ગુરુ ભગવંત. ૧૫.

પરમ પુરુષ પ્રભુ સદ્‌ગુરુ, પરમજ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ. ૧૬.

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વદન અગણિત. ૧૭.
પડોં પડોં તુજ પદપકજે, ફરિ ફરિ માગું એજ;
સદ્‌ગુરુ સત સ્વરૂપ તુજ, એ દઢતા કરી દેજ. ૧૮.
વિશ્વભાવવ્યાપી તદપિ, એક વિમલ ચિદ્રૂપ;
જ્ઞાનાનંદ મહેશ્વરા, જયવંતા જિનભૂપ. ૧૯.

***

૩૭ સીમરડા, તા. ૨૧–૯–૧૯૧૯. સં. ૧૯૭૫

આપના પત્રમાં જણાવ્યું તેમ તમારાં પત્નીના દેહત્યાગની ખબર જાણી કળિકાળનું તે અડપલું જણાય છે. આ કળિકાળની કુટિલ વર્તના છે. મનુષ્યભવ પામી આત્મજ્ઞાન થાય તેવી શ્રદ્ધા આ મનુષ્યભવમાં થાય છે. તે જીવાત્મા, નાની વયમાં કાળ–દેહત્યાગ થયેથી શું લઈ ગયો ? તે ખેદ કર્તવ્ય છે. પ્રભુ, પરમકૃપાળુ પ્રભુ તેઓને શાંતિસમાધિ બક્ષો, બક્ષો, આત્મજ્ઞાન થાઓ, તે પ્રાર્થના છે.

***

૩૮ ભીમરડા, તા ૧-૧૦-૧૯ સ ૧૯૭૫

હે ! પ્રભુ, ધીરજ, શાતિ, સમાધિ આ જીવને આરાધવા જેવા છેજી

" જેમ નિર્મલતારે રત્ન સ્ફટિક તણી, તેમ જ જીવસ્વભાવ રે,
તે જિનવીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાય-અભાવ રે "

" પડિત અખી ગોઠડી, મુજ મન ખરી સોહાય,
આવે જે ખોલાવતાં, માણેક આપી જાય
બલિહારી પડિતતણી, જસ મુખ અમીય ઝરત,
તાસુ વચન શ્રવણે સુણી, મન રતિ અતિ કરત.
મન મજૂસમે ગુણ-રત્ન, ચુપ કરી દિનો તાન,
ધરાક વિણુ નહિ ખોલિયે, કૂચી બચન રસાન
સજ્જન સજ્જન સૌ કહે, સજ્જન કૈસા હોય-
જો તનમનમે મિલ રહ્યા, અતર લખે ન કોય "

***

૩૯ સનાવદ, વૈશાખ વદ ૧૪, સોમ, ૧૯૭૬

પૂર્વ કર્મના સબધે જ્ઞાની સમભાવે દેણું પતાવવાના કાર્યમા રોકાયા છેજી તે સત્ય છે

" જા વિધ રાખે રામ તા વિધ રહીએ "

" સુનો ભરત, ભાવિ પ્રબળ, વિલખત કહે રઘુનાથ,
હાનિ-વૃદ્ધિ, જન્મ-મૃત્યુ, જશ-અપજશ વિધિહાથ "

હે ! પ્રભુ, કાઈ ધાર્યું થતું નથી ક્ષેત્ર-ફરસના અનુસાર જે જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે સર્જિત બની આવે તે સમાધિભાવે, સમતાએ ગુરુકૃપાએ વેદવું પડે છેજી અત્રે શરીરપ્રકૃતિ બહુ ક્ષીણ થયેલ છેજી

હે ! પ્રભુ, કાળનો ભરોસો નથી ક્ષણે ક્ષણે, સમયે સમયે આયુષ્ય વ્યય થયા કરે છેજી હે ! પ્રભુ, સદ્‌ગુરુ ચરણના પસાયે એક સદ્‌વિચારથી અતરમા ભેદજ્ઞાન સ્ફુરી પરમ આનદ વર્તે છેજી સર્વનુ ભલુ થાઓ, સર્વ સાથે મિત્રભાવ હો ! એ જ અતર છે પણ કોઈ સાથે અથડામણી કરવી એવો વિચાર નથી સસ્કાર હશે તે જીવાત્મા સાથે હળીમળી ચાલશુ, બીજી કાઈ જરૂર નથી, હરીચ્છાએ બને તેમ જોયા કરશુ અમને હવે અડચણ, અગવડ નથી

***

૪૦ સનાવદ, ઈ સ ૧૯૨૦, સ ૧૯૭૬

આ જીવાત્માને સત્સગ-સત્સમાગમનો જોગ બનાવવો જોઈએ તેના અતરાયે જીવને પ્રમાદથી ઘણી હાનિ થાય છે કારણ-યોગે કાર્ય નીપજે એમ જાણી તે સત્સગના કારણે જીવાત્માને જાગૃતપણું થાય છેજી જીવ સસારમા સર્વ પોતીકુ (પોતાનું) માની વ્યવહાર-

વ્યવસાયમાં કાળ ગુમાવે છે. તે કરતાં જો પરમાર્થે—આત્માર્થે—થોડો કાળ પણ સત્સંગમાં ગળાય તો તેને અનંત ભવ—પરિભ્રમણનું ટળવું થાય આપ સમજુ છો. આ મનુષ્યભવમાં એક આત્માને માટે વ્યવસાય થયો હોય તો જીવનું કલ્યાણ થાય; તેમાં જીવ પ્રમાદ કરે છે ત્યાં વૃત્તિ છેતરે છે, એટલે સમજાતું નથી. [1]બાટી સાટે ખેતર ખોવે અને [2]કોડી સાટે રતન ખોવે તેવું આ સ્વપ્નવત્ સંસારમાં લુબ્ધપણે કાળજી રાખી જીવ વર્તે છે; પણ એમ નથી જાણતો કે દેહથી માંડી સર્વ સંજોગથી હું ભિન્ન છું; મારી વસ્તુ શુદ્ધ જ્ઞાન—દર્શન—ચારિત્ર છે; આખરે સર્વ સંજોગ મેલી મેલીને અનેક ભવમાં પરિભ્રમણ કરતો ઘાંચીના બળદની ગોઠે (પેઠે) ફરતો ફર્યો છે. આ ભવમાં એક યથાતથ્ય જાણવા જેવું છે તેને માટે જીવે કાળજી જરાય નથી રાખી. એ કેવી ભૂલભરેલી વાત છેજી! આ જીવને આત્માનું હિત થતું હોય તેવો, અને અનંતી ભૂલો છે તેમાંથી એક ભૂલ કાઢતાં બધી ભૂલ નીકળે તેવો જોગ આત્માર્થીએ બનાવવો ઘટિત છેજી. અરેરે! સ્વાર્થના સગાસંબંધીની અથવા આ દેહની કાળજી રાખે છે; પણ પ્રારબ્ધ હોય તેટલું જ મળે છે, તે સુખ પણ મિથ્યા છે—ખોટું છે, આત્મિક સુખ નથી. જેના માટે કાળજી રાખવી ઘટે તે માટે આ ભવમાં જો ચેતાય તો ઘણું સારું છેજી. આપ તો સમજુ છો; પૂર્વના સંસ્કારે સન્મુખ દૃષ્ટિ થઇ છે તો તે વિચારવું ઘટે છેજી. 'શ્રીમદ્ રાજચંદ્ર'—વચનામૃતમાં પત્ર ૩૭માં જણાવ્યું છે જે—"જગતના સઘળા દર્શનની—મતની શ્રદ્ધાને ભૂલી જજો; જૈન સંબંધી સર્વ ખ્યાલ ભૂલી જજો." "આત્માને આટલું જ પૂછવાની જરૂર છે કે જો મુક્તિને ઇચ્છે છે તો સંકલ્પ—વિકલ્પ, રાગ—દ્વેષને મૂક અને તે મૂકવામાં તને કંઈ બાધા હોય તો તે કહે તે તેની મેળે સાની જશે અને તે તેની મેળે મૂકી દેશે. જ્યાં ત્યાંથી રાગ-દ્વેષ રહિત થવું એ જ મારો ધર્મ છે અને તે તમને અત્યારે બોધી જઉં છું.....હું કોઈ ગચ્છમાં નથી, પણ આત્મામાં છું; એ ભૂલશો નહિ તે પત્ર બધો વાંચી વિચારશોજી.

"ગચ્છમતની જે કલ્પના, તે નહિ સદ્ વ્યવહાર;
ભાન નહીં નિજ રૂપનું, તે નિશ્ચય નહિ સાર. ૧.
જાતિવેષનો ભેદ નહિ, કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય." ૨.
"જેને સદ્ગુરુપદ શું રાગ, તેનાં જાણો પૂર્વિક ભાગ્ય;
જેને સદ્ગુરુ—સ્વરૂપથું પ્યાર, તેને જાણો અલ્પ સંસાર. ૩.

---

૧. એક ખેડૂત પોતાની વાડીમાં કોસ ચલાવતો હતો. ત્યાં કોઈ એક પરદેશી બ્રાહ્મણ આવ્યો. ભીખ માગીને આટો વગેરે લાવેલો તેની કૂવા પાસે રસોઈ કરી. બાટી ને દાળ બનાવી. દાળના વઘારની સુગંધથી ખેડૂતને દાળ-બાટી ખાવાની લાલસા જાગી તેથી તેણે બ્રાહ્મણ પાસે તેની માગણી કરી. બ્રાહ્મણે તક જાણી તે હજારની નીપજવાળું ખેતર લખી આપે તો બદલામાં બાટી ને દાળ આપવાનું કહ્યું. ખેડૂતે તેમ કર્યું. અને બાટી સાટે ખેત ખોયું.

૨. કોઈ એક માણસે ઘણી મહેનતે પરદેશમાં કમાણી કરી તેનું એક રત્ન ખરીદ્યું. અને સાથે રસ્તા-ખર્ચ માટે થોડી કોડીઓ રાખી પોતે વતન તરફ પાછો ફર્યો. રસ્તામાં કોઈ સ્થળે પાણી પીવા બેઠો ત્યાં એક કોડી પડી ગઇ. એકાદ ગાઉ આગળ ગયા પછી કોડીઓ ગણી જોઈ તો એક ખૂટી. પાણી પીતાં પડી ગઇ હશે એમ ધારી પાસેનું પેલુ કિંમતી રત્ન ત્યાં જ કોઈક સ્થળે સંતાડયુ ને કોડી લેવા પાછો ફર્યો. પણ રત્ન સંતાડતાં તેને દૂરથી કોઇ જોઇ ગયો. તેથી તેના ગયા પછી તે રત્ન લઈ ચાલતો થયો. આમ કોડી લેવા જતાં રત્ન ખોયું.

પ્રભુપદ દૃઢ મન રાખીને, કરવો સૌ વેવાર,
વિરતિ, વિવેક વધારીને, તરવો આ સંસાર. ૪.
પ્રભુ સર્વ વ્યાપી રહ્યા, છે તુમ હૃદય મોઝાર,
તે પ્રત્યક્ષ અનુભવી, પામો ભવનો પાર ૫
સાચે મન સેવા કરે, યાચે નહીં લગાર,
રાચે નહિ સંસારમાં, માચે નિજ પદ સાર ૬
સેવાબુદ્ધિથી સેવના, કરો સદા શુદ્ધ ભાવ,
સત્સેવા સંસારથી- છે, તરવાને નાવ. ૭
સદ્‌ગુરુ ચરણ ધરે જહાં, જંગમ તીરથ તેહ,
તે રજ મમ મસ્તક ચડો, બાલક માગે એહ " ૮
" લેણા-દેણા જગતમે, પ્રારબ્ધકે અનુસાર,
સોહિ પતાવા કારણે, રત્નત્રય અવતાર. " ૯
" ચિંતવિયો ધરિયો રહે, ઓર અચિંતિત હોય,
પ્રબળ જોર ભાવી તણું, જાણી શકે ન કોય. ૧૦
બંદાકે મન ઓર હૈ, કર્તાકે મન ઓર,
ઓધવસે માધવ કહે, જૂઠી મનકી દોર " ૧૧
" શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ,
બીજું કહીએ કેટલું? કર વિચાર તો પામ. " ૧૨

સંસારમાં ધન આદિ સ્વાર્થે ઘણી સફર, અથવા તીર્થયાત્રા લૌકિક ભાવે ઘણા જીવાત્મા કરે છે, પણ અલૌકિક ભાવે કરવી તેમાં જીવ પ્રમાદ સેવે ત્યાં વૃત્તિ છેતરે છેજી. જાગૃત થવામાં, સત્સંગમાં ઘણા વિઘ્ન આડાં આવે છે, તેને ધક્કો દઈ આ મનુષ્યભવમાં આત્માર્થે સત્સંગ કરે, તેવા જીવાત્મા વિરલા છેજી

***

૪૧ સનાવદ, તા ૧-૬-૨૦

આ દુષમ કાળમાં જેમ અંતરવૃત્તિ સિદ્ધ થાય, ભાવથી એકાન્ત નિવૃત્તિ જોગે આત્મહિત થાય તેમ કર્તવ્ય છેજી બાહ્ય પ્રવૃત્તિમાં અનંત કાળચક્રથી પરિભ્રમણ કરતાં આ જીવને મહા પુણ્યના જોગે કોઈ સત્પુરુષના માર્ગને આરાધવાનો જોગ મળ્યે, તે ભાવે તે રુચિ કરીને આત્મહિત જે પુરુષો આરાધે છે, તે પુરુષોને ધન્યવાદ, પુનઃ પુનઃ નમસ્કાર છેજી સદ્‌ગુરુની એ જ આજ્ઞા છેજી વૃત્તિને રોકવી, સંકલ્પ-વિકલ્પ મિથ્યા જાણી સદ્‌વૃત્તિએ 'एगं जाणई सो सव्व जाणइ' એ જ કર્તવ્ય છે દેવચંદ્ર ચોવીસીનું તેરમું સ્તવન એ મહાત્મા પુરુષ ગાઈ ગયા છે તે વિચારવા જેવું છેજી મનની કલ્પનાએ કરી જગત ખડું થયું છે, તે જો વિચારાય તો સમજાય કે 'બેર બેર ન આવે અવસર, બેરબેર ન આવે' એ જ કર્તવ્ય છેજી સત્સંગ શું છે તે જીવથી વિચારાયું નથી એ જ વિચારે અંતરમાં ભાવની ખુમારી, ઉલ્લાસ, શાંતિ ઓર જ અનુભવાય છેજી

***

૪૨ સનાવદ, સં. ૧૯૭૬; તા. ૨૬, જુલાઈ ૧૯૨૦

ગુરુભક્તિમાં ગુરુના ગુણગ્રામથી કર્મની કોડ ખપે છેજી, તે કર્તવ્ય છેજી. હે ! પ્રભુ, આપને એક ભલામણ છે તે પ્રથમ પણ કહેલ તે હવે પણ ધ્યાનમાં લેશોજી. હે! પ્રભુ અમે તો આ યથાતથ્ય સદ્‌ગુરુના ભક્તના દાસના દાસ છીએ અને તે સદ્‌ગુરુ યથાતથ્યની ભક્તિ જે કરે છે તેને નમસ્કાર છેજી. હે ! પ્રભુ, આપ સર્વના જાણવામાં છે કે શ્રીમદ્ સદ્‌ગુરુ રાજચંદ્ર પ્રભુનો આ એક દીન શિષ્ય છેજી. તો હવે તે સ્વરૂપ યથાતથ્ય કયાં છે તે વિચારી ભક્તિ કર્તવ્ય છેજી.

"ઐસી કહાઁસે મતિ ભઈ, આપ આપ હૈ નાહિં,
આપનકું જબ ભૂલ ગયે, અવર કહાઁસે લાઈ ?
આપ આપ એ શોધસેં, આપ આપ મિલ જાય."

(ગુરુગમ)

બીજું, મહાત્મા દેવચંદ્રજીની ચોવીસીનાં સ્તવન છે, તેમાંના ત્રીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા, સાતમા તથા આઠમા સ્તવનને વાંચી, વિચારી ધ્યાનમાં લેશોજી. તેમજ પરમ પ્રગટ પ્રભુ શ્રીમદ્ રાજચંદ્ર ગ્રંથ મધ્યે જે જે પત્રો છે તે વાંચવામાં, 'ઉતાવળ તેટલી *સાંસત,' 'કચાશ તેટલી ખટાશ' ગણી, ધીરજ કર્તવ્ય છેજી. સમતા, સમાધિમાં રહેજોજી. સમભાવ, ક્ષમા ધારણ કરવી. 'ઉતાવળે આંબા પાકે નહીં' એ કહેવત છે. હે ! પ્રભુ, આપ સમજુ છો, શું લખું તે કાંઈ સૂઝતું નથી.

યોગ્યતાની જરૂર છે. કોને કહીએ ? સન્મુખ દૃષ્ટિવાન જીવોનું કલ્યાણ અવશ્ય થશેજી. તેવું જીવન પર્યંત રહેવું જોઈએ છેજી. એમ, આત્મા ખાસ ચિત્ર જેવો કરી મૂકી, જે જીવાત્માએ ભાવના ભાવી હશે તેને આત્મહિત અવશ્ય થશેજી; તે પોતપોતાને વિચારી જોવાનું છેજી. "જ્યાં શંકા ત્યાં ગણ સંતાપ."

બીજું, હે ! પ્રભુ, ઉદય આવે તે, જીવાત્માએ સમભાવે વેદવું, તેવા પત્રો પરમકૃપાળુદેવની અમૃતવાણીથી પ્રકાશિત છે, તે વાંચી-વિચારી ધ્યાનમાં લેશોજી. તે આપને વાંચવા વિચારવા નીચે મુજબ ટાંચણ કરું છુંજી. પત્ર ૧૨૫, ૪૧૪, ૪૮૭, ૪૯૪ એ આદિથી ધ્યાન-સમાધિ થાય તેવું છેજી. સત્સંગનો અંતરાય હોય ત્યારે તે આધારભૂત સત્પુરુષની વાણી વાંચવી; તેમાં કાળ વ્યતીત કરવો, અને તો બધાએ મળી ભક્તિભાવ કરી પત્ર ૨૨૬ આદિ વાંચી સત્પુરુષનાં વચન ધ્યાનમાં લેવાં. જીવને વીલો મૂકવો નહીં. નહિ તો આર્તધ્યાનાદિથી સત્યાનાશ વાળી મૂકશે. વૃત્તિને જેમ બને તેમ વાંચવા અથવા વિચારવામાં રોકી કાળ ગાળવાનું કર્તવ્ય છેજી.

"ઊંચી ભૂમિકાને પામેલા મુમુક્ષુઓને પણ સત્પુરુષોનો યોગ અથવા સમાગમ આધારભૂત છે; એમાં સંશય નથી. નિવૃત્તિમાન દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો યોગ બનવાથી જીવ ઉત્તરોત્તર ઊંચી ભૂમિકાને પામે છે." પણ અંતરાય ઉદય વર્તતો હોય ત્યારે તો જેમ બને તેમ સમભાવ રાખ્યે, કાળ પરિપકવ થયે જીવ અવશ્ય સમાધિને પામશે એમ વિચારી, પ્રમાદ છોડી પુરુષાર્થ કર્તવ્ય છેજી.

* ધીમું પડવું તે.

કાઈ ગોઠતુ નથી તેવું સ્થાન, યોગ્યતાવાળા જીવાત્મા કયા છે કે તે સ્થાને શાતિ લઈએ? કળિકાળ એવો આવ્યો છે કે એક ઉદાસીનતા વિના બીજો કોઈ ઉપાય નથી પત્ર લખવો ગમતો નથી, પણ તમારી ચિત્તશાતિ માટે આ જણાવવું થયું છે, તે પરાણે પરાણે પૂરો કર્યો છે– વિસામા ખાતા ખાતા શાતિ શાતિ શાતિ

પૂર્વિક સસ્કારથી સજોગ મળ્યા છેજી જીવને પ્રમાદ કર્ત્તવ્ય નથીજી સત્સગ, સત્સમાગમ સહેજે બને, તે વિચાર રાખવા ધ્યાનમા રાખશો, તેમા વિશેષ લાભ છેજી

હે! પ્રભુ, દેવચદ્ર ચોવીસી મધ્યે અગિયારમા શ્રી શ્રેયાસ પ્રભુજીનું સ્તવન વાચી, વિચારી ધ્યાનમા લેશોજી જીવ જાણીને આડુ આડુ બોલે તેને શુ કહેવું? જીવે સામાન્યપણું કરી નાખ્યું છેજી વિચારતો નથી તેવા જીવાત્મા જે જે સન્માર્ગ સન્મુખ હોય તેને તો વિયોગમા કલ્યાણ છેજી સમાગમ કરતા વિરહમા વિશેષ લાભ છે, એમ પણ જ્ઞાની પુરુષે જોયું છે, તે અમે પણ સદ્ગુરુ સમીપે સાભળ્યું છેજી તેમ જ અલૌકિક રીતે માર્ગ છે, તે લૌકિકમા સામાન્યમા જવા દેવા જેવું નથી ગભરાવું કર્તવ્ય નથી

" ઉત્કૃષ્ટ વીર્ય નિવેશે, યોગક્રિયા નવિ પેસે રે,
યોગતણી ધ્રુવતાને લેશે, આતમશક્તિ ન ખેસે રે. વી૦

શ્રૂપણે આતમ ઉપયોગી, થાય તેણે અયોગી રે. વી૦

ધીરજથી સર્વ જીવાત્માને ભક્તિમા જોડવા સત્સમાગમ કરવો ધ્યાનમા, વિચારમા લક્ષ રાખવો 'વચનથી ઉચ્ચાર, મનથી વિચાર'

થોડો થોડો લખી પત્ર આજે પૂર્ણ કરી લખ્યો છેજી પત્રમા શુ લખાય? યથા અવસરે સમાગમે વિચાર કર્યે સમજાશેજી

***

૪૩ સનાવદ, અષાડ સુદ ૧૦, ૧૯૭૯

પ્રમાદ છોડી જેમ બને તેમ જે કાઇ મુખપાઠ કે ભણવાનુ થાય તે કર્તવ્ય છેજી અથવા નિવૃત્તિ મેળવી ભક્તિભજન કર્તવ્ય છેજી આળસ વૈરી છેજી સસારસમુદ્ર ઇન્દ્રજાળ જેવો, સ્વપ્નવત્ નાશવત છે કાળચક્ર માથે ફર્યા કરે છે, લીધો કે લેશે તેમ થઇ રહ્યુ છે ત્યા આ કલેશિત જીવાત્માને એક ધર્મ શરણ છે, છતા આ જીવ કયા યોગ, કાળને ભજે છે તે વિચારી, આત્માની દયા ખાવાનો અવસર આ મનુષ્યભવ ગણી, પુરુષાર્થ કર્તવ્ય છેજી કોઇ કોઈનું છે નહિ, છતા જીવ પરભાવમા રાચીમાચી રહ્યો છે 'હું' અને 'મારુ', દેહાદિથી માડી બધામા મારુ મારુ કરી રહ્યો છે પણ જે પોતાનુ છે તે જીવે અનાદિ કાળથી જાણ્યું નથી એમ જાણી, સમજ્યો ત્યાથી સવાર, ભૂલ્યો ત્યાથી ફરી ગણી, એક આત્મહિત, કલ્યાણ થાય તે કર્તવ્ય છે, તેની જીવે અવશ્ય કાળજી રાખવા યોગ્ય છેજી બનનાર તે ફરનાર નથી અને ફરનાર તે બનનાર નથી, માટે ચેતવા જેવુ છે સહજાત્મસ્વરૂપનું સ્મરણ, ધ્યાન, વિચાર કર્તવ્ય છેજી જે સમય,

કાળ જાય છે તે પાછો આવતો નથી. પરભાવની ચિંતવના, કલ્પના રાખી જીવ ભ્રમણામાં પડી કર્મ-બંધ કરે છે. વૃથા થોથાં ખાંડયા જેવું છે; જેટલો જેટલો સંજોગ મળવાનો છે તે મળી આખરે મુકાવાનો છે, પોતાનો થયો નથી; છતાં કલ્પના કરી જીવ ભૂલે છે; એમ વિચારી મન અથવા વૃત્તિ પરભાવમાં જતી રોકી વારંવાર સ્મૃતિમાં, આત્મ-ઉપયોગમાં લાવવા યોગ્ય છેજી. સર્વવ્યાપક સત્-ચિદ્-આનંદ એવો હું એક છું. એમ વિચારવું ધ્યાવવું; સહજાત્મ-સ્વરૂપ વચનથી ઉચ્ચારવું-બોલવું, મનથી વિચારવું. ઉપર પ્રમાણે ધ્યાનમાં રાખી, લક્ષ રાખવા યોગ્ય છેજી-સહજાત્મસ્વરૂપ. બંધાયેલાને છોડાવવો છેજી. જૂનું મૂક્યા વગર છૂટકો નથી; જે દિ તે દિ મૂકવું જ પડશે. જ્યારથી આ વચન શ્રવણ થયું ત્યારથી અંતરમાં ત્યાગ-વૈરાગ્ય લાવી, સુખદુઃખમાં સમભાવ રાખી શાંતિ ચિત્તમાં વિચારી સમાધિભાવ થાય તેમ કર્તવ્ય છેજી. સર્વ ભૂલી જવું. આત્મા છે. માટે એક આત્મ-ઉપયોગમાં અહોરાત્રિ આવવું. જ્યાં દૃષ્ટિ દ્રષ્ટામાં પડે છે, ત્યાં કર્મો આવે છે તે જવાની શરતે; બંધાયેલો છૂટે છે, તેમાં હર્ષશોક કરવા જેવું છે નહીંજી.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

તા. ક. ઉપરનાં વચનો વિચારી લક્ષમાં રાખવા યોગ્ય છેજી.

"માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહ."

***

૪૪ સનાવદ, અધિક શ્રાવણ સુદ ૧૩, શુક્ર, ૧૯૭૯

વૃદ્ધાવસ્થાને લઈ શરીર ક્ષીણ થતું જાય છે. શુભાશુભ શાતા અશાતા-વેદનીયકર્મના ઉદયે આત્મામાં સમભાવ રાખી વીતરાગ ભાવનાએ વર્તવું, એવી આજ્ઞા શ્રીમદ્ સદ્‌ગુરુ ભગવાનની છે, તે યથાશક્તિ આરાધવા યોગ્ય છેજી. તે વિચારે શાંતિ વર્તે છેજી.

આપના પત્રથી ગોરજી લાધાભાઈનો દેહોત્સર્ગ થયો જાણી ખેદજનક વિચારી આત્મહિત થાય તેમ કર્તવ્ય છેજી. કળિકાળ હાલમાં વર્તે છેજી. લીધો કે લેશે એમ થઈ રહ્યું છે છતાં જીવ કયા કાળને ભજે છે, તે વિચારી આત્મકલ્યાણ થાય તે કાળ ભજવો યોગ્ય છે. અનાદિથી પરભાવ પ્રમાદ સ્વચ્છંદમાં કાળ ગુમાવ્યો છે તે વિચારી, તેમ નહીં થવા દેવા સત્સંગ-સમાગમમાં કાળ જાય તેવી વૃત્તિ રાખવી યોગ્ય છે.

વળી આપની વૃત્તિ સત્સમાગમ દર્શનાર્થે છે તે કર્તવ્ય છેજી, શાથી જે સંસાર-વ્યવસાયનાં કામ કોઈનાં પૂર્ણ થયાં નથી. પરમ કૃપાળુદેવે કહ્યું છે: "જિંદગી ટૂંકી છે અને જંજાળ લાંબી છે, માટે જંજાળ ટૂંકી કર તો સુખરૂપે જિંદગી લાંબી લાગશે." તે વિચારી આપણે તો આત્મહિત થાય તેમ કરવું.

અમે તો ત્રણે પર્યુષણ પર્વ કર્તવ્ય સમજીએ છીએ; કારણ, આપણા શ્રીમદ્ સદ્‌ગુરુ ભગવાનની સમભાવ, વીતરાગતા ઉપાસવાની શિક્ષા શિરે ધારણ કરી, મતાંતરથી ઉત્પન્ન થતાં પર્યુષણ પર્વના દિવસો ભલે પૃથક્ પૃથક્ ગણાય પણ આપણે તો અહોનિશ શ્વાસોશ્વાસે વીતરાગતા, વીતરાગભાવના અભ્યાસવા-ઉપાસવાની છે, તેના નિમિત્તભૂત તે પર્વ યથાશક્તિ આરાધવાનાં છે.

***

૪૫ સનાવદ, અધિક શ્રાવણ સુદ ૧૪, ૧૯૭૬

સત્સમાગમે સત્પર્વમા મહોત્સવમા ધર્મવૃદ્ધિ વર્ધમાન, નિમિત્ત બની આવ્યાથી, થાય છેજી, સ્વામી-વત્સલતા આદિ મહિમાથી ઘણા જીવાત્માને શ્રદ્ધા સમ્યક્ત્વનો લાભ મળે તેવા નિમિત્ત કારણ કરનાર કરાવનાર અને અનુમોદનારને મોટુ પુણ્યાનુબધી પુણ્ય થઈ મુક્તિ થાય છેજી પુષ્ટ અવલબનથી શ્રદ્ધાન સમ્યક્ત્વ પોસાય છેજી વિશેષ સમાગમે સમજાશેજી પત્રથી લખાય તેમ નથી ‘ જિંદગી ટૂકી છે અને જજાળ લાબી છે, માટે જજાળ ટૂકી કર તો સુખરૂપે જિંદગી લાબી લાગશે ’ તે સમજણ અતરમા બોધથી થાય છે, તે સત્ય છેજી

खामेमि सव्व जीवे, सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्व भूएसु, वेरं मज्झं न केणइ ॥

---

વીતરાગતા સૂચક આ, વીતરાગ મહા પર્વ,
વીતરાગતા કારણે, આરાધો નિર્ગર્વ
ક્ષમાધર અર્હંત પ્રભુ, ક્ષમા આદિ અવતાર,
ક્ષમાધર્મ આરાધવા, ક્ષમા કરો સુખકાર

ચિત્તને ચેન નહીં હોવાથી તથા શરીરપ્રવૃત્તિ નરમ હોવાથી પત્રથી જણાવવું થયું નથી તેમ બીજા કોઈ મુમુક્ષુ ભાઈના પત્ર આવ્યા તેનો પણ ઉત્તર લખાયો નથી, માટે આ પત્રથી જેમ આત્મહિત થાય તેમ, વાચી વિચારી લક્ષમા લેશોજી

“ ધર્મરંગ જીરણ નહીં, સાહેલડિયાં
દેહ તે જીરણ થાય રે, ગુણવેલડિયાં.
સોનું તે વિણસે નહીં સાહેલડિયાં,
ઘાટ ઘડામણ જાય રે. ગુણવેલડિયાં.
ત્રાંબું જે રસવેધિયું સા૦
તે હોય જાત્યું હેમ રે ગુ૦
ફરી તાંબું તે નવિ હુએ સા૦
એહવો જગગુરુ-પ્રેમ રે ગુ૦

“ પ્રગટે અધ્યાત્મદશા રે ધ્યાન
આપ જ ગુણધામ રે જ્ઞાનેશ્વર૦
આત્મસિદ્ધિ કારણ ભણી રે લાઉ,
સહજ નિયામક હેતુ રે જ્ઞાનેશ્વર૦
નામાદિક જિનરાજનાં રે સેવ
ભવસાગર મહિ સેતુ રે જ્ઞાનેશ્વર૦ ”

ખોટુ ખાતું, સ્વપ્નવત્ સસાર, કળિકાળ, દુષમ-દુષમ, ઝેર, ઝેર ને ઝેર, તેમા મહા પુણ્યવત જીવાત્માએ તો પોતપોતાનું કરવા-આત્માથી આત્મા ઓળખી, સમભાવ ભાવનો

તથા નિજ સ્વરૂપસમાધિનો અનુભવલાભ વિચારી, વિચારમાં આવી, પુદ્ગલાનંદીપણાથી અનાદિ કાળથી થતી ભૂલ તે ભ્રમ છે એમ સત્સમાગમે સમજી, આત્માનંદનું ઓળખાણ થવા, વિશ્રાંતિ પામવા—જરા બોધનો જોગ મેળવી આવો ચિંતામણિ જેવો મનુષ્યભવ સફલ કરવા યોગ્ય છેજી.

'एगं जाणइ से सव्वं जाणइ' તે બહુ જ વિચારે પમાય છેજી. બીજાં અનંત સાધન અનંત વાર કર્યાં પણ મોક્ષ થયો નથી, એમ સર્વ જ્ઞાનીપુરુષોનું કહેવું છે, તે અમોને તો યથાતથ્ય સમજાયું છેજી. આપને પણ તે સમજ્યે છૂટકો છેજી; જેથી રાગદ્વેષ, ક્રોધ, મોહ આદિથી સહેજે મુકાવું થાય છે. જપતપાદિ સર્વ સાધન કરી ચૂક્યો છે અને અંતર્મુહૂર્તમાં મોક્ષ થાય છે, તે પણ વિચારવા જેવું છેજી. શું આ વાત લક્ષમાં ન લેવી? સાવ ગફલતમાં જવા દેવું? લખવું તો હતું પણ અવસર મળ્યો નહીં.

શાંતિ: શાંતિ: શાંતિ:

***

૪૬ સનાવદ, અધિક શ્રાવણ વદ ૩, બુધ, ૧૯૭૬

"ઇચ્છા અને દ્વેષ વગર સર્વ ઠેકાણે સમદૃષ્ટિથી જોનાર એવા પુરુષો ભગવાનની ભક્તિથી યુક્ત થઈને ભાગવતી ગતિને પામ્યા, અર્થાત્ નિર્વાણ પામ્યા."

આ સંસાર તાલપુટ વિષ જેવો છે; ઝેર, ઝેર ને ઝેર. વાની મારી કોયલ જેવો મનુષ્યભવ છે. અનંતા ભવ પરિભ્રમણ તો થયું; પણ આ દેહ એક આત્મા અર્થે જીવ ગાળે તો અનંતા ભવનું સાટું વળી રહે, એવી શ્રીમદ્ સદ્ગુરુ ભગવાનની શિક્ષા છે. તે ખાસ કરી આરાધવા જેવી છે. અનંતા જન્મ-મરણ કરી ચૂક્યો. લીધો કે લેશે એમ થઈ રહ્યું છે તો આ જીવ કિયા કાળને ભજે છે તે વિચાર કરવા જેવું છેજી.

પક્ષપાતરહિત પ્રત્યક્ષ શ્રીમદ્ સદ્ગુરુનાં વચનામૃત આપણે વિચારી, શ્રદ્ધા, રુચિ સહિત અંતરવૃત્તિ-પ્રધાન થઈ જે પુરુષાર્થ કર્તવ્ય છે તેનું સ્વરૂપ સત્સંગ-સત્સમાગમે યથાતથ્ય સમજવા યોગ્ય છે. તેમાં પ્રમાદ અને સ્વચ્છંદ શત્રુ સમજવા યોગ્ય છે.

બાકી જગતમાં બીજાં પ્રાણીમાત્ર મિત્ર છે. જો કોઈ દુઃખ દે છે તો તેટલું દેવું છૂટે છેજી અશાતાદિ વેદની કર્મનો ઉદય પણ ઋણથી મુક્ત થવાનું કારણ સમ્યક્ દૃષ્ટિવાનને થાય છેજી. મૃત્યુ થાય છે તે પણ મહોત્સવ ગણી, જગતવાસી જીવોથી ઉપદ્રવ થતાં સમ્યક્દૃષ્ટિ અવળાનું સવળું કરી, આત્માનંદ યથાતથ્ય સમજી, આત્માનંદી થયા છે, થાય છે ને થશે.

અહોહો! માર્ગ કેવો સુલભ છે, સરલ છે, સુગમ છે, સ્વાભાવિક છે? તે પોતાને કાંટે તોળી કેવી ભૂલ ખાય છે તે જીવથી સમજાતું નથી. આ જીવ બફમમાં ને બફમમાં રહી, ધર્મને નિમિત્તે જાત્રા-તીર્થોમાં દ્રવ્ય ખર્ચે છે, પણ જ્યાં આત્મા પોષાય તેવા નિમિત્તે જીવ કલ્પનાથી સંકુચિત વૃત્તિવાળો થાય છે-ત્યાં વૃત્તિ છેતરે છે, તે સમજાતું નથી. આ જીવને એક કરવાનું છે તે ન બન્યું તો પછી શું કહેવું?

આ વચન સહજ ભાવે, નિસ્પૃહપણે, નિસ્વાર્થપણે, આત્મવૃત્તિથી, એક આત્માર્થ વિચારી, તપાસી જણાવ્યા છે, તે આપને વિદિત થાય

***

૪૭ સનાવદ અધિક શ્રાવણ સુદ ૧૦, મગળ, ૧૯૭૬

આ સ્વપ્નવત્ સસારમા જગત નાશવત સમજી કોઈ ઈચ્છા નહીં રાખતા એક આત્મા અર્થે દેહને ગાળવો આત્મભાવની ઈચ્છા રાખી, પૂર્વ પ્રારબ્ધ–શુભ અશુભ, શાતા અશાતા–વેદતા સમભાવે ક્ષમાસહિત ખમીખૂદવું અને સર્વ જીવ પ્રત્યે સમભાવધીરજ રાખી કોઈ કેમ કહે, કોઈ કેમ કહે તે સામુ નહીં જોતા, જે જે કામ કરવું થાય તે સમભાવથી સર્વને સમજાવીને લેવુ આ જગત પ્રકૃતિ–આધીન છે, રાગ, દ્વેષ અને અજ્ઞાનથી બધ જ બાધે છે પણ આત્માના હિત માટે આપણે તેવા થવું નહિ વિનય વશીકરણથી દેવગતિ થાય છે માટે પરમારથ એટલે આત્મા અર્થે કરુ, પણ મારે મારુ કરવુ છે એમ નહીં, 'હુ'–'મારુ' કરવું જ નહીં આટલી વાત માન્ય રાખશો તો સગતુ ફળ મળશેજી, વળી યથા અવસરે સર્વ સારુ થશેજી

***

૪૮ સનાવદ, તા ૩–૯–૧૯૨૦

ઉતાવળ એટલી સાસત ધીરજ કર્તવ્ય છેજી જે કરવાનુ છે તે યથાતથ્ય સમજ્યે કલ્યાણ છે એમ સમજાયું છેજી તે સત્સગ, સદ્બોધથી સમજાય છેજી તેવી ભાવનાએ વૃત્તિ રાખી વર્તવું યોગ્ય છેજી જીવને પ્રથમ 'સરધા' (શ્રદ્ધા) સદ્ગુરુ–ધર્મની સરધા, સમજી તેની આજ્ઞાએ વર્તવા યોગ્ય છેજી આણાએ ધર્મ, આણાએ તપ, એમ છેજી જીવના સ્વચ્છદ અને પ્રમાદ ખાસ કરીને વેરી, શત્રુ છે તેથી જીવ ભૂલ ખાય છેજી પોતાની મતિકલ્પનાએ, પોતાને કાટે, કાટલે તોલે છેજી પણ તે મિથ્યા છે તે સમજાયું નથી

કોઈ શત્રુ માથુ વાઢી નાખે અથવા દુખ દે તો ત્યા કર્મઋણથી છુટાય છેજી મૃત્યુ આવે તોપણ મહોત્સવ! સમ્યગ્દૃષ્ટિવાન અવળાનુ સવળુ કરી આત્માનદમા મગ્ન થાય છેજી પુદ્ગલાનદી જીવ અવળુ સમજે છેજી સમજવાનુ એ જ છે કે બધાયેલો છૂટે છેજી–પોતાને ગભરામણ થાય એ જ ભય છેજી તે ભયથી મુક્ત થવાય છે

કળિયુગ, કળિકાળ! તાલકૂટ વિષ, વિષ ને વિષ આ સસાર છેજી તેમા ચિન્તામણિ સમાન મનુષ્યભવ, અનતા જન્મમરણ કરતા આ ભવ મળ્યો છે તેમા સદ્ગુરુની ઓળખાણ થયે, તેની આજ્ઞા આરાધ્યે મુક્ત થવાય છેજી જીવ બધુંય કરી ચૂક્યો છેજી શુ નથી કર્યું તે વિચારો

" પ્રભુપણે પ્રભુ ઓળખી રે, અમન વિમન ગુણગેહ, જિનવર પૂજો<br>
સાધ્ય દૃષ્ટિ સાધકપણે રે, વદે ધન્ય નર તેહ ,, ,,<br>
એકતાર પ્રભુવદના રે, આગમ રીતે થાય, ,, ,,<br>
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીત કરાય ,, ,,<br>
જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફળ પણ તાસ, ,, ,,<br>
જગતશરણ જિનચરણને રે, વદે ધરીય ઉલ્લાસ " ,, ,,

" ધર્મરંગ જીરણ નહી સાહેલડિયાં, દેહ તે જીરણ થાય રે; ગુણવેલડિયાં
સોનું તે વિણસે નહીં સા૦ ઘાટ-ઘડામણ જાય રે. „
તાંબું જે રસવેધિયુ, સા૦ તે હોય જાચું હેમ રે; „
ફરી તાંબું તે નવિ હુવે સા૦ એવો જગગુરુ પ્રેમ રે. " „

***

૪૯ સનાવદ સં. ૧૯૭૬

જીવને ખેદ કર્તવ્ય નથી. પ્રમાદ છોડી જેમ બને તેમ જે કાંઈ મુખપાઠ ભણવાનું થાય તે કર્તવ્ય છેજી. આળસ વૈરી છેજી. નિવૃત્તિ મેળવી ભક્તિભજન કર્તવ્ય છેજી. સંસારસમુદ્ર ઈન્દ્રજાળ જેવો, સ્વપ્નવત્ નાશવંત છે. કાળચક્ર માથે ફર્યા કરે છે લીધો કે લેશે તેમ થઈ રહ્યું છે. તેમાં આ ક્લેશિત જીવાત્માને એક ધર્મ શરણ, ગતિ છે. આ જીવ ક્યા યોગકાળને ભજે છે તે જોઇ આત્માની દયા ખાવાની છે. આ મનુષ્યભવમાં પુરુષાર્થ કર્તવ્ય છેજી.

કોઈ કોઈનું છે નહીં; છતાં જીવ પરભાવમાં રાચી-માચી રહ્યો છે, હું અને મારું-દેહાદિથી માંડી મારું મારું—કરી રહ્યો છે. જે પોતાનું છે તે જીવે અનાદિ કાળથી જાણ્યું નથી એમ જાણી સમજ્યો ત્યાંથી સવાર, ભૂલ્યો ત્યાંથી ફરી ગણી, એક આત્મહિત-કલ્યાણ થાય તે કર્તવ્ય છેજી. તે જીવે અવશ્ય કાળજી રાખવા યોગ્ય છેજી. બનનાર તે ફરનાર અને ફરનાર તે બનનાર નથી માટે ચેતવા જેવું છે. સહજાત્મસ્વરૂપનું સ્મરણ, ધ્યાન, વિચાર કર્તવ્ય છેજી. જે સમય કાળ જાય છે તે પાછો આવતો નથી. પરભાવની ચિંતવના કલ્પના રાખી જીવ ભ્રમણામાં પડી કર્મબંધ કરે છે તે વૃથા થોથાં ખાંડયા જેવું છે. જેટલો જેટલો સંજોગ મળવાનો છે તે મળી આખરે મુકાવાનો છે. પોતાનો થયો નથી છતાં કલ્પના કરી જીવ ભૂલે છે, એમ વિચારી મન અથવા વૃત્તિ પર ભાવમાં જતી વારંવાર સ્મૃતિમાં, આત્મ-ઉપયોગમાં લાવવી યોગ્ય છેજી. " સર્વવ્યાપક સચ્ચિદાનંદ એવો હું આત્મા એક છું એમ વિચારવું, ધ્યાવવું. " 'સહજાત્મસ્વરૂપ'નો વચનથી ઉચ્ચાર, મનથી વિચાર ઉપર લખ્યા પ્રમાણે ધ્યાનમાં રાખી લક્ષ રાખવા યોગ્ય છેજી.

'સહજાત્મસ્વરૂપ'

બંધાયલાને છોડાવવો છેજી. જૂનું મૂકયા વગર છૂટકો નથી. જે દી તે દી મૂકવું જ પડશે. જ્યારથી આ વચન શ્રવણ થયું ત્યારથી અંતરમાં ત્યાગવૈરાગ્ય લાવી, સુખદુઃખમાં સમભાવ રાખી, શાંતિ ચિત્તમાં વિચારી સમાધિભાવ થાય તેમ કર્તવ્ય છેજી. સર્વ ભૂલી જવું; એક આત્મઉપયોગમાં અહોરાત્ર આવવું. એટલે ' આત્મા ' છે. દૃષ્ટિ દ્રષ્ટામાં પડે છે ત્યાં બંધાયેલો છૂટે છે. તેમાં હરખશોક કરવા જેવું છે નહીંજી.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

તા. ક. ઉપરનાં વચનો વિચારી ધ્યાનમાં લઈ લક્ષ રાખવા યોગ્ય છેજી.

" માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહ. "

***

૫૦ તા ૯-૧૦-૨૦, સ ૧૯૭૬

આત્મભાવનાએ જાગૃતિ રાખવી દેહાદિ સબધી, રાગદ્વેષ, વ્યાધિ-ઉપાધિ, સંકલ્પ-વિકલ્પ, પૂર્વ ઉપાર્જિત-સચિત પ્રારબ્ધ, અધ્યવસાય, જે જે જાણવામા આવે છે તેનો દ્રષ્ટા, દેહથી ભિન્ન આત્મા અસગ છે, સર્વથી ભિન્ન છે બધાયેલા સયોગ છૂટે છેજી સાક્ષી છે તેને યથાતથ્ય જુદો આત્મા જાણો સમભાવ, સમાધિ, શાતિમા આત્મા છેજી તે પરભાવ-વિભાવના સયોગથી જોડાયેલો છે, તેથી મુક્ત થવાનુ એટલે મુકાવાનું છે પોતાનું મૂળ સ્વરૂપ કદી છૂટતું નથી, એમ વિચારી સમભાવ રાખશોજી બનનાર તે ફરનાર નથી; ફરનાર તે બનનાર નથી

જ્ઞાની પુરુષો દેહાદિ સયોગથી માંડી શાતા-અશાતા જે ઉદયમા આવે તેને જોઈ તેથી જુદા અવિષમ ભાવે, એટલે તે દેખાવ દે છે તેથી ઊલટા, ઉપરી, જોનાર પોતાને જાણી આનદ-શાતિમા સતોષ માની ધીરજ રાખી પોતાના સ્વરૂપમા લીન થાય છેજી જે અનાદિ કાળથી જીવે સુખ માન્યું હતું તે મિથ્યા છે, એમ વિચારી સમભાવે વેદી મૃત્યુ આવ્યે પણ મહોત્સવ જાણે છે

હવે ફિકર રાખવા જેવુ નથી જે જાય છે તે જવા દેવુ, સદા આનદમા રહેવુ જી જોકે એમ જ થતું આવ્યું છે, પણ સમજણમા ફેર છે તે સમજણ ફેરવી નાખવી ઘટિત છે માનવાનું છે તે માન્યું નથી અને નથી માનવાનું તે માન્યું છે, ગણવાનું છે તે નથી ગણ્યું અને નથી ગણવાનું તે ગણ્યું છે, એ ભૂલ હવે તો આટલો ભવ સર્વથા મારુ માન્યું છે તે મૂકી, આત્મા જે સત્પુરુષે યથાતથ્ય જોયો છે, જાણ્યો છે, અનુસર્યો છે તે જ આત્મા મારો આત્મા છે, તેના અર્થેજ આટલો દેહ ગાળવો એને શોધ્યે, એ જ માન્યે, એ જ વેપારે, એ જ શ્રધ્યે, એ જ રુચિ કર્યે આત્મકલ્યાણ છે, એમ સમજી એ ભાવના-પુરુષાર્થભાવના-એ વર્તવુ તે આત્મકલ્યાણ છેજી તેના માટે ઉદયમા આવી જે જે જાય તે તે જોયા કરવુ

સર્વને આત્મહિત થાય, આત્મભાવના થાય તેમ આપણે સ્વપરહિત કર્તવ્ય છેજી પરમાર્થે દેહ ગાળવો, આત્માર્થે, બાકી બીજી ઇચ્છાએ નહી એમ વિચારીને શાંતિમા રહેશોજી આ સર્વને ભલામણ છેજી

વેદની આવ્યે, વિશેષ વિશેષ સત્પુરુષોના વચનામૃત વિચારવા, યાદ લાવવા, દેહનું ભિન્નપણુ સ્મૃતિમા લાવવુ યોગ્ય છેજી સમ્યક્ દૃષ્ટિવાન જીવાત્મા અશાતા વેદની આવ્યે વિશેષ જાગૃતિમા રહે છે, તેમ કરવુ યોગ્ય છે તે પ્રત્યે હરખશોક નહિ કરતાં, બાધ્યા કર્મ જવાથી ફરીથી ન બધાય તેવા ભાવે આત્મા આત્મદૃષ્ટિએ ઉપયોગ-ભાવમા સ્થિરતા ધારણ કરે છેજી અકપ, અડોલ, શાશ્વત, જ્ઞાનદર્શન-ચારિત્રમય ધર્મ, વિચારી પોતીકો નિજભાવ કદી છૂટયો નથી એ જ ભાવનાએ વર્તે છે

" આતમભાવના ભાવતા જીવ લહે કેવળ જ્ઞાન રે ! "

***

૫૧ સનાવદ, તા ૨૦-૧૦-૨૦, બુધ, સ ૧૯૭૬

ફક્ત ભાવના કરવી; અને સ્મરણ કર્તવ્ય છે

સત્પુરુષની અશાતના થાય તો દોષ લાગે છે આત્મભાવથી આત્માનું કલ્યાણ છે તે

આત્મા પોતાનો અંતરાત્મા. તે અંતરાત્માએ પરમાત્માની ભક્તિ કરવી. 'મન હોય ચંગા તો ઘેર બેઠાં ગંગા.' કહેવત છે તે ભાવતાં 'સહજાત્મસ્વરૂપ'નું સ્મરણ કરવું. ઉપરથી મોહ કરે અને વિચાર ન કરે તો અનંતાં કર્મ ઉપાર્જન થાય છે.

" મને ઘડી નથી વિસરતા રાજ, સદ્ગુરુ સંકટહર્તા. "

" મારી નાડ તમારે હાથે હરિ, સંભાળજો રે,
મુજને પોતાનો જાણીને પ્રભુપદ પાળજો રે. (ધ્રુ૦)
પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઊભરાતું;
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે! મારી૦ ૧.
અનાદિ આપ વૈદ્ય છો સાચા, કોઈ ઉપાય વિષે નહીં કાચા;
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે! મારી૦ ૨.
વિશ્વેશ્વર, શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો?
મહા મૂંઝારો મારો નટવર, ટાળજો રે! મારી૦ ૩.
કેશવ હરિ, મારું શું થાશે, ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે?
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે! મારી૦ ૪."

***

## ૫૨ સનાવદ, સં. ૧૯૭૯

આ જીવને અનંત કાળ પરિભ્રમણ કરતાં અનેક મનુષ્યભવ લાધ્યા છતાં, સ્વચ્છંદ અને પ્રમાદ એ બે શત્રુનો નાશ કરવા એક પ્રત્યક્ષ પ્રગટ પુરુષની આજ્ઞા જીવ જો ન ઉઠાવે તો તે સર્વ બંધનથી મુક્ત થાય નહિ.

આ કળિકાળમાં સત્પુરુષ, સત્સંગ મળવો ઘણો દુર્લભ છે. આ જીવાત્માને તેવો જોગ મળ્યે શ્રદ્ધા, રુચિ, પ્રતીત આવ્યે જીવ જો પુરુષાર્થ (સમભાવ) નહીં કરે તો જીવનું પરિભ્રમણ મટવું દુર્લભ થઈ પડશેજી.

'ધર્મ' 'ધર્મ' સર્વ દર્શન પોકારી રહ્યાં છે; પણ આત્મસુખને ઉપાદેય ગણી જે જીવ પુદ્ગલસુખથી ઉપેક્ષિત છે તે રાજમાર્ગને યોગ્ય છે. પણ જે પુદ્ગલસુખના અભિલાષી, અભિનિવેશી, આળસુ, અસુર, દુરાચારી, ક્લેશિત કુસંસ્કારી, કદાગ્રહી હોય તે રાજમાર્ગથી દૂર જાણવાજી.

જેના હૃદયમાં ગુરુ વસે છે તેને ધન્ય છેજી. એક આ સંસારમાં જે કરવાનું છે તે બાકી રહી જાય છે ને સંસાર–વ્યવસાય જે સ્વપ્નવત્ માયા છે તેમાં દોડ કરી આ જીવે 'મારું' 'મારું' કરી મિથ્યાગ્રહ કર્યો છેજી. તે મુમુક્ષુ જીવે જરૂર વિચારવા જેવું છે અને જાગૃત થવા પુરુષાર્થ કર્તવ્ય છેજી. એક આત્માનીજ ચિંતા માટે આટલો ભવ ગાળે તો અનંતા ભવનું ટળવું થાય છેજી જગતનું બોલવું, ચાલવું કે પ્રવર્તવું તે કાંઈ જોવું નહીંજી. જગત સર્વ કર્માધીન પ્રવર્તે છેજી. તેમાં દૃષ્ટિ નહીં મૂકતાં દ્રષ્ટા થઈ મનન ધ્યાવનથી વૃત્તિ મનને વિષે લાવીને સમભાવ સાધી સમતોલ રાખી રહેવું, તેનું નામ સમાધિ છેજી. તે સમાધિ કરવાની

પરમ કૃપાળુદેવની આજ્ઞા છે તે ભૂલવુ ન જોઈએ તે વાત લક્ષમા રાખી આપણે આપણુ કરવુ વિભાવના નિમિત્ત સામુ ન જોતા માત્ર એક પોતાના શુદ્ધ આત્મસ્વરૂપમા જ દૃષ્ટિ રાખી રહેવાની કૃપાળુદેવે ભલામણ કરી છે, એ નિશાન ચૂકશો નહીં ઉપયોગ એ આત્મા છે, તે ધર્મ છે, તેમા દૃષ્ટિ પ્રેરજો વધુ શુ લખવુ તે કઈ સૂઝતુ નથી આ જગતનુ બીજુ નામ દુનિયા એટલે બે ન્યાય છે મોટે ભાગે ગાડી છે અને થોડા જ ભાગે ડાહી છે, એમ બે ન્યાય છેજી તેમા આંગળીને ટેરવે ગણાય તેવા વિરલા થોડા ડાહ્યા છેજી જે જીવાત્મા પોતાના જ દોષ દેખી પર પ્રત્યે નજર નહિ દેતા પોતાનુ જ કરશે, તેવા જ ભાવમા ઘણો વિચાર કાળ જાય તેમ વર્તશે તેને આત્મભાવ થશેજી બીજુ જોતા બીજુ થાય છેજી

“ જ્ઞાન ધ્યાન વૈરાગ્યમય, ઉત્તમ જહાં વિચાર,<br>
એ ભાવે શુભ ભાવના, તે ઊતરે ભવપાર. ”

“ ગઈ વસ્તુ શોચે નહીં, આગમ વાંછા નાંહીં,<br>
વર્તમાન વર્તે સદા, સો જ્ઞાની જગમાંહી ”

( ગઝલ )

“ ભલે દુશ્મન બને દુનિયા, તમે ના કોપશો, બાપુ,<br>
અમીમય આંખ-ક્યારીમાં, અમન ના કાપશો બાપુ

તમારી જ્યાં દયાદૃષ્ટિ, સદા ત્યાં છે અમીદૃષ્ટિ,<br>
બને સ્નેહી સકલ સૃષ્ટિ, સદા હૃદયે વસો, બાપુ.

અમારા દોષ ના જોશો, દયાળુ દુર્ગુણો ધોજો,<br>
અમે તો આપનાં છોરુ, સુબુદ્ધિ આપજો બાપુ. ”

---

“ ખપી જવુ પ્રેમમાં તારા, સમર્પણ એ અમે કહિયે,<br>
દફન થવુ ગોદમાં તારી, અમારુ સ્વર્ગ એ કહિયે. ૧

સ્મરણ તારુ શ્રવણ તારુ અને તુમાંજ ગુમ થાવુ<br>
પરમ પ્રજ્ઞાન ને મુક્તિ, ધરમ એને અમે કહિયે. ૨

સફર તારી ગલીમાં તે, શહેનશાહી અમે કહિયે,<br>
રહેવુ ચિંતને તારા, પરાભક્તિ અમે કહિયે. ૩

તુમાં છે જે, તું છે જેમાં, પછી શુ શોધવુ તેને!<br>
ખબર નહિ તે જ નફરત છે, અગર અજ્ઞાન તે કહિયે. ૪

ચરણ ચૂમતા કપાયુ શિર, સનમના પ્રેમી આશક<br>
સમર્પણ એ અમે કહિયે, પરાભક્તિ જ એ કહિયે. ૫

દિવાનુ થૈને તુજ પ્રેમી, સમર્પિત પ્રાણ તન મન ધન,<br>
ગુલામી કાયમી તારી, સનમનો ગર્વ એ કહિયે. ” ૬

***

**૫૩** મંડાળા, સં. ૧૯૭૯

૧. પ્રભુ પ્રભુતા સંભારતાં, ગાતાં, કરતાં ગુણગ્રામ રે;
સેવક સાધનતા વરે, નિજ સંવર પરિણતિ પામ રે. મુનિ૦ ૭.

પ્રગટ તત્ત્વતા ધ્યાવતાં, નિજ તત્ત્વનો ધ્યાતા થાય રે;
તત્ત્વરમણ એકાગ્રતા, પૂરણ તત્ત્વે એહ સમાય રે. મુનિ૦ ૮.
(શ્રેયાંસજિનસ્તવન, દેવચંદ્રજી)

૨. તાહરા શુદ્ધ સ્વભાવનેજી, આદરે ધરી બહુમાન;
તેહને તેહી જ નીપજેજી, એ કોઈ અદ્‌ભુત તાન વિમલ જિન૦ ૫

તુમ પ્રભુ, તુમ તારક વિભુજી, તુમ સમો અવર ન કોય;
તુમ દરિસણ થકી હું તર્યોજી, શુદ્ધ આલંબન હોય. વિમલ જિન૦ ૬.
(વિમલજિનસ્તવન, દેવચંદ્રજી)

***

**૫૪** સનાવદ, સં. ૧૯૭૯

સર્વ જીવ વેદની આદિ કર્મ-સંયોગે શાતા-અશાતા ભોગવે છે, અને હર્ષ-શોક કરી કર્મબંધન પાછાં ઉપાર્જન કરે છે; પણ જે પુરુષો જ્ઞાની છે તે હર્ષ-શોક કરતા નથી, સમભાવે વેદે છે. કારણ કે અનંત કાળચક્રથી આ જીવ ઉદયાધીન સંયોગ વિયોગ આદિ કર્મવિપાક ભોગવતા કાળ વ્યતીત કરે છે. અને પરદ્રવ્યને મારું માની તેમાં પરિણમી, ભ્રાન્તિ પામી, મોહાધીન થઈ, મદિરા પીધાની પેઠે નિજ ભાવ ભૂલી પર ભાવમાં મને દુઃખ છે, મને સુખ છે, એ આદિ ઘણી મમતા, અહંકાર, આશા-તૃષ્ણા, ઈચ્છા-વાંચ્છા, સંકલ્પ-વિકલ્પ કરતો, બંધનયુક્ત થઈ અનાદિકાળથી મુક્ત થયો નથી; તે આ મનુષ્યભવ પામી યથાર્થ સ્વરૂપને પામેલા સત્પુરુષની વાણીથી-વચનામૃતથી સત્શ્રદ્ધાએ સત્ સ્વરૂપને યથાતથ્ય સમજે તો પરને અન્ય જાણી બંધાયેલો છૂટે છે. તેનો જે દ્રષ્ટા થઈ સમભાવે વેદે છે તે બંધનથી છૂટે છેજી.

અનાદિ કાળથી આ જીવને સત્પુરુષની એટલે સત્સ્વરૂપની અશાતના-અભક્તિથી પરિભ્રમણ થયું છેજી. નિંદા કરી, દોષ દેખી અનંતાં કર્મ ઉપાર્જન કરે છે, તેને બદલે આ જીવ જો પર-દોષ ન દેખે અને ગુણ દેખે તો તેને કર્મબંધ ન થાય જીવને માન અને મોટાઈ બે જ પરિ-ભ્રમણ કરાવે છે, તે આત્માર્થી ભાવિક જીવાત્માએ ખ્યાલમાં રાખી પોતાના દોષ જોવા. પરભણી દૃષ્ટિ નહીં દેતાં પોતાના નિજભાવમાં સન્મુખદૃષ્ટિએ વિચારતાં, જોતાં રાગ, દ્વેષ, મોહનો નાશ થાય છે. કારણ કે '**एगं जाणइ से सव्वं जाणइ**' એ મહાવાક્યનો આ જીવે વિચાર કર્યો નથી. એક સમયે બે ક્રિયા થતી નથી. ઉપયોગ એ ધર્મ છે. તે સધાય તેવી ક્રિયા કર્તવ્ય છે, બીજી બાધક છે. સમ્યગ્દૃષ્ટિવંત સર્વ અવળાનું સવળું કરે, એ વિચારવા જેવું છે. "જગત્ આત્મારૂપ જોવામાં આવે, જે થાય તે યોગ્ય જ માનવામાં આવે, પરના દોષ જોવામાં ન આવે, પોતાના ગુણનું ઉત્કૃષ્ટપણું સહન કરવામાં આવે તો જ આ સંસારમાં રહેવું યોગ્ય છે." એ સત્પુરુષનાં વચન વિચારવા યોગ્ય છે. સમકિત દૃષ્ટિને સર્વે સવળું છેજી.

"નિજ પણ જે ભૂલે નહિ, ભૂલે ન બનો સિરદાર,
તે મૂલ્યે નહિ પામીએ, જે અમૂલ્ય આધાર ૧
સેવાથી સદ્ગુરુકૃપા, (સદ્)ગુરુ-કૃપાથી જ્ઞાન,
જ્ઞાન હિમાલય સમ ગળે, શેષે સ્વરૂપ નિદાન ૨
એ સંક્ષેપના સિદ્ધિની, કહી સંક્ષેપે સાવ,
વિસ્તારે સુવિચારતા, પ્રગટે પરમ પ્રભાવ." ૩

"જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે,
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે."

"જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિક તણી, તેમજ જીવસ્વભાવ,
તે જિનવીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાય અભાવ."

"ઇણિવિધ પરખી, મન વિસરામી, જિનવર ગુણ જે ગાવે રે,
દીનબંધુની મહેર નજરથી, આનંદઘન પદ પાવે રે."

***

## ૫૫ સનાવદ, ૧૯૭૯

ૐ

તત્ સત્

'સહજાત્મસ્વરૂપ'

"ચિંતવિયો ઘરિયો રહે, ઔર અચિંતિત હોય
પ્રબલ જોર ભાવી તણો, જાણી શકે નહિ કોય" ૧

"બદા કે મન ઔર હૈ, કર્તા કે મન ઔર
ઓધવજી માધવ કહે જૂઠી મનકી દૌર." ૨

"પ્રભુપદ મન દૃઢ રાખીને, કરવો સૌ વ્યવહાર,
વિરતિ વિવેક વધારીને તરવો આ સંસાર ૧
જેને સદ્ગુરુપદશું રાગ, તેનાં જાણો પૂર્વિક ભાગ્ય,
જેને સદ્ગુરુસ્વરૂપશું પ્યાર, તેને જાણો અલ્પ સંસાર." ૨

અનન્ય શરણના આપનાર એવા સદ્ગુરુદેવ ભગવાનને અનન્ય ભક્તિએ ત્રિકાળ નમસ્કાર હો! નમસ્કાર હો!

શુદ્ધ ચૈતન્યસ્વામી પ્રગટ પુરુષોત્તમને ત્રિકાળ નમસ્કાર હો! નમસ્કાર હો!

આપ ભાઈઓ પ્રત્યે વિનતિ કે જેમ બને તેમ ત્યાગ, વૈરાગ્ય, ભક્તિ, ભજન ભાઈ-બહેન સર્વે ભેગા થઈ કરવાનું રાખશોજી

જન્મ, જરા, મરણ, વ્યાધિ, પીડા, ત્રિવિધ તાપથી આખો લોક બળ્યા કરે છે સ્વપ્નવત્ સંસાર છેજી, તેમાં કાંઈ સાર છે નહીં ફક્ત આ જીવ પૂર્વના બાંધ્યા કર્મ ભોગવે છેજી તેમાં

ફરીથી રાગ-દ્વેષ કરી ફરી કર્મ ન બંધાય તેમ કર્તવ્ય છેજી. જીવને તૃષ્ણા છે તે દુઃખદાયક છેજી. તેથી વધેઘટે તેમ છે નહિ. જે પૂર્વના પુણ્યના ઉદયે શાતા-અશાતા, લાભ-અલાભ જોવામાં આવે છે તે પોતાનાં થતાં નથી. જીવ કલ્પના કરીને બંધન કરે છે માટે જીવે સમભાવ રાખી સમતાએ શાન્તભાવ થાય તેમ કર્તવ્ય છેજી, ખેદ કરવા જેવું કાંઈ છે નહીં. મુરબ્બી જીજીભાઈ આદિ સર્વને ભલામણ છેજી. જેમ બને તેમ આત્મહિત થાય તેમ કર્તવ્ય છેજી. ખેદ કરવા જેવું કાંઈ છે નહીં. ફરી મનુષ્યભવ મળવો અમૂલ્ય છે તેમા એક ધર્મ જ સાર છે, બાકી મિથ્યા છે. બનનાર તે ફરનાર નહિ; ફરનાર તે બનનાર નહીં. ધીરજ ધરી, સમતાભાવે સમાધિમરણ થાય તેમ દિન પ્રત્યે ચિન્તવન રાખશોજી.

દોહરા—" ધીરે ધીરે રાવતા, ધીરે સબ કુછ હોય;
માળી સિંચે સોગણા, ઋતુ વિણ ફળ નવ હોય.

ગઈ વસ્તુ શોચે નહિ, આગમવાંચ્છા નોંય;
વર્તમાન વર્તે સદા, સો જ્ઞાની જગમાંય.

ક્ષમાશૂર અરિહંત પ્રભુ, ક્ષમા આદિ અવધાર;
ક્ષમા ધર્મ આરાધવા, ક્ષમા કરો સુખકાર.

સાચે મન સેવા કરે, જાચે નહી લગાર;
રાચે નહી સંસારમાં, માચે નિજપદ સાર.

" પ્રભુ સર્વ વ્યાપી રહ્યા, છે તુમ હૃદય મોઝાર;
તે પ્રત્યક્ષ અનુભવી, પામો ભવનો પાર. "

" પૂર્વ પુણ્યના ઉદયથી, મળ્યો સદ્‌ગુરુયોગ;
વચનસુધા શ્રવણે જતાં, થયુ હૃદય ગતશોગ.

નિશ્ચય એથી આવિયો, ટળશે અહી ઉતાપ;
નિત્ય કર્યો સત્સંગ મે, એક લક્ષથી આપ. "

સહજાત્મસ્વરૂપ.

***

**૫૬** સનાવદ, સં. ૧૯૭૬

જેમ બને તેમ ભક્તિ-ભાવના, ત્યાગ-વૈરાગ્યમાં, આત્મભાવમાં, જેમ જેમ વિશેષ અસંગ એક આત્મા સાથે વૃત્તિ જોડાય તેમ કર્તવ્ય છેજી. 'સર્વવ્યાપક સચ્ચિદાનંદ એવો આત્મા હું છું' એમ વિચારવું અને ધ્યાવવું કર્તવ્ય છેજી. પરમાર્થે આટલો દેહ ગળાય તો આત્માનું કલ્યાણ થાય નિઃસ્વાર્થે પોતાનો સ્વચ્છંદ રોકી વર્તવું યોગ્ય છે.

વેદનીય કર્મ-જે જે શાતા-અશાતા આવે તે સમ્યક્ એટલે સમભાવે વેદવાથી બંધાયેલ કર્મ છૂટે છે. પણ ફરી ન બધાય તે ભાવ તો એક આત્મભાવના છે. દ્રષ્ટા આત્મા છે, તે જાણે છે, એમ વિચારી આત્માનંદમાં કાળ વ્યતીત કર્તવ્ય છે.

***

૫૭ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, અગાસ
તા ૫-૧૧-૨૦ ધનતેરશ, સ ૧૯૭૬

ૐ

તત્ સત

'સહજાત્મસ્વરૂપ'

પરમગુરૂ

महादेव्या कुक्षिरत्न शब्दजितवरात्मजम् ।
राजचद्रमह वदे तत्त्वलोचनदायकम् ॥

પ્રગટ પુરુષોત્તમને નમસ્કાર ! નમસ્કાર !

"આભ્યતર ભાન અવધૂત, વિદેહીવત્, જિનકલ્પીવત્, સર્વ પરભાવ અને વિભાવથી વ્યાવૃત્ત, નિજ સ્વભાવના ભાનસહિત, અવધૂવત વિદેહીવત્ જિનકલ્પીવત્ વિચરતા પુરુષ ભગવાનના સ્વરૂપનું ધ્યાન કરીએ છીએ"

જ્ઞાન-દર્શન-ચારિત્ર, અસગ, અપ્રતિબધ આત્મા સમજો

સમતા, ક્ષમા, ધીરજ સમાધિમરણ, વિચાર, સદ્‌વિવેક જાણો

આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છેજી તે પત્ર વિચારવા યોગ્ય છેજી

હે ! જીવ, કાઈક વિચાર, વિચાર, કાઈક વિચાર વિરામ પામ વિરામ એમ સમજ, મૂકવું પડશે

"જહાં કલ્પના-જલ્પના, તહાં માનુ દુખછાઈ,
મિટે કલ્પના-જલ્પના, તબ વસ્તૂ તિન પાઈ"

મૈત્રી, પ્રમોદ, કરુણા, મધ્યસ્થતા એ ચાર ભાવના ભાવવી કર્તવ્ય છેજી

અનુપ્રેક્ષાના ચાર ભેદ છેજી

(૧) એકત્વાનુપ્રેક્ષા કહેતા આત્મા એક છે, નિત્ય છે (૨) અનિત્યાનુપ્રેક્ષા કહેતા આત્મા સિવાય બાકી અનિત્ય છે (૩) અશરણાનુપ્રેક્ષા કહેતા આત્મા સિવાય શરણ રાખનાર કોઈ નથી (૪) સસારાનુપ્રેક્ષા કહેતા આત્માનું શરણ નહિ હોવાથી સસારને વિષે પરિભ્રમણ કરવું પડે છે

"હે ! જીવ, સ્થિર દૃષ્ટિથી કરીને તું અતરગમા જો તો સર્વ પરદ્રવ્યથી મુક્ત એવું તારુ સ્વરૂપ તને પરમ પ્રસિદ્ધ અનુભવાશે"

"એટલુ શોધાય તો બધું પામશો, ખચીત એમા જ છે, મને ચોક્કસ અનુભવ છે સત્ય કહું છુ યથાર્થ કહું છુ નિશક માનો"

"પ્રવૃત્તિના કાર્યો પ્રત્યે વિરતિ

૬૦ મંડાળા, ચૈત્ર સુદ ૬, ગુરુ, ૧૯૭૭

નરમ ગરમ શરીર પ્રકૃતિ સંજોગે, વૃદ્ધ અવસ્થાએ તથા ઉદયકર્મને લઇને રોગ વ્યાધિ વેદની આવે તે સમભાવે, દેવાધિદેવ પરમકૃપાળુ સદ્‌ગુરુદેવના શરણથી, ભોગવાય તેવી ઈચ્છાએ વર્તવું થાય છેજી; કારણ કે આ દેહથી ભિન્ન એવો આત્મા વેદનીના વખતમાં વ્યાકુળતા છાંડી શાંતભાવે પોતાના સ્વરૂપભણી વળે એમ પ્રયત્ન કરવા યોગ્ય છેજી. દેહ વિનાશી છે અને આત્મા અખંડ અવિનાશી છે, તે ભૂલવા યોગ્ય નથી.

જગતના સર્વ ભાવ ઉપરથી ઉદાસીનતા રાખી, હૃદયને નિર્મલ કરી આખા વિશ્વને ચૈતન્યવત્ જોવાના વિચારમાં મનને જોડવું. પરમકૃપાળુ શ્રી સદ્‌ગુરુ દેવાધિદેવ શ્રી પ્રભુની છબિ હૃદયમંદિરમાં સ્થાપી, ખડી કરી, મનને ત્યાં જ પરોવી, પરમ શુદ્ધ ચૈતન્યનું નિવાસધામ એવો જે સદ્‌ગુરુદેવશ્રીનો પવિત્ર દેહ તેનું વીતરાગભાવે ધ્યાન કરવાથી, સ્મરણ કરવાથી, વારંવાર યાદ કરવાથી પણ જીવ પરમ શાંત દશાને પામે છે તે ભૂલવા યોગ્ય નથી.

તે વિષેનો બોધ દેવાધિદેવ સદ્‌ગુરુના મુખમાંથી થયેલ તે હૃદયને વિષે ધારી રાખેલ છે, તે આજે પરમાર્થહેતુ જાણી, અંતરમાં કોઈ પ્રકારે સ્વાર્થ કે અન્ય ભાવના હેતુએ નહીં, એમ વિચારી આપને અત્રે પત્રદ્વારા સરલ ભાવે જાહેર કર્યું છેજી. આપ સુજ્ઞ છો, તો ધ્યાનમાં લેશોજી. અમોને પણ એ જ વિચારમાં કાળ વ્યતીત થાય છેજી. બીજું તો સર્વ ભૂલી જવા જેવું છેજી.

હે ! પ્રભુ, ઘણું કરી શરીરવ્યાધિને લઈને પત્ર લખવા–લખાવવાની ચિત્તવૃત્તિનો સંકોચ કરેલ છેજી; એટલે પત્રદ્વારા કોઈ ઠેકાણે લખાવવું બનતું નથી. આજે પત્ર તમારા ચિત્તને વિકલ્પ ન થાય માટે અથવા સમભાવ અમારે વર્તે છે તે તમોને જાણવા માટે લખાવ્યો છે. જો કે સંપૂર્ણ વીતરાગપણું તો તે દશાએ યથાતથ્ય વર્તે છેજી; પણ છદ્મસ્થ વીતરાગદશાએ જેટલી જેટલી સદ્‌ગુરુ પ્રત્યક્ષ પુરુષની પ્રતીતિ, યથાતથ્ય શ્રદ્ધા, રુચિ પરિણમી છે તેટલી તેટલી સમદૃષ્ટિ અંતરવૃત્તિમાં વર્તે છેજી. તે આપશ્રીને જણાવવું થયું છેજી.

આપને પણ જેમ બને તેમ તે સત્પુરુષની દશા લક્ષમાં લેવાય તો આત્મકલ્યાણનો હેતુ છેજી. બાકી, સૂક્ષ્મ માયાથી આ જીવ છેતરાઈ જઈ વૃત્તિમાં ભૂલ ખાય છેજી–'હું સમજું છું,' 'હું જાણું છું,' એ આદિ આ જીવમાં દોષ થાય છે તે નહીં સમજાયાથી માટે પ્રત્યક્ષ પુરુષના વચનામૃતથી વિચારી જીવને ઊંડો વિચાર લક્ષમાં લેવા યોગ્ય છેજી.

"અસ્તિસ્વભાવ રુચિ થઈ રે, ધ્યાતો અસ્તિસ્વભાવ;
દેવચંદ્ર પદ તે લહે રે, પરમાનંદ જમાવો રે.
કુંથુ જિનેસરુ." ૯.

"તેણે મુજ આતમા તુજ થકી નીપજે,
માહરી સંપદા સકળ મુજ સંપજે;
તેણે મનમંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇએ,
પરમ દેવચંદ્ર નિજ સિદ્ધિ સુખ પાઇએ." ૧૦.

" જેતી મનમે ઊપજે તેતી લખી ન જાય,
તાતેં પત્રવૃત્તિમે વૃત્તિ રહી સકુચાય '

***

૬૧ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ
મ્ટે અગાસ, તા ૩૦-૫-૨૧, સ ૧૯૭૭

સમભાવ રાખી આટલી જિંદગીમા આત્માર્થ કરવા યોગ્ય છે વિકલ્પ કરી કર્મ ઉપાર્જન થાય છે જેથી સમભાવ રાખવા યોગ્ય છે સમભાવ રાખી જે જે આવે તે જોયા કરવુ ધીરજ રાખવી શાતા-અશાતા, સયોગ-વિયોગ, રાગ-દ્વેષ, અનુરાગ-અણુરાગ એ કોઈ વ્યવસ્થિત કારણુને લઇને રહ્યા છે, તો આપણે જે આવે તે સમભાવે વેદવું

***

૬૨ રાજનગર, તા ૧૫-૧-'૭૨

" જો જો પુદ્ગલ-ફરસના, નિશ્ચે ફરસે સોય,
મમતા-સમતા-ભાવસે, કર્મ-બધ-ક્ષય હોય
સ્વર્ગ, મૃત્યુ, પાતાળમે, સપ્ત દ્વીપ નવખડ,
કર્મ-યોગ સબ્રક હુવે, દેહ ધર્યાકા દડ
સમભાવે ઉદય સહે, રહે સ્વરૂપે સ્થિત,
દહે પૂર્વપ્રારબ્ધને, એ જ્ઞાનીની રીત "

***

૬૩ રાજનગર, પોષ વદ ૭, શુક્ર, ૧૯૭૮

" સદ્ગુરુ-પદ, ઉપકારને, સભારુ દિનરાત,
જેણે ક્ષણુમાંહી કર્યો, અનાથને પ સનાથ ૧
સદ્ગુરુ ચરણુ જહાં ધરે, જગમ તીર્થ તેહ,
તે રજ મમ મસ્તક ચડો, બાલક માગે તેહ. " ૨.

***

૬૪ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ અગાસ, તા ૨ ૫ ૨૨

જો મતિ પીછે ઊપજે, સો મતિ પહલે હોય,
કાજ ન વિણુમે આપણો, લોક હમે નહિ કોય.

સત્ દેવ-ગુરુ-ધર્મ આ જીવે અનાદિ કાળથી યથાર્થ જાણ્યા નથી તે, આ મનુષ્યભવ પામી, જેમ છે તેમ સમજાય તો આત્માને નિર્ભય-નિ સગ શાતિ પ્રાપ્ત થાય છેજી એક ગુરુનું સ્વરૂપ યથાતથ્ય વિચારમા આવે તો જીવને કલ્યાણ થાય છેજી આ સ્વપ્નવત્ સ સાર

છે, તેમાં એક સદ્‌ગુરુનું સ્વરૂપ શું છે, તે ખાસ લક્ષમાં આવે તો તે જીવને સમ્યક્‌ત્વ થયું કહેવાય છેજી; તે ધ્યાનમાં, લક્ષમાં રહેવું જોઈએ. સમાગમે વિચાર કર્તવ્ય છેજી.

***

૬૫ આશ્રમ, તા. ૪-૭-૨૨

સમતા, શાંતિને સેવશોજી. સમભાવ ધીરજ કરી, સ્વઉપયોગ એક 'સહજ આત્મસ્વરૂપ'માં લાવી, જાગૃત થઈ, ધારણાએ સ્વસ્થ થઈ, સ્થિર દ્રષ્ટાપણે વેદની વેદતાં કાળ વ્યતીત કરતાં ઉદાસ નહીં થતાં, સદા મગનમાં એટલે આનંદમાં રહેતાં શીખો ઉદાસીનતા એટલે સમભાવ લાવશોજી. એમ કર્યા વિના છૂટકો નથી અને વેદની-સુખદુઃખ તો આવ્યા વિના રહેશે નહીં. તે ઉદયાધીન પ્રવર્તન થઈ રહ્યું છે; અધીરજ કર્તવ્ય નથી, ગભરાવા જેવું છે નહીં. માટે કોઈ પ્રત્યક્ષ પુરુષની જે આજ્ઞા થયેલ તે સંતના મુખથી શ્રવણ કરી, તેમાં શ્રદ્ધા અચળ કરી એક તેમાં આત્માને પ્રેરજો. વિશેષ શું લખું ? જીવ જો સમજે તો સહેજમાં છેજી. સર્વ ભૂલી જઈ એક જે સત્સંગે કહેલ સત્પુરુષનું વચન તે જ યાદ લાવવું. અકળાવું નહીં; ગભરાવું નહીં. જ્યાં સંકલ્પ-વિકલ્પ ઊઠે કે તરત તે મહામંત્રમાં મનને જોડી દેવું. એજ વિજ્ઞપ્તિ.

જે જે પત્રો મુખપાઠે આપને હોય તેની સજ્ઝાય (સ્વાધ્યાય) કરતાં તથા જે શીખવું થયું હોય તેને દિન પ્રત્યે ફેરવતાં વિચાર કરી કાળ વ્યતીત કરશોજી. જીવને ઘડીવાર વીલો મૂકશો નહીં, નહીં તો સત્યાનાશ વાળી દેશે. ચિત્તવૃત્તિ ઘણી સંક્ષેપિત થવાથી કંઈ પત્ર લખાવાનું થતું નથી; તે આપને સહજ જણાવ્યું છેજી, જે વાસનામાં જોડાવું થાય ત્યાંથી પાછા વળી તમને જે આજ્ઞા થઈ હોય તેમાં, આત્મભાવમાં ઉપયોગ લાવશો; તેમાં જ આત્મકલ્યાણ સમજશોજી, એ ભૂલવા જેવું નથી. સર્વ ભૂલી જવું કરશો; તેમ જ તે વખતે દ્રષ્ટા-સાક્ષી થઈ જજો; ભૂલશો નહીં-જરૂર.

"આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે"
જીવ લહે કેવળજ્ઞાન રે.

***

૬૬ શ્રીમદ્ રાજચંદ્ર-આશ્રમ,
સ્ટે. અગાસ, અષાડ સુદ ૧૦, ૧૯૭૮

શમભાવ, સમતા, ક્ષમા, સદ્‌વિચારમાં રહો. કોઈ સંકલ્પ-વિકલ્પ ઊઠે કે તરત વૃત્તિ સંક્ષેપી, જે કોઈ પ્રત્યક્ષ જ્ઞાની પુરુષોની કોઈ ભાવિક જીવાત્મા પ્રત્યે આજ્ઞા થઈ છે તે, મહામંત્ર કોઈ સત્સંગના યોગે આ જીવાત્માને મળી આવ્યો તો બીજું સર્વ ભૂલી જઈ તેનું જ સ્મરણ કર્તવ્ય છેજી. તેથી ચિત્ત સમાધિ પામી, વિભાવવૃત્તિનો ક્ષય થાય છેજી. તે કર્તવ્ય છેજી-સર્વ મુમુક્ષુ જીવાત્માને પણ તે જ લક્ષ કર્તવ્ય છેજી

સત્સમાગમમાં આપને વિઘ્ન કરનાર ઉપાધિ વિશેષ છે તેથી આપનું મન ખેદ પામે છે,

એ જ સત્સમાગમનું ફળ છે, પણ જોઇએ તેવો ખેદ હાલ હજુ નથી જ્યારે યથાર્થ ખેદ થશે અને સર્વ ઉપાધિ પ્રત્યે ઝેર સમાન બુદ્ધિ થશે ત્યારે હરિ નિવૃત્તિનો અવકાશ સહજ આપશે જગતના જીવો કઈ ને કઈ મેળવવામા પ્રયત્ન કરી રહ્યા છે, પણ આત્માર્થી જીવો કાઈપણ ગ્રહણ કરવુ-પ્રાપ્ત કરવુ તે જ દુ ખનું મૂલ છે એમ જાણે છે પોતાનું શાશ્વત ધન ઉપાધિના જોગે આવરણ પામેલુ છે જેમ અને તેમ નિરુપાધિવાળા થઈ, અસ ગ વૃત્તિ કરી, એક સદ્ગુરુ પ્રત્યે અનન્ય ભક્તિભાવ અને આશ્રયભાવ ઉત્પન્ન કરવો કે જે આશ્રયના બળે સર્વ ઉપાધિનો લય થશે અથવા તે ઉપાધિ-અ તરાય-આવરણભૂત થશે નહી નિજ સ્વરૂપ પ્રત્યે જેની દૃષ્ટિ થઈ છે તેવા આત્માએ સ સારમા મોટાઈભાવ ત્યાગવો જોઇએ જ્યાસુધી અસદ્ વાસનાઓ છે ત્યાસુધી સતની પ્રાપ્તિ દૂર રહે છે માટે વિચારી વિચારીને અસત્સ ગનો ત્યાગ, સતની પ્રાપ્તિ અને સત્-અસત્નો વિવેક-જાણપણુ-ઘણી સૂક્ષ્મ દૃષ્ટિથી કરવા યોગ્ય છે પૂર્વે ઘણી વખત આવો જોગ મળ્યો, પણ સત્ મળ્યું નથી, સુણ્યું નથી, શ્રધ્ધ્યું નથી અને તે મળ્યે, તે સુણ્યે અને યથાર્થ પ્રતીતિ થયે તે પ્રમાણે વર્તના થવાથી હથેળીમા મોક્ષ છે એમ પરમગુરુ કહે છે આ વાકય વિશેષ વિચારશો

સહજાત્મસ્વરૂપ

તા ક

દ્રષ્ટા-અરૂપી

દેહથી જીવને કર્મનો ભોગ છે તેનો દ્રષ્ટા છુ
મનથી કલ્પના તેનો દ્રષ્ટા છુ
જ્ઞાન-દર્શન-ચારિત્રનો દ્રષ્ટા છુ, ઉપયોગમય છુ,
ચૈતન્યમય છુ, નિર્વિકલ્પ છુ
સમભાવ તે ભુવન છે
સહજાત્મસ્વરૂપનું સમરણ

***

૬૭ શ્રી રાજચ દ્ર આશ્રમ, ભાદરવા સુદ ૩, ૧૯૭૮

સત્સ ગ-સત્સમાગમ અવશ્ય કર્તવ્ય છે તેમ છતા અ તરાયને જોગે વિશેષ પુરુષાર્થ કરી, પ્રમાદ છોડી, નિવૃત્તિયોગે અવકાશ લઈ, જે ભાવિક જીવ હોય તેની સાથે તેના સમાગમે મોટા પુસ્તકનો જોગ હોય તો વાચવા વિચારવાનું કરશોજી

શ્રીમદ્ રાજચ દ્ર કૃપાળુદેવ દેવાધિદેવના વચનામૃતોથી ભરેલા પત્રોરૂપ અમૃતનુ પાન કરી, તે વિચારવા સમજવામા કાળ વ્યતીત કરશોજી જો કે ઉપાધિ, વ્યવસાયના નિમિત્તે કરીને અવકાશ ન મળતો હોય તો પણ એવો અવકાશનો જોગ મેળવી કલાક અથવા બે કલાક, દિવસે અથવા રાત્રે સત્સમાગમ કરવો, તેવો જોગ ન મળે તો પોતે પણ એકાન્તમા કલાક બે કલાક

નિવૃત્તિ લઈ વાંચવું વિચારવું કર્તવ્ય છેજી કાળનો ભરોસો નથી. સ્વપ્નવત્ સંસાર છે. અને ખોટા અધ્યવસાય પરિણામના નિમિત્તથી જીવ દોરાઈ જઈ આર્તધ્યાન, સંકલ્પ-વિકલ્પમાં પડી, મનમાં રતિ લાવી બંધન કરે છેજી; તે ખોટું નિમિત્ત મનમાંથી ફેરવી સ્મરણમાં તથા વાંચવા વિચારવામાં મનને લાવશોજી.

જીવ જાગૃત ન થાય તો વૃત્તિ છેતરે છેજી. અને બફમમાં ને બફમમાં રહેતો જીવ ઘોર પાપ બાંધી દુર્ગતિમાં-નરક, ઢોર, પશુમાં અવતાર લઈ મહાદુઃખમય જન્મ-મરણ કરતો ફર્યા કરે છે; ફરી મનુષ્યભવ મળવો તેને દુર્લભ થાય છેજી

આ સંસાર સ્વપ્નવત્ જાણી, પ્રમાદ છોડી, પોતાનો સ્વચ્છંદ રોકી સારા નિમિત્તમાં જોડાય તો તેનું ફળ આગળ પર સારું આવશે. માટે ક્ષણવાર જીવને વીલો મૂકવા જેવું નથી. જો ક્ષણવાર વીલો મૂકશો તો જીવ પોતાનું સત્યાનાશ ખોદી નાખશે

***

૬૮ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ,

સ્ટે. અગાસ, ભાદરવા વદ ૮, ગુરુ, ૧૯૭૮

તમારો ભક્તિભાવ સારો છે, પણ તે ભાવથી સંકલ્પ-વિકલ્પ કરીને કોઈ નિર્ધાર કરવો યોગ્ય નથી મતલબ કે કાંઈ સંકલ્પ-વિકલ્પ કરવા નહીં, મિથ્યા છે; ભક્તિભાવમાં રહેવું.

પોતાનાં પ્રારબ્ધકર્મ ભોગવતાં પણ અકળાવું કે મુંઝાવું નહીં; વીતરાગનો માર્ગ એવો નથી. જે હોય તે ઉદાસીનભાવે એટલે સમભાવે વેદવું, તે યોગ્ય છે. પોતાના પતિને પરમાત્મારૂપ ગણીને વર્તવું; કષાયનું નિમિત્ત આપણાથી બને નહિ તે જાળવવા જેવું છે ધીરજથી સહન કરી કાળ વ્યતીત કરવા જેવું છે; ઉતાવળનું કામ નથી હાલ બાહ્ય પરિણતિએ વર્તતાં બહિરાત્મભાવથી જે સંકલ્પ-વિકલ્પ મનમાં ઊઠે છે, આવે છે તે સર્વ મિથ્યા છેજી માટે તે કર્તવ્ય નથીજી. તે આત્મહિતને આવરણકર્તા છેજી.

***

૬૯ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.

ભાદરવા વદ ૧૪, બુધ, ૧૯૭૮

"નહિ બનવાનુ નહિ બને, બનવું વ્યર્થ ન થાય,
કાં એ ઔષધ ન પીજિયે, જેથી ચિંતા જાય."

સન્મુખદૃષ્ટિવાન ભાવિક જીવાત્માને જે જે ક્ષેત્રફરસનાએ કાલ વ્યતીત થાય છે તે તે ઉદયાધીન સત્સંગના વિયોગે ઉદાસીનતા એટલે સમભાવ રાખી ખરા ભાવથી અપારિણામિક મમતાએ તે કાળ વ્યતીત થાય છે, તો આત્માને કલ્યાણ અર્થે છેજી

કાળ ગટકાં ખાઈ રહ્યો છે લીધો કે લેશે એમ થઈ રહ્યું છેજી આ જીવ હજી કયા કાળને ભજે છે, તે વિચારવું ઘટે છેજી, પ્રમાદ કર્તવ્ય નથી; પુરુષાર્થ જેમ બને તેમ કર્તવ્ય છેજી.

"આતમભાવના ભાવતા જીવ લહે કેવળજ્ઞાન રે," જીવ લહે કેવળજ્ઞાન રે

"વ્યવહાર–પ્રતિબંધથી વિક્ષેપ ન પામતા ઉત્સાહમાન વીર્યથી સ્વરૂપનિષ્ઠ વૃત્તિ કરવી યોગ્ય છે" "આત્મહિત અતિ દુર્લભ છે એમ જાણી, વિચારવાન પુરુષો અપ્રમત્તપણે તેની ઉપાસના કરે છે" આ જીવને ઉતાપનાનો મૂળ હેતુ શો છે? તથા તેની નિવૃત્તિ કેમ થાય? અને કેમ થતી નથી? એ પ્રશ્ન વિશેષ કરી વિચારવા યોગ્ય છે, અંતરમા ઉતરી વિચારવા યોગ્ય છે જ્યાસુધી એ ક્ષેત્રે સ્થિતિ રહે ત્યાસુધી ચિત્તને વધારે દૃઢ રાખી વર્તવુ વચનામૃત આત્માર્થી મુમુક્ષુભાઈઓને પરમ કલ્યાણકારી છેજી

***

૭૦ શ્રીમદ્ રાજચંદ્ર–આશ્રમ, સ્ટે અગાસ
તા ૬–૧૨–૨૭

ભદ્રિક સરલભાવી જીવાત્મા સોમચંદભાઈના દેહત્યાગથી સ્વાર્થે ખેદ નહી કરતા વિચારવું કે મનુષ્યભવ દુર્લભ છે તેવો મનુષ્યભવ પામી જો આ જીવ, અનંત કાળચક્રથી પરિભ્રમણ કરતા જે પ્રાપ્ત થયું નથી તેવુ, સમ્યક્ત્વ પામે અથવા સાચા સદ્ગુરુ–દેવ પ્રત્યે તેને શ્રદ્ધાન થાય તો આ મનુષ્યભવનું સફળપણુ માનવા યોગ્ય છે જો કે ઉપાધિ તો કર્મવશાત્ સર્વ જીવાત્માને ઉદયમા છે તે વેદવી જ પડે છે, કોઈ સુખ–દુખ લેવા અથવા દેવા સમર્થ નથી, પણ જો એક યથાતથ્ય સત્ શ્રદ્ધાન થાય તો આ મનુષ્યભવનું મૂલ્ય કોઈ રીતે થાય એવું નથી, અને તે સર્વ કરી ચૂકયો એમ સમજવુ ઘટિત છે એવો જોગ અત્રે આવ્યો છે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ થાય છે, તેમ દેખાય છે અને વળી સ્વજનબંધુમા તેવું થતું પ્રત્યક્ષ જોવાયું છે એમ જાણી, સમભાવ રાખી ધર્મમા ચિત્ત જોડવું એ જ કર્તવ્ય છે થવાનું થઈ રહ્યુ છે, બનવાનુ બની રહ્યુ છે કાઈ કોઈના હાથમા નથી

આ કાળમા દુર્લભમા દુર્લભ સત્સંગ છે

" जिणवयणे अणुरत्ता, गुरुवयण जे करंति भावेण ।
असबल–असंकिलिट्ठा ते होंति परित्तसंसारा ॥ "
( મૂલા૦ ૨, ૭૨ )

***

૭૧ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
પોષ વદ ૭, ૧૯૭૯

* " जम्म दुक्ख, जरा दुक्ख, रोगाणि मरणाणि य ।
अहो दुक्खो हु संसारो, जत्थ कीसंति जंतवो ॥ "
( ઉત્તરા૦ ૧૯, ૧૫ )

---

* જન્મે દુખ, વયે દુખ, વ્યાધિ મૃત્યુ દુખો મહા!
અહો સંસાર દુખી ત્યા જીવો ક્લેશિત સર્વ હા!

૭૪ પૂના, ભાદરવા વદ ૭, શનિ, ૧૯૮૦

આપને જે પરમકૃપાળુ દેવાધિદેવના કહેલ મંત્રાક્ષર કહેવામાં આવ્યા છે તેનું સમરણ જીવન પર્યંત હરઘડી કરતા રહો અને શાતાઅશાતાના ઉદયકાળને સમભાવે જોતા રહો. આત્મા દ્રષ્ટા છે, એમ માની કાળ વ્યતીત કર્તવ્ય છેજી. આ દેહને પરમાર્થે એટલે આત્માર્થે જ ગાળવો, એ જ અમને તમને હો !

વેદની વેદનીને કાળે જશે. આપને જે દુઃખ છે તે પછી પાછું સુખ દેખાવા સંભવ છેજી. તેમાં સમપરિણામે જ્ઞાની વેદવું કરે છેજી એમાં કોઇનું જોર ચાલતું નથી, કસોટી છે. આવ્યું તે જવાનું; આત્મા સદા છેજી, તે ભિન્ન છેજી; એમ વિચારી વાંચન, સાંભળવું, વિચારવું કરશોજી. તમોને શાંતિ થાઓ એ અમારી આશીર્વાદપૂર્વક ભાવના છેજી, તે સફળ હો !

આ સંસાર સ્વપ્નવત્ છેજી. કાળે કરીને સર્વ જવાનું છેજી. એક ધર્મ, આત્માર્થે જે આ દેહથી બની શકશે એ જ સાર્થક છેજી. ફરી ફરી આવો જોગ મળવો દુર્લભ છેજી.

મુનિશ્રી મોહનલાલજીને ભલામણ છે જે તમોએ દેવાધિદેવ પરમ કૃપાળુદેવનાં જે જે વચન મુખદ્વારા સાંભળ્યાં છે તે યાદ લાવી તેની આજ્ઞામાં લીન થશો વળી અમને જે જે આજ્ઞા તે પરમકૃપાળુદેવે કરી છે તે આજ્ઞા મારે પણ હો ! એ ભાવના પણ રાખવી યોગ્ય છેજી. પરમ કૃપાળુદેવે જીવાત્માની કર્મપ્રકૃતિ કુશળ વૈદની પેરે દેખી જેને જે આજ્ઞા નાનીમોટી કરી છે તો તેણે તે જ આજ્ઞા તનમનથી ઉઠાવવી કર્તવ્ય છેજી. આગળ ઉપર આ ભવમાં અગર પરભવમાં મોટી આજ્ઞા તેને અવશ્ય તેવા જ્ઞાનીથી અથવા તે જ જ્ઞાનીથી મળી આવશેજી. ગભરાવું નહીં. આપે તો તેમનો પ્રત્યક્ષ બોધ સાંભળ્યો છેજી. તેમ જ પ્રત્યક્ષ વચનામૃતમાંથી વાંચી વંચાવી યાદમાં લાવી કાળ વ્યતીત કરશોજી. સદ્વિચાર કર્તવ્ય છેજી. તેમનાં કહેલાં વચનામૃત પણ પ્રત્યક્ષ જાણશોજી. આગળ ઉપર સર્વ સારું થશેજી. એ જ માટે દેહ ગાળવો કર્તવ્ય છેજી સદાય, જે જાય છે તે રહેતું નથી; જે છે તે છેજી.

***

૭૫ પૂના, ભાદરવા વદ ૭, શનિ, ૧૯૮૦

આત્મા અર્થે જ તમારે અમારે જીવવું છેજી; ત્યાં હવે કાંઈ અકળાવા જેવું નથી, પરમ આનંદથી કાળ વ્યતીત કરવો છેજી. સ્વપ્નવત્ મિથ્યા સંસારમાં અનંત કાળ ગયો તેમ હવે ન જવા દેતાં, એક સદ્ગુરુ દેવાધિદેવ પ્રત્યક્ષ આત્મા તેની આજ્ઞામાં બધુ સમાયું છે– તેમાં જીવન ગાળી ચાલ્યા જવું છેજી.

***

૭૬ પૂના, તા. ૧લી ઓકટોબર, ૧૯૨૪
આસો સુદ ૪, ગુરુ, ૧૯૮૦

જીજીબાપાની ઇચ્છા દર્શન કરવાની રહે છે. તો તે આત્માને હિતકારી છે; પરંતુ તેમને

કહેશો કે દર્શન કરવા કરતા જે દર્શન કરવાની ભાવના છે તે આત્માને વિશેષ કલ્યાણકારી છે જેમ બને તેમ શાંતિભાવે 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' નામના મંત્રનો જાપ કરતા રહેવું વારંવાર સ્મૃતિ મનમા એની જ લાવ્યા કરશોજી અને દેવાધિદેવ પરમ કૃપાળુ દેવના ચિત્રપટ સન્મુખ દૃષ્ટિ કરવી તેમના દર્શન કરી મંત્ર ઉપર ઉપયોગ દેવાની ભલામણ છેજી, તેમા તમારુ કલ્યાણ છે

શાતા અશાતા વેદની છે તે કાળે કરીને મુકાશે, આત્મા છે તે નિત્ય છેજી સમભાવ રાખવો, અકળાઈ જઈ ખેદ કરવો નહીં ઘણા ભદ્રિક જીવાત્માઓએ સમતા, ક્ષમા રાખી, સદ્ગુરુએ કહેલા મંત્રની આજ્ઞામા ચિત્ત રાખી, દુ ખ જે થાય છે તે સહન કર્યું છે

આત્મા જ્ઞાન દર્શન-ચારિત્રમય છે, તે યથાતથ્ય જાણે છે, દેખે છે, સ્થિર છે, જેમ છે તેમ છેજી, તે સ્વરૂપ મારુ છેજી અને ઉદય કર્મના સંયોગે દેહાદિને લઈ વેદની છે, તે જ્ઞાની, સત્પુરુષે સ્પષ્ટ ભિન્ન જાણ્યું છે તે સત્પુરુષ-જ્ઞાની સમભાવે મુક્ત થયા છે તો મારે તેનું શરણ, આરાધન કર્તવ્ય છેજી તેથી આ દેહને લઇને વેદની છે તે નાશ થાય છેજી દેહના નાશ સાથે વેદની કર્મનો પણ નાશ છેજી મારુ તેમા કાઇ નથી

ગભરાવુ નહીં પર ભાવના સંકલ્પ વિકલ્પ કરવા નહીં સર્વ ભૂલી જવું એકચિત્તે વારંવાર મનમા મંત્રનું સ્મરણ કરવું વળી સદ્ગુરુ મારી પાસે છેજી, હૃદયમા વસ્યા છેજી, બીજુ તે પર, તે મારુ છે જ નહિ, એમ સમજ રાખવી

***

૭૭ પૂના, આસો સુદ ૭, રવિ, ૧૯૮૦

જેમ આત્મહિત થાય તેમ વાચવું વિચારવું કર્તવ્ય છેજી "શ્રીમદ્ રાજચંદ્ર" મોટો ગ્રંથ છે એ મધ્યેથી પક્ષપાત રહિત આત્માર્થ—આત્માનું કલ્યાણ—થાય તેવી વ્યાખ્યાના પત્રો વાચવા વિચારવાની આપશ્રીને ભલામણ છેજી જોકે તેમા ગુરુગમની આવશ્યકતા જરૂરની છે, પણ તે નહીં હોવાથી, આપની સમજ આત્મહિતમા થાય એવા, ત્યાગ વૈરાગ્ય વિશેષ વર્ધમાન થાય તેવા ભાવથી સમજમા લેશો આત્મહિત કરવું એજ સર્વ શાસ્ત્રોનો કહેવાનો પરમાર્થ છે તે આ ગ્રંથમા આવી જાય છે જોકે તેનું વાચનશ્રવણ સત્સમાગમે વિશેષ હિતકારી થાય છે તો પણ ધીરજથી નિવૃત્તિ લઇને એકાન્તમા, વૃત્તિ બહાર ફરતી રોકીને વાચી વિચારશોજી

તેમા જણાવેલી ઓધણીજની સમજ અથવા તેનો અર્થ સમજ ન પડે તો તે વાચી કાઈ પૂછવા જેવુ લાગે તો પત્રથી જણાવશોજી જો અત્રેથી પત્રથી જણાવવા જોગ હશે તો પત્રથી જ જણાવશુ અને જો સત્સમાગમે તે સમજવાજોગ હશે તો તે હરીચ્છાએ કહેવામા આવશેજી

ઘણુ કરી મતાગ્રહી, મતમતાતર આગ્રહવાળા, હોય તેવાના સમાગમે કરી વાચવું વિચારવું કરશો નહી પરંતુ જે આત્માર્થી મુમુક્ષુભાઇ સત્પુરુષની દૃષ્ટિ સન્મુખ ઈચ્છાવાળા હો તે મળીને વાચશો, તો આત્મહિત થવાનું કારણ છે પોતાની સમજના સંકલ્પ વિકલ્પ છોડી એક આત્માર્થે જ કહેલા વચનોની શ્રદ્ધા રાખી, વિચારશોજી મતમતાતર પક્ષ ઘણા થઈ પડયા છે, તે પર દૃષ્ટિ

નહિ મૂકતાં અત્રે જણાવ્યા પ્રમાણે વિચારમાં ધ્યાન દઈ લક્ષ લેશો તો તે સંગનું ફળ અવશ્ય મળ્યા વગર રહેશે નહીં

કરાળ કાળ છે; આયુષ્ય ક્ષણભંગુર છે. માટે પ્રમાદ છોડી આત્મા અર્થે જે કોઈ કાળ જાય તે કલ્યાણકારી છે, લાભકારી છે. સ્વાર્થ માટે આશાતૃષ્ણા સહિત અનંતવાર કર્યું, પણ તે મિથ્યા—વૃથા જ્ઞાનીઓએ જાણ્યું છે. માટે સ્વચ્છંદ રોકી સત્પુરુષાર્થ માટે, આત્માર્થે જીવન જાય તેજ હિતકારી છે.

ધીરજથી વારંવાર વચનામૃત વાંચી, ફરી ફરી બેત્રણ વાર ધ્યાનમાં લેશો અને મનન કરશો, લૌકિક દૃષ્ટિએ કાઢી ન નાખશો. તે વચનોનું અલૌકિક માહાત્મ્ય સમજી, ન સમજાય તોપણ પ્રતીત રાખી, વિચારમાં લેશોજી.

***

૭૮ પૂના, આસો સુદ ૧૪, શનિ, ૧૯૮૦

વૃદ્ધાવસ્થાને લઈને શરીર નરમગરમ રહ્યા કરે છે. શાતા અશાતા વેદનીય ઉદયકાળે સમભાવે સદ્ગુરુ-શરણ લીધાથી કાળ વ્યતીત થાય છેજી. તેમ જ સર્વ જીવને ઉદયકર્મ સમભાવે સહન કરવું તે કર્તવ્ય છે. વેદનીયના ઉદયે વિક્ષેપ, અરતિ યા રતિ દેહાદિ સંબંધી કરવી યોગ્ય નથી. વારંવાર સહજાત્મસ્વરૂપ પરમગુરુ દેવને સ્મૃતિમાં લાવી કાળ વ્યતીત કરવો. સંતના સમાગમે સાંભળેલી શિખામણ તથા મંત્રનું ધ્યાન વિચારમાં લાવવું મનને બીજે જતું અટકાવી વૃત્તિ ઉપયોગમાં (આત્મામાં) મંત્રમાં લાવવી રતિ-અરતિ કરવાથી આર્તધ્યાન રૌદ્ર ધ્યાન થઈ તિર્યંચ ગતિ થાય છેજી. માટે પ્રમાદ છોડી સદાય જાગૃત રહેવું. સત્ પુરુષાર્થ કર્તવ્ય છે. તેથી દેવાદિ ઉચ્ચ ગતિ તથા મોક્ષ થાય છેજી

***

૭૯ પૂના, કાર્તિક સુદ ૧૪, સોમ, ૧૯૮૧

આજે આપના હસ્તાક્ષરથી લખાયેલ એક પત્ર મળ્યો છે. તે દ્વારાએ બે દિવસની મહા ભયંકર, ખેદજનક, આકસ્મિક માંદગીથી પૂ. ભગવાનભાઈના આ સંસારમાંથી ક્ષણિક દેહનો ત્યાગ થવાના સમાચાર જાણી અતિ ખેદ થાય છેજી. તે જીવાત્મા સાચા સિપાઈ જેવા સરલ, ભાવિક, ભદ્રિક હતા. તેમનો સમાગમ જે જીવાત્માને થયો હશે તેને પણ ખેદ થાય જ, તો પૂર્વના સંજોગ સંબંધ સંસ્કારે તેમના સહવાસમાં રહેલાં સગાં, કુટુમ્બના ભાઈ તથા પુત્રાદિ વર્ગને ખેદ થાય અને ખોટું લાગે તેમાં આશ્ચર્ય નથી; પણ અસાર અને અશરણરૂપ પરવશ સ્થિતિવાળો આ સંસાર છે એમ ધારી ખેદ નહીં કરવા તમોને ભલામણ છેજી. અને મનુષ્યભવથી ધર્મ-આરાધન થાય છે તે જોગનો—આ મનુષ્ય દેહનો—તે જીવાત્માને વિયોગ થયો છે તો તે જોગનો વિયોગ થયાનો ખેદ કર્તવ્ય છેજી.

પૂ. ભગવાનભાઈનો નાની વયમાં દેહ છૂટી ગયો જો તે દેહ હોત તો હજી કાંઈ આરાધન આત્માનું આ અપૂર્વ જોગે થાત. પણ તે દેહ છૂટવાનું તો અંતરાય કર્મથી બન્યું છે. એમાં

કોઈનું જોર ચાલતું નથી સંસાર મહા દુઃખદાયી છેજી કાળ ગટકા ખાઈ રહેલ છેજી લીધો કે લેશે એમ થઈ રહ્યું છે તેમાં આ જીવથી હજી કાંઈ બન્યું નથી આ સ્વપ્નવત્ સંસારમાં કંઈ સાર નથી, સંસાર સ્વાર્થી છેજી તેમાં આ મનુષ્યપણું મળવું દુર્લભ છે તેમાં વળી આ જીવે અપૂર્વ જોગે ધર્મ આરાધન કરવું બહુ દુર્લભ છેજી ખેદ કરતાં આર્તધ્યાન થઈ કર્મ બંધાય છેજી, એમ જાણી ધર્મધ્યાનમાં ચિત્તને જોડશોજી સર્વ સ્વવર્ગ–કુટુંબને ધીરજ આપી જેમ ખેદ મટે તેમ કરશોજી

***

૮૦ પૂના, માગશર સુદ ૯, રવિ, ૧૯૮૧

વેદની ઉદયકાળે આ ઔદારિક શરીરસંબંધે રાય, રંક–સર્વને શાતા અશાતા ભોગવવી પડે છે તેમાં કોઈ જ્ઞાનીપુરુષો એને સમતાએ–સમભાવે વેદે છે તે વેદની વેદનીને કાળે ક્ષય થાય છે તેમાં ખેદ કર્તવ્ય નથી આર્તરૌદ્ર ધ્યાન કરવાથી તો કર્મબંધની વૃદ્ધિ થાય છે, સમતાએ કર્મ વેદવાથી નિર્જરા થાય છે, એમ જ્ઞાની પુરુષોએ જાણ્યું છેજી

'યથાર્થ જોઈએ તો શરીર એજ વેદનાની મૂર્તિ છે' એ પત્ર નં ૯૭૭થી પરમકૃપાળુ દેવાધિદેવે ભાવિક આત્માને સૂચના આપી જાગૃત રાખ્યા છેજી આત્મા સિવાયની સર્વ પર વસ્તુથી મુક્ત એવા આત્મા ઉપર દૃષ્ટિ પ્રેરી છે, તે જ ધ્યાનમાં રહેવા ભલામણ છે બીજું બધું કર્મ છે, તેથી ભિન્ન છે, શરીરસંબંધ–કર્મથી આત્મા મુક્ત છેજી તેના દ્રષ્ટા રહી ભાવના વૃત્તિ સહજાત્મસ્વરૂપમાં લાવવી

***

૮૧ પૂના, તા ૧૧–૧૨–૨૪

'પુત્ર, મિત્ર, ઘર, તન, તિયા, ધન, રિપુ આદિ પદાર્થ,
બિનકુલ નિજસે ભિન્ન હૈ, માનત મૂઢ નિજાર્થ
મથન દૂધ ડોરીનીતેં, દંડ ફિરત બહુવાર,
રાગ-દ્વેષ-અજ્ઞાનતેં, જીવ ભ્રમત સંસાર"

***

૮૨ પેથાપુર, તા ૮ ૨ ૨૫, મહા ૧૫, સોમ, ૧૯૮૧

ઉદયકર્મ આધીન વેદની સમતાએ–સમભાવ રાખી ધીરજથી સહન કરવી તે કર્તવ્ય છે વેદની વેદનીની કાળસ્થિતિ પૂરી થયે ક્ષય થવા સંભવ છે એમાં આત્માએ કોઈ રીતે ગભરાવું નહીં જો કે વેદની તો સર્વ જીવો–જ્ઞાની, મુનિ આદિ–ને બાંધેલા પૂર્વ કર્મ–અનુસારે સહન કરવી પડે છે તે વેદની સહન કરતાં મોટા પુરુષો મુઝાયા નથી અને જે જીવ સહન કરતાં મુઝાયા છે તેને વેદની ભોગવવી પડતાં છતાં નવો બંધ થાય છે માટે જે બંધ ઉદયમાં આવ્યો

છે તેમાં ક્ષમા રાખી તેને જવા દેવો. ત્યાં આગળ આત્માની ભાવના ભાવવી કે અજર, અમર, અવિનાશી, અછેદી, અભેદી, અણાહારી આત્મા છે તેમ જ્ઞાનીપુરુષના વચને પ્રતીત રાખવી. જે વેદના જાય છે તે વેદતા ત્યાં નિર્જરા થઈ આત્મભાવ પોષાય છે અને તેથી સમ્યક્ પરિણામ કે માર્ગસન્મુખ દૃષ્ટિ થવાનો સંભવ છેજી.

***

૮૩ પૂના, ૧૯૮૧

આ જીવ અનંત કાળથી પરિભ્રમણ કરતો, જન્મજરામરણાદિ દુઃખો ભોગવતો આવે છે તેને છૂટવાનું કારણ એક સત્પુરુષ છે. તેને શોધી તેની શ્રદ્ધાએ તેની આજ્ઞાએ વર્તતાં જીવનો મોક્ષ થાય છે. તેમાં સંશય નથી, યથાતથ્ય એમ જ છે.

તે સત્પુરુષની ઓળખાણ જીવને થવી દુર્લભ છે. તેનું કારણ આ જીવ પોતાની મતિકલ્પનાએ જ્ઞાનીને અજ્ઞાની માની સ્વચ્છંદે વર્તે તે ભૂલ થાય છે; અજ્ઞાનીને જ્ઞાની માની તેની આજ્ઞાએ વર્તે તે પણ ભૂલ છે. પણ જ્ઞાનીની દૃષ્ટિએ જ્ઞાનીને માને, તેની આજ્ઞાએ વર્તે તો જીવનો મોક્ષ થાય છે, સંસારથી મુક્ત થવું તેને થાય છે; એમ છે

તે ભૂલ પોતાને ડહાપણે પોતાની માન્યતાથી મોહની કર્મના ઉદયાધીનપણે આ જીવને થતી આવે છે તેમાં મુખ્ય દર્શન મોહનીય કર્મ નહિ ટળવાથી, મોહનીય કર્મ તેને મુઝવે છે તેને એક સત્પુરુષનો બોધ અને સત્સંગ મળવાથી તે ભૂલ નીકળે છે.

સત્પુરુષનાં વચનામૃત વાંચવાવિચારવાનું કરવું આત્માર્થીને જરૂરનું છેજી. મૂંઝાવા જેવું નથી, ગભરાવા જેવું નથી માર્ગ સુલભ છે; પ્રાપ્તિ દુર્લભ છે. ધીરજથી ઉદય કર્મ સમભાવે વેદવાં અને વૃત્તિ પરભાવમાં જતી રોકી તેને એક સમરણમાં રાખવી. દિન પ્રત્યે કલાક અથવા જેટલો અવકાશ મળે તેટલી વાર નિવૃત્તિ લઈ સ્મરણમાં રહેવાનું અથવા વાંચવું, વિચારવું કરશોજી પરકથા—પરભાવની વાત—માં ચિત્તને જોડવું નહીં. પરભાવમાં જીવને વીલો મૂકશો તો સત્યાનાશ વાળી દેશે માટે તેને સમરણમાં રાખશો; કેમકે, આ ક્ષણભંગુર દેહ છે તેનો ભરોસો નથી, લીધો કે લેશે થઈ રહ્યું છે માટે સારી ભાવનામાં, સારા નિમિત્તમાં મનને જોડવું. પૂ ભગવાનભાઈ નાની ઉંમરમાં આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી ચાલ્યા ગયા તેમ, આ સંસારમાં કોઈ રહેવાનું નથી. માટે જેમ બને તેમ સત્પુરુષાર્થ કર્તવ્ય છે. ચિત્તને ગોઠતું નથી, એવી કલ્પના થાય છે તે ભ્રમ છે, મિથ્યા છે, માટે આત્મસિદ્ધિના અર્થ વાંચવા—વિચારવાનું કરશોજી તેમ સર્વ મુમુક્ષુભાઈઓને પણ તે જ કર્તવ્ય છે

જે અશાતા વેદની પૂર્વના બંધને લીધે આવે છે તેને સર્વ જ્ઞાનીઓએ સમભાવે ધીરજથી વેદી છે. તેથી તે છૂટા થયા છે. દેહથી આત્મા ભિન્ન છે. દેહને લઈને વેદની છે. તે સર્વ શરીરને લઈને છે તો તેનો કાળ પૂર્ણ થયે મુકાય. આત્મા સત્સ્વરૂપ છે, તેનો નાશ નથી; એમ જાણી સહન કરવામાં કાળક્ષેપ કરવો.

" મોહી બાંધત કર્મકો, નિર્મોહી છુટ જાય
યાતે ગાઢ પ્રયત્નસે નિર્મમતા ઉપજાય.
પરિગ્રહાદિ અનુભવ વિના, આત્મધ્યાન પ્રતાપ,
શીઘ્ર સસવર નિર્જરા, રોકત કર્મકો આપ
[1]ઈત ચિંતામણિ મહત, ઉત[2] ખલ[3] ટૂક[4] અસાર,
ધ્યાન ઉભય યદિ દેત બુધ, કિસકો માનત સાર ? "
" આત્મહિત જો કરત હૈ, સો તનકો અપકાર,
જો તનકા હિત કરત હૈ, સો જિયકો અપકાર
[5]કટકા મૈ કરતાર હું ભિન્ન વસ્તુ સબંધ,
આપહિ ધ્યાતા ધ્યેય જહાં, કૈસે ભિન્ન સબંધ ?
મરણ રોગ [6]મોમે નહીં, તાતે સદા નિશંક,
બાલ તરણ નહી વૃદ્ધ હુ, યે સબ પુદ્ગલ અંક
પ્રગટ પર દેહાદિકા મૂઢ કરત ઉપકાર,
સુજનવત્ યા ભૂલકો તજ કર નિજ ઉપકાર.
મૈ એક નિર્મમ શુદ્ધ હું, જ્ઞાની યોગી ગમ્ય,
કર્મોદયસે ભાવ સબ, 'મોતે પૂર્ણ અગમ્ય "

***

૮૪ પેથાપુર, ફાગણ વદ ૬, સોમ, ૧૯૮૧

પરમકૃપાળુનો માર્ગ જયવંત વર્તો એ જ અમારી દૃષ્ટિ છેજી કાળ ગટકા ખાઈ રહ્યો છેજી લીધો કે લેશે થઇ રહ્યુ છેજી તેમા હવે કોઈ જાતની ઈચ્છા રહી નથી આમ થાય કે આમ થાય તે બધુ જોયા કરશુ હવે વૃદ્ધાવસ્થા દેખાતા જે કરવાનું છે તે તો પરમકૃપાળુ દેવાધિદેવે સંપૂર્ણ આપ્યુ છેજી માટે તૈયાર થઇ બેઠા છીએ મરણને જ્યારે આવવુ હોય—દેખાવ દે—ત્યારે તૈયાર છીએ બીજ હવે થવુ નથી શુ લખુ ? તે વિષેની શાંતિ પૂર્ણ છેજી આપ અમારુ અંતર છો માટે જણાવુ છુજી

***

૮૫ તા ૨૩-૫-૨૫

તમો આત્મહિત થાય તેવુ પુસ્તકાદિનું વાચન, વિચારવાનું કરતા હશો ન બનતું હોય તો હવેથી વિચારમા, ધ્યાનમા લેશો સત્સંગ કર્તવ્ય છેજી પ્રમાદ છોડીને સત્પુરુષાર્થ કર્તવ્ય છેજી સ્વચ્છંદ રોકી પુરુષાર્થ કરવાની જ્ઞાની પુરુષ તીર્થંકરે આજ્ઞા કરેલ છેજી તે જો જીવ પરમાર્થે—આત્માર્થે આરાધશે તો કલ્યાણ છે પોતાની કલ્પનાએ ને સ્વચ્છંદે ત્રણ કાળમા કલ્યાણ

---

૧. આ તરફ ૨ પેલી બાજુ ૩ ખોળ ૪ ટુકડો ૫. સાણસીનો ૬ મારામા

"નહિ બનવાનું નહિ બને, બનવું વ્યર્થ ન જાય;
કાં એ ઔષધ ન પીજીએ, જેથી ચિંતા જાય?"

ત્રિવિધ તાપથી આખો લોક બળ્યા કરે છે. કાળ ગટકાં ખાઈ રહ્યો છે; લીધો કે લેશેજી. આ જીવ કયા કાળને ભજે છે? ક્ષણે ક્ષણે મૃત્યુ સંભારવું. કાળનો ભરૂસો નથી.

"ઉષ્ણ ઉદક જેવો રે આ સંસાર છે;
તેમાં એક તત્ત્વ મોટું રે સમજણ સાર છે."

તત્ત્વ એટલે આત્મા છેજી. મોહમમત્વ ઓછાં કરવાં! તૃષ્ણા નહિ કરવી.

"કયા ઇચ્છત ખોવત સબે હૈ ઇચ્છા દુઃખમૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ મિટે અનાદિ ભૂલ."

આત્મભાવે પ્રણામ.

અહંકાર કરવો નહીં. દુઃખ આવે ત્યાં સહન કરવું. મનમાં ચિંતવના ખોટી ખોટી આવે ત્યારે સમરણમાં મંત્ર સંભારવો. મનને રોકી બીજું વાંચવું,—વિચારવામાં મનને રાખવું. મનને જેમ બને તેમ કરી પરમાત્મા કૃપાળુદેવમાં જોડવું ને તેમનાં લખેલાં વચનામૃતો ભણવાં. મનુષ્યભવમાં ધર્મધ્યાન ચિંતવવું. ચિંતવન આત્માનું કરવું; આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે. તે છ પદનો પત્ર વાંચશો, વિચારશો. આત્મસિદ્ધિ મુખપાઠે કરવી; સંકલ્પ-વિકલ્પ કાંઈ કરવા નહિ. જ્ઞાની તીર્થંકર ભગવાને આત્મા જાણ્યો છે તેવો છેજી, તે મારે માન્ય છે. મારે તો તેણે જે આજ્ઞા કહી છે તેમ કરવું કર્તવ્ય છે. સ્વચ્છંદ રોકવો. आणाए धम्मो – આજ્ઞા તે ધર્મ છેજી. શાંતિઃ શાંતિઃ

***

૮૯ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ, સં. ૧૯૮૨

વિશેષ વિનંતિ સાથે આપશ્રીને જણાવવાની સૂચના એ છે જે પ્રથમ, સમાગમે આપને ઘણા ફેરા કહેવામાં આવેલ છે તે આપના સમજવામાં છે છતાં વિસર્જન ન થાય તે અર્થે અત્રેથી જણાવવાનું એ છે કે શ્રીમદ્ સદ્ગુરુ દેવાધિદેવ તેની આજ્ઞાએ ભાવની પરિણતિ સાથે વાંચવું વિચારવું કર્તવ્ય છેજી. તે ગફલતમાં ન જાય તેમ ધ્યાનમાં લેશોજી.

આપે જે પત્રમાં લખાણ કરેલ છે તેમાં જરા આજ્ઞાનો ભાવ અમારા ઉપર રાખો છો, તે ભાવ કરતાં સદ્ગુરુની આજ્ઞાએ અત્રેથી જણાવવું થાય છે કે તેની પ્રતીતિએ આપણે વાંચવું વિચારવું યોગ્ય છે. બાકી અમારો અભિપ્રાય એ છે જે તેની આજ્ઞાએ અમારા કહેવાથી તે પ્રતીત કર્યે કલ્યાણ, આત્મહિત સમજાયું છે. તે આજ્ઞા માગી લક્ષ લેવા યોગ્ય છે.

ચિત્તવૃત્તિ પર્યાયદૃષ્ટિમાં પરિણમવાથી બંધન થાય છે. તે વૃત્તિ રોકી આત્મભાવ–જ્ઞાનીની દૃષ્ટિએ, જેણે જોયો છે, જાણ્યો છે, અનુભવ્યો છે, તે ભાવ—તેની આજ્ઞાએ માન્ય કરવા યોગ્ય છે.

"શુદ્ધતા વિચારૈ ધ્યાવૈ, શુદ્ધતામૈં કેલિ કરૈ;
શુદ્ધતામાં સ્થિર વહે, અમૃતધારા વરસે."

"આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે."

" ઉષ્ણ ઉદક જેવો રે આ સંસાર છે,
તેમા એક તત્ત્વ મોટુ રે સમજણ સાર છે "

તે આત્મા જ્ઞાનીએ જ્ઞાનીની દષ્ટિએ જોયો છે તે ભાવની પરિણતિ મનમા, ચિત્તમા, ભાવમા કર્તવ્ય છેજી

***

૯૦ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ,
ચૈત્ર વદ ૧૨, સોમ, ૧૯૮૨

આવી નાની ઉમરમા પણ જીવને દેહ છૂટી જાય છે તો તેનો વિશ્વાસ નહિ રાખતા આપને પણ જેમ બને તેમ ત્યાગ વૈરાગ્યની ભાવના કરી વિશેષ જાગૃતિ કરી આત્મહિત ભણી જોડાવું કર્તવ્ય છેજી સ્વજન-કુટુમ્બ, પુત્રપુત્રી આદિ પોતપોતાના પૂર્વ પુણ્ય વડે જે પ્રાપ્ત થયું હોય તે પ્રમાણે સુખદુ ખ ભોગવી શકે છે પોતાનું ધાર્યું કાઈ બનતું નથી તો જેમ બને તેમ ધર્મ આરાધન અર્થે—પરમાર્થે આ દેહ ગાળવો ઘટે છે ફરી ફરી આ જોગ મળવો દુર્લભ છે કોઈ કોઈનું થયું નથી માટે સમભાવે પોતે પોતાના બાધ્યા કર્મ વેદી ભોગવી લેવા, પણ કોઈ જીવ પ્રત્યે ઈચ્છા, મોહ, તૃષ્ણા કર્તવ્ય નથી નિર્ભય રહેવું કોઈ પ્રકારનો ભય ગણવાલાયક નથી સત્સગ, સત તથા સત્પુરુષના પ્રત્યક્ષ વચનામૃતોનો જોગ મળ્યો, ને તે શ્રદ્ધા – દઢત્વ જો આ મનુષ્યભવમા થયા તો જીવનું કલ્યાણ, સફળપણુ થયું સમજવુ અનતવાર મનુષ્યભવ પણ મળ્યા, સજોગવિજોગ અનતવાર થયા, જન્મમરણ થયા, ત્રિવિધ તાપના અસહ્ય દુ ખો વેઠયા, પણ જીવને શાતિ આવી નથી, માટે ખરેખરો જોગ આટલા ભવમા મળ્યો છે, તેનો લાભ લેવા ચૂકવું નહીં સસારની મોહમાયામા જે જીવ ખૂચ્યા છે તે જીવ દુ ખી થયા છે, પણ નિકટભવી જીવ આ અવસરે જાગૃત થઈ સફળપણું કરી લે છે ચેતવા જેવું છે

આપ સમજુ છો કોઈ વાતે ખેદ કરો તેમ નથી પૂર્વના સજોગે ક્ષયોપશમ સારો છે, તે સસારની માયામા કાઢવો નહિ અવસર આવ્યો છે–ચેતી લેવા જેવો કાળ ગટકા ખાઈ રહ્યો છે, લીધો કે લેશે એમ થઈ રહ્યુ છે આ જીવ કયા કાળને ભજે છે તે વિચારવા જેવું છે ઘણા જીવો આવા મનુષ્યભવ પામી આત્માનું કલ્યાણ કરી ગયા છે, એમ જાણી પૂર્વના ઉદય, વ્યવસાય, પ્રારબ્ધ છે તે સમભાવે વેદી, ક્ષમા ધારણ કરી, આત્માના હિત માટે બળ કર્તવ્ય છે બનનાર તે ફરનાર નથી, ફરનાર તે બનનાર નથી, તેમ સત્ પુરુષાર્થ કર્તવ્ય છે

" जिणवयणे अणुरत्ता, गुरुवयण जे करति भावेण ।
असबल–असकिलिट्ठा त होंति परित्तससारा ॥ "

( મૂના૦ ૨, ૭૨ )

જિન ભગવાનના પ્રવચનમા જે આત્મા અનુરાગી છે, ગુરુ – આપ્ત પુરુષના વચનામૃતમા જેના ભાવ વર્તે છે, જે મિથ્યાત્વથી રહિત છે ( સમ્યક્ પરિણામી છે ) અને જેના પરિણામ સક્લેશવાળા નથી થતા તે પરીતસસારી, સમીપમુક્તિગામી હોય છે એટલે સમ્યક્ત્વને પામી મુક્ત થાય છે

" તીન ભુવન ચૂડા રતન સમ શ્રી જિનકે પાય;
નમત પાઈએ આપ પદ સબ વિધિ બંધ નસાય. "

—શ્રી ટોડરમલ

" આશ્રવભાવ–અભાવતે ભયે સ્વભાવસ્વરૂપ;
નમૌ સહજ આનંદમય અચલિત અમલ અનુપ. "

—શ્રી ટોડરમલ

" સૌ સાધન બંધન થયાં રહ્યો ન કોઈ ઉપાય,
સત્સાધન સમજ્યો નહિ ત્યાં બંધન શું જાય ? "

—શ્રીમદ્ રાજચંદ્ર.

આ જીવને બોધની અવશ્ય જરૂર છે. બોધ એ સમકિત પમાડે છે. માટે, આ જીવનું પણ જેમ હિત થાય તેવી દયા અંતરમાં લાવી, આ મનુષ્યદેહે જોગ મળેલો છે તો ચેતી લેવું યોગ્ય છે. ફરી ફરી આ જોગવાઈ મળતી નથી

જોકે જીવને અનંત વાર પુદ્ગલિક સુખ મળ્યું છે, મેળવવાની ઇચ્છાએ વર્તેલ છે; પણ તેથી સુખ થયું નથી. માટે પોતાનું હિત ચિતવવું. વિશેષ શું લખવું ?

ચિત્તવૃત્તિ ઉદયકર્માધીન હોવાથી, લખવાની વૃત્તિ હતી, પણ લખાયું નથી. વૃદ્ધ અવસ્થા છે, શાતા અશાતાના ઉદયનું સમભાવે વેદવું કરાય છે–થાય છે.

શમભાવ, સમાધિ, ક્ષમા, સમતા. શાંતિઃ શાંતિઃ

' પાવે નહિ ગુરુગમ બિના એહિ અનાદિ સ્થિત. '

નિર્ભય થવાની જરૂર છે. જીવને વિશ્રાન્તિ આવી નથી ત્યાં બોધનું અવશ્ય જરૂર કામ છેજી.

" जं संमंति पासहा तं मोणंति पासहा
जं मोणंति पासहा तं संमंति पासहा "

સમ્યક્ત્વ વસ્તુ અપૂર્વ છેજી. એટલું જ કર્તવ્ય છેજી—તો સફળપણું છેજી.

***

૯૧ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ;
શ્રાવણ સુદ ૮, મંગળ, ૧૯૮૨

" જે વિદ્યાથી ઉપશમ ગુણ પ્રગટ્યો નહીં, વિવેક આવ્યો નહીં કે સમાધિ થઈ નહીં તે વિદ્યાને વિષે રૂડા જીવે આગ્રહ કરવો યોગ્ય નથી. " —શ્રીમદ્ રાજચંદ્ર.

ઉદ્ધતાઈ કરી પોતાની મતિકલ્પનાએ એટલે સ્વચ્છંદે કોઈ પદાર્થનો નિર્ણય કરવો યોગ્ય નથી. એમ જ્ઞાનીપુરુષોએ જાણ્યું છે, તીર્થંકરાદિએ કહ્યું છે.

***

૯૨

આપનો પત્ર વાચી ખેદ, ખેદ અને ખેદ સાથે દિલગીરી થઈ છે અહો! આ જીવને મનુષ્યભવ પામી કાળનો ભરોસો કર્તવ્ય નથી લીધો કે લેશે થઈ રહ્યુ છે તો આ જીવ કયા કાળને ભજતો હશે? ખોટી ગતિના કારણો મેળવવામા આ જીવે કાળ ગાળ્યો છે તો મનુષ્યભવ પામીને અત્યારે ચેતવા જેવુ છે કે પોતાના આત્માનું કલ્યાણ થાય તેમ કરવું

ધન મેળવતા દુ ખ, ખરચાઇ જતા દુ ખ, તો તેવા ક્લેશકારી ધનને ધિક્કાર છે! આ દેહને પોષીને સુખ ઇચ્છે તેને સુખ કેવું મળશે તેનો કાંઈ વિચાર આવે છે? આત્મા શું છે અને આ સંજોગો એ શું છે? અને જીવ માની રહ્યો છે તે મિથ્યાત્વ છે, એ કયા સમજાયું છે? બાધ્યા કર્મ ભોગવતા કોણ આડુ આવશે એનો કાંઈ વિચાર થાય છે?

મનુષ્યભવ તો દુર્લભ કહ્યો છે ધારે તો થોડા કાળમા મોક્ષ થાય તેવું છે અને સર્વ સુખ પામે તેમ છે છતા આ જીવ પોતાના સ્વચ્છદે, પોતાની ઈચ્છાએ, પોતાની સમજણે જે વર્તન કરે છે તે આ જીવને મહાદુર્ગતિ–દુ ખનું કારણ થઇ પડશે તે વખતે કોણ છોડાવવા સમર્થ છે? ફરીને આવો જોગ કયાથી મળશે? આ ચિંતામણિ સમાન અવસર જતો રહ્યો તો પછી પૃથ્વી, પાણી, નિગોદમા અનતો કાળ પરિભ્રમણ કરવું પડશે તેની દયા ખાવાને આ અવસર છે કે કેમ? જો જીવ શ્રદ્ધા રાખી જીવના હિત–કલ્યાણને માટે નહિ ચેતે તો પછી તેનું પરિણામ ખોટુ આવે

હજુ ચેતવા જેવું છે અનાર્ય જીવોનો સ ગ–સમાગમ અનાર્ય દેશ એ તો મહા અનર્થકારી છે ચેતવા જેવું છે માટે જેમ બને તેમ આટોપી લેવાય અને ચેતાય અને આત્માની દયા ખવાય એ કર્તવ્ય છે પત્રથી શુ લખાય? જે કાળ જાય છે તે પાછો આવતો નથી ક્ષણ લાખેણી જાય છે 'समय गोयम मा पमाए', એનો ઊ ડો વિચારવા જેવો આશય છે શુ કરવુ? યોગ્યતાની બહુ ખામી છે સ સાર સેવવો અને મોક્ષ થાય એમ માનવુ એ કેમ બને? સ સારના ભોગવૈભવમા રહેવું, સ સાર સેવવો, એમા વહાલપ એમા પ્રીતિ રાખવી ને વૃત્તિ છેતરે, તેવો માર્ગ હશે કે કેમ? વિશેષ શુ કહીએ?

***

૯૩ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ
આસો વદ ૧૧, સોમ, ૧૯૮૨

આપણે આપણુ કરવું છેજી તેમા ઠેઠ જીવાત્માનું હિત થાય તો આપણું હિત સમજવું પરમ કૃપાળુ દેવનું કહેલુ વચન યાદ આવ્યાથી અત્રે આ પત્રદ્વારા વિદિત કર્યું છે તે એ કે "હે! મુનિઓ, બહાર નીકળશો તો એકલો વિક્ષેપ જ ભર્યો છે"

આત્માનું મૂળ જ્ઞાન ક્ષાયિક અને પારિણામિક ભાવે રહેલુ છેજી તે હાનિવૃદ્ધિ પામતું નથી તે ભૂલીને દેહાદિકમા આત્મબુદ્ધિ કરી છે અને રાગદ્વેષમોહાદિ પ્રકૃતિભાવ–પરિણામમા આત્મબુદ્ધિ કરી છે હું જ્ઞાની છુ, અજ્ઞાની છુ, ક્રોધી છું, મોહી છું, ઈત્યાદિકમા આત્મભ્રાન્તિ

થઈ છે; તે પણ ભૂલ છે. તે ટાળવાને સત્સમાગમે તે વિચારવા યોગ્ય છે. દેહને વિષે જે આત્મબુદ્ધિ છે તે સંસાર વધારે છે અને આત્માને વિષે આત્મબુદ્ધિ જેને છે તે મુક્તિ પામે છે એ ભાવ અને એ પરિણામે છૂટવાનો બોધ કોઈ જ્ઞાનીના વચન–સત્સંગે વિચારી હૃદયમાં ધારવા યોગ્ય છેજી.

"બીજા પદાર્થમાં જીવ જો નિજબુદ્ધિ કરે તો પરિભ્રમણદશા પામે છે; અને નિજને વિષે નિજબુદ્ધિ થાય તો પરિભ્રમણદશા ટળે છે."

આ વાતની હૃદયમાં ધારણા કરી રાખી, સત્સંગ–સમાગમે આ જીવને તે લાભ લેવાનો અવસર છેજી.

***

૯૪ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ સ્ટેશન.
કાર્તિક વદ ૧૧, ગુરુ, ૧૯૮૩

" [1]अनादरं यो वितनोति धर्मे, कल्याणमालाफलकल्पवृक्षे ।
चिंतामणि हस्तगतं दुरापं मन्ये स मुग्धस्तृणवज्जहाति ॥ १९
निषेवते यो विषयं निहीनो धर्मं निराकृत्य सुखाभिलाषी ।
पीयूषमत्यस्य स कालकूटं सुदुर्जरं खादति जीवितार्थी ॥ २३ "

—શ્રી અમિતગતિ શ્રાવકાચાર (પ્રથમ પરિચ્છેદ)

"અર્થ–[2]જો નીચ પુરુષ ધર્મકા નિરાકરણ કરી સુખકા અભિલાષી વિષયનિકૌ સેવૈ હૈ સો અમૃતકો ત્યાગિ કરિ જીવનેકા અર્થી પ્રબલ કાલકૂટ વિષકૂં ખાય હૈ." (૨૩, અ૦ શ્રા૦)

જીવને ઉદયકર્મ–ફળ ભોગવતાં ઉદાસ નહીં થતાં ઉદાસીનતા (સમભાવ) કર્તવ્ય છેજી. જાગૃત થા; જાગૃત થા.

***

૯૫ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ.
ચૈત્ર સુદ ૭, ગુરુ, ૧૯૮૩

દેહ છૂટવા સંબંધી નિર્ભય રહેવું કર્તવ્ય છેજી. આત્મા અજર છે, જ્ઞાનદર્શનમય છે, દેહના સંયોગે હોવા છતાં દેહથી ભિન્ન છે. તેને શાતા–અશાતા વેદનીય હોય તોપણ તે કિંચિત્ માત્ર દુઃખમય નથી. આત્મા છે તે મારું સ્વરૂપ છે. તે જ્ઞાનીએ જોયું છે. દેહને લઈને વેદનીય છે, તે વેદનીયનો કાળે ક્ષય થાય છે. ત્યાં તે વેદનીનો ક્ષય થયે, નાશ થયે, મૃત્યુ મહોત્સવ છે.

૧. કલ્યાણની પરંપરારૂપ ફલને દેનાર કલ્પવૃક્ષ જેવા ધર્મમાં જે અનાદર વધારે છે તેવો મૂઢ પુરુષ ખરેખર હાથ લાગેલા દુર્લભ ચિન્તામણિને તૃણની જેમ વૃથા ફેંકી દે છે!

૨. જે નીચ પુરુષ ધર્મને છાંડી સુખને અર્થે વિષયોને સેવે છે તે જીવવાની આશાથી અમૃતને છોડી કાલકૂટ વિષ ખાઇ રહ્યો છે!

કર્મનો નાશ તે મૃત્યુમહોત્સવ છે હરખશોક કરવા જેવું નથી, દ્રષ્ટા રહી જોયા કરો શ્રદ્ધા માન્યતા તો તે જ સદ્‌ગુરુ, પ્રત્યક્ષ પુરુષ, સહજાત્મસ્વરૂપ પરમગુરુ–જ્ઞાનદર્શનમય શ્રીમદ્ રાજચદ્ર તે જ ગુરુ છેજી ૐ શાતિ શાતિ શાતિ

***

૯૬ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, અગાસ
તા ૫–૬–૧૯૨૭

' આપ સમાન બળ નહીં, મેઘ સમાન જળ નહીં '

જીવનો શિવ થાય છે માટે પુરુષાર્થ કર્તવ્ય છે તમે જ તારી આપશો અને તમારી કૃપાએ આમ મળો એમ ન કરવું કૃપાળુદેવ દેવાધિદેવે કહેલો મત્ર, તેની આજ્ઞા ઉઠાવી વિચાર, ધ્યાન, મનન,–તેમા દિન પ્રત્યે વૃત્તિ રોકવી સારા વિચારમા રહેવું બીજે મન જતું હોય ત્યાથી રોકવું અને સત્પુરુષોના વચનામૃત વાચવા, વિચારવા, તેને યાદ લાવવામા ઉપયોગને જોડવો ઉપયોગ એટલે આત્મા જ્ઞાન દર્શન ચારિત્ર – જાણવું, દેખવું, સ્થિર થવુ તે – આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે એ વિચારમા ચિત્ત લાવવું; મનમા વિચારવું તેમાથી મન બીજે જતું રહે છે ત્યાથી રોકવું મહેનત કર્યા વગર મળશે નહીં પા કલાક, અર્ધો કલાક કે કલાક સુધી એમ રોજ મહેનત કરવામા કાળ ગાળવો પા કલાક વાચવું, પા કલાક અર્થ વિચારવો, શબ્દના અર્થ વિચારવા, જેમકે,

" છૂટે દેહાધ્યાસ તો નહિ કર્તા તું કર્મ,
નહિ ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ '

એનો અર્થ વિચારવો તેમ કરતા એમ ન વિચારવું કે આતો મન જતું રહે છે, બીજે રહે છે એમ જે થાય છે તે પૂર્વકર્મ છે, તે વિઘ્ન પાડે છે એમ થતું હોય તો ગભરાવું નહિ પાછું તે અર્થના વિચારપર મનને લાવવું એમ લડાઈ કરવી, જેટલુ બને તેટલુ કરવું આખા દિવસમા તેનો સબધ રાખવો, તેમા ચરી પાળવાની ' સાત વ્યસન તે તથા નાટક, ખ્યાલ તથા ઠઠ્ઠામશ્કરી બેચાર બેસી ગમ્મત કરવી ' તેમ કરવુ નહીં–વિકારમા મન જાય તેમ કરવુ નહીં, ખોટા નિમિત્ત મેળવવા નહીં સારા સારા નિમિત્ત જોડવા સારા સારા વચનામૃતના વચન સાભળવાનું રાખવુ, બેચાર બેઠા હોઇએ ત્યારે એ સભળાવવા, એમા સર્વની વૃત્તિ, મન દોરવુ

આર્તધ્યાન કરવું નહિ બનનાર તે ફરનાર નથી અને ફરનાર તે બનનાર નથી નહિ બનવાનુ નહિ બને પૂર્વ ભવના બાધેલા ભોગવવા પડે છે, તે ભોગવતા હાયવોય થાય છે, વળી પાછા જન્મમરણના દુખ છે આ અવસર હારી ગયો તો ફરી મળશે નહીં, એમ વિચારી અત્યારે હાલ જેમ બને તેમ સદ્‌વિચારમા કાળ ગાળવો ખોટા વિચાર આવે ત્યા તે બધ કરી દેવા ક્ષમા, સમતા, ધીરજ રાખતા શીખવુ, પૂર્વના બાધેલા છે તેથી દુખસુખ આવે છે માટે, હવેથી બાધતા વિચાર રાખતા શીખવુ કોઈ પર મોહ કરવો નહિ મોહથી રાગદ્વેષ થાય છે, બધન થાય છે સમભાવ રાખવો ખમીખૂદવા શીખવુ

વર્તવું. જેટલું આવવું હોય તેટલું આવે; તે બધાનો નાશ થશે અને આત્માની જીત થશે-નક્કી માનજો. હિમ્મત હારશો નહિ. ક્ષણે ક્ષણે વૃત્તિ પલટાય છે. આત્મા મરતો નથી.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

***

૧૦૧ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
શ્રાવણ સુદ ૩, ૧૯૮૪

"દ્રવ્ય દૃષ્ટિતેં વસ્તુ થિર, પર્યય અથિર નિહારિ;
ઉપજત-વિનશત દેખિકૈં, હરષ-વિષાદ નિવારિ."
(કાર્તિકેયાનુપ્રેક્ષા)

"જીવ, તું શીદ શોચના ધરે,
કૃષ્ણને કરવું હોય તો કરે."

"બનનાર તે ફરનાર નથી અને ફરનાર તે બનનાર નથી."

"નહિ બનવાનુ નહિ બને, બનવું વ્યર્થ ન થાય;
કાં એ ઔષધ ન પીજિયે, જેથી ચિન્તા જાય?"

"ધીરજ કર્તવ્ય છે. ઉદાર વૃત્તિનો માણુસ સંપત્તિ હો કે વિપત્તિ હો પણ તે સમતાથી ચાલે છે તે ફતેહથી હરખાઈ જતો નથી અને હાર ખાવાથી અફસોસ કરતો નથી; ભય આવી પડે તો તેનાથી ભાગતો નથી, અથવા ભય ન હોય તો તેને ખોળવા જતો નથી. બીજા તેને હરકત કરે તો તેને દરગુજર કરે છે. તે પોતા વિષે કે બીજાઓ વિષે વાતો કર્યા કરતો નથી, કેમકે પોતાનાં વખાણ કરવાની ને બીજાનો વાંક કાઢવાની તેને દરકાર નથી. તે નજીવી બાબતો વિષે બરાડા મારતો નથી અને કોઈ પાસેથી મદદ મેળવવા માટે તે આજીજી કરતો નથી.

દરેક માણસે આફત અને અડચણોને માટે સદા તત્પરજ રહેવું ઘટે છે. નસીબમાં ગમે તે લખ્યું હોય-સુખ કે દુઃખ-તેની સામા જોવાનો, થવાનો એક જ ઉપાય 'સમતા ક્ષમા ધીરજ' છે. કદી હિમ્મત હારવી નહીં. કોઇપણ પ્રકારની આફતો આવી પડે કે ગમે તેવો અકસ્માત બનાવ બને તેથી કોઈપણ મનુષ્યે પોતાનો અભ્યાસ છોડવો નહિ. અને જેટલું ઉચ્ચતમ અને વિસ્તીર્ણ જ્ઞાન તે સંપાદન કરે તે સઘળું પોતાના જ ઉપયોગમાં આવે છે."

કાળ વિકરાળ! ભયંકર દુષમકાળ, ઘણા જીવાત્માઓના પુણ્યની હાનિ, દુરાચરણ, વિષય-કષાય, માયામોહનાં પ્રબળ કારણ-નિમિત્ત જોડીને આત્માનું અહિત કરી નાખે છે. કર્મ-ઉદયને આધીન જીવ બહોળાં કર્મ બાંધી દે છે. જીવને જરા પણ પોતાના આત્મા સંબંધી દયા આવી નથી અને ઈન્દ્રજાળ જેવા આ સંસારમાં ગોથાં ખાય છે. તેમાંથી કોઈ ભાવિક આત્મા હશે તે ધર્મનાં કારણ-સત્સંગ, સત્પુરુષનાં વચન-પર દૃષ્ટિ રાખી પોતાનો પુરુષાર્થ સવળો કરશે, પ્રમાદ છોડીને જાગૃત થશે. ચેતવા જેવું છે; કાળનો ભરોસો નથી. આયુષ્ય ક્ષણભંગુર છે. યોગ્યતાની ખામીને લીધે કાંઇ લખી શકાતું નથી. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

***

૧૦૨ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
ભાદરવા સુદ ૭, ૧૯૮૪ શુક્ર, તા ૨૧-૯-૨૮

" જાણ્યુ તો તેનું ખરુ, (જે) મોહે નવિ લેપાય,
સુખદુ ખ આવ્યે જીવને, હરખશોક નવિ થાય
ઈસ ભવમે સબ દુ ખનકા, કારણ મિથ્યાભાવ,
તિનકુ સત્તા નાશ કરે, પ્રગટે મોક્ષ-ઉપાવ
હોવાનું જે જરૂર તે, મહતને પણ થાય,
નીલકંઠને નગનપણું, સાપ સોયા હરિરાય
નહિ બનવાનું નહિ બને, બનનુ વ્યર્થ ન જાય,
કા એ ઔષધ ન પીજિયે, જેથી ચિન્તા જાય ? "

ધીરજ ધરવી કર્તવ્ય છે, પુરુષાર્થ કર્તવ્ય છે, જેમ બને તેમ પ્રમાદ છોડી ધર્મધારણા કર્તવ્ય છે, સત્ ઉપયોગમા ઘણુ રહેવુ કર્તવ્ય છે વ્યવહારિક પ્રસગમા ગભરામણુ કર્તવ્ય નથી

" મનચિંત્યુ તે ઈમિહી જ રહે,
હોણહાર સરખુ ફલ લહે,
ગુરુસાખે કીધાં પચખાણુ
તે નવિ લોપે જાતે પ્રાણુ
વ્રત લોપ્યે દુ ખ પામે જીવ,
ઇસ ભાવતે રહે સદીવ "
" મોટુ કષ્ટ ગ્રથ મેળવા,
મહા કષ્ટ વળી તે રાખવાં,
લાભહાણિ બેઉમાં કષ્ટ
પરિગ્રહ ઈણુ કારણે અનિષ્ટ "

***

૧૦૩ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
ભાદ્રપદ વદ ૫, ૧૯૮૪

કળિકાળ છે આયુષ્યનો ભરોસો નથી દેહ ક્ષણભગુર છે બીજે ક્યાય દૃષ્ટિ કરવા જેવું નથી આપણે આપણું કરી વહ્યા જવા જેવું છે અવસ્થા થઈ છે જ્ઞાનીનું વચન તો એમ છે કે સર્વ સમયે ચેતવા જેવું છે, જાગ્રત થવા જેવું છે 'ભૂલ્યો ત્યાથી ફેર ગણ, સમજ્યો ત્યાથી સવાર ' હે! પ્રભુ, ઉદયાધીન વૃત્તિ ચલિત થઈ જાય છે, પણ ફરીફરીને શાની સામા જોવું ? જે જ્ઞાનીની આજ્ઞા છે તે દૃષ્ટિએ રહેવું

આ કાળમા આત્માની ઓળખાણવાળા, આત્માના ભાવવાળા જીવાત્મા થોડા, વિરલા છે લખ્યું જાય તેમ નથી સો સો કે મનમે સો મગન હૈ સૌનું ભલુ થાઓ!

***

૧૦૪ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
સં. ૧૯૮૪

આ સંસારમાં એક ધર્મ સાર છે. મનુષ્યભવ મેળવવો દુર્લભ છે. જન્મ, જરા, મૃત્યુ, રોગ, વ્યાધિ, દુઃખ, આકુળ-વ્યાકુળતાએ આખો લોક ત્રિવિધ તાપથી બળ્યા કરે છે તે વિચારો અને અજ્ઞાનથી સદ્‌વિવેક પામવો દુર્લભ છે એમ જુઓ. માટે આ જીવે જેમ બને તેમ આખા દિવસમાં કલાક અડધો કલાક રાત્રે કે દિવસમાં એકાન્તમાં બેસી ભક્તિભાવના, વાંચવું-વિચારવું કર્તવ્ય છે.

ક્ષણ ક્ષણ, સમયે સમયે જીવ મરી રહ્યો છે તેમાંથી જેમ બને તેમ આત્મહિત, કલ્યાણ થાય તેમ આ સંસારમાં કરી લેવું તે આત્માર્થ અને કલ્યાણનો રસ્તો છે. સંસારમાં સ્વાર્થમાં પૂર્વના ઉદયે જે કાળ વ્યતીત થાય છે તેમાંથી સત્પુરુષાર્થ ભણી વૃત્તિ દોરવી, જોડવી. પરમાર્થ જે બને તે કર્તવ્ય છે.

***

૧૦૫ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
માગશર સુદ ૩, શનિ, ૧૯૮૫

આખો લોક ત્રિવિધ તાપથી બળ્યા કરે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અનુસાર ફરસના જીવાત્માને સૃજિત હોય છે તેમ બને છે. કોઈનું ધાર્યું થતું નથી ભાવિક સમદૃષ્ટિ જીવાત્માને ક્ષેત્રફરસનાએ, અવસર અનુકૂળતાએ ચિત્તસમાધિ આત્મહિત કર્તવ્ય છે. જાગૃત રહી, પુરુષાર્થ કર્તવ્ય છેજી. કોઇ વાતે ગભરાવા જેવું નથી. જેમ ચિત્તપ્રસન્નતા રહે તેમ કર્તવ્ય છેજી. શાતા-અશાતા જીવાત્માને જે ક્ષેત્રફરસનાએ થવી સૃજિત છે તેમ બને છેજી. એમાં કોઈનું ધાર્યું થતું નથી એમ જાણી સમાધિ શાંતિમાં રહેવું એજ યોગ્ય સમજાય છેજી.

***

૧૦૬ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
ફાગણ વદ ૧૧, ૧૯૮૫

બપોરે આહાર લીધા પછી કાંઈ ગમતું નથી એટલે વનમાં ભાગી જવાનું બને છે. આંબાની છાંયે જઈ સૂતાં સૂતાં સાંભળ સાંભળ કરવાનું રાખ્યું છે ગમે તેમ કાળ એના એ લક્ષમાં ગાળવો અને થાય તેટલો પુરુષાર્થ કરવાનું ન ચૂકવું, એમ ધારી શુભ નિમિત્તની ભાવના રાખી પ્રવર્તવું બને છેજી. વનમાં જઇએ છીએ ત્યાંપણ બીજા ભાઈઓ પાંચપચીસ આવી પહોંચે છે!

સત્પુરુષનાં વચન-સ્મરણ મીઠાં લાગે છે. બાકી બીજે ક્યાંય ચિત્ત ગોઠતું નથી. આખો દિવસ વંચાવ વંચાવ કરવું અને સાંભળ સાંભળ કરવું તથા રોગ, વ્યાધિ, જરાનાં નિમિત્તોમાં જતું ચિત્ત બીજે વાળવું એવી વૃત્તિ રહ્યા કરે છેજી.

***

૧૦૭ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
જેઠ સુદ ૧૫, શનિ, ૧૯૮૫

ગુરુને નામે જીવ ઠગાયો છે જેના પર પ્રેમ ઢાળવો છે ત્યા ઢાળાતો નથી અને સત્સગમા સમાગમમા જ્યા દૃષ્ટિ પડી ત્યા પ્રેમ ઢાળી નાખે છે તેથી અશાતના લાગે છે અને જીવ ગાડા ઘેલા પણ થઈ જાય છે અને મોહનીય કર્મ ઊભુ રહે છે તેને લઈને જ્ઞાનાવરણીય કર્મ આવરણ કરે છે મોહનીય કર્મ જીવને ભાન થવા દેતું નથી

"માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ" જેના પૂર્ણ ભાગ્ય હશે તેની દૃષ્ટિ આ દુષમ કાળમા ફરશે, બાકી તો જીવ મોહનીય કર્મને લઈ ભૂલથાપ ખાય છે, જેમકે બાપને, માને, ભાઈને, કુટુમ્બને, દેહને મારા માને છે એમ કહે છે કે મારા નથી, પણ મોહનીય કર્મની ઘેલછાને લઈને જીવ મુઝાય છે તે સર્વથી હું ભિન્ન છુ, મારુ સ્વરૂપ જ્ઞાન દર્શન ચારિત્ર છે તેને જાણવુ, દેખવું, સ્થિરપણુ થાય છે, તેવું કોઈ સત્સગથી સાભળવા છતા સત્પુરુષની આજ્ઞાએ આ જીવ વર્તતો નથી તો તેની શી વલે વશે ?

જીવને દુખ આવે છે, મરણ થાય છે તે વખતે ગભરાય છે, મુઝાય છે, વળી કોઈને ઘેલછા થઈ જાય છે, અકળાય છે તેનો દ્રષ્ટા આત્મા છે તે વિચાર છૂટી જઈ ગભરાઈ મુઝાઈ આર્તધ્યાન કરી જીવ ખોટી ગતિમા જાય છે માટે જ્ઞાની પુરુષના વચનામૃતમા, પત્રોમા જે જે ભલામણ છે તે વાચવી વિચારવી કર્તવ્ય છેજી

સહનશીલતા, ક્ષમા, ધીરજ કર્તવ્ય છેજી ગભરાવાની જરૂર નથી કર્મ કોઈને છોડે એમ નથી "ઉતાવળ તેટલી કચાશ, કચાશ તેટલી ખટાશ" સમતા, દયાની ભાવનાએ કરી આત્મ ભાવનામા ભાવ લાવી કાળ વ્યતીત કરવો જીવને વીલો મૂકયો નહીં થોડીવાર વાચવું, થોડીવાર વિચાર કરવો, થોડીવાર સત્સગ સમાગમ કરવો, થોડીવાર વેપાર વગેરેમા જોડવો એમ કરી કાળ ગાળવો

હિમ્મત રાખવી આત્મા અનત સત્તાનો ધણી છે તે આ સસારની માયામા, સસારની મોહની જાળમા ગૂચાઈ ગભરાય છે ઉપયોગે ધર્મ છે, પરિણામે બધ છે માઠા પરિણામ થાય ત્યાથી સારા પરિણામ, સારા ભાવમા આવી જવું પ્રમાદ ન કરવો માયા છેતરે છે, ઘડી પછી હમણા વૃત્તિ ફેરવીશ, એમ વિચારે ત્યા સુધીમા તો જીવ મધના ટીપા જેવી વિષયભોગની ઈચ્છાઓ તૃષ્ણાઓમા તણાઈ જાય છે ત્યા તેને ટકવા ન દેવો જો ટકવા દીધો તો દાવાનલ અગ્નિથી પણ અનતગણું દુખ ઉપાર્જે તેવી અરતિથી મુઝાઈ, જીવ પુણ્યની હાનિ કરી, પાપના દળિયા સચી ખોટી ગતિએ જાય છે માટે પુરુષાર્થ, ગુરુઆજ્ઞાએ જે કહ્યો છે તે, કરો શાતા અશાતા કર્મ જેવુ બાધ્યું તેવું જીવ ભોગવે છે જ્યા જાય ત્યા લાડવો દાટયો નથી જે સુખદુખ આવે તે સમભાવથી ભોગવી લેવું, એ ચૂકવુ નહિ એક વિશ્વાસ રાખવો આત્મા અનત સુખનો ધણી છે, અને બહારના સુખની ઈચ્છા રાખી તે ભિખારી થઈ ગયો છે ધાર્યું થતુ નથી માટે સમભાવ રાખવો ॐ શાતિ શાતિ શાતિ

***

૧૦૮ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
જેઠ વદ ૩, મંગલ, ૧૯૮૫

વિનય, પ્રેમ, ભક્તિ, મૈત્રીભાવ આદિ ભાવનાઓ કહેતાં જીવને અહંકારે સ્વચ્છંદ નહિ રોકાયાથી મોટી ભૂલ થાય છે. પોતાની મતિકલ્પનાએ કોઈ શાસ્ત્ર-ગ્રંથાદિક વાંચી અથવા કોઈ સમાગમથી વચન સાંભળી જીવ કથની કરવાનો, ઉપદેશ દેવાનો કામી થઈ પડે છે. તે ભૂલ છે. કોઈ પુણ્યના યોગે સત્પુરુષનાં વચનામૃત સાંભળી તેમાંથી લઈ શાખો આપતો, અથવા પોતાની મતિમાં આવે તેમ સૌને રૂડું દેખાડવા, ભલું દેખાડવા સૂક્ષ્મ માન અહંકારથી 'હું સમજું છું' એમ બફમમાં પ્રતિબંધ કરતો, 'નહિ દે તું ઉપદેશકું' એવાં સત્પુરુષનાં વચનને ભૂલી જીવ ગફલત ખાય છે. પોતાના દોષ જોવામાં આવતા નથી. એવી વાતચીત થતાં જીવ બફમમાં રહી અનંતાનુબંધીને લઈ ઘણા વિકલ્પમાં પોતાની સમજે વર્તે છેજી. તે દેખી દયા ખાવા જેવું છે.

સલાહસંપથી આત્માનું હિત થાય, રાગ-દ્વેષ કષાય ઓછા થાય અને ક્લેશ મટી અહિંસા ભાવથી જેમ ભાવહિંસા ટળે તેમ મરજી હતી. પણ કાળની કઠણુતા જોઈ, અમારું કંઈ ધાર્યું થતું નથી.

જગતની રચના ચિત્રવિચિત્ર છે. તેમાં દૃષ્ટિ નાખવા જેવું નથી. કોઈ કંઇ બોલે; કોઇ કંઇ બોલે! એના સામે આપણે શું જોવું? એ સામી દૃષ્ટિ મૂકવી નથી. આત્મકલ્યાણ, આત્મહિતાર્થ થાય તેમ કરીને ગુરુના શરણે રહી સર્વ પર ભાવથી મુક્ત થવું. સર્વ મૂકવા જેવું છે

અહો! આ કઠણ કાળમાં આ મનુષ્યભવમાં જે બને તે કરી લેવા જેવું છે. 'વાની મારી કોયલ' જેવું છે. કોઈ કોઈનો સંબંધ નથી 'એકલો આવ્યો, એકલો જશે.' એવું થઈ રહ્યું છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

***

૧૦૯ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
અષાડ સુદ ૧૪, મંગલ, ૧૯૮૫

જીવને અનંત કાળથી પકડ તો હોય છે. પણ પૂર્ણ જેનાં ભાગ્ય હશે તેની દૃષ્ટિ ફરે. સન્માર્ગ સન્મુખ દૃષ્ટિ થવી મહા મહા દુર્લભ છે.

***

૧૧૦ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
ભાદરવા વદ ૨, ૧૯૮૫

"આખો લોક ત્રિવિધ તાપથી બળી રહ્યો છે." સહનશીલતા એજ, "ક્ષમા એ મોક્ષનો ભવ્ય દરવાજો છે" કોઈ રહેવાતું નથી. વૃત્તિને રોકવી. આત્મભાવનામાં, નિજભાવમાં પરિણામ સમયે સમયે લાવવાં; મનને પરભાવ-વિભાવમાં જતું જેમ બને તેમ રોકવું.

આ જીવ નિમિત્તાધીન છે, માટે સાધક નિમિત્તો જોડવાનો પુરુષાર્થ કર્તવ્ય છે પ્રમાદે કરી જીવ દુ ખ ઊભુ કરે છે તે પ્રમાદ છોડવા સત્પુરુષોના વચનામૃત વિચારવા ક્ષણે ક્ષણે કાળ જાય છે, પાછો આવતો નથી લીધો કે લેશે એમ થઈ રહ્યુ છે કાળ ગટકા ખાઈ રહ્યો છે આ જીવ કયા કાળને ભજે છે ? એ વિચારવા જેવુ છે

"ફિકરકા ફાકા ભર્યા તાકા નામ ફકીર" સત્સ ગના અ તરાયમા ઉદાસ નહીં થતા, ઉદાસીનતા (સમભાવ) કર્તવ્ય છે ગભરાવા જેવુ નથી માર્ગ બહુ સુલભ છે પણ જીવને એક જ્યા વૃત્તિ રાખવી, કરવી, જોડવી–પ્રેમ કરવો–ઘટે તેમા, અજ્ઞાનથી પ્રારબ્ધના ઉદયના આવરણને લઈને જીવ દિશામૂઢ થઈ ગયો છે માટે જરા અવકાશ મેળવી સત્પુરુષના વચનામૃતમા ઊ ડા ધ્યાન વિચારથી અ તરભાવમા આવવુ, અ તરભાવમા વધારે રોકાવુ બાહ્યભાવના નિમિત્ત કારણથી વૃત્તિ ચલિત થઈ જાય છે તેની જાગૃતિ રાખી, એક શુદ્ધ જ્ઞાન દર્શન ચારિત્રમય આત્મા છે તેમા પ્રેમ, ઉપયોગ લાવી આપ સ્વભાવમા સદા મગન રહેવુ બીજુ ભૂલી જવા જેવુ છે "ક્ષણે ક્ષણે પલટાતી સ્વભાવવૃત્તિ નથી જોઈતી" "સુખદુ ખ મનમા ન આણિયે, ઘટ સાથે રે ઘડિયા" "જીવ, તુ શીદ શોચના કરે, કૃષ્ણને કરવુ હોય તે કરે" મનુષ્યભવ દુર્લભ છે "બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી"

દૃઢ નિશ્ચય રાખી જીવને જે કરવાનુ છે તે એક દૃઢ શ્રદ્ધા સત્સ ગે, સમાગમે સાભળી, જાણી એક તેનુ જ આરાધન કરવામા આવશે તો ઘણા ભવનુ સાટુ વળી રહેશે આ જીવ બફમમા ગફલતમા તે જવા દેશે તો પછી પશ્ચાત્તાપ થશે, ખેદ થશે કારણ વિના કાર્ય થાય તેમ નથી માટે બને તો કોઈ પુસ્તક–પરમ કૃપાળુદેવનુ વચનામૃત વાચવાનુ રાખશો

***

૧૧૧ શ્રીમદ્ રાજચ દ્ર આશ્રમ, સ્ટે અગાસ
ભાદરવા વદ ૩, ૧૯૮૫

કાળ બહુ કઠણ છે જેમ બને તેમ સત્પુરુષ, સદ્ગુરુની દૃષ્ટિએ, આજ્ઞાએ આરાધન કર્તવ્ય છે

વિશેષ લખવાનુ કે આપને કે આપ સરખાને રાગરાગના પરિણામ વિચારી આત્માને બાહ્ય પરિણતિમા જાય તેમ કર્તવ્ય નથી, જેમ વૈરાગ્ય ઉપશમમા પરિણતિ જાય તેમ મુમુક્ષુ પ્રકરણ, અને વૈરાગ્ય પ્રકરણ, 'યોગવાસિષ્ઠ'નો એક ભાગ વિચારવા જેવો છે 'પદ્મનદીપ ચર્વિંશતિ' ગ્રથ પણ વાચવો વિચારવો, અથવા વચનામૃત વિચારવા અર્થ વિચારતા પોતાની કલ્પનાના આધારે ભાવ વહ્યા જવા દેવા તે ઝેર જેવુ સમજવા જેવું છે

આ મોકલેલી [1]ગરબીઓ પરમ કૃપાળુદેવની કરેલી છે તેમાથી કોઈ બહાર પાડી નથી, વિચાર છેજી બાહ્ય દૃષ્ટિમા જીવને તણાઈ જવાનો સ ભવ જાણી કોઇને આપવામા આવી નથી

***

---

૧ સ્ત્રીનીતિ બોધક ગરબાવળી શ્રીમદ્ રાજચદ્ર આશ્રમનુ પ્રકાશન

૧૧૨ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ
તા ૭–૧૨–૨૯ સં. ૧૯૮૬

દેવાધિદેવ પરમ કૃપાળુદેવે જે આત્મા યથાતથ્ય જોયો છે તે જ જોવાની ઇચ્છા, વૃત્તિ કર્તવ્ય છેજી. બીજે ક્યાંય પ્રેમ–પ્રીતિ કરવા જેવું છે નહીં હે પ્રભુ! આપને ધન્યવાદ આપું છું જે આ કાળમાં આપને પર પદાર્થથી, પરભાવથી મુક્ત થવા ઇચ્છા છે; અને યથાતથ્ય સન્મુખ દૃષ્ટિ છે તેથી નમસ્કાર છેજી. આ દીન દાસ 'લઘુ'ને પણ એ યથાતથ્ય સ્વરૂપની ભાવના ભવપર્યંત અખંડ વર્તો! તેમજ સર્વને એ સિવાય બીજું કાંઈ કહેવાનું છે નહીં. તે ગુરુકૃપાથી સફળ થાઓ!

***

૧૧૩ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ
કારતક સુદ ૫, જ્ઞાનપંચમી, ૧૯૮૬

જીવ અનાદિકાળથી પોતાને સ્વચ્છંદે, પોતાની કલ્પનાએ ધર્મ આરાધવાનું ઇચ્છે છે તે એ કે મને સત્સંગ નથી; આ કરતાં હું સત્સંગમાં હોત તો મને બહુ લાભ થાત. એવી કલ્પનાઓ ઘણા જીવાત્માઓને થઈ આવે છે. એ જ મોહનીય કર્મના સંકલ્પ-વિકલ્પે જીવ જાણે કે 'હું પોતાની દયા ચિંતવું છું;' પણ તે દયા નથી. પોતાની દયા તો સત્પુરુષ દેવાધિદેવ સદ્ગુરુએ કહેલી આજ્ઞા ધીરજથી સમતાથી પોતાના વિકલ્પો બંધ કરી તે આવતા વિકલ્પો ભૂલી જઈ આરાધવી તે છે. તે આજ્ઞા પ્રમાણે ધીરજથી પુરુષાર્થ કરવામાં ભાવ પરિણામ લાવવાં. પોતાની કલ્પના એ કે મને સત્સંગ હોય તો આરાધના બહુ થાય એમ ધારી પોતાના ઉદય પ્રારબ્ધને ધક્કો દઈ પોતાની મરજીએ-સ્વચ્છંદે ઘણા જીવાત્મા વર્તે છે. તે જીવની ભૂલ છે. વિરહાદિ, વેદનીયાદિના ઉદયમાં જીવ ગભરાય છે. પણ પોતે કલ્પનાએ કલ્યાણ માની તેમ પ્રવર્તતા જીવને વિચારવું ઘટે છે.

"જીવ, તું શીદ શોચના કરે, કૃષ્ણને કરવું હોય તે કરે." તેવી સમજ રાખી જે સમતાભાવ ધારણ કરવો જોઈએ તે જીવ કરતો નથી. જે જે ક્ષેત્ર ફરસના ઉદયમાં હોય તે પ્રમાણે સમતાએ કાળ વ્યતીત કરી તેવા કાળમાં ભાવના ઊંચી–સત્સંગની રાખવી; પણ તોડીફોડી નાખી ઉદયને ધક્કો દઈ ઉતાવળ કરવા જેવું નથી. જેટલી ઉતાવળ તેટલી સાંસત, એમ જાણી સમતા, ક્ષમા, સહનશીલતાએ, ચિત્તની પ્રસન્નતાએ વાંચવા-વિચારવાનું નિમિત્ત જોડી શાંતિ પરિણામે-ભાવના ભાવવી. જીવે શું શું દુઃખ નથી વેઠ્યું? કર્મ ઉદય આવ્યે જીવને સર્વ વેઠવું પડ્યું છે. તેમાં આર્તધ્યાન થવા દેવા જેવું નથી.

આ વાત ધ્યાનમાં રાખશો તો આત્માને હિતકારી, કલ્યાણકારી છે. મનને લઇને, કલ્પનાને લઇને આ બધું છે. ક્ષેત્રસ્પર્શના હોય તેમ કાળ વ્યતીત થાય છે.

***

૧૧૪ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
કાર્તિક વદ ૬, શુક્ર, ૧૯૮૬

હે ! પ્રભુ, હવે તો કોઈ પ્રકારની મમતા, મોહ, ઈચ્છા, સંકલ્પ વિકલ્પ કરવાના ભાવ નથી તેમ છતાં પૂર્વના કર્મોદયે સંકલ્પ વિકલ્પ ચિત્તવૃત્તિમાં સ્ફુરી આવે, ગભરામણ થાય, ગમે નહિ, વળી વૃદ્ધાવસ્થા થઈ ગઈ છે, અને તેના કારણે વેદનીય કર્મ આવે છે તે સમભાવે દેવાધિદેવ પરમ કૃપાળુ દેવના વચનથી, તેના બોધથી, જેમ બને તેમ સમતા, ક્ષમા, ધીરજથી સહન કરવું સાંભરે છે છતાં સત્સંગ વગર ગમતું નથી જ્યારે જાગૃતિમાં ભાવના પરિણમે ત્યારે બીજું ભૂલી જવાય છે ત્યાં ઠીક લાગે છે, પણ તે તો બહુ વખત રહેતું નથી અને ઉપયોગ બીજામાં જતો રહે છે ત્યાં ગમતું નથી બહાર દૃષ્ટિમાં ચેન પડતું નથી અને કોઈ જીવાત્મા સાથે વાત કરવી પડે તે ગમતું નથી, થાકી જવાય છે આમ થાય છે તેનું શું કરવું ?

કોઈ આત્મહિતકારી વાત કરનાર હોય અને બેઠા બેઠા કે સૂતા સૂતા સાંભળીએ તો ઠીક લાગે પણ આ કાળમાં તેવી તો જોગવાઈ જણાતી નથી કૃપાળુદેવનું વચન છે કે આ કાળમાં સત્સંગની ખામી છે કંઈ ગોઠતું નથી

આત્માનો બોધ સત્પુરુષે કહેલો જે આત્મા છે તેનો નાશ નથી એમ નક્કી છે છતાં મોહ મૂંઝવે છે આ મૂંઝવણ કેને કહેવી ? સદ્ગુરુનું વચન છે કે સાતમી નરકની વેદના વખતે સંમત કરત પણ જગતની મોહિની સમ્મત થતી નથી આમ છે દુઃખ કેને કહેવું ? હે પ્રભુ ! કંઈ લખી શકતો નથી આ બધું મોહનીય કર્મનું ચરિત્ર છે

***

૧૧૫ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૨૯-૧૧-૨૯, કાર્તિક વદ, સં ૧૯૮૬

અશક્તિ તો એટલી છે કે કોઈ વસ્તુ લેતાં મૂકતાં પણ શ્વાસ ચઢી આવેજી પ્રભુ ! કંઈ ચેન પડે નહીં આમ છતાં, હે પ્રભુ ! અંતર-જીવનમાં અમૃત શ્રી પરમકૃપાળુ દેવ સદ્ગુરુદેવે રેડ્યું છે તેથી તથાપ્રકારે સર્વ પ્રસંગે, કાળે વેદન હોય છે, તે આપ પ્રભુ જાણો છોજી પ્રભુ ! અંતરમાં શ્રી પરમકૃપાળુના બોધે ઉદાસીનતા રહે છે અને આ જે આપણું સ્વરૂપ નથી એવા કર્મ ઉદયમાં આવ્યે ચેન પડતું નથી, પણ વેદની તો દેહાદિનો સ્વભાવ છે, પ્રભુ ! બાકી જે અંતર શ્રી પરમકૃપાળુદેવના બોધે રંગાય તે શું અન્યથા થાય ? ન જ થાય એ તો તથાપ્રકારે તેનું વેદન ગમે તે કાળે પણ હોય જ, પ્રભુ !

***

૧૧૬ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ
પોષ સુદ ૬, સં ૧૯૮૬

કાળનો ભરૂંસો નથી લીધો કે લેશે થઈ રહ્યું છે ' માટે સૌ સાથે મૈત્રીભાવે, કરુણાભાવે, પ્રમોદભાવે, મધ્યસ્થભાવે વર્તવું, એવી આજ્ઞા પરમકૃપાળુ દેવાધિદેવશ્રીની છેજી

"જ્ઞાન ગરીબી ગુરુવચન, નરમ વચન નિર્દોષ;
ઈનિકું કભી ન છાંડિયે, શ્રદ્ધા શીલ સંતોષ."

હે! પ્રભુ, મળે તેની સાથે મળવું અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની ફરસનાએ જેમ કાળ નિર્ગમન થાય તેમ સંતોષ રાખીને વર્તવું એ ભાવ છે; શાથી કે ધાર્યું થતું નથી. 'જા વિધિ રાખે રામ, તાવિધિ રહીએ.' ગુરુકૃપાએ જેમ બનવું હશે તેમ બની રહેશે. અમારે તો સૌનું ભલું થાઓ એમ ભાવના રહે છે, હે! પ્રભુ, તે આપ જાણો છો.

કાળના ભરૂંસા નથી. મનુષ્યભવ દુર્લભ છે. ગભરામણ-અકળામણ આવી જાય છે. કોઈ વૈરાગ્યની વાત કરનાર હોય ત્યારે ઠીક લાગે છે. પ્રભુ! કાળ નિર્ગમન કરીએ છીએ—દેવાધિદેવ પરમકૃપાળુદેવનું શરણું એક આધાર છે. એ પ્રત્યક્ષ પુરુષનો બોધ થયેલ તે વચન સાંભળીએ ત્યારે શાંતિ આવી સારું લાગે છે.

***

**૧૧૭** શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
માહ વદ ૮, ગુરુ, ૧૯૮૬

મરણ છે જ નહીં. કલ્પનાથી, અહંભાવ મમત્વભાવથી, ભ્રાન્તિથી ભૂલ્યો છે તે ભૂલી સદ્ગુરુની આજ્ઞાએ સાવધાન થશોજી. જે જાય છે તે ફરી ભોગવાતું નથી. દેહમાં જણાતું દુઃખ તેથી કાંઈ હાનિ નથી. તેથી આત્મા નિઃશંક ભિન્ન દ્રષ્ટા-સાક્ષી છેજી. તે સદ્ગુરુએ જોયો છે. તે શ્રદ્ધું છું, માનું છું ભવોભવ એ માન્યતા હો!

***

**૧૧૮** શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
ફાગણ વદ ૮, સં. ૧૯૮૬

આ શરીર સંબંધમાં વૃદ્ધ અવસ્થાને લઈને દિવસે દિવસે કંઈ કંઈ રંગ બદલાય છે. જાણે કે હવે દેહ છૂટી જશે. પણ દેહનો સંબંધ પૂર્ણ થતાં સુધી—જ્યાં સુધી જરા અવસ્થા રૂપી હેડમાં રહેવું થશે ત્યાં સુધી—બાંધેલી વેદના ભોગવતાં કાળ જશે. પણ પરમ કૃપાળુ દેવાધિદેવના શરણથી તે સદ્ગુરુકૃપાએ તેમના શરણમાં, તેમની આજ્ઞામાં, તેમના બોધમાં, તેની સ્મૃતિમાં કાળ જાય છે, ભાવ રહે છે તેથી સંતોષ માની કાળનિર્ગમન કરું છું. ગભરામણ, મૂંઝવણ વૃદ્ધ અવસ્થાનાં બાંધેલાં વેદનનું ગુરુપસાયે જેમ બને તેમ સમભાવે વેદવું થાય છે.

***

**૧૧૯** શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
વૈશાખ સુદ ૭, મંગળ, ૧૯૮૬

જીવ અનંતા કાળચક્રથી મિથ્યા અજ્ઞાનથી ભ્રમાઈ ભૂલથાપ ખાતો આવ્યો છે. હું કોણ છું? ક્યાંથી આવ્યો? તેનું ભાન નથી. તેમજ આત્માનું ભાન ભૂલી જીવ મોહનીય કર્મના ઉદયથી વિષયકષાય અને રાગદ્વેષથી સુખદુઃખ માને છે તે બધું ખોટું છે, એમ જીવે જાણ્યું નથી અને

બંધનથી મુક્ત થયો નથી અજ્ઞાનને લઈને અનંતકાળ ગયા છતાં હજી જીવે પોતાની કલ્પનાએ સુખદુઃખ માની, ધર્મ-અધર્મ પોતાને સ્વચ્છંદે સમજી પરિભ્રમણનું કારણ સેવ્યું છે, સેવે છે અને સેવશે એમ તીર્થંકરાદિકે કહેલું છે

મનુષ્ય ભવ દુર્લભ છે, તેમાં વળી દુર્લભમાં દુર્લભ સમ્યક્ત્વ પામવું દુર્લભ છે પ્રથમ તો જીવે સદ્વર્તન-સદાચાર સેવવા અને જેમ બને તેમ રાગદ્વેષ ઓછા કરવા તેનું કારણ સર્વ પ્રાણી પ્રત્યે વિનયી થવું તે છે જીવે પોતાના દોષ અનંત છે તે જોયા નથી, અને પરના દોષ ભણી દૃષ્ટિ જાય છે ત્યાં તે જ દોષ પોતામાં જ આવે છે એવું જીવે જાણ્યું નથી જો દોષ મૂકીને ગુણ જુએ તો તેનામાં ગુણ આવે તેમ નહીં થવાનું નિમિત્ત કારણ અસત્સંગ છે જોકે જીવ સુખદુઃખ, શાતા અશાતા પરવશે ભોગવતો આવ્યો છે, અને બાંધ્યા તે ભોગવવા તો પડે છે, પણ સમભાવે સહન થતું નથી-સત્સંગની ખામી છે

દેહની શાતાને માટે જીવ પોતાની કલ્પનાએ સુખ કરવા જાય છે તે દુઃખ થઈ પડે છે જીવે શું દુઃખ સહન કર્યું નથી તે વિચારતાં નરકાદિ અનંતવાર ભોગવ્યાં જણાય છે સંકલ્પ-વિકલ્પ, માઠાં પરિણામ-આર્તધ્યાન, રૌદ્રધ્યાન, રતિઅરતિ-આવી જવાથી પોતાની કઈ ગતિ થશે તે વિચારમાં જીવને આવતું નથી કોઈ જીવ દુઃખ દે છે તે તો આપણો મિત્ર છે, કર્મબંધનથી છોડાવે છે, પણ ત્યાં સહનશીલતા રહી શકતી નથી પૂર્વનાં બાંધેલાં કર્મ અત્યારે સમભાવે, સમતાએ નહીં વેદે તો પાછાં વધારે કર્મ બંધાઈ તેનો ઉદય પણ આવશે તેવી બીક લાગતી નથી કાં તો શુદ્ધ આચરણ, સદ્વર્તન, જપતપ દાનાદિક ક્રિયારૂપ સારાં કર્મ જીવ પોતાની કલ્પનાથી કરે છે પણ તે બધું બંધનકારક થઈ પડે છે, પોતાનો સ્વચ્છંદ રોકી કોઈ સત્સંગ-સમાગમને જોગે જે કંઈ દાનાદિ કરે તે આત્મહિતાર્થ છે

નિજછંદે જીવ કર્યા કરે છે એ મોટી ભૂલ છે લાભ અલાભ વિષે જીવે વિચાર કર્યો નથી પ્રાણી માત્ર સુખને ચાહે છે પણ સુખ કેમ થાય તે જો સત્સંગે સમજીને કર્યું હોય તો હિત છે આ તો જીવે એમ જાણ્યું છે જે 'હું સમજું છું, હું કરું છું તે ઠીક છે' અને કાંઈક સૂક્ષ્મ માન કષાયને લઈને ધર્મને નામે કરે છે ને અક્રમમાં રહે છે

જીવે પરવશે તિર્યંચ આદિના ઘણાં દુઃખ ભોગવ્યાં છે દેહની જતના, સુખને માટે જીવ અમૂલ્ય સત્સંગને હાનિ પહોંચાડી દેહની શાતાને માટે, શાતાશીલિયાપણાના કારણે દવાદિક પરિચય ઘણો કરે છે પણ બાંધ્યા એમાંથી કાંઈ ઘટતું નથી અને ભોગવ્યા વગર છૂટકો નથી જો આટલો મનુષ્ય દેહ આત્માર્થે ગાળે, સત્સંગના જોગે આયુષ્ય જાય તો કેટલા બધા લાભનું કારણ છે, તે કાંઈ વિચારમાં આવ્યું જ નથી કળિકાળ મહા વિષમ કાળ છે તેમાં જે જે આત્માના હિતને માટે હોય તેની કાળજી ખાસ રાખવા જેવું છેજી

આપ સમજુ છો, જીવાત્મા રૂડા છો, પવિત્ર છો જીવાત્મા કર્મને આધીન રહી, મનુષ્ય ભવ પામી, બાંધ્યા કર્મથી છૂટવાનો વિચાર નહીં કરે તો પછી બીજા ભવ કેવા થશે તે વિચારી અત્રે જેમ બને તેમ સમતા, ક્ષમા, ધીરજ, સહનશીલતા કર્તવ્ય છે મારી સાક્ષાત્ આત્મા છે એમ જાણી, વિચારી ચિત્તને પ્રસન્નતા થાય એવા ઉદ્‌ગારો, અંતર ભાવ સારા કરવા, પણ બાહ્યના ઉપરના દેખાવરૂપ ભાવ કર્તવ્ય નથી

હવે પતિ સાથે કેમ વર્તવું તે વિચારશો. પોતાના પતિને પરમેશ્વરબુદ્ધિએ વિચારવા. તેમનો વિનય, વૈયાવચ્ચ સાચવી તેમના ચિત્તને પ્રસન્નતા થાય તેવાં વચનથી સંતોષ કરવો અને તેમના ચિત્તમાં કાંઈપણ ખેદ ન થાય તેમ કરવું. જો કાંઈ તેમને ખેદ હોય તો તેમાં બને તો ભાગ લેવો. તે મહા તપનું કારણ છે.

આ જીવને ખેદનું કારણ મૂકવા જેવું છે. 'પંખીના મેળા,' 'વન વનકી લકડી,' કોઈ કોઈનું છે નહીં. તેમ અત્યારે જે કાંઈ બની આવે તે, પોતાને સમજવા જેવું છે તે, તો આત્માર્થ છે. તે સિવાય બીજું કર્તવ્ય નથી. વધારે શું લખવું તે સૂઝતું નથી. વળી બાહ્યદૃષ્ટિ જે જે જુએ છે તે આત્મા નથી અને આત્માને તો ખાસ જાણવાની જરૂર છે તેમાં જીવને ખામી શું છે? તે વિચારવા જેવું છે. તે એ છે કે બોધની ખામી છે શરીરની શાતાને ઇચ્છીને, પોતાની કલ્પનાને લઈને જીવ સત્સંગ મેળવી શકયો નથી. આયુષ્યનો ભરોસો નથી. ક્ષણભંગુર દેહ છે આખું શરીર રોગથી જ ભરેલ છે. ત્યાં શું કહેવું? પુરુષાર્થ કર્તવ્ય છે. તેમાં વિઘ્ન કરનાર પ્રમાદ, આળસ અને પોતાની કલ્પનાથી સત્સંગ કરવાનું બની આવ્યું નથી તે.

આ મનુષ્યભવ પામીને તો એક સદ્ગુરુની ઓળખાણ કરી તેની આજ્ઞાની ભાવનાએ કાળ વ્યતીત કરવાની જરૂર છે. **'आणाए धम्मो, आणाए तवो'** શ્રી તીર્થંકરાદિકે જીવનો ઉદ્ધાર થવાને માટે 'દાન, શીલ, તપ અને ભાવ' કહેલાં છે તે પોતાની કલ્પનાએ જે કાંઈ કરે છે તે બંધનરૂપ થઈ પડે છે. તેનું સ્વરૂપ સમજાયું નથી. જો તેનું સ્વરૂપ સમજાય તો જીવને સમ્યક્ત્વ પામવાનો પોષ થાય છેજી. બાકી તો 'સૌ સાધન બંધન થયાં' છેજી.

અહો! જીવ, ચાહે પરમપદ, તો ધીરજ ગુણ ધાર;<br>
શત્રુ-મિત્ર અરુ તૃણ-મણિ એકહિ દૃષ્ટિ નિહાર. ૧.

વીતી તાહિ વિસાર દે, આગેકી શુદ્ધ લે;<br>
જો બની આવે સહજમેં તાહિમેં ચિત્ત દે. ૨.

રાજા રાણા ચક્રધર, હથિયનકે અસવાર;<br>
મરના સબકો એક દિન, અપની અપની વાર. ૩.

કહા જાયે, કહાં ઉપને, કહાં લડાયે લાડ;<br>
કયા જાનું કિસ ખાડમેં, જાય પડેંગે હાડ.! ૪.

જૈનધર્મ શુદ્ધ પાયકે, વરતું વિષય કષાય;<br>
એહ અચંબા હો રહ્યા. જલમેં લાગી લાય. ૫.

સમકિતી રોગી ભલો, જાકે દેહ ન ચામ;<br>
વિના ભક્તિ ગુરુરાજકી, કંચન દેહ ન-કામ. ૬.

જ્ઞાનીકુ વિસ્મય નહી, પરનિંદક સંસાર;<br>
તજે ન હસ્તિ ચાલ નિજ, ભૂકત શ્વાન હજાર. ૭.

***

૧૨૦ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ
સ ૧૯૮૬

શાતિ, સમતા, ક્ષમા, ધીરજ, સહનશીલતા તે સદ્ગુરુની આજ્ઞા છેજી એ ભાવનાએ શુદ્ધ ભાવમા વૃત્તિ, મન સ્થિર થાય તેમ કર્તવ્ય છેજી બીજુ બધુ બાહ્ય ભૂલી જવા વિચાર કરવો મત્ર-'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' આત્મા છે તેને યાદ લાવી સ્મૃતિમા જાગૃત રહેવું આત્મા છે, દ્રષ્ટા છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે તે સદ્ગુરુ પરમકૃપાળુ દેવશ્રીએ જાણ્યો છે, જોયો છેજી તે આત્માની સત્સગથી શ્રદ્ધા થઈ છે તેને માનુ બાકી પરભાવ, બાહ્ય આત્માથી મુક્ત થઈ અતરાત્માથી પરમાત્માને ભજુ છુ, ભાવના કરુ છુ, તે ભવપર્યંત અખડ જાગૃત રહો! જાગૃત રહો! એટલુ માગુ છુ તે સફળ થાઓ, સફળ થાઓ! શાતિ શાતિ શાતિ

"દિનમા કીજે દીવો મેરે પ્યારે, દિનમા કીજે દીવો"

***

૧૨૧ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૭-૭-૩૦

જ્ઞાની પુરુષના વચનોમા દૃષ્ટિ-અતરદૃષ્ટિ-નહિ મૂકતા આ જીવે લૌકિકદૃષ્ટિએ સામાન્યપણું કરી નાખ્યુ છે, તેથી આત્મભાવ સ્ફુરતો નથી સત્સગ એ એક અમૂલ્ય લહાવ મનુષ્યભવમા લેવા યોગ્ય છે સત્સગની જરૂર છે તેથી કરીને મનુષ્ય ભવમા સમ્યક્ત્વનો અપૂર્વ લાભ થાય છે અનત કાળથી જીવે આ સબધી વિચારમા લીધું નથી, અને 'હુ આમ કરુ છુ, આમ કરુ' એમ જીવને અહમમત્વપણુ વર્તે છે ગફલતમા જશે તો પછી પુન પુન પશ્ચાત્તાપ થશે ચેતવા જેવું છે વધારે શુ કહેવું?

આપ ગુણી છો અમે તો આ પત્રથી આપને સ્મૃતિ આપી છે કાઈ સ્વાર્થ માટે નહિ, પણ આત્માને માટે, નિસ્પૃહીપણે નિ સ્વાર્થપણે આપને જણાવવુ થયું છે મનુષ્યભવ પામી કાળજી રાખવા જેવું છે હજારો રૂપિયાવાળો રૂપિયા માટે સસારમા વ્યવસાય ધધામા જાય છે આવે છે તે પાણી વલોવવા જેવું છે કાળનો ભરોસો નથી 'લીધો કે લેશે' થઈ રહ્યુ છે આ જીવ કયા કાળને ભજે છે તે વિચારવા જેવુ છે તે ધર્મમા જાય છે કે બીજા ભવભ્રમણના નિમિત્ત કારણમા જાય છે? તે જો સમજાય તો આ જીવ કઈ વિચારમા લે બફમમા ગાફલ રહેવા જેવું નથી સસારના વ્યવસાયના કામમા પોતાનુ ધાર્યું થાય તેમ નથી માટે વિચારવાનને વિચારવા જેવું છે

***

૧૨૨ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૨૨-૮-૩૦

ભેદજ્ઞાનની જરૂર છે પરતુ પોતાની સમજણ, ક્ષયોપશમથી અગર ન્યાયનીતિ સત્ વિષયની ભાષા સાભળી પોતાના અનુભવમા પોતાથી માની લેવુ થાય છે તેને શ્રી તીર્થંકરાદિકે મિથ્યા

માન્યતા કહેલી છે- અને તેને મૃષા કહ્યું છે; તે વિચારવા જેવું છે. જ્ઞાનીઓએ મહા જ્ઞાનીપુરુષે અનુભવેલું તેને સત્ય કહ્યું છે તે યથાતથ્ય છે. તે વિષે આત્માર્થીને ખાસ લક્ષમાં લેવા જેવું છેજી. આત્મસ્વરૂપના ગવેષી, ખપી જે આત્મા થઇ ગયા છે તેમણે- આમ દર્શાવ્યું છે:

" તારી ગતિ તું જાણે હો દેવ,
સ્મરણ ભજન તે વાચક જશ કરેજી. "

જોકે ઉપયોગ વગર આત્મા નથી; પણ જે જ્ઞાનીના ઉપયોગમાં કાંઈ ઓર જ સમજાયું છે, અનુભવાયું છે તે પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે રાગ, દ્વેષ, અજ્ઞાનથી રહિત એવો આત્મા દ્રષ્ટા ભિન્નપણે જોયો છે તે આત્માને નમસ્કાર છે. વળી કોઈ જીવાત્માએ યથાતથ્ય આત્મા અનુભવ્યો નથી; પણ તેને જ્ઞાનીના અનુભવેલાની માન્યતા–શ્રદ્ધા થતાં પણ સમ્યકૃત્વ કહેવાય છે.

આ વાત કોઈ અંતરની માન્યતાના ભાવથી નિઃસ્પૃહીપણે કહેવી થાય છે. જો જ્ઞાની છે તેને અજ્ઞાની કહેવામાં આવે, શ્રદ્ધવામાં આવે, માનવામાં આવે તોપણ ભૂલભર્યું જોખમ છે. તો હવે મધ્યસ્થ રહી જે યથાતથ્ય છે તે માન્ય છે, એવા વિચારમાં ભાવ લાવે તો તે ભૂલભરી વાત કહેવાય ? હવે કર્તવ્ય કેમ છે ? યથાવસરે સમાગમે-સત્સંગે આત્માર્થીએ વિચારવું જોઈએ એમ સમજાય છે પોતાની કલ્પનાએ અને પોતાની માન્યતાએ પ્રવર્તી જીવ અનાદિ કાળથી રખડયો છે 'શ્રીમદ્ રાજચંદ્ર'માંથી હાથનોંધ ૧માં આંક ૩૭ મો વિચારવા ભલામણ છે. ગુરુગમની જરૂર છે. તેમાં બોધિપુરુષના બોધની જરૂર અવશ્ય છે. " પાવે નહિ ગુરુગમ બિના, એહિ અનાદિ સ્થિત " એવું વચન જ્ઞાનીનું છે તે પણ વિચારવા યોગ્ય છેજી.

***

**૧૨૩** શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
તા. ૨૬–૮–૩૦, સં. ૧૯૮૬

'વૃત્તિને રોકજો' એવું મોટા પુરુષોનું વચન સાંભળ્યું છે તે ચમત્કારી છે; આત્માને પરમ હિતકારી છે.

***

**૧૨૪** શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ.
તા. ૮–૮–૩૦, શ્રાવણ સુદ ૪, સં. ૧૯૮૬

સતૃશ્રદ્ધામાં પુરુષાર્થ કર્તવ્ય છે; તેને બદલે ભ્રમમાં અને 'સમજાયું છે, જાણ્યું છે' એવી ભૂલમાં વહ્યો જાય છે તે વિષેની ચિંતના કાળજી મેળવવા સત્સંગ વિશેષ વિશેષ કરી આરાધવો. વિષયકષાયમાં ઈચ્છા, સંકલ્પાદિ દોરાય તે અસત્સંગ છે. તેથી કોઈ સત્ પુરુષના વચનામૃતના વિચારમાં જીવન જેટલું બને તેટલું ગાળવું કર્તવ્ય છે. જીવને કાળનો ભરોસો નથી. દુર્લભમાં દુર્લભ જોગવાઈ અત્રે સહજ મળી તેની ચિંતના–આત્માની ભાવના–માં ઘણો વિચાર લેવા યોગ્ય છે. મનુષ્યભવ દુર્લભ છે. રોગસહિત કાયા હોય તોપણ મનુષ્યભવ ક્યાં છે ? બ્રહ્મચર્ય મોટું સાધન છે. અંતરની વૃત્તિઓ રોકવી તે બ્રહ્મચર્ય છેજી. સમયે સમયે જીવ મરી રહ્યો છે.

***

૧૨૫ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
ભાદરવા વદ ૧, મંગળ, ૧૯૮૬

હે ! પ્રભુ, સદ્ગુરુના શરણથી અન્ય કંઈ ઈચ્છા નથી અને રાખવી નથી તેની કૃપાથી એની શીતળ છાયામા સર્વ શાંતિ વર્તે છેજી એનું જ યોગબળ સર્વ કરે છેજી અમારાથી કંઈ બની શકે તેવું નથીજી હે પ્રભુ ! આ આશ્રમની જે વ્યવસ્થા થઈ છે તે એની કૃપાથી એના યોગબળે બન્યું છે મારી અલ્પમતિથી કંઈ ધાર્યું થયું નથી હે પ્રભુ ! મને તો એમ લાગ્યું કે બધું પાસરુ દેખાવમા આવ્યુ

આગળ ઉપર કેમ થશે કે કેમ નહિ એ વૃદ્ધ અવસ્થાને લઈને મન પાછુ જ વળતું ગયું છે દિવસે દિવસે મૃત્યુ સાંભરવાથી 'હે ! જીવ, આત્મામા ભાવ રહે તો સારું' એમ થયા કરે છેજી

***

૧૨૬ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૨૯-૯-૩૦

ધન, પૈસો, કુટુમ્બ પરિવાર વગેરે કાંઈ ઈચ્છવા યોગ્ય નથી તથા મોટું વ્રત બ્રહ્મચર્ય છે તે હાથમા આવી ગયુ છે તેને વિષે કશા વિકલ્પ કર્યા વગર, કોઈ પ્રકારનો અહંકાર કર્યા વગર તે પાળવાથી મહા લાભનું કારણ ભગવંતે જણાવ્યુ છે શું થશે ? કઈ ગતિ થશે ? વગેરે સંબંધી કાંઈ વિકલ્પ કરવા યોગ્ય નથી

વૃત્તિ રોકી સ્મરણમા રહેવુ એ તપ છે, એજ ધર્મ છે સત્પુરુષાર્થમા રહેવુ

મનને લઈને બધુ છે બાધ્યા તે જાય છે ત્યા ગભરાવા જેવુ છે જ નહીં આવ્યા તે જાય છે, તેમા ક્ષમા સહનશીલતાથી આનંદ અનુભવરૂપ આંખથી જુઓ સત્પુરુષના બોધે સદ્ વિચાર દ્વાર ઉઘાડી જ્ઞાનચક્ષુએ અંતર્યામી ભગવાનના દર્શન કરો 'समयं गोयम मा पमाए' સમય માત્રનો પ્રમાદ કર્તવ્ય નથી, તે વિચારથી સમજવાની જરૂર છે "કર વિચાર તો પામ" એ જ્ઞાનીનુ વચન છે તે સત્ય છેજી

***

૧૨૭ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ.
પોષ સુદ ૪, બુધ, સં ૧૯૮૭

"વિદ્યુત્ લક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય તે તો જળના તરંગ,
પુરંદરી ચાપ અનંગરંગ, શું રાચિયે ત્યાં ક્ષણનો પ્રસંગ ?"

"ભોગ બુરે ભવરોગ બઢાવે વૈરી હૈ જગ જીકે,
બેરસ હોય વિપાક સમય અતિ, સેવત લાગે નીકે,
વજ્ર અગ્નિ વિષસે વિષધરસે હૈ અધિકે દુખદાયી,
ધર્મ રતનકે ચોર પ્રબલ અતિ દુર્ગતિપંથ સહાયી.

મોહ ઉદય યહ જીવ અજ્ઞાની ભોગ ભલે કર જાને,
જ્યૌં કોઈ જન ખાય ધતૂરા, સો સબ કંચન માને;

જ્યોં જ્યોં ભોગસંયોગ મનોહર મનવાંછિત જન પાવે,
તૃષ્ણા નાગિણી ત્યો ત્યોં ડંકે લહર લોભ વિષ આવે. " ( પાર્શ્વપુરાણ )

દેહથી આત્મા ભિન્ન છે, અરૂપી છે. "શ્રી સદ્ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથ માર્ગનો સદાય આશ્રય રહો. હું દેહાદિ સ્વરૂપ નથી અને દેહ, સ્ત્રી, પુત્રાદિ કોઈપણ મારાં નથી. શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું, એમ આત્મભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય." આટલો ભવ આત્માર્થે જો જીવ ગાળશે તો અનંત ભવનું સાટું વળી રહેશે ઉપયોગ એ આત્મા છે. અને આત્મા એ જ્ઞાન-દર્શન-ચારિત્રમય ધર્મસ્વરૂપ છે. ક્ષણે ક્ષણે વૃત્તિ પલટાય છે તે વૃત્તિને રોકવી; મન, ચિત્ત, વૃત્તિ પરભાવમાં જતી આત્મભાવમાં લાવવી. શુદ્ધ ભાવમાં પુરુષાર્થ કર્તવ્ય છે. પ્રમાદ વૈરી છે. શુભ રાગ અને શુભ યોગ (મન, વચન, કાયા)નાં પરિણામ રાખવાથી સ્વર્ગગતિ કે પુણ્ય થાય છે. અશુભ રાગ કે અશુભ જોગથી પાપ બંધાય છે, અધોગતિ થાય છે. એવા ખોટા ભાવ ન કરવા. વીલો ન મૂકવો. હું અસંગ છું. આટલો ભવ પૂર્વના ઉદયથી પુણ્યના જોગે જો વ્રતનિયમ જીવનપર્યંત પાળી સત્‌શીલમાં ગળાશે તો જીવ નિકટભવી થઇ, સમ્યક્ત્વ પામી અનંત સુખને પ્રાપ્ત થશે. માટે મનનો ભાવ આત્મામાં લાવવો. આવો જોગ ફરી ફરી મળવો દુર્લભ છે. ચેતવા જેવું છે. એકવાર પરમાત્માનું નામ માત્ર લેવાય તો કોટિ ભવનાં પાપનો નાશ થઈ જાય છે. તેથી ચેતીને સમરણ કરવા યોગ્ય છે. સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રરૂપ રત્નત્રયની આરાધના ત્રણ લોકનું અધિપતિપણું પ્રાપ્ત કરાવે છે, પરમાત્મપદ પ્રાપ્ત કરાવે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અનુસાર, પરદેશમાં પૂર્વના ઉદયકર્મથી જીવાત્માને અન્નજળ પાણીની ફરસના હોય છે. દૂર દેશ હોય તો પણ તે વિષેનો વિકલ્પ લાવી આર્તધ્યાન, રૌદ્રધ્યાન, ખેદ કર્તવ્ય નથી. જો પોતાના ભાવ ચોકખા રાખે તો દૂર છે તે પાસે છે. નહિતો પાસે છે તે ય દૂર છે.

" (૧) પ્રજ્ઞા (વિવેક) – એ તત્ત્વજ્ઞાનનું લક્ષ્યબિન્દુ છે.

(૨) નમ્રતા – એ દૈવી ગુણ છે. નમ્રતાનો પ્રભાવ ઓર છે, સર્વશક્તિમાન છે.

(૩) શાંતિ – જેનામાં અખંડ શાંત વૃત્તિ નથી તેનામાં સત્યનો વાસ નથી.

(૪) જે કોઈનું બગાડે નહીં તેને બીક કેવી હોય ?

(૫) દરેક ધર્મનો ઉદ્દેશ નિર્મલ અંતઃકરણ રાખવું તે છે અને તેથી જ ઈશ્વરી જ્ઞાન પમાય છે. નાના બાલક જેવા નિર્દોષ હૃદયના થાઓ.

(૬) આધ્યાત્મિક જીવન ગાળવાથી અધમ વાસના વશ થઈ શકે છે.

(૭) તિરસ્કાર, સ્વાર્થવૃત્તિ ને શોકને જરાયે આશરો આપશો નહીં.

(૮) પૂર્ણ શ્રદ્ધા, જ્ઞાન, પૂર્ણ શાંતિ એ જ સ્વર્ગનું રાજ્ય છે

(૯) હે ! આત્મન્, તારું સનાતન અંતરનું સત્ત્વ ચાલુ કાળમાં જ બતાવ.

(૧૦) દૃઢ થાઓ એક નેમ રાખો, તમારો નિશ્ચય હમેશ સતેજ કરો સઘળા સંદેહ, આવરણ અને આવરણકારણ દૂર કરો અને અપૂર્વ શ્રદ્ધાપૂર્વક વિવેકના ઉપદેશો અમલમા મૂકો

(૧૧) લાખો ઈંટો વડે શહેર બધાય છે, તેમ લાખો વિચારો વડે ચારિત્ર—મન બધાય છે દરેક જીવાત્મા પોતાની જાતનો ઘડનાર છે

(૧૨) જે જીવાત્મા પોતાના મનમા પવિત્ર અને ઉમદા વિચારો ઠસાવે છે તેને જ ઉત્તમોત્તમ સુખ આવી મળે છે

(૧૩) જે મનુષ્ય પોતાની આસુરી વૃત્તિ સામે બેધડક ઊભો રહી શકતો નથી તે ત્યાગના ખાડાખૈયાવાળા શિખરો પર ચઢી શકશે નહીં

(૧૪) દૃષ્ટિ તેવી સૃષ્ટિ

(૧૫) ભલા થાઓ અને ભલુ કરો, એ જ ધર્મનો સાર છે

(૧૬) પરમપદ અને કૃપાનિધિ આજ્ઞાંકિત સેવકની રાહ જુએ છે ”

ક્ષણે ક્ષણે મૃત્યુ સ્મૃતિમાં લાવવા જેવું છે આ પત્રિકામા લખેલ પોતાને ધ્યાનમા રાખવાલાયક છેજી

ૐ શાતિ શાતિ શાતિ

***

૧૨૮ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ
પોષ સુદ ૮, રવિ, સ ૧૯૮૭

પ્રારબ્ધ અનુસાર જે બને તે સમભાવે જોયા કરવા જેવું છે કાળ પચમ—કળિ કાળ છે તેની પ્રવૃત્તિમા આગળ પડી એટી થવા જેવું નથી હર્ષશોકના પ્રવાહમા નહિ તણાતા ધીરજ, ક્ષમા, સહનશીલતા, શાતિ, ખમી ખૂદવું એ ઉત્તમ ગુણોનો આશ્રય લઈને ધર્મધ્યાનની ભાવના નિરતર કર્તવ્ય છે મરણ સભારીને રોજ પવિત્ર સદાચરણમા પ્રવર્તવા પુરુષાર્થ કર્તવ્ય છેજી

ૐ શાતિ શાતિ શાતિ

***

૧૨૯ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ
પોષ વદ ૧૧, બુધ, મકરસંક્રાતિ, ૧૯૮૭

" સહજ મિલા સો દૂધ બરાબર, માગ લિયા સો પાની,
ખેંચ લિયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા વાણી. ૧
સુનો ભરત, ભાવિ પ્રબળ, વિલખત કહે મુનિનાથ
હર્ષશોક, હાનિ વૃદ્ધિ, જશ અપજશ વિધિહાથ ' ૨.
" નથી ધર્યો દેહ વિષય વધારવા
નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા. "

આત્મા એકલો જ છે; એકલો આવ્યો છે અને એકલો જવાનો છે. સમયે સમયે પર્યાય બદલાય છે, તેને જ્ઞાનીઓ ભવ કહે છે. તેમાં વિકલ્પ કરવાથી બંધ થાય છે. માટે પર્યાય તરફ દૃષ્ટિ નહીં દેતાં 'આત્મા જોવો' એમ જ્ઞાનીનું વચન છેજી પોતાની કલ્પનાએ માનવું કે આમ હોય તો ઠીક વગેરે વિકલ્પોથી ક્લેશિત થવું યોગ્ય નથી પોતાની કલ્પનાથી કલ્યાણ થનાર નથી.

"મનને લઈને બધું છે"; ત્યાં ગભરાવા જેવું છે જ નહિ. આવ્યાં તે જાય છે. તેમાં ક્ષમા, સહનશીલતા, આનંદ-અનુભવરૂપ આંખથી જુઓ. સત્પુરુષના બોધે સદ્ વિચારદ્વાર ઉઘાડી જ્ઞાનચક્ષુએ અંતર્યામી ભગવાનનાં દર્શન કરો.

'समयं गोयम मा पमाओ'—સમય માત્રનો પ્રમાદ કર્તવ્ય નથી. તે વિચારથી સમજવાની જરૂર છેજી. "કર વિચાર તો પામ" એ જ્ઞાનીનું વચન છે તે સત્ય છેજી. આપ તો જુઓ છો. જે બધું મૂકવાનું છે તે બધું ભૂલી જવા યોગ્ય છે; અને જે સમરણ કરવા યોગ્ય છે, તેનું વિસ્મરણ થાય છે તેટલી ખામી છેજી.

"उत्तमा स्वात्मचिंता स्यात्, मध्यमा मोहचिंतना।
अधमा कामचिंता स्यात् परचिंताऽधमाऽधमा॥"

'सुज्ञेषु किं बहुना?' 'ચતુરની બે ઘડી અને મૂરખનો જન્મારો' એ કહેવત પ્રમાણે ટૂંકામાં ચેતી જવા જેવું છેજી.

શાંતિ-સમાધિમાં સમભાવે વખત વિતાવવા વિનંતિ છેજી. સ્વ૦ રવજીભાઈ હવે ક્યાં છે? પરવશે જીવે ઘણું વેઠ્યું છે. પણ સમજણપૂર્વક સમભાવથી વિયોગ સહન થાય તો તે પણ પરમ કલ્યાણનું કારણ છે.

"બીતી તાહી બિસાર દે, આગેકી સુધ લે,
જો બની આવે સહજમેં તાહિમેં ચિત્ત દે.
ગઈ વસ્તુ શોચે નહીં, આગમ વાંછા નાંહી,
વર્તમાન વરતે સદા સો જ્ઞાની જગમાંહી."

તા. ૧૪-૧-૩૧ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

***

૧૩૦ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ,
સ્ટે. અગાસ. તા ૨૫-૨-૧૯૩૧

"જો બાહરી હૈ વસ્તુએં વે હૈ નહિ મેરી કહીં,
ઉસ ભાઁતિ હો સકતા કહી, ઉનકા કભી મૈં ભી નહીં.
યોં સમજ બાહ્યાડંબરોંકો છોડ નિશ્ચિત રૂપસેં,
હે ભદ્ર, હો જા સ્વસ્થ તું, બચ જાયગા ભવકૂપસેં."

દાસભાવની ભક્તિએ દીન સદ્‌ગુરુ-બાળની અરજ એ છે કે ગુરુભાવ વેદાતો નથી અને દીન દાસભાવે ભક્તિપૂર્વક તેની આજ્ઞાએ વર્તવાની ઈચ્છા, ભાવ રહ્યા કરે છે. તે આજ્ઞા

ઉઠાવાતી નથી તેનો ખેદ છે, ત્યાસુધી ગુરુભાવ અંતરથી માનવાની ઈચ્છા નથી જ્યાસુધી તે દશાને પામવાની ઇચ્છા વર્તે છે ત્યાસુધી તેને, તે નહિ યોગ્યનાને યોગ્યતા કેમ કહી શકાય ? માટે જેમ યથાતથ્ય છે તેમ જ્ઞાનીએ જાણ્યું છે તે દશા દેવાધિદેવ પરમ કૃપાળુદેવની છે, તે નિઃશંક છે. તેને ભજુ છુ તેના ગુણગ્રામ મારે તથા બીજા મુમુક્ષુ આત્માર્થી ભવિક જીવે ભક્તિભાવે કરવા યોગ્ય છે તથા નમસ્કાર કરવા યોગ્ય છે અને પોતાની કલ્પનાએ છાશને દૂધ કહેવું તે પોતાનો સ્વચ્છંદ ગણાય તે સદ્‌ગુરુની ભક્તિમા સાચુ સર્વ આવી જાય છે સાચી સજીવનમૂર્તિરૂપ અગ્નિથી સર્વ પાપ નાશ પામે છે તે સત્ પગલામા સૌ આવી જ જાય છે

"સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય,
સદ્‌ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માય"

—શ્રી આત્મસિદ્ધિ

ૐ શાતિ શાતિ શાતિ

***

૧૩૧ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૩૦-૩ ૩૧, ચૈત્ર સુદ ૧૧, સોમ, ૧૯૮૭

"જ્ઞાન વિના ક્રિયા અવગાહે, ક્રિયા વિના મોક્ષપદ ચાહે,
મોક્ષ વિના કહે અમ સુખિયા, સો જાનો મૂઢનમે મુખિયા"

"વીતરાગ-શાસન વિષે, વીતરાગતા હોય
જહા કષાયકી પોષણા, કષાય-શાસન સોય"

"તનધર સુખિયા કોઈ ન દેખિયા,
જે દેખિયા તે દુખિયા રે!"

"કાયાની વિસારી માયા, સ્વરૂપે શમાયા એવા
નિર્ગ્રંથનો પંથ, ભવઅતનો ઉપાય છે"

લગભગ સોએક માણસ આંબેલ (આયંબિલ) તપમા પ્રવર્તે છેજી, તે સહજ જાણવા લખ્યું છેજી તપોધન મહાપુરુષોને પ્રતાપે આશ્રમ પણ તપોવન બની રહ્યુ છે સત્સંગનો અચળ પ્રતાપ સકળ જગતનું કલ્યાણ કરે

"પુદ્‌ગલખલ સંગી પરે, સેવે અવસર દેખ
તનુશક્તિ જેમ લાકડી, જ્ઞાનભેદ પદ લેખ"

***

૧૩૨ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ
ચૈત્ર વદ ૦)), શુક્ર, ૧૯૮૭

વિજ્ઞપ્તિ કે આપને સમાધિ શાતિ ભાવના વિચારે વર્તવું કર્તવ્ય છે જીવને વીલો મેલ્યા જેવુ નથી જરા વીલો મેલ્યો હોય તો સત્યાનાશ ખોદી નાખે એમ છે તેનો ભરોસો વિશ્વાસ

રાખવા જેવું નથી, એમ વિચારી જાગૃતિ, સ્મૃતિ, સ્ફુરણાથી આત્માને પોષણ આપવું કર્તવ્ય છે. વૃત્તિ, મનને વિભાવ પરભાવમાં જતાં રોકી, આત્મભાવમાં લેશો, આત્માની વિચારણામાં રહેશો. કોઈ ઉદયકાળે વ્યવસાયે કામપ્રસંગે પરભાવમાં વૃત્તિ જાય છે તેને થોડામાં પતાવી જેમ બને તેમ પોતાને સદ્‌વર્તનમાં આવવું અથવા બીજાને ધર્મની વાત કરવાનું રાખવું. પરવાતના વ્યવસાયમાં કોઈ ચડી જાય તેથી મરડી તે સદ્‌વ્યવસાયમાં ના આવે તો આપણે મનથી સદ્‌વર્તન સ્મરણમાં વર્તવું, પણ તેમાં તણાઈ ન જવું. ધીરજથી કાળ પરિપકવ થાય છે. જેની દૃષ્ટિ સન્મુખ છે તેનું સારું જ થશે. જેની યોગ્યતા છે, સન્મુખ દૃષ્ટિ છે, તેને જરૂર મળી આવશે એ નિ:શંક માનજો. આપ ગુણી છો. ધીરજથી એ જ સત્ધર્મની ભાવના સિવાય બીજું કાંઈ નહીં ઇચ્છવુ, એવું ધ્યાનમાં સમજમાં રાખશો. ગુરુકૃપાએ સર્વ સારું થશે કોઈ વાતે ગભરાવા જેવું છે નહિ.

***

**૧૩૩**

શ્રી અંધેરી, તા. ૧૯—૫—૩૧
જેઠ સુદ ૧, મંગળ, ૧૯૮૭

વિચારવંત ભાવિક આત્માએ જ્ઞાની સદ્‌ગુરુ સત્પુરુષનાં વચનામૃત બોધ સ્મૃતિમાં લાવી જેથી આત્મહિત થાય અને કર્મની નિર્જરા થવાનું નિમિત્ત થાય તેમ જાગૃતિપૂર્વક સ્વવિચારમાં ભાવ, પરિણામ, ધીરજ, સમતા ધારણ કરવાં. સહનશીલતા કર્તવ્ય છે. તો એ પૂર્વના કર્મથી મુક્ત થવાનો લાભ થઈ બીજો બંધ થતો નથી.

આ વાત વિચારી, પોતાની મતિ—કલ્પના અને સ્વચ્છંદ રોકી એક સત્પુરુષ શ્રી સદ્‌ગુરુદેવનો સત્સંગમાં બોધ થયેલો તે બોધની કોઈ મહાપુણ્યના જોગે કોઈ સંતસમાગમે પ્રતીતિ, રુચિ, આસ્થા એટલે શ્રદ્ધા થાય તો આ મનુષ્યભવ પામ્યાનું સફળપણું છે. તે સંગનું ફળ કદી થયા વિના રહેવાનું નથી. એ અવશ્ય જાણવું, નિ:શંક માનવું.

તે પ્રતીતિ રાખી વર્તશો તો આપને આત્મહિતનું મોટું પૂર્વે નહીં થયેલું એવું કલ્યાણકારી કારણ થશે. અને વેદની વેદનીને કાળે ક્ષય થશે. કાંઈ ગભરાવા જેવું નથી. ભગવંતે મનુષ્યભવ દુર્લભ કહ્યો છે તેમાં એક સમ્યક્ બોધબીજ પામવાનો અપૂર્વ એવો ખાસ અવસર—આર્યદેશ, મનુષ્યપણું, સત્સંગ અને ખરા બોધની જોગવાઈ મળવી—દુર્લભ છે. માટે ચેતવા જેવું છે. આ ભવમાં ખાસ કાળજી રાખવા અને શ્રદ્ધા કરવા જેવું છે. તે વિના અનંતવાર જન્મ, મરણાદિ દુ:ખોનાં કારણો આ જીવે સહન કર્યાં છે. આખો લોક ત્રિવિધ તાપે બળ્યા કરે છે, એમ વિચારવું ઘટે છે તે સ્વપ્નવત્ છે, નાશવંત છે. કોઈ કોઈનું દુ:ખ લેવા સમર્થ નથી. મહાપુણ્યને જોગે મળેલી યથાતથ્ય ધર્મ પામવાની સામગ્રી તે બફમમાં ન જાય તે માટે ભાવિક આત્માર્થી આત્માના વિચારમાં હોય છે. મંત્ર-સ્મરણ, ભક્તિ, વાંચવા-વિચારવાનો પ્રસંગ બનાવવો યોગ્ય છે. નિમિત્તે કરીને સારું થાય છે અને નિમિત્તે કરીને ખોટું થાય છે. માટે સારું નિમિત્ત ભક્તિભાવનું રાખવું યોગ્ય છેજી. ચિત્ત, મન, ચપળ પ્રકૃતિની વૃત્તિને રોકવી યોગ્ય છે.

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

***

૧૩૪ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ
તા ૧૮ ૬ ૩૧, અષાડ સુદ ૨, ગુરુ, ૧૯૮૭

દુષમકાળ છે તેમા ઘણા જીવનું કલ્યાણ થશે – એક શ્રદ્ધાએ, જે કંઈ કર્તવ્ય છે તે સત્પુરુષની દૃષ્ટિએ કરવા યોગ્ય છે શ્રદ્ધા – કુશળતા થાય તેવુ, ગુરુ કૃપાળુના યોગબળથી શાસન અત્રે વર્તશે કાળ બહુ [1]ફીટણુ આવ્યો છે પણ આત્માર્થીને વૈરાગ્યનું નિમિત્ત બની જાય તેવું સનાતન જૈન શાસન જયવતુ, શાશ્વતુ છે તેથી પાચમા આરાના છેડા સુધીમા ઘણા જીવનું કલ્યાણ થાય તેવુ છે, હિત થાય તેવું છે શુ લખુ ? કહ્યુ જાય તેમ નથી એક આ જીવને જેમ બને તેમ શ્રદ્ધાના બળનું બહુ પોષણ કરવા જેવો અવસર આવ્યો છે કરવુ, કરાવવુ અને અનુમોદવું કર્તવ્ય છે

'समयं गोयम मा पमाए' તે કોઈ ચમત્કાર છે, સાન છે એ અદ્ભુત છે! તેમા મુખ્યમા મુખ્ય શ્રદ્ધા છે તેનો લાભ ઘણા સત્સંગે અને સમાગમે બોધના નિમિત્ત કારણે થાય, તેવુ સમજાય છે આપ તો ડાહ્યા છો આપને શુ લખુ ? માટે જેમ બને તેમ ચેતાય તેમ કર્તવ્ય છે આયુષ્યનો ભરોસો નથી લીધો કે લેશે થઈ રહ્યુ છે કાળ ગટકા ખાઈ રહ્યો છે તો આ જીવ કયા કાળને ભજે છે તે વિચારવા જેવું છેજી રહસ્ય શબ્દ કોઈ ગૂઢ, ઊડો છે ખરો! આપ વિચારશો એક સમ્યક્ત્વ આ કાળમા યોગ્યતાએ ઘણા જીવોને પ્રાપ્ત થાય તેવું તો બને તેમ છેજી અને એ અવસર ફરીફરી મળવો દુર્લભ છેજી જો આટલા ભવમા એના જ વિષે મન, વચન, કાયાથી ભાવ પરિણામ પ્રબળ થશે તો આત્મહિતકારી છે, કલ્યાણકારી છે શું લખુ ? જન્મ, જરા, મરણ, રોગ, વ્યાધિ, પીડાથી આખો લોક ત્રિવિધ તાપે બળ્યા કરે છે "અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહભાવ – મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે" જે સદ્ગુરુએ સાન કરી છે, તે "સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે, એમ જો જીવ પરિણામ કરે તો સહજ માત્રમા જાગૃત થઈ સમ્યગ્દર્શનને પ્રાપ્ત થાય" એ નિઃશક માનવુ યોગ્ય છે, કર્તવ્ય છે સ્વચ્છદ, પ્રમાદ શત્રુ, વૈરી છે, તેથી જીવની ભૂલ થાય છે. આ જીવનો જ વાક છે આ ગૂઢાર્થ સત્સંગે બહુ વિચારવા જેવો છે તેમા પ્રશ્ન થાય એવુ છે કે પ્રમાદ અને સ્વચ્છદ કયારે ગયા કહેવાય તે વાત વિચારો દૃઢ સમકિતી પુરુષ થોડા છે, માટે સત્સંગના યોગે જાગૃત થવું કર્તવ્ય છેજી આ પત્રિકા આપને ભેટ દાખલ જણાવી છે

"પરપ્રેમપ્રવાહ બઢે પ્રભુસે, સબ આગમ ભેદ સુઉર બસે,
વહ કેવલકો બીજ જ્ઞાની કહે, નિજકો અનુભૌ બતલાઈ દિયે"

સામાન્યપણું, લૌકિકપણુ જીવને કર્તવ્ય નથી સદ્ગુરુના વચનનો આશય આ પત્રમા હોય તે આત્માર્થે ધ્યાનમા લેવો કર્તવ્ય છેજી આ ભાવિક આત્માને માટે છેજી

***

[1] પ્રલય જેવો.

**૧૩૫** શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ.
તા. ૨૧-૮-૩૧, શ્રાવણ, ૧૯૮૭

"નથી ધર્યો દેહ વિષય વધારવા,
નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા." — શ્રીમદ્ રાજચન્દ્ર.

આખો લોક ત્રિવિધ તાપથી બળી રહ્યો છે. ક્યાંય શાંતિ નથી. માત્ર સત્સ્વરૂપ આપ્ત પુરુષ શ્રી સદ્‌ગુરુ પરમ કૃપાળુ દેવ શ્રીમદ્ રાજચંદ્ર પ્રભુ કે તેનો દૃઢ નિશ્ચય જેને વર્તે છે એવા જ્ઞાનીના આશ્રિતો જ તે ત્રિવિધ તાપથી દૂર રહેનારા છે. એટલે સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્રરૂપ રત્નત્રયની પ્રાપ્તિ જે પુરુષોએ કરી છે, તેની શ્રદ્ધા જે કોઈ સંતે કરેલી છે, તેના સમાગમથી જે સદ્‌ગુરુના ઉપર શ્રદ્ધા થઈ તેવા સમ્યગ્દૃષ્ટિ પુરુષો જ બળતામાંથી બચ્યા છે. અને બચાવવા જેવું તેમણે જ જાણ્યું છે તેમ આપણે પણ તે સંતે માન્યા છે તે જ માનવા યોગ્ય છે. બીજે દૃષ્ટિ રાખવા યોગ્ય નથી. પોતાની કલ્પનાથી જીવ રખડ્યો છે. માટે તે સંતે માન્યા છે તે જ માનવા યોગ્ય છે. તેથી આઘુંપાછું પોતાની કલ્પનાથી માને તો ભૂલભર્યું છે, એમ જાણજો. માટે તે સંતે કહેલા ઉપર જ પ્રેમ ભાવ ભક્તિ કરવા યોગ્ય છેજી. તેમનાજ ગુણ ગાવા. બીજે ક્યાંય પ્રેમ ઢોળવા પ્રેમ કરવા લાયક નથી.

ઉદય કર્મમાં પણ ગભરાવું મુંઝાવું ઘટતું નથી. સમભાવે ભોગવી લેવુંજી.

***

**૧૩૬**

"સુણો ભરત ભાવિ પ્રબળ વિલખત કહે રઘુનાથ,
હાનિ-વૃદ્ધિ, જન્મ-મૃત્યુ, જશ-અપજશ વિધિહાથ
જાવિધિ રાખે રામ તા વિધિ રહિયે."

આખો લોક ત્રિવિધ તાપથી બળ્યા કરે છે. સહનશીલતા, ક્ષમા એ જ મોક્ષનો ભવ્ય દરવાજો છે. કોઈ રહેવાનું નથી. વૃત્તિને રોકવી. આતમભાવના, નિજ સ્વભાવમાં પરિણામ સમયે સમયે લાવવાં; પરભાવ-વિભાવમાંથી જેમ બને તેમ રોકાવું. આ જીવ નિમિત્તાધીન છે, માટે સાધકનિમિત્તમાં જોડાવાનો પુરુષાર્થ કર્તવ્ય છે. પ્રમાદ કરવાથી જીવ દુઃખ ઊભું કરે છે. તે પ્રમાદ છોડવા સત્પુરુષનાં વચનામૃત વિચારવાં કાળ જાય છે ક્ષણે ક્ષણે, તે પાછો આવતો નથી. લીધો કે લેશે એમ થઈ રહ્યું છે, કાળ ગટકાં ખાઈ રહ્યો છે. આ જીવ કયા કાળને ભજે છે એ વિચારવા જેવું છે. 'ફિકરકા ફાકા ભર્યા, તાકા નામ ફકીર.' સત્સંગનો બહુ અંતરાય છે. માટે ઉદાસ નહીં થતાં ઉદાસીનતા (સમભાવ) કર્તવ્ય છે. ગભરાવા જેવું નથી. માર્ગ બહુ સુલભ છે. પણ જીવે એક જ્યાં વૃત્તિ રાખવી, કરવી, જોડવી પ્રેમ ધરવો જોઈએ તેમાં મિથ્યાત્વ-અજ્ઞાનથી, પ્રારબ્ધ ઉદયના આવરણને લઈને જીવ દિશામૂઢ થઈ ગયો છે. માટે જરા અવકાશ મેળવી સત્પુરુષનાં વચનામૃતમાં ઊંડા વિચારથી ધ્યાન — અંતરભાવમાં આવવું, અંતરભાવમાં વધારે રોકાવું. બાહ્યભાવના નિમિત્ત કારણથી વૃત્તિ ચલિત થઈ જાય છે. તેની જાગૃતિ રાખી, એક શુદ્ધ જ્ઞાનદર્શનચારિત્રમય આત્મા છે તેમાં પ્રેમ ઉપયોગ લાવી આપ સ્વભાવમાં સદા

મગનમન રહેવું બીજુ ભૂલી જવા જેવું છે ‘ ક્ષણે ક્ષણે પલટાતી સ્વભાવ વૃત્તિ નથી જોઈતી ’

“સુખ દુ ખ મનમા ન આણિયે” “જીવ તું શીદને શોચના કરે કૃષ્ણને કરવું હોય તે કરે ” મનુષ્યભવ દુર્લભ છે “બનનાર તે ફરનાર નથી, ફરનાર છે તે બનનાર નથી ” એવો દૃઢ નિશ્ચય કરી જે જીવને કરવાનું છે તે એક દૃઢ શ્રદ્ધા છે તે વિષે સત્સગે સમાગમે સાભળી જાણી, એક તેનું જ આરાધન કરવામા આવશે તો ઘણા ભવનું સારુ વળી રહેશે તે પણ કર્યા વિના થાય તેમ નથી આ જીવ બકમમા, ગફલતમા જવા દેશે તો પછી પશ્ચાતાપ થશે, ખેદ થશે માટે બને તો કોઈ પુસ્તક, પરમ કૃપાળુદેવનું વચનામૃત વાચવાનું કરશો

***

૧૩૭ અ ધેરી, વૈશાખ સુદ ૧૫, સ ૧૯૮૭

“ સેવાથી સદ્‌ગુરુકૃપા, ગુરુકૃપાથી જ્ઞાન,  
જ્ઞાન હિમાનય સમ ગળે, રહે સ્વરૂપ નિર્વાણ  
એ સકનના સિદ્ધિની કહી સક્ષેપે સાવ,  
વિસ્તારે સુવિચારતાં, પ્રગટે પરમ પ્રભાવ.  
અહો ! જિય ચાહે પરમપદ, તો ધીરજ ગુણ ધાર,  
શત્રુ મિત્ર અરુ તૃણ મણિ, એક હિ દૃષ્ટિ નિહાળ  
રાજા રાણા છત્રપતિ, હથિયનકે અસવાર,  
મરના સબકો એક દિન, અપની અપની વાર. ”

ઉદયકર્મમા પણ ગભરાવું, મૂઝાવું ઘટતું નથી સમભાવે ભોગવી લેવુંજી ‘ મોક્ષમાળા ’ના બધા પાઠ મુખપાઠે કરી વિચારવા યોગ્ય છેજી જીવ એકલો આવ્યો છે અને એકલો જ જવાનો છે અને પોતાના કરેલા કર્મ એકલો જ ભોગવવાનો છે, એમ વિચારી અહભાવ મમત્વભાવ ઘટાડી, ધર્મસ્નેહ રાખી, ઉલ્લાસભાવમા આનદમા રહેવું યોગ્ય છેજી જે થઈ ગયું તે ન થયું થવાનું નથી, માટે ભૂતકાળની ચિન્તા તજી, થયેલી ભૂલો ફરી ન થાય એટલો ઉપયોગ રાખી સમભાવે વર્તમાનમા વર્તવાનો પુરુષાર્થ કર્તવ્ય છેજી તેમ જ જીવ ભવિષ્યના ઘાટ ઘડી નકામા કર્મ બાધે છે તેનું કારણ આશા, વાસના, તૃષ્ણા છે, તેથી જન્મ મરણ ઊભા થાય છે માટે વાસના તજીને મોહરહિત રહેતા શીખવાનું છે આપણુ ધાર્યું કઈ થતું નથી માટે ભવિષ્યની ચિન્તા પણ તજવા યોગ્ય છે

ગઈ વસ્તુ શોચે નહીં, આગમવાઞ્છા નાંય,  
વર્તમાન વર્તે સદા, સો જ્ઞાની જગમાંય.

***

૧૩૮ ભાદ્રપદ, ૧૯૮૭

ત્યાગ, વૈરાગ્ય, ઉપશમભાવ વધે અને સ સાર ઉપરથી ઉદાસીનતા થાય, સ સારની માયાનું તુચ્છપણું સમજાય, લૌકિક મોટાઈ તે ઝેર, ઝેર અને ઝેર છે એવો ભાવ થાય અને જેમ

લોકોત્તર દૃષ્ટિ એટલે આત્માને સમ્યગ્દર્શનની, સમ્યક્ જ્ઞાનની અને સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ થાય તેવો પુરુષાર્થ વર્ધમાન કરવો તે જ મનુષ્યભવનું કર્તવ્ય છે.

સદ્‌ગુરુકૃપાએ ઉદયાધીન વેદના સમભાવે વેદવાની ભાવનાએ જેમ બને તેમ વર્તવું થાય છે.

***

૧૩૯ સં. ૧૯૮૭

ૐ

તત્ સત્

સહજાત્મ સ્વરૂપ

પરમગુરુ

"આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે," જીવ લહે કેવળજ્ઞાન રે.

દયા, સમતા, ક્ષમા, ધીરજ, સમાધિમરણ, સમભાવ, સમજ.

શાંતિઃ શાંતિઃ

અપ્રતિબંધ, અસંગ, જ્ઞાન-દર્શન-ચારિત્ર, આત્મા, ઉપયોગી અપ્રમત્ત થા, જાગૃત થા, જાગૃત થા. પ્રમાદ છોડી, સ્વચ્છંદ રોકી પુરુષાર્થ કર્તવ્ય છેજી. જુગાર, માંસ, દારૂ, મોટી ચોરી, વેશ્યાનો સંગ, શિકાર, પરદારાગમન એ સાત વ્યસનનો ત્યાગ કર્તવ્ય છે.

સમભાવ.

***

૧૪૦ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ સં. ૧૯૮૭

ૐ

તત્ સત્

"ઇન્દ્રીનસેં જાના ન જાવે, તું ચિદાનંદ અલક્ષ્ય હૈ,
સ્વસંવેદન કરત અનુભવ-હેન તબ પ્રત્યક્ષ હૈ.
તન અન્ય, જન, જાનો સરૂપી; તું અરૂપી સત્ય હૈ.
કર ભેદજ્ઞાન, સો ધ્યાન ધર નિજ ઔર બાત અસત્ય હૈ."

"મોહનિન્દકે જોર, જગવાસી ઘૂમે સદા;
કર્મચોર ચહુ ઓર, સર્વસ્વ લૂટે-સુધ નહિ.
સદ્‌ગુરુ દેય જગાય મોહનિન્દ જબ ઉપશમૈ
તબ કછુ બને ઉપાય કર્મચોર આવત રૂકૈ."

"ધન, કણ, કંચન, રાજસુખ, સબૈ સુલભ કર જાન;
દુર્લભ હૈ સંસારમેં, એક યથારથ જ્ઞાન."

વૃદ્ધાવસ્થાને લઇને શરીરમાં કોઈ કોઈ વ્યાધિ થઈ આવે છે તેની ચિન્તા નહીં કરતાં શ્રી પરમકૃપાળુ દેવાધિદેવના શરણાથી યથાશક્તિ સમભાવે વેદવું થાય છે. સત્પુરુષના માર્ગે

વર્તતા જીવાત્માને જ્યા બધનથી છૂટવું થાય ત્યા શોક ખેદ શાને હોય? જ્ઞાનીએ સમભાવે વેદવાનું વચન કહેલું છે તો આ જીવને જેમ બને તેમ સમતાથી ધીરજથી વર્તવું યોગ્ય સમજાય છે, એ સદ્ગુરુશરણથી સફળ થાઓ એ જ ભાવના છેજી

હે પ્રભુ! વૈરાગ્યને વિઘ્ન ઘણા હોય ઉતાવળ એટલી સાસન, કચાશ એટલી ખટાશ હે પ્રભુ! ધીરજ મોટી વાત છે સમતા, ક્ષમા, સહનશીલતાએ વર્તવાનો પુરુષાર્થ કરવાની જીવને જરૂર છે એવો એક અભ્યાસ પાડવાની વૃત્તિ વિચારમા રાખવી પરમ કૃપાળુદેવની અનત અનત કૃપા છે તેની કૃપાથી, ધીરજથી જીવને આત્મહિત કલ્યાણ થાઓ, એવી આશીર્વાદ પૂર્વક ભાવના છદ્મસ્થ વીતરાગભાવને લઈને પુરાણ પુરુષની કૃપાથી વિચારમા સ્ફૂરે છે તે દિનબધુની મહેરનજરથી સફળ થાઓ, જે યથાઅવસરે, સમાગમે અતરાય તૂટયેથી બની આવશેજી

બીજુ, હે પ્રભુ! આપના વિષે કાંઈપણ આત્મહિત થવા ભાવના રહે છે તે કાઇ સર્જિત સસ્કારને લઇને થાય છેજી દેવાધિદેવ પરમ કૃપાળુદેવે સોભાગ્યભાઈને વહેવારિક વ્યવસ્થા વિષેમા કહ્યુ હતું કે તમારા વિષે અમારે કાળજી ઘણી છે તે નિબધ તો સસાર વ્યવસ્થાનો હતો અને આ તે સબધ નહીં, પણ આત્માનું અમારુ કલ્યાણ થાય અને તમારુ કલ્યાણ થાય એ વિષે સબધ અમારા ધ્યાનમા છે, બીજો કાંઈ સ્વાર્થ નથીજી

આ પુસ્તક, 'શ્રી સદ્ગુરુપ્રસાદ' કોઈ બીજાને વાચવા માટે નથી પણ ખાસ જેને તે સદ્ગુરુની ભક્તિ જાગી છે, તેના વચનામૃતની સૂચના મળી છે અને સમ્યગ્દૃષ્ટિવાન જીવ છે તેને તે સ્મૃતિમા લેવા, જાગૃત થવા, બોધબીજને અર્થે ભલામણ છેજી અને શ્રી સદ્ગુરુની શ્રદ્ધા પામવાનો મૂળ હેતુ છેજી વધારે ચિત્રપટ આવશે તેની અડચણ નથી આ પુસ્તક 'દર્શન–ભક્તિનું છેજી તેમા વધારે ચિત્રપટ આવશે તો બાધ જેવું મને લાગતું નથી

***

૧૪૧ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ,
સ્ટે અગાસ, કાર્તિક સુદ ૧૪, ૧૯૮૮

હે! પ્રભુ, કઈ ચેન પડતું નથી, ગમતું નથી હે! પ્રભુ, સર્વ કર્મ–ઉદય મિથ્યા છે એમ ગુરુ શરણાથી જાણ્યું છે, અનુભ સું છે તેમ વર્તવા જેની વૃત્તિ રહે છે, વર્તે છે તેવા સમભાવી મહાત્માને નમસ્કાર છે ભૂતકાળમા બનવા યોગ્ય બન્યું, બની ગયું ત્યા હવે શોક શો? કારણ કે હવે તેમાનું કઈ નથી અને છે, વર્તમાન સમયમા, તે પૂર્વ–કર્મના સસ્કારના ફળરૂપ છે જીવે જેવા જેવા ભાવો હે! પ્રભુ, અજ્ઞાનભાવે કરેલા તે તે ભાવો અત્યારે કર્મરૂપ ઉદયે આવી જીવને મૂઝવે તેમા મુઝાવું શું? માગેલું મળ્યું ઈચ્છેલું પ્રાપ્ત થયું–મોહાધીન માગ્યું, ઈચ્છયુ તે આવ્યું તો ખરૂ, પણ તેમા મૂઝાવાનું રહ્યુ–તેમા હવે દોષ કોને દેવો? દુઃખ શોક શો? વ્યાજબી બને છે, અને તે પણ થઈ રહ્યા પછી કઇ નથી, એમ થવાનું છે જ કર્મ ઉદય આવી ખરી જઈ પછી નહોતા જેવું થાય છે તો પછી ચિન્તા શી? બનવાનું બનશે ભવિષ્યમા જે બનવાનું તે પણ વર્તમાનમા જેવા ભાવો થશે તેમ બનશે ભવિષ્યસ્થિતિ સુધારવી જીવના હાથમા છે સમ્યક્ ભાવો ભાવી, સમ્યક્ સ્થિતિ પ્રાપ્ત કરશે તો પછી સમ્યક્ ભાવો રૂડા છે

અસમ્યક્ પ્રકારે પર પદાર્થ–પરભાવ ભાવવાયોગ્ય નથી. હે ! પ્રભુ, સ્વપ્નવત્ જગત તથા અસત્સંગ જેવામાં આ જીવનો કાળ જાય છે એવું લખાણ અત્રે મુમુક્ષુના પત્રથી વાંચ્યું; તો હે ! પ્રભુ, હવે તો જેમ બને તેમ આ ક્ષણભંગુર દેહમાં બે ઘડી દહાડા જેવા આયુષ્યમાં પાઘડીને છેડે કસબ નખાઈ જાય તેવું થાય તો જ કલ્યાણ છે. મનુષ્યભવ ચિંતામણિ છે. હે ! પ્રભુ, આ તો પંખીના મેળા છે. સ્વપ્નું છે. શું કાંઈ લખવું ! જીવને સત્સંગ અને આત્મહિત થાય એવી દૃષ્ટિ રહ્યા કરે છે.

***

૧૪૨ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ.
વૈશાખ પૂર્ણિમા, સં. ૧૯૮૮

સદ્ગુરુકૃપાએ સહન કરવું અને જે થાય તે જોયા કરવું એ જ ઉત્તમ ઔષધ છેજી. નમિ રાજેશ્વર જેવાને પણ કર્મના ઉદયે અસહ્ય વેદના સહન કરવી પડી હતી. તે પણ આત્મા હતા, અને આત્મલાભ એવે વખતે તેમણે સાધ્યો હતો તે સંભારી સમભાવે સહન કરવાની ભાવના રહ્યા કરે છે.

***

૧૪૩ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ.
અષાડ વદ ૮, મંગળ, સં. ૧૯૮૮

સદ્ગુરુ શ્રી દેવાધિદેવ પરમગુરુએ મનુષ્યભવ ચિન્તામણિ સમાન કહ્યો છે તે દુર્લભ છે. જે સત્પુરુષે, સદ્ગુરુએ, અનંત જ્ઞાની તીર્થંકરે, યથાતથ્ય આત્મા જાણ્યો છે, જોયો છે, માન્યો છે તે જ્ઞાનીનો યથાર્થ સત્સમાગમ જો જીવને ન થયો હોય તો પણ તે સત્પુરુષના સમાગમે જે કોઈ સંત તથા મુમુક્ષુએ શ્રદ્ધા પ્રતીતિ કરી છે તે સત્સંગનો જોગ, જો મનુષ્યભવ પામી, આ જીવને મળી આવ્યો હોય અને તેની પ્રતીતિ, વિશ્વાસ ખાસ ખરા મનથી આવ્યે, તે કહે તે સદ્ગુરુપ્રત્યે, તેમના બોધ પ્રત્યે પ્રતીતિ, શ્રદ્ધા, રુચિ, માન્યતા, આસ્થા આ જીવને થાય તો આ મનુષ્યભવ સફળ છે. તે સંતે કહેલા સદ્ગુરુની એક માન્યતા, શ્રદ્ધાથી સમકિત કહેવાય. આટલો મનુષ્યભવ મળ્યો છે તેમાં તે જ શ્રદ્ધા સત્કૃપાળુ શ્રી સદ્ગુરુદેવ પ્રત્યેની જીવે રાખવા યોગ્ય છે, પોતાની કલ્પનાથી બીજા કોઈને માનવા યોગ્ય નથી. જે એમ એક સદ્ગુરુની શ્રદ્ધાએ જ રહેલ છે તેનું આત્મહિત અને કલ્યાણ છે. જો એક સમકિત આ ભવમાં ન થયું તો જન્મ–મનુષ્યભવ હારી ગયા જાણવું. એ એકને જ માન્યાથી બધા જ્ઞાનીઓ આવી જાય છે, એવો અનેકાન્ત માર્ગ સમજાયો નથી. માટે તેણે જાણ્યું તે ખરું છે, મારે પણ માનવાયોગ્ય છે એમ માને તો આત્મકલ્યાણ થાય તેની જ આજ્ઞાથી કલ્યાણ છે. તેની આજ્ઞા જે જે 'શ્રી આત્મસિદ્ધિ'માં કહી છે તે જ કર્તવ્ય છે. જોકે જગતમાં જીવ ઘણા રૂડા છે, ગુણી છે પણ પરીક્ષાપ્રધાનપણું જ્યાં સુધી યથાતથ્ય આવ્યું નથી ત્યાં સુધી ગુણીના ગુણ જોવા, દોષ ન જોવા. જીવ સ્વચ્છંદથી અને પ્રમાદથી અનંત કાળથી રઝળ્યો છે. માટે જેમ બને તેમ જાગૃતિ આત્મભાવના, સ્મરણ ભક્તિમાં અમુક કાળ કાઢવો. કાળ ભયંકર છે. લીધો કે લેશે થઈ રહ્યું છે. આ જીવ કયા કાળને ભજે છે તે સમજાતું નથી.

" યૌવનની શી કરવી માયા ? જળ-પરપોટા જેવી કાયા,
જાવું પડશે ન કે મરીને, આવી ધનની આશા કરીને. ૫
ભર ત્વા ઈચ્છે ત્વે ભાઈ, સત-શિખામણ સુણ સુખદાઈ,
કામ, ક્રોધ ને મોહ તજી દે, સમ્યગ્જ્ઞાન સમાધિ સજી લે. ૬.
કોણ પતિ પત્ની પુત્રો તુજ ? દુ ખમય પણ સસાર ગણે મુજ;
પૂર્વ ભવે પાપે પીડેલો, કોણ હતો કર્મે જકડેલો ? ૭
વિષયભૂતનો મોહ મૂકી દે, કષાય ચારે નિર્મૂળ કરી લે,
કામ માનનો ફૂચો કરી દે, ઈન્દ્રિયચોરો પાંચ દમી લે ૧૩
દુર્ગતિ-દુ ખ અનેક કૂટ્યો, તો પણ પીછો તેનો ન છૂટ્યો;
જાણે ભૂત-અગ્નિ મદમત્ત, જીવ અનાચારે ન્હે રક્ત. ૧૬
મા કર યૌવન-ધન-ગૃહ-ગર્વ, કાળ હરી લેશે એ સર્વ,
ઇન્દ્રજાળ સમ નિષ્ફળ સહુ તજ, મોક્ષપદે મન રાખી પ્રભુ ભજ " ૧૮

( વૈરાગ્યમણિમાળા )

ૐ શાંતિ શાંતિ શાંતિ

***

૧૪૪ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, અગાસ સ ૧૯૮૮

સ્નેહપ્રીતિ કરવા જેવું નથી એક આત્મા જ્ઞાનદર્શનમય છે તે ભાવના વારવાર ભાવવી બીજે પરભાવમા મન જાય કે તુરત પાછું વાળવું, વૃત્તિને રોકવી. અને ક્ષેત્રફરસના છે, અન્નજળ પાણી છે એમ જાણી અરતિથી આર્તધ્યાન થાય તેમ ન કરવું

" જે જે પુદ્ગલ ફરસના, નિશ્ચે ફરસે સોય; "
મમતા-સમતા ભાવમે, કર્મબધ-ક્ષય હોય

આપણી ઇચ્છાએ, સ્વચ્છદે જીવને જન્મ મરણ થઈ રહ્યા છે, તેથી મૂઝાવું નહીં મરણ અવસરે કોણ સહાય છે ? તે વખતે પરવશે ભોગવવું પડે છે તો અત્રે 'જા વિધ રાખે રામ તાવિધ રહીએ' મૂઝાવું નહીં, અકળાવું નહીં સહનશીલતા એ તપ છે જ્યા જઈએ ત્યા માટી, પાણી ને ઢેફા કોઈ જગ્યાએ સુખ નથી સુખને જાણ્યું નથી દુ ખ દુ ખ અને દુ ખ છે દુ ખમા સુખ માની રહ્યો છે, ભુલવણી છે ચેતવા જેવું છે ભૂલ્યો ત્યાથી ફેર ગણ, સમજ્યો ત્યાથી સવાર આખરે મૂકવું પડશે આખરે સ્વચ્છદ રોકયો થાય છે તો સમજીને, અત્યારે જેવો અવસર તે પ્રમાણે કાળ વ્યતીત કરે અને સમભાવ રાખે તો તપ જ છે ઇચ્છાઓ, તૃષ્ણાઓ કરે તો બધ છે એકલો આવ્યો, એકલો જવાનો છે ફરી આવો લાગ નહીં આવે મનુષ્યભવ ફરી ફરી નહીં મળે જીતી બાજી હારવી નહીં કોઈ કોઈનું દુ ખ લેવા સમર્થ નથી, કોઈ કોઈને સુખ આપવા સમર્થ નથી

" આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે, "
જીવ લહે કેવળજ્ઞાન રે.

***

૧૪૫ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ. સં. ૧૯૮૯

તમારો કાગળ એક વાંચી, વિગત જાણી તમ પ્રત્યે સુચના આપવાની છે તે આત્માર્થે ધ્યાનમાં લેશો. તમે પર્યાયદૃષ્ટિથી અત્રે મનુષ્યભવ ધારણ કર્યો છે તે રત્નચિન્તામણિ સમાન છે. તેમ જાણી દયા ખાતર કાંઈ શબ્દ કહેવાયા છે તો ખોટું લગાડશો નહીં અને એમ વિચારશો કે આપણી ઉપર દયા આણીને કંઈ છદ્મસ્થ અવસ્થાને લઇ ખારાશથી, એટલે તે આચરણ તમારાથી ફરી ન થાય એમ જાણી, કહેવાયું છે. જો કે એવું કાંઇ કહ્યું નથી, કહેવાયું છે તે ફરીથી તેવી ભૂલ ન થાય એવા ભાવથી સમજ લેવા કહેવાયું છે. અમારે તો સર્વ ઉપર સમભાવ છે; પણ કોઈ જીવનું ભલું થાય એમ જાણી કહેવાય છે.

કોઈ કોઈનું ભૂંડું કરે એમ છે નહીં. એક આત્મા જ આત્માનું ભલું કરશે, અથવા વિભાવ આત્મા ભૂંડું કરશે. આ જગતમાં કોઈ કોઇનું ભૂંડું કરવા, સારું કરવા સમર્થ નથી. માટે આ ભવમાં તૈયાર થઈ જવું. મેમાન છે, પરોણો છે, ઘણો કાળ રહેવાનું નથી. એકલો આવ્યો, એકલો જશે–તેમાં ચેતવા જેવું છે, જાગૃત થવા જેવું છે; માટે જણાવ્યું છે. જો પોતાની ભૂલ કાઢી નાખે તો આ જીવ કલ્યાણ કરી નાખે. જેમ બને તેમ તેવા ખોટા વ્યવસાયને ઓકી નાખી સારા ભાવ કરવાનું કર્તવ્ય છે. વધારે શું લખવું ? સમજુને તો આ બસ છે. પોતાના દોષ છે તે નથી જોવાયા, મતિ-કલ્પનાએ જીવ કલ્પી લે છે એવી કોઈ ભૂલ છે તે જ કાઢવા જેવું છે, જરૂરનું છે એમ જાણી મનમાં ઊઠતી વૃત્તિને રોકી, કલ્પનાને રોકી યોગ્યતા લાવશો. આત્માનું સારું કરનાર, ભૂંડું કરનાર એક આત્મા જ છે. કલ્પના કાઢી નાખી એક યોગ્યતા વધારશો તો ઘરમાં બેઠાં કે વનમાં બેઠાં સારું થશે. તમને જેટલું ખોટું લાગ્યું છે તેટલું અમૃત પાયું છે; તમને સારું લગાડે તે ઝેર પાયું માનશો. માટે હવે પરમકૃપાળુદેવનું વચન છે, તેમની આજ્ઞા છે તે ધ્યાનમાં લઈ જાગૃત થશો, જાગૃત થશો. ફરીથી વૃત્તિ, મન, ચિત્તને પરમાં જતાં રોકશો. વાંચવા-વિચારવામાં, વચનામૃતમાં કાળ નિર્ગમન કરશો. એમાં બીજાનું કામ નથી, પોતાનું કામ છે. 'સત્સંગ, સત્સંગ' કરશો, પણ સત્સંગ કુસંગરૂપ થઈ પડશે. સત્સગ વસ્તુ શું છે ? પોતાનો આત્મા. બાકી તો સત્સંગ બફમમાં ને બફમમાં માનશો તે અસત્સંગ થઈ પડશે. જ્યાં ત્યાં આત્માનું કલ્યાણ થાય તે કર્તવ્ય છે. ત્યાં બીજો કોઈ કરી આપનાર નથી. આપ સમાન બળ નથી અને મેઘ સમાન જળ નથી. યોગ્યતા લાવશો. આત્માને ચેતવા જેવું છે. કોઈનો દોષ અને વાંક જોવા જેવું નથી. માટે મનુષ્યભવ પામ્યા છો તો હવેથી નરકમાં, નિગોદમાં, તિર્યંચમાં જવાય તેવુ ન થાય તેમ કરવું તે પોતાના હાથમાં છે. એકલો આવ્યો અને એકલો જશે માટે રત્નચિન્તામણિ જેવો મનુષ્યભવ હારી ન જવો જોઈએ. 'કોડી સાટે રતન, બાટી સાટે ખેત' ન ખોવું જોઈએ. કરોડો રૂપિયાથી અધિક મનુષ્યભવ છે, તેનો લાભ લઈ લેવો જોઈએ વધારે શું કહેવુ ? પૃથ્વી, પાણી, વનસ્પતિમાં ગયો તો ત્યાં કોઈ આધાર નથી. ભૂંડું કરે છે પોતાની મતિ-કલ્પના. તેને કંઈ સદ્‌ભાવમાં લાવની જોઈએ, સદ્‌વર્તનમાં વર્તવું જોઈએ. ભલું કરશે તોય તમારો આત્મા કરશે; ભૂંડું કરશે તોય તમારો આત્મા કરશે. માટે ચેતવા જેવું છે. અમે કાંઈ તમોને (આત્માને) કહ્યું નથી, અમે તો દોષને, વિભાવને, ખોટાને કહ્યું છે.

***

૧૪૬ કાવા રાણાનો બંગલો, આશાપુરી રોડ,
નવસારી, તા ૨૨-૫-૧૯૩૩

બધી વાતોનો અને દુખનો ઉપાય એક સત્ સમાગમ છે માટે બહુ ડહાપણ અને પચાત મૂકી દઈ, હજારો રૂપિયા મળતા હોય તો પણ તેને ઝેર જાણી, એ વાત છોડી દઈને સમાગમમા રહેવુ, બીજો ઉપાય નથી સમાગમથી શાતિ થશે અને જે લાભ થશે તે તો કહી શકાય નહીં માટે બીજુ કાઈ નહીં કરતા ઝટ સમાગમમા આવવુ કોઈ બીજી વાતે કાંઈપણ સાર નથી, માત્ર અગ્નિની ઝાળમા બળવા જેવુ છે, અને મોહનીય કર્મ મૂઝવે છે તો તેનો ઉપાય એક સત્સમાગમ છે, તેમા આવવુ તમારી વૃત્તિ, વર્તન તમને પણ ગમતું નથી અને ખેદ કરાવે છે અને બળ ચાલતું નથી તો તે બધુ અત્રે ઠીક થઈ રહેશે વીતરાગની સભામા, સમાગમમા મોહનીય કર્મને બહાર જ બેસવુ પડે છે જીવની જો છૂટવાની ઈચ્છા છે અને સાચા વીતરાગ પુરુષ છે તો પછી મોહનીય કર્મ કાંઈ કરી શકતુ નથી, મૂઝવણ આવતી નથી-જતી રહે છે અને શાતિ થાય છે

***

૧૪૭ નવસારી, વૈશાખ વદ ૧૨, રવિ, સં ૧૯૮૯

ભગવાન તીર્થંકરાદિકે મનુષ્યભવ દુર્લભ કહ્યો છે, તે જોગ પામીને સાચા સદ્ગુરુ કૃપાળુ દેવ પ્રત્યે શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ કરવાની છે આ વાકય લખ્યું છે, તે કોઈ સતના કહેવાથી માન્ય થઈ જશે તો જીવનું કલ્યાણ થઇ જશે બાકી પોતાની કલ્પનાથી માની લઈને ‘આ જ્ઞાની છે’ એમ કર્તવ્ય નથી, મધ્યસ્થ રહેવું-અજ્ઞાની ન કહેવા, જ્ઞાની ન કહેવા તે જો પોતાના સ્વચ્છદથી પોતે માન્ય કરે તો તેની ભૂલ થઈ માનવી. કોઈ સત્સગે સદ્ગુરુને માન્ય કરશે તેનું કલ્યાણ થશે પોતાની કલ્પનાએ માનીને જીવ ભૂલ ખાય છે તે સત્સ્વરૂપ એવા જ્ઞાનીપુરુષોએ આત્મા જોયો છે, જાણ્યો છે તે મારે માન્ય છે ફરી ફરી મનુષ્યભવ મળવો દુર્લભ છે એક ભવમા જો શ્રદ્ધા અને પ્રતીતિ એક આત્માની થઇ ગઈ તો આ જીવનુ કલ્યાણ છે આવો જોગ ફરી ફરીને ન મળે માટે જ્ઞાનીએ જણાવેલ મત્રનુ સ્મરણ કર્તવ્ય છે વ્યાધિ, પીડા, દુખ દેહના સબધે થાય છે, તે જાય છે તેનો હરખશોક ન કરવો માતાપિતા, સ્ત્રી આદિકમા મોહ ન કરવો દેહ પણ મારો નથી, જ્ઞાનદર્શનરૂપ આત્મા મારો છે તે જ્ઞાનીએ જાણ્યો છે તે સિવાય કોઈ ઉપર પ્રીતિ કરવી નહી ભાવના, ભક્તિ, સ્મરણ રાખ્યા કરજો વીસ દોહા, ક્ષમાપનાનો પાઠ, આત્મસિદ્ધિ તેમને સભળાવ્યા કરશો સ્મૃતિ સારી હોય તો પત્ર ૬૯૨ મો તેમને સભળાવશો એમા જે આત્મહિત થવાની સ્મૃતિ આપી છે તે તેના ધ્યાનમા લે તેમ કહેશો બીજુ કાઈ ન ઈચ્છવુ, મનમા ન લાવવુ અને તે પત્રના અતમા જણાવ્યું છે “શ્રી સદ્ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથ માર્ગનો સદાય આશ્રય રહો હું દેહાદિ સ્વરૂપ નથી અને દેહ, સ્ત્રી, પુત્રાદિ કોઈપણ મારા નથી, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હુ આત્મા છું, એમ આત્મભાવના કરતા રાગદ્વેષનો ક્ષય થાય” આ શ્રી પરમ કૃપાળુદેવના વચનમા છે તે ધ્યાનમાં લેશો સગનું ફળ અવશ્ય મળશે મરવાનો ભય ન રાખવો એક આત્માને ઘણો સભારવો,

વિશ્વાસ રાખવો. "આતમભાવના ભાવતાં, જીવ લહે કેવળજ્ઞાન રે." કાંઈ ફિકર કરવા જેવું નથી આત્માની રિદ્ધિ અનંતી છે, તે આત્માની સાથે જ છે. બાકીની બધી મૂર્ચ્છા-મમતા મૂકી દેશો. "હું મારું હૃદયેથી ટાળ"

***

૧૪૮ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ સ્ટેશન.
ભાદરવા સુદ ૭, સં. ૧૯૮૯

મનુષ્યભવ દુર્લભ કે ચાર દિવસનું ચાંદરણું છે; અને બધું ફના છે, નાશવંત છે, ઠગારું છે. એવા આ જગત ઉપર વિશ્વાસ રાખી જીવ રાચી રહ્યો છે હું કમાઉં છું, હું વિષય ભોગવું છું, હું સુખી છું, હું દુઃખી છું એમ માની રહ્યો છે; પણ માથે મરણની ડાંગ ઊભી છે તેની જીવને ખબર નથી, તે તરફ દૃષ્ટિ પણ કરી નથી. ચાર ગતિમાં ઘોર દુઃખ ભોગવવાં પડે તેવાં કર્મ બંધાવે તેવા ઇન્દ્રિયના વિષય-ભોગોને જીવ પ્રિય ગણે છે તે મહા અજ્ઞાન છે. અને "હું સમજું છું, હું કરું છું તે ઠીક છે. કોઇની સલાહની મારે શી જરૂર છે? મને કોણ પૂછનાર છે? એવો સૂક્ષ્મ અહંકાર જીવને મારી નાંખે છે. આખો મનુષ્ય ભવ લુંટાઇ જાય છે તે વેપારમાં દેવાળું નીકળે તેથી પણ મહા ખરાબ ભયંકર છે. પછીથી ધર્મ આરાધવાનો અવસર કાગડા-કૂતરાના ભવમાં ક્યાંથી મળશે? અત્યારે અઘટિત કૃત્ય થયાં હોય તો મનવચનકાયાથી ફરી ન કરવાની પ્રતિજ્ઞા લઈ, બળ વાપરી તેથી દૂર થવું યોગ્ય છે. કહેનાર કહી છૂટે અને વહેનાર વહી છૂટે. જે કરશે તે ભોગવશે. અત્યારે આંખો મીંચીને પાપ કરશે તો પછી વિલવિલાટ કરી પશ્ચાત્તાપ કરતાં પણ છૂટકો નહીં થાય.

ચેતવું હોય તો હજી વખત છે. સત્સંગ સમાગમમાં કાળ વિશેષ કાઢવા ધારો તો થઈ શકે તેવું છે. હજી હાથમાંથી બાજી ગઈ નથી. મનુષ્યભવ છે ત્યાં સુધી બધું થઈ શકશે; પછી કોઇના હાથની વાત નથી. સૌ સૌનાં કર્યાં પોતાના આત્માને એકલા ભોગવવાં પડશે. માટે ડરવા જેવું છે, જાગૃત થવા યોગ્ય છે. દુષ્ટ સમાગમ તજવા યોગ્ય છે. અવળો રસ્તો ભૂલવા જેવું છે. મરણિયા થઈને પણ સદાચાર સેવવા યોગ્ય છે.

જીવ મસ્તાન થઇને ફરે છે. પણ મંદવાડ કે મરણ પથારીએ પડશે ત્યારે કયો વેપાર કામમાં આવવાનો છે? ધનના ભંડાર હશે તે પણ પડયા રહેશે. સગાં-વહાલાં કે વિષયભોગ કોઈ તો વખતે દુઃખ લેવા સમર્થ નથી. તે વિચારી આજ્ઞારૂપ ધર્મ આરાધવા તૈયાર થઇ જવા જેવું છે.

'आणाए धम्मो, आणाए तवो'

***

૧૪૯ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ.
તા. ૧૪-૧૧-૧૯૩૩

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ આદિની ફરસના પ્રમાણે સર્વ બની રહે છે. તેમાં સમકિતી જીવોએ હરખ-ખેદ કરવો ઘટે નહીં.

"જો જો પુદ્ગલ ફરસના, નિશ્ચે ફરસે સોય,
મમતા સમતા ભાવસે, કર્મબંધ-ક્ષય હોય"

ક્ષમા, સહનશીલતા એ મોક્ષે જવાનો રાજમાર્ગ છે નાશવંત વસ્તુને પલટાતી જોતા સમજુ પુરુષો ખેદને બદલે વૈરાગ્ય પામે છે આપણી નજરે કેટલાય જીવો આ ભવની ગડમથલ છોડી ચાલ્યા ગયા, ફરી જોતા પત્તા નહીં! હવે તેમને આ ગામની, આ દેશની કે કુટુમ્બની કાંઈ ખબર છે? અને અહીં હતા ત્યારે કેટલા લાળા હૃદયમા રાખીને ફરતા હતા? આમા શું કામનું છે? એક પણ સત્પુરુષનું વચન હૃદયમા કાયમ રહે છે તો કલ્યાણ છે

***

૧૫૦ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૨૧ ૨ ૧૯૩૪, ફાગણ સુદ ૮, બુધ, સં ૧૯૯૦

મહાત્મા જ્ઞાની કૃપાળુદેવનો બોધ હોય તે સાભળીને તે શિખામણ લક્ષમા રાખે તો કર્મ ન બધાય એમ જ્ઞાનીઓની શિખામણ છે તે ધ્યાનમા લેવી ઘટે છેજી

બીજુ, ભાઈ, આપ ડાહ્યા છો તો આપને અકળાવુ, મૂઝાવું કે ગભરાવુ ન થવુ જોઈએ જે શાતા અશાતા આવે તથા બાધેલા કર્મ જે ઉદયમા આવે તે બધુ સમભાવે સહન કરવુ કર્તવ્ય છે જીવે પૂર્વે કર્મ બાધ્યા છે તે ઉદયમા આવે છે ઋણુ સબંધે સગાવહાલા મળી આવ્યા છે તેના ભોગવટા વખતે સમભાવ રાખી સહન કરવુ, સમતા, ક્ષમા, ધીરજ કરવી અને બધુ ખમી ખૂદવુ જે કર્મ ઉદયમાં આવે છે તે ભોગવીને છુટાય છે, તેમા હર્ષશોક ન કરવો સમતાએ સહન કરવુ એ તપ છે એથી ગભરાઈ અકળાઈ જઈ કઈ ખોટી ચિંતવણા કરવી નહી 'અહીથી જતો રહું, છુટી જઉં, મરી જઉ' એવો કોઈ સંકલ્પ કરવો નહી એમ જો કરે તો જીવ કર્મ બાધે અને કર્મ તો ગમે ત્યા બાધ્યા પ્રમાણે ભોગવવા પડશે પણ સમતા ભાવે તે ખમવા અકળાઈને કયા આકાશમા ચઢી જશો? જ્યાં જશો ત્યા કર્મ બે ડગલા આગળ ને આગળ જ છે માટે સમતાએ સહન કરવા આપણને કોઈ દુ ખ આપે, અભાવ કરે, અપમાન કરે તો તેનો ખરો ઉપકાર ગણવો—આપણે બાધેલા કર્મ છોડવામા તે મદદ કરે છે, તે વિના છુટાત નહી એમ સવળુ લેવુ આથી વધારે દુ ખ ભલે આવે તોપણ ગભરાવુ નહીં જીવે નરકમા દુ ખ ઓછા વેઠયા છે? તેના હિસાબે અહીં તો શુ છે? ફક્ત અંતરાય (પ્રકૃતિ) તૂટી નથી તેથી દુ ખ લાગે છે, તેથી ગભરાવુ નહીં તમે જેવા તેવા નથી જગત ગમે તેમ કહે તેના સામુ જોવુ નહીં સૌની સાથે સંપ રાખવો કઈ સમજણ નથી, કઈ સમજતો નથી એમ કહે તો પણ ખમી ખૂદવુ માન જીવનું ભૂડુ કરે છે, માન વેરી છે બીજા તરફથી વધારે માન મળતું હોય કે જીવ બીજા ઉપર વધારે વહાલ કરે તો તે રાગ બંધનું કારણ છે, તેમજ દ્વેષ કરે તો દ્વેષ પણ બંધનું કારણ છે તો બંધના કારણ એવા કોઈના રાગ કે વહાલની ઈચ્છા સમજુ જીવો રાખતા નથી, પણ સમભાવ રાખી, જાણ્યું ન જાણ્યું કરી, ખમીખૂદે છે માટે તે માન મૂકી સૌનાથી નાના થઈ જાણે કઈ સમજતો નથી એમ રહેવું કોઈ કઈ શિખામણ દે

તો તેને કહેવું કે તમારું કહેવું સાચું છે. આત્મહિત થતું હોય તો તેમ કરી લેવું; પણ છણકા કરવા નહીં, ખીજાવું નહીં.

"અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય,
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય ?"

એ વગેરે વીસ દોહરા, ક્ષમાપનાનો પાઠ, આલોચના, સામાયિક પાઠ અને તો દિવસના પા અડધો કલાક અવકાશ લઈ ભણવાં.

કોઈને કંઈ કહેવું થાય તો ધીરજથી કહેવું. કંઈ ગભરાઈને, ખીજીને, ક્રોધ કરીને કહેવું નહીં. સૌની સાથે મૈત્રીભાવ રાખવો. ઠામ ઠામ ઓળખાણ રાખવી, નમી જવું અને સૌની સાથે હળીમળીને ચલાય તેમ કરવું; કુસંપ થાય તેમ કરવું નહી. કોઈને ક્રોધ આવ્યો હોય અને તે ખીજીને બોલે તો તે પણ ધીરજથી, સમતાથી તેને 'બા–ભાઈ' કહીને તેનો ક્રોધ મટી જાય તેમ કરવું. અને જેમ સારું લાગે તેમ કરવું. તાણાખેંચ, ખેંચાખેંચ કરવી નહીં. તેને એમ કહેવું કે તમે સમજુ છો. બા હોય એના ઉપર ક્રોધ કરવો નહીં. એનો ક્રોધ જેમ જતો રહે અને રાજી થાય તેમ કરવું. આટલા ભવમાં સગાઈ છે, પછી 'વનવનકી લકડી'. એકલો આવ્યો અને એકલો જશે. કોઈ આપણું છૈયુંછોકરું, મા–બાપ થયું નથી, થવાનું નથી, થશે નહીં. જો ક્ષમા નહીં કરીએ અને કષાય એટલે ક્રોધ, વેરભાવ કરીએ તો કર્મ પાછાં બીજાં બંધાશે. માટે ખરો ઉપાય સમતા, ક્ષમા છે, તેજ ગુપ્ત તપ છે. મનુષ્યભવ પામ્યા છીએ તે ચિંતામણિ સમાન છે. તેમાં સુખદુઃખ આવે તે ખમીખૂંદવું, અકળાવું નહીં. કર્મ છૂટવાનો અવસર આવ્યો છે. જે વિધે જીવે કર્મ બાંધ્યાં છે તે પ્રમાણે ઉદયમાં આવે છે તેથી અકળાવું નહીં, સમતા અને ક્ષમા કરવી

અહીં આવવાનો અવકાશ થોડો કાઢી આવી જવાય તો ઘણો લાભ થશે. સમાગમે હિતની વાત કહેવી પણ થશે.

સો કરતાં સમજણ એ જ સુખ છે; અણસમજણ એ દુઃખ છે. માટે ખરો અવસર આવ્યો છે. દુઃખ આવેલું જાય છે. તે તો જડ છે. દેહ છે તે નાશવંત છે. આત્મા છે તે શાશ્વત છે, અજર છે, અમર છે. એનો વાળ વાંકો કરવા કોઈ સમર્થ નથી, માટે મને દુઃખ થયું, મને રોગ થયો, મને વ્યાધિ થઈ એમ કરવું નહીં. આત્મા તો એથી ભિન્ન છે.

માટે સદ્‌ગુરુ પરમકૃપાળુદેવનું શરણું રાખવું. અમે પણ એના દાસના દાસ છીએ. પોતાની કલ્પનાએ કોઈને ગુરુ માની લેવા નહીં, કોઈને જ્ઞાની કહેવા નહીં; મધ્યસ્થ દૃષ્ટિ રાખવી. એક પરમાત્મા પરમકૃપાળુદેવને માનવા; તે શ્રદ્ધા કરવી. તેને અમે પણ માનીએ છીએ, અમારા અને તમારા ધણી જુદા ન કરવા. એ એક જ છે. એ ઉપર પ્રેમ કરવો, પ્રીતિ કરવી. જે થાય તે જોયા કરવું અને આપણે તો એના શરણે સ્મરણ કર્યા કરવું. મર ! સૂઝે તેટલું દુઃખ આવે તો ભલે આવે. આવો કહ્યે આવશે નહીં અને જાઓ કહ્યે જશે નહીં. આપણે તો એને જોયા કરવું જોનાર આત્મા છે તે જુદો જ છે. મારાં મા, મારા બાપ, મારાં છોકરાં—એ મારાં માન્યાં છે તે પોતાનાં નથી, સૌ ઋણ સંબંધે આવ્યું છે. એકલો આવ્યો છે, એકલો જશે. માટે

આપણે આત્માને ભૂલવો નહી સૂઝે તેટલુ દુ ખ આવે તેથી અકળાવું નહીં આ તો શુ છે ? સૌ સૌનું બાધેલુ આવે છે માટે આપણે ખમીખૂદવુ એ બધું જવા આવે છે ધીંગો ધણી એક પરમકૃપાળુદેવ અમે જે કર્યો છે તે તમારા ગુરુ છે, અમે પણ તમારા ગુરુ નહી, પણ અમે જે ગુરુ કર્યા છે તે તમારા ગુરુ છે એવો નિ શક અધ્યવસાય રાખી જે દુ ખ આવે તે સહન કરવું કાળે કરીને સર્વ જવાનું છે

જો આ શિખામણ લક્ષમા રાખશો તો તમારુ કામ થઈ જશે સસારની માયાના દુઃખ ભાળી જરા પણ અકળાવુ નહી થવાનું હશે તેમ થશે

"નહિ બનવાનુ નહીં બને, બનવુ વ્યર્થ ન થાય,
કાં એ ઔષધ ન પીજિયે જેથી ચિન્તા જાય ?"

ઘણું કરી બનનાર તે ફરનાર નથી અને ફરનાર તે બનનાર નથી તો પછી ધર્મપ્રયત્નમા, આત્મિકહિતમા અન્ય ઉપાધિને આધીન થઇ પ્રમાદ શુ ધારણ કરવો ?

***

૧૫૧ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ,
પ્ર વૈશાખ સુદ ૧૫, રવિ, સ ૧૯૯૦

જીવે જે કર્મ બાધ્યા છે તે ભોગવવા પડે છે, પણ તે ભોગવતી વખતે ધીરજ અને સદાચરણ રાખે તો સારુ પરિણામ આવે છે સારા ડાહ્યા ગણાતા માણસે કુટુમ્બમા સપ રાખવો જોઇએ, માતાને સમજાવીને ધીરજ આપીને પોતાના સદાચરણ વડે તેમને સતોષવા જોઈએ પોતાના મોટા ભાઈ પિતા તુલ્ય છે તેમને પણ કુટુમ્બનો બધો ભાર ઉપાડવો પડતો હોય તો તેમા મદદ કરીને તથા તેમની આમન્યા તથા વિનય સાચવી તેમને રાજી રાખવા એ આપણુ મુખ્ય કર્તવ્ય છે આપણી કમાણીમાથી બને તેટલી બચત કુટુમ્બના માણસોના નિભાવમા વપરાય તો આપણુ અહોભાગ્ય સમજવું

એમ સર્વને સુખી કરવા આપણે વર્તીએ તો ઘણુ પુણ્ય બધાય અને કુટુમ્બમા સપ વધે, તો લોકમા પણ કુટુમ્બના વખાણ થાય પોતાના વિચારમા આવે તેમ વરતે તે સ્વચ્છદી કહેવાય સ્વચ્છદે વર્તનાર આ લોકમા કુટુમ્બ ક્લેશથી દુ ખી થાય છે અને પરલોકમા પણ પાપનું ફળ ભોગવવા અધોગતિએ જાય છે તેથી સુખી થવાની જેની ઇચ્છા હોય તેણે માતા-પિતા, મોટાભાઇ આદિનો વિનય કરવો અને ધર્મની ઇચ્છા હોય તેણે સત્પુરુષની શિખામણ સાભળી વિનયસહિત વર્તવા યોગ્ય છે ન્યાયનીતિપૂર્વક વર્તે છે તેના જગતમા વખાણ થાય છે અને ધર્મ પાળવા યોગ્ય તે બને છે પણ દુરાચરણવાળા કદી ધર્મ પામી શકતા નથી, તેમ લોકમા પોતે નિન્દાય છે અને કુટુમ્બની નિન્દાનું કારણ થાય છે કુટુમ્બના માણસ ગમે તેવા અણસમજુ હોય, તોપણ સમજુ માણસ તેમના મન વિનય વડે જીતી લે છે પોતે દુઃખ વેઠીને પણ સર્વના ચિત્તને સતોષ ઊપજે તેવા મીઠા વચન વડે તેમની સેવા કરીને રાજી રાખે તે ખરો ડાહ્યો ગણાય કુટુમ્બમા જે સમજુ હોય તેણે પોતે સર્વનું કહેલું સહન કરવું જોઈએ ગમે તેવા કડવા વેણ કોઈ કહી જાય તોપણ જાણે સાભળ્યું જ નથી એમ ગણીને તે ભૂલી જાય અને સર્વનું ભલું કેમ થાય તેવો વિચાર રાખી સર્વની સેવા કરી છૂટે પોતાની

ભૂલથી કોઇને ખોટું લાગ્યું હોય તો તેવી ભૂલ ફરી ન થવા દે અને જેને ખોટું લાગ્યું હોય તેને રાજી કરે. તે બધાં આપણને રાજી રાખી વર્તવાનું કરે તો તેથી આપણે ફુલાઇ જવું નહીં; પણ આપણા દોષો હોય તે દૂર કરવા તરફ લક્ષ રાખવો. સર્વની પ્રકૃતિ સરખી હોતી નથી તેથી ડાહ્યા માણસે સર્વની પ્રકૃતિ જાણી કુટુમ્બમાં કલેશ ન થાય તેમ પ્રવર્તવું અને કલેશનાં કારણ હોય તે દૂર કરી દે તે ડાહ્યો ગણાય પોતાના દોષની માફી માગી સર્વને સારા કહી કંકાસ મટાડે તે કુશળ કહેવાય. સંસારના ભોગ બધા દુઃખનું કારણ છે અને જીભ છે તે વેરણ જેવી છે, તેને વશ કરે તે સુખી થાય છે. સર્વને નમીને ચાલે તેના ઉપર સર્વની પ્રીતિ રહે છે. 'નમ્યો તે પરમેશ્વરને ગમ્યો.' એમ કહેવાય છે. માટે નમનતા બહુ રાખવી અને 'તમે ડાહ્યા, તમે મોટા; હું તો છોકરું છું, મારા વાંક સામું ન જોશો, આપ કહેશો તેમ હું કરીશ.' એમ કહીને સર્વની સાથે હળીમળીને રહેવાથી પુણ્ય વધે છે અને જીવનું હિત થાય છે. કોઈના ઉપર દ્વેષ ન રાખવો. બીજાનું ભૂંડું ઇચ્છીએ તો આપણું જ ભૂંડું થાય. માટે સર્વને સારું લાગે તેવું બોલવું તેમજ વર્તન રાખવું. માયાકપટ ન રાખવું. નિખાલસ દિલથી સર્વનું સારું થાય તેમ વર્તવાથી આપણું જ સારું થાય. પ્રારબ્ધ પ્રમાણે જે સગાંવહાલાં મળી આવ્યાં છે તેમાં સંતોષ રાખવો. જો મન ઊંચું રાખે અને કુટુમ્બમાં કંકાસ કરે તો કંકાસથી લક્ષ્મીનો નાશ થાય છે; માટે સર્વની સાથે હળીમળીને પ્રેમથી રહેવું.

***

### ૧૫૨ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ,
અધિક વૈશાખ વદ ૮, રવિ, સં. ૧૯૯૦

હે! પ્રભુ, સ્વપ્નવત્ માયાનું સ્વરૂપ, પુદ્ગલ પર્યાયનો વ્યવસાય આખા લોકમાં વર્તી રહ્યો છે. હે! પ્રભુ, આખો લોક અભિનિવેશથી, મિથ્યાત્વથી, અજ્ઞાનથી 'મારું મારું' એવો આગ્રહ માની વર્તે છે અને સંસાર-પરિભ્રમણ કર્યા કરે છે. જેમ બને તેમ રાગદ્વેષ ઓછા થાય તેમ વેદની કર્મના ઉદયને સમભાવથી ભોગવતાં, આત્માથી આત્માની વસ્તુ જે છે તેની ભાવના કરતાં કાળ વ્યતીત થાય છે. જેમ બને તેમ પરમાં ભાવ ઓછા થઈ આતમભાવ થાય તેવો ભાવ વર્તે છે. પણ કર્મ આગળ જીવ પરવશ છે.

હે! પ્રભુ, આયુષ્યનો ભરોંસો નથી. લીધો કે લેશે એમ થઈ રહ્યું છે. જરા અવસ્થા છે. શરીર નરમગરમ વૃદ્ધાવસ્થાને લઇને રહે છે

અમને તો આત્મભાવ એ ખરી સગાઈ સમજાય છે. હે! પ્રભુ, સદ્ગુરુનું પણ વચન છે કે 'સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો.' એવી ભાવનાની સમજ છે. અમારો અંતરભાવ કોઇના દોષ જોવાની દૃષ્ટિવાળો નથી. હે! પ્રભુ, ગુણ જોવાની દૃષ્ટિ રહે છે.

કૃપાળુની કૃપાથી જ્યાંસુધી આવખાની હેડ છે ત્યાંસુધી કાળ વ્યતીત કર્યા વગર છૂટકો નથી. મનુષ્યભવ દુર્લભ છે.

***

૧૫૩ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૮-૫ ૧૯૩૪

" પ્રભુપદ દૃઢ મન રાખીને, કરવો સૌ વેંવાર,
વિરતિ વિવેક વધારીને, તરવો આ સંસાર "

મીઠા વચનથી સંપ વધે અને પુણ્ય બંધાય માટે સમજુ માણસે પોતાની સ્થિતિનો વિચાર કરી સર્વને પ્રિય લાગે તેવા વચન બોલવાની ટેવ પાડવી તથા આળસ તજી ઉદ્યોગમા વધારે પ્રવર્તવું

નાનપણમા કામ શીખવાની આવડત લાવે, ઉપયોગી બાબતોમા વખત ગાળવાની કાળજી રાખે, તે આગળ જતા મોટા કામ કરી શકે તેવો હોશિયાર બને છે પણ જો નાનપણથી મોજશોખની અને આળસુ બની ગપ્પા મારવાની ટેવ પડે કે ગંજીફા જેવી રમતો, નાટક, સિનેમા, સરકસ કે જુગાર વગેરેની લતે ચડી જાય તો તેનાથી કંઇ મોટું કામ કરવાની શક્તિ પ્રાપ્ત થતી નથી ઊલટો ઉડાઉ બની દુઃખમા જુવાનીનો વખત ગુમાવે છે, અને વૃદ્ધાવસ્થામા ગરીબાઈ અને રોગના દુઃખથી બેવડો દુઃખી થાય છે તથા પરભવમા અધોગતિએ જાય છે 'જેને જેવો સંગ, રંગ તેવો પણ બેસે,' એમ કહ્યુ છે, તેથી જેની સોબતે આપણે સારા બનીએ એટલે કામગરા, ભક્તિવાળા બનીએ તેની સોબત વધારે રાખવી, પણ જેની સોબતે ચા પીવાની, દારૂ પીવાની, તોફાન કરવાની, નાટક જોવાની, જુગાર રમવાની, અવિવેકી વર્તન કરાવે તેવા વચન બોલવાની, ગમે ત્યા હરવા ફરવાની, વિષયવિકાર, ગાનતાનથી લહેર કરવાની ટેવ પડે તેવી સોબત દૂરથી તજી દેવી, ગમે તેટલી સારી લાગતી હોય તોપણ તેવી સોબત ઝેર જેવી જાણી તેથી દૂર રહેવું જેમની સોબત કરવાથી આપણને આગળ વધવાનું મળે, આપણે સાચુ બોલનારા થઈએ, ન્યાયનીતિ શીખીએ, આપણી આબરુ વધે, વિચાર કરતા આવડે, હિમ્મત આવે, સદ્ગુણ વધે અને શિખામણ મળે તેવાની સોબત શોધવી એવા સારા માણસો, મોટા માણસોની સોબતથી ઘણો લાભ છે પણ હલકા માણસો ઊલટા આપણને વગોવે અને તેમના સંગે ખોટી ટેવો પડે માટે પરદેશમા રહેનારે સારી સોબત માટે બહુ કાળજી રાખવી સારા સોબતી ન મળે તો 'ભાવનાબોધ' કે 'મોક્ષમાળા' જેવા પુસ્તકો વાચવાની ટેવ રાખવી બીજાને પણ સાભળવું હોય તો સાભળે, બીજાને આપણો રંગ લાગે તેમ વર્તવું પણ બીજાના છંદમા તણાઈ ન જવું મીઠાશ અને નમ્રતાવાળા વચનો બોલવા, સાદો અને સ્વચ્છ પોષાક રાખવો તથા કોઇનો પણ ફેરો ખાવો, સેવા ચાકરી કરવી કોઈનું ભૂડું ન ઈચ્છવું, છળકપટ કે ચોરી ન કરવી આળસુ અને ઉડાઉ ન થવું કોઈ કડવું વચન કહે તો સહન કરવું સારી શિખામણ કોઈ દે તો માન્ય કરવી ધર્મ સમજવાની ભાવના રાખવી સત્સંગ કરવો અને કુસંગ તજવો.

આ સુખી અને સારા થવાની શિખામણ લક્ષમા રાખી તે પ્રમાણે વર્તવાની ટેવ પાડવા યોગ્ય છે તમે મુમુક્ષુ છો તેથી બન્નેને સમજવા યોગ્ય, ગ્રહણ કરવા યોગ્ય આ શિખામણ લખી છે તે બંને મળીને વાચશો આ પત્ર તમે વાચજો, નાખી ન દેશો શિખામણની વાત છે

જેમ બને તેમ સંપ કરવો લીંબુના પાણીની ગોઠે (પેઠે) સર્વની સાથે મળી જવું મૈત્રી ભાવના, કારુણ્ય ભાવના, પ્રમોદ ભાવના અને માધ્યસ્થ ભાવના એવી ચાર ભાવનાઓ છે તે વાચવી 'વિનય વેરીને વશ કરે છે' માટે સૌનો વિનય કરી છૂટવું, એ અભ્યાસ પાડવો

જેમ બને તેમ કોઈનું વચન સહન કરી જવું. ક્રોધ આવે તો ક્ષમા પકડવી, કોઈને ક્રોધ આવે તેમ ન કરવું. કોઈને ક્રોધ આવ્યો એમ લાગે તો મીઠાં વચન અને નરમાશથી તેમનું હિત થાય, તેમને સારું લાગે એવો મૈત્રી ભાવ રાખવો. મોટાની મુલાકાતે આપણને બહુ લાભ થાય છે.

હિમ્મત રાખવી, તમે તમારા મોટાભાઈને કાગળ લખ્યો છે તે જાણ્યું છેજી પણ તેમને અવગણવા નહીં, [1]નિભ્રંછવા નહીં. તેમની જે સમજ છે તેમાં આપણે વિષમભાવ ન કરવો.

આપણને કોઈ મળતા હોય તેને ધર્મમાં જોડવા. આપણે તેની વાતમાં તણાઈ ન જવું, એની વાતોમાં રાજી ન થવું. તેનામાં આપણે દોરાઈ જઈએ તો ખોટી ગતિ થાય છે. કૃપાળુ-દેવનું પુસ્તક વાંચવાનો જોગ મળે તો તેમાં નવરાશનો કાળ ગાળવો પણ બીજા કામમાં ગપ્પાં મારવામાં ખોટી ન થવું, હિમ્મત રાખી, નહિ ગભરાતાં, શિખામણમાં સમજણમાં ઉદ્યમી થવું તો બધું શિખાશે અને ડાહ્યા ગણાશો. વધારે શું લખવું ?

"જ્ઞાન, ગરીબી, ગુરુવચન, નરમ વચન નિર્દોષ;
ઇનકું કબી ન છાંડિયે, શ્રદ્ધા, શીલ, સંતોષ."

***

**૧૫૪** અથવા લાઈન્સ, સુરત, તા. ૯–૬–૧૯૩૪

"વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ,
આયુષ્ય તે તો જલના તરંગ;
પુરંદરી ચાપ અનંગ રંગ
શું રાચીએ ત્યાં ક્ષણનો પ્રસંગ."

"સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી,
આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી;
અનાથ એકાન્ત સનાથ થાશે,
એના વિના કોઈ ન બાંહ્ય સ્હાશે." શ્રીમદ્ રાજચંદ્ર

"દ્રવ્યદૃષ્ટિસેં વસ્તુ થિર પર્યાય અથિર નિહાર;
ઊપજત વિણસત દેખકે, હર્ષ વિષાદ નિવાર."

"નિજ ધામ ચંચળ, વિત્ત ચંચળ, ચિત્ત ચંચળ સર્વથી,
હિત મિત્ર ને સુકલત્ર ચંચળ, જાય શું મુખથી કથી ?
સ્થિર એક સદ્ગુરુદેવ છો, એ ટેક અંતર આદરું;
સહજાત્મરૂપી સેવ્ય ગુરુને વંદના વિધિએ કરું."

"નહીં બનવાનું નહીં બને, બનવું વ્યર્થ ન થાય;
કાં એ ઔષધ ન પીજિયે, જેથી ચિંતા જાય ?"

"જો જો પુદ્ગલ ફરસના, નિશ્ચે ફરસે સોય;
મમતા–સમતા ભાવસેં કર્મબંધ–ક્ષય હોય."

"વીતી તાહિ વિસાર દે, આગેકી શુદ્ધ લે;
જો બની આવે સહજમે તાહિમેં ચિત્ત દે."

૧. તુચ્છ ગણવા.

ભાઈ મગળભાઈના ધર્મપત્ની પવિત્ર બેનનો નાની ઉંમરે દેહત્યાગ થયો તે સાભળી અલ્પ પરિચયવાળાને પણ ખેદ થાય તેવું બન્યું છે તો નિકટના સબધીઓને ખેદ વિશેષ થવા સભવ છે પરતુ એ કોઈના હાથમા નથી કહ્યુ છે કે

" કોઉ ન શરણ મરણદિન દુખ ચહું ગતિ ભર્યો,
સુખદુખ એક હિ ભોગત જીય વિધિવશ પર્યો."

પરતુ તે ખેદને વિસર્જન કરીને એમ વિચારવું ઘટે છે કે મનુષ્યપણાનું આયુષ્ય વધારે હોત તો ધર્મ આરાધન વિશેષ કરી શકત આ મનુષ્યપણાનુ કઈ મૂલ્ય થઈ શકે તેમ નથી, અમૂલ્ય છે મનુષ્યપણામા ધર્મ નીપજે છે મનુષ્યભવ ભગવાને દુર્લભ કહ્યો છે. તેમા ઉત્તમ કુળમા જન્મ પામી, પુણ્યવતને ઘેર જોગ મળેલ, સત્સગ થઈ શકે તેવી નિકટતા છતા તેવો સબધ છૂટવાથી ખેદ થવો ઘટે છે અનાદિકાળથી આ જીવ સમકિત પામ્યો નથી તો સત્સગના યોગે 'સત્'ની વાત સાભળી જીવને શ્રદ્ધા થાય છે, તે વિષેનો લાભ પ્રાયે મનુષ્યભવ વગર મળે નહિ તે ખેદ કર્તવ્ય છે બાકી તો સસાર અસાર છે આ દેહના પર્યાય છે તે જે દી તે દી છૂટશે જ, પણ તેમા ધર્મ થાય છે તે સાર છે

આપ પ્રજ્ઞાવત સમજુ છો, ડાહ્યા છો, સત્પુરુષના આશ્રિત છો તેથી સર્વને સાત્વન, દિલાસો આપો તેવા છો તેથી વિશેષ કઈ લખવાની જરૂર નથી તેમજ મગળભાઈ પ્રત્યે જણાવશો કે કઈ ખેદ કર્તવ્ય નથી, "કોઇપણ કારણે આ સસારમા ક્લેશિત થવા યોગ્ય નથી" માત્ર જીવ મનુષ્યભવ પામીને સમ્યક્ શ્રદ્ધાને પામે તો જપતપ આદિકથી અધિક–બધુંય થયું જાણવુ સાર ધર્મ, સમ્યક્ શ્રદ્ધા દુર્લભ છે માટે આપ સમજુ છો, વિચક્ષણ છો મનુષ્ય ભવ પામી ચેતી જવા જેવું છે કાળનો ભરોસો નથી, કાળ ગટકા ખાઈ રહ્યો છે લીધો કે લેશે થઈ રહ્યુ છે જીવને ફરી ફરી આ જોગ મળવો દુર્લભ છે–મેમાન છે, પરોણો છે એમ જાણી દિન દિન પ્રત્યે ધર્મ-આરાધન કર્તવ્ય છે પાચદશ મિનિટ કે પા કલાક દિન પ્રત્યે ટેક રાખી સ્મરણ ભક્તિ અવશ્ય કરવા યોગ્ય છે રુકૂમિણીબાને પણ જણાવશો કે સસારમા મનુષ્ય ભવ પામીને ચેતવા જેવું છે સર્વ પ્રાણી માત્રને મરણ આવવાનું જ છે માટે દિલગીરી કે ગભરાવું નહિ કરતા જેમ બને તેમ ભક્તિ સ્મરણનો લક્ષ રાખશો એક ધર્મ સાર છે

***

## ૧૫૫ સ ૧૯૯૦

સહજાત્મસ્વરૂપ શુદ્ધચૈતન્યસ્વામીને નમસ્કાર હો ! સર્વજ્ઞદેવ, નમસ્કાર હો ! પરમગુરુ, નમસ્કાર હો !

સમય સમય આ જીવ મરી રહ્યો છે, શુભાશુભ પુદ્ગલને ફરસ્યાં છે જ્ઞાની સમભાવમા છે દેહ છૂટવા વિષે ભય કર્તવ્ય નથી, હરખવિખવાદ ઘટે નહી અશુભ શુભાદિ મિથ્યા માઠા મનના પરિણામ તે જ હાનિ અને તે જ મરણ છે આત્મા સર્વ શાતા–અશાતાનો દ્રષ્ટા છે

***

૧૫૬ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
અષાડ સુદ ૭, સં. ૧૯૯૦, તા. ૮–૭–૩૪

આપે 'આત્મસિદ્ધિ' મુખપાઠે કરી છે તેમાં ચૌદ પૂર્વનો સાર આવી જાય છે. તેમાં કોઈને વિષમ લાગે તેવું નથી. સૌની સાથે શાંતભાવે હળીમળીને રહેવું. શ્રી આત્મસિદ્ધિમાં આત્મા ગાયો છે. તેમાં કોઈ ધર્મની નિન્દા નથી. સર્વ ધર્મ માનનારને વિચારવા યોગ્ય છે. આપણે પણ આત્મા ઓળખવો હોય તો તેનો વારંવાર વિચાર કરવા યોગ્ય છે. ચૌદ પૂર્વનો સાર તેમાં છે. આપણને આપણી યોગ્યતા પ્રમાણે વિચારવાથી ઘણો લાભ થાય તેવું છે. એમાં જે ગહન મર્મ ભર્યો છે તે તો જ્ઞાનીગમ્ય છે, કોઈ સત્પુરુષના સમાગમે સાંભળીને માન્ય કરવા યોગ્ય છે. પણ જેટલો અર્થ આપણને સમજાય તેટલો સમજવા પુરુષાર્થ કર્તવ્ય છે. એટલે ગમે તે ધર્મ માનનાર હોય તેની સાથે આત્મસિદ્ધિ વિષે વાત થાય અને તે સાંભળે તો તેને રુચે તેમ છે. આત્મસિદ્ધિમાં તો ભલભલાને માન્ય કરવી પડે તેવી વાતો છે. તેથી વધારે હું જાણું છું એમ કહેનાર કંઈ જાણતો નથી, તેમાં ભૂલ દેખનાર પોતે જ ભૂલ ખાય છે. શ્રી આત્મસિદ્ધિને યથાર્થ સમજનાર તો કોઈ વિરલા જ્ઞાની પુરુષ છે. પણ ગુજરાતી ભાષામાં હોવાથી નાનાં બાળક, સ્ત્રી, વિદ્વાન ગમે તે વાંચી શકે, મોઢે કરી શકે, રોજ બોલી શકે અને યથાશક્તિ સમજી શકે એમ છે. અને ન સમજે તોપણ તે જ્ઞાનીપુરુષના શબ્દો કાનમાં પડે તો પણ જીવ પુણ્ય બાંધે એવો એનો પ્રભાવ છે. માટે બીજી વાતોમાં ખોટી ન થતાં ઘેર, બહાર, કામ ઉપર કે નવરાશમાં જ્યાં હોઈએ ત્યાં આત્મસિદ્ધિની કોઈ કોઇ ગાથા બોલતા રહેવાની ટેવ રાખી હોય તો તેનો વિચાર કરવાનો પ્રસંગ આવે અને વિશેષ સમજાતું જાય. તથા આત્માનું મહાત્મ્ય પ્રગટ થાય. બીજું કંઈ ન બને તો આત્મસિદ્ધિની ગાથાઓમાં મનને રોકવું એ હિતકારી છે. થાકી ન જવું; સો વાર, હજાર વાર એકની એક ગાથા બોલાય તો પણ હરકત નહિ, લાખ વાર બોલાય તો ય ઓછી છે. તેમાં કહેલો આત્મા મારે માન્ય છે, જ્ઞાની પુરુષે તેમાં આત્મા પ્રગટ જણાવ્યો છે એવી શ્રદ્ધા રાખી કેડ બાંધીને પુરુષાર્થ કર્તવ્ય છે. વધારે શું લખવું? પુરુષાર્થ કર્યા વિના કંઈ બનતું નથી. માટે કંટાળવું નહીં, ભૂલ્યા ત્યાંથી ફેર ગણો.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

***

૧૫૭ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
અષાડ સુદ ૧૪, બુધ, સં. ૧૯૯૦
તા. ૧૫-૭-૧૯૩૪

કાળનો ભરૂંસો નથી, લીધો કે લેશે થઈ રહ્યું છે. જગત પંખીના મેળા જેવું છે, મેમાન જેવું—સ્વપ્ન જેવું છે. તીર્થંકરનાં વચન એવાં છે: આખો લોક ત્રિવિધ તાપથી બળતો છે, અજ્ઞાનથી સદ્ વિવેક પામવો દુર્લભ છે. તે યથાતથ્ય છે. સમતા અને ધીરજ કર્તવ્ય છે. એ જ એક ભાવ—દૃષ્ટિ કરવાની છે. જેવું સુખ-દુઃખ બાંધ્યું હશે તેવું ભોગવાશે. તેમાં કોઈનું ચાલે તેમ નથી.

***

૧૫૮ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૧૭-૭-૧૯૩૪

આ કળિકાળમા સારી સોબત, સત્સંગ, સત્પુરુષોનો યોગ પ્રાપ્ત થવો બહુ દુર્લભ છે મહા પુણ્યનો ઉદય હોય ત્યારે સત્પુરુષના દર્શન કરવાનો, બોધ સાભળવાનો યોગ અને, ન્યાયનીતિ, સદાચાર પ્રમાણે વર્તે, સત્ય, સારા, પ્રિય લાગે, સંપ વધે તેવા વચનો બોલે કે લખે, પોતાને સોંપેલું કામ સારી રીતે કરે મોટા માણસોનો વિનય, સેવા ચાકરી કરે, કોઈ માદા વગેરે હોય તેને મદદ કરે, ભક્તિ ભજન માટે નિત્ય નિયમ રાખી ભક્તિ કરે, સ્મરણ કરે, નમસ્કાર કરે, દર્શન, સત્સંગ સમાગમની ભાવના કરે તેને પુણ્ય બંધાય છે અને પુણ્યશાળી જીવો સુખી હોય છે તે આપણે જાણીએ છીએ

"બહુ પુણ્યકેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે! ભવચક્રનો આંટો નહીં એકે ટળ્યો"

એમ પરમ કૃપાળુદેવે લખ્યું છે તે પ્રમાણે કેટલા બધા પુણ્ય એકઠા થાય ત્યારે મનુષ્ય ભવ મળે છે! તે સફળ થયો ક્યારે કહેવાય કે જ્યારે પ્રત્યક્ષ સત્ પુરુષની કૃપાથી તેના વચન પર વિશ્વાસ આવવાથી જીવ મોહનિદ્રા તજી જાગૃત થાય અને જન્મ, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ તથા સર્વ દુઃખને દૂર કરે તેવુ સમ્યક્ત્વ એટલે આત્માની ઓળખાણ અને તેની શ્રદ્ધા અચળ થાય ત્યારે સમકિત પામ્યું એ ભવમા મોટામા મોટો લાભ છે સંસારી જીવો ધન, સ્ત્રી, પુત્ર, ઘર, ખેતર, કપડા, ઘરેણાની ઇચ્છા કર્યા કરે છે પરંતુ તે વસ્તુઓ પડી મૂકી સર્વને મરી જવાનું છે આખરે કંઈ કામમા આવતું નથી માત્ર જીવે જો ધર્મની ઓળખાણ કરી ધર્મ આરાધ્યો હશે તો તે પરભવમા સાથે જશે અને તેને સુખી કરશે માટે સંસારના સુખની ઇચ્છા ન કરવી પણ આત્માનું કલ્યાણ કેમ થાય તેની કાળજી રાખી, સત્સંગ સમાગમે જે કંઈ શિખામણ મળે તે હૃદયમા કોતરી રાખી તે પ્રમાણે વર્તવાનો પુરુષાર્થ કર્તવ્ય છે પૂર્વના પ્રારબ્ધ પ્રમાણે આ ભવમા જન્મ થયો છે મનુષ્ય દેહ, સારુ કુળ, સત્સંગ વગેરેની જોગવાઈ મળી આવી છે તો તેનો સદુપયોગ કરી આત્મહિત ઉતાવળે સાધી લેવુ આવો અવસર ફરી ફરી મળવો દુર્લભ છે ક્ષણ લાખેણી જાય છે વખત જાય છે તે પાછો આવતો નથી, માટે નકામો વખત ગુમાવવો નહીં ભક્તિ, સ્મરણ, વાચનમા નવરાશનો વખત ગાળવો અને ધર્મ માટે સવાર સાંજ વીસ દોહરા, ક્ષમાપનાનો પાઠ, વગેરે જે કરવાનું કહ્યુ હોય તે ચૂકવુ નહિ આલોચના સામાયિક પાઠ રોજ વાચવાનો અવકાશ મળે તો વાચી જવી હે! ભાઈ, આ જીવને વીલો મેલવા જેવુ નથી સંસારના કામકાજમા પ્રયોજન જેટલું, જરૂર જેટલું વહેવારે પ્રવર્તન કરવાનો ટાઇમ હોય છે તે સિવાયનો કાળ બીજી રમતગમત પ્રતિકૂળ એશઆરામમા જવા ન દેવો કંઇ ધર્મપુસ્તક વાચવાનું નિમિત્ત રાખવુ જીવે કાળજી રાખવી વિનય એ મોટી વસ્તુ છે

બહુ ચેતવા જેવુ છે તમને કાંઈ શિખામણ જણાવી છે તે પુણ્ય બંધાવા અને પાપથી છૂટવા માટે કર્તવ્ય છે હિમ્મત હારવી નહી જેમ બનવાનું હશે તેમ બનશે બધાને હિમ્મત આપશો, ગભરાશો નહી સંપ રાખી ધીરજથી કામ લેશો તો તમે સુખી થશો. પેટ મોટું—ગંભીરતા રાખતા શીખશો. જેમ બને તેમ તમારા મોટાભાઈ છે તેમને હિત, શિખામણ, તમારા ઉપર

પ્રેમ થાય તેમ કરશો. આત્મા એકલો આવ્યો અને એકલો જશે. સુખદુઃખ, શાતા-અશાતા જીવને બાંધ્યા પ્રમાણે આવે છે. તે કોઇના હાથમાં નથી, માટે સમતા અને ધીરજ વધારે રાખતાં શીખવું. નબળા માણસોનો સંગ ન કરવો નાની ઉંમરના છો પણ ઘરડા સમજુ માણસ જેવી બુદ્ધિથી વર્તવું અને મોટા સમજુ માણસની મુલાકાત પ્રસંગ રાખવો, ઓળખાણ તેમની સાથે રાખવી. સૌની સાથે મૈત્રીભાવથી નમ્રતાથી વિનય સહિત બોલવા ચાલવાનો વ્યવહાર રાખવો. ગરીબાઈ રાખી વર્તવું. નમ્યો તે પરમેશ્વરને ગમ્યો. અહંકાર રાખવો નહીં.

" જ્ઞાન ગરીબી ગુરુવચન, નરમ વચન નિર્દોષ;
ઈનકું કબી ન છાંડિયે, શ્રદ્ધા શીલ સંતોષ."

આ લખેલ દુહો મુખપાઠ રાખી તેમાંનો વિચાર, શિખામણ છે તે મનમાં રાખી આપણે વર્તવું. અવકાશ પ્રસંગે ધર્મનું વાંચવું, વિચારવું.

આ સમજ આ ભવ પર ભવના હિતને માટે જણાવી છે. ઉપર લખ્યા પ્રમાણે જેમ આત્મહિત થાય તેમ વર્તવા યોગ્ય છે. આપણું ભૂંડું કર્યું હોય તેમનું પણ ભલું કરવું એવો સ્વભાવ રાખવો. એમનો તિરસ્કાર કરવો નહીં. તેમને સારું લાગે તેવું માન આપી સારું થાય તેમ કરવું. 'આપ સમાન બળ નહીં, મેઘ સમાન જળ નહીં' એમ કહેવત છે; માટે પોતાથી બને તેટલું આ સંસારમાં આયુષ્ય રહે ત્યાં સુધી ભલું થાય તેમ કરવું. જેમ બને તેમ સદ્વર્તન કરશો. વિનય વેરીને વશ કરે છે. જે મળે તેટલાથી સંતોષ રાખવો. ખમી ખૂંદવું. જૂઠું બોલવાની ટેવ કદી પાડવી નહીં. નમનતાથી વર્તવું.

***

૧૫૯ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
તા. ૧૯-૭-૧૯૩૪, ગુરુ.

દંતાલીવાળા ત્રિકમભાઈનું શરીર ક્ષયને લીધે સુકાઈ ગયું છે. તે હાલ આશ્રમમાં રહે છે. પરમ કૃપાળુદેવ ઉપરની શ્રદ્ધા દૃઢ થાય અને શરીર ઉપરની મમતા ઓછી થાય તેવો બોધ, પત્ર આદિ બોલાવીને, તેમને સંભળાવવાનું નિમિત્ત રાખ્યું છે. એ રોગમાં શરીર ક્ષીણ થઇ જવા છતાં ભાન, સુરતા સારી રહે છે. વૃદ્ધાવસ્થા હોય, મંદવાડ હોય, તોપણ મનુષ્યદેહ છે ત્યાંસુધી સત્સંગ આદિ આત્મહિતનું કારણ બની શકે છે. રોગના વખતે સમકિતી જીવને વિશેષ નિર્જરા થાય છે. દુઃખના વખતમાં સામાન્ય રીતે ભગવાન વધારે સાંભરે અને સુખના વખતે સંસાર સાંભરે છે. માટે જ્ઞાની પુરુષો તો વેદના વખતે રાજી થાય છે કે આ કર્મનો બોજો હલકો થાય છે. એટલા સુધી કે મૃત્યુવેળાને મહોત્સવ ગણે છે. જે કોઈ જીવની સાચા દિલથી પરમ કૃપાળુદેવ ઉપર આસ્થા થઈ છે તે સર્વનું કામ થઈ જવાનું છે. ખામી માત્ર બોધની અને જીવની યોગ્યતાની છે. તે ખામી પૂરી કરવા સત્પુરુષાર્થ કર્તવ્ય છેજી.

આપ તો અવસરના જાણ છો અને એવાં સારાં નિમિત્તો મેળવતા રહો છો એટલે આપને શું જણાવવાનું છે? આપને કાંઇ કહેવાનું નથી. 'ખાતાં રહ્યું તે બી અને મરતાં રહ્યું તે ઘરડું.' અમારે તો તમારો સત્સંગ સંબંધી મોટો આધાર છે. આપને શું લખવું? આપ

અવસરના જાણુ છો 'સમય ગોયમ મા પમાએ' ક્ષણુ લાખેણી જાય છે એવો કાળ વ્યતીત કરવાને સદ્ગુરુ કૃપાથી મળ્યો છે તેથી કાળ વ્યતીત કરીશુ સદ્ગુરુના બોધથી હિત થાય છે, તેવો સત્સગ દુર્લભ છે જેમ બને તેમ તે મેળવવાની કાળજી રાખવા જેવું છે કાળ જેમ બને તેમ સત્પુરુષના બોધમા વ્યતીત થાય તે સારુ છે ઘણું કરી વીતરાગ માર્ગ 'સમ'નો છે જેવી ક્ષેત્રફરસના હોય તે પ્રમાણે બન્યા કરે છે તેના દ્રષ્ટા થઈ રહેવું

ૐ શાતિ શાતિ શાતિ

***

૧૬૦ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ

તા. ૧૪ ૮ ૩૪

શ્રાવણ સુદ ૪, મગળ, સ ૧૯૯૦

મોટા પુરુષોએ આત્મહિત થવા માટે અને જીવને પુણ્ય બધાય તેવો લક્ષ થવાને જણાવ્યું છે મનુષ્ય ભવ મળવો દુર્લભ છે તે મનુષ્ય ભવ પામી એવી રીતે સસારમા વર્તવું કે જેથી પુણ્ય બધાય, દેવગતિ થાય અને સત્પુરુષ સદ્ગુરુની શ્રદ્ધાએ સમ્યક્ત્વ પમાય આ વાત ચૂકવા જેવી નથી આત્માને માટે એ જ કર્તવ્ય છે તમે સમજુ છો માટે પરમાર્થે સ્વપરનું હિત ચિંતવવું તે માટે નીચે મુજબ લક્ષમા રાખી વર્તવુ યોગ્ય છે —

૧ જૂઠુ બોલવુ નહીં જો કે તે ટેવ ઘણાકને હોય છે, પણ સાચુ બોલવાની ટેવ રાખવી

૨ લાચ લેવી નહીં

૩ ચોરી કરવી નહીં

૪ પરસ્ત્રીનો સગ કરવો નહીં

૫ નીતિન્યાયે પૈસો મેળવવો, તેથી જે મળે તેથી સંતોષ રાખવો

૬ સૌની સાથે મૈત્રીભાવ રાખવો મોટા સાથે, સારા ડાહ્યા કહેવાતા હોય તેની સાથે સબધ રાખવો

૭ નબળા સાથે સબધ રાખવો નહીં સસારમા પાપબધ કરાવે, ખોટી ગતિ કરાવે તેવાનો પરિચય રાખવો નહીં

૮ આપણું બૂરુ કરે તેનું પણ બને તો ભલું કરવુ કે ભલું ઈચ્છવુ કોઈ સાથે કુસપ કરવો નહીં

૯ ગભીરતાથી મોટુ પેટ રાખવુ ખોટી વાત ભૂલી જવી

૧૦ 'પરમારથમા પિંડ જ ગાળ' એટલે આત્માને અર્થે ભાવના કરવી હાલતા ચાલતા, કામ પ્રસગમા વર્તતા પણ મનમા સ્મરણ 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ'નું કરવુ, એટલે ક્ષણે ક્ષણે તે મત્ર સભારવો, ભૂલવા જેવુ નથી

કાળ ગટકા ખાઈ રહ્યો છે લીધો કે લેશે એમ થઈ રહ્યુ છે મનુષ્ય ભવ દુર્લભ છે આ મનમા, ચિત્તમા, સ્મૃતિમા લાવવા જેવુ છે તમે સમજુ છો કોઈને માટે આ નથી આ

ભાવના પોતાને માટે છે. ન ગમે તોપણ 'મોક્ષમાળા' આદિ પુસ્તક વાંચવામાં મન રાખવું. ચિત્ત—મન બીજે ફરતું હોય ત્યાંથી રોકી દઈ કંઈક ધર્મના કામમાં તેને રોકવું. કંઈ ગભરાવું નહીં. હિમ્મત રાખી મંત્રનું સ્મરણ કર્યા કરવું. કામને ટાણે કામ અને આરામને ટાણે આરામ. મનને, વિચારને સારા કામમાં પુણ્ય બંધાય એવામાં રોકવાં. સૌ સાથે મૈત્રી ભાવ રાખવો. સંપ, શીલથી વર્તવું. કોઈ સાથે કુસંપ કરવો નહીં. લીંબુનું પાણી સૌમાં ભળે તેમ સર્વ સાથે હળીમળીને રહેવું, ભળી જવું.

સત્સંગ સર્વથી શ્રેષ્ઠ છે. પરમ કૃપાળુદેવ ઉપર શ્રદ્ધા અને તેમનાં વચનનો વિચાર યથાર્થ થવાથી સમકિત થાય છે. તેની પ્રાપ્તિ થવી મોટી વાત છે. પણ તે મેળવવા પ્રયાસ કરવો. શાતા-અશાતા બાંધી હશે તે ભોગવવી પડશે, તેમાં દિલગીર ન થવું; સદાય ઉલ્લાસમાં રહેવું, ગભરાઈ જઈ ઉદાસ રહેવું નહીં. હિમ્મત હારી જવી નહીં. સમભાવ રાખી ખમી ખૂંદવું.

રોજ વીસ દોહરા, ક્ષમાપનાનો પાઠ, આલોચનાનું પુસ્તક વાંચવાનું બનતા જોગે કરશો. વીસ દોહરા, ક્ષમાપનાનો પાઠ તો સાંજે કે સવારે ભણવા. તેનું ફળ અવશ્ય થશે. આત્માર્થે કરવું. બીજું કાંઈ ઈચ્છવું નહીં. સુખદુઃખ તો બાંધેલું છે. તે કોઈને આવ્યા વિના રહેવાનું નથી. કાળ જાય છે તે અમૂલ્ય છે. કંઈ ઇચ્છા કરવી નહીં. બનવાનું હશે તેમ બનશે. કંઈ બહુ સંભારવું નહીં, ભૂલી જવું. જેવા દુઃખના દહાડા આવે તેવા સમભાવે ઉલ્લાસથી ભોગવી લેવા.

***

૧૬૧ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ,
તા. ૧૮–૮–૩૪

આ જીવનું પ્રમાદ તથા સ્વચ્છંદ ભૂંડું કરે છે. માટે જીવે સત્પુરુષનો બોધ સાંભળી, વાંચી, વિચારી મનને, વૃત્તિને બહુ વિકલ્પમાં બીજા પરભાવમાં જતી રોકી, કામકાજ કરતાં, હરતાં-ફરતાં મન સ્થિર કરી 'સહજાત્મસ્વરૂપ'ની ભાવના હૃદયમાં કરવી. ક્ષણે ક્ષણે, કામકાજ કરતાં, હરતાં ફરતાં મનમાં સ્મરણ કરવું કર્તવ્ય છે. જેટલો બને તેટલો સત્પુરુષાર્થ કરવો. ગભરાવું નહીં, અકળાવું નહીં, મૂંઝાવું નહીં. જેમ બને તેમ સદ્‌વિચારમાં મનને-વૃત્તિને લાવવી. પરમાં જતું અટકાવવા કોઈ પત્ર પરમ કૃપાળુદેવનો વાંચવો વિચારવો.

પ્રારબ્ધ પ્રવૃત્તિમાં સૌ જીવાત્મા છે. તેમાં બધા દિવસ જાય છે; પણ માસે પંદર દિવસે એક સ્થાને બધા મુમુક્ષુઓએ ભેગું થવાય એમ કરવું. કાળ જાય છે. એમાં કંઈ સત્સંગ કરવા અર્થે એક દિવસ ગોઠવશો તો, અડચણ નહિ પડે. બધાની સલાહ મેળવી એક દિવસ ધર્મમાં જાય તેમ કાઢશો. ફરીને આ મનુષ્ય ભવ મળવો દુર્લભ છે એક શહેરમાં છો તો આવી ગોઠવણ કરશો તો બની રહેશે. બનનાર તે ફરનાર નથી અને ફરનાર તે બનનાર નથી એમ વિચારી ધર્મના કામમાં પુરુષાર્થ કર્તવ્ય છેજી.

***

૧૬૨ શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૭-૯-૩૪, ગુરુવાર

સર્વની સાથે હળીમળીને વિનયથી વર્તવું કોઈનો પણ ફેરો ફોગટ ન જાય એવી રીતે ઉમંગથી ખાવો સર્વને સારુ લાગે તેમ બોલવું, મળવા જવું, કામકાજ પૂછવું અને બાળકની પેઠે સર્વથી લઘુ થઈને નમ્રતાથી વર્તવું ગભરાવું નહી ઉલ્લાસ રાખવો કામમા ખામી ન આવવા દેવી અને આળસમા મોજશોખમા નકામો વખત વહી જવા ન દેવો દરરોજ વીસ દોહરા ભક્તિના તથા ક્ષમાપનાનો પાઠ અને આત્મસિદ્ધિ બને તો તે પણ બોલવાની ટેવ રાખવી સારી નીતિ-ન્યાયપૂર્વક વર્તણૂક રાખવાથી પુણ્ય બંધાય અને ધર્મના કામમા કાળજી રાખવાથી આત્માનું કલ્યાણ થાય માટે બન્નેમા કાળજી રાખવી

ધીરજ રાખવી કોઈ ગમે તે કહે તે સહન કરવાની ટેવ પાડવી તેથી બહુ લાભ થાય છે ક્રોધી સ્વભાવ જેનો ન હોય તેના સર્વે મિત્રો બની જાય છે વિનય એ સર્વને વશ કરવાનું ઉત્તમ હથિયાર છે જેમ બને તેમ દુશ્મનનું પણ ભલુ ઇચ્છવું સદાચાર સેવવા મૈત્રીભાવ રાખશો ધીરજથી હળીમળી આનંદ લેવો ગુણગ્રાહી થવું આપણને કોઈએ ગુણ કર્યો તો આપણે તેનો બદલો વાળવો, મીઠા વચનથી, નમનતાથી સારા વચન કહી તેનું મન રાજી થાય તેમ કરવું આ વાત કોઈ જીવાત્મા સમજુ હોય તેને કહેવાનું થાય છે સૌથી મોટી નમનતા છે લઘુભાવ કરી વર્તવુ અહંકાર અને અભિમાન આત્માના વૈરી છે, તેને મનમા લાવવા નહીં અભિમાન થવા ન દેવુ એમ મનમા ન લાવવુ કે હું સમજુ છુ, આ તો કંઈ સમજતો નથી કહ્યું છે કે

" જાણ આગળ અજાણ થઈએ, તત્ત્વ લઈએ તાણી,
આગનો થાય આગ તો આપણે થઈએ પાણી "

આ બધુ તમારા ઉપર સમજણ માટે લખાય છે મનમા એમ ન કરવુ કે હું તો સમજુ છું કોઈ અણસમજુ હોય તેનું પણ મન દુભવવુ નહી તેને પણ સારા સારા કહી એમનું, આપણું હિત થાય તેમ કરવુ

***

૧૬૩ શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ, સ્ટે અગાસ
ભાદરવા સુદ ૫, ગુરુ, સં ૧૯૯૦

મરણ બહુ સાભરે છે આજ સુધીમા જે જે મરણ થયેલા તે વારંવાર યાદ આવે છે અને ક્ષણિકતા, અનિત્યતા તરી આવે છે કે કાચની શીશીની પેઠે કાયાને ફૂટી જતા વાર લાગતી નથી ગભરામણ થાય છે, કંઈ ગોઠતું નથી કોઈ સ્થાનમા બહાર જવાથી પણ ગોઠતું નથી, અહીં રહેવાથી પણ ગોઠતું નથી મરણનો ડર પણ નથી પણ વિચિત્ર કર્મના ઉદય દેખાવ દે છે

***

૧૬૪ શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૨-૧૦-૧૯૩૪

સર્વ સાથે, ક્રોધ આવે ત્યારે ક્ષમા, નમ્રતાથી બોલવુ સામા ભાઈ પ્રત્યે જેમ સારુ

લાગે તેમ બોલવું સામાને ક્રોધ આવે કષાય થાય તેવું બોલવું નહીં. મિત્રતા, કરુણાભાવ, પ્રમોદભાવ, અને મધ્યસ્થતા – સમભાવ – આવાં વચનો હૃદયમાં લાવી વિચારીને સર્વ સાથે બોલવું. નમનતાથી સામાને સારું લાગે તેવો સ્વભાવ કરવાનું ખ્યાલમાં રાખવું. અહંકાર, અભિમાન વૃત્તિમાં આવવા ન દેવાં, નમી જવું સૌને સારું લાગે તેવો સ્વભાવ કર્તવ્ય છે. 'શેઠની શિખામણ ઝાંપા સુધી' તેમ કરવું નહીં. આ વચન લક્ષમાં રાખી સૌથી હું નાનો છું, મારામાં અલ્પ બુદ્ધિ છે એમ ગણી સામાનો કંઈપણ ગુણ લેવો. આપણો કોઈ તિરસ્કાર કરે તો પણ તેને ધીરજથી સારું લાગે તેમ વર્તવું. 'તમે સમજુ છો, તમે ડાહ્યા છો, ઠીક કહો છો' એમ કહી જેમ ક્રોધાદિ શમાઇ સમતામાં તે આવે તેમ ધીરજથી, સંપથી તેને સારું લાગે તેમ બોલવું. ધીરજથી તેની સાથે વાત કરવી 'પૂછતા નર પંડિતા' એવો સ્વભાવ રાખવો તમારા નાના ભાઈ શાન્તિની સાથે નમનતાથી બોલી આપણી મતિમાં કંઈ આવ્યું હોય તોપણ તેમને પૂછવું. પોતાની મા સાથે, બાઇની મતિ અલ્પ હોય તોપણ, ક્ષમા રાખી, તેમની સાથે મળીને કામ લેવું. કોઈ વાત પૂછીને કરવી. જેમ ઠીક થાય, સારું થાય તેમ વર્તવું. મતિથી જેટલી બને તેટલી એમને સમજ આપવી. જેમ સંપ રહે, તેમને સારું લાગે તેમ કરવું. જો કે આપણને કઠણ લાગે તોપણ તેમને વચનથી એવું કહેવું કે તમો સમજુ છો અવકાશ મળે તો એક દી બે દી તમારી બાએ કે તમારે અત્રે આવી જવું. કોઈ આત્માર્થની વાત, સત્પુરુષે કહેલી શિખામણ અત્રે સાંભળી જવી તે તમને આ ભવ અને પર ભવમાં હિત થવાનું કારણ છેજી. સુખદુઃખ આવે તે ગણવાં નહિ. જેવો દહાડો પડચો હોય તેવો સમતાએ ધીરજથી સહન કરી લેવો. અકળાવું નહિ, ગભરાવું નહિ. મીઠાશથી સૌને સારું લાગે તેમ બોલવું. છણકીને, અકળાઈ જઈને બોલવું નહીં.

આ વાત ધ્યાનમાં રાખશો. તમને વધારે સારું થશે. કાળ ગટકાં ખાઈ રહ્યો છે. લીધો કે લેશે એમ થઈ રહ્યું છે. ગામમાં કોઇની સાથે વેર ન રાખવું. સૌની સાથે હળીમળીને રહેવું. કોઇને ક્રોધ આવ્યો હોય તો પણ નમીને આપણું કામ કરી લેવું. વેર થાય તેમ ન વર્તવું. 'બાપની બૈરી' કે 'માજી' કહેવામાં ફેર છે, તેમ આપણે એને સમજાવીને કામ લેવું. સૌની સાથે, નાના બાળકની સાથે પણ ધીરજથી સમજાવીને કામ લેવું. આખો લોક ત્રિવિધ તાપથી બળે છે. તમારા ભાઈ પ્રત્યે પણ ઉલ્લાસભાવ થાય, તેમને સારું લાગે તેવા પત્ર લખતા રહેવું —રીસ ચઢી હોય તો રીસ ઉતરી જાય, આપણને કંઇ સારી શિખામણ લખી જણાવે તેમ તેમને લખતા રહેવું, પૂછવાનું પણ રાખવું.

***

**૧૬૫** શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
આસો વદ ૨, સં. ૧૯૯૦

હે! પ્રભુ, ક્ષણભંગુર દેહ દગો દેનાર છે. કોઈ રોગ લેવા સમર્થ નથી. જીવને કર્મ એકલા ભોગવવાં પડે છે. પણ સમકિતીની બલિહારી છે! તેને તો જેમ વધારે દુઃખ આવે તેમ વધારે નિર્જરા થાય છે. જેની પાસે ભેદવિજ્ઞાન હથિયાર છે તેનો આખરે જય થાય છે. અત્રે સર્વ પ્રકારની બાહ્ય અનુકૂળતા છતાં જરા અવસ્થાની વેદની લેવા કોઈ સમર્થ નથી. ક્યાંય ચિત્ત

ગોઠતુ નથી ચોમાસુ ઊતરતા કઈ બહાર જવાની વૃત્તિ થયા કરે છે પણ શરીર કંઈ સહન કરી શકે તેવુ હવે રહ્યુ નથી આખે ઝખાશ વર્તાય છે, કાનની બહેરાશ વધતી જાય છે, બોલતા પણ તોતડા અક્ષર થઈ જાય છે બોલતા બોલતા થાકી જવાય છે સાદ બેસી ગયો હોય તેમ ભારે સાદ રહે છે મરણ વાગ્વાર સાભરે છે કઈ ભય વર્તતો નથી, પણ ક્યાય ગોઠતુ નથી, ચેન પડતુ નથી સદ્ગુરુ-શરણે સમતાની ભાવનાએ જે થાય તે જોયા કરવુ એ સિવાય બીજો ઉપાય જણાતો નથી વેદનીય કર્મ—શાતા અશાતા પ્રાણી માત્રને ભોગવવુ જ પડે છે, તેમા કઈ કોઈનુ ચાલતુ નથી સદ્ગુરુના શરણાથી અત્રે સમભાવે જેમ બને તેમ ભોગવવુ કરાય છે અમારુ તો જે શ્રી સદ્ગુરુએ કહેલુ તે એક ધ્યાન છે

***

૧૬૬ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૧૦–૧૧–૧૯૩૪

આપને શુ જણાવવુ ? પરમ પુરુષ પર જેટલો વિશેષ પ્રેમભાવ, શ્રદ્ધા, આશ્રય–ભક્તિભાવ વધે તેટલુ સ્વપરનુ કલ્યાણ છે, એ આપના લક્ષમા છેજી આપ બહુ નિકટ આવી ગયા છો એટલે યોગ્યતામા આવ્યા છો આટલી પુણ્યાઈ હોવા છતા મનમાથી તેને દૂર કરી ઉપર ઉપરથી રાખો છો ! સ્વ જઠાભાઈ અને આપનુ કામ થયું છે સ્ને ચડવા માટે પરમ પુરુષની શ્રદ્ધાની જરૂર છે જેને તે આવી તેનો અવશ્ય મોક્ષ થશે ઘણા ભવ્ય જીવોનુ કલ્યાણ થવાનુ છે એમા કઈ પૈસાની કે પદવીની જરૂર નથી, માત્ર શ્રદ્ધા કરવાની જરૂર છે જે તેમ કરશે તે ગમે તેવો હશે તો પણ ઉત્તમ પદ પામશે મે નથી જાણ્યો તો મે માન્યા છે તે પુરુષે તો આત્મા જાણ્યો છે એટલી પ્રતીતિ પણ બહુ લાભકારી છે

***

૧૬૭ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૨૯–૧૧–૧૯૩૪

"હોત આસવા પરિસવા નહી ઈનમે સદેહ,
માત દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહ."

જ્ઞાનીને આસવમા મોક્ષ થાય છે, મુકાય છે, મિથ્યાદૃષ્ટિને સવરમા બધ થાય છે એનુ કારણ શુ છે ? સમકિત તમારી માગણી સમકિતની થઇ છે, તે કૃપાળુદેવની કૃપાથી તમને થશે–નિશક માનજો

અનાદિનો જીવ મિથ્યાત્વમા છે પ્રથમ શીખવાનુ મારુ કઈ નથી પુદ્ગલ છે તે ચૈતન્યશક્તિથી ભિન્ન છે, ભિન્ન છે, ભિન્ન છે, આત્માની શક્તિ આત્મામા છે ચૈતન્ય છે તે પોતાનુ છે, બીજુ નહીં, એમ માને છે તે મુકાય છે પોતાનુ નહીં તેને મારુ માને છે તે બધાય છે 'મારુ છે, મે કર્યું' એમ માનનાર બધાય છે બધું જે જડ છે, પુદ્ગલ પર્યાય છે તે કદી પોતાનુ થયું નથી, થશે નહી અને છે પણ નહી તે પોતાનુ નહીં માનવુ, પોતાનો

તો આત્મા છે. તે જ્ઞાનીએ જાણ્યો છે, સિદ્ધ સમાન છે તે નક્કી જાણવું. જ્ઞાનીએ જાણ્યો છે તે આત્મા મારે માન્ય છે—જ્ઞાનીના કહેવાથી મારે માન્ય છે. એ જ શ્રદ્ધવું. તે મારી શ્રદ્ધા હો! જેટલા સંકલ્પ-વિકલ્પ છે તે મિથ્યા છે. સંકલ્પ-વિકલ્પથી આત્મા રહિત છે, તે આત્મા હું માનું છું. નિશ્ચયનયે રાગ-દ્વેષ, મોહ તે આત્મા નથી. નિશ્ચય નય મને માન્ય છે. આ બધું સ્વપ્નું છે—પર ભાવને સ્વપ્નું જાણવું.

***

**૧૯૮** શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ.

તા. ૩-૨-૧૯૩૫

"સંતચરણ આશ્રય વિના સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો ઊગ્યો ન અંશ વિવેક.

સૌ સાધન બંધન થયાં રહ્યો ન કોઈ ઉપાય;
સત્સાધન સમજ્યો નહીં ત્યાં બંધન શું જાય?

પ્રભુ! પ્રભુ! લય લાગી નહીં પડ્યો ન સદ્‌ગુરુપાય;
દીઠા નહી નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય?"

જુગાર રમે તે નરકે જાય; આ વાત બહુ ધ્યાનમાં લેવા જેવી છે. ફરીને આવો મનુષ્યભવ નહીં મળે. સહેજે કામ ચાલતું હોય અને પોતે બીજા જુગાર વગેરે ધંધામાં પ્રવર્તે છે તેને ધિક્કાર, ધિક્કાર, ધિક્કાર છે!

***

**૧૯૯** શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ.

તા. ૧૪-૩-૩૫

ફાગણ સુદ ૧૦, સં. ૧૯૯૧

તમો જેમ બને તેમ કોઈ અવસર દેખી સત્સંગ કરવા અવકાશ દેખીને અત્રે આવશોજી. એક આત્મા છે તેની સત્સંગે બોધથી ઓળખાણ-પિછાણ થયે સર્વ દુઃખનો નાશ થઈ શાંતિ આવે છે. તો અવકાશ લઈ આવશો તો બોધ મળશે એ જેવું એક્કે નથી. બોધથી કલ્યાણ થાય છે અને જેમ છે તેમ સમજાય છે. પછી કાંઈ ફિકર રહેતી નથી. 'ફિકરકા ફાકા ભર્યા તાકા નામ ફકીર.' આટલી વાત ધ્યાનમાં રાખી, તમારા ચિત્તને કોઈ પ્રકારનો ખેદ દેખાય તો અત્રે આવી જશો—એક કે બે દી, તો બધી વાતે ખેદનો નાશ થઇ યથાતથ્ય જેમ છે તેમ સમજાશે. જ્ઞાનીને પણ કર્મ બાંધેલાં હોય છે; તોપણ તેમને ખેદ રહેતો નથી, ઊલટું અવળાનું સવળું થઈ જાય છે. તે હજુ સમજાયું નથી માટે સમજવાની જરૂર છે. આ વાત મનમાં રાખશો તો બહુ સારું થશે. વધારે શું લખવું? અવકાશ લઇ સમાગમ કરવાનો લક્ષ રાખશો

***

૧૭૦ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ
તા ૨૨-૩-૧૯૩૫

ભગવાનનું વચન છે કે **સદ્ધા પરમ દુલ્લહા** આપને પરમ કૃપાળુદેવ ઉપર શ્રદ્ધા છે તે હવે પલટાય તેમ નથી બીજુ બધુ તો પ્રારબ્ધ પ્રમાણે થયા કરે છે જીવની યોગ્યતાની ખામી હોય તે પૂરી કર્યે છૂટકો છે પરમ કૃપાળુદેવ પ્રત્યે પ્રેમ ઉલ્લાસ ભક્તિ કર્તવ્ય છે શારીરિક સ્થિતિ તો જેવી પલટાતી રહે તેવી જોયા કરવા યોગ્ય છે સમતા, ધીરજ રાખી સર્વ સહન કરવા યોગ્ય છે, ખમી ખૂદવા યોગ્ય છેજી

***

૧૭૧ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ
શ્રાવણ સુદ ૧૫, સં ૧૯૯૧

પરમ કૃપાળુ મોટા પુરુષોએ કહ્યું છે કે જીવે જે કર્યું છે તે ભોગવ્યા વિના કોઈને છૂટયુ નથી આ જીવને પણ બાંધ્યા વિનાનું બીજુ આવવાનું નથી તો સમતાએ ધીરજથી સમભાવે સહન કરવું એમ જ્ઞાની પુરુષોએ કહેલું છે બાંધેલા કર્મ જાય છે તેમા હરખશોક કર્તવ્ય નથી ૐ શાંતિ શાંતિ શાંતિ

***

૧૭૨ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ
તા ૧૩-૧૧-૩૫

જે દુ ખ આવે છે તે જવાનું છે, જાય છે તે ફરી આવવાનું નથી તેથી ગભરાવું નહીં માત્ર જીવને સત્પુરુષના બોધની ખામી છે તે પ્રાપ્ત થાય તેવી ભાવના વર્ધમાન કરવા યોગ્ય છે સત્સંગે તે પ્રાપ્ત થવા યોગ્ય છે તેથી તે સત્સંગની અભિલાષા રાખ્યા કરવી

વીસ દોહરા, ક્ષમાપનાનો પાઠ, છ પદનો પત્ર, આત્મસિદ્ધિ, સ્મરણ મંત્ર વગેરે સાંભળવા, વિચારવામાં વિશેષ કાળ ગાળવા યોગ્ય છેજી

***

૧૭૩ નાસિક, ચૈત્ર સુદ ૭, ૧૯૯૨

"જબ જાકો જૈસો ઉદૈ, સો સોહૈ તિહિ થાન,
શક્તિ મરોરે જીવકી, ઉદૈ મહા બલવાન. શ્રી બનારસીદાસજી

શું કહેવાય! ક્ષેત્રફરસના પ્રમાણે છે, થાય છે સદ્ગુરુકૃપાથી આત્મા જાણ્યો છે અને દેહ તો આનો, આનો, આનો—સર્વનો ક્ષણભંગુર છે તે સંબંધી કલ્પના કરવી વ્યર્થ છે "ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કાં અહો! રાચી રહો?"

"જે દ્રષ્ટા છે દ્રષ્ટિનો, જે જાણે છે રૂપ
અબાધ્ય અનુભવ જે રહે તે છે જીવસ્વરૂપ"

'આત્મસિદ્ધિશાસ્ત્ર' અને 'છ પદ'ના પત્રમાં બધું આવી ગયું છે. ૦૦૦૦ એ પૂછ્યું હતું કે ગુરુગમ શું? એ બહુ કુશળ છે. પણ ગુરુગમ મળી નથી બહુ વાત કહેવાની છે પણ શક્તિ નથી. જીવની યોગ્યતા જોઈએ. ગુરુગમ વિષે ઘણું સાંભળવાની જરૂર છે. આખો દિવસ આ વ્યવસ્થા અને તે વ્યવસ્થા એમ કર્યા કરવામાં શું આત્મહિત છે? આત્માની કાળજી રાખવાની છે. દેહનું જેમ થવાનું હોય તેમ થાઓ, ભલે કપાઈ જાઓ, છેદાઈ જાઓ, પણ સદ્‌ગુરુદ્વારા થયેલી પકડ છોડવા યોગ્ય નથી. મેં આત્મા નથી જાણ્યો, પણ સદ્‌ગુરુએ જાણ્યો છે એ શ્રદ્ધા દૃઢ કરવા યોગ્ય છે, છોડવા યોગ્ય નથી. અરૂપી આત્મા શી રીતે જોઈ શકાય! सद्धा परम दुल्लहा.

***

## ૧૭૪

ૐ

તત્ સત્

શ્રી સદ્‌ગુરુ રાજચંદ્ર પ્રભુને ત્રિકાળ નમસ્કાર!

(૧) એક અક્ષરથી સમજાય ત્યાં પાંચ, પાંચ અક્ષરથી સમજાય ત્યાં પચીસ, પચીસ અક્ષરથી સમજાય ત્યાં પચાસ, પચાસ અક્ષરથી સમજાય ત્યાં સો નહીં કહેવા. ટૂંકથી સમજાય ત્યાં વધારે નહીં કહેવું.

(૨) આત્મા જોવો; પુદ્‌ગલ ભ્રમ છે.

(૩) પર્યાય પર દૃષ્ટિ કરવાથી દોષ દેખાય છે, કષાય પોષાય છે. આત્મા જોવાથી આત્મા પોષાય છે. આત્મા જોયો તો આત્મા ને તેથી પર જોયો તો પર.

(૪) સમદૃષ્ટિ.

(૫) ભૂલી જવું.

(૬) જડભરતવત્.

(૭) મૃત્યુ મહોત્સવ છે.

(૮) સમાધિમરણ.

(૯) દુઃખ જાય છે–ધીરજ, સમતા, ક્ષમા.

(૧૦) દયા–આભારી

(૧૧) શત્રુ કર્તાને જીતવાનો અવસર, સમય–સ્વભાવ.

(૧૨) મારું નથી. આવ્યું છે તે જાય છે. પાછું આવવાનું નથી.

(૧૩) જે છે તેનું સ્મરણ–સહજાત્મસ્વરૂપ.

(૧૪) એક છે, બીજો નથી.

(૧૫) બીજું નથી.

(૧૬) જે છે તે જતું નથી
(૧૭) જેમ છે તેમનું તેમ છે
(૧૮) દૃષ્ટા છે, જાણે છે, એમ જ છે

***

## ૧૭૫

ૐ

તત્ સત

અનન્ય શરણના આપનાર એવા શ્રી સદ્દગુરુદેવ શુદ્ધ ચૈતન્યસ્વામી પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચંદ્ર પ્રભુને અત્યંત ભક્તિથી ત્રિકાળ નમસ્કાર હો ! નમસ્કાર હો !

તારા દર્શનથી ગુરુ રાજ રે, સર્યા સર્યા મારાં સહુ કાજ રે !
ભમ્યો અંધ બની ભવમાંહી રે, કાળ અનંત પામ્યો ન કાંઈ રે ! ૧
તારા દર્શનથી જિન રાજ રે ! ટળ્યાં મોહપડળ મુજ આજરે !
વાસ્તવિક વસ્તુનું સ્વરૂપ રે, હતું તેવું દીઠું મેં અનુપ રે ! ૨

પવિત્રાત્મા સુજ્ઞ આર્ય પૂજ્ય ભાઈ છોટાલાલ મલુકચંદ શાહ પ્રત્યે વિજ્ઞપ્તિ –

મુ શ્રી વટવા, અમદાવાદ પાસે

શ્રી સનાતન જૈન ધર્મ તીર્થ–શિરોમણિ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ અગાસથી લખાવિતુ મુનિકુળ લઘુના જયસદ્દગુરુવંદનપૂર્વક આશીર્વાદ સાથે સદ્ધર્મવૃદ્ધિ પ્રાપ્ત થાય

વિ હે! પ્રભુ ! આપનો પત્ર–ભાઈ રામજી વેલજીના હસ્તાક્ષરે લખાયેલ પત્ર–સવિગત વાંચી સંતોષ થયો છે

હે ! પ્રભુ ! આપ મહા ભાગ્યશાળી છો આ કર્મના ઉદયે થતા ચિત્રવિચિત્ર દેહાદિ પર્યાયને પોતાના માની અહંભાવ મમત્વભાવ થયો છે આ સંસારમાં ખરી ભૂલ તો એ જ છે જેથી પરભાવમાં પરિણમી મોહાસક્તિને આધીન થઈ સંકલ્પ વિકલ્પ આદિ વડે બંધન થયું છે, થાય છે તેમાં આ જીવ મહાપુણ્યના યોગે મનુષ્યભવ પામ્યો તેમાં ય મનુષ્યભવ તો ઘણા ઘણા થયા તે પશુવત્ હતા અને તેમાં મિથ્યા જડને ચેતન માની રાગ–દ્વેષ કરી ભવબંધન વધાર્યાં છે તે ભૂલ યથાતથ્ય સમજ્યે શ્રીમદ્ શ્રી પરમકૃપાળુના જોગે તેના બોધની પ્રતીતિ, રુચિ, આસ્થા થયે, મારી અલ્પમતિથી, કલ્યાણ સમજાય છેજી તે વિષે હે ! પ્રભુ, આપને કંઈ લખતો નથી હે ! પ્રભુ ! આપનો પત્ર વાંચતા આપના જે પર્યાય, ભાવ છે તે મને બહુ સારા લાગ્યા છેજી અને આપની યોગ્યતા, ભાવના જોઈ હું આત્મભાવનાએ આત્મભાવમાં નમસ્કાર કરું છું આશી ર્વાદપૂર્વક આપનું કલ્યાણ થાઓ એમ ઈચ્છી, ભવપર્યંત અખંડ જાગૃત રહો એ જ આશીર્વાદ છે હે, પ્રભુ ! મારી યોગ્યતાની ખામીથી હું કંઈ આપને લખી ન શકું આથી જે પરમ કૃપાળુ દેવ જ્ઞાનીની આજ્ઞા છે, જે તમારે યોગ્યતા વર્ધમાન થાય તેમ કર્તવ્ય છે યથાતથ્ય જે જ્ઞાનીએ ક્ષાયિક પ્રાપ્ત કર્યું છે તેનો અધિકાર છે માટે, હે, પ્રભુ ! તે સદ્દગુરુની આજ્ઞાએ વર્તતા—અખંડ જીવન ભવપર્યંત આજ્ઞામાં રહ્યાથી–અવશ્ય જીવને સમકિત થાય છે પરભવમાં તે સાથે રહે

છે. છેવટ મોક્ષ થાય ત્યાં સુધી તે છે, તેમ સમજાયું છે. તો હે, પ્રભુ! આપને તે જોગ મળી આવ્યો છે તો હવે આપને તે જ ભાવની ભાવનાએ કાળ વ્યતીત કરવો કર્તવ્ય છે. મને તો એમ સમજાય છે. જેમ બને તેમ અસંગ અપ્રતિબંધની ભાવનાએ, એક જ જાગૃતિની ભાવનાએ કલ્યાણ છે. બાકી પૂર્વકૃત ઉદય હોય છે તે મારો નથી, એ વિભાવ પરિણામ જડ છે. પુદ્‌ગલ તેને મારું નહીં માનું. મારું જે છે તે જ્ઞાની પુરુષે કહ્યું છે તે છે.

***

## ૧૭૬

શ્રીમદ્ સદ્‌ગુરુ સહજાત્મસ્વરૂપ પરમગુરુ,
નમસ્કાર હો !

એક 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' એ જ સ્મરણ કર્તવ્ય છેજી. ઉદયાધીન શાતા અશાતા –વેદની કર્મબંધનથી મુકાવાના સમય જાય છે. ત્યાં ઉપયોગ (આત્મા) જોવાની ભાવના વારંવાર વિવેકથી વિચારી, જડથી ચૈતન્ય ભિન્ન છે એમ સમજી, જ્ઞાનચક્ષુથી દિવ્યચક્ષુ વિચારમાં ધ્યાનમાં લાવી, આત્માનંદ ભાવનાએ ભક્તિ કર્તવ્ય છે.

'આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે,'
જીવ લહે કેવળ જ્ઞાનરે.

"સંગ–પરિહારથી સ્વામી નિજપદ લહ્યું,
શુદ્ધ આત્મિક આનંદપદ સંગ્રહ્યું;
જહવિ પર ભાવથી હું ભવોદધિ વસ્યો,
પરતણો સંગ સંસારતાએ ગ્રસ્યો."

સમજો, સમજી શમી જાઓ.

*

સવારમાં ઊઠી શ્રી સત્પુરુષનાં દર્શન કરવાં. પછી નિવૃત્તિજોગ મેળવી એક આસન પર સ્થિતિ કરવી. તે સમામાં (સમયમાં) પ્રથમ મંત્ર (પરમગુરુ) સંભારી માળા ફેરવવી, અથવા ધ્યાન અગર ભક્તિના દુહા- 'હે! પ્રભુ, હે! પ્રભુ'માં અનુકૂળ જોગે જેટલો અવકાશ મળે તેટલો કાળ વૃત્તિ રોકી ઉપયોગની જાગૃતિ રાખી વર્તવું. સદ્‌વૃત્તિનું અનુસંધાન કરવું. કાયોત્સર્ગમાં રટણ, સ્મરણ, ધ્યાન, જ્ઞાન-દર્શન-ચારિત્ર–જાણવું-દેખવું-સ્થિરતા, સદ્‌વિચાર કર્તવ્ય છેજી.

'સર્વવ્યાપક સત્-ચિદ્-આનંદ એવો હું આત્મા એક છું, એમ વિચારવું, ધ્યાવવું.'

ઉદયના ધક્કાથી તે ધ્યાન જ્યારે જ્યારે છૂટી જાય ત્યારે ત્યારે તેનું અનુસંધાન ઘણી ત્વરાથી કરવું.
શાંતિઃ શાંતિઃ શાંતિઃ

***

## ૧૭૭

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ.

આ જીવ અનાદિ કાળથી પોતાની મતિકલ્પનાએ ધર્મ માની લઈ ધર્મ આરાધન કરવાનું પ્રયત્ન કરે છેજી. તેથી મૂળ ધર્મને પામી શક્યો નથી મિથ્યા મોહને લઈ અનંત સંસાર

અનતા જીવો પરિભ્રમણ કરે છે, તે પોતાના સ્વચ્છદની કલ્પના છે તે ભૂલ જિનાગમમા વર્ણવેલી જ્ઞાની પુરુષે જોઈ, વિચારી, ટાળી પોતાના નિજભાવ મૂળ ધર્મ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રમા પોતે પરિણમ્યા છે તેજ કર્તવ્ય છે

નીચેની વાણી ખાસ કરીને આત્માર્થી જીવને લક્ષમા લેવા જેવી છે, વારવાર વિચારવા જેવી છે, દિન પ્રત્યે સ્મૃતિમા, ધ્યાનમા, ભાવનામા લેવા જેવી છે

" ઉષ્ણુ ઉદક જેવો રે આ સસાર છે,
તેમાં એક તત્ત્વ મોટુ રે સમજણુ સાર છે "

મોટા પુરુષોએ એ લક્ષમા લીધુ છે તેથી જીવનુ કલ્યાણ થાય છે ઊડી વાત છે લક્ષમા લેવા જેવી છે જૂનું મૂકવા જેવું છે કથ્યું જાય એવું નથી ક્ષણે ક્ષણે કાળ જાય છે, તે ફરી પાછો આવતો નથી આ જીવ કયા કાળને ભજે છે? એમ જાણી પોતાની જિન્દગીમા તે ભાવમા–આતમ સત્સ્વરૂપ શુદ્ધ આત્માનું છે તેની ઓળખાણ, પ્રતીતિ, શ્રદ્ધા, આજ્ઞા ભાવપૂર્વક –લક્ષ રાખે તો સગનુ ફળ અવશ્ય થયા વિના રહેશે નહીં

'મનને લઈને આ બધુ છે' માટે ચિત્તવૃત્તિ કોઈ સત્પુરુષે કહેલા વચન ઉપર પ્રેરી કાળ વ્યતીત કરવા જેવુ છેજી તે આ—

१ चत्तारि परमगाणि दुल्लहाणीह जतुणो ।
माणुसत्त सुइ सद्धा सजमम्मि य वीरियं ॥ (ઉત્તરા૦ ૩, ૧)

ભાવાર્થ—મોક્ષ પામવાના ઉત્કૃષ્ટ ચાર અગ છે (૧) મનુષ્યપણુ, (૨) શ્રુત(સત્પુરુષના મુખની વાણી)નું શ્રવણ, (૩) સદ્ધર્મ ઉપર શ્રદ્ધા, (૪) સયમને વિષે બળવીર્ય ફોરવવું એ ચાર મોટા કારણો આ સસારમા મળવા દુર્લભ છે

२ अहमिक्को खलु सुद्धो, निम्ममओ णाणदंसणसमग्गो ।
तह्मि ठिओ तच्चितो, सव्वे एए खय णेमि ॥ (સમય૦ ૭૩)

ભાવાર્થ—હું એક છુ, પરપુદ્ગલથી ન્યારો છુ, નિશ્ચયનયે કરીને શુદ્ધ છુ, અજ્ઞાન–મેલથી ન્યારો છું, મમતાથી રહિત છુ, જ્ઞાનદર્શનથી પૂર્ણ છુ, હું મારા જ્ઞાનસ્વભાવ સહિત છુ, ચેતના ગુણ મારી સત્તા છે, હું મારા આત્મસ્વરૂપને ધ્યાતો સર્વ કર્મનો ક્ષય કરુ છુ

३ झाइ झाइ परमप्पा, अप्पसमाणो गणिज्जइ परो वि ।
रुज्झइ राग य दोसो छिज्जइ तेणससारो ॥

ભાવાર્થ—પરમાત્મસ્વરૂપનું ધ્યાન ધરો, ધ્યાન ધરો અન્યને પણ પોતાના આત્મા સમાન ગણો રાગ અને દ્વેષ ત્યજો તો તેથી સસારનું બધન છેદાય છે

---

૧ ચારે અગો ય દુષ્પ્રાપ્ય જીવોને જગમાં ઘણા,
મનુષ્યત્વ, શ્રુતિ, શ્રદ્ધા, સયમે વીર્ય–સ્ફુરણા.

४. मा मुज्झह, मा रज्जह मा दुसह इट्ठणिट्ठअत्थेसु ।
थिरमिच्छह जइ चित्तं विचित्तझाणप्पसिद्धिअे ॥ (द्रव्य० ४८)

ભાવાર્થ:—હે ! ભવ્યજનો, જો તમે નાના પ્રકારનાં ધ્યાન–ધર્મ, શુક્લાદિ કે નિર્વિકલ્પ ધ્યાનને અર્થે ચિત્તને સ્થિર કરવા ઇચ્છા રાખતા હો તો ઇષ્ટ-અનિષ્ટરૂપ ઇન્દ્રિયોના વિષયોમાં રાગ ન કરો, દ્વેષ ન કરો અને મોહ ન કરો.

५. मा चिट्ठह, मा जंप्पह, मा चिंतह किं वि, जेण होइ थिरो ।
अप्पा अप्पम्मि रओ इणमेव परं हवे झाणं ॥

ભાવાર્થ:—હે જ્ઞાની જનો ! તમે કંઈ પણ ચેષ્ટા ન કરો અથવા કાયાની પ્રવૃત્તિ ન કરો, કંઈ પણ બોલો નહિ, કંઇ પણ વિચારો નહિ. એટલે તમારો આત્મા આત્મામાં સ્થિર થાય; કેમકે આત્મામાં તલ્લીન થવું એ જ પરમ ધ્યાન છે.

६. खामेमि सव्व जीवे, सव्वे जीवा खमन्तु मे ।
मित्ति मे सव्व भूअेसु, वेरं मज्झं न केणइ ॥

ભાવાર્થ—સર્વ જીવ પ્રત્યે હું ખમાવું છું, સર્વ જીવ મારા અપરાધની ક્ષમા આપો. સર્વ જીવો પ્રત્યે મારે મૈત્રીભાવ છે, કોઈ પ્રત્યે પણ મારે વેરભાવ નથી.

આ પત્રમાંની છએ ગાથાઓ મોઢે કરવી અને તેમાં આ અર્થ છે તેનો વિચાર કરવો. એટલો લક્ષ રાખશો.

***

## પત્રાવલિ—૨

**૧** તા ૨૪-૧-૧૯૨૬

જેને આપ્તપુરુષ એટલે આત્મસ્વરૂપ પામેલા પુરુષના બોધરૂપી લાકડીનો પ્રહાર થયો છે તે જીવો તો પોતાના દોષ ક્ષણે ક્ષણે જોઈ પોતાને વિષે અધમાધમપણું માની પોતાનામા વર્તતા જે દોષો તેને અપક્ષપાતદૃષ્ટિએ જુએ છે અને પોતાનો રાઈ જેટલો દોષ પણ મેરૂ જેટલો માની તેને નિર્મૂલ કરવામા જ નિરતર પુરુષાર્થમા પ્રવર્તે છે

દોષ તો અનત પ્રકારના છે તે સર્વ દોષના બીજભૂત મૂળ દોષ સ્વચ્છદ, ઉદ્ધતપણુ છે તેના અગભૂત એટલે સ્વચ્છદના અગભૂત દોષો ઘણા છે, જેવા કે 'હું જાણુ છુ, સમજુ છુ,' અને તેના આધારે પોતાની કલ્પનાનુસાર પરમાર્થનો નિર્ણય કરવો, પોતાની કલ્પનાનો નિર્ણય તે સાચો માનવો, સત્પુરુષોની સમતિ વિના પરમાર્થમાર્ગની પોતે કલ્પના કરવી અને તે કલ્પના પ્રમાણે બીજાને પણ સમજાવવા, ઇત્યાદિ તથા ઇન્દ્રિયાદિ વિષયનું અતિ લોલુપીપણું, ક્રોધ માન માયાની મીઠાશ, ઇત્યાદિ દોષો આત્મામાથી દૂર કરી, પોતાની સમજ ફેરવી સત્પુરુષની સમજ અનુસાર પોતાની સમજ કરવી એ વિના ત્રણે કાળમા કલ્યાણનો, મોક્ષનો માર્ગ નથી

ઉપર જણાવેલા દોષો તમારે અમારે બધાયને વિચારી વિચારીને આત્મામાથી કાઢવાના છે તે દોષો ગયે જ યથાર્થ મુમુક્ષુતા પ્રગટ થશે

***

**૨** તા ૪-૨-૨૭

સર્વે સારા વાના થશે, ફિકર કરવા જેવુ નથી 'ફિકરકા ફાકા ભર્યા તાકા નામ ફકીર'

"નહિ બનવાનું નહિ બને, બનવુ વ્યર્થ ન થાય,
કા એ ઔષધ ન પીજિયે! જેથી ચિંતા જાય"

"ગઈ વસ્તુ શોચે નહીં, આગમ વાછા નાહિ,
વર્તમાન વર્તે સદા, સો જ્ઞાની જગમાહિ."

—તેમ વર્તવું

"બીતી તાહી બિસાર દે, આગેકી સુધ લે,
જો બની આવે સહજમે તાહીમે ચિત દે"

મનુષ્યભવ દુર્લભ છે— ભલે રોગી, ગરીબ, અશક્ત, ઘરડો ગમે તેવો હોય પણ મનુષ્યભવ અને તેમાં સાચા અનુભવી પુરુષનો કોઈ સંતની કૃપાથી મળેલો મંત્રનો લાભ તે અપૂર્વ છે. તો ' સહજાત્મસ્વરૂપ પરમગુરુ ' નો જાપ અને તેજ ભાવના રાખવી ઉત્તમ છે. મુનિદેવ મોહનલાલજી આવત, પણ નથી અવાયું તેમાં લાભ છે. આ આવ્યા અને એમને મળવું અને એમને સંભારવા અને બોલાવવા એ બધું ભૂલી જઈ એક જ્ઞાન, દર્શન, ચારિત્રની એકતારૂપ મારું સ્વરૂપ છે, હે ભગવાન! મને તેની ખબર નથી, પણ જ્ઞાનીપુરુષોએ દીઠું છે તેવું મારું સ્વરૂપ છે તેનું મને ભાન થાઓ. એ જ આનંદ-સ્વરૂપ છે. બીજું બધું પાંચ ઇન્દ્રિયોથી જે સુખદુઃખરૂપ લાગે છે તે બધું ખોટું છે, ક્ષણિક છે, ટકવાનું નથી, માત્ર નાટકના ખેલ જેવું છે. તેનો હવે, હે પ્રભુ! વિશ્વાસ ન કરું અને મારું જે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ શાશ્વતું, અચળ અને નિર્મળ છે તે મને પ્રાપ્ત થાઓ. તેની પ્રાપ્તિને અર્થે સદ્‌ગુરુએ દર્શાવેલો મંત્ર સંતના જોગે આ ભવમાં મને પ્રાપ્ત થયો છે તેનું માહાત્મ્ય ક્ષણવાર પણ ન ભુલાય અને જ્યાંસુધી જીભે બોલવાનું કામ બંધ નથી કર્યું, આંખે જોવાનું કામ બંધ નથી કર્યું, કાને સાંભળવાનું કામ બંધ નથી કર્યું, સ્પર્શથી સારું-નરસું લાગતું બંધ નથી થયું ત્યાં સુધી હે પ્રભુ, એ મંત્રનું રટણ જીભને ટેરવે રહો, કાનમાં એજ મંત્રનો રણકાર રહો, આંગળી એ જ મંત્રની ગણતરીમાં રોકાયેલી રહો એવી ભાવના અને પુરુષાર્થ કર્તવ્ય છે.

સર્વ પ્રકારની ચિન્તાઓ તજીને માત્ર પરમાત્મસ્વરૂપના ચિંતવનમાં એકાગ્રતા કરવી ચિત્ત આડું અવળું જાય તેને સમજાવીને આત્મહિતમાં વાળવું.

" વચનામૃત વીતરાગનાં પરમ શાંતરસમૂળ;
ઔષધ જે ભવરોગનાં કાયરને પ્રતિકૂળ. "

એ રાજવૈદ-'સદ્‌ગુરુ વૈદ્ય સુજાણ'-ની ઔષધિ ' વિચાર-ધ્યાન ' તથા ' આજ્ઞા 'માં વર્તવાનું જેમ બને તેમ વિશેષ રાખશોજી.

***

૩ ચૈત્ર સુદ ૯, સં. ૧૯૮૩
તા. ૧૦-૪-૧૯૨૭

ઘણા સમાગમની જરૂર છે. ઘણી વાત સાંભળ્યા પછી શ્રવણ, મનન, નિદિધ્યાસનના અનુક્રમે સમજવા યોગ્ય છે. યોગ્યતાની ખામી હશે તેટલી પૂરી કરવી પડશે; પણ મોટી ખામી બોધની છે. બોધની જરૂર છે. તેથી અવકાશ મેળવી સમાગમે વિશેષ બોધનું શ્રવણ થાય તેમ પ્રથમ કર્તવ્ય છેજી.

મહત્ પુણ્યના યોગે મનુષ્ય ભવ મળ્યો છે. તેમાંય મહત્ મહત્ પુણ્યના યોગે સર્વોત્કૃષ્ટ વસ્તુની જિજ્ઞાસા જાગે છે. કોઈ અપૂર્વ પુણ્યના યોગે સત્પુરુષનો આ કાળમાં ભેટો થાય છે અને પ્રત્યક્ષ પુરુષનું ઓળખાણ થવું તે કોઈ અપૂર્વ સંસ્કાર અને અત્યંત પુણ્યના પુંજનો સંચય થયો હોય તો બની શકે છે. તેવા જોગે સત્પુરુષની વાણીનું શ્રવણ અને તેનો યથાયોગ્ય વિચાર કરી આત્મહિત સાધવું તે વિરલ સંજોગો આ કાળમાં ક્વચિત જ બને છે. આવું

દુર્લભ વિકટ કાર્ય છતા સત્પુરુષના આશ્રયે આ કાળમા પણ તે સાધ્ય થઈ શકે તેમ છે પણ જે વસ્તુ આપણે ખરીદવી હોય તે વસ્તુની જેટલી અછત તે પ્રમાણમા તેની કિંમત પણ વિશેષ બેસે છે ઝવેરીની દુકાનેથી હીરા ખરીદવા હોય અને શાકભાજીવાળા પાસે શાક ખરીદવું હોય તો તે વસ્તુના પ્રમાણમા તેનું મૂલ્ય આપવું પડે છે કેટલાય વરસની કમાણી ખાલી થાય ત્યારે હીરાની પ્રાપ્તિ થાય છે તેમ પાછલા ભવના કેટલા બધા પુણ્ય એકઠા થયા હોય ત્યારે સત્ વસ્તુની પ્રાપ્તિ થાય છે તેમ ન હોય તો તેટલી કમાણી થતા સુધી રાહ જોવી પડે છે, પુરુષાર્થ વિશેષ જગાડવો પડે છે "જો ઈચ્છો પરમાર્થ તો કરો સત્ય પુરુષાર્થ", એમ 'આત્મસિદ્ધિ'મા પરમ કૃપાળુદેવે કહેલુ છે, તે અનુસાર પુરુષાર્થની હાલ જરૂર છે

"વિશાળ બુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા અને જિતેન્દ્રિયપણુ, આટલા ગુણો જે આત્મામા હોય તે તત્ત્વ પામવાનું ઉત્તમ પાત્ર છે"

આમાથી પ્રથમના ત્રણમા મુખ્યત્વે પરભવની કમાણી દેખાય છે અને ચોથું કારણ જિતેન્દ્રિયપણુ આ ભવમા પુરુષાર્થને આધીન છે તે પ્રાપ્ત કરવા કેડ બાધે તે પાત્રતાનો પાત્ર થાય છે 'પાત્ર થવા સેવો સદા બ્રહ્મચર્ય મતિમાન' એ ગભીર વાક્ય લક્ષમા રાખી હાલ તો પહેલા પગથિયા તરીકે રસની લોલુપતા તજી આહારમા રસ પડે તેવા પદાર્થોમાથી ચિત્તને પાછું વાળી નીરસ આહાર લેવાની ટેવ પાડવી જે પદાર્થોમા જીભ મજા માનતી હોય, મોહ કરતી હોય તેવા પદાર્થોનો અપરિચય, અનભ્યાસ, ત્યાગ કરવા વૃત્તિ રાખવાથી રસપરિત્યાગ કે સ્વાદનો જય પ્રાપ્ત કરવાથી આત્માને ઘણો અવકાશ પ્રાપ્ત થવા યોગ્ય છે તેથી બોધ પરિણામ પામવાનું કારણ બને છે

સર્વ શાસ્ત્રનો સાર કોઈ જ્ઞાની પુરુષની શોધ કરી તેના વચનમા વિશ્વાસ રાખી તેની આજ્ઞા ઉઠાવવા પુરુષાર્થ કરવો એ જ છે જ્ઞાનીપુરુષ પાસે જ્ઞાનની યાચના કરતા ભક્તિની કામના રાખવી એ વિશેષ હિતકારી છે એમ જ્ઞાનીપુરુષોનું અનુભવ કથન છે, તે વિચારશો

***

૪ આસો વદ ૮, સ ૧૯૮૭

જે જે જન્મ્યા છે તે દરેકને કોઈ ને કોઈ નિમિત્તે મરણ તો અવશ્ય આવવાનું જ છે મહાન અતિશયધારી એવા શ્રી તીર્થંકરો પણ નાશવત દેહને અવિનાશી કરી શક્યા નથી, તો આયુષ્ય ભોગવાઈ રહેતા પ્રાપ્ત થતા મરણને રોકવા અન્ય કોઈ સમર્થ છે? કાળ ગટકા ખાઈ રહ્યો છે લીધો કે લેશે એમ થઈ રહ્યુ છે તો આ જીવ કયા કાળને ભજે છે એ વિચારવા યોગ્ય છે વહેલે કે મોડે આપણે પણ એ મરણની કસોટીમા થઈને પસાર થવાનું છે એમ વિચારી સમાધિમરણની તૈયારીરૂપ સદ્વિચાર, કષાયની મદતા કે ક્ષય, મોહ અને દેહાધ્યાસનો ત્યાગ આદિ માટે નિવૃત્તિ દ્રવ્ય, નિવૃત્તિ ક્ષેત્ર, નિવૃત્તિ કાળ અને નિવૃત્તિ ભાવનું સેવન, સત્સગ, સત સમાગમ, સત્પુરુષ અને તેની વાણીનું બહુમાનપણુ, વૈરાગ્ય ઉપશમ આદિનું આરાધન આજથી આપણે કરી લેવા યોગ્ય છે જો આટલો ભવ સમ્યક્ત્વરૂપ ધર્મને આરાધવામા ગાળવામા આવે તો અનેક ભવનું સાટુ વળી રહેવા યોગ્ય છેજી

વળી મોટા પુરુષોએ આયુષ્યની છેલ્લી ઘડીને જ મરણ નથી કહ્યું, પણ ક્ષણે ક્ષણે આયુષ્યની દોરી ઘટતી જાય છે, તે તે ક્ષણ જો વિભાવમાં ગઈ તો તે મરણ જ છે વિભાવ પરિણતિ જેની અટકી નથી તેને જ્ઞાની પુરુષોએ હાલતાં ચાલતાં મડદાં જ કહ્યાં છે જેટલો કાળ સ્વભાવદશામાં જાય છે તેને જ્ઞાનીઓ જીવન કહે છે. બાકીનો કાળ મરવામાં જ જીવ ગાળે છે. આ હિસાબે તો આપણે આપણા જીવનની ઘાત ચાલી રહી છે તેનો જ ખેદ કરવાનો છે.

આમ દૃષ્ટિ ફેરવીને જીવ જુએ તો લૌકિક વસ્તુઓ કે સંબંધીઓના વિયોગ કરતાં અનંતગણો ખેદ કરવાયોગ્ય તો આપણા આત્માની અધમ દશા છે. જે આત્માનું મૂળ સ્વરૂપ જ્ઞાની પુરુષોએ એવું વર્ણવ્યું છે કે તે કેવળ જ્ઞાનસ્વરૂપ, કેવળ દર્શનસ્વરૂપ, ક્ષાયક સમ્યક્ત્વ-સ્વરૂપ, અનંત સુખસ્વરૂપ, અનંત વીર્યસ્વરૂપ છે; એટલી બધી રિદ્ધિનો ધણી આપણો આત્મા છતાં બે આંખ હોય તો જોઈ શકે, ચિત્ત ઠેકાણે હોય તો જાણી શકે, પુદ્ગલ પદાર્થ મળે તો સુખ સમજી શકે એવો હીનવીર્યવાળો, પરાધીન, પુદ્ગલનું જ બહુમાનપણું કરનારો કંગાલ જેવો થઈ રહ્યો છે. તે મૂળ સ્વરૂપથી કેટલો પતિત, કેટલી અધમ દશામાં આવી પડ્યો છે! તેનો વિચાર કરીએ. આપણા આત્માની દયા આપણે નહિ ખાઇએ, તેના હિતની ચિન્તા નહિ કરીએ તો આપણે વિચારવાન શાના? અનાદિ કાળથી જે ભૂલ ચાલી આવી છે તે ભૂલ કઈ? અને એ ભૂલ કેમ ટળે તેનો વિચાર મુમુક્ષુ જીવો કરે છે.

આ મનુષ્યભવ તે ભૂલ ઓળખીને ટાળવામાં મુખ્ય સાધન છે. સત્સંગ, સમાગમાદિ સર્વોત્તમ નિમિત્ત છે. જો તે ભૂલ આ મનુષ્યભવમાં પણ ન ટળી તો આ ભવ વ્યર્થ ગાળ્યો ગણાય અને અન્ય ઢોર પશુના કે નરકાદિના ભવમાં આવી અનુકૂળતા ક્યાંથી મળનાર છે? સ્વજનના મરણાદિના આવા પ્રસંગોમાં સંસારનું સ્વરૂપ જેમ છે તેમ વિચારવાની અનુકૂળતા છે, કારણ કે ત્યાં માયાનું આવરણ ઓછું હોવાનો સંભવ છે. તેથી સરળ જીવાત્મા પોતાના વિચારમાં ઊતરી આ ભવ સફળ કરવા જોગ સદ્વિચાર સદ્ગુરુકૃપાએ પામે તો આત્મકલ્યાણ દૂર નથી.

કાળ કઠણ છે, દુષમ કે કળિકાળ કહેવાયો છે. છતાં કર્મનો તીવ્ર ઉદય એકસરખો હોવા સંભવ નથી, ધર્મનો અવકાશ, જીવ ધારે તો, આ કાળમાં પણ પ્રાપ્ત કરી શકે તેવું ભગવંતે કહેલું છે. પણ જીવ જાગવો જોઈએ; આત્મ-કલ્યાણનો લક્ષ રાખવો જોઈએ, તેને માટે પુરુષાર્થ આરંભવો જોઈએ. સમજ્યે છૂટકો છે. 'જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ.' જો સમ્યક્ત્વરૂપી રત્ન પ્રાપ્ત થાય તો આ મનુષ્યભવ ચિન્તામણિ રત્નતુલ્ય છે; નહીંતો પશુવત્ છે એમ જ્ઞાનીપુરુષોએ કહ્યું છે. અનાદિકાળનું પરિભ્રમણ ટાળવાનો લાગ આવેલો ચૂકી ન જવાય એટલો લક્ષ અવશ્ય રાખવા યોગ્ય છેજી.

***

### ૫ કાર્તિક વદ ૧, ગુરુ, સં. ૧૯૮૮

આ જીવને સંસારનાં કામમાં જે મીઠાશ અને મોહ રહ્યો છે તે બદલાઈ તેટલો ઉત્સાહ અને કાળજી જો આ આત્માનું કલ્યાણ થાય તેવા ધર્મમાં રહે તો મોક્ષ બહુ દૂર નથી. માત્ર દૃષ્ટિની ભૂલ છે. તે દૃષ્ટિ ફેરવવી ઘટે છેજી. અને માહાત્મ્ય જેનું પરમ છે એવા સદ્ગુરુના બોધ

વિના દૃષ્ટિ ફરવી દુર્લભ છે જ્યાસુધી સંસારમા મહત્ત્વ મનાયું છે ત્યાસુધી સદ્દગુરુનો વાસ હૃદયમા થવો નથી માટે આ ક્લેશરૂપ સંસારથી છૂટવાની ભાવના થયે જીવ સદ્દગુરુની કૃપાને પાત્ર થાય છે અને તેમ થવા માટે સંતના ચરણકમળની સેવા એ સર્વોત્તમ ઉપાય છે સત્સંગની અને બોધની જીવને ખામી છે

મહત્પુણ્યના ઉદયે મનુષ્યભવ મળ્યો છે તે જીવ હારી બેસશે તો પછી કયા ભવમા ધર્મ-સાધન સમજી શકશે ? કાગડા, કૂતરાના ભવમા જીવથી શું બનનાર છે એમ વિચારી સત્પુરુષ શ્રીમદ્ રાજચંદ્ર પરમાત્મા ઉપર અચળ શ્રદ્ધા રાખી તેના વચનામૃતનું પાન કરતા રહેવા વિનંતિ છેજી જો આ ભવમા એ પરમપુરુષ શ્રીમદ્ રાજચંદ્ર દેવ ઉપર સર્વોપરી પ્રેમ પ્રગટે, તેને જ આ ભવમા આત્મજ્ઞાની, આત્મદાતા ગણી ઉપાસવામા આવે, તો તે મોટી કમાણી આ જીવે કરી ગણાશે તેના વચનોમા ઉલ્લાસભાવ આણી, તેણે પ્રાપ્ત કરેલી દશાનું બહુમાનપણું કરી, તેની જ ઇચ્છા જીવ રાખે, તો આ ભવબંધનથી છોડાવે એવું સમકિત પ્રાપ્ત થાય એવો આ કાળમા જોગ બને તેમ છે એ લાગ ન ચુકાય તે માટે તે પરમ પુરુષના આશ્રિતના સમાગમે, તેના મુખેથી સાભળેલી વાતો જાણી, તેમા ઉલ્લાસ આણી, ભાવ પરિણામને નિર્મળ કરી સમ્યક્ત્વની પ્રાપ્તિ કરવી એ જ આ મનુષ્ય ભવ પામ્યાનું સાર્થક છે

બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી, એમ પ્રાયે છે તો પછી સંસારી બાબતોમાં ગુંચાઈ રહી ધર્મમા પ્રમાદ શાને કાજે કરવો ? સર્વ કર્મ-ઉદય મિથ્યા જ છે એમ જેણે જાણ્યું છે, અનુભવ્યું છે, તેમ વર્તવા વૃત્તિ રહે છે, વર્તે છે તેવા સમભાવી મહાત્માને નમસ્કાર ! ભૂતકાળમા બનવા યોગ્ય બન્યું, બની ગયું, ત્યા હવે શોક શો ? કારણ કે હવે તેમાનું કંઈ નથી બને છે વર્તમાન સમયમા, તે પૂર્વસંસ્કાર કર્મના ફળરૂપ છે જીવે જેવા ભાવો અજ્ઞાનભાવે કરેલા તે તે ભાવો કર્મરૂપે ઉદયમા આવી જીવને મૂઝવે, તેમા મૂઝાવું શું ? માગેલુ મળ્યું, ઈચ્છેલું પ્રાપ્ત થયું—મોહાધીન માગ્યું, ઈચ્છ્યુ તો મળ્યું તો ખરુ—પણ તેમા મૂઝાવાનું રહ્યુ, તેમા હવે દોષ કોને દેવો ? હરખશોક શો ? વ્યાજબી બને છે અને તે પણ થઈ રહ્યા પછી કાંઈ નથી, એમ થવાનું છે જ કર્મ ઉદય આવી ખરી જઈ પછી નહોતા જેવું થાય છે તો પછી ચિન્તા શી ? બનવાનું બનશે ભવિષ્યમા જે બનવાનું છે તે પણ વર્તમાનમા જેવા ભાવો થશે તેમ બનશે ભવિષ્યસ્થિતિ સુધારવી જીવના હાથમા છે સમ્યક્ ભાવો ભાવી જીવ સમ્યક્ સ્થિતિ પ્રાપ્ત કરશે, માટે સમ્યગ્ ભાવો રૂડા છે અસમ્યક્ પ્રકાર, પર પદાર્થ, પરભાવ ભાવવા યોગ્ય નથી આમ સમજવા છતા આ જીવ જગત તથા અસત્સંગવાસીઓના સમૂહમા (જે સમૂહ પૂર્વ કર્માધીન તેણે ભેળો કર્યો છે અને હજુ મોહવશ આખમીચામણા કરી કડવો લાગતા છતા મધલીંપી તરવાર માફક ચાટવાની અપેક્ષાએ ઈચ્છે છે) રહી તે જગત તથા અસત્સંગીઓને રૂડુ મનાવવા લોકલાજ લોકદૃષ્ટિમા રહી પોતાનું ભૂડુ કરી રહ્યો છે, કરે છે, તે વિચારે તો જીવ વૈરાગ્યને પામે તે નિઃસંદેહ છે પણ પૂર્વ સંસ્કાર બળ પ્રબળતાને પામેલ હોવાથી અથવા જીવની શિથિલતાને લઈને લોકલાજ અને લોકદૃષ્ટિ તથા વિષય કષાયાદિમા મધલીપી તરવારના રસમા પડી રહેવુ યોગ્ય નથી એમ જાણતા છતા આખમીચામણા કરી પડી રહે છે તે શાને માટે ? તે વિચારે તો જીવ કેમ ઉપશમ-રસ ચાખ્યા વિના

રહે ? સદ્‌ગુરુનું ઓળખાણ સત્સંગ, સંત-સમાગમે, બોધે કરી લઈ તેમાં દૃઢ વિશ્વાસ જીવ રાખે તો આ ભવનું સાર્થક થવા યોગ્ય છે. એ લક્ષ ચૂકવા યોગ્ય નથી.

***

૬ જેઠ સુદ ૧૪, શુક્ર, સં. ૧૯૮૮

સહનશીલતા, ધીરજ, ક્ષમા, ખમીખૂંદવું એ ગુણ ધારણ કરવાથી સારી ગતિ થાય છે. વેદનીયથી ગભરાવું મૂંઝાવું નહિ. જે આવે છે તે જવાને માટે આવે છે. અને એથી વિશેષ આવો એમ કહેવાથી વધારે આવનાર નથી કે એ વેદનીય જતી રહો કહેવાથી જતી રહે તેમ નથી. 'નહિ બનવાનું નહિ બને, બનવું વ્યર્થ ન થાય; કાં એ ઔષધ ન પીજિયે, જેથી ચિન્તા જાય.' આથી અનંતગણી વેદના જીવે નરકનિગોદમાં ભોગવી છે. તો પણ તેનો નાશ થયો નથી. તડકા પછી છાંયો અને છાંયા પછી તડકો આવે છે; તેમ વેદના પણ રાખી મૂકવી હોય તોપણ રહેનાર નથી. જે થાય તે જોયા કરવું, જોયા વગર છૂટકો નથી.

આત્મા કદી મરતો નથી, જન્મતો નથી; ઘરડો નથી, જુવાન નથી; સ્ત્રી નથી, પુરુષ નથી; વાણિયો નથી, બ્રાહ્મણ નથી. તેમ છતાં આ આઠ પ્રકારના કર્મથી ઘેરાયેલો જુદા જુદા રૂપે દેખાય છે; પણ તે ક્યારેય દેહરૂપે થયો નથી. દેહથી ભિન્ન, સદા સર્વદા ચૈતન્યસ્વરૂપ જ છે, પરમ આનંદ-સ્વરૂપ છે. આત્માના સુખનું વર્ણન થઈ શકે તેવું નથી. એવા અચિંત્ય મહિમાવાળા આત્માને જ્ઞાની પુરુષોએ જાણ્યો છે અને સંતપુરુષોએ જણાવ્યો છે, તે મારે માન્ય છે. 'મને દુઃખ થાય છે, હું મરી જઉં છું,' એમ હું કદી માનનાર નથી. દેહના સંજોગે દેહના દંડ દેખવાના હશે તે દેખું છું. પણ મારું સ્વરૂપ જ્ઞાનીએ જોયું છે તેવું અનંત જ્ઞાનસ્વરૂપ, અનંત દર્શનસ્વરૂપ અવ્યાબાધ સુખસ્વરૂપ અને અનંત શક્તિ સ્વરૂપ છે. તેમાં મારી આસ્થા, શ્રદ્ધા, માન્યતા પ્રતીતિ, રુચિ છે. તે જ મને પ્રાપ્ત થાઓ. આત્માથી ભિન્ન જે જે સંજોગો મળ્યા છે તે બધા મૂકવાના છે અને તે સર્વ દુઃખદાયી છે. શાતા કે અશાતા બન્ને વેદનીય કર્મ છે. કોઈ રીતે ઇચ્છવા યોગ્ય નથી; પણ જે આવી પડે તે સમતા ભાવે સહન કરવા યોગ્ય છે. જ્ઞાની પુરુષો પણ સમભાવે સહન કરવાના અભ્યાસથી સર્વ કર્મથી રહિત થઈ મોક્ષ પામ્યા છે. સમરણમાં ચિત્તને રોકવું

"શ્રી સદ્‌ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથ માર્ગનો સદાય આશ્રય રહો. હું દેહાદિ સ્વરૂપ નથી. અને દેહ, સ્ત્રી, પુત્રાદિ કોઈ પણ મારાં નથી, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું, એમ આત્મભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય."

જુવાની, નીરોગ અવસ્થા અને સુખવૈભવ ભોગવવાના પ્રસંગો કરતાં આવી વેદનીના પ્રસંગો જીવને કલ્યાણના કારણ હોવાથી અમૃત સમાન છે; પણ દૃષ્ટિ ફરી નથી ત્યાં સુધી બહારની વસ્તુઓમાં સુખ લાગે છે અને તે છોડવાનો વખત આવે ત્યારે કઠણ લાગે છે. પણ આત્માના સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શન સમ્યક્ ચારિત્ર આદિ ગુણો તો અવિનાશી છે, છોડયા છૂટે તેમ નથી. માત્ર તેનું ભાન નથી. તે કોઈ સંતના યોગે સાંભળી, વિચારી સમ્યક્ પ્રકારે

માનવાથી પરિણામ બદલાય છે અને જેમ છે તેમ જીવની યોગ્યતાએ સમજાય છે એ આત્મભાવનાથી આતમગતિ થાય છે

***

૭ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ

મનુષ્યપણુ મળવું ઘણુ દુર્લભ છેજી તેમા પણ ધર્મની જિજ્ઞાસા અને સત્પુરુષનો સમાગમ અત્યત અત્યત દુર્લભ છેજી, કારણ કે આ કળિકાળમા જીવ માયામા ને માયામા મૂઝાઈ રહે છેજી તેથી પોતાને આ મનુષ્યભવ પામીને શું કરવા યોગ્ય છે અને શુ કર્યે જાય છે તે વિચારવાનો અવકાશ પણ જીવને પ્રાપ્ત થતો નથી પર પગએ કૂળધર્મ આદિકના આગ્રહમા પ્રવર્તન થયું હોય તેમા કેટલું કલ્યાણ છે અને સત્ વસ્તુનું માહાત્મ્ય કેવું હોય ? સત્ પ્રાપ્ત થયું હોય તેની દશા કેવી હોય તેના વિચાર કરવા માટે સત્સગ સમાગમ સિવાય કઈ બની શકતું નથી સત્સગ એ સસાર રોગનો નાશ કરવાની પરમ ઔષધી છે અને કાળનો ભરોસો નથી લીધો કે લેશે થઈ રહ્યુ છે, કાળ ગટકા ખાઈ રહ્યો છે તો આ જીવ કયા કાળને ભજે છે તે વિચારવા યોગ્ય છેજી

શ્રી ઋષભદેવજી ભગવાને અઠ્ઠાણુ પુત્રોને ઉપદેશ આપ્યો છે ત્યા જણાવ્યું છે કે

"હે જીવો ! તમે બૂઝો, સમ્યક્ પ્રકારે બૂઝો મનુષ્યપણું મળવું ઘણુ દુર્લભ છે અને ચારે ગતિને વિષે ભય છે એમ જાણો અજ્ઞાનથી સદ્‌વિવેક પામવો દુર્લભ છે, એમ સમજો આખો લોક એકાન્ત દુખે કરીને બળે છે, એમ જાણો અને સર્વ જીવ પોતપોતાના કર્મે કરી વિપર્યાસપણું અનુભવે છે, તેનો વિચાર કરો "

"સર્વ દુખથી મુક્ત થવાનો જેનો અભિપ્રાય થયો હોય તે પુરુષે આત્માને ગવેષવો અને આત્માને ગવેષવો હોય તેણે યમનિયમાદિક સર્વ સાધનનો આગ્રહ અપ્રધાન કરી સત્સગને ગવેષવો, તેમજ ઉપાસવો સત્સગની ઉપાસના કરવી હોય તેણે સસારને ઉપાસવાનો આત્મભાવ સર્વથા ત્યાગવો, પોતાના સર્વ અભિપ્રાયનો ત્યાગ કરી પોતાની સર્વ શક્તિએ તે સત્સગની આજ્ઞાને ઉપાસવી તીર્થંકર એમ કહે છે કે જે કોઈ તે આજ્ઞા ઉપાસે છે તે અવશ્ય સત્સગને ઉપાસે છે, એમ જે સત્સગને ઉપાસે છે તે અવશ્ય આત્માને ઉપાસે છે, અને આત્માને ઉપાસનાર સર્વ દુખથી મુક્ત થાય છે," એમ પરમકૃપાળુદેવે પણ જણાવ્યું છેજી

આ જીવ પોતાની કલ્પનાએ અજ્ઞાન મિથ્યાત્વી મિથ્યાને લઈને સત્સગ સત્પુરુષનો બોધ પોતાની મતિકલ્પનાએ સમજી ખોટાને, મિથ્યાને સાચા માની શ્રદ્ધી સતોષ માને છે પણ સત્સગે સત્પુરુષના વચનની પ્રચુરણાએ સમજાય તો આ જીવને અતર્મુહૂર્તમા સમકિત થાય છે અને મનુષ્યભવ સફળ થાય છે આવો જોગ મનુષ્યભવ રત્નચિંતામણિ મળવો દુર્લભ છે બધુ અનતવાર મળ્યું છે એક સમકિત થયુ નથી તો કોડી સાટે રતન ખોવા જેવું જીવ કરે છે તે ડાહ્યા પુરુષને વિચારવા જેવું છે વધુ શુ લખવું ? ડાહ્યા પુરુષને ચેતવા જેવું છેજી ફરીને જોગ નહિ મળે જીવ જો આ ભવમા એક સત્પુરુષના બોધના બીજરૂપ સમ્યક્‌ત્વને પ્રાપ્ત કરે તો અનતા ભવ આધિ, વ્યાધિ, જન્મ મરણના છૂટી જાય છેજી ૐ શાતિ શાતિ શાતિ

***

૮ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ.
ૐ તા. ૩–૧૧–૩૨
તત્ સત્

અશાતાનો જ્યાંસુધી ઉદય છે ત્યાંસુધી અકસીર દવાઓ પણ અસર કરતી નથી. વળી રોગ કોઈ બીજો હોય અને દવાઓ બીજા જ પ્રકારની થયા કરે છે. અને સાતાનો ઉદય થવાનો હોય ત્યારે જે રોગ હોય તેને લાગુ પડી જાય તેવી દવા પણ મળી આવે તેવો જોગ બને છે. આપણે તો સેવાબુદ્ધિએ જે ઠીક લાગે તે જણાવીએ કે કરીએ પણ આપણાથી કંઈ બની શકે તેમ નથી કરવા યોગ્ય શું છે તેનું ભાન પણ આપણને નથી. પરમ કૃપાળુદેવે જણાવ્યું છે:

" વર્તમાન આ કાળમાં મોક્ષમાર્ગ બહુ લોપ;
વિચારવા આત્માર્થીને ભાખ્યો અત્ર અગોપ્ય. "

અનેક મતમતાંતરમાં અને અનેક નામધારી ક્ષયોપશમી પુરુષો મોક્ષમાર્ગ અમે સમજ્યા છીએ એમ માને છે અને તેનો ઉપદેશ આપી અન્યને મોક્ષમાર્ગે ચઢાવીએ છીએ એમ માને છે. પરંતુ આ સત્પુરુષને તો એમ થયું કે આવા કાળમાં અમારો જન્મ ક્યાંથી થયો? આત્મજ્ઞાની પુરુષોની તો અત્યંત દુર્લભતા હોવા છતાં મધ્યસ્થપણે આત્મજ્ઞાનની શોધ કરવાનો નિર્ણય કર્યો હોય તેવા કે સરળપણે સાચી વાતને ગ્રહણ કરે તેવા જીવાત્માઓ પણ બહુ ઓછા દીઠા. માત્ર શુષ્કજ્ઞાની એટલે જ્ઞાનનો ડોળ કરી ગુરુતા માની બેઠેલા કે માત્ર ક્રિયાજડ એટલે જ્ઞાનનું માહાત્મ્ય જેમને નથી પણ એકલા બાહ્ય આચારને જ મોક્ષમાર્ગ માનનારા એવા ઘણા પુરુષો આ કાળમાં ધર્મનો ઇજારો પોતાની પાસે હોય એમ માની બેઠા છે. તે સત્પુરુષ અને સત્પુરુષના માર્ગ પ્રત્યે દ્વેષ રાખનાર હોય છે.

આવા વિકરાળ કાળના પંજામાંથી બચાવનાર એક પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચંદ્ર પ્રભુ જ છે. તેમણે આ કાળમાં આપણા ઉપર ઉપકાર કર્યો છે તેનો ઉપકાર પૂરેપૂરો સમજવા જેટલી પણ આપણામાં બુદ્ધિ નથી તો તેનો બદલો કેવી રીતે વાળી શકાય? આ મનુષ્યભવને સફળ કરવાનું આ કાળમાં મુખ્ય સાધન હોય તો તે પરમ કૃપાળુદેવ ઉપર પરમ પ્રેમ અને નિષ્કામ ભક્તિ તથા તેના વચન ઉપર શ્રદ્ધા અને તેના આશયને સંતસમાગમે સમજવાની તીવ્ર ઇચ્છા એ જ છે. ચંદનના વનમાં પાસેનાં અન્ય વૃક્ષો જેમ સુગંધવાળાં બને છે તેમાં ચંદનની સુગંધી હોય છે તેમ સત્પુરુષ શ્રી પરમ કૃપાળુદેવના બોધે જેમને સમ્યક્ત્વની પ્રાપ્ત થઈ છે, તેમની પાસે તે પરમ પુરુષોનો જ સત્ય બોધ છે અને તે જ આત્માને હિતકારી છે. જે જે વસ્તુ સત્પુરુષના મુખથી સાંભળી હોય, અવધારી હોય, અનુભવી હોય તેનો જ તે ઉપદેશ કરે છે અને તેનું જ તેને માહાત્મ્ય લાગ્યું છે. જે વસ્તુનું મૂળ સત્પુરુષ નથી ને જે માત્ર કલ્પનાના આધારે ટકે છે તે ગમે તેવી મનોહર વાત જણાતી હોય, આપણા ચિત્તને પ્રસન્ન કરતી હોય પણ જો કલ્પનાને પોષતી હોય તો તે વિષની પેઠે તજવા યોગ્ય છે. પરમ કૃપાળુદેવે કહ્યું છે કે

" જહાં કલપના–જલપના તહાં માનું દુઃખછાંય;
મિટે કલપના–જલપના તબ વસ્તૂ તિન પાઈ. "

તેથી સત્પુરુષના આધારે જીવવું એ કલ્યાણરૂપ છે. તેનું શરણ એ કલ્પવૃક્ષની છાયા છે,

ત્યા દુ ખ નથી બાકી બીજે બધે ત્રણે લોકમા દુ ખ જ ભર્યું છે એ શરણુ અનન્ય ભાવે અમને તમને સદાય રહો એ જ પરમ કૃપાળુદેવ પ્રત્યે પ્રાર્થના છેજી

તા ક હે! પ્રભુ, યથાતથ્ય સ્વરૂપ ક્ષાયક સમ્યકૃત્વ છે તે જેને છે, જેને પ્રગટ પ્રત્યક્ષ છે તેની શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ ભાવ થયો છે તેને દર્શન કહ્યુ છે પરોક્ષ દર્શન મિથ્યાત્વીને અને સમકિતીને પણ હોય છે તેને દર્શન કહ્યુ નથી ખાસ કરી શ્રદ્ધા એ જ દર્શન છે તે સમકિત છે

***

૯ શ્રીમદ્ રાજચદ્ર આશ્રમ, સ્ટે અગાસ
ૐ પોષ વદ ૭, બુધ, ૧૯૮૯

તત્ સત્

દેવને પણ દુર્લભ એવો આ મનુષ્ય દેહ જીવને અનેક ભવના પુણ્યના સ ચયથી પ્રાપ્ત થયો છે આ દેહે કરીને સમ્યકૃત્વની પ્રાપ્તિરૂપ કમાણી થાય તો આ દેહની કોઈ રીતે કિમ્મત થઈ શકે નહિ, તેવો અમૂલ્ય તે ગણવો ઘટે છે કેમકે તેની એક પળ પણ ચિંતામણિ રત્ન કરતા અધિક મૂલ્યવાન જ્ઞાનીઓએ ગણી છે પરતુ આવા મનુષ્યભવના વર્ષો વિષયાદિમા જો જીવ ગાળે તો આખા ભવની કિમ્મત ફૂટી બદામની પણ ન ગણાય કાળનો ભરોસો નથી અને સ સારના કામ કોઈ દિવસ ખૂટવાના નથી ને એકલો આવ્યો છે અને એકલો જવાનો છે મારુ મારુ કરીને મેળવેલુ બધુ અહીં જ પડી રહેશે એમ વિચારી સત્સ ગ, ભક્તિ, સ્મરણ, સત્પુરુષના વચનોનો વિચાર અને સદાચરણમા જેમ બને તેમ વધારે કાળ જાય તેમ કર્તવ્ય છેજી ફરી ફરી આવો અવસર આવતો નથી, ક્ષણ લાખેણી જાય છે અવસર ચૂકવા જેવો નથી, ચેતી લેવા જેવું છે આવી ઉત્તમ સામગ્રી પામીને પણ જો જીવ પોતાનું સ્વરૂપ સમજી લેવાનું કામ નહિ કરે તો પછી કયા ભવમા તે બનશે? મૈત્રી ભાવના, પ્રમોદ ભાવના, કરુણા ભાવના અને મધ્યસ્થ ભાવના ભાવતા જીવને પાત્રતા આવે છે તે કર્તવ્ય છેજી

***

૧૦ મહા સુદ ૧૧, સોમ, સ ૧૯૮૯

સ ત સમાગમ, સત્સ ગ એ અપૂર્વ લાભનું કારણ છે

દેવો પણ મનુષ્યભવને ઈચ્છે છે એવો દુર્લભ આ મનુષ્યદેહ મળ્યો છે તેનું માહાત્મ્ય ખરી રીતે તો સત્પુરુષો જ સમજ્યા છે, તેથી તેમને આવા દુર્લભ ભવની એક પળ પણ રત્નચિન્તામણિ કરતા વિશેષ મૂલ્યવાન લાગે છે અને માનપૂજા કે વિષયકષાયના નિમિત્તોને ઝેર જેવા જાણી, લોકલાજને તૃણવત્ ગણી, આત્માનુ ઓળખાણ થાય, આત્માનું પોષણ થાય તેને અર્થે મરણિયા થઈને પુરુષાર્થ કરે છે જીવે પોતાની સમજ પ્રમાણે પુરુષાર્થ કરવામા બાકી નથી રાખી ઓઘામુમતી મેરુ પર્વત જેટલા થાય તેટલી વખત ચારિત્ર લઈ ટટો વેઠચા, છતા હજ પરિભ્રમણ ઊભુ રહ્યુ છે તો હજ કઈ એવું કારણ રહ્યા કર્યું છે કે જે જીવના ધ્યાનમા આવ્યું નથી

સત્પુરુષના યોગે જીવને સજીવન બોધની પ્રાપ્તિ થાય છે. સત્પુરુષની અપૂર્વ વાણીથી જીવને ધર્મનું અપૂર્વ માહાત્મ્ય સમજાય છે. અને અપૂર્વ રુચિ ઉત્પન્ન થાય છે. જે ભાવથી જીવનું કલ્યાણ થાય છે તે ભાવ જાગૃત થવા તેવું જ કલ્યાણરૂપ પ્રબળ નિમિત્ત જોઈએ અને તેવું જીવનું અધિકારીપણું પણ જોઈએ. પણ આગળ જણાવ્યું છે તેમ સર્વ કલ્યાણનાં સાધનોમાં સત્સંગ એ જ સર્વોત્તમ કારણ છેજી. પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચંદ્રદેવે જણાવ્યું છે કે "અનાદિ કાળના પરિભ્રમણમાં અનંત વાર શાસ્ત્રશ્રવણ, અનંતવાર વિદ્યાભ્યાસ, અનંતવાર જિનદીક્ષા, અનંતવાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે. માત્ર 'સત્' મળ્યા નથી, 'સત્' સુણ્યું નથી અને 'સત્' શ્રદ્ધ્યું નથી અને એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રદ્ધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે." આટલામાં જીવ સમજે તો પોતાને શું કર્તવ્ય છે તે આવી જાય છે. જીવે આંધળી દોડ કરી છે. એટલે સ્વચ્છંદે વર્તન કર્યું છે. તે રોકવા કોઈની આજ્ઞા લેવા ગયો તો આજ્ઞા આપનાર અજ્ઞાની અને સ્વચ્છંદી મળ્યા. તેથી લોહીનું ખરડાયેલું કપડું જેમ લોહીમાં ધોવાથી શુદ્ધ ન થાય, તેમ સ્વચ્છંદી પુરુષની આજ્ઞા સ્વચ્છંદનો નાશ કરી શકે નહિ. તેથી જ્ઞાની પાસેથી જ્ઞાન પ્રાપ્ત થવા યોગ્ય છે, એવો નિશ્ચય રાખી જ્ઞાનીપુરુષની મને ક્યારે પ્રાપ્તિ થાય એવી ભાવના કર્તવ્ય છે. અને જ્ઞાનીનો યોગ પ્રાપ્ત થયે મારે ત્રણે યોગથી તેની આજ્ઞા જ ઉઠાવવી છે એવો દૃઢ નિશ્ચય કર્તવ્ય છે પોતાની માન્યતા, કલ્પના કે દુરાગ્રહ દૂર કરી સર્વાર્પણપણે સત્પુરુષની આજ્ઞા ઉઠાવવાથી જ મારું કલ્યાણ થવાનું છે એમ માની આજ્ઞાની ભાવના નિરંતર કર્તવ્ય છેજી. એક આત્મપ્રાપ્તિનો જ લક્ષ રાખી તેના સાધનરૂપ જ્ઞાનીપુરુષનો યોગ અને તેની આજ્ઞા ઉઠાવવાની તત્પરતારૂપ સદ્વ્યવહાર માટે જીવ પુરુષાર્થ કરે તો આ મનુષ્યભવમાં તેમ બનવા યોગ્ય છેજી. અહીં આટલું થઈ શકે છે. મનુષ્યભવ ભગવાને દુર્લભ કહ્યો છે, પણ તેમાં જો તે ન બન્યું અને પરકથા તથા પરવૃત્તિમાં આ ભવ નિરર્થક ચાલ્યો જાય તો તેની કિમ્મત ફૂટી બદામ જેટલી પણ ગણવા યોગ્ય નથી.

***

૧૧ જેઠ સુદ ૨, સં. ૧૯૮૯

જીવને મોટું બંધન અને પરિભ્રમણનું મોટું પ્રબળ કારણ સ્વચ્છંદ છે. અને તરવાનો ઉપાય પણ સ્વચ્છંદ રોકવો તે છે. નાનું બાળક હોય તેને પણ પોતાનું ધાર્યું થાય તેમ ઇચ્છા રહે છે; અને ધાર્યું ન થાય તો કંકાસ કરે છે, અને રીસાયા પછીથી તે કહે તેમ કરે તો પણ હઠ ન છોડે. પહેલાં કેમ મારું ધાર્યું ન કર્યું; એવી હઠ ઘરનાં બધાં માણસોને સંતાપ આપનાર થાય છે. તેમજ જો જીવને પોતાનું ધાર્યું હોય તેનો દોર નરમ મૂકી દઈ બીજા કહેતા હોય તેમ ભલે થાય, એવું કરવાનો અભ્યાસ કરવો હોય તોપણ થઈ શકે છે અને એવો સ્વભાવ પાડે તો બીજા બધાને સુખરૂપ થાય છે અને પોતાને કષાયની મંદતા થવાથી ઘણો લાભ થાય છે, તપ કરે તેથી પણ તે વધારે છે; પણ કોઈને ગણે નહિ, પોતાનું ધાર્યું કરે તેને સ્વચ્છંદ પોષવાનો અભ્યાસ થાય છે.

ઘેરઘેર માટીના ચૂલા હોય છે. તેમ સર્વ જીવ દોષથી તો ભરેલા છે. પણ કોઈને એવો

એકાદ ગુણ હોય છે કે તે સર્વ દોષને ઢાકી દે અને સમકિતનો પ્રભાવ તો એવો છે કે સર્વ અવગુણને ગુણના રૂપમા પલટાવી નાખે છે

" વ્રત નહીં પચખાણ નહિ, નહિ ત્યાગ વસ્તુ કોઈ નો,
મહાપદ્મ તિર્થંકર થશે, શ્રેણિક ઠાણુગ જોઈ લો "

કોઈ વ્રત નિયમ વગેરે ન બને તોપણ જેને સમકિત છે તેની દૃષ્ટિ જ બદલાઈ ગઈ છે તેને આત્મા હાજરાહજુર છે અને આત્મા છે ત્યા નવે નિધાન છે ત્યા વિકાર નથી, રાગ નથી, દ્વેષ નથી, મોહ નથી અને બધન પણ નથી

પરતુ તે સમ્યક્ત્વ માટે પુરુષાર્થ કરવો જોઇએ સદાચરણ, સત્સગ, સદ્ભાવના કર્તવ્ય છે ખોટા ખોટા ભાવ પ્રવર્તતા હોય અને કહે કે મને સમ્યક્ત્વ છે તો તેમ કહ્યે કઈ બને તેમ નથી બ્રહ્મદત્ત આગલા ભવમા નિયાણુ કરી ચક્રવર્તી થયો હતો ખોટા ભાવ પ્રવર્તવાથી તેને નર્કે જવું પડયુ હતું ભાવ અને પરિણામ એ મોટી વાત છે સ્ત્રીને નાની વયમા માબાપનો અકુશ હોય છે, જુવાનીમા ધણીનો કાબૂ હોય છે અને ધણી ન હોય ત્યારે પુત્રના કહ્યા પ્રમાણે વર્તવું એમ શાસ્ત્રમા જણાવ્યુ છે તેમ સ્વચ્છદ રોકવો હિતકારી છે પરમકૃપાળુદેવે પણ જણાવ્યું છે કે "મારા પર સઘળા સરળ ભાવથી હુકમ ચલાવો તો હું રાજી છુ " "રોકે જીવ સ્વચ્છદ તો, પામે અવશ્ય મોક્ષ " બીજા બધા ભાવનું ફળ મળે છે તો સમ્યક્ત્વ પામવાના જ જેને વારવાર ભાવ થતા હશે તો તે ભાવનુ ફળ કેમ નહિ મળે ? ગમે તેમ થાય તો પણ આ ભવમા તો એક સમકિત પ્રાપ્ત કરવું જ છે, એવો જેણે નિર્ણય કર્યો હોય અને તે નિશ્ચયને પોષનાર સત્સગ આદિ સાધનો સેવે તો તે અવશ્ય મળશે જ આત્મા ક્યા રહે છે ? સત્સગમા રહે છે સત્સગ સત્સગ ઘણા કહેવાય છે, પણ નામ લક્ષ્મી, નામ ધનપાલ એમ નહિ, પણ યથાર્થ સત્સગ છે ત્યા આત્મા છે તે આત્માનુ ઓળખાણ, પ્રતીતિ અને અભ્યાસ કર્તવ્ય છે

હરાયુ ઢોર જેમ ઓખર ( વિષ્ટાહાર ) કરવા ભટકે છે તેમ મન વિષય-કષાયરૂપ મળમા ફર્યા કરે છે તે મલિન વૃત્તિઓ મનમા ઊઠે કે તેને દુશ્મન જાણી તેનો તિરસ્કાર કરવો, ધિક્કારી કહાડવી જો વારવાર અપમાન પામશે તો ફરી નહિ આવે પણ જો તેને માન આદર આપે, તેમા મીઠાશ માને અને ક્ષમા, શાતિ, ધીરજ, વગેરેને વારવાર ન બોલાવે તો દુર્મતિનુ જોર ફાવે અને મોહ દુર્ગતિના કારણો મેળવી અધોગતિમા જીવને ઘસડી જાય કોઈના ઉપર આ નાનો છે, મોટો છે, સારો છે, ખરાબ છે, ગરીબ છે, ધનવાન છે, સ્ત્રી છે, પુરુષ છે એવી દૃષ્ટિથી જોવાયોગ્ય નથી પારકી પચાતમા જીવ ખોટી થયો છે ઘણા પાપીનો તેજ ભવમા મોક્ષ થયો છે અને પડિતો રઝળ્યા કરે છે

***

૧૨ તા ૮-૯-૧૯૩૩

સત્પુરુષો જે આપણા હિતની વાત કરે તે વિસારી દેવા જેવી ન હોય પરમકૃપાળુદેવની ભક્તિ ગુણગ્રામ કરવા આપણને તે કહે છે તે તેમનો મહાન ઉપકાર છે પરમ ઉપકારીનો ઉપકાર ભૂલવા યોગ્ય નથી, પરતુ તેમનુ કહેલુ ન કરીએ અને આપણા સ્વચ્છદે ગમે તેટલી

ભક્તિ કરીએ, તેમના ગુણગ્રામ કરીએ તે બધું ઉપલકિયું છે. કોઈ શિષ્ય સદ્‌ગુરુની કાયા વડે સેવા કરતો હોય, પગ દાબતો હોય, માથું દબાવતો હોય, પણ તેનું કહેલું ન માનતો હોય તેના વચનથી વિરુદ્ધ આચરણ કરતો હોય તો હાથ વડે તે ગુરુના ચરણની સેવા કરે છે, પણ આચરણથી ગુરુની જીભ ઉપર પગ મૂકે છે. તેમની આજ્ઞા લોપે છે, તો શિષ્યનું કલ્યાણ કેવી રીતે થાય?

સંસાર ઉપરથી આસક્તિ ઉઠાવી લઈ પરમ કૃપાળુદેવ ઉપર, તેનાં વચનો ઉપર, તેની મુખમુદ્રા, તેનાં જણાવેલ 'સમરણ', 'વીસ દુહા', 'ક્ષમાપનાનો પાઠ', 'છપદ'નો પત્ર, આત્મ-સિદ્ધિ આદિ અપૂર્વ હિતનાં કારણ જે સત્સાધન છે તેનું સેવન નિરંતર કર્તવ્ય છેજી. વળી પોતાના દોષો જોઈ, તે દોષો પ્રત્યે અણગમો કે શત્રુવટ રાખી તે દોષો દૂર કરવા પુરુષાર્થ કર્તવ્ય છેજી. સત્સંગનો વિયોગ હોય ત્યારે તો જીવે વિશેષ કાળજી રાખી વિષયકષાયને વશ ન થઈ જવાય તે જોતા રહેવું ઘટે છેજી. વિષય-કષાય ઘટાડવાનો પુરુષાર્થ સદ્‌ગુરુના વચનામૃતના આલંબને કર્યો હોય તો સત્સંગનો યોગ થાય તે વખતે વિશેષ લાભ થવાનો સંભવ છે.

મોટું પુસ્તક (શ્રીમદ્ રાજચંદ્ર) વચનામૃત વાંચવામાં વિશેષ કાળ જાય તેમ કર્તવ્ય છે. તે સત્સંગની ગરજ સારશે. અને સત્સંગની ભાવના રાખીએ છીએ તેની સાથે યોગ્યતા વધે અને સત્સંગ ફળવાન થાય તેમ પુરુષાર્થ કર્તવ્ય છેજી. જે પ્રકારનાં કર્મ પૂર્વે બાંધ્યાં છે તે ઉદય આવ્યાં છે તેમાં મૂંઝાવું નહીં પણ સમતાભાવે ભોગવી લેવાં. આશાઓ નકામી ઇચ્છાઓ વધારવી નહીં. ઇચ્છા કરવાથી કશું મળતું નથી. પરમ કૃપાળુદેવે લખ્યું છે:

"ક્યા ઇચ્છત ખોવત સબ હૈ ઇચ્છા દુઃખમૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ."

તે લક્ષમાં રાખી વાસના તૃષ્ણા, ઇચ્છાઓ રોકવા યોગ્ય છે. અને ઇચ્છા રોકવાથી તપ થાય છે. સંકલ્પ-વિકલ્પ ઘટવાથી આત્મકલ્યાણ કરવાનો માર્ગ પણ વિચારી શકાય છે.

* * *

## ૧૩

તા. ૧૯-૬-૧૯૩૩

પચખાણ તમે જે લીધાં હોય તે તમારા ભાવ ઉપર આધાર રાખે છે. જો તમે દવા વગેરેની છૂટ રાખી હોય તો તેમ વર્તવું, દવા માટે પણ ન વાપરવાના ભાવ રહેતા હોય તો તેમ કરવું. જેવા તમારા ભાવ. પાપનાં કારણો તો ત્યાગવા યોગ્ય જ છે. પણ ન બની શકે તો જેટલું પોતાથી પળી શકે તેટલાનું વ્રત લેવું. સાત વ્યસનમાં જે સાત વસ્તુનો ત્યાગ કહ્યો છે તે દરેક વસ્તુ વાપરવાથી વ્યસન, ટેવ બંધાઈ જાય છે, મન ત્યાંનું ત્યાં જ રહે છે, ધર્મમાં વિઘ્ન પાડે છે. આ લોક પરલોક બન્નેમાં હાનિકારક છે અને ધર્મનો નાશ કરનાર છે. માટે તેને દૂરથી ત્યાગવાની વૃત્તિ રાખવી. કોઈ શરીરના કારણે દવા માટે વાપરવી પડે તોપણ તે ચીજ ઘણા પાપનું કારણ છે એમ જાણી બને ત્યાંસુધી તે વગરની બીજી દવા મળતી હોય તો તેથી ચલાવી લેવું. ઘણી દેશી દવાઓ પણ હોય છે. જો દવા માટે છૂટ ન રાખી હોય અને દવામાં અમુક માંસાદિ વસ્તુ આવે છે એમ ખાતરી હોય તો તે દવા વાપરવા યોગ્ય નથી. અને દવા

માટે છૂટ રાખવાના ભાવે જે વર્તે છે તે પણ પાપનો ભય રાખી અમુક કાળસુધી વાપરવી પડે તો વાપરે, પણ આ પાપનું કારણ સેવાય છે એ ભૂલવા યોગ્ય નથી, એ ક્યારે છૂટે, એવા ભાવ રાખવા યોગ્ય છે ટૂંકામા, તમારા ભાવ ઉપર આધાર રાખે છે

***

૧૪ ા તા ૨૩-૬-૧૯૩૩

અત્યારે જે દશા છે તે અજ્ઞાન દશા છે, બાળ અવસ્થા જેવી દશા છે પોતે જે બોલીએ, નિર્ણય કરીએ, માનીએ તે તેમજ હોય એવો સભવ નથી તેથી જેમ કોઈ બાળકને આપણે પૂછીએ તો તે તેના માબાપ સામું જુએ અને તેના માબાપ બોલાવે તેમ બોલે છે તેમ આપણે પણ કલ્યાણનો માર્ગ જાણ્યો નથી તેથી કોઈ સતને પૂછ્યો તો તેમણે પોતાને જેનાથી લાભ થયો છે તેવો નિશક માર્ગ—પરમ કૃપાળુદેવની ભક્તિનો માર્ગ—આપણને બતાવ્યો તે માર્ગ ભૂલ વગરનો, સાચો છે તે માર્ગથી આપણુ કલ્યાણ છે એમ આપણા મનમા દઢતા થાય તેવો તેમણે આપણને ઉપદેશ આપ્યો તે તેમનો પરમ ઉપકાર છે તે ઉપકારીનો ઉપકાર ન ભૂલવો તેમને ઉપકારી તરીકે ગણવા

પરતુ 'તમે જ મને તારનાર છો, તમારી ગતિ તે મારી ગતિ હો, તમે જ બધુ કરશો, તમે બધુ જાણો છો' વગેરે આપણી મતિકલ્પના વડે કરેલા નિર્ણય છે, અને કલ્પના વડે કલ્યાણ ન હોય માટે તેમને આપણે સાચા પુરુષ વિશ્વાસ કરવા યોગ્ય માન્યા છે તો તેમનો બતાવેલો માર્ગ જે પરમ કૃપાળુદેવની ભક્તિ પરમોત્કૃષ્ટ સાધન જે 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ'નો મત્ર તથા 'વીસ દોહરા', 'ક્ષમાપનાનો પાઠ', 'આત્મસિદ્ધિ', 'છ પદ'નો પત્ર આદિ જે જે આજ્ઞારૂપ ધર્મ બતાવ્યો છે તેનું આરાધન જો કર્યા કરીશું તો અવશ્ય કલ્યાણ થશે તેમણે બતાવેલું આપણા આત્માને કલ્યાણકારી અને સત્ય છે તેમા આપણી મતિકલ્પના ઉમેર્યા સિવાય સ્વચ્છદ રોકીને વર્ત્યા જઈશું તો અવશ્ય મોક્ષમાર્ગ પ્રાપ્ત કરી મોક્ષ પામીશું માટે સ્થિર ચિત્તથી વારવાર આ વાતનો વિચાર કરી "આ જ્ઞાની છે, આ જ્ઞાની છે', એવી કલ્પના કરવાનું મૂકી દઈ, 'હું કઈ જાણતો નથી, માત્ર સત્પુરુષે બતાવેલું સાધન જ મારે ગ્રહણ કરવા યોગ્ય છે' એમ વિચારવા યોગ્ય છેજી આપણી કલ્પનાથી કોઈને જ્ઞાની, અજ્ઞાની કહેવામા ઘણો દોષ છે જ્ઞાની હોય અને અજ્ઞાની કહીએ તો મોહનીય કર્મ બધાય અને અજ્ઞાનીને જ્ઞાની કહીએ તો પણ મોહનીય કર્મરૂપ આચરણ થાય તેથી સહીસલામત રસ્તો એ જ છે કે જે પુરુષને જ્ઞાનીરૂપે ભજવાની આપણને શિખામણ તેમણે આપી છે તેને જ જ્ઞાની માની તેની જ ભક્તિ કરવી તથા બીજાની બાબતમા મધ્યસ્થતા રાખવી આવો સરળ નિશક માર્ગ તજી આપણી મતિકલ્પનાએ વર્તવું એ નિર્ભય માર્ગ નથી તે લક્ષમા લેવા વિનતિ છે

સમભાવ રાખી બાધેલા કર્મ ભોગવ્યે છૂટકો છે પોતે બાધેલા કર્મ પોતાને જ ભોગવવા પડે છે જો તેવાં કર્મ ન ગમતા હોય તો હવે તેવા કર્મ ન બધાય તેવી કાળજી રાખવી યોગ્ય છે એટલે રાગદ્વેષ તજી સમભાવથી તે કર્મ ભોગવી લેવાય તો નવા કર્મ ન બધાય માટે પરમ કૃપાળુદેવની ભક્તિમા વૃત્તિ રાખી ન છૂટકે જે પ્રવૃત્તિ કરવી પડે તેમા ખોટી થવું,

બાકી બધો કાળ સ્મરણ, ભજન, ભક્તિ, વાંચવા-વિચારવામાં ગાળવા યોગ્ય છેજી. સંકલ્પ-વિકલ્પ નકામા કર્યાથી કંઈ કલ્યાણ થતું નથી.

***

૧૫ અષાડ વદ ૩, સોમ, સં. ૧૯૮૯

આ સંસારમાં કોઇ સ્થાને સુખ નથી, સમસ્ત લોક દુ:ખે કરીને ભરેલો છે. એમ જ્ઞાની પુરુષોએ નિર્ણય કર્યો છે. તો પછી એવા આ સંસારમાં સુખની ઇચ્છા રાખવી એ રેતી પીલીને તેલ કાઢવા બરાબર છે. જે જે સુખની જીવ ઈચ્છા કરે છે તે ખરી રીતે દુ:ખરૂપ છે એમ જ્ઞાની પુરુષોએ જોયું છે, જાણ્યું છે. તેથી બાળક જેમ અફીણને મીઠાઈ ધારી મુખમાં મૂકવા જતું હોય તેને માબાપ રડાવીને પણ પડાવી લે છે તેમ જ્ઞાની પુરુષો, આ પુદ્ગલિક સુખની જીવ ઈચ્છા કરે છે તેને, ઠપકો આપીને, ઉપદેશ આપીને તે પર વસ્તુની ઈચ્છા છોડાવી દે છે; કારણ કે અનાદિકાળથી જીવ પર્યાયદૃષ્ટિમાં જ ફસાઈ રહ્યો છે તેથી શરીર આદિક પર્યાયોમાં અહંભાવ-મમત્વભાવ કરી તેમાં હર્ષ-શોક, રાગદ્વેષ કર્યા કરે છે, તેથી જન્મ-મરણ ઊભાં થાય છે. જન્મ-મરણના કારણભૂત એવી પર્યાયદૃષ્ટિ તજવા યોગ્ય છે, એમ જ્ઞાનીપુરુષો પોકારી પોકારીને કહી ગયા છે. છતાં આ જીવ અનાદિના અધ્યાસને લઈને તે વાત માન્ય કરતો નથી, ગળે ઉતારતો નથી. નહીંતો સર્વ દુ:ખનો નાશ કરનાર એવું જે સમ્યક્ત્વ તે જીવ અલ્પ સમયમાં પ્રાપ્ત કરે. સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાનું પ્રબળ કારણ સદ્ગુરુકૃપાથી દ્રવ્યદૃષ્ટિનો અભ્યાસ કરવો એ છે. જ્યારે પર્યાયદૃષ્ટિ દુ:ખકારક, જન્મ-મરણનું કારણ અને અનેક પાપનું મૂળ જણાય અને સુખનું સાધન તથા સત્ય વસ્તુ દર્શાવનાર પરમ હિતકારી એવી દ્રવ્યદૃષ્ટિની સમજ સદ્ગુરુદ્વારા પ્રાપ્ત થાય તથા તેવાં આત્મપરિણામ વર્ત્યા કરે ત્યારે આત્માનું કલ્યાણ સહજે થાય એમ છે. દ્રવ્યદૃષ્ટિથી આત્મા કોઈનો પિતા નથી, માતા નથી, પતિ નથી, પત્ની નથી, ભાઈ નથી; એકલો આવ્યો છે, એકલો જવાનો છે. આત્મા બાળક નથી, યુવાન નથી, વૃદ્ધ નથી, જન્મતો નથી, મરતો નથી, નિર્ધન નથી, ધનવાન નથી, ભૂખ્યો નથી, તરસ્યો નથી, દુ:ખી નથી, સુખી નથી, દેવ નથી, મનુષ્ય નથી, સ્ત્રી નથી, પુરુષ નથી. આ મૂળ આત્માનું સ્વરૂપ સર્વ પરદ્રવ્યથી ભિન્ન, અસંગસ્વરૂપ સદ્ગુરુકૃપાથી શ્રદ્ધામાં આવે, તેની જ માન્યતા થઈ જાય તો આ ભવ સફળ થઈ જાય. આ શુદ્ધ સ્વરૂપની ભાવના તે જ ઉત્તમ તપ છે, જપ છે, ભક્તિ છે, ધ્યાન છે અને સંયમ છે. અંતરંગમાં આવી શ્રદ્ધા રાખી, પર્યાયદૃષ્ટિથી મોહ થાય છે તે મનમાંથી તોડી નાખીને મારું કંઈ નથી એમ માની, હું મરી ગયો હોત તો જેમ આ મારું ન માનત તેમ જ જીવતાં છતાં મારાપણું મનમાંથી કાઢી નાખી, યથાપ્રારબ્ધ જે વહેવાર કરવો પડે તે ઉપર-ઉપરથી નિર્મોહીપણે કરવા યોગ્ય છેજી. વિનય, સત્ય, શીલ, ભક્તિ અને સહનશીલતા ધારણ કરી સમતાભાવમાં વર્તવાનો પુરુષાર્થ કર્તવ્ય છેજી.

આ વાત લક્ષમાં રાખી પ્રસંગે પ્રસંગે, કાર્યે કાર્યે જાગૃતિપૂર્વક આત્માની ભાવના ભાવવા યોગ્ય છે. આવો પુરુષાર્થ કરાય તો તે અવશ્ય કલ્યાણકારી છે.

***

૧૬ કાર્તિક વદ ૨, સં ૧૯૯૦
તા ૪-૧૧-૧૯૩૩

એક મુમુક્ષુએ પ્રશ્ન કરેલો કે 'મનમા સંકલ્પ-વિકલ્પ થયા કરે છે અને મનના ચંચળપણાને લઈને સંતાપ થાય છે, તે શાથી મટે ?'

આ અવસર જેવો તેવો નથી પરંતુ બહુ અગત્યની એકાન્તમા ભાર દઈને કહેવા યોગ્ય આ વાત છે તે અત્રે કહેવાય છે તે સામાન્ય કરી નાખવા યોગ્ય નથી, હૃદયમા કોતરી રાખવા જેવી છે

સંકલ્પ-વિકલ્પ આવે છે, દુખ દે છે, એ કોને ખબર પડે છે? જેને ખબર પડે છે તે સંકલ્પ-વિકલ્પને જાણનારો, સંકલ્પ-વિકલ્પથી જુદો છે આ હાથ, નાક, આખ, મો, કાન, વગેરે કાંઈ જાણતા નથી જે જાણે છે તે આત્મા દેહાદિકથી ભિન્ન છે, એમ જ્ઞાની પુરુષના બોધથી જાણી, તે જ્ઞાની પુરુષ ઉપર શ્રદ્ધા કરવા યોગ્ય છે કે આ મને ખોટુ ન બતાવે, તે કહે છે તે જ મારે માનવું છે મને અત્યારે આત્માનું ભાન નથી, પણ જ્ઞાનીપુરુષે જેવો આત્મા જાણ્યો છે, જોયો છે, અનુભવ્યો તે તેવુ જ મારુ સ્વરૂપ છે, તે જ મારે માનવુ છે વ્યાધિ, પીડા, સુખ-દુખ, સંકલ્પ-વિકલ્પ જે થાય તે મારે માનવા નથી જે જ્ઞાની પુરુષે જાણ્યું છે તે મને માન્ય છે ચિંતા, ફિકર, સુખ, દુખ આવે છે તેથી બમણા આવો, પણ મારે તે માનવા નથી અને જે સ્મરણ કરવા કહ્યુ છે તે જ એક ટેક રાખીને મારે હૃદયમા સાચવી રાખવું છે આ માન્યતા કરવી તે પોતાના હાથની વાત છે ભલે નરક કે તિર્યંન્ચ ગતિ થવાની હો તો થાઓ, પણ મારે તો આ ભવમા આ જ આટલી ટેક રાખવી છે અને તેનું શુ ફળ થાય છે તે જોવું છે આવી દૃઢતાથી જો સ્મરણમા ચિત્ત રાખે તો સંકલ્પ-વિકલ્પ ગમે તેટલા ભલેને આવે તે બધા જવા માટે આવે છે અને નરક તિર્યંન્ચ ગતિ તો સામી જ નહિ આવે આપણે કહીએ કે અત્યારે તાવ આવો, ચૂક આવો, પણ તે આવી શકે જ નહિ જે બાધ્યું છે તે જ ઉદયમા આવે છે અને તે પણ રહો રહો કહીએ તોપણ રહે તેમ નથી તેની મુદત પૂરી થયે દૂર થઈ જનાર છે તો પછી ફિકર શાની? પરવસ્તુમા માથા મારવાની માથાકૂટ છોડીને જે થાય તે જોયા કરવું મારુ-તારુ, સગુવહાલું, શત્રુ-મિત્ર, સ્ત્રી-પુત્ર કંઈ જોવા યોગ્ય નથી એક આત્મા જોવો ઉપયોગ એ આત્મા છે ગમે ત્યા ભાવ, પરિણામ ફરતા હોય તેને ઉપયોગમા લાવવા હરતા ફરતા, બેસતા ઊઠતા આત્મા જોવો બેઠો હોય તે બીજુ જુએ આવો અભ્યાસ પાડી દેવા યોગ્ય છે પછી તેને કંઈ ફિકર નથી જે જે આવે તે બધુ છૂટવા જ આવે વ્યાધિ, પીડા ગમે તે આવે ત્યા તે ઊલટુ એમ માને કે સારુ થયું કે આ દુખ સંકલ્પ-વિકલ્પ આવ્યા કે મારે સ્મરણમા જતું રહેવાનું નિમિત્ત બન્યું નહીં તો પ્રમાદ થાત

આટલી ઉમર થઈ ત્યાસુધી માબાપ, સ્ત્રીપુત્ર, ધન, મકાન, આહાર આદિ અનેક પ્રકારના પ્રસંગો, સંજોગ આવ્યા તે બધા દીઠા, પણ કોઈ સ્થિર રહ્યા નથી તેમ આ ભવમા જે જે પુદ્ગલની રચના જોવાની હશે તેટલી બધી દેખાશે-સુખરૂપે કે દુખરૂપે, પણ તે કોઈ કાયમ રહેનાર નથી, બધી ચાલી જવાની છે મોટા મોટા રામ-રાવણ, કૌરવ-પાંડવ, યાદવ એમાના કોઈ અત્યારે નથી, સર્વ ચાલ્યા ગયા તો આ ભવમા જે સુખદુખ આવે છે તે ક્યા રહેનાર છે? બે દહાડાના મેમાન જેવું છે તેમા શું ચિત્ત દેવું? અમૂલ્ય વસ્તુ તો આત્મા છે તે

જ્ઞાનીએ જાણ્યો છે, એ નિઃશંક વાત છે. અને તેવો જ આપણો આત્મા છે. અત્યારે તેનું ભાન નથી, તોપણ તે માન્ય કરવું અત્યારે બની શકે તેમ છે. આટલી પકડ મરણ-વેદના વખતે પણ રહે તેવો અભ્યાસ થઈ જાય તો સમાધિ-મરણ આવે, જન્મ-મરણનાં દુઃખ ટળે અને કામ થઈ જાય. કરોડો રૂપિયા કમાવા કરતાં વધારે કીમતી આ કામ કરવા યોગ્ય છે. સ્મૃતિમાં રાખી લઈ મંડી પડવા યોગ્ય છેજી. 'ફિકરકા ફાકા ભર્યા, તાકા નામ ફકીર' એની પેઠે નિશ્ચિંત થઈ જવાય એવું છે. સત્પુરુષાર્થ કર્તવ્ય છેજી.

* * *

૧૭ શ્રી આબુ, તા. ૨૬-૩-૧૯૩૫

એકાન્ત નિવૃત્તિનો યોગ ઘણો હિતકારી છે. મોટા મુનિવરો એકાન્ત નિવાસ સેવે છે. આસ્રવમાં સંવર થાય એવી કોઈક રમત જ્ઞાની પુરુષ પાસે છે. જે જે જુએ, જે જે કાંઈ કરે ત્યાં પ્રથમ આત્મા છે. તેના વિના તરણાના બે કટકા પણ થઈ શકે તેમ નથી એમ પરમ કૃપાળુદેવે જણાવ્યું છે. આત્માને મૂકીને કાંઈ થતું નથી મારી નાખ આત્માને, કદી તે મરી શકશે? માત્ર ઓળખાણ નથી. જેમ ઝવેરીને હીરાની ઓળખાણ છે તો તેની કિમ્મત સમજાય છે. કઠિયારાના હાથમાં રત્નચિંતામણિ આવે તોપણ કાંકરો જાણી તે ફેંકી દે છે. રત્નચિંતામણિ તો આ મનુષ્યદેહ છે. આવો યોગ પુણ્યાઈનું ફળ છે. તે પણ જોઈએ છે. પુણ્યાઈ છે તો અત્યારે આ નિવૃત્તિના યોગે આત્માની વાત કાનમાં પડે છે અને પરિણમે છે. પરિણામ પરિણામમાં પણ ઘણા ભેદ છે. ભાવ અને પરિણામ વારંવાર કહીએ છીએ તે વિચારવા યોગ્ય છે.

'આત્મસિદ્ધિ' અમૂલ્ય છે; રિદ્ધિ-સિદ્ધિઓ, અનેક ચમત્કારોથી તે ભરેલી છે. પણ સમજાય કોને? અને સમજાય તેને રિદ્ધિ-સિદ્ધિનું કાંઈ કામ નથી. પણ એ અપૂર્વ વચનો છે, વિશ્વાસ કરવા યોગ્ય છે. ભલે મને ન સમજાય પણ પરમ કૃપાળુદેવને તો સમજાયું છેને? એટલો વિશ્વાસ તો અવશ્ય કર્તવ્ય છે. 'કર વિચાર તો પામ,' એમાં સર્વ ક્રિયા, જ્ઞાન આવી જાય છે. પણ તેનું માહાત્મ્ય લાગવું જોઈએ, વિચાર થવો જોઈએ

શું કહીએ? યોગ્યતાની ખામી છે. છતાં કહેવામાં તે પુરુષે કચાશ રાખી નથી.

"છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ;
નહિ ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ."

આત્માનું સુખ અનંતું છે :

"જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો.
તેહ સ્વરૂપને અન્યવાણી તે શું કહે?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો."

એ સુખનો આસ્વાદ આવવો જોઇએ. તેનું પ્રથમ સત્પુરુષના દ્વારા શ્રવણ થાય તોપણ મહા ભાગ્ય ગણવું જોઈએ આ વાત બીજે ક્યાં મળે? સત્સંગમાં આત્માની જ વાત થાય. કાંઈ પૈસાટકાની પેઠે આ બોધનો લાભ જણાતો નથી, દેખાતો નથી; પણ જ્ઞાની જાણી રહ્યા છે. પૈસા તો માટી છે, અહીં જ પડી રહેવાના છે પણ આત્માનો ધર્મ આત્માની સાથે જનાર

છે, માટે તેની ઘણી કાળજી રાખી સાભળ્યા કરવું સાભળતા સાભળતા આત્મસ્વરૂપનું ભાન થશે કાઈ ગભરાવા જેવુ નથી કાઈ ગમતુ નથી, ચાલો ઊઠી જઈએ, જતા રહીએ એમ કરવા યોગ્ય નથી ગમે તેટલા કષ્ટ પડે તોપણ તે વિષેની વાત સાભળવી ઘટે છે શાતા અશાતા તો કર્મ છે, તેનાથી કાઈ ગભરાવું નહિ એ આપણું છેજ નહિ સર્વ જવાનું છે આત્માનો કદી નાશ થવાનો નથી તેની ઓળખાણ કરી લેવાની છે સત્સગે તે થાય છે

***

૧૮ તા ૧૯ ૩ ૧૯૩૫

એક સમ્યક્ત્વની ભાવના કર્તવ્ય છે અનતકાળથી જીવ અનત દોષ કરતો આવ્યો છે પરતુ જો આ ભવમા સર્વ દોષ ટાળવાના હથિયારસમુ સમકિત પ્રાપ્ત થાય, તો આ કાળમા મોક્ષ પામવા સમાન છે જીવને પોતાની કલ્પના કોઇ ને કોઇ રૂપમા આડી આવે છે તે ટાળવી એક પરમકૃપાળુદેવ શ્રીમદ્ રાજચદ્ર પ્રભુને ગુરુ માનો તે મહા અવલબનરૂપ છે, સફરી જહાજ છે અમે તેને ભજીએ છીએ અને એ નિર્ભય રસ્તો શોધી તેનુ અવલબન લઈ નિ શક સત્ય માનવા જણાવીએ છીએ એ એક જ દૃષ્ટિ કર્તવ્ય છે તેમા પોતાની કલ્પના ઉમેરી કોઈ અમને કોઇ પોપટલાલભાઈને કે ગમે તે બીજા ઉપાસકને ઉપાસ્યરૂપે માનશે તો તેના સ્વચ્છદથી માનવાનું ફળ તેવું આવવાયોગ્ય છે કોઈ વાત કરનારને વળગી ન પડવું તે જેમ જણાવે, આજ્ઞા કરે તે પ્રમાણે જો આપણા ભાવ થશે તો 'વાળ્યો વળે જેમ હેમ' એવી દશા આવતા જીવને યોગ્યતા વધશે નૂરભાઈ પીરભાઈ કરીને જેમણે પોતાની મતિકલ્પના ઊભી રાખી છે તે હજી સ્વચ્છદ વેદે છે એક પરમકૃપાળુદેવની ભક્તિ પરમપ્રેમે કર્તવ્ય છે તેમા સર્વ જ્ઞાનીઓ આવી જાય છે, સર્વ જ્ઞાનીઓના ઉપાસક મહાપુરુષો પણ આવી જાય છે, પોતે પણ પડી રહેતો નથી

આપે અનેકવાર સાભળ્યું હશે તોપણ વિશેષ વિચારવા જેવું છે તે લક્ષમા રાખી સત્પુરુષની દૃષ્ટિએ ભાવના ભક્તિ કર્તવ્ય છે વિશેષ શુ ? 'आणाओ धम्मो, आणाओ तवो'—'આજ્ઞાનું આરાધન એજ ધર્મ અને આજ્ઞાનું આરાધન એજ તપ' હે ! ભગવાન, હવે ભૂલ રહે નહિ ! અને અલ્પ સાધન બને તો અલ્પ, પણ યથાર્થ થાય એ જ ભાવ નિરતર રાખવા યોગ્ય છે પાતે પોતાનું કરી લેવા યોગ્ય છે પોતાના દોષ જોઈ, તેનો પશ્ચાત્તાપ કરી તે દૂર કરી સદ્ગુરુશરણે જે થાય તે જોયા કરવા યોગ્ય છે

'હું-મારુ' હૃદયેથી ટાળ, પરમારથમા પિંડ જ ગાળ '

***

૧૯ શ્રીઆબુ, ચૈત્ર વદ ૪, સ ૧૯૯૧

જેના મહાભાગ્ય હશે અને સારુ થવાનું સર્જિત હશે તેને સત્ પુરુષના દર્શન, સમાગમનો લાભ પ્રાપ્ત થશે અને અપૂર્વ માહાત્મ્ય સમજાશે

વીસ દોહરા, ક્ષમાપનાનો પાઠ, આત્મસિદ્ધિ અને છ પદનો પત્ર એ અમૂલ્ય વાતો

હૃદયમાં કોતરી રાખી ઊંડી સમજણ કરવા યોગ્ય છે. તેમાં સર્વ શાસ્ત્રોનો સાર આવી જાય છે. સમયે સમયે જીવ મરી રહ્યો છે. તો જેટલો કાળ તે વચનો સાંભળવામાં જાય, તેના વિચારમાં જાય તે જીવનું મરણ સુધારનાર સમાધિમરણનું કારણ છે.

મન વશ કેમ થાય? ભેદ–વિજ્ઞાન એ જ મન વશ કરવાનો ઉપાય છે. તેને માટે સત્સંગ અને સદ્બોધની આવશ્યકતા છે, ઘણા બોધની જરૂર છે. તે હોય તો જીવ જાગૃત થાય. તો પછી એને કાંઈ કહેવું જ ન પડે. સદ્ બોધની બલિહારી છે. એ જ ઇચ્છવાયોગ્ય છે અને ખાસ કાળજી રાખી અંતરમાં ઉતારવા યોગ્ય છે, પરિણામ પામે તેમ કર્તવ્ય છે.

***

૨૦ શ્રબરી બંગલો, માઉન્ટ આબુ

તા. ૨–૪–૧૯૩૫

સમય માત્રનો પ્રમાદ કરવા યોગ્ય નથી. તેમાં ઘણો અર્થ સમાયો છે. એવો કયો સમય સમજવો? સમય શાને કહેવો? બહુ ઊંડા ઉતરીને વિચારવા યોગ્ય છે. કાળ તો સદાય છે. પણ એવો સમય આવે કે જેથી સમકિત થાય, કેવળજ્ઞાન થાય તેવો સમય કયો? પ્રમાદે જીવનું ભૂડું કર્યું છે જ્યાંસુધી નીરોગી શરીર હોય, ઈન્દ્રિયોની હાનિ થઈ નથી, વૃદ્ધાવસ્થા આવી નથી અને મરણાંતિક યાતના આવી નથી ત્યાંસુધી ધર્મ કરી લેવા યોગ્ય છે.

ધર્મ શું? ઉપયોગ એ ધર્મ છે. ઉપયોગ એ આત્મા છે. જીવે ઘણીવાર આ સાંભળ્યું છે, પણ સામાન્ય કરી નાખ્યું છે. આ તો હું જાણું છું, ઓહો! આતો હું જાણતો હતો–આમ જીવે અમૂલ્ય રત્નચિન્તામણિ જેવી ચીજને કાંકરા તુલ્ય ગણી કાઢી છે.

" હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરું!
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા.
તો સર્વ આત્મિકજ્ઞાનનાં સિદ્ધાન્તતત્ત્વ અનુભવ્યાં. "

આ 'અમૂલ્ય તત્ત્વવિચાર' નામ રાખી પરમકૃપાળુદેવે જણાવ્યું છે તોપણ જીવ મોહનિદ્રામાં ઘોર્યા કરે છે. અનંતકાળે આ વાત હાથ આવી છે અને જો જાગૃત થઈ તેનો લાભ નહિ લેવાય તો અનંતકાળે પણ હાથ લાગવી દુર્લભ એવી પરમપુરુષની વાણી સત્સંગમાં સાંભળવાની મળે છે. તેનું અત્યંત માહાત્મ્ય રાખી બને તેટલો વિચાર કરી, વારંવાર તે ભાવનામાં રહેવા યોગ્ય છે. ધાડ પડે એવો દુકાળ હોય કે બહારવટિયાનો ભય હોય ત્યારે લોકો જેમ જાગૃત રહે છે, ચેતતા રહે છે કે રખેને આખો જન્મારો મહેનત કરીને મેળવેલું ઘડીકમાં લુંટાઈ જાય, તેમ મરણરૂપી ધાડ અવશ્ય આવવાની છે અને મનુષ્યભવની સામગ્રી લુંટાઈ જવાની છે. પરંતુ જે પહેલેથી ચેતી લેશે, ધર્મ કરી લેશે, આત્માનું ઓળખાણ કરી લેશે, ઉપયોગપૂર્વક વર્તતા રહેશે તે બચી જશે, તે અમર થશે. શાશ્વતપદ પામશે. આ કાળમાં, સમકિત પામી શકાય તેમ છે તે અવસર જો જીવ ચૂકયો તો ફરી આવો અવસર આવવો દુર્લભ છે. 'છ પદ'ના પત્રનો વારંવાર દરરોજ વિચાર કર્તવ્ય છે.

***

૨૧ તીર્થક્ષેત્ર આબુ, તા ૨-૬-૧૯૩૫

ॐ

તત્ સત્

"બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તો યે અરે! ભવચક્રનો આંટો નહીં એકે ટળ્યો,
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કાં અહો રાચી રહો?"—શ્રીમદ્ રાજચંદ્ર

જન્મ જરા મરણના દુઃખ મોટા છે રાજા કે રંક સર્વને માથે મરણ છે તે ટાળવા માટે સત્સંગની જરૂર છે સત્સંગના ઘણા ભેદ છે પણ જ્યા આત્માની જ વાત થતી હોય, કોઈ ભેદી પુરુષ હોય અને તે આત્મા વિષે જણાવે તે ત્યા સાભળતા પણ ઘણા ભવ ઓછા થઈ જાય છે આ બીજાને ન જણાય પણ જ્ઞાની જાણી રહ્યા છે

'આત્માનું બળ વધારે કે કર્મનું બળ વધારે હશે?'

બળ તો આત્માનું વધારે છે પણ તે સૂર્યની આડે વાદળો આવ્યા હોય તેથી સૂર્યમા ઘણી ગરમી હોવા છતા તે દેખાતો નથી, ઢકાઈ રહે છે અને ટાઢ વાય છે પણ તે વાદળા દૂર થઈ શકે છે તેમ અત્યારે જીવ કર્મથી ઘેરાયો છે અને બધી શક્તિ આવરણ પામેલી લાગે છે પણ તેનો મોક્ષ થઈ શકે છે

બહુ ઊંડી વાત જણાવીએ છીએ આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા કર્તા છે, આત્મા ભોક્તા છે, મોક્ષ છે અને તે મોક્ષના ઉપાય છે—એ છ પદનો બહુ વિચાર કરવા યોગ્ય છે 'આત્મસિદ્ધિ શાસ્ત્ર'મા એનો વિસ્તાર કરેલો છે તે બહુ વિચારવા યોગ્ય છે મોટા મહાભારત, પુરાણ કે જૈનના શાસ્ત્રો કરતા બહુ સુગમ અને સરળતાથી સર્વ શાસ્ત્રના સારરૂપ 'આત્મસિદ્ધિ'મા વાત કરેલી છે તે ગહન વાત વિચારવાન જીવને બહુ લક્ષમા લેવા યોગ્ય છે, નાના પુસ્તકના આકારે જણાય છે પણ તે ચમત્કારી વચનો છે તે વિષે અમે બહુ કહેતા નથી તે લબ્ધિવાક્યો છે, મંત્રસ્વરૂપ છે રિદ્ધિ-સિદ્ધિની કંઈ જરૂર નથી, પણ જન્મ-મરણના ફેરા ટાળે તેવા તે વચનો છે કોઈ સમજે ન સમજે તોપણ કાનમા તે વચનો પડવાથી પણ પુણ્ય બાધે છે તેમા જે આત્મા વિષે વાત જણાવી છે તે માન્ય કરવા યોગ્ય છે, શ્રદ્ધા કરવા યોગ્ય છે તેમા ગુરુગમની જરૂર છે તે આવે તો જેમ તિજોરીના તાળા ઉઘડે અને જે જોઈએ તે કાઢી લેવાય તેમ ગુરુગમથી આત્માનું ઓળખાણ થાય છે ગુરુગમ ન હોય તો વસ્તુ પ્રાપ્ત થતી નથી તિજોરી ઉપર હાથ ફેરવે પણ અંદરની વસ્તુ ન મળે, તેમ ગુરુગમરૂપી કૂંચી વિના સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી ॐ શાંતિ શાંતિ શાંતિ.

***

૨૨ તા ૨૦-૧૦-૧૯૩૫

ઘણીવાર મહેનત કરવા છતા જે વૈરાગ્ય અને ઉપશમની પ્રાપ્તિ થતી નથી તે વૈરાગ્યાદિની પ્રાપ્તિ સુલભ થાય એવો મહાવ્યાધિનો અવસર આવે છે ત્યારે દેહની અને આ સંસારની

૨૩ તા. ૩૧-૧૦-૧૯૩૫

માયા બધી ખોટી છે. આટલું મારે ધન છે, આ પુત્રપરિવાર છે, આ અધિકાર છે તેથી હવે મારે કંઈ કરવા જેવું નથી – મારે શી ખામી છે? આમ જીવ માને છે. અને અહંભાવ-મમત્વભાવસહિત દાન, દયા, તપ આદિ ધર્મ પાળે છે. પણ તે બધાં તો પાડાને ખેતરમાંથી હાંકી કાઢવા રાડાં લઈને મારે તેના જેવાં છે. પાડો કહે છે કે એવાં તો હું બહુ ચાવી ગયો છું; તેમ આ માયાનાં સાધનો અનંતકાળથી જીવ પામતો આવ્યો છે અને ક્રિયાકાંડમાં પ્રવર્તતો આવ્યો છે, તેનાથી જન્મ-મરણ ટળતાં નથી.

પણ કોઈ કાળે પ્રાપ્ત નથી કર્યું એવું તો સમકિત છે, આત્મશ્રદ્ધા છે. તે પ્રાપ્ત કરવાની ભાવના, તીવ્ર જિજ્ઞાસા વારંવાર કર્તવ્ય છે. આત્માનું ઓળખાણ થયે જ કલ્યાણ છે. અને ત્યારે જ મિથ્યાત્વનો નાશ થશે અને મોક્ષનો માર્ગ ખૂલ્લો થશે. સ્વચ્છંદ એ મોક્ષમાર્ગને રોકનાર, બંધ કરનાર કમાડ છે. તેને દૂર કરવાનું સાધન પણ આત્મજ્ઞાન અને આત્મભાવના છે.

આત્માર્થના લક્ષથી, આત્મભાવનાથી જેટલું પ્રવર્તન, ભાવ થશે તેટલું જીવન લેખાનું છે; બાકીનું બધું માયા-પ્રપંચમાં વહ્યું જાય છે. એમ વિચારી, વૈરાગ્ય-ઉપશમની વૃદ્ધિ થાય, મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ એ ચાર ભાવના સહિત વર્તાય તેમ પુરુષાર્થ કર્તવ્ય છે અને સત્ સંગની ભાવના વર્ધમાનપણે કરતા રહેવા યોગ્ય છે વીસ દોહરા, ક્ષમાપનાનો પાઠ, છ પદનો પત્ર, આત્મસિદ્ધિ, વગેરે ભક્તિ-સ્મરણમાં નિત્ય નિયમિતપણે અમુક કામ કાઢવા લક્ષ રાખશો.

***

૨૪ માગશર, સં. ૧૯૯૨, તા. ૧૪-૧૧-૧૯૩૫

આ દુષમકાળમાં આ મનુષ્યભવનાં આયુષ્ય બહુ અનિશ્ચિત છે. કાળના ભરોસા નથી. અને માયાનો પાર આવવાનો નથી. આમ ને આમ જીવ અધૂરાં મૂકીને પરભવથી આવ્યો છે. પણ પૂર્વે કાંઈક જાણ્યેઅજાણ્યે પુણ્ય બાંધેલું તેના ફળરૂપે આ મનુષ્યભવ, ઉત્તમ કુળ, નીરોગી કાયા, નિશ્ચિતપણે આજીવિકા ચાલે તેવાં સાધન, સત્પુરુષનો યોગ અને પરમકૃપાળુદેવ જેવા સાચા પુરુષનું શરણ, સમરણ આદિ જોગવાઈ મળી આવી છે. આટલી ઊંચી સ્થિતિએ જીવ આવ્યો છે, છતાં પ્રમાદ કરે તો સર્વ-સામગ્રી વહી જતાં વાર લાગે તેમ નથી. નાનું બાળક પણ પથારી કે પલંગથી પડી જવાશે એમ જાણી ડરે છે અને બચવાનો પ્રયત્ન કરે છે. પણ આ મૂઢ જીવ આ ઉચ્ચ દશાથી પડી અધોગતિમાં ક્યાંય ખૂંચી જશે તેનો ભય નથી તેમ ચેતતો નથી. મનુષ્યભવ આમ ને આમ વહી જશે તો પછી શી દશા થશે તેનું જીવને હજી ભાન નથી. ચારગતિમાં અને તેમાં પણ નરક-તિર્યંચમાં કેટલાં બધાં દુઃખ છે તે મૃગાપુત્રના ચારિત્રમાં પરમકૃપાળુદેવે 'ભાવનાબોધ'માં કેટલું બધું વિસ્તારથી લખ્યું છે? છતાં જીવને સત્પુરુષના વચનની સત્યતા છાતીમાં વાગતી નથી, ત્રાસ આવતો નથી. એ સર્વ મોહનીય કર્મનો છાક છે સત્સંગ-સમાગમે બોધ શ્રવણ કરવાની, સચોટ થપ્પડ વાગવાની જરૂર છે, તો જ જીવ જાગૃત થાય એમ છે.

ચક્રવર્તી જેવા છ ખંડનું રાજ્ય અને ૯૬૦૦૦ સ્ત્રીઓ તજી આત્મહિત કરવા ભિખારીની પેઠે અકિંચન થઈ ચાલી નીકળ્યા તેમનો કેટલો વૈરાગ્ય હશે? અને આ જીવ આમ નિર્માલ્ય ચીજોમા વૃત્તિઓ પરોવી રાખી સુખી થવા ઈચ્છે છે, તો આ સુખનો રસ્તો છે કે મહાપુરુષોએ આચરેલો રસ્તો મહા સુખકારી છે? તે વાતનો ઊંડા ઊતરી વિચાર કરવાયોગ્ય છે સત્સંગના અભાવમા અનાદિ મોહનું બળ જીવને કર્મ બંધાય તેવા કારણોમા ફસાવી દે છે અને તેમા જીવ આનંદ માને છે પણ તે પ્રત્યે ઝેર, ઝેર અને ઝેર દૃષ્ટિ રાખી સત્સંગની ભાવના રાખીને જીવવા યોગ્ય છે અને લાગ મળ્યે જરૂર સત્સંગ વિશેષ વિશેષ ઉત્સાહથી કરતા રહેવા યોગ્ય છે કહેનાર કહી છૂટે, પણ માનવુ ન માનવું તમારા હાથની વાત છે સત્સંગ, ભક્તિમા ભાવ વધે તેમ સત્સંગના વિયોગમા પણ મુમુક્ષુઓએ વર્તવા યોગ્ય છે

***

૨૫ માગશર, સં ૧૯૯૨, તા ૧૪-૧૧-૧૯૩૫

ઘણા મુમુક્ષુઓ દૂરદૂરથી આવી, પરમકૃપાળુદેવની ભક્તિમા રંગાઈ આત્મહિત સાધી જાય છે અને આપને આટલો સમાગમ થયો હોવા છતા એવું શું કારણ છે કે સત્સંગ-સમાગમ કરવામા આટલુ બધું વચ્ચે આડુ આવે છે? ધન, કુટુમ્બ, કાયા આદિને માટે કાંઈ કામ હોય તો તેની કાળજી જેમ રાખો છો અને તે કામ વહેલુ-મોડુ કરી લો છો તો આ આત્માનું હિત થાય તે કામ કરવા માટે સત્સંગની જરૂર નથી લાગતી? કે આ કામ ઓછું અગત્યનું છે? કે આત્માનું હિત થાય તેવું આ ભવમાં નથી કરવુ એવો નિશ્ચય કર્યો છે કે શું ધાર્યું છે? ધન, કાયા આદિ પદાર્થો તો કાલે સવારે રાખ થઈ ઊડી જશે કોઈ કોઈનું સગુ નથી સ્વ૰ માધવજી શેઠ માલમિલકતમાથી શુ સાથે લઈ ગયા? ધર્મ પ્રત્યે જેટલો પ્રેમ તેમને આખરે જાગ્યો હતો તે તેમની સાથે ગયો અને તેમને સારી ગતિમાં લઈ ગયો. સંસારની પ્રવૃત્તિમા તો જીવ અશુભભાવ કરી અધોગતિએ જવું પડે તેવા કારણો મેળવી રહ્યો છે તેમા જે કોઈ સત્પુરુષના વચનો સાભળી કાન ધરશે, જાગૃત થશે અને ધર્મ આરાધશે તે સુખી થશે જેને સત્પુરુષનો યોગ થયો છે, જેણે સત્પુરુષની સેવા કરી છે તેવાએ તો આ અસાર સંસારમા પામર પ્રાણીની પેઠે તેમાને તેમા તણાઈ જવા યોગ્ય નથી સો-બસો રૂપિયા મળવાના હોય તો જીવ ગાડીએ બેસીને મુંબઈ સુધી દોડ્યો જાય, પણ સત્સંગમા જે અલભ્ય લાભ મળે છે, જન્મ-જરા-મરણ છૂટી મોક્ષ થાય તેવા સમકિતનો લાભ થાય છે તેવા જોગનું જીવને માહાત્મ્ય જ હજી ભાસ્યુ નથી બોધની જીવને ખામી છે અને સત્સંગ સિવાય તેની પ્રાપ્તિ થતી નથી, તેથી વારંવાર સમાગમનો જોગ બને તેવો પુરુષાર્થ કર્તવ્ય છે આપના નિમિત્તે આપના માતુશ્રી, ભાઈ, વગેરે ઘણા જીવોને આત્મહિતનું કારણ થાય તે પ્રમાદને કારણે કે મોહને લઈને અટકી રહ્યુ છે તો જાગૃત થઈ આત્માની સંભાળ હવે લેવાનું કરશો

વિશેષ શું કહેવું? કાળનો ભરોસો નથી લીધો કે લેશે એમ થઈ રહ્યું છે ઓચિન્તો કાળ આવી પહોચશે અને સંસારના બધા કામ અધૂરા મૂકી એકલા ચાલી નીકળવું પડશે કાયામા રોગ-વ્યાધિ પ્રગટ થયે કોઈ લઈ શકશે નહિ, બધા તાકી રહેશે અને આ આત્મા

એકલાને જ દુઃખ ભોગવવું પડશે. તો કુટુમ્બ આદિનો પ્રતિબંધ ઓછો કરી સત્સંગ સમાગમમાં વિશેષ ચિત્તની વૃત્તિ વળે તેમ વિચારી પ્રવર્તવા યોગ્ય છે.

ગમે તેટલાં દુઃખ વેઠવાં પડે, ધનની હાનિ થતી હોય, અપમાન થતું હોય તોપણ સત્સંગ–સમાગમ કરતા રહેવા ભલામણ છે. તે ભૂલશો નહિ. હૃદયમાં ઊંડા ઊતરી વિચારશો અને આ જીવ બિચારો મનુષ્ય ભવ હારી ન જાય તે માટે તેની દયા ખાવા યોગ્ય છે. આવો અવસર બીજા કોઈ ભવમાં મળવો અત્યંત દુર્લભ છે. માટે ચેતી જજો.

***

૨૬ કાર્તિક સુદ ૭, સં. ૧૯૯૨

એક સદ્‌ગુરુનું શરણ દૃઢ ગ્રહણ કરી નિર્ભય થઈ જવા યોગ્ય છે. વ્યાધિ, પીડા, પરિષહ–ઉપસર્ગ ગમે તે આવી પડે તે ધીરજ, સમતા, સહનશીલતાથી ખમીખૂંદવાં. તે બધાં જવા માટે આવે છે. અનંત કાળથી કર્મો આવે છે અને જાય છે. કોઇ ટકી શકયાં નથી નરકનાં દુઃખ પણ જીવે અનંતવાર ભોગવ્યાં, પણ આત્માનો કોઇ પ્રદેશ ઘસાઈ ગયો નથી કે ઓછો થયો નથી. માટે કશાથી ગભરાવું નહિ આવ્યાં તેથી બમણાં આવો, એમ કહે વધારે આવવાનાં નથી અને જતાં રહો કહે જતાં રહેવાનાં નથી. ગયાં તે ફરી કદી આવવાનાં નથી. માટે એક અવલંબન સદ્‌ગુરુનું ગ્રહી તેને શરણે જે થાય તે જોયા કરવું, ગભરાવું નહીં. મંત્રનું સ્મરણ નિરંતર કર્યા કરવા યોગ્ય છે. જ્યાંસુધી ભાન રહે ત્યાંસુધી સ્મરણમાં ભાવ રાખવો. જ્ઞાનીપુરુષે જેવો આત્મા જાણ્યો છે, તેવો જ મારો આત્મા છે. આવરણને લઈને મને ખબર નથી પણ જેનું શરણ મેં ગ્રહણ કર્યું છે તેણે નિઃશંકપણે સત્ય આત્મા જાણ્યો છે, એ શ્રદ્ધા અચળપણે મરણ પર્યંત ટકાવી રાખવા યોગ્ય છે. આટલી દૃઢતા રહે તો આત્માનો કોઈ વાંકો વાળ કરનાર નથી.

"ધિંગ ધણી માથે કિયા રે, કુંણ ગંજે નર ખેટ ?"

***

૨૭ તા. ૨૯–૧–૧૯૩૬

સત્સંગ, સત્પુરુષાર્થની જીવને બહુ જરૂર છે. 'વાતોએ વડાં નહિ થાય', કરવું પડશે. એક મરણિયો સોને ભારે. ઊઠો, ઊભા થાઓ. મારે તેની તરવાર. તમારી વારે વાર. યોગ્યતા લાવો. પાત્ર વિના શામાં મુકાય ? યોગ્યતા હોય તો વાર નથી. આત્મા જ કરશે. કર્યા વિના છૂટકો નથી. જીવનો જ વાંક છે. વાત છે માન્યાની "એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રધ્ધે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે." સત્પુરુષાર્થ વિષે, વિનય વિષે, લઘુતા વિષે અમૃત સમાન–મરતાને જીવતા કરે તેવો–અત્યુત્તમ બોધ સાંભળી હૃદયમાં કોતરી રાખવા યોગ્ય છે. મીઠી વીરડીનું પાણી છે; પીશે તેની તરસ છીપશે. ભરી લેશે તેને કામમાં આવશે અને પ્રમાદમાં વહી જવા દેશે તે પસ્તાશે, તરસે મરશે. આ જીવ પ્રમાદમાં ગળકાં ખાધા કરે છે, ચેતતો નથી એ મોટી ભૂલ છે. 'ભરત, ચેત !'

" જ્ઞાન ગરીબી ગુરુવચન, નરમ વચન નિર્દોષ,
ઈનકુ કભી ન છાંડિયે શ્રદ્ધા શીલ સંતોષ. "

***

૨૮ તા ૮-૨-૧૯૩૬

જીવને જન્મ-મરણના દુખ જેવુ બીજુ કોઈ દુખ નથી અને તૃષ્ણા મૂર્છાને લઇને જન્મ-મરણ થયા કરે છે કોઈની તૃષ્ણા પૂરી થાય તેમ નથી ગમે તેટલી કમાણી કરી હોય તોપણ કઇ સાથે જવાનુ નથી સાડા ત્રણ હાથની જગામા દેહને બાળી નાખશે માથે મરણનો ભય છે છતા જીવ જાણે છે કે જાણે મારે મરવું જ નથી એમ ધારી આખો મીચી આરભ પરિગ્રહમા પ્રવર્ત્યા કરે છે અને રાતદિવસ કલ્પના, કલ્પના અને કલ્પનામા જ ઘૂચાઇ રહ્યો છે

" જહાં કલપના-જલપના, તહા માનુ દુખછાઈ,
મિટે કલપના-જલપના, તબ વસ્તુ તિન પાઈ. "

" ક્યા ઇચ્છત? ખોવત સબે! હૈ ઇચ્છા દુખમૂલ,
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ "

આમ પરમકૃપાળુ દેવે તો પોકારી પોકારીને કહ્યુ છે, પણ જીવે તે કાને ધર્યું નથી 'કથા સુણી સુણી ફૂટયા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન' 'તિલક કરતા ત્રેપન વહ્યા, જપમાળાના નાકા ગયા', એમ આ જીવે કઈ લક્ષમા લીધુ નથી ભણ્યો પણ ગણ્યો નહિ વાતોએ વડા ન થાય. વાતોના વડાથી પેટ ન ભરાય હવે તો કઈક જાગૃત થાય, ચેતે અને સત્પુરુષાર્થ કરે તો કલ્યાણ થાય 'આત્મા છે', એમ સાભળ્યુ છે, વાતો કરી પણ કઈ અનુભવ થયો? જે કરવા યોગ્ય છે તે આ જીવે કર્યું નથી આરભ-પરિગ્રહ, વિષય, વાસના, તૃષ્ણાનુ અલ્પત્વ કરવાથી સમાધિસુખ પ્રગટે માત્ર જીવને સમજણની જરૂર છે તેને માટે સત્સગ સમાધિબોધ અને શ્રદ્ધા સહિત સત્પુરુષાર્થ કર્તવ્ય છે સમભાવ કોઈ અપૂર્વ ચીજ છે! તેને તેડાવજો, હૃદયમા સ્થાન આપજો 'સર્વાત્મમા સમદષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો' સમભાવની ઓળખાણ, સમજ કરી લેવાની છે 'ભાન નહીં નિજરૂપનુ તે નિશ્ચય નહિ સાર'

અતરમુહૂર્તમા સમકિત, અતરમુહૂર્તમા કેવળજ્ઞાન થાય એમ કહ્યુ છે, તે જૂઠુ નથી માત્ર જીવના ભાવ જાગવા જોઇએ તે કોઈના હાથની વાત નથી. 'મારે તેની તરવાર' 'ચતુરની બે ઘડી ને મૂરખના જન્મારા'

***

૨૯ અમદાવાદ, માગશર સુદ, સ ૧૯૯૧

અમને બ્યાસી વરસ થયાં હવે આ છેલ્લી શિખામણ લક્ષમા લેશો તો હિત થશે અમારી પેઠે શેઠજીને પણ ઉમ્મર થઈ છે, તેમણે પકડ કરી છે તે તમારે સર્વેને કરવાની છે સપીને રહેશો તો સુખી થશો 'સપ ત્યા જપ' કષાયનો અભાવ તેટલો ધર્મ સમજવા યોગ્ય છે ભાઈઓમા તેમજ બાઈઓમા જેટલો એકબીજા તરફ સદ્ભાવ રહેશે, આજ્ઞાકિતપણુ રહેશે,

વડીલોની મર્યાદા રહેશે તેટલો સંપ રહેશે. અને ઐક્યતનું બળ વહેવાર–પરમાર્થમાં જરૂરનું છે. આપણને ન ગમતું હોય તો પણ વડીલનો વાંક આપણા દિલમાં ન વસે તેમ વર્તવું. તે કાંઈ કહી જાય તો તે મોટા છે, કઠણ વચન કહેનાર જગતમાં કોઈ મળે તેવું નથી, ભલે! બોલી ગયા. માટે માઠું લગાડવું નહિ. આમ ગંભીરતા રાખીને સહનશીલતા અને વિનય સાચવીને વર્તશો તો સુખી થશો

***

૩૦

અમારા આત્મામાં કોઈ જાતનો વિષમ ભાવ નથી. તમે અમારા સાક્ષાત્ આત્મા છો. 'સર્વાત્મમાં સમદૃષ્ટિ દો,' એ જ માર્ગ. પરમગુરુનાં પરમ હિતકારી વચનો સ્મૃતિમાં લાવી ચિત્તવૃત્તિ સત્પુરુષના વચનમાં બોધમાં રાખવાથી કોટિ કર્મનો ક્ષય થાય છે. ક્ષમા, ખમીખૂંદવું, સહનશીલતા, ધીરજ, શાંતિ, સમભાવ – આ પરમ ઔષધિ જ્ઞાનીઓએ બતાવી છે, તે વડે અનંત દુઃખથી ભરેલો આ સંસારસમુદ્ર તરી શકાય છે. શારીરિક વેદના વેદનાના ક્ષયકાળે નિવૃત્ત થશે અને અશાતા પછી શાતા જણાશે. તડકા પછી છાંયડો અને છાંયડા પછી તડકો, એમ ભરઢોળ ભરઢોળ ઘટમાળની પેઠે થઈ રહ્યું છે. તેમાં સમજુ પુરુષો હર્ષ–શોક કરતા નથી. ઊલટું અસાતા પ્રસંગને કસોટીનો વખત ગણી તેની સામે થાય છે. અને વિશેષ વીર્ય ફોરવી અસાતાના વખતને આત્મકલ્યાણનું ઉત્તમ નિમિત્ત બનાવે છે, સંસારની અસારતા જાણી, એકત્વ ભાવના ભાવી અસંગ એવા આત્માનો નિરંતર લક્ષ રાખે છે. અનેક મહા પુરુષોને, કષ્ટના પ્રસંગો આવી પડચા છે. શ્રી ગજસુકુમારને માથે સગડી કરી અંગારા પૂર્યા તે વખતની અસહ્ય વેદના સમભાવે શ્રી નેમિનાથ ભગવાનના વચનબળે સહન કરવાથી હજારો ભવ કરવાના હતા તે બધા પતાવી મોક્ષમાર્ગે પધાર્યા. તેમજ શ્રી અવંતિસુકુમાલ જેવા સુકોમલ શરીરવાળાને વનમાં શિયાળે ત્રણ દિવસ સુધી પગથી લઈને આંતરડાં સુધી માંસ તોડી ખાધું તે સહન કરવું પડ્યું છે. છતાં ધન્ય છે તેમની સમતાને કે સદ્ગુરુએ જણાવેલા આત્માને તે સમય માત્ર પણ વિસર્યા નથી. તેવી જ રીતે પાંડવોને તપાવેલા લોઢાનાં લાલચોળ આભૂષણો પહેરાવ્યાં છતાં મનમાં કાંઈપણ નહિ લાવતાં શરીર બળવા દીધું અને આત્મામાં દૃષ્ટિ રાખી કલ્યાણ કરી ગયા.

આવાં દૃષ્ટાન્તો યાદ રાખી ધીરજ ધરવી. આ જીવે નરક–નિગોદાદિ દુઃખોનો અનંતવાર અનુભવ કર્યો છે. કશું સહેવામાં બાકી રાખી નથી. હિમ્મત હારી જવા જેવું નથી. કાયર થયે પણ કર્મ કાંઈ છોડે તેમ નથી. તો શૂરપણું ગ્રહીને જ્ઞાનીનો સમતાભાવનો માર્ગ ગ્રહણ કરી દેહાદિથી પોતાનું ભિન્નપણું વિચારી, દ્રષ્ટા–સાક્ષીભાવે રહેવું કર્તવ્ય છે. બીજું બધું ભૂલી જવા જેવું છે જે જે સંકલ્પો વિકલ્પો આવી ખડા થાય તેને માન નહિ આપતાં, તેમાં ખોટી ન થતાં, તેમને દુશ્મન જાણી તેથી મન ફેરવી વાળી, સદ્ગુરુના શરણમાં, તેના બોધમાં, સમરણમાં લીન થવું ઘટે છે. કાળનો ભરોંસો નથી; લીધો કે લેશે થઈ રહ્યું છે. આ મનુષ્યનો ભવ ગમે તેવી દશામાં હો, પણ તે દુર્લભ છે; એમ જાણી સમય માત્રનો પણ પ્રમાદ કર્તવ્ય નથી. એ ભગ-

વાનના વચનો વારવાર વિચારી શુદ્ધ આત્મસ્વરૂપની ભાવનામા નિરતર રહેવા પુરુષાર્થ કર્તવ્ય છે હું કાઈ જાણુતો નથી, પણ સત્પુરુષે જે જાણ્યું છે, અનુભવ્યું છે અને આપણા પર પરમ કૃપા કરી ઉપદેશદ્વારા જણાવ્યું છે તે પરમ સત્ય છે, તે જ મારે માન્ય કરવા યોગ્ય છે બીજી કોઈપણ પ્રકારની અહભાવ મમત્વભાવની કલ્પના મારામા ન હો 'સત્ જે કઈ છે તે સત્ જ છે' તેમા મારી કલ્પના ઉમેરી મારે અસત્ કરવું નથી તે પરમ સત્ શ્રી સદ્ગુરુએ અનુભવેલુ મને માન્ય છે અને તે જ શ્રદ્ધા મને હો! અત્યારે મને સુખદુ ખરૂપે, શાતા-અશાતારૂપે, ચિત્રવિચિત્રરૂપે જે જણાય છે તે મારે માનવું નથી પણ પરમ આનદ સ્વરૂપ સર્વ દુ ખનો આત્યતિક નાશ કરનાર પરમાત્મસ્વરૂપ મારુ છે તેમા મારી સ્થિર અડોલ સ્થિતિ થાઓ એ ભાવનાની વૃદ્ધિ કરવી ઘટે છે

જ્યાસુધી આ મનુષ્યભવ છે ત્યાસુધી સદ્ગુરુની આજ્ઞાએ વર્તવાનો નિશ્ચય અને પુરુષાર્થ ચાલુ રાખી કાળ નિર્ગમન કરવા યોગ્ય છે સત્પુરુષનો યોગ અને સદ્બોધની પ્રાપ્તિ સફળ થઈ ત્યારે ગણાય કે જ્યારે આપણે સિંહના સતાનની પેઠે દુ ખના પ્રસગોમા પણ કાયર નહિ થતા સિહ જેવું શૂરવીરપણુ ધારણ કરીએ અને તેને પગલે પગલે ચાલી તેની દશાને પામવા ભાગ્યશાલી થઈએ 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?' એનુ વારવાર બને તેટલા વિચાર-પૂર્વક સ્મરણ ભાવના કરી તે દશામા રમણતા થાય તેવો પુરુષાર્થ કર્તવ્ય છે પરિણામની ધારા ઉપર જ બધમોક્ષનો આધાર છે, એ સદ્ગુરુનો બોધ વિચારી, વિભાવ પરિણતિ અટકાવી, પરમા એટલે રાગ દ્વેષ મોહ વિષયમા તન્મયપણુ થઈ જાય છે તે બળપૂર્વક વિચારી વિચારી દૂર કરી આત્મભાવનામા ભાવના રાખવાથી પરમ કલ્યાણ થાય છે 'વૃત્તિને રોકવી, સકલ્પ વિકલ્પ પરમા જતા રોકવા' એ સત્પુરુષની હિત શિખામણ કહેલ છે 'શ્રી સદ્ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથ માર્ગનો સદાય આશ્રય રહો!'

⁂

# વિચારણા

## ૧

ॐ

ઊઠો, ઊભા થાઓ,      આત્મભાવમાં.

આ શું છે?

સંસાર છે; ભ્રમ છે; નિવૃત્ત થાઓ. ચાલો સમભાવમાં.

જોયા કરો—સ્વપ્નવત્ છે.

તમે કોણ છો?

આત્મા છું, બ્રહ્મ છું.

શું રાજા છો?

હા.

આ રૈયત શું કરે છે?

સાંભળે છે.

તેની દેખરેખ કોણ રાખે છે?

વિવેક.

આ બીજું કોણ છે?

વિચાર. વિચાર પાસે ચાલો.

તમે કંઈ કહો છો?

હા, ઉપયોગમાં પહોંચો.

ઉપયોગમાં કંઈ જોવાનું છે?

હા.

ચાલો ત્યારે.

દેખો.

જ્ઞાન, દર્શન, ચારિત્ર, નમસ્કાર કરુ છુ, નમસ્કાર કરુ છુ
અસગ છુ, એક છુ શાતિ શાતિ શાતિ

***

૨

વા'લપ સર્વ ઉપર નહીં કરવી વિભાવ પરિણામથી થાકવું સર્વ ભ્રમ છે, સર્વ પ્રાણીને આધારભૂત પૃથ્વી છે, તેમ આત્માને કલ્યાણરૂપ શાન્તિ અતરઆત્માથી બાહ્ય આત્મા છોડુ છુ અને પરમાત્માનું સ્મરણ કરુ છુ બ્રહ્મચર્ય એ સર્વોત્કૃષ્ટ સાધન છે ઊંડો વિચાર કરવો ઘડી વાર જીવને વીલો મૂકવો નહીં, મન કહે એમ નહીં કરવું અમૂલ્ય આત્મા છે, નિર્મૂલ્ય નહીં કરવો સર્વ તુચ્છ છે, તું અમૂલ્ય છે સર્વ ભૂલી જવું સદા સમીપમા રહેવું સર્વનો શિષ્ય થવું ક્રોધાદિ કદી ન કરુ મોહાદિ, રાગાદિ ન કરુ મુક્તિ સિવાય ઈચ્છુ નહીં સાતમી તમતમ પ્રભા નરકની વેદના હે! ભગવાન, સમત કરુ, પણ જગતની મોહિની જોઈતી નથી ક્ષણે ક્ષણે વૃત્તિ બદલાતી જોઈતી નથી જે રૂપ દશ્ય છે તે જાણતું નથી, જાણે છે તે દશ્ય નથી, ત્યારે વહેવાર કોની સાથે કરવો? વહેવાર તો જાણે તેની સાથે ઘટે આત્મા અરૂપી ઈન્દ્રિયથી ગ્રાહ્ય નથી માટે મધ્યસ્થ—ઉદાસીન થાઉ છુ જીવને ભેદજ્ઞાનની જરૂર છે અતિ ખેદની વાત છે કે વિષયોના આકાર વડે સર્વ જ્ઞાનરૂપી ધનને હરી લેનાર અને દેહમા રહેલા ઈન્દ્રિયોરૂપી તસ્કરોએ લોકનો નાશ કર્યો છે

***

૩

સહજાત્મસ્વરૂપ પરમગુરુ

અમે જાણીએ છીએ
અમને ખબર છે
હવે શુ છે?
સ્વાર્થબુદ્ધિ કરો છો
સ્વપરહિત કર્તવ્ય છે
જૂનું મૂક્યા વિના ચાલે તેમ નથી મૂકવું પડશે
ભૂલી જાઓ
અસગ અપ્રતિબધ સમભાવ સમતા ક્ષમા ધીરજ સદ્‌વિચાર વિવેક સમાધિમરણ
શાતિ શાતિ શાતિ

***

૪

ૐ

તત્ સત્

આત્મા છે—દ્રષ્ટા, સાક્ષી છે.

બંધાયેલો છૂટે છે—સમભાવે જોયાથી.

કર સમતા.

સંચિત, પ્રારબ્ધ કર્મ ઉદયાધીન ભોગવી મુક્ત થાય છે.

તે વિચાર.

બંધાયું કર્મ છૂટે ત્યાં રાજી થવું—આર્તધ્યાન, રૌદ્રધ્યાન કર્તવ્ય નથી.

બ્રહ્મ માત્ર બાહ્યથી (એટલે પુદ્ગલથી) જુદું છેજી. શાંતિઃ શાંતિઃ

***

૫

નથી તે છે. છે તે નથી.

બધુંય છે.

બીજું.

વિચાર. સમજો.

***

૬

પોતાની દૃષ્ટિએ જીવ કલ્પી કલ્પીને પરિભ્રમણ કરે છે.

જ્ઞાનીની દૃષ્ટિએ જીવે વિચાર્યું નથી.

જ્ઞાનીને ઘેર ઈજારો છે.

બાહ્ય દૃષ્ટિએ આત્મા ઠામ ઠામ બંધાય છે.

કણિયા વેરી નાખ્યા છે.

બગડ્યું સુધારવું.

સુધરેલું બગાડવું નહીં.

***

૭

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ
ફાગણ વદ ૧૨, ૧૯૮૩

સત્પુરુષનો માર્ગ, સન્મુખદૃષ્ટિ, જ્ઞાનીનો બોધ જેને પ્રાપ્ત થયાં છે તેને પૂર્વના પ્રારબ્ધના ઉદયે શાતા-અશાતા આવે છે તે વખતે તે જ્ઞાનીની કસોટી છેજી

| સ્વભાવથી | વિભાવથી |
| --- | --- |
| શુદ્ધ ચેતના છે | અશુદ્ધ ચેતના છે |
| સામાન્યે કરીને શુદ્ધ ચેતના છે | તે ભ્રમ છે– |
| વિશેષે કરીને જ્ઞાન દર્શન ચારિત્ર મય શુદ્ધ ચેતના છે | તેને લઈને અજ્ઞાન કહેવાય છે તેથી મિથ્યા મોહ પરિણમી તે ભાવ સ્ફુરી, રાગદ્વેષ જીવમા આવી જાય છે તેથી વિષય-કષાયની સહાયતા લઈ જીવ શુભાશુભ કર્મબધ બાધે છે અને ભોગવતા અભિન્નતા માને છે તે પૂર્વકર્મના ઉદયને લઈને છેજી |

તેથી સત્પુરુષથી યથાતથ્ય નિશ્ચય કરી શુદ્ધાત્મા ભિન્ન છે તે માનવું, વારવાર વિચારવુ યોગ્ય છેજી

***

૮

[પ્રભુશ્રી મૌન રહેતા ત્યારે સ્લેટમા પ્રશ્નાદિ લખતા અને ચર્ચા થતી તેની નોંધ]

(૧) કાર્તિક સુદ ૯, બુધ, સ ૧૯૮૮
તા ૧૮-૧૧-૧૯૩૧

પ્રભુશ્રી—ઉજાગર શુ છે ?

મુમુક્ષુ—સપૂર્ણ આત્મોપયોગની જાગૃતિ

પ્રભુશ્રી—જાગૃતિ ક્યારે કહેવાય ?

મુમુક્ષુ—વીતરાગતા વર્તે ત્યારે

પ્રભુશ્રી—વીતરાગતા કોને કહેવાય ?

મુમુક્ષુ—સ્વરૂપનો અનુભવ સાચો શુદ્ધ હોય ત્યારે વીતરાગતા હોય

પ્રભુશ્રી—અનુભવ તે ગુરુમુખથી સાભળીને વેદાય તે કેમ ?

મુમુક્ષુ—ગુરુમુખથી શ્રવણ અનુભવ થાય તે સાચો

પ્રભુશ્રી—આ જીવે ગુરુમુખથી જાણ્યુ છે ?

મુમુક્ષુ—જેણે જાણ્યુ છે તેણે જાણ્યુ છે, તે જ્ઞાની છે

પ્રભુશ્રી—આ જીવે ગુરુમુખથી જાણ્યુ છે, માન્યુ છે, પરિણમ્યુ છે, અનુભવ્યુ છે, પછી કાઈ છે કે કેમ ?

મુમુક્ષુ—બારમા ગુણસ્થાનક સુધી સાધન અને સદ્ગુરુનુ અવલબન કહ્યુ છે

પ્રભુશ્રી—શ્રી મહાવીરે પણ સાડા બાર વર્ષ કર્મક્ષય કરવા પુરુષાર્થ કર્યો છે

મુમુક્ષુ—અનુભવ પછી પણ પુરુષાર્થ જોઈએ.

પ્રભુશ્રી—શ્વાસોચ્છ્વાસમાં કર્મક્ષય તે કેવા ભાવથી ?

મુમુક્ષુ—જ્ઞાની શ્વાસોચ્છ્વાસમાં જ્ઞાનમય ભાવોથી અનંત કર્મનો ક્ષય કરે છે.

પ્રભુશ્રી—જ્ઞાનીનો ઉપયોગ કાંઈ ઓર જ છે ! તેથી શ્વાસોચ્છ્વાસમાં અનંત કર્મ ક્ષય થાય છે. મિથ્યાત્વીનો ઉપયોગ તેથી બીજા પ્રકારનો છે.

*

(૨) કાર્તિક સુદ ૧૦, ગુરુ, ૧૯૮૮
તા. ૧૯-૧૧-'૩૧

કર્તવ્ય છે ચેતવા જેવું છે પણ તે બધાનું કારણ એક સત્પુરુષ પ્રત્યે દૃઢ શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ, આસ્થા છે. સાંભળવાનું કારણ શું ?

મુમુક્ષુ—યથાર્થ બોધ વગર શુદ્ધિ નથી.

પ્રભુશ્રી—મનુષ્યભવ દુર્લભ છે તે કેમ કહેવાતો હશે ? 'ઊઠી નાઠા બોદ્ધા.' 'સમકિત સાથે સગાઈ કીધી સપરિવારશું ગાઢી.'

*

(૩) કાર્તિક સુદ ૧૨, રવિ, ૧૯૮૮
તા. ૨૨-૧૧-'૩૧

પ્રભુશ્રી—અનંતાનુબંધીના સ્વરૂપનું ભાન નથી.

મુમુક્ષુ—અનંતાનુબંધીના સ્વરૂપનું ભાન ક્યારે થાય ?

પ્રભુશ્રી—સત્સંગે સદ્‌ગુરુનો બોધ સરળતાથી સાંભળી રુચિથી ભ[illegible]તો સમજાય. પણ મોહનીનું પ્રબલપણું છે. સૂક્ષ્મ માન મહીથી ભૂંડું કરે છે: બુદ્ધિથી હું સમજું છું એમ પોતાને માને; તેથી સદ્‌ગુરુનો બોધ વિરુદ્ધ ભાસે અને કષાય-પોષ થાય.

મુમુક્ષુ—[illegible]દોષ નાશ થવાનો શો ઉપાય ?

પ્રભુશ્રી—સ[illegible]દ્‌ગુરુનો બોધ.

મુમુક્ષુ—ગ્રંથિ[illegible]ા ક્યારે છેદાય ?

પ્રભુશ્રી—ક્યારે [illegible] છેદી કહેવાય ? તે તો પોતાના આત્માને જાણે ત્યારે બધો ય ઝઘડો છૂટે છે

મુમુક્ષુ—સત્પુરુષના[illegible] બોધે અનંતાનુબંધી અને દર્શનમોહનીય જાય; પણ યોગ્યતાની ન્યૂનતાના કા[illegible]રણે બોધ પરિણમતો નથી.

પ્રભુશ્રી—વરસાદ પડે, [illegible] પણ ઢાંકી માટી પલળે નહીં

મુમુક્ષુ—વરસાદનું પાણી ટાંકામાં ભરી રખાય છે પાણી પડે છે, પણ ટાંકું ભરાતું નથી—ઢાંકણું છે[illegible] તેથી.

પ્રભુશ્રી—ઢાંકણું શું ? ઘાતી ડુંગર

મુમુક્ષુ—ઘાતી ડુંગર શું ?

પ્રભુશ્રી—ઘાતી કર્મ

મુમુક્ષુ—સમ્યક્ત્વ પરિણમે કેમ ?

પ્રભુશ્રી—સદ્ગુરુના બોધે

મુમુક્ષુ—વરસાદમા માટી પલળે, તેમ જીવ બોધ પરિણમ્યે પલળે ?

પ્રભુશ્રી—પરિણમે ત્યારે પલળે બાહ્યની દોડ છે

" પ્રીતિ અનતી પરથકી જે તોડે તે જોડે એહ ! '

પ્રમાદ શુ ? મદ, વિષયાદિ પ્રમાદના ભેદ છે એક એવી કૂંચી છે કે જેથી બધા પ્રમાદ જાય છે, તે ગુરુગમ છેજી 'ઊઠી નાઠા બોદ્ધા '

★

(૪) કાર્તિક સુદ ૧૩, સોમ, ૧૯૮૮
તા ૨૩-૧૧-૧૯૩૧

પ્રભુશ્રી—ઉલ્લાસ પરિણામ શુ ?

મુમુક્ષુ—રત્નત્રય જે કલ્યાણનું અપૂર્વ કારણ છે તે પર પ્રમોદ, રુચિ તે પ્રસન્નચંદ્ર મુનિના પરિણામ ફર્યા તેનું કારણ કૃપાદૃષ્ટિ કે સન્મુખદૃષ્ટિ ?

પ્રભુશ્રી—સન્મુખદૃષ્ટિ છે. આત્મ ઓળખાણે સન્મુખદૃષ્ટિ કહેવાય કે કેમ ?

સમપરિણામ શાથી થાય ? ઓળખાણે વિષમદૃષ્ટિ છે ત્યા સમપરિણામ નથી, કલ્યાણ પણ નથી. સહજસ્વરૂપે જીવની સ્થિતિ થવી તેને જ્ઞાની મોક્ષ કહે છે.

★

(૫) કાર્તિક વદ ૨, શુક્ર, ૧૯૮૮
તા ૨૭-૧૧-૩૧

'ચિત્તની નિરકુશતા' શુ હશે તેનો વિચાર કર્તવ્ય છે તેનો ઊહાપોહ થતો નથી કાયરપણાની વાત ન કરવી

' પૂજ્યા નર પંડિત '

મૂંઝવણ, ગભરામણ, અશાતા ગમતી નથી એનું ઓસડ શુ ?

પુરુષાર્થ છે

જેનો કાળ ખોજવામા, પૂછવામા જાય છે તેનો કાળ યથાર્થ જાય છે ગઈ ક્ષણ પાછી આવતી નથી સમય સમય મરી રહ્યો છેજી

યથાર્થ બોધમા એક દૃષ્ટિ-વૃત્તિ શા ઉપર કરવી ?

સમ્યગ્ ભાવો ભાવી, સમ્યક્સ્થિતિ ઉપર

★

(૬) કાર્તિક વદ ૩, ૧૯૮૮
તા. ૨૮-૧૧-૧૯૩૧

પ્રદેશવત્ત્વ

અગુરુલઘુત્વ

પ્રમેયત્વ

દ્રવ્યત્વ

વસ્તુત્વ

અસ્તિત્વ

—આ વિષે તમારાથી સમજાય તેટલું કહો. આનો વિચાર ક્યારે ક્યારે કર્યો છે? તેનું સમાધાન એકમાં આવી જાય તે શું છે?

આખા જગતનું સ્વરૂપ આમાં સમજે જ્ઞાની. જ્ઞાની તેને જાણવોજી 'एगं जाणइ से सव्वं जाणइ.' તેનો વિચાર કર્યો છે? ગુરુગમે જીવ જાગૃત થાય છે. અનુભવમાં સર્વ આવી જાય છે.

★

(૭) તા ૨૯-૧૧-૧૯૩૧

વૃત્તિ ઉદયમાં આવે તેને સદ્‌ગુરુના બોધની સ્મૃતિથી રોકવી. તે વિચારે પુરુષાર્થ કર્તવ્ય છે. અભ્યાસ કર્તવ્ય છે. ચાટવો હલાવ્યાથી ઉભરાઈ જાય નહીં. કષાય ક્યા વખતે નથી? ત્યાં શું કરવું? ઉપશમદશા. તે કેને કહીએ? બાહ્યવૃત્તિ ફર્યે. દૃષ્ટિ ફર્યે તે ફરે છે. તે કેવા પરિણામથી? પર્યાયદૃષ્ટિથી બધું દુઃખ છે; ફર્યે છૂટકો—ભાવ, વિચાર.

★

(૮) તા. ૩-૧૨-૧૯૩૧

સદ્‌ગુરુએ યથાતથ્ય સ્વ-રૂપ જાણ્યું છે.

આત્મા છે, તે જાણે, તે સાંભળે.

શ્રદ્ધાથી માન્ય થયું તો પછી તેને કંઈ બાકી રહ્યું કે કેમ?

ઉદયકર્મનો વિપાક વિચિત્ર હોય પણ જો શ્રદ્ધા ફરે નહિ તો આત્માનું કલ્યાણ થઈ ચૂક્યું સમજવું. રૂનો ઢગલો બળી જશે—જરૂર.

★

(૯) તા. ૫-૧૨-૧૯૩૧

સત્પુરુષે કહ્યું હોય તે સત્ય છેજી.

હું તો કહું જ નહિ. જ્ઞાનીએ કહ્યું તેજ કહું. જ્ઞાની કોને કહીએ?

'આત્મસિદ્ધિ'માની ગાથા છે તે—

" આત્મજ્ઞાન, સમદર્શિતા, વિચરે ઉદય-પ્રયોગ,
અપૂર્વ વાણી, પરમશ્રુત, સદ્ગુરુલક્ષણ યોગ્ય "

ભક્તિનું સ્વરૂપ કહો જ્ઞાનીને ખબર છે ભક્તિના અનેક ભેદ છે

" શ્રવણ, કિર્તન, ચિંતવન, વંદન, સેવન, ધ્યાન,
લઘુતા, સમતા, એકતા, નવધા ભક્તિ પ્રમાણ "

*

(૧૦) તા ૬-૧૨-૧૯૩૧

જીવની દશા શાથી અવરાઈ છે? મોહથી

શાને લઈને મોહ છેજી?

મનને લઈને

મનને લઈને થયું, તે ફર્યું શાથી?

બોધથી બોધ શુ?

સત્પુરુષની વાણી

સત્પુરુષની વાણી ઘણીવાર સાભળી પણ મોહ કેમ જતો નથી?

પાત્રતાના અભાવે

કુપાત્ર પણ સુપાત્ર થાય

'જો ઇચ્છો પરમાર્થ તો કરો સત્ય પુરુષાર્થ' માટે એક પુરુષાર્થ જ કર્તવ્ય છેજી

નિખાલસ ભાવથી ગુરુગમથી સમજ્યે શલ્ય જાય છેજી

*

(૧૧) તા ૮-૧૨-૧૯૩૧

હું જાણુ તે બધું ખોટુ એવી સદ્ગુરુની દૃષ્ટિએ શ્રદ્ધા થઈ હોય તેવા તો વિરલા હોય પોતાની પકડ મૂકે તે જિજ્ઞાસુ

" હુ કોણ છુ ? ક્યાથી થયો ? શુ સ્વરૂપ છે મારુ ખરું ? "

સદ્ગુરુ કહે તે ખરૂ પણ આજે ગુરુ ઘણા થઈ પડયા છે

પગ મૂકતા પાપ છે દૃષ્ટિમા ઝેર છે ઝેર, ઝેર ને ઝેર છે, એમ વિચારી આજના દિવસમા પ્રવેશ કરજે તે શુ?

" ચેતન જો નિજભાનમાં, કર્તા આપસ્વભાવ,
વર્તે નહી નિજભાનમાં, કર્તા કર્મ-પ્રભાવ "

એ સમ થયું? યોગ્યતાની ખામી છે સત્સગ, સદ્બોધ, સત્પુરુષાર્થ જોઈએ ગુરુગમ વિના નથી સમજાતુ નહિ તો ખુલ્લું ઉઘાડુ છે 'ખાન્તની બૂકરી'

આ આત્મા, આ ય આત્મા. દૃષ્ટિ ક્યાં? માત્ર દૃષ્ટિની ભૂલ છે.

*

(૧૨) તા. ૯-૧૨-૧૯૩૧

જગત મિથ્યા છે, જગત સંસાર છે.

આત્મા સત્ય છે. તે જાણ્યો કોઈએ નથી. જે જાણ્યો એમ કહે તે મિથ્યા છે અને અહંકાર છે. માટે જે મેં જાણ્યું છે તે ખરું છે એમ નહિ, પણ જ્ઞાનીએ જાણ્યું તે સત્ય છે.

ખોટું ગ્રહણ થયું છે, તેથી આને બોધ જોઈએ છે.

*

(૧૩) તા. ૧૦-૧૨-૧૯૩૧

જેવા ભાવ તેવા પ્રભુ ફળે.

આપણે તપાસો આ જીવના રાગાદિ ગયા છે કે કેમ છે?

આમ છે તો જે જ્ઞાનીના ગયા છે તેનું માનવું.

બીજા બોલે છે તે સાચું લાગે; તો પણ ખોટું છે તે કેમ? મારામાં ક્રોધ નથી, માન મૂકીને કહું છું, એમ કહે છે તે સાચું કે કેમ?

ભોમિયો નથી.

***

૯ સુરત, ૧૨-૬-'૩૪

## વૃત્તિને રોકવી.

શ્રી જ્ઞાનીએ જડ અને ચૈતન્યની વ્યાખ્યા આમ કરી છે:

> "જડ ભાવે જડ પરિણમે, ચેતન ચેતનભાવ,
> કોઈ કોઈ પલટે નહીં છોડી આપ સ્વભાવ."

આમાં જડ-ચૈતન્યની ઓળખાણ કરાવી છે

જડ:—એ પુદ્ગલ છે. તેના પરમાણુ છે. તેના પર્યાય છે. તેને જ્ઞાની જાણે છે. જડ છે તે સુખ-દુઃખ જાણે નહિ. દ્રવ્ય, ગુણ, પર્યાય જડના પણ છે. કર્મ એ જડ છે.

આત્મા:—તેને જીવ કહેવાય છે. ચૈતન્ય શક્તિ કહેવાય છે. જાણે છે દેખે છે, તે જ્ઞાનસ્વરૂપ આત્મા છે. દ્રવ્ય, ગુણ, પર્યાય આત્માના પણ છે. તેને જાણ્યે ભેદજ્ઞાન થાય છે. જડને જડ જાણે ચેતનને ચેતન જાણે એ ભેદજ્ઞાન.

***

## ઉપદેશસંગ્રહ—૧

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે અગાસ
તા ૭-૧૧-'૩૫, સવારના

પત્રાંક ૫૩૯ નું વાચન —

"સર્વ જીવ આત્માપણે સમસ્વભાવી છે "

આ ગ્રહણ નથી કર્યું આ કાને સાભળીને આ કાને કાઢી નાખ્યું છે આ વચન લેખની માફક અંતરમા લખી મૂકવા જેવા છે આ શી રીતે મનાય ? આ જગતમા સર્વ જીવ ખદબદ થાય છે આ મનાયું નથી અને વિશ્વાસ આવ્યો નથી 'વિશ્વાસે વહાણુ ચાલે છે ' આની (આત્માની) વાતો પણ ક્યા છે ? આ તો કૃપાળુની દૃષ્ટિથી, ધન્યભાગ્ય કે તમારાથી સંભળાય છે પહેલા પગ થશે ત્યારે મનાય

"નિજને વિષે નિજબુદ્ધિ થાય તો પરિભ્રમણદશા ટળે છે "

આ તે કઈ વચન છે ! 'તો પરિભ્રમણદશા ટળે છે !'—આટલો વિચાર કર્યો નથી આ વિશ્વાસ અને પ્રતીતિ કેમ આવે ? કઈનું કઈ સાભળે, બીજી વાતો સાભળે, પણ આ આત્માની વાત સાભળે નહિ

મુમુક્ષુ—નિજમા નિજબુદ્ધિ શી રીતે થાય ?

પ્રભુશ્રી—અણુસમજણનું દુ ખ છે, ત્યા કડાકૂટો છે વાત તો ઓળખ્યાની છે પરિણામ આવ્યે, ઓળખ્યે છૂટકો છે

મુમુક્ષુ—ભક્તિ વગર જ્ઞાન થાય ? ભક્તિથી તો થાય દુકાનદારને પૈસા આપે તો માલ આપે જ. વળી લહાણી તો મફત મળે છે, તેમ જ્ઞાન મફત મળે કે નહીં ?

[ પછી પ્રભુએ બધાને પૂછ્યુ અને ચર્ચા કરાવી ]

પ્રભુશ્રી—અપેક્ષાએ બધી વાતોની 'હા, ના' હોય, પણ એમ નહી વાત આમ છે દાન દે છે તે કોણ લે છે ? ત્યા હાજર હોય તે લે છે અહીં બેઠા તો સાભળ્યું ભક્તિ છે તે વચન છે ત્યા લેવાય છે, લે છે હોય તે ખાય છે ભક્તિ છે તે ભાવ છે અહીં બેઠો હોય તે સાભળે બીજે તો પૂછે કે શું શું હતું ? એવી રીતે દાતાર હોય ત્યા જાય, ને જાગે તે લે છે અને ઊઘતો લઈ શકે નહિ

ભક્તિ એ શુ છે ? એ જ પુરુષાર્થ છે જેમ તેમ નથી એક આત્મા છે અને

એક મડદું છે. મડદું સાંભળે નહિ. ભક્તિ આ આત્મા છે. ઇચ્છે તો છે, નહીંતો નહિ. આ વાત કહી શકાય તેવી નથી. ભાગ્યશાળીને સમજાય છે. કાન ધરે તેનું કામ થાય.

ભક્તિના ભેદ બે છે. અજ્ઞાનભક્તિ અને જ્ઞાનભક્તિ ભક્તિ તે જ આત્મા છે. સવળું કરી નાખવું. ભાવ, વિચાર અને ભક્તિ. બાકી તો ભક્તિ જગતમાં બધે છે.

મુમુક્ષુ—"જે સત્પુરુષોએ સદ્ગુરુની ભક્તિ નિરૂપણ કરી છે, તે ભક્તિ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે જે ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે અને સહેજે આત્મબોધ થાય એમ જાણીને જે ભક્તિનું નિરૂપણ કર્યું છે તે ભક્તિને અને તે સત્પુરુષોને ફરી ફરી ત્રિકાળ નમસ્કાર હો!"

પ્રભુશ્રી—આનો આશય સમજવો જોઈએ, તે વગર કચાશ છે. 'જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ.' જાગે તેને કહેવાનું છે. બાકી બધું કલબલાટ. કહેવાનું છે આત્માને. કીધું ન કીધું થશે, સાંભળ્યું ન સાંભળ્યું થશે. બધું એનું એ જ. વાતની સમજ પડવી જોઈએ. થપ્પડ મારીને જગાડ્યા છે. આત્માને જગાડવો છે. તે શાથી જાગે તેની ખબર નથી. શાથી જાગે, કહો.

મુમુક્ષુ—સદ્બોધથી.

પ્રભુશ્રી—નહિ હાથ આવે. એ તો એક સદ્ગુરુ જાણે. છ ખંડનો ભોક્તા હોય તેને ઘેર નવ નિધાન ચાલ્યાં આવે તેવું છે. થઈ જાઓ તૈયાર. તમારી વારે વાર છે [1]'માથું વાઢે તે માલ કાઢે.' ભણ્યો, પણ ગણ્યો નથી; ગણ્યે છૂટકો છે. વાત ખરી છે. [2]'રાંકના હાથમાં રતન' એવી

---

૧. એક કુંભારને માટી ખોદતાં એક પૂતળું મળી આવ્યું. તે તેણે રાજાને ભેટ આપ્યું. રાજાએ તેને સભામાં રાખ્યું. તે પૂતળાને ગળે લખેલું હતું કે માથું વાઢે તે માલ કાઢે. જે વાંચે તે સમજતા કે પોતાનું માથું વાઢે તે માલ કાઢે. પણ એક ક્ષત્રિય ત્યાં આવેલો તેણે વાંચ્યું અને તરવારથી તેણે તે પૂતળાનું માથું કાપ્યું તો તેમાંથી સોનામહોરો નીકળી.

૨. એક કઠિયારો ઘણો ગરીબ હતો. જંગલમાંથી લાકડાં લાવી શહેરમાં વેચતો. પૈસા આવે તેમાંથી તેલ, દાણા ને દીવેલ લાવે. રોજનું રોજ લાવે તે પૂરું થઈ જતું. લાકડાં વેચવા શહેરમાં બધે ફરે. લોકોને મોજશોખ કરતા જુએ ને તેવું સુખ મેળવવાની ઇચ્છા કરે; પણ સાધન નહિ એટલે નિરાશ થઈ થાક્યો-પાક્યો સૂઈ જાય.

એક રાત્રે તે વહેલો જાગ્યો ત્યારે પોતાની કમનસીબીના વિચારો તેને આવવા લાગ્યા. શું કરવાથી વધારે પૈસા મળે તે વિચારવા લાગ્યો. ઉપાય સૂઝ્યો કે જો સુખડનાં લાકડાં મળે તો ઘણા પૈસા ઊપજે. ચાંદની રાત હતી. એટલે ફરી ઊંઘી જવાને બદલે ભાથું લઈને એ તો જંગલમાં નીકળી પડ્યો. સુખડની સુગંધ આવે ત્યાંસુધી ચાલ ચાલ કરું એમ ધારી એ તો દસેક માઈલ ચાલ્યો. પણ સુખડનો કંઇ પત્તો લાગ્યો નહિ. તેથી થાકીને નદીકિનારે ભાથું ખાવા બેઠો.

ત્યાં નદીની ભેખડ તૂટેલી તેમાં કંઈક પથરા જેવું ચળકતું જોયું. છોકરાંને રમવાના કામમાં આવશે એમ જાણી કપડાને છેડે તેને બાંધી લીધું. પછી જે મળી આવ્યાં તે લાકડાં લઇ તે પાછો આવ્યો. શહેરમાં લાકડાં વેચીને દીવેલ વગેરે વસ્તુઓ લઈ સાંજે નિરાશ થઈ ઘેર આવ્યો. આખા દિવસનો થાકેલો તે આડે પડખે થયો ત્યાં કપડાને છેડે બાંધેલું રતન ખૂચ્યું. તેથી તેણે છોડ્યું કે ઘરમાં અજવાળું થયું. એટલે છોકરાને રમવા આપવાને બદલે તેને તાકામાં મૂક્યું. મનમાં નિરાંત થઈ કે ચાલો રખડપટ્ટી નકામી તો ન ગઈ, રોજ દીવેલના પૈસા તો બચશે.

એ તો દરરોજ લાકડાં લાવે ને વેચે. દીવેલના પૈસા બચે તેમાંથી વળી ગોળ લાવે ને રાજી થાય. આમ ને આમ છ મહિના વીતી ગયા. પણ એને રત્નની ઓળખાણ ન પડી.

એવામાં એક ઝવેરીને ત્યાં જમણવારનો પ્રસંગ આવવાનો. એટલે એક દિવસ પેલા કઠિયારાને પોતાને ત્યાં લાકડાં નાખવાનું કહેવા ગયો. કઠિયારાને ત્યાં તાકામાં ચિંતામણિ રત્ન જોઇને તેને તો નવાઈ લાગી કે રાંકના હાથમાં રતન! દયા આવવાથી તેણે તે કઠિયારાને ચિંતામણિ રત્નની ઓળખાણ પાડી. અને કહ્યું કે સવારે પૂજા કરીને એની પાસે જે માગીશ તે મળશે. તેથી તે રાજી રાજી થઈ ગયો, અને સવાર થતાં પૂજા કરીને રત્ન પાસેથી જોઈતું બધું માગી લીધું.

વાત આ જગાએ આવી છે કોઈને ખબર નથી ઓળખાણે છૂટકો છે 'વાતે વડા નહિ થાય' ફક્ત એ જ લય ને એની જ ઇચ્છા, એ જ ભાવના કરવા જેવું છે તેમા બીજાનુ કામ નથી, પોતાને જ કરવાનુ છે અને પોતાને માટે છે વિનય છે તે વસ્તુ પ્રાપ્ત કરાવે છે, તથા ભક્તિ-આ બે વસ્તુ મોટી છે, મુદ્દાની છે મહાવીર સ્વામીએ ગૌતમ ગણધરને કહ્યુ

[1]सजोगा विप्पमुक्कस्स अणगारस्स भिक्खुणो ।
विणय पाउकरिस्सामि आणुपुर्व्वि सुणेह मे ॥

(ઉત્તરાધ્યયન સૂત્ર પ્ર. અ ગાથા-૧)

'વિનય,' સાભળ સાભળ ખામી છે યોગ્યતાનીએ પૂરી કર્યા વગર છૂટકો નથી મેલવુ પડશે મૂકીને આવો પોતાનુ ડહાપણુ કાઢી નાખો

***

તા ૭-૧૧-'૩૫, સાજના

વેદનીના બે ભેદ શાતા વેદની અને અશાતા વેદની તે કહેવાય કોને? દેહને? સ્યાદ્વાદ છે એક ભોગવ્યાથી જાય અને એક છોડયાથી જાય સૌ ભોગવે છે બાધ્યા તે ભોગવે છોડયુ નથી છોડે ત્યારે ખરુ છોડે કેમ?

૧ મુમુક્ષુ—કર્તાપણું મટે તો

પ્રભુશ્રી—એ તો ખરુ બાપ કરે તો બાપ ભોગવે

૨ મુમુક્ષુ—સમભાવથી છૂટે

૩ મુમુક્ષુ—ભાવ અને દૃષ્ટિ ફરે, તો છૂટે

પ્રભુશ્રી—અજ્ઞાન છે બધુ જ્ઞાન પામે તો છૂટે જ્ઞાન આવ્યું ત્યા રહે નહીં આ વિચાર કર્યો હશે?

મુમુક્ષુ—જે જાગૃત થયા છે અને સત્પુરુષના બોધનુ જેણે શ્રવણ કર્યું છે તેને એ વિચાર ઊગે

પ્રભુશ્રી—જાગૃત થયો ક્યારે કહેવાય?

મુમુક્ષુ—"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ-અભિલાષ,
ભવે ખેદ, પ્રાણીદયા, ત્યાં આત્માર્થનિવાસ.

દશા ન એવી જ્યાંસુધી, જીવ લહે નહિ જોગ,
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતરરોગ.

આવે જ્યા એવી દશા, સદ્ગુરુ બોધ સુહાય,
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય.' (શ્રી આત્મસિદ્ધિ)

---

૧ સંયોગથી વિશેષે કરીને મુકાયેલા અને ઘરબારના બંધનથી છૂટેલા ભિક્ષુના વિનય(આચાર)ને ક્રમપૂર્વક પ્રગટ કરીશ, તમે ધ્યાનપૂર્વક મને સાભળો

પ્રભુશ્રી—તૈયાર થાઓ. 'ભૂલ્યો ત્યાંથી ફરી ગણ', 'જાગ્યો ત્યારથી સવાર.' મુકાણું નથી. સમકિત આવે ત્યારે મુકાય. આ કર્તવ્ય છે, આની જ ભાવના. સંસારી સંબંધ, છોકરાંછૈયાં, પૈસોટકો, વગેરે બધું ખોટું છે. પોતાનું કાંઈ નથી. પોતાનો આત્મા છે.

મુમુક્ષુ—તેને તો જાણ્યો નથી.

પ્રભુશ્રી—ભૂલ આટલી જ છે. આમાં શું વાંકું છે? માત્ર દૃષ્ટિની અને સમજની ભૂલ છે. 'સમજ સમજ કર જીવ હિ ગયા અનંતા મોક્ષ.' તૈયાર થઈ જાઓ. મર (ભલે), માંદો હો, રોગિયો હો, દુઃખિયો હો, પણ આ એક 'વાત છે માન્યાની.' એ કર્તવ્ય છે. બીજું તો, ભાવ તેવાં ફળ. જેવો ભાવ.

***

તા. ૮–૧૧–'૩૫, સાંજના

આ અલૌકિક વાતો છે. લૌકિકમાં કાઢી નાખવા જેવી નથી. એક સત્સંગ છે તે ઠરવાનું ઠેકાણું છે, આ જીવને વિશ્રાન્તિનું ઠેકાણું છે. પરિભ્રમણ અને બંધનમાં કાળ જાય છે, તેમાં આત્મહિત નહિ. ઓળખાણ હો કે ન હો, મલ્યા હો કે ન મલ્યા હો, બધા આત્મા. ફરવું જોઈએ, ચેતવું જોઈએ. તે ક્યાં છે? એક સત્સંગમાં છે. બીજી વાતો સંસારની જાળ છે—ફસાઈને મરી જવા જેવું છે. ગફલતમાં જાય છે, બફમમાં જાય છે; ઓળખાણ નથી. વાત, કર્તવ્ય છે. નિમિત્ત બનાવે તો બને તેવું છે. કાળ સૌને માથે ભમે છે. કોઈ રહેવાનું નથી. કર્તવ્ય છે તે કર્યું નથી. વાત કોઈ સત્સંગે સમજાય છે. મન અને વૃત્તિ બધાયને છે, ક્ષણે ક્ષણે પલટાય છે. તેમાંથી થપ્પડ મારી જગાડવો છે. મેલ પંચાત. જાણ્યું હવે, બધું થોથાં છે. સંસારનું કામ અધૂરું રહેશે, પૂરું થવાનું નથી. માટે, તેમાંથી જે કર્યું તે કામ. જે કરવાનું છે તે અહીં છે. શું કરવાનું છે?

મુમુક્ષુ—સમકિત કરવાનું છે.

પ્રભુશ્રી—રામનું બાણ છે, કેમ ખોટું કહેવાય? ગાવો છે કોને? વરનાં ગાણાં ગાવાનાં છે. સમકિત શાથી થાય?

૧. મુમુક્ષુ—ભાવ ને પરિણામથી.

૨. મુમુક્ષુ—સદ્‌ગુરુના બોધે સમજણ ફરે તો થાય.

પ્રભુશ્રી—ભાવ અને પરિણામ કોઈ વખતે નથી એમ નથી એક વિભાવનાં ભાવ ને પરિણામ છે અને એક સ્વભાવનાં ભાવ ને પરિણામ છે. માટે સત્સંગ મેળવો. અહીં બેઠા તો કેવું કામ થાય છે! સૌને મનમાં એવું રહે છે કે કંઈક સાંભળીએ. ભૂંડું કોણે કર્યું છે? પ્રમાદ ને આળસ વૈરી છે. ભાન નથી. ગફલતમાં જાય છે. કામ શું આવશે? વિચાર છે તે. વિચારના બે ભેદ છે: એક સદ્‌વિચાર અને એક અસદ્ વિચાર. સદ્‌વિચારથી આત્મા મનાય છે. આ બધું કાલ સવારે ફીટી જશે, હતા ન હતા થઈ જશો મોટા પુરુષોએ કહ્યું છે:—

" લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રતઅભિમાન ;
ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન ." (શ્રી આત્મસિદ્ધિ)

કહેવાની વાત એ કે ચેતજો કોની વાત કરવી છે? આત્માની, પરની નહિ "હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું?" ખરું સ્વરૂપ શું છે? આ વાતમાં ઊંઘતો ન હોય ને જાગી ઊઠે તો ચોર નાસે જાગૃત થવાનું છે, ચેતવાનું છે લીધો એ લહાવ કોને ખબર છે કાલ સવારની? આ કહેવાથી શું છે? થપ્પડ છે 'ભાન નહીં નિજ રૂપનું' તે કરવાનું છે એ વાત રહી જાય છે

હવે, એ ઓળખાણ શાથી થાય? સત્સંગની બહુ ખામી. વૈરાગ્યમાં બહુ વિઘ્ન છે વહેવારમાં ખોટી થાય, પણ સત્સંગમાં નહિ! કંઈક છે, પણ કહેવાતું નથી 'જે જાણ્યું તે નવિ જાણ્યું, નવિ જાણ્યું તે જાણ્યું' હવે કર વિચાર કર્યો વિચાર તો કે સત્સંગનો બીજા વિચાર તો બહુ કર્યા કબાટને તાળું હોય ત્યાં કૂચી વગર શું કરે? આ શું આવ્યું?

મુમુક્ષુ—જેની પાસે કૂચી હોય તેની પાસે જવું

પ્રભુશ્રી—ખોટ નહીં? ખોટ છે ડાહ્યા થઈને બેઠા છો, ડહાપણ કરો છો ભૂલ નથી? જે કામ કરતો હોય તે કામ તેના લક્ષમાં હોય છે અને આ, તે આવું? તમારા દહાડા ઊઠયા છે? આવું? શું આવો આત્મા બધે છે? 'જાગ્રત થા, જાગ્રત થા' રત્નચિંતામણિ જેવો છે આવી ગાળો છે સાભળવાની પહોંચ હોય તેને કહેવું છે, જાગતાને કહેવું હોય, ઊંઘતાને શું કહેવું? બધું અલેખામાં જાય છે સમજવાનું છે ઘોચીને, ગોદો મેલીને જણાવવાનું છે સૌથી મોટો બોધ છે, તેની જરૂર છે તૈયાર થઈ જાઓ કોઈ વસ્તુ પોતા પાસે હોય ને કહે કે મારી પાસે નથી, તો તે જૂઠો છે ને? છે તો પાસે, પણ ચેતવાનું ખરું ને? ઊંઘવાનું નથી, જાગ્રત થવું, આપ બધાને સ્વાદ તો જુદો હોય, પણ આત્મામાં આવે ત્યારે તો બંધથી છૂટે કેમ ગાફેલ રહ્યો? શા માટે આવું કર્યું? હવે પોતાને માટે કરવું છે કંઈક છે, વાત ઊંડી છે, પણ વાત મારી જાય છે

* * *

તા ૧૧-૧૧-'૩૫, સવારના

મનુષ્યભવ દુર્લભ છે પણ મનુષ્યભવમાં સુખ માને છે ત્યાં સુખ નથી સુખની ભાવના પણ થઈ નથી માત્ર બધું બોલી નાખે છે, પણ કર્યું નથી કરવા જેવું છે મનુષ્યભવમાં, અને તેમાં બને તેવું છે

" જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ ;
ત્યાં ત્યાં તે તે આચરે આત્માર્થી જન એહ ." (શ્રી આત્મસિદ્ધિ)

લ્યો, અર્થ કરો! 'એકેક શબ્દમાં અનંત આગમ સમાયા છે' કેવું ચમત્કારી છે? ડહાપણ કરવા જેવું નથી સમજ્યો નથી અને સમજ્યો છું માને છે, ને ડહાપણ કરે છે 'આત્મસિદ્ધિ' કંઈ જેમતેમ નથી, એમાં અનંત આગમ સમાયા છે જડ તો નહિ સાભળે

વખતે કાઢે તે વખતે હાજર! એની વાતો કરનાર પણ કોણ છે? કૃપાળુદેવે કહેલું જે અમારી દાદ કોણ કરશે?–"શુકલ અંતઃકરણ વિના મારાં કથનને કોણ દાદ આપશે?"

સાંભળ, સાંભળ; તારું બધું ઊંધું છે, પોલારિયું છે અમારાથી જરા આટલું બોલાયું તે કહી દીધું જ્યાંસુધી સુખસમાધિ હોય ત્યાંસુધી ધર્મ કરી લે, પછી નહિ બને. કહેવાની મતલબ, જગાડવો છે. જાગતા થાઓ, સાંભળનાર થાઓ. કોને વાતચીત કરવી છે? ગાંડુંઘેલું, ખોટું લાગ્યું હોય તો ખમાવીએ છીએ. કોઈનો વાંક નથી. કર્મનો વાંક છે. 'જગતજીવ હૈ કર્માધીના.' કર્મથી દુઃખ માને છે. આ વાત મોટા પુરુષની. માટે પંડિત વગેરે મોટા હોય તેણે પણ માનવા જેવી છે. આ કર્તવ્ય છે. આત્માને ઓળખવો. અવસર આવ્યો છે. મનુષ્યભવ છે. આ લહાવો જતો રહ્યો તો પછી શું કરશે? શું થશે?

***

તા. ૧૧-૧૧-'૩૫, સાંજના

[એક મુમુક્ષુભાઈએ ચોથા વ્રતની બાધા લીધી તે પ્રસંગે]

વૃદ્ધ અવસ્થા હોય – ઘરડો હોય કે સાધુ હોય, ચોથા વ્રતની બાધા તો લાભકારી છે. આ મનુષ્યભવ પામીને બંધાયો છે, ને દુઃખી થાય છે. દીવામાં કૂદાં પડીને મરે તેમ મરે છે, સુખની હાનિ કરે છે. મહાવ્રત તો મહા લાભકારક છે. ધન્ય છે, ભાગ્ય છે, ચાંલ્લો છે. દેવની ગતિ થાય, કામ થઈ જાય. ઘણા ભવ કર્યા. ભાવથી કામ નીકળી જાય. 'જેવા ભાવ તેવા પ્રભુ ફળે.' એક શ્રદ્ધા સાથે લઈ જાય તો કામ થાય. 'सद्धा परम दुल्लहा' એક આત્માર્થે થવું જોઈએ. તે કોઈ ભેદી પુરુષ મળ્યો હોય તો બને. આટલો વિશ્વાસ રાખ અને માન કે જ્ઞાનીએ જોયો તે આત્મા. અહીં પ્રમાદ છોડવાનો છે. આ અવસર, મનુષ્યભવ જતો રહ્યો તો ક્યાંથી લેશે? માટે ત્યાગ અને વૈરાગ્ય : વૈરાગ્ય—એ આત્મા છે. આત્માની તરફ ભાવના થઈ ગઈ તો સૂઝે તેમ કહો! એક આત્મા છે, આટલા ભવમાં તે ઓળખવો છે, તે કોઈ ભેદી પુરુષ મારફતે ઓળખાશે. જપતપ, 'વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો.' કરણીનું ફળ છે. મરી જજો, પણ સત્સંગ કરજો. આટલા જીવ બેઠા છે પણ કર્માધીન છે; સંકલ્પ-વિકલ્પ કરે છે.

"જહાં કલપના-જલપના, તહાં માનું દુઃખછાંઇ
મિટે કલપના-જલપના, તબ વસ્તૂ તિન પાઈ." –(શ્રીમદ્ રાજચંદ્ર)

માટે આટલો દાવ આવ્યો છે. સારું કરી લ્યો, કંઈ નહિ પણ આત્મા માટે. યથાર્થ જ્ઞાનીએ દીઠો છે એ આત્મા; જ્ઞાનીએ જોયો તે મને માન્ય છે. મારું બધું જૂઠું. જે દિ તે દિ, વહેલું મોડું પણ મૂકયા વિના છૂટકો નથી. થપ્પડ થઈ. વાત આ કહું છું તે 'વાત છે માન્યાની.' કંઈક પણ માન્યતા હોય તો તેનો લાભ. માટે ચેતી લ્યો. સમજ્યો ત્યારથી સવાર. બીજું બધું જવા દે. એક સમજણ છે. 'કાનમાં પડયું પરમાણ.' પર્યાય પડયા તે મહા પુણ્ય બંધાય છે. બીજું બધું માયા છે. ક્ષણેક્ષણે વૃત્તિ બદલાય છે. શું કામ આવ્યો હતો ને શું કરે છે? ધૂળ પડી! જો આટલો ઘૂંટો ઊતાર્યો તો અમૃત છે. સૌના હાથમાં છે. એક વિશ્વાસ કરી લેને! પહેલું લેખું જ હાથ નથી આવ્યું; ભણ્યો પણ ગણ્યો નહિ. તારા જ ભાવની વાત છે.

તે ભાવ જ્ઞાનીએ જોયો છે 'બળ કરુ છુ-તો મારા ધણીના બળે,' તેમ ધણી તો જોઈએ ને? માયાના ફાસલામા આખુ જગત ફસાય છે, ને તે તો મૂકવું છે તેની (સદ્ગુરુની) ઓળખાણ થઇ ગઇ હોય, સગ થઇ ગયો હોય, પરિચય થઈ ગયો હોય, તો કામ કાઢી નાખે.

હવે, આ પિંજર જૂનુ થઈ ગયું, બોલાતું નથી જ્યા સુધી કરી લેવાય ત્યાસુધી કામ કરી લેવું દુ ખ, તાવ, વ્યાધિ આવે છે, પણ તે બધન મુકાય છે હવે ભોગવાઈ ગયેલા કર્મ તમારી પાસે છે? નહિ બાધ્યા ભોગવાય છે. "તમે, અમે લૌકિક દૃષ્ટિએ વર્તશુ, તો અલૌકિક દૃષ્ટિએ કોણ વર્તશે?" જીવ તો પાસે જ છે, પણ ભાન નથી આ બધું હું બોલુ છુ તે સભળાતું હશે? 'ભાન નહીં નિજ રૂપનુ તે નિશ્ચય નહિ સાર' કૂચી મળે ત્યારે ઊઘડે છે પછી માલ જુએ ત્યારે લે છે 'જિસકા હાથમે કૂચી', ઝડપ ઉઘાડે એટલી વાર કયા લેવા—પૂછવા જવું છે? હાજર છે તૈયારી બધી, યાદ લાવવો જોઈશે બીજુ બધુ સભારે છે, માર્યો જશે સભારવાનો છે તે ક્યા છે? લાવ જરા નવરાશ લાવ. બીજી પચાત ને વાતો કરશે, પણ આ નહિ! બીજી હાહો કરશે, પણ આ નહિ! કરવું પડશે વહેલુ મોડુ કરવું પડશે.

***

તા ૧૨-૧૧-'૩૫, સવારના

વેદની જશે, આત્મા જશે નહિ જગતમા જીવ સો ભોગવે છે લૌકિકમા કાઢી નાખે છે તને બીજુ કઈ કહેવુ છે, જાગૃત કરવો છે ખામી બોધની છે જીવ બહેરો થઈને બેઠો છે; કઈ સાંભળતો જ નથી કઈ નથી, બધા સજોગ છે અને નાશવત છે કહેવાનુ એટલું કે એક ધર્મ છે, આત્મા છે, આત્માની સ્મૃતિ આપવાની છે સ્મૃતિમા આવે તો કામ થાય છે મનુષ્યભવનો અવસર ફરી ફરી નહિ મળે.

***

તા. ૧૪-૧૧-'૩૫, સવારના

['ભાવનાબોધ'માંથી મૃગાપુત્ર-ચરિત્ર વચાતાં]

મૃગાપુત્ર આત્મા છે આત્માએ આ કામ કર્યું આ પણ આત્મા છે સમજે તો કામ થાય તેમણે સસાર કઈ ગણ્યો નહિ આત્માની વાત આવી શા શા કામ તેમણે કર્યા છે? આ પણ આત્મા છે એ આત્માની ક્રિયા નથી થઈ આ સસારી ક્રિયા રહી છે ધૂળ પડી એમા! અનાદિ કાળની આટી પડી છે ચેતવાનુ છે દુખને સુખ માન્યું છે અને સુખને દુ:ખ માન્યું છે મૃગાપુત્રનો વૈરાગ્ય હદપાર છે આ જીવની ખામી છે, કર્મ રોકી રહ્યા છે જેમ સૂર્યને વાદળ આડુ આવે છે તેમ રાગ ને દ્વેષ થઈ રહ્યા છે દૃષ્ટિની ભૂલ છે દૃષ્ટિ ફરવી જોઈએ આત્મા છે 'પર્યાયદૃષ્ટિ ન દીજિયે' 'આત્મા' 'આત્મા' નામ દેવાથી શુ થયું? વચન સાભળ્યા નથી, તેની ચોટ નથી, ખામી યોગ્યતાની છે બરોબર જોગ મળી જાય તો કામ થઈ જાય. બધું બીજુ છે, એક આત્મા છે સત્પુરુષનુ એક વચન મોક્ષે લઈ જાય છે કૃપાળુદેવે મને કહ્યુ કે બધે આત્મા જુઓ. પછી ચોટયુ તે ચોટયુ એક જ્ઞાન થયુ છે,

પછી બીજું શી રીતે જોવાય ? બાહ્ય નથી જોવાનું, આત્મા જોવાનો છે. અજબગજબ છે ! એક વચન પકડાય તો કામ થઇ જાય. જ્ઞાનીનાં વચનો વૈરાગ્યમય છે. પાણી પડ્યું ને જો ભાજન હતું તો ભરી લીધું. ભાજનની ખામીથી પાણી રહેતું નથી. યોગ્યતા લાવો. જીવ બધા રૂડા છે. કંઇ કહ્યું જાય તેમ નથી. માત્ર દૃષ્ટિની ભૂલ છે. વાત છે ખરી, બહુ જબરી છે. આવો મહા લાભનો દહાડો ક્યાંથી આવે ? અલૌકિક વાત છે. જેને પ્રતીતિ ને વિશ્વાસ છે તેનું કામ થશે. જ્ઞાની કહે, રાત છે, તો રાત. તે માનવું કઠણ છે. પોતાનું બસે નહિ તો કેમ મનાય ? ટૂંકામાં ટૂંકું, કંઈ ન આવડે તો એક શ્રદ્ધા અને માન્યતા છે. ખરેખરી પકડ કરવાની છે. જડ છે એ તું નહીં, તેથી ન્યારો ને ન્યારો છે. એ વાત વિશ્વાસ છે તો મનાય. યોગ્યતાવાળાને અને માન્યતાવાળાને પ્રતીતિ હોય તો માન્ય થાય. બીજી બધી ખોટી વાત, નાશવંત છે, ભૂંસાડિયો છે. 'જગતજીવ હે કર્માધીના, અચરજ કછુ ન લેના.' જગત આખું રાગદ્વેષમાં છે. આખો લોક ત્રિવિધ તાપથી બળે છે. ક્યાંય શાંતિ નથી, અને શાંતિ એ વગર નથી. સૂઝે ત્યાં પૂછ્યા કરો, પણ વાત એક શ્રદ્ધાની અને પ્રતીતિની છે. 'सद्धा परम दुल्लहा'. કંઈ નહીં, બીજાં બધાં કર્મ નાશવંત છે. અને તે છે દીવો, તે દીવો; જ્ઞાન તે જ્ઞાન. એના ખપી થવું. બોજના હશે તેને 'છ પદનો પત્ર' ચમત્કારી છે મોઢે કર્યો હોય પણ ખબર નથી. 'ચંદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાંતિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઈ જાય છે, પણ કંઇ ચંદ્ર ભૂમિરૂપ કોઈ કાળે તેમ થતો નથી, એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે ક્યારે પણ વિશ્વરૂપ થતો નથી.' કેટલી બધી ભૂલ છે ? ચેતનનો અનુભવ જરા ય નથી. મનુષ્યભવ છે તો સાંભળો છો. આ જીવ જંગલના રોઝ જેવો છે. જે દી તે દી શરણા વગર કામ નહિ થાય. એ જ એક શરણું લેવાનું છે. મારે તેની તલવાર. વાત તો બોલાય, કહેવાય તેટલી બને; બાકી તો અનુભવની વાત છે, તે વગર ખબર પડે નહીં. 'વાતે વડાં થાય નહિ;' ખાંધે ખબર પડે. કહેવાય તેવું નથી. 'પાયા તેણે છુપાયા.' એના શરણાથી આટલું બોલીએ છીએ, બોલવા લાયક નથી. કોને કહેવું ? જીવ પવિત્ર છે. યોગ્યતાની ખામી. તૈયાર થાઓ. કોઈ ખપી જોઈએ છે, તેને સુગમ છે. શ્રદ્ધા અને ભક્તિ મોટી વાત છે. ભક્તિ કામ કાઢી નાખશે. આ ભૂંડું માને કર્યું છે.

***

તા. ૧૪-૧૧-'૩૫, સાંજના

[ 'ભાવના બોધ'માંથી ભરત ચક્રવર્તીનું વૃતાન્ત વંચાતાં ]

આત્મા છે તે જ્ઞાનીએ જાણ્યો. સર્વ જીવ છે તેમને આવરણ અને સંજોગ છે. તેમાંથી કોઇક જીવને તે સહાયક થયેલ છે. તેને પણ ઉદય કર્મ તો છે, તે કાંઈ મારાં કરશે ? તેને માટે વિચાર જ્ઞાનીને ન આવે તો કોને આવે ? આડું આવે તે કોરે કરવું પડે છે. કહેવાની મતલબ, અસંગ અને અપ્રતિબંધ થવાની જરૂર છે. ચેતો ! મહેમાનો, ચેતો ! આ બધું તમારું નો'ય. આખું જગત હાયવોયમાં ખૂંત્યું છે. સત્પુરુષનો બોધ સાંભળ્યો હોય તેને શું થાય ? બધું પરભાવ સમજાય. અને 'મૂકું મૂકું' થઇ રહ્યું હોય. શાંતિ તો આત્માની છે. તે જીવે

જોઈ નથી પૌદ્ગલિક શાતિને સુખ માને છે આ બધું જાગ્યા તે આત્માઓએ કર્યું છે તમે મારુ મારુ કરી રહ્યા છો પણ ભગવાને બધુ રાખ ને ભૂસાડિયો ભાળ્યો છે કઈક પુણ્ય કર્યા છે તેથી આટલો મનુષ્યભવ છે ચોરાશી લાખ યોનિના જીવો પણ આત્મા છે જેમ ધાણી શેકાય તેમ દુખી થઈ રહ્યા છે આ બધુ બીજુ છે કઈક ચેતવાનુ છે જરૂર છે સત્સગ અને ઘણા, ખરા બોધની આ કાને સાભળીને આ કાને કાઢી નાખે છે બધી સસારની ફિકર કરે છે તે બહુ દુખદાયી ને ભયકર છે સમજવાનુ કામ છે માટે ચેતો, ચેતો વ્યાધિ હોય તો શુ સાભળશો? કોઈ મહા ભાગ્ય હોય તો વચન કાને પડે, ચમત્કારી વચન છે જાગો, જાગો ઊઘતાને ગોદો મારી જગાડવો છે વૃત્તિ–ચિત્ત ફરતું છે, બધન કરાવે છે, ભવ ઊભા કરે એવો આ ધધો છે પણ આથી મુકાવું છે, અને આત્માનો મોક્ષ કરવો છે આ જીવને મુક્ત થવાનુ છે મારે હવે બધન ન થાઓ!

"જબ જાગેગે આતમા, તબ લાગેગે રગ" જાગવાની જરૂર છે મોટા પુરુષોને આલોચના કરતા કેવળજ્ઞાન થયુ મૂકયા વિના છૂટકો નથી, પણ સાભળે ત્યારે ને? કહેવાનુ બધાયને – છે મૂકવાનુ આ બધું બધન, જાળ, નાશવત ભયકર છે માર્યો જશે ચેતો, ચેતો બીજુ જવા દો આડા આવે છે તે બધા કર્મ છે બધુ દુખ દુખ ને દુખ છે

આ બધુ ભેદજ્ઞાનવાળો બોલે ચક્રવર્તીનું પુણ્ય સર્વ કરતા વધારે, છતા તેમા કઈ નહિ, એક તેમાથી આત્મા નીકળ્યો જે રાજ્યના મોહમા ખૂચી રહ્યા તે નરકે ગયા પૈસોટકો કામ નથી આવવાનો એક જીવને ભાવ છે

[1]"अेगोह नत्थि मे कोइ, नाहमणस्स कस्सइ । अेव अदीणमणसो अप्पाणमणुसासइ ॥
[2]अेगो मे सस्सदो अप्पा णाणदसणलक्खणो । सेसा मे बाहिरा भावा, सव्वे सजोगलक्खणा ॥"
(સથારા પોરિસી)

વસ્તુ પોતાની બતાવી છે

[3]सजोगमूला जीवेण पत्ता दुक्खपरपरा । तह्मा सजोगसबंध सव्व तिविहेण वोसिरे ॥ (મૂલાચાર ૪૯)
[4]अरिहतो महदेवो जावज्जीव सुसाहुणो गुरुणो । जिणपन्नत तत्त इअ सम्मत्त मए गहिअ ॥

ભારે વાત કરી! આ પામવાને માટે વાત કરી આ રસ્તે ચાલ્યો જજે, મન, વચન, કાયાથી જે બધ કર્યા છે તે વોસરાવુ છું એક આત્માને જ માનુ

***

૧ હુ એક છુ. મારુ કોઈ નથી હુ અન્ય કોઈનો નથી એ પ્રમાણે અદીન મનવાળો થઈને હુ પોતે પોતાને શિખામણ આપુ છુ.

૨. એક જ્ઞાનદર્શનવાળો શાશ્વત આત્મા તે જ મારો છે, બાકીના સર્વ સયોગજન્ય વિનાશી પદાર્થો મારાથી પર છે

૩ આ જીવને પરદ્રવ્યના સયોગથી દુખપરપરા પ્રાપ્ત થઈ છે માટે મન-વચન-કાયાથી સર્વ સયોગ-સબધોને હુ છોડુ છુ

૪ જીવન પર્યત અરિહત મારા દેવ છે, સાચા સાધુ મારા ગુરુ છે અને કેવળી ભગવાને કહેલા તત્ત્વ તે ધર્મ છે આ પ્રકારે મે સમ્યક્ત્વને ગ્રહણ કર્યું છે.

૨. મુમુક્ષુ—પુરુષાર્થની.

પ્રભુશ્રી—તે સત્પુરુષાર્થ. સત્, આત્મા છે. તે પુરુષાર્થ છે. અહીંથી ઊગમણે જાય તો આથમણે જવાય નહીં. માટે 'આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે.' ભાવ કરો. સંસાર સેવવો અને મોક્ષ જવું બને નહિ. શું કહ્યું? મૂકવું પડશે. વાત જેમ છે તેમ કહી દીધી. તારી વારે વાર છે. તૈયાર થાય એટલી વાર. અત્યારે અહીં બેઠા છે અને સારા ભાવ કરશે તો નબળું નહીં થાય. સારી દૃષ્ટિએ જોઈએ તો નબળું કેમ થાય? કૂંચી નથી, ગુરુગમ નથી. કચાશ ગુરુગમની છે. આ મનુષ્ય ભવ તો કામ કાઢી નાખે. તે મળવો દુર્લભ છે. ઘરડો, જુવાન; બાઈ, ભાઈ— એક ફક્ત આત્મા. તેને જોઈએ છે સમજ.

"સમજ સાર સંસારમેં, સમજુ ટાળે દોષ;
સમજ સમજ કરી જીવ હિ, ગયા અનંતા મોક્ષ."

હવે ખામી શું રહી? કહો.

૨. મુમુક્ષુ—ભેદજ્ઞાનની ખામી છે.

પ્રભુશ્રી—કેવળજ્ઞાનની ખામી! એક મૂળ વાત પકડી રાખજો. મૂળ પાયો કહેવાય છે. જ્ઞાનીએ કહ્યું છે,

"સદ્ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યા વણ ઉપકાર શો, સમજ્યે જિનસ્વરૂપ." (શ્રીમદ્ રાજચંદ્ર)

આ કોઈને ખબર નથી, તેનું ભાન નથી. સંભાળ લેતો નથી. જો સંભાળ લે તો ભાર શા? બેડો પાર. ખામી બોધની છે. સદ્ગુરુ વગર મોક્ષની આશા રાખશો નહિ. જગતમાં ગુરુ ઘણા છે, તે નહિ તે છે તે જ, બીજો નહિ. ચેતજો, એને જ શોધો, એનો સંગ કરો. એના દાસ થઈ જાઓ. મારે, કૂટે-ગમે તે કરે. ફિકર નહીં. તે શોધ્યા વગર છૂટકો નથી.

૨. મુમુક્ષુ—સદ્ગુરુને શોધવા શી રીતે?

પ્રભુશ્રી—(બધા સામું જોઈને) કહોને. આવડે છે બધું, પણ ભાન નથી. પૂર્વકૃત અને પુરુષાર્થ વગર કોઈ જીવ મોક્ષ ગયો નથી. આ બે વાત જોઈશે. જીવ માત્રનું રૂડું એથી થયું છે. વાત કીધેલી છે પણ ભાન નથી. સદ્ગુરુ, પૂર્વકૃત, પુરુષાર્થ. ચેતો, હવે બાકી નથી રાખવું. દોડ આ કરવી છે. બીજી દોડથી થાકયા. મારગ આ સિવાય સૂઝતો નથી. કૃપાળુદેવે પણ આ જ કહ્યું હતું, તે કહું છું. ગાડા વાંસે ગાડલી જશે. એ જ લક્ષ છે, શ્રદ્ધા પણ એ જ છે. ત્રિકાળમાં આ વાત ફરે નહીં. બીજું કહેનાર કોણ છે?

૪. મુમુક્ષુ—પુરુષાર્થ કરતાં કર્મ આડાં આવે કે નહિ?

પ્રભુશ્રી—કર્મ છે તે પુદ્ગલ છે, આત્મા નહીં; અને પુરુષાર્થ તો આત્માનો છે. ઈન્દ્ર, ચન્દ્ર, નાગેન્દ્ર બધાએ બાંધેલું ભોગવ્યું છે. જ્ઞાનીને પણ છોડયા નથી. પણ કર્મ કોણ ગણતરીમાં? રાખ છે. ભારે વાત દાઝની ભરેલી કહું છું. અનંતાં કર્મ ઊડી ગયાં— નાશ થઈ ગયાં પણ આત્માની શક્તિ હતી તે કંઈ ગઈ? તેનો નાશ થયો નથી, તે ઘરડો થયો નથી. પણ મોટી ભૂલવણી છે તે કહો. શું ભૂલ આવી છે? કર્મ બકરાં છે, તે નાસી જાય છે.

૨ મુમુક્ષુ—પોતાને પોતાની ઓળખાણ નથી, ભાન નથી

૩ મુમુક્ષુ—'ભાન નહીં નિજ રૂપનું!'

પ્રભુશ્રી—આ તો ન્યાય બોલ્યા, પણ ભૂલ છે ભાન નથી તે કર્મ છે તેને બોલાવી ભૂસીને કાઢી નાખે છે સમજવા જેવી વાત છે, ઊંડી ગહન વાતો છે સૌને કાઢનાર આત્મા છે એની શક્તિ અનંતી છે, કર્મ જવાને આવે, કોઈ ધણી થઈ બેસે તે ન ચાલે છે તે છે, બીજું ન થાય ભણ્યો હોય, ન ભણ્યો હોય, પણ एगं जाणइ से सव्वं जाणइ તેને જાણ્યે તો કર્મ નાસવા માંડે છે રાતદિવસનું અંધારું હોય પણ દીવો આવે તો અંધારું નાસી જાય માટે જવાનું છે — કર્મ જાય છે, બળે છે, નાશ થાય છે કોઈના અમર રહ્યા? બધે ઠેકાણે, ચારે ગતિમા ગયાં પણ આત્માનો નાશ થયો નથી કૂંચી હાથ આવી નથી ગુરુ ભેદી મળ્યો નથી

" હોત આસવા પરિસવા, નહિ ઈનમે સંદેહ,
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહિ "

કહેવાનું, ભૂલ માત્ર દૃષ્ટિની છે મેલો હવે, બોલશો નહી આ ચર્મચક્ષુથી શું જોશો? જ્યા છે, ત્યા છે સૌથી મોટામા મોટું, ચૌદ પૂર્વનો સાર-'सद्धा परम दुल्लहा' એ કામ કાઢે છે 'एगं जाणइ से सव्वं जाणइ' આ વાત થાય છે, પણ માને મેલીને મીનીને ધાવે તો શું વળે? કોઈ નામ દેનાર નથી, વાંકો વાળ કરી શકે તેમ નથી જગતમા કર્મ ફરતા ફરે, પણ બંધાય નહીં સાધુનો વેષ પહેર્યાથી સાધુ ન કહેવાય બેસતા, ઊઠતા, હાલતાં, ચાલતા, ખાતાપીતા સંજમ—એણે જાણ્યું તે આ તે જાણ્યું નથી, દૃષ્ટિ ફરી નથી આસ્રવ કરે ત્યા સંવર થાય

" હોત આસવા પરિસવા, નહિ ઈનમે સંદેહ,
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહિ "

કોણ કરનાર છે? આ આત્મા ચાહે તે કરી શકે વધારે શું કહીએ? એક આત્મા જાણોને, તેની ઓળખાણ કરો સદ્ગુરુ વગર પત્તો નહિ લાગે 'મળ્યો છે એક ભેદીરે કહેલી ગતિ તે તણી' તેના ધન્ય ને પૂર્ણ ભાગ્ય કે જે માનશે, તેનું કામ થઈ જશે આ બધા કર્મના ચાળા છે આ વાત કંઈક જુદી છે સમજાય છે તેને કાંઈ ગણતરીમા નથી, વાળ વાંકો થાય નહિ કરવું પડશે, કર્યા વગર છૂટકો નથી આવો અવસર આવ્યો છે! ફરી નહીં મળે, માટે ચેતો

***

તા ૧૯-૧૧-'૩૫, સાંજના

પત્રાંક ૧૬૬ નું વાચન —

" કોઈ પણ પ્રકારે સદ્ગુરુનો શોધ કરવો "

આ વચન રામના બાણ! તે લક્ષમાં ય નથી પાંસરું પડવાને આ ભવ છે સમજવાની જોગવાઈ સત્સંગમા છે ખામી છે બોધની અને સત્સંગની 'મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજા કામ કરંત'

આ જગતમા મોહ જેવું ભૂંડું બીજું નથી વૈરી દુશ્મન મોહ છે એક સદ્ગુરુથી છુટાય છે, તેને સંભારો બીજામા તલ્લીન થાય છે, પણ જ્યા કર્તવ્ય છે ત્યાં પ્રેમ નથી. રાગ કરવો

તો સત્પુરુષ ઉપર કરવો. વચન ગ્રહણ કરતો નથી. અનાદિથી વિષય-કષાય, ભોગ-વિલાસમાં પડ્યો છે. આખો લોક ત્રિવિધ તાપથી બળ્યા કરે છે. દૃષ્ટિ ફેરવે તો તાળું ઉઘડી પડે. ગજસુકુમારે શું કર્યું? મન, દૃષ્ટિ ફેરવી કે મને મોક્ષની પાઘડી બંધાવી. મારું શું? મારો આત્મા ઓળખાણ નથી તેથી રખડે છે, માર્યો જાય છે. આ જીવ ભૂલ ખાય છે, થાપ ખાય છે. જવા દો, આટલો ભવ ચેતી લો. રાગ કર, પણ આત્માની સાથે. ત્યાં પ્રેમ પ્રીતિ કર. આમ પ્રેમ ફેરવને. આ વાત ભાવ ઉપર છે. ભાવ વિક્રિયાનો હતો, પણ તે તું નહિ. સમજ ફેરવી જોઈએ. પ્રેમ-પ્રીતિ મોહ-માયા ઉપર થાય છે. પણ એક કૂંચી ફેરવવાની ખબર નથી, ભાન નથી. કૃપાળુદેવની કૃપા કે તેમણે આપેલાં વચનો તે કૂંચી મળી ને કામ થઈ ગયું! આની ગણનરી ક્યાં છે? બીજું ગણે ત્યાં ભૂંડું છે, ઊંધું પડ્યું છે. માટે જવા દે હવે. તારે જ ભોગવવું પડશે માટે ચેતવાનો અવસર આવ્યો છે તો ચેતી લે, નહીં તો માર્યો જઈશ. માબાપ, છોકરાં, સગાંવહાલાં કોઈ છોડાવે નહીં, ઊલટાં બંધાવે છે.

"સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહીં, ત્યાં બંધન શું જાય?" (શ્રીમદ્ રાજચંદ્ર)

આ એક જ વચન! ભણ્યો પણ ગણ્યો નહિ. ધ્યાનમાં નથી, લક્ષમાં નથી. પકવાન ખાય તો મોઢામાં આવે. વાત છે માન્યાની. આ ઠેકાણે પુણ્ય બંધાય છે; બીજે ઠેકાણે ચાર ગતિનું કારણ છે. છાંયો હોય ત્યાં બેસાય.

૧. મુમુક્ષુ—'તેની આજ્ઞાનું નિઃશંકતાથી આરાધન કરવું.' તે કોની આજ્ઞા? અને આરાધન શું?

૨. મુમુક્ષુ—સદ્‌ગુરુની આજ્ઞા.

પ્રભુશ્રી—વિચાર કરવો પડ્યોને? અને વિચાર આત્માને હોય. ભાન નથી, ખબર નથી તેનો ધબડકો છે.

૧. મુમુક્ષુ—ત્યારે જ પૂછવાનું છેને?—ખબર નથી એટલે.

૨. મુમુક્ષુ—સદ્‌ગુરુની આજ્ઞા ઉપાસવાની છે.

પ્રભુશ્રી—સદ્‌ગુરુ ક્યાં છે?

૧. મુમુક્ષુ—સત્સંગમાં છે.

પ્રભુશ્રી—બીજે ક્યાં છે?

૩. મુમુક્ષુ—આત્મજ્ઞાન વર્તે છે ત્યાં સદ્‌ગુરુ છે.

૨. મુમુક્ષુ—આત્મામાં છે.

૧. મુમુક્ષુ—"વ્યવહારસેં દેવ જિન, નિહચેસેં હૈ આપ;
એહિ બચનસેં સમજ લે, જિનપ્રવચનકી છાપ."

૪. મુમુક્ષુ—વાણીમાં તો બધા ય બોલે પણ પાતાળ ફૂટ્યું હોય તેનું પાણી કામ આવે.

૧. મુમુક્ષુ—સત્સાધન શું?

પ્રભુશ્રી—કંઈક આટી આવી છે આને નિખાલસતાથી સમજવું જોઈએ કે લે, આમ, કે પછી બીજાને બોલવાનું ન રહે બીજો બોલી શકે નહિ તેમ કહો.

૨ મુમુક્ષુ—કાર્ય સિદ્ધ કરવા માટે કારણ સેવાય છે સત્પુરુષની સેવા કરે છે તો આત્મજ્ઞાન થવું જોઈએ પોતાના ભાવ સર્વે ફેરવીને સત્પુરુષના ચરણમા સોંપવા

પ્રભુશ્રી—કહે છે તે ઠીક છે મારે મારુ કયા મનાવવું છે? પાતાળનું પાણી નીકળે તો થઈ રહ્યું! તેમ કંઈ કહેવું છે

૫ મુમુક્ષુ—સાધન, પુરુષાર્થ, સગ તેના બે ભેદ સત્ ને અસત્

સત્ વસ્તુ સત્પુરુષના યોગ વિના આવી શકતી નથી

પ્રભુશ્રી—બહુ ડહાપણ! લૂગડું પહેરી-ઓઢીને વાત કરી વાત કરી તે ઠીક છે બે વાત ઉઘાડી ફૂલ છે એક તો બધું મૂકવુ પડે અને એક વર વગરની જાન કહેવાય છે

[1]अप्पा कत्ता विकत्ता य, दुहाण य सुहाण य ।
अप्पा मित्तममित्त च दुप्पट्ठिय सुपट्ठिओ ॥ (ઉત્તરા૦ ૨૦, ગાથા ૩૭)

અજ્ઞાન છે ત્યા આત્મા નહોતો? પણ કહેવું છે જ્ઞાન આત્મા સબધી આત્મા વગર કોઈ કરનાર નથી આત્મા કર્મે કરીને નથી આત્મા મોક્ષસ્વરૂપ છે 'જબ જાગેગે આતમા, તબ લાગેગે રગ' મૂળ વાત તો પાતાળનું પાણી જોઈએ આત્મા તો છે બોધ, સત્સગ વગેરે વડે અજ્ઞાનનું જ્ઞાન પણ આત્માને થશે, જડને, કર્મને, નહીં થાય. કર્મની દોડ છે! આખો જન્મારો કર્મને વિષે કાઢયો છે, તે ભૂલ છે માટે, પહેલો એકડો જોઈએ, તો બધા મીંડા લેખાના તે કોણ ઓળખશે? આત્મા જ નિશ્ચયે જ્ઞાની, ગુરુ આત્મા છે તે એ જ ઓળખશે માટે સત્સગમા બોધ, વાણી સાભળીને નક્કી કરી દો કે કયા જવું અને શુ કરવું? 'एग जाणइ से सव्वं जाणइ' એ વગર ડગલું નહીં ભરાય ગુરુ આત્મા છે, પણ ઓળખાણ જોઈશે 'કૂંચી ગુરુકે હાથ, ન પાવેગે ભેદ વેદમે' વાત તો માન્યાની, સાભળ્યાની છે નથી સભળાતી, કારણ, યોગ્યતાની ખામી છે, ઘણા વિઘ્ન છે એ સાભળ્યે, એ સુણ્યે, શ્રધ્યે આત્માથી ભણકાર થશે—છૂટવાની વાતનો માટે ભણકાર થશે—ત્યાથી, બીજેથી નહીં પોતે તૈયાર થયે છૂટકો છે, ત્યા આસ્રવનો સવર થશે વાત આટલી વાદળું ચડયુ હોય પણ ફાટી જાય તેમ, આ વાત કોણ સાભળે? એ (આત્મા) ન હોત તો કોણ સાભળત? જેના ગાણા ગાવા છે, જેને સમજવો છે, તે સમજાણો નથી ગુરુ તો આત્મા છે, જ્ઞાની, તો આત્મા છે, જગત (મોહ-વિકલ્પ), તો આત્મા છે બીજું બધુ વર્ણ, રસ, ગધ, સ્પર્શ તેમાથી આ નીકળ્યું, બીજું ન નીકળ્યું, કારણ, જડ છે તેમાથી આત્મા ન નીકળ્યો. સમજ્યાની ભૂલ છે સાભળ્યું નથી કાળ નથી પહોચતો, બાકી વાત જબરી છે, પૂરી થઈ નથી, સમજવા જેવી હોય

તા ૧૭-૧૧-'૩૫, સવારના

પનાક ૧૬૧ નું વાચન —

"અનાદિ કાળના પરિભ્રમણમા અનતવાર શાસ્ત્રશ્રવણ, અનતવાર વિદ્યાભ્યાસ, અનતવાર

---

૧ આ આત્મા પોતે જ સુખ અને દુ ખનો કર્તા અને ભોક્તા છે અને આ આત્મા પોતે જ સન્માર્ગે રહે તો પોતાનો મિત્ર અને કુમાર્ગે રહે તો પોતે જ પોતાનો શત્રુ છે

જિનદીક્ષા, અનંતવાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે. માત્ર 'સત્ મળ્યા નથી, સત્ સુણ્યું નથી અને સત્ શ્રદ્ધ્યું નથી; અને એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રદ્ધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે.''

પ્રભુશ્રી—વાંક તો જીવનો છે; ખામી યોગ્યતાની છે.

૧. મુમુક્ષુ—જીવ તો નથી ઇચ્છતો કે હું આમ કરું. ત્યારે કેમ થાય છે?

પ્રભુશ્રી—તૃષ્ણા કરે છે. ખામી યોગ્યતાની છે. જડને તૃષ્ણા નથી, જીવને છે, જીવમાં ભૂલ કેટલી છે? તે શાની ભૂલ છે?

૧. મુમુક્ષુ—સમજણની ભૂલ છે.

પ્રભુશ્રી—અનાદિની ભૂલ તો મિથ્યાત્વની છે. જીવને બધું થયું, પણ સમકિત નથી આવ્યું. 'એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રદ્ધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે.' ત્યારપછી મુકાવું થયું છે; ત્યાંસુધી બધી ખામી.

૨. મુમુક્ષુ—આ મળ્યું છે, સાંભળીએ છીએ, શ્રદ્ધા કરીએ છીએ, ત્યારે હવે બીજું કયું? આ 'સત્' છે એમ ધારીને બેઠા છીએ

પ્રભુશ્રી—સાંભળ્યું અને સુણ્યું નથી. દર્શન થયાં છે? ભણ્યો પણ ગણ્યો નથી. અને કરવાનું કર્યું નથી શું સમજવાનું છે? સમજ્યો સમજ્યો કરે છે. અનાદિ કાળથી સમજ્યા વગર ક્યાં રહ્યો છે? પણ જે સમજવું ને જાણવું છે તે જાણ્યું? 'एगं जाणइ से सव्वं जाणइ.' માટે જાણ્યું નથી. કહેવાનું, પ્રતીત અને શ્રદ્ધા. આ કામ છે. જગત આખામાં શ્રદ્ધા અને પ્રતીત કરે છે તે નહીં, જે કરવાની છે તે.

"જૈસી પ્રીતિ હરામકી, તૈસી હરપર હોય;
ચલ્યો જાય વૈકુંઠમેં, પલ્લો ન પકડે કોય."

એવી અહીં સત્‌માં થઈ છે? પ્રીતિ અનંતી છે. એ વગરનું કોઈ છે નહીં 'પ્રીતિ અનંતી પરથકી, જે તોડે તે જોડે એહ' જેવી પ્રીતિ આ જગતમાં પૈસાટકા, છોકરાં-છૈયાં ઉપર થાય છે તેવી આત્મા ઉપર થઈ નથી. બીજી વાતોમાં પ્રેમ આવે છે, તેવો આત્મા ઉપર નથી આવ્યો. આંટી છે, ભુલવણી આવી છે. આ તો કંઈક (ભુલવણી) છે, જરૂર છે. પાણી (બોધ) ન મળ્યું હોય ત્યાંસુધી તરસ હોય; આને પાણી નથી મળ્યું. આ જીવમાં ભૂલ અને ખામી છે. ભૂંડું કર્યું પ્રમાદે અને આળસે. આ ચક્ષુથી જુએ છે, દિવ્યચક્ષુ નથી. માટે બહાર દૃષ્ટિથી બહારનાં ફળ મળ્યાં. અંતરાત્મા જાણ્યો નથી. મુખ્ય વાત આ છે. તેને જાણવો જોઈશે; ત્યાં દર્શન થાય. અનંતવાર સાધન કીધાં, કંઈ હાથ ન આવ્યું:

"વહ સાધન બાર અનંત કિયો,
તદપિ કછુ હાથ હજુ ન પર્યો." (શ્રીમદ્ રાજચંદ્ર)

કંઈક રહ્યું. તે જે કર્તવ્ય છે તે રહ્યું વિઘ્ન ઘણાં છે. વિઘ્ન એટલે કર્મ. તે આડાં ફરે છે. મુખ્ય આ છે. તે ન હોય તો તેને દેખાય એવું છે. મૂળ મતલબ શું છે? બધી વસ્તુ—જપ, તપ, ક્રિયા, કમાણી—કરી; તેનું ફળ મળ્યું અને મળશે. પણ કરવાનું નથી કર્યું, તે શું છે? તે શોધી કાઢો.

૧ મુમુક્ષુ—સમ્યગ્દર્શન

પ્રભુશ્રી—જુઓ, આ આવ્યું, તે જ કહેવાશે આ નથી આવ્યું

'સમકિત નવિ લહ્યુ રે, એ તો રૂલ્યો ચતુર્ગતિ માંહિ' જપ, તપ, બીજા સાધન – બધા પછી છે સિદ્ધાન્તના સારમા સાર શું કીધો છે? શું કરવું?

૧. મુમુક્ષુ—સત્શ્રદ્ધા કરવી

પ્રભુશ્રી—આવી જુઓ, બીજું, કયાથી નીકળશે? ઓળખાણ નથી આવે–જાય છે, બેસે–ઊઠે છે, પણ ઓળખનો નથી જેમ કોઈ કાંડુ ઝાલીને કહે કે લે, જો આ, ઓળખ્યો? જેમ સંસારમા રાતદિવસ એક ઠેકાણે ભેગા મળતા હોઈએ, પણ કોઈકની ઓળખાણ ન હોય, અને બીજો ભાઈ બતાવે કે આ ફલાણાભાઈ ત્યારે કહે કે અરે! એ તો આપણા ભેગા રહેતા હતા, પણ મે તો ઓળખ્યા ય નહીં પછી પસ્તાય માટે ઓળખાણ મોટી વાત છે ઓળખ્યે છૂટકો જપ, તપ,–બધા સાધન પછી છે પહેલા ઓળખાણ, સિદ્ધાન્તનો સાર 'सद्धा परम दुल्लहा' આ તો ભગવાને ગૌતમ જેવાને કહ્યુ છે કહેવાની મતલબ, સારમા સાર 'શ્રદ્ધા' કહેવાની છે ભણકાર થશે જ્યા ચક્રવર્તીની પદવી પામ્યો ત્યા નવે નિધાન ચાલ્યા આવે, લેવા જવુ ન પડે માટે ભણ્યો હોય, અભણ હોય, પણ 'જે જાણ્યું તે નવિ જાણુ, નવિ જાણ્યું તે જાણુ' આ નક્કી નથી થયું થાય તો પછી ફિકર નહીં પછી બધી વાતમા લહેર રહે 'જ્ઞાનીના ગમ્મા અને જેમ નાખે તેમ સમા' મર! પડી ગાડો થાય, ઘેલો થાય, રોગ આવે, વ્યાધિ આવે – ફિકર નહીં

૨ મુમુક્ષુ—"વિશેષ રોગના ઉદયથી અથવા શારીરિક મંદ બળથી જ્ઞાનીનું શરીર કંપાય, નિર્બળ થાય, મ્લાન થાય, મંદ થાય, રૌદ્ર લાગે, તેને ભ્રમાદિનો ઉદય પણ વર્તે, તથાપિ જે પ્રમાણે જીવને વિષે બોધ અને વૈરાગ્યની વાસના થઈ છે તે પ્રમાણે તે રોગને જીવ તે તે પ્રસંગમા ઘણુ કરી વેદે છે"

પ્રભુશ્રી—આનો અર્થ ચોકખો સમજવો જોઇએ ભ્રમ આદિ રોગ થયો છે, તો પણ શું વેદે છે? આટલુ ચોકખુ કહી દો ગાડો ઘેલો થયો તોપણ જીવને વિષે જે પ્રમાણે બોધ અને વૈરાગ્યની વાસના થઈ હોય છે તે પ્રમાણે તે રોગને જીવ વેદે છે આ વાત મર્મની ગઈ તે સમજાણી? વૈરાગ્ય આત્મા છે, બોધ આત્મા છે બીજા બોધ ઘણા સાભળ્યા, અનંત વાર સાધન કર્યા; પણ તે નહીં અહીં કહેવો છે – સત્ બોધ જેને આ ગેડ અને આંટી બેસી ગઈ છે તે ન ફરે ડાહ્યો માણસ હોય પણ માદગીના કારણે ગાંડપણથી બોલે ને લવારો કરે, આવું થયુ પણ અંતરમા એવી ગેડ બેસી ગઈ છે કે બધુ આત્માથી ભિન્ન છે – ટાઢ, તાવ બધાને જાણનાર થયો, ભેદી થયો ભેદનો ભેદ જાણ્યો છે? તે સંસારની વાસના, વિકલ્પો, વગેરેથી આત્માને જુદો પાડે; એટલે એ બધામાથી પોતે જુદો પડે માટે, ભેદનો ભેદ સમજ્યે કામ થાય કોઈ ટૂકારો કરે, મારે, કાપે, છોલે, કકડા કરે, તોપણ કંઈ નહીં ત્યારે આત્મા સમજાણો કહેવાય મતલબ, સમજવાની જરૂર છે આત્માને સમજ્યો જેણે જાણ્યો તેણે જાણ્યો તેને સારુ – નગળુ બને, પણ કંઈપણુ લાગે નહીં બીજું નહીં માને આવ્યું તે જવા આવ્યુ છે, બાંધેલુ છૂટે છે તે કોઈ બેઠીને ખબર છે જેણે (આત્માને) જાણ્યો તેને બાંધેલુ છૂટે છે,

બીજો બંધાય છે. માટે જાણ્યે છૂટકો. વાત આ છે. આગમ – સિદ્ધાન્તમાં પણ એ ને એ જ છે. '**एगं जाणइ से सव्वं जाणइ.**' એક ને એક. એ શાશ્વતો છે.

एगो मे सस्सदो अप्पा, णाणदंसणलक्खणो ।
सेसा मे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥

એની સગાઈ કોણે કરી છે? એક સગાઈ કરી દે, તો થઈ રહ્યું. સગાઈ કરી નાખો. અત્યારે મનુષ્ય ભવમાં સગાઈ કરવાનું કર્તવ્ય છે.

" સમકિત સાથે સગાઈ કીધી, સપરિવારશું ગાઢી;
મિથ્યા મતિ અપરાધણ જાણી, ઘરથી બાહેર કાઢી. હો મલ્લિ જિન૦ "

મિથ્યાત્વ વગર કાંઈ છે મૂકવાનું? જ્ઞાનીઓ પોકારીને શું કહે છે? મિથ્યાત્વ મૂકવું. ત્યારે, કંઈ છે કે નહીં? મેલવું બહુ કઠણ છે, તેમ સહેલું પણ છે – આંખ ઉઘાડીએ એટલી વાર. કૃપાળુદેવે મને કહ્યું, " મુનિ, હવે તમારે શું છે? હવે શું છે? બીજું તમારું નહીં, એક આત્મા. " તરત બેસી ગયું. માટે, છોડવું પડશે, મૂકવું પડશે. કોઈ સાથે નથી લઈ ગયા. આમ છે કે નહિ? અમને તો થપ્પડ મારીને જણાવ્યું. માટે, જે નવિ જાણ્યું તે જાણ્યું! હવે શું છે? શું રહ્યું પછી? અમને તો આનંદ થયો! જીવે વાત લક્ષમાં નથી લીધી, તે લેવી. કહેવાની મતલબ, પહેલાં શ્રદ્ધા કરી લો. કોની શ્રદ્ધા કરવી? જે હોય (સત્) તેની. સાચને પકડે તો હાથ આવે. ખોટું કામમાં ન આવે. મૂળ એકડો ભણવાની વાત આટલી જ છે. તે માનો. એ તારું બળ અને સ્ફુરણા. બીજાના હાથમાં નથી; તારા જ હાથમાં છે. માટે થઈ જા તૈયાર બીજું શું કહીએ? વાત આટલી છે. તૈયાર થવાની જરૂર છે. કૃપાળુદેવ અમને તથા દેવકરણ મુનિને કહેતા હતા કે તમારી વારે વાર. પણ દેવકરણજી પોતાના ડહાપણમાં રહેતા હતા. તેમને હું કહું ખરો પણ તે (બીજાને) કહે, મુનિ તો ભોળા છે, હું કંઇ છેતરાઉં નહીં. છેલ્લી વાર, આખરે દેવકરણજીના ડહાપણનો ભુંસાડિયો થઈ ગયો અને કહ્યું કે હવે ગુરુ મળ્યા, ફળ પાકયું, રસ ચાખ્યો એવું થયું. આમ છે. એ કોની છે વાત? આત્માની.

હજારફેરા એથી વધારે વેદની આવે તોય શું? બાંધેલું આવે છે. તેને શું કરવું? મૂકવાનું છે; સમજ્યે છૂટકો છે. એ વાત ભેદી તથા જ્ઞાની પુરુષની, હાથ નથી આવી. કહેવાનો અધિકાર કોઈનો નહિ; પણ ભાવના, ઈચ્છા તો કરાવે. પણ પાછું બળ તો એનું પોતાનું જોઈએ છે; તે વગર કામનું નહીં.

***

તા. ૧૭–૧૧–'૩૫, સાંજના

[ એક વૃદ્ધ બાઈએ ચોથા વ્રતની બાધા લીધી તે પ્રસંગે ]

વૃદ્ધાવસ્થા હોય પણ વ્રત ક્યાંથી? તેમ આ સૌથી મોટામાં મોટું વ્રત શીલ છે. એક સત્ અને શીલ આ બે વસ્તુ સર્વને સમજવાની છે. સમુદ્ર–કાંઠો આવ્યો. સમકિત પામવાનો રસ્તો. દેહ જાય તોપણ બ્રહ્મચર્ય પાળવું. મનુષ્યભવ પામીને આ શીલવ્રત આવવું મોટું છે.

તેને બરાબર પાળ્યુ તો દેવગતિ થાય આ જીવને જે શ્રદ્ધા છે, તે સત્પુરુષ, તે સદ્‌ગુરુ અને તે પોતાનો ધર્મ છે

> " ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધર્મ ન જાણે હો મર્મ જિનેસર,
> ધરમ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઇ ન બાંધે હો કર્મ, જિનેસર.
> ધર્મ જિનેસર ગાઉં રંગશું "
>
> ( આનંદઘન ચોવીસી )

કર્મ ન બાંધે તેને શું થાય છે? એક સદ્‌ગુરુ શોધીને તેનું શરણું લો, પછી દુ ખ-સુખ આવે, દેવ-નરક ગતિ ગમે તે આવે, તો પણ વાળ વાંકો નહિ થાય, કારણ શરણ એક સાચા સદ્‌ગુરુનું આવ્યુ બીજા બધા કરણીના ફળ મળ્યા શાતા-અશાતાના ફળ જીવને ભોગવવા પડે છે તેથી આત્મા ભિન્‍ન છે મારો એક આત્મા, તે હું નથી જાણતો, પણ યથાતથ્ય જે જ્ઞાની ગુરુએ જાણ્યો છે તેનું મને શરણુ છે બાકી બધુ 'વોસિરે, વોસિરે ' કઇ કઇ પ્રકારે વેદની આવશે બધી સહન કરવી ત્યા બાંધેલા કર્મ છૂટે છે રાજી થવું, ભલે આવો મનમા નક્કી કર્યું છે કે મારો આત્મા મરવાનો નથી સુખ-દુ ખ જશે, આત્માનો નાશ નથી એક એનું જ શરણું આટલી પકડ રાખી, સાચાનુ શરણુ રાખો કે મારો એક આત્મા, બીજા સગા-વહલા તે નહીં એક ' સહજાત્મસ્વરૂપ પરમગુરુ ' આ મંત્ર છે, તે જો જીવને સ્મરણમા આવી ગયો હોય અને ભાન હોય ત્યાસુધી બીજુ નહીં, એ જ— [1] " એક મત આપડી કે ઊભે માર્ગે તાપડી ' તેમ – એક પકડ બીજા સંસારી પ્રસંગ જુઓ નહી, અનંત વાર મળ્યા, પણ પોતાના થયા નહિ એકલો આવ્યો અને એકલો જશે

'શ્રીમદ્‌ રાજચંદ્ર 'માંથી વાચન —

> " વિશેષ રોગના ઉદયથી અથવા શારીરિક મંદબળથી જ્ઞાનીનું શરીર કંપાય, નિર્બળ થાય, મ્લાન થાય, મંદ થાય, રૌદ્ર લાગે, તેને ભ્રમાદિનો ઉદય પણ વર્તે, તથાપિ જે પ્રમાણે જીવને વિષે બોધ અને વૈરાગ્યની વાસના થઈ છે તે પ્રમાણે તે રોગને જીવ તે પ્રસંગમા ઘણું કરી વેદે છે "

બોધ અને વૈરાગ્ય એ આત્મા છે ' હીરો, હીરો, ' નામ દે તેથી શુ થયુ ? ઓળખાણ

---

૧ એક જંગલમા શિયાળ, સસલુ અને સાપ ત્રણ મિત્ર રહેતા હતા. તે એક ઝાડ નીચે વાતો કરતા બેઠા હતા. શિયાળ કહે, આપણા જંગલમા આગ લાગે તો આપણે શું કરીએ ? સસલું કહે, મારી તો સો મતિ છે, જમીનમા ખાડો ખોદુ, દોડીને દૂર ભાગી જાઉં કે અમે ત્યાં સંતાઈ જાઉં સાપ કહે, મારી તો લાખ મતિ છે તેથી ઉંદરના દરમા પેસી જાઉં, ઝાડ ઉપર ચડી જાઉં કે કોઈ ન દેખે તેમ અલોપ થઈ જાઉં પછી શિયાળે કહ્યું કે મારી તો એક જ મતિ છે કે સીધે રસ્તે દોડી જાઉં એટલામા ચારે તરફ દાવાનળ લાગતો જણાયો. શિયાળ તો 'એક મત આપડી કે ઊભે માર્ગે તાપડી ' એમ કહી બેત્રણ માઈલ નાસી ગયું.

બે ત્રણ દિવસે જ્યારે અગ્નિ શાંત થયો ત્યારે મિત્રોની તપાસ કરવા શિયાળ પેલા ઝાડ પાસે આવ્યું. જાળામાં સસલાની તપાસ કરી તો એક જગાએ ખાડામા તેનું પૂછડુ દેખાયું એટલે તેને ખેંચી કાઢ્યુ અને શોક કરવા લાગ્યુ કે સો મત તો સસલી, બિચારું બફાઈ ગયું પછી સાપની તપાસ કરતા આજુબાજુ જોયુ તો ઝાડની ઊંચી ડાળે ઝોળથી બળેલુ સાપનું કલેવર લટકતું દીઠુ તે જોઈ બોલી ઊઠ્યુ કે

> સો મત સસલી, લાખ મત લબડી
> અને-એક મત આપડી કે ઊભે માર્ગે તાપડી.

આળસ આવે; સાચે માર્ગે જતાં ડર લાગે! કર્તવ્ય તો આટલો ભવ છે. ચેતવા જેવું છે. કાળ જાય છે. ફૂ....કરીને દેહ છૂટી જશે, વાર નહીં લાગે. કોઈ રહેવાનું નથી એકલો જશે; સાથે કંઈ નહિ આવે, કોઈ નહિ આવે. આટલો ભવ છે. 'વાની મારી કોયલ'; 'પંખીના મેળા.' માટે ચેતવા જેવું છે. મોટા પુરુષોએ આ ચિંતવન કર્યું છે અને કરવાનું કહ્યું છે. હાથમાંથી બાજી ગઈ તો પછી નહિ આવે. આવો અવસર મળ્યો છે; મારા ભાઈ, ચેતી લે. કેવા કેવા હતા! અંબાલાલભાઈ, સોભાગભાઈ, મુનિ મોહનલાલજી એવા એવા પણ બધા ગયા. માટે આ મનુષ્યભવમાં ચેતી લે. જગતની માયામાં પ્રીતિ—ધન, છોકરાં છૈયાં વગેરે જોઈએ. ધૂળ પડી! તારાં કોઈ થયાં નથી. એકલો આવ્યો ને એકલો જઈશ. તારાં કોઈ નથી.

પત્રાંક ૪૩૦ નું વાંચનઃ—

> "કોઇપણ જીવ પરમાર્થ પ્રત્યે માત્ર અંશપણે પણ પ્રાપ્ત થવાના કારણને પામે એમ નિષ્કારણ કરુણાશીલ એવા ઋષભાદિ તીર્થંકરોએ પણ કર્યું છે, કારણ કે સત્પુરુષોના સંપ્રદાયની સનાતન એવી કરુણાવસ્થા હોય છે કે સમય માત્રના અનવકાશે આખો લોક આત્માવસ્થા પ્રત્યે હો, આત્મસ્વરૂપ પ્રત્યે હો, આત્મસમાધિ પ્રત્યે હો; અન્ય અવસ્થા પ્રત્યે ન હો, અન્ય સ્વરૂપ પ્રત્યે ન હો, અન્ય આધિ પ્રત્યે ન હો; જે જ્ઞાનથી સ્વાત્મસ્થ પરિણામ હોય છે, તે જ્ઞાન સર્વ જીવો પ્રત્યે પ્રગટ હો, અનવકાશપણે સર્વ જીવ તે જ્ઞાન પ્રત્યે રુચિપણે હો, એવો જ જેનો કરુણાશીલ સહજ સ્વભાવ છે, તે સંપ્રદાય સનાતન સત્પુરુષોનો છે."

સૌનું સારું થાઓ! આવો અવસર ફરી નહીં મળે. લૂંટંલૂંટ લેવા જેવું છે. આ જગ્યાએ કૃપાળુદેવની કૃપા છે કે સાંભળવાની જોગવાઈ થઈ. પુણ્યના ઢગલા બંધાય છે. જીવ જો દાઝ રાખે તો કામ થાય. ચાલ્યા વગર આગળ જવાય નહીં. જે દી તે દી માયા મૂકવી પડશે અને આત્માની હારે (સાથે) જાય તે લેવું પડશે; માટે ચેતવું. 'સર્વ જીવ આત્મસ્વરૂપ પ્રત્યે હો, આત્મસમાધિ પ્રત્યે હો; અન્ય....પ્રત્યે ન હો.' આ વચન! ઓહો....હો! કામ નીકળી જાય; પણ પ્રેમ નથી. તારે કરવાનું છે તે કર્યું નહિ, પકડવાનું પકડ્યું નહીં; અલેખામાં ગયું. ધૂળ પડી! ધર્મ વધાર્યો વધે; માયા–મોહ, જન્મ–મરણ, વગેરે પણ વધાર્યાં વધે અને ઘટાડ્યાં ઘટે. કોને ખબર છે કાલની? માટે ચૂકવું નહીં. ચેતી લ્યો—કાળજામાં લખી રાખવા જેવી વાત છે. એક સ્મરણ ભૂલવા જેવું નથી; સંભારવું. ખરેખરી વાત છે. આ વાત કોણ જાણે છે? આવું (મરણ) થાય તો? માટે ચેતવું; ઢીલું મેલવું નહીં, ગભરાવું નહીં. સૂઝે તેમ થાવ, પણ આપણે આપણું કરી લેવું. અવસર આવ્યો છે. ભૂલવું નહિ. બાકી બધે ઝેર ઝેર, કોઈ ઠેકાણે સારું નથી; મૂકવા જેવું છે, બધું પ્રતિબંધ છે; માટે ચેતવું. કોઈ કામ ન આવ્યું, માટે આત્માને સંભારવો અને તેને ધ્યાનમાં લેતા રહેવું. ભૂંડું પ્રમાદે અને આળસે કર્યું. તે જીવના દુશ્મન છે.

એક 'આજ્ઞા,' આત્માર્થે કરવાને કહેવું છે. આ જીવને હરખ નથી આવતો. બીજી વાતો ઉપર પ્રેમ–પ્રીતિ આવે છે અને આની ઉપર નહિ. કહેનારો કહી છૂટે અને વહેનારો વહી છૂટે.

> "જીવ જો અજ્ઞાનપરિણામી હોય તો તે અજ્ઞાન નિયમિતપણે આરાધવાથી જેમ કલ્યાણ નથી; તેમ મોહરૂપ એવો એ માર્ગ અથવા એવા એ લોકસંબંધી માર્ગ તે માત્ર સંસાર છે, તે પછી ગમે તે આકારમાં મૂકો તોપણ સંસાર છે. તે સંસારપરિણામથી રહિત કરવા અસંસારગત

વાણીનો અન્વયરૂપ દપરિણામે જ્યારે આધાર પ્રાપ્ત થાય છે, ત્યારે તે સંસારનો આકાર નિરાકારતાને પ્રાપ્ત થતો જાય છે (શ્રીમદ્ રાજચંદ્ર)

પોતે માની લે કે હું ધર્મ કરું છું અહાહા! કેટલી ખેદની વાત છે! ચૂટિયો ભરીને ઊભો કરવો છે ઊંઘતો હોય તેને જગાડવાનો છે પ્રતિબંધ કર્યો છે તે મૂકો અને આમાં કાળજી દો કૃપાળુદેવે દીપચંદજી મુનિને કહેલું, "તમો સમજો છો કે અમે કરીએ છીએ તે કલ્યાણ છે, એમ સમજો છો તે ખોટું છે." જુઓ, કાઢી નાખ્યું માટે આ સમજાય તો કામ થાય આ શિખામણ કંઈ જેવી તેવી નથી, અગાધ વાત છે આટલો ભવ છે છે શું? પછી પત્તો લાગશે કે? માટે ફરવું જોઈશે, ફર્યા વગર છૂટકો નથી,

***

તા ૧૯—૧૧—'૩૫, સવારના

પત્રાંક ૪૩૦ નું વાચન —

"કલ્યાણ જે વાટે થાય છે તે વાટના બે કારણ જોવામાં આવે છે એક તો જે સંપ્રદાયમાં આત્માર્થે બધી અસંગપણાવાળી ક્રિયા હોય, અન્ય કોઇ પણ અર્થની ઇચ્છાએ ન હોય અને નિરંતર જ્ઞાનદશા ઉપર જીવોનું ચિત્ત હોય, તેમાં અવશ્ય કલ્યાણ જન્મવાનો જોગ જાણીએ છીએ."

પ્રભુશ્રી—આ ચમત્કારી તથા અલૌકિક વચનો છે! બે ક્રિયા કહી એક અસંગ આત્માર્થે; બાકી તો ઓઘા-મોમતી (મુહપત્તી), જપતપ, વગેરે સાધન, ક્રિયા કીધા, તેના ફળ મળ્યા—નિંદા નથી કરવી કર્યાનું ફળ મળ્યું આત્માનો નાશ નથી થયો આત્મા છે, તેને ઓળખ્યો નથી, માન્યો નથી, જ્ઞાની પુરુષે ઓળખ્યો એ કૃપાળુદેવ યથાતથ્ય જ્ઞાની તેના આશ્રિત જીવોનું પણ કલ્યાણ છે આવો અવસર નહીં મળે; માટે સૌની સાથે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને મધ્યસ્થ ભાવ રાખવો ઇચ્છાથી તો પરિભ્રમણ છે, તેથી કોઈનો મોક્ષ થયો નથી આત્મધ્યાન શ્રેષ્ઠ છે જ્ઞાનીપુરુષે છાપ મારી માટે ચેતજો આ સંભળાતું હશે?

મુમુક્ષુઓ—હા, સંભળાય છે

પ્રભુશ્રી—તો સારું સારું આટલો ભવ ચેતવાનું છે સૌ સાથે મૈત્રીભાવ રાખો આત્મા છે, તે જ્ઞાની પુરુષે જોયો, તે મને માન્ય છે એ જ હું ઇચ્છું છું, બીજું નહીં, કારણ, બીજા બધા બંધન છે હવે અવસ્થા ઘડપણની થઈ છે 'વાની મારી કોયલ' સૌ નાનામોટા આત્મા છે પૂર્વના બાંધેલા ભોગવ્યા વિના છૂટકો નથી જ્ઞાની પણ ભોગવે છે માટે એક આત્મા સૌ ચેતજો છેલ્લી અવસરની વાતું છે જે ચેતે એના બાપનું આત્માને ઇચ્છશે અને પ્રીતિ કરશે તેનું કલ્યાણ છે 'પ્રીતિ અનંતી પરથકી, જે તોડે તે જોડે એહ' બીજું બધું—છોકરા છૈયા, વગેરે વહેવારે આપણું કંઈ નથી, આપણો આત્મા છે તે ક્યાં છે? તો કે જ્ઞાનીએ ભાળ્યો એની સગાઈને, પ્રીતિને મેળવવા તૈયાર થજો હું સર્વથી અસંગ છું, પ્રતિબંધ રહિત મારું નહીં, આ બધી માયા છે, તે જોઉં છું—એક જ્ઞાનથી

બે અક્ષરનું 'જ્ઞાન' તે શું? બે અક્ષર ક્યા કીધા છે? ટૂંકામાં, સમજો તેનો અર્થ જ્ઞાની જાણે છે, પણ સમજો, તમે તો સમજો 'જ્ઞાન' કહ્યું એટલે બધુંયે એમાં સમાણું, બાકી

કંઈ ન રહ્યું. એ આત્મા છે. જ્ઞાન-અજ્ઞાન, સ્વભાવ-વિભાવ—બધું તેમાં સમાણું, આ બે અક્ષર પકડી રાખજો. તે જ્ઞાન જ્ઞાની પાસે છે. તેણે જાણ્યો છે, બોધ્યો છે; એ સમજ્યે છૂટકો. "માત્ર 'સત્' મળ્યા નથી, 'સત્' સુણ્યું નથી અને 'સત્' શ્રધ્યું નથી; અને એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે." બસ, આટલામાં સમજો. ટૂંકામાં ઘણું કીધું. ધ્યાનમાં રાખજો. આ ગાંડાની ઘેલાની વાતુ છે. બહેરો-બોબડો, ઘરડો કોણ બોલે છે તે ન જોશો. યથાતથ્ય જ્ઞાનીએ જોયું તે મને માન્ય, તેની શ્રદ્ધા-આટલી ચોટ કરવા જેવી છે. આ વસ્તુ ફરી ફરી નહિ મળે. 'પંખીના મેળા.' તારો શું છે? એક આત્મા આત્મભાવના મોટી વાત છે.

"આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે,
આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે;
આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે,
આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે."

એ શ્રવણ કરજો, લક્ષ રાખજો, ધ્યાનમાં લેજો. છેલ્લી ભલામણ કહું છું. પકડજો. ફરી આવો અવસર નહિ આવે, જ્ઞાનીનો હું દાસ છું; તેના દાસનો પણ દાસ છું. જ્ઞાનીએ કહ્યું તે કહું છું તે માન્ય કરજો. મારી વાત નથી, જ્ઞાનીની છે. સૂઝે તેટલું દુઃખ, વ્યાધિ, પીડા આવો બીજી સંસારી પ્રીતિનું સ્નાનસૂતક કરીને ચાલ્યા જવાનું છે. એક કહેલું સ્મરણ, મંત્ર જીવને ભાન હોય, સ્મૃતિમાં હોય ત્યાં સુધી સંભારજો. સૌને છેલ્લો અક્ષર કહી દીધો. તે સંભારજો, ચેતજો. ભાવ કરશો તો કોટિ કર્મ ખપશે. આ વાણી તો પુદ્ગલ છે, પણ જ્ઞાની પુરુષે કહેલું સાંભળશો તો ધન્યભાગ્ય તમારાં! આ વાત સાંભળતાં કર્મની કોડ ખપે છે અને દેવની ગતિ બંધાય. આટલું તો મને માન્ય છે, એમ નક્કી કરવાથી બહુ લાભ છે. ઘેલો-ગાંડો, સારો-નબળો, ગમતું-અણગમતું—બધું મૂકી દેજો. પણ જ્ઞાનીએ કહેલું, સત્પુરુષે કહેલું તે એક વચન શું છે? શ્રદ્ધા. 'આ જ્ઞાની', 'ફલાણો જ્ઞાની' તેમ ન કરશો. સમભાવ રાખજો. માત્ર એક સમ. હું ન જાણું, યથાર્થ જ્ઞાનીએ જાણ્યું તે મને માન્ય છે. આ ભાવ કરું છું, બીજો નહિ. ખીચડીમાં ઘી ઢળે તે લેખામાં છે. બીજી બધી યે ભાવના છે, પણ તે નહીં; એક આત્મભાવના અને તે પણ જ્ઞાનીએ કરી છે તે ભાવના. આ દૃષ્ટિ જો જીવ રાખશે તો આ ભવમાં અને પરભવમાં કામ આવશે. આ જીવે પ્રમાદ-આળસ, વેપાર-ધંધા, છોકરાંછૈયાંમાં બધું ખોયું છે. માટે હવે ચેત. 'જાગ્યા ત્યારથી સવાર.' આ વાત ખરા અક્ષરની છે. આનું સાંભળવું, તેનું સાંભળવું, ફલાણાનું સાંભળવું—બધાનું સાંભળવું તે નહિ, પણ જ્ઞાનીનું કહેલું સાંભળવું તે વચન રામનું બાણ, પાછું ફરે નહિ તેવું છે. વાત બરાબર જાણવા જેવી છે. ખરેખરી વાત છે. લક્ષમાં રાખજો. [1]મઘાનાં પાણી વરસે ત્યારે ટાંકાં ભરી લે છે, તેમ પાણી ભરી લેજો અને ભાજન બનજો તો પાણી રહેશે. જ્ઞાનીએ કહેલું માટે મને માન્ય છે, કર્તવ્ય છે. બીજું ન માનશો, આ બધું બીજું પ્રવર્તન થયું છે. હવે જવા દો, છોડી દો, ખંખેરી નાખો, મૂકવાનું મૂકી દો.

---

૧ એક રાજાના પુત્રને કોઢ થયો હતો. રાજ્યના બધા વૈદ્યો પાસે ચિકિત્સા કરાવતાં તેમણે એવો અભિપ્રાય આપ્યો કે મઘાનાં પાણીનું એક અઠવાડિયા સુધી સેવન થાય તો આ રોગ મટી જાય. પણ શિયાળો હોવાથી

મૂકવા જેવુ છે અનંતા કાળથી બીજુ કર્યું, તેના ફળ પામ્યો, બીજે બધે ચોરાશીના ફેરામા ભમ્યો માટે મનુષ્યભવ પામીને હાલ આ શ્રવણ કરો "એક અસંગ", કહેવાનું થાય છે, માટે ચેતજો તે જ્ઞાનીએ જાણ્યું તે મને માન્ય બીજા બધાના ફળ — નરક, દેવલોક, વગેરે — અનંતવાર ભોગવ્યા માટે હવે જવા દો હવે તો 'અસંગપણુ' છાપ મારી છે, અમૃત ઢોળ્યું છે! મધાના પાણી માફક ભરી લેવા જેવું છે, પ્રેમે કરી જાણવા જેવું છે, ભૂલવુ નહીં આવો અવસર ફરી નહિ મળે એક બાઈએ ચોથા વ્રતની બાધા લીધી તે પ્રસંગે આ વાતો સાભળી, પણ પાછુ દબાવીને કહું છુ કે આજ સુધી જપતપ, ક્રિયા, વગેરે કીધા તે મારા નિષ્ફળ ગયા હવેથી બધા એક આત્માર્થે કરુ છુ, બીજા સુખ માટે નહીં ભગવાને કહ્યું છે તે કહું છુ જ્ઞાનીએ જાણ્યું તે આત્માર્થે કરુ બાઈની ગતિ દેવની થવાની છે જ્ઞાનીની કૃપાથી કહેવાય છે ઘણા જીવો આ ઠેકાણેથી દેવલોકમા જવાના છે, બીજી ગતિ નહીં માટે લૂંટલૂંટ લેવા જેવું છે આ અવસર ફરીથી નહિ આવે બીજા ભવમા નહિ સાભળો માટે ચેતી જજો કામ થઈ જશે અત્યારથી, હમણાથી પણ ચેતશો તો કામ થશે ટેક પકડીને લક્ષ લીધો તેનું કામ થશે આ સમજીને આત્માર્થે કર્યું તેણે અવતાર સફળ કર્યો અપૂર્વ વાત છે! માર્ગ જણાશે છે મહેમાન છો, માટે ચેતજો હવે તો બળિયા થઈને, શૂરા થઈને ચેતજો

કૃપાળુદેવે કહેલું 'હે! મુનિ, હવે બાળી—જાળી, દહાડા—પવાડા કરીને ચાલ્યા જાઓ' અમે સાત સાધુ હતા તેમને જોઈ જોઈને કૃપાળુદેવ રાજી થતા હતા મૂળ પકડ શ્રદ્ધાની હતી મુખ્ય વાત સમકિત પામવું તે પકડાયું નથી બીજુ બધુ હવે બાળી—જાળી નાખો બધુ પર છે, પુદ્ગલ છે પોતાનો એક આત્મા હદ વાત કરી છે! જગાડ્યો છે જાગે ત્યારે દિવસ વળે તમારી માન્યતા સાચી થઈ તો અહીં આવી રહો છો આ અવસર તો પોતાના દિવાળીના દહાડા જાણો એક વચન કાનમા પડે તો કામ થઈ જાય આજ પારખુ નથી, ઓળખાણ નથી એ જ પકડ એનું કહેલું, બીજી વાત નહી ધણી એક છે સંસારમા જેમ એક ધણી કરે છે તેમ એક જ ધણી કરી લેવાનો છે

***

તા ૧૯—૧૧—'૩૫, સાંજના

પંનાક ૪૩૨ નુ વાચન —

"આત્માને વિભાવથી અવકાશિત કરવાને અર્થે અને સ્વભાવમા અનવકાશપણે રહેવાને અર્થે કોઈપણ મુખ્ય ઉપાય હોય તો આત્મારામ એવા જ્ઞાનીપુરુષનો નિષ્કામબુદ્ધિથી ભક્તિ-

---

મધાના પાણી મળવા મુશ્કેલ હતા એટલે રાજાએ જાહેરાત કરાવી કે કોઈએ મધાના પાણી સઘર્યા હોય તો તેને માટે તે જે માગશે તે રાજા આપશે

એક વણિકે મધાના પાણીના ટાકા ભરી રાખેલા તેણે જોઈએ તેટલું પાણી લઈ જવા કહ્યુ

એક અઠવાડિયા સુધી તે મધાના પાણીનુ સેવન કરવાથી રાજપુત્રનો રોગ મટી ગયો. પછી રાજાએ તે શેઠને જે જોઈએ તે માગો, એમ કહ્યુ

તેણે કહ્યુ મારા ગુરુની સૂચનાથી મે આ પાણી સંઘરી રાખ્યા હતા તેથી મારે કાઈ જોઈતું નથી પણ 'આપ તેમનો સમાગમ કરશો તો આ પાણી કરતા વધારે લાભ થશે

યોગરૂપ સંગ છે. તે સફળ થવાને અર્થે નિવૃત્તિ ક્ષેત્રમાં તેવો જોગ પ્રાપ્ત થવો એ કોઈ મોટા પુણ્યનો જોગ છે, અને તેવો પુણ્યજોગ ઘણા પ્રકારના અંતરાયવાળો પ્રાયે આ જગતને વિષે દેખાય છે. માટે અમને વારંવાર, સમીપમાં છીએ એમ, સંભારી જેમાં આ સંસારનું ઉદાસીનપણું કહ્યું હોય તે હાલ વાંચો, વિચારો. આત્માપણે કેવળ આત્મા વર્તે એમ જે ચિંતવન રાખવું તે લક્ષ છે, શાસ્ત્રના પરમાર્થરૂપ છે."

૧. મુમુક્ષુ—આત્મા આત્માપણે વર્તે તે લક્ષ શી રીતે થાય?

૨. મુમુક્ષુ—સત્પુરુષ મળ્યા નથી, તેની આજ્ઞા મળી નથી. સત્પુરુષની શ્રદ્ધા અને નિશ્ચય કર્યો હોય તો તે લક્ષમાં હોય તેથી સાધન સવળાં થાય છે. "નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય" "વીતરાગનો કહેલો પરમ શાંત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે....હે! જીવ, હવે તારે સત્પુરુષની આજ્ઞા નિશ્ચય ઉપાસવા યોગ્ય છે." તે જ્ઞાની પુરુષની પાસે સાંભળીને દૃઢ થવું જોઇએ.

પ્રભુશ્રી—આ જડને કંઈ કહેવું નથી. ચૈતન્યને કંઈ જોઇએ કે નહિ? બોધ, બોધ જેમ લૂગડું મેલું હોય તો સાબુ લગાડી પાણીથી ઊજળું કરે છે. માટે ફર્યું કે નહિ? અનંત કાળથી અજ્ઞાન છે. તે જ્ઞાન મળવાથી નાશ થાય. ગુરુગમ નથી, બક્ મમાં જાય છે. અંતરંગથી કર્યું હોય તો તે કામનું છે. માટે આવો અવસર પામીને કર્તવ્ય છે. સાચા પુરુષ, સદ્ગુરુ મળે તો લેખાનું. તે ધ્યાનમાં નથી. એક વચન હોય તો પણ આ ભવમાં અને પરભવમાં સુખી થાય. 'વીતરાગનો કહેલો પરમશાંત રસમય ધર્મ' નો પાઠ બોલો.

૩. મુમુક્ષુ—'વીતરાગનો કહેલો પરમ શાંત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે એવો નિશ્ચય રાખવો. જીવનાં અનધિકારીપણાને લીધે તથા સત્પુરુષના જોગ વિના સમજાતું નથી; તોપણ તેના જેવું જીવને સંસારરોગ મટાડવાને બીજું કોઈ પૂર્ણ હિતકારી ઔષધ નથી એમ વારંવાર ચિંતવન કરવું. આ પરમ તત્ત્વ છે; તેનો મને સદાય નિશ્ચય રહો; એ યથાર્થ સ્વરૂપ મારા હૃદયને વિષે પ્રકાશ કરો અને જન્મમરણાદિ બંધનથી અત્યંત નિવૃત્તિ થાઓ, નિવૃત્તિ થાઓ. હે! જીવ, આ ક્લેશરૂપ સંસારથકી વિરામ પામ, વિરામ પામ. કંઈક વિચાર, પ્રમાદ છોડી જાગૃત થા; જાગૃત થા; નહીં તો રત્નચિંતામણિ જેવો આ મનુષ્યદેહ નિષ્ફળ જશે. હે! જીવ, હવે તારે સત્પુરુષની આજ્ઞા નિશ્ચયે ઉપાસવા યોગ્ય છે. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ"

પ્રભુશ્રી—જીવને વિઘ્ન ઘણાં. પ્રમાદ અને આળસે ભૂંડું કીધું. રોજ બોલે તો પર્યાય સારા થાય; પુદ્ગલ સારાં બંધાય, હિત થાય. લક્ષ કોને છે? સામાન્યમાં જાય છે. મને લક્ષમાં છે, મોઢે છે, એમ સામાન્ય કરી નાખ્યું. આ તો જ્ઞાનીપુરુષનું કહેલું, તેથી હિત થાય.

જન્મ, જરા અને મરણે કોઈને છોડયા નથી; ત્યાં આત્મસુખ નથી. તેથી જન્માદિથી છૂટવું છે. કૂંચી વગર નહિ છુટાય. કૂંચી જોઈએ. તે હોય તો આત્મસુખ મળી આવે. માટે ગુરુગમ જોઇએ. આત્માનું રૂડું થાય તો સાચા ગુરુથી. તેની ઓળખાણ નથી થઈ. ઠેર ઠેર ગુરુ હોય છે અને કરે છે તે નહિ. કરે તેનું ફળ મળે; પણ મોક્ષ ન થાય. જન્મ-મરણથી છૂટીને, મોક્ષ આ જીવ નથી પામ્યો; અને સમકિત પણ તે નથી પામ્યો. બાપ એક જ હોય. હવે સમ વસ્તુ મોટી છે. બધે સાક્ષાત્ મારો આત્મા છે એમ જોવું. પર્યાયદૃષ્ટિમાં આખું

જગત છે અને તેથી બંધન છે ટૂંકામાં કહ્યું ધીંગ ધણી તો માથે છે પણ છે તેનો ભુલાવો છે જ્ઞાની ન હોય, ગુરુ ન હોય તેને ગુરુ કહે! હવે જવા દેને બધું, ન ખબર પડે તો મધ્યસ્થ રહે યથાતથ્ય જ્ઞાની હોય તે જ્ઞાની

[1]इक्कोवि नमुक्कारो जिणवरवसहस्स वद्धमाणस्स ।
संसारसागराओ तारेइ नरं व नारीं वा ॥

—આટલું કરવાનું છે એકલો આવ્યો ને એકલો જશે મારું કોઈ નથી એક ધર્મ નથી કર્યો સત્પુરુષની વાણી દીવો છે

" નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્યશક્તિમાન જેથી જંજીરેથી નીકળે. " (શ્રીમદ્ રાજચંદ્ર)

ડાહ્યો ન થઈશ સૌથી મોટો સમભાવ છે આ મોક્ષનો રસ્તો છે [2]"એકે જીયે જીયે પંચ, પંચે જીયે જીયે દસ" વાત ઘણી કરવી છે અવસ્થા થઈ છે ઘરડું પાન ખરી પડેલ, બગડી ગયેલું છે જોગ નથી બીજા બધા પર્યાય નાશવંત છે, મૂકીને જવાનું છે

***

તા ૨૦-૧૧-'૩૫, સાંજના

પત્રાંક ૭૫૩ નું વાચન —

"જે સ્વરૂપજિજ્ઞાસુ પુરુષો છે તે પૂર્ણ શુદ્ધ સ્વરૂપને પામ્યા છે એવા ભગવાનના સ્વરૂપમાં પોતાની વૃત્તિ તન્મય કરે છે, જેથી પોતાની સ્વરૂપદશા જાગ્રત થતી જાય છે અને સર્વોત્કૃષ્ટ યથાખ્યાત ચારિત્રને પ્રાપ્ત થાય છે જેવું ભગવાનનું સ્વરૂપ છે, તેવું જ શુદ્ધનયની દૃષ્ટિથી આત્માનું સ્વરૂપ છે આ આત્મા અને સિદ્ધ ભગવાનના સ્વરૂપમાં ઔપાધિક ભેદ છે સ્વાભાવિક સ્વરૂપથી જોઈએ તો આત્મા સિદ્ધ ભગવાનની તુલ્ય જ છે સિદ્ધ ભગવાનનું સ્વરૂપ નિરાવરણ છે, અને વર્તમાનમાં આ આત્માનું સ્વરૂપ આવરણસહિત છે, અને એ જ ભેદ છે વસ્તુતાએ ભેદ નથી. તે આવરણ ક્ષીણ થવાથી આત્માનું સ્વાભાવિક સિદ્ધ સ્વરૂપ પ્રગટે છે"

પ્રભુશ્રી—પરમાર્થમાં તન્મય થવાય તો ?

આમાં કોઈએ નથી કર્યું એમ નથી બધા આત્મા છે આ સંસારની માયામાં, હાયવોય ને કડાકૂટમાં વૃત્તિ તન્મય કરે છે પણ આ જે આત્મા છે તેની વાત વીસરી ગયા છે આત્મા છે તેની તો ફિકર નહીં

" હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?
કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરહરું ? "

આત્મા વિષેની વાત કોઈને સાંભરતી નથી પણ મનુષ્યભવ પામ્યા છો ભલે! બાઈ—

---

૧ જિનવરવૃષભ એવા શ્રી વર્ધમાન સ્વામીને કરેલો એક પણ નમસ્કાર સંસારસમુદ્રથી તારે છે—ભલે તે નર હોય કે નારી હોય

૨ એક મન જિતાય તો પાંચે ઇન્દ્રિયો જિતાય. અને પાંચ ઇન્દ્રિયનો જય થાય ત્યાં મન, પાંચ ઇન્દ્રિયો અને ક્રોધાદિ ચાર કષાય મળી દશેય જિતાય.

ભાઈ હો; પણ આત્મા બાઈ-ભાઈ, નાનો મોટો, સુખી-દુઃખી, ઘરડો-જુવાન નથી. ભૂંસાડિયો કરી નાખ. બધું નાશવંત છે. આખો લોક ત્રિવિધ તાપથી બળ્યા કરે છે. માટે આત્મા બાબતની કાળજી નથી તે રાખો. આ પરમાર્થે સવાલ નીકળ્યો છે. કોઈપણ પરમાર્થે તન્મય થાઓ. બધું પડી રહેશે, કંઈ હારે નહિ આવે. એક આત્મા છે. મનુષ્યભવ સારો કહેવાણો, તેમાં ય દુઃખ ઘણાં: વ્યાધિ, દુઃખ-સુખ, મોં-માથું, હાથપગ દુખે. બધો દગો! તે આત્મા નહીં, તેને માની બેઠા આત્મા કે 'હું છું', 'મને સારો કીધો, નબળો કીધો,' પણ આ નહીં. આવો દહાડો ફરી નહિ આવે. લીધો તે લહાવો. અહીં બેઠા સાંભળવા તો પુણ્યના ઢગલા બંધાય. બાકી બધે રાગદ્વેષ—જગત આખામાં ધમાધમ ને કડાકૂટ છે. તેની ફિકર કરે છે, અને તે તો જવાનું છે. જ્ઞાનીપુરુષે કહ્યું કે એ બધું મૂકયા વગર છૂટકો નથી. માટે તે બાબત સત્સંગમાં બોધ સાંભળીને માહિત થવું. એને જ સંભારવો અને એની જ ખબર લેવી. માટે ખરું લેવાનું શું છે? આત્મા; તેની ખબર લો. માટે ચેતી જાઓ એક આત્મા, બાકી બધો દગો છે. કોઈ કોઈનું છે નહિ. એકલો આવ્યો, એકલો જશે. '**अप्पा कत्ता विकत्ता च, दुहाण य सुहाण य**' સુખ દુઃખનો કર્તા પોતે એકલો. માટે તેની ખબર લેવા ઝૂકી જવું, શૂરા થઈ જવું બીજી જગતની માયાના રંગ જોવા દોડશે; પણ જે છે-આત્મા-તેને પડચો મેલ્યો. માટે કોઇ એક સત્પુરુષ શોધો, તેને ઓળખો. કોઈ ઠેકાણે પ્રીતિ કરવા જેવું નથી. સૌને ખમાવીએ છીએ.

કેટલું પોકારીને કહી દીધું! પણ ચોપડામાં; મોઢે કરીને બેઠા, પણ ત્યાંનુ ત્યાં. જગતમાં કહેવાય છે કે 'પાનું ફરે ને સોનું ઝરે' તે સ્વાર્થ છે. માયામાં પ્રીતિ છે, પણ એક જે ભગવાને કહ્યું છે તેમાં પ્રીતિ નહીં. હવે એક થોટ મારીને કહું છું:

" શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયં જ્યોતિ, સુખધામ;
બીજુ કહીએ કેટલુ? કર વિચાર તો પામ. "

'કર વિચાર તો પામ'; માટે વિચાર તો મોટી વસ્તુ છે. પણ તે કયા વિચાર? બીજા ઘણા વિચાર છે તે નહીં. એક આત્મવિચાર.

" આત્મભ્રાન્તિ સમ રોગ નહિ, સદ્‌ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુ-આજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન. "

ઔષધ: વિચાર ને ધ્યાન, આ બે છે આ ઊઘાડું કીધું. હવે શું કહેવું? બીજે ક્યાંય કોઈ જગ્યાએ કોઈની પાસે આ વાત સાંભળશો? ક્યાંય નહિ મળે. જાવ તો ખરા, બધી માયા. આ જગ્યા કેવી છે? કાનમાં, પડચું તો પુણ્યના ઢગલા બંધાય છે. બીજે કયાંય શોધ, લેવા તો જા; નહિ મળે. માયા મળશે, પણ આ નહિ મળે. અવસ્થા આવી છે. વ્યાધિ બધી હાજર થાય તે ના કેમ કહેવાય? આવો, તેથી વધારે આવો. 'છૂટે છે, જાય છે'-આવું નથી કર્યું.

" ધીંગ ધણી માથે કિયા રે, કુણ ગંજે નર ખેટ;
વિમલ જિન, દીઠાં લોયણ આજ. "

એક ધણી કીધો હોય તો પછી વ્યાધિ દુઃખ પીડા હોય પણ તેને શું થાય છે? સમજ ફરી છે આવો, આવો ને બસ આવો—દેવું છૂટે છે. બીજાને એ બધું 'મને થાય છે,' 'મને

દુઃખ થાય છે', 'મને વ્યાધિ થાય છે', 'મને પીડા થઈ'—'મારું-મારું' કરે ! સમજ ફરી છે તેને કોઈ ટૂંકારો કરે, કડવું કહે, ગાળ ભાંડે તો જાણે કે મારા કર્મ ખપ્યા, બીજાને 'મને ગાળ ભાંડી,' 'મને કહ્યું' 'મને,' 'મને' થાય ત્યાં બંધાય માટે મહેમાન છો, બે ઘડી દહાડો છે, માટે ચેતી લ્યો અને સૌને ખમાવો.

"અધમાધમ અધિકો પતિત, સકલ જગતમાં હુંય,
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય ?"

આ ગાથા રામબાણ છે, જેમ તેમ નથી, અધમાધમ એટલે પોતે દોષવાળો થયો અને બીજાને માથાના મુગટ બનાવ્યા બીજું બધું દુઃખ સુખ, ઘરડો-જુવાન, નાનો મોટો, બાઈ ભાઈ—તેને આત્મા નહીં ગણ્યું સંસારમાં દુઃખ, દુઃખ અને દુઃખ છે—પાર આવે તેવું નથી, અપાર દુઃખથી ભરેલો છે અહીં આવ્યો તોપણ દુઃખ, હરતા-ફરતાં પણ દુઃખ ! આટલું કહું છું તે પરમાર્થે, કંઈ સ્વાર્થે નથી, તેમ સંભળાવવા પણ નહીં—કરજો મૈત્રીભાવ, પ્રમોદ કારુણ્ય અને મધ્યસ્થભાવ આ લક્ષ રાખે તો બેડો પાર આ જેવા તેવાના વચન નથી એક કૃપાળુદેવ હાજરાહજુર બેઠા છે આ ગયા, તે ગયા, ફલાણાભાઈ મરી ગયા એમ બોલે છે પણ ઓળખાણ નથી 'સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો' શું એને ભૂલી જઈશ ના, ના. એને (એ કડીને) સંભારવા જેવી છે, ચિન્તામણિ છે તૈયાર થઈ જાઓ, આ કહેવું છે માટે છૂટકો નથી મળી મળીને સૌ સૌને રસ્તે પડે છે પછી થઈ રહ્યું

સમ્યગ્દૃષ્ટિ જીવ જે કરે તે સવળું આ શું હશે ? જેમ કરે તેમ સવળું, એ વાત વિચારવા જેવી છે. એ સવળું કેમ ? કોઈ કહેશો ?

૧ મુમુક્ષુ—જેની જેવી દૃષ્ટિ જેવા ચશ્મા પહેરે તેવું દેખાય લીલા ચશ્મા પહેરે તો લીલું દેખાય તેમ સમ્યગ્દૃષ્ટિ પુરુષોએ સમ્યગ્દર્શનરૂપી ચશ્મા પહેર્યાં છે તેથી સવળું દેખાય છે

૨ મુમુક્ષુ—સમ્યગ્દૃષ્ટિ પુરુષોએ પ્રત્યક્ષ સર્વથી ભિન્ન એવું પોતાનું સ્વરૂપ જોયું, સમ્યગ્દૃષ્ટિએ 'સમ' એવો આત્મા દીઠો—'सम्मद्दिठी न करेइ पाव' એમને પ્રિય-અપ્રિય કંઈ રહ્યું નહીં

પ્રભુશ્રી—'જે જાણ્યું તે નવિ જાણ્યું, જે નવિ જાણ્યું, તે જાણ્યું' માટે સવળું થયું સમ્યગ્દૃષ્ટિને પર્યાયદૃષ્ટિ નથી 'પર્યાયદૃષ્ટિ ન દીજીએ' તે મૂકવાની છે

૧ મુમુક્ષુ—"હોત આસવા પરિસવા, નહિ ઇનમે સંદેહ,
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહિ"

પ્રભુશ્રી—આ વચનોએ તો ભેદ પાડી આપ્યો છે આ તો અમૃત—સાકર, ગોળ જેમ ગળ્યા હોય તેવું મીઠું ! દૃષ્ટિની ભૂલ એ વાત બરાબર છે, પણ હવે શું છે ? કેમ છે ? શું કરવાનું છે ? અને શું રહ્યું છે ? મેં કૃપાળુદેવને કહ્યું કે હું તો બધે 'ભ્રમ' જોઉં છું તો કહે 'બ્રહ્મ'—આત્મા જુઓ આમાં મર્મ ગયો છે 'આત્મા જુઓ', તે વચનનો બોધ થયો, તો તે કેમ ? બોલો જેને કહેવું હોય તે કહો.

૨ મુમુક્ષુ—જગત જે ભ્રમસ્વરૂપ છે તેને જોનારો આત્મા છે, માટે પહેલા તેને જુઓને !

આ બધું જાણનાર, જોનાર આત્મા છે, તો તેને જૂઓ. પોતાને ખબર ન હોય તો, જ્ઞાનીની શ્રદ્ધાએ જોઉં છું, જાણું છું, એવી ભાવના કરે.

૩. મુમુક્ષુ—ભ્રમ છે તે પર્યાયદૃષ્ટિ છે અને આત્મા છે તે દ્રવ્યદૃષ્ટિ છે. આત્માના ઉપયોગ માટે દ્રવ્યદૃષ્ટિ ઉપયોગી છે. બીજે ન જોતાં આત્મા તરફ દૃષ્ટિ કરાવી તે દ્રવ્યદૃષ્ટિ થઈ અને તે કરાવી.

પ્રભુશ્રી—જ્ઞાનીએ જોયો છે. યોગ્યતાની ખામી છે, ત્યાં દૃષ્ટિની ભૂલ છે, તે ફરી નથી. બીજાની નહિ પણ જ્ઞાનીની 'દૃષ્ટિ'. બીજાની નહિ કહેવાય. હવે શું કરવું ? કંઈ ઉપાય ? બહુ વાત કરી—કોઈની ઉત્થાપી નથી, મરજાદ રાખીને વાત કરી.

૪. મુમુક્ષુ—કૃપાનાથે આપને હથેળીમાં 'બ્રહ્મ' લખીને બતાવ્યું છે.

પ્રભુશ્રી—કોણ ના પાડે છે ? પણ એનું એની પાસે. આપણે તો સમજવું ને ? હવે કરવું શું ?

૨. મુમુક્ષુ—જ્ઞાનીનો પલ્લો પકડવો.

પ્રભુશ્રી—એ ના કોણ પાડે છે ? પણ હવે અત્યારે આપણા હાથમાં શું છે ? બીજાં બધાં પુદ્ગલ અને કર્મસંજોગ, હવે શું ?

૫. મુમુક્ષુ—સત્પુરુષાર્થ અને સદ્ભાવ કરવાના બાકી છે.

પ્રભુશ્રી—બધું કર્યું છે. પણ હવે છેલ્લું કહી દઉં છું: ભાવ અને શ્રદ્ધા. 'सद्धा परम दुल्लहा'. એણે કહી તે શ્રદ્ધા કરી તો પછી તાળી ! અત્યારે આત્મભાવ અને શ્રદ્ધા આ બે વાત હાથમાં છે. ચેતો ! ચેતો ! મારો તો ભાવ; તે માનું, હવે બીજું ન માનું. 'વાત છે માન્યાની.' આ વાત આવી. ભાવ અને શ્રદ્ધા કરવી પડશે. માટે ચેતી જાઓ.

*

[ દેવવંદન કરવા આવતી વખતે તથા જતી વખતે ]

આત્મા છે. તે જ્ઞાનીએ જાણ્યો છે. નાના મોટા, બાઈ ભાઈ, બધાઓને આ દેવવંદન કરવા જેવું છે. આ દેવવંદન તો પ્રતિક્રમણ જેવું છે. જીવને ખબર નથી. આવું ક્યાંથી મળે ?

***

ૐ નમઃ તા. ૨૧–૧૧–'૩૫, સવારના

પત્રાંક ૨૪૯ નું વાંચનઃ—

" કરાળ કાળ હોવાથી જીવને જ્યાં વૃત્તિની સ્થિતિ કરવી જોઈએ. ત્યાં તે કરી શકતો નથી. સદ્ધર્મનો ઘણું કરીને લોપ જ રહે છે. તે માટે આ કાળને કળિયુગ કહેવામાં આવ્યો છે.

સદ્ધર્મનો જોગ સત્પુરુષ વિના હોય નહિ; કારણ કે અસતમાં સત્ હોતું નથી.

ઘણું કરીને સત્પુરુષનાં દર્શનની અને જોગની આ કાળમાં અપ્રાપ્તિ દેખાય છે. જ્યારે એમ છે, ત્યારે સદ્ધર્મરૂપ સમાધિ મુમુક્ષુપુરુષને ક્યાંથી પ્રાપ્ત હોય ? અને અમુક કાળ વ્યતીત થયાં છતાં જ્યારે તેવી સમાધિ પ્રાપ્ત નથી થતી ત્યારે મુમુક્ષુતા પણ કેમ રહે ?

ઘણુ કરીને જીવ જે પરિચયમા રહે છે તે પરિચયરૂપ પોતાને માને છે જેનો પ્રગટ અનુભવ પણ થાય છે કે અનાર્યકુળમા પરિચય કરી રહેલો જીવ અનાર્યરૂપે પોતાને દઢ માને છે અને આર્યત્વને વિષે મતિ કરતો નથી.

માટે મોટા પુરુષોએ અને તેને લઈને અમે એવો દઢ નિશ્ચય કર્યો છે કે જીવને સત્સગ એ જ મોક્ષનુ પરમ સાધન છે

પોતાની સન્માર્ગને વિષે યોગ્યતા જેવી છે, તેવી યોગ્યતા ધરાવનારા પુરુષોનો સગ તે સત્સગ કહ્યો છે મોટા પુરુષના સગમા નિવાસ છે તેને અમે પરમ સત્સગ કહીએ છીએ, કારણ એના જેવુ કોઈ હિતસ્વી સાધન આ જગતમા અમે જોયુ નથી અને સાભળ્યુ નથી.

પૂર્વે થઈ ગયેલા મોટા પુરુષનુ ચિંતન કલ્યાણકારક છે, તથાપિ સ્વરૂપસ્થિતિનુ કારણ હોઈ શકતુ નથી, કારણ કે જીવે શુ કરવુ તે તેવા સ્મરણથી નથી સમજાતુ પ્રત્યક્ષ જોગે વગર સમજાવ્યે પણ સ્વરૂપસ્થિતિ સભવિત મા નીએ છીએ, અને તેથી એમ નિશ્ચય થાય છે કે તે જોગનુ અને તે પ્રત્યક્ષ ચિંતનનુ ફળ મોક્ષ હોય છે, કારણ કે મૂર્તિમાન મોક્ષ તે સત્પુરુષ છે

મોક્ષે ગયા છે એવા (અર્હંતાદિક) પુરુષનુ ચિન્તન ઘણા કાળે ભાવાનુસાર મોક્ષાદિક ફળદાતા હોય છે સમ્યક્ત્વ પામ્યા છે એવા પુરુષનો નિશ્ચય થયે અને જોગ્યતાના કારણે જીવ સમ્યક્ત્વ પામે છે ”

આત્મા કરવા જ આવ્યો છે, પણ કર્મ, કર્મ ને કર્મ કરે છે તે બધન છે કૃપાળુદેવનાં વચન – વીસ દોહા અપૂર્વ છે! પણ જીવે સામાન્ય કરી નાખ્યા. અલૌકિક દૃષ્ટિથી વિચાર નથી કર્યો આવું ચિંતામણિ રત્ન તે કાકરાની માફક જાણ્યું આ વચન! કૃપાળુદેવની કૃપાથી મળેલા વીસ દોહા આત્મભાવથી બોલવાના છે અને ઉપયોગમા રહે તો કર્મની કોડ ખપે છે

“ પ્રભુ પ્રભુ લય લાગી નહીં, પડ્યો ન સદ્ગુરુ પાય,  
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય? ”

આ સવાલ નીકળ્યો તેમા ઉપયોગ આવી જાય તો કોટિ કર્મ ખપી જાય. આ ભાવના, ઈચ્છા કરે તો બીજી માઠી ગતિનો નાશ થઇ દેવની ગતિ થાય. આવું છે, તે સામાન્યમા અને લૌકિકમા કાઢી નાખ્યું આ સભળાતું હશે?

૧ મુમુક્ષુ—હા, સભળાય છે

પ્રભુશ્રી—બધાને સભળાય છે?

૧ મુમુક્ષુ—બધાને ક્યાથી સભળાય? જેને સભળાય તેને સભળાય

પ્રભુશ્રી—કહેવાનું કારણ, શ્રવણ થવું જોઈએ મોટાની વાત કહેવાની થઈ વસ્તુ આવી છે અને કામ આ કરે છે સાંભળો છો? અહીં આવીને તો પુણ્યના દળિયા બધાય. વીતરાગ માર્ગમા અને તેની વાણીમા તો જરા રજ ન સમાય તેવુ છે તેની વાણીનું પારખુ હોય છે— જેવી રીતે બીજી કોઈ વસ્તુનું પારખુ હોય છે તેમ. હવે આ મનુષ્યભવ હાથમાથી જતો રહે તો પછી પત્તો ન લાગે માટે જોગ અપૂર્વ છે આ કાનમા પડે છે તો લાભ થાય છે માટે શુ વિશેષ કહેવું? ટૂકામા કહેવાનું કે ‘ભાવ’ છે અને ‘પરિણામ’ છે પોતાના ભાવથી જ સમકિત અને કેવળ જ્ઞાન પામે અનતા કાળથી ઓઘા–મોમતી (મુહપત્તી), જપતપ, વગેરે સાધન કર્યા તો તેના ફળ મળ્યા—નિન્દા નથી કરવી આ કોઈ અપૂર્વ વાત છે વાત છે

કાલાઘેલાની, પણ કાઢી નાખવાની નથી. કોઈ કહે કે મહારાજ તો ઉપદેશ દે, એમનું કામ છે. આમ સામાન્ય કરી નાખે છે તે ન કરશો. આ તો હરખથી કહેવાય છે. તેમાંથી જેમ બને તેમ કરવા યોગ્ય છે, લૂંટંલૂંટ લેવા જેવું છે. આ મોટી આંટી છે. આડે આવે તે તો કોરે કરવું પડે. જેવી તેવી વાત નથી; મહા લાભકારી છે. એમ સમજે કે મારાં ધન્ય ભાગ્ય કે આ વાત કાનમાં પડે છે. ખરેખરો સાંભળવાનો અવસર આવ્યો છે; બીજા બધા અવતાર થયા છે, પણ આત્મા નથી સરી ગયો. બીજાં બધાં સાધન બંધનકર્તા છે.

"સૌ સાધન બંધન થયાં, રહ્યો ન કોઇ ઉપાય;
સત્સાધન સમજ્યો નહીં, ત્યાં બંધન શું જાય?"

સત્સાધન! આ તે કંઈ વાત! કરવાલાયક તો ખરું. ફરીને આવો અવસર લાખો રૂપિયા આપતાં પણ ન મળે. જ્ઞાની પુરુષે દયા કરી છે. ધન, પૈસા–ટકા, છોકરાં–છૈયાંની ઈચ્છા કરે ને રાખે છે; તો પછી આની નહીં? આની ઈચ્છા રાખી હોય તો કામ આવે. કાન ધર, ધ્યાન રાખ. સત્સંગ અપૂર્વ છે! ફિકર કરવાની, ચિંતા કરવાની આ છે. અરેરે! મહા દુઃખ છે. ભગવાને કહી દીધું : 'समयं गोयम मा पमाए'– એક સમયનો પણ હે! ગૌતમ, પ્રમાદ કરીશ નહીં. પળ જે ગઈ તે પાછી નહીં આવે. માટે અલેખામાં જાય છે. કરવાનું તે તો રહી ગયું. આ કાળ પંચમ,-સૌથી આકરામાં આકરો આવ્યો છે. તે વાત મોટા પુરુષોએ કહી દેખાડી.

સમાધિ શાથી હોય? હવે કંઈ છે?

૧. મુમુક્ષુ—સત્પુરુષનાં દર્શન અને જોગ એ બે જોઈએ.

પ્રભુશ્રી—ગફલતમાં જાય છે. ચિંતામણિ જેવો આ મનુષ્યભવ તેને આમ સામાન્ય કરી નાખ્યો. ખબર નથી. હીરો બાળકના હાથમાં આવ્યો પણ તેને ખબર નથી, તેમ જગતમાં ઓળખાણ નથી. બીજું બધું માયાનું જોવા દોડે છે. ધૂળ પડી તેમાં! પણ જે જોવાનું છે તે રહી ગયું છે! આત્મા જેવી કોઈ વસ્તુ નથી. તેની હવે ક્યાં સંભાળ લેશે? બફમમાં ગયું. ઘરેણાં–ગાંઠાં, લુગડાંલત્તાં, વગેરે મારાં મારાં કરે, પણ આત્મા નહિ!

"હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરું?"

જે કરવાનું છે, જેની વાત સાંભળવાની છે તે રહી જાય છે. બીજી વાતો કાન ધરી સાંભળશે અને આ નહિ! આ તો હું જાણું છું, મને ખબર છે. પણ નહિ, ખબર નથી. થપ્પડ વાગી નથી. કંઈ ન આવડે તોપણ 'આત્મા છે', 'જ્ઞાની કહે છે તે મને માન્ય છે.' તેમાં કંઈ પૈસાટકા આપવાના નથી; પણ એક વિચાર કરવાનો છે. 'કર વિચાર તો પામ.' આ પ્રત્યક્ષ પુરુષનાં વચન છે. તે સાંભળવામાં લાભ હોય. એ આત્મા તો જ્ઞાનીએ જોયો છે. તે આ ચર્મચક્ષુથી નહીં જોવાય, દિવ્યચક્ષુથી જોવાશે; તે જ્ઞાન છે. જ્ઞાન ચક્ષુ છે. આ બધા કોણ છે? કોણ સાંભળે છે? આત્મા. જે વાત કરવા જેવી છે તે પડી રહી છે અને પરવસ્તુ જુએ છે. આ જીવ કલ્પનાઓ કરે છે; અને તેનો તો પાર ન આવ્યો. પોકાર કરું છું, હો! બીજી જગ્યાએથી છૂટીને આત્માની જગ્યાએ કેમ બેસાય? વિશ્વાસ ક્યાં છે? નહીં તો કહી દઈએ.

જ્ઞાનીના વચન અંતરમાં કોતરીને, ટાંકીને રાખો જેમ મોં કડવું ઓસડ હિતને માટે પાય તેમ કહેવું છે

"અંતિમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે."

આમાં શું કીધું? પણ તું તે સાંભળ, માન્ય કર સાંભળ, તો કામ થયું ભાવ કરે તો કામ થાય બીજાની ફિકર અને ચિંતા કરે છે, તો આની નહિ? બેઠો બેઠો કલ્પનાઓ કરશે, પણ તે તો બધા બાંધેલા સંસ્કાર

"સૌ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય,
સત્સાધન સમજ્યો નહીં, ત્યાં બંધન શું જાય?"

આવી વસ્તુ છે, ચમત્કારી કીધી 'સત્સાધન સમજ્યો નહીં' સદ્ગુરુના વચન છે, પ્રત્યક્ષ પુરુષની વાણી છે, જેવા તેવા નથી, કહી શકાય તેમ નથી—આ તો કાલાવાલા થાય છે દાળ ચઢી ન હોય ત્યાંસુધી જુદી રહે, ચઢી એટલે થયું, મળી જાય પ્રભુ, સૌનું સારું, કરજો જેમ ચૂંટીઓ ભરીને, વઢીને, મારીને જગાડે, પછી જુએ, તેમ આ જોવાનું છે વાણી સત્પુરુષની સાંભળી નથી કંઈક મારીને, વઢીને, કહીને, ઠપકો દઈને પણ કરાવવું છે, મુકાવવું છે અવસર આવ્યો છે! માટે પોતાને માટે તૈયાર થઈ જાઓ પોતા માટે છે, બીજા માટે નહીં આ કહી શકાય તેવું નથી

તા ૨૧-૧૧-'૩૫, સાંજના

જેવી તેવી આંટી નથી બહુ આંટી આવી છે પુરુષાર્થનું કામ આવ્યું. "જો ઇચ્છો પરમાર્થ તો કરો સત્ય પુરુષાર્થ" સમજાય તો સારું, તે વગર નકામું 'કરો સત્પુરુષાર્થ' તે શું કીધું?

૧ મુમુક્ષુ—જીવોને સંસારદુઃખથી છૂટવું હોય તો સત્પુરુષાર્થ કરવો સત્પુરુષના આશ્રયે આત્મકલ્યાણના સર્વ સાધન કરવા તે સત્પુરુષાર્થ

૨ મુમુક્ષુ—મોક્ષના માર્ગમાં મોટો પહાડ—અંતરાયરૂપી પહાડ આડો પડ્યો હતો, તે કૃપાળુદેવે કાઢીને ફેંકી દીધો, ઉથલાવી દીધો, દૂર કરી નાખ્યો તેમણે કહેલું કે અમારા જેવા તમારે માથે છે તો શી ફિકર છે? તમો માત્ર પુરુષાર્થ કરો

૩ મુમુક્ષુ—જ્ઞાનીનો માર્ગ અંતરનો છે આ જીવે બાહ્યવૃત્તિથી વિપરીત કલ્પના મોક્ષની કરી તેથી મોક્ષ શું તેની ખબર ના પડી આત્માના અંતર્પરિણામ સદાકાળ સાથે છે, તે જીવે જાણ્યા નથી જીવ જો સાચો પુરુષાર્થ કરે તો એને માર્ગ મળે છે સાચા પુરુષાર્થની ખામી છે જીવ પોતાની સમજણે માર્યો જાય છે

પ્રભુશ્રી—સાચો પુરુષાર્થ કરે તો મળે બધી વાત કીધી તે ઠીક છે, સાચી છે, પણ ખામી આવી, કહેવું એટલું છે કે ભાવ—

"ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળજ્ઞાન."

બધા પાપનો બાપ ભાવ છે. જેને જે કંઈ ભાવ આવ્યો તે, ના ન પડાય. બીજા ભાવ કરે છે, તેથી બીજું થાય છે આત્મભાવ નથી કર્યો. ભાવ કરશે ત્યાં પરિણામ થશે. દાળ મેલી છે તો ચઢશે, તો તેની પાછળ ઢોકળી પણ ચઢશે પરિણામથી છે. પણ 'ભાવ બડો સંસારમેં.' મોટા પુરુષોએ વાત કરી છે તેનું કોઇને ભાન નથી બેસતાં-ઊઠતાં, ખાતાં-પીતાં, જોતાં કરતાં એક એ જ (આત્મા), તે ભાવની ખબર નથી. બીજું થઈ જાય છે બીજું બાહ્યમાં જોઇને બાહ્ય ભાવ થાય છે, પણ જોવાનું રહી ગયું. જે કહ્યો છે તે ભાવની ખબર નથી. આટલી જ વાત.

૨. મુમુક્ષુ—આત્મભાવ કહ્યો ને?

પ્રભુશ્રી—નામ લેતાં-'સાકર, સાકર,' થયું ગળ્યું? લાગ્યું? ઘડપણ આવ્યું—ડોહા થયા; સાદ ભારે થયો છે, બોલાતું નથી. ગાડાને બધી સામગ્રી હોય ત્યારે ગાડું કે'વાણું અને ત્યારે ચાલે છે. 'આત્મભાવ' નામ તો ચોખ્ખું રૂપાળું દીધું; કોણ ના પાડે છે? પણ તેની તને ક્યાં ખબર છે? કંઈ આડું આવ્યું, તો હવે શું કરવું? પુરુષાર્થ અનંતીવાર કર્યો, તેનાં ફળ મળ્યાં; પણ દી વળ્યો નહિ.

૨. મુમુક્ષુ—હવે તો તે લેતા જવાના છીએ.

પ્રભુશ્રી—બોબડું-તોતડું, ગાંડું-ઘેલું-મર! સૂઝે તેવું દેખાય. તે બધું બહારનું જોશે. "જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી'. મૂંડ મુડાવ્યું, જટા રાખી, રાખ ચોળી, તપ તપ્યો—પુરુષાર્થમાં બાકી ન રાખી; પણ જે કરવાનું છે તે શું? અને શાથી થાય?

૨. મુમુક્ષુ— "વહ સાધન બાર અનંત કિયો,
તદપિ કછુ હાથ હજુ ન પર્યો;
અબ ક્યોં ન બિચારત હૈ મનસેં,
કછુ ઔર રહા ઉન સાધનસેં."

પ્રભુશ્રી—સાકર નાખે તો ગળ્યું થાય; મીઠું નાખે તો તો ખારું થાય. આ તો થપ્પડ મારીને ગોદો મેલ્યો છે: 'અબ ક્યોં ન બિચારત હૈ મનસેં'. કોઈ વિચારતા જ નથી. આનો અર્થ નથી સમજાણો અને કોણ કહે એમ છે? "મુખ આગલ હૈ, કહ બાત કહે?" એ શું? કહી દો.

૨. મુમુક્ષુ—જ્ઞાનીએ જાણ્યો, દેખ્યો તે આત્મા.

પ્રભુશ્રી—કોણ ના પાડે છે? એ જ આત્મા. દિવસ ઊગ્યો તો એ જ ઊગ્યો.

૨. મુમુક્ષુ—એમ તો માથું ફોડતાં પણ પત્તો લાગતો નથી. અને મતિ થાકી જાય છે, કંઈ ઉપાય ચાલતો નથી.

પ્રભુશ્રી—"ચુનીભાઈ, ચુનીભાઈ," કહ્યા કરીએ, પણ ભાળ્યા ન હોય તો ન ઓળખાય; ત્યાં સુધી કચાશ છે, ખામી છે. "પાવે નહિ ગુરુગમ વિના એહિ અનાદિ સ્થિત." તે વગર

નહિ પાવે માટે કંઈક જોઈશે ખામી શેની છે ? યોગ્યતાની સાભળ્યુ, સાભળ્યુ કહેવાય છે, પણ સાભળ્યુ નથી નામ લે છે, વાતો કરે છે, પણ પરિણમ્યુ નથી વાત છે પરિણમ્યાની પાપનો મોટો બાપ ભાવ છે તે વગર કોઈને નહીં થાય ક્ષણે ક્ષણે વૃત્તિ પલટાય છે, માટે બીજુ જુએ છે, તે નો'ય "એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે" બીજુ શુ કહ્યુ ? 'આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યુ' 'વાતે વડા ન થાય' પરિણમ્યે છૂટકો પરિણમવું શુ છે ?

અત્યારે પુરુષાર્થ કીધો પણ અવળો ઊઘમા પણ બોલી ઊઠે 'હું', પણ આ હાથ લાગ્યો નથી આ આંખેથી નહિ જોવાય, તે માટે દિવ્ય ચક્ષુ જોઈશે અને એ જોઈએ છે એનું નામ જ્ઞાન પાડયુ દિવ્ય ચક્ષુ કહો, દીવો કહો—બધો ય બોધ છે, પણ સમજાણું નથી કોઈને કહે કે ભાઈ, આમ થઈને આ તરફથી આવજે તો ત્યાથી અવાય, બીજેથી અવાય નહીં "એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે" એ વચન લેવું છે માન્ય એ છે, ભાવના એ કરાવવી છે આ કોઈ 'ગોકુળ ગામકો પિંડો હિ ન્યારો'

*

આ દેવવદન છે તે જેમ તેમ નથી આમા કર્મ ખપે છે કરવા જેવું છે પુણ્ય બધાય અને દેવગતિ થાય જીવને ખબર નથી

***

તા ૨૨-૧૧-'૩૫, સવારના

પત્રાક ૬૪ નુ વાચનઃ—

"पक्षपातो न मे वीरे, न द्वेष कपिलादिषु ।
युक्तिमद्वचन यस्य, तस्य कार्य परिग्रह ॥" —શ્રી હરિભદ્રાચાર્ય

શુ જોગ! જાગૃત થઈ ગયો ? વચન અમૂલ્ય છે એકેક વચનમા અનત આગમ સમાયા છે તે વચન કહેવાશે મનુષ્યભવ દુર્લભ છે તેમા હાલ પાચ ઇન્દ્રિય, જાણવું, દેખવું, સાભળવું તે મનુષ્યભવને લઈને, તેમા સત્સગ દુર્લભ છે કાળ જાય છે 'समयं गोयम मा पमाओ' આ અલૌકિક વચન છે! કામ છે ભાવનું ભાવ થયો ત્યા પરિણમવું થશે, ભાવ થવો જોઈએ જેમ સસારમાં કહે છે, તને તારુ ભાન છે કે નહિ ? તેમ આ જીવને ભાન રાખી અવશ્ય શ્રવણ કરવું જોઈએ 'सवणे नाणे विन्नाणे' અત્યારે મનુષ્યભવમા સાભળવાની જોગવાઈ છે તે બહુ દુર્લભ છે ફરી ફરી આવો જોગ નહિ મળે સત્પુરુષના એકેક વાકયમા, એકેક શબ્દમા અનત આગમ સમાયા છે, તે કેમ હશે ? આ જીવનું ભૂડુ કર્યું કલ્પનાએ ક્ષણે ક્ષણે વૃત્તિ પલટાય છે, સામાન્યપણુ કરી નાખ્યું સત્સગ છે તે મહા દુર્લભ છે સત્પુરુષનો સમાગમ છે, તેનો બોધ છે, તેથી કર્મની કોડ ખપે છે જીવને ભાન નથી કાળ જાય છે અત્યારે, તે અપૂર્વ છે હવે જવા દે, જવા દે, મરી ગયો અભિમાનમા

" નથી લઘુતા કે દીનતા; શું કહું પરમ સ્વરૂપ ? "

સોથી શ્રેષ્ઠ લઘુતા છે. શ્રવણ કરવું જ્ઞાનીનાં વચનનું. તેથી આ જીવને અગાધ નફો આવે છે. માયાના સ્વરૂપમાં સંસારમાં હજારો રૂપિયાનો નફો થાય છે, તેથી આ અધિક છે. કંઈક કર્યું છે તો આ મનુષ્યભવ છે. આ અવસર ભ્રમમાં અને ગફલતમાં જાય છે. વચન સાંભળવા જેવું હૃદયમાં ધારવા જેવું છે. મર! ગમે તેવું કહ્યું; તારે તો સાંભળવા જેવું છે. એક આત્મા ધર્મ છે. તે અરૂપી છે. પણ ખ્યાલમાં રાખજે, યથાતથ્ય જેણે જાણ્યો તેની વાણી છે અને તે અમૂલ્ય છે. હે! પ્રભુ મને ખબર નથી, પણ તે મારા કાનમાં પડો. આમ કરવાથી કેટલું કામ થાય છે? ભવ-બંધ છૂટી જાય છે. ભૂંડું થયું સામાન્ય કરી નાખવાથી. હું એમાં શું? એ તો વાત કરે અને બોલે; પણ જવા દે, વાત અપૂર્વ છે? ચિન્તામણિની કિમ્મત થાય નહીં, એવી વાત છે. આમાં શું થાય છે? અનંત કાળથી આ જીવે બધું જાણ્યું, સાધન અનંત કર્યાં છે; પણ આત્મા નથી જાણ્યો. તેમ સમકિત નથી લીધું. તું અલૌકિક દૃષ્ટિથી જો: હે! ભગવાન આ વાણી નીકળે છે જ્ઞાનીની. માટે હે! પ્રભુ, મારું કામ છે તે કહે છે તે કરવાનું. ક્ષણ લાખેણી જાય છે. માટે કર્તવ્ય આ છે – અવસર આવ્યો છે.

એક આ વસ્તુ જ્ઞાની પુરુષોએ જગતમાં સૌથી શ્રેષ્ઠ જોઈ છે તે શું? તો કે સમભાવ. તેમાં અનેક રિદ્ધિ આવે છે. ગાંડું-ઘેલું, બોબડું-તોતડું બોલાય તે ન જોશો. સમભાવ છે તે સ્વભાવ છે, એને બેસવાનું, રહેવાનું ઠેકાણું છે; તે ભૂલીશ નહીં. ચેતજે. 'ભૂલ્યો ત્યાંથી ફેર;' 'જાગ્યો ત્યાંથી સવાર.' અવસર આવ્યો છે, માટે ચેત.

" નિર્દોષ સુખ, નિર્દોષ આનંદ લ્યો ગમે ત્યાંથી ભલે;
એ દિવ્ય શક્તિમાન જેથી, જંજીરેથી નીકળે. " (શ્રી મોક્ષમાળા)

લેવા જેવો છે સમભાવ. અધ્યાત્મજ્ઞાન સંપાદન કરવું. આ ધ્યાનમાં રાખજો હોં! પ્રત્યક્ષ છે તે બોલે છે. આત્મા છે, સત્તા બોલે છે. દહાડો જાય છે; પણ એ વગર અલેખાનું છે. તેની વાત સાંભળવી, સુણવી; સુખદુઃખ ખમજો; પૂજા, માન, મોટાઈ કરશો નહીં, ઘણાં દુઃખ વેઠ્યાં; પણ કલ્યાણ થયું નહિ, મોક્ષ થયો નહિ. જપતપ કીધાં, તેનાં ફળ મળ્યાં. શું કહ્યું? એક આત્મા. ચેતવા જેવું છે. આત્માની જ્ઞાનની વાત તમે સાંભળી તો કહી શકાય નહીં તેવું કર્મ ખપે છે. કેવો લાગ આવ્યો છે? દાવ આવ્યો છે; કાળ જાય છે. મનુષ્ય ભવમાં જે વાત ધર્મની છે તેમાં આત્માને સંભાર્યો તો કોટિ કર્મ ખપે છે બહુ ચમત્કાર છે! અપૂર્વ છે! જે ગાયો છે તેની ખબર નથી. બીજું બધું મિથ્યાત્વ છે. એક ખરું કામ શાનું છે? ઉપયોગનું. જાણે-અજાણે કોઈ વચન સાંભળ્યું તેથી કેટલું કામ થાય છે! પાપનાં દળિયાં સંક્રમીને પુણ્યનાં બંધાય છે એવી આ જગ્યા છે. એક અંતરમુહૂર્તમાં કેવળજ્ઞાન પામ્યા; અનાથી મુનિ, શ્રેણિક રાજા વગેરે અંતરમુહૂર્તમાં સમકિત પામ્યા. કેવું થયું?! દીવો થયો! શું થશે? ભવનિકટ થઈને મોક્ષ. અજ્ઞાન ગયું. આ જીવ જન્મમરણ કરતો આવ્યો છે, મોક્ષ ન થયો. માટે કેવું ચેતવા જેવું છે? લાગ આવ્યો છે. અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવું. આ ઉપદેશ છે, કહેવું છે; બીજી વાત નહિ. અધ્યાત્મજ્ઞાન જીવને શાથી થાય? એકજ કૂંચી છે. જીવના ભાનમાં તથા લક્ષમાં નથી. આ બોલે છે, કહે છે તે

તો મને ખબર છે, મે સાભળ્યું છે, હું જાણું છુ એમ કરીને બધુ અલેખામા જાય છે ક્ષણે ક્ષણે વૃત્તિ ફરે છે, માટે મેલને બધી પચાત, મેલને પડ્યુ આત્મા જો, તો બીજું થઈ ગયુ જોવાણુ નથી, ભાવ તથા પ્રતીતિ નથી આ બધા વિઘ્ન કરનારા છે લુગડુ કોરે કરે તો દેખાય માટે દેખવાનું છે એક મોટામા મોટી વાત શુદ્ધભાવની છે માટે ચેતજો લાગ આવ્યો છે તુ અસગ છે ઘણુ કર્યું તે બધું મારુ ન જાણુ કુટુમ્બ–પરિવાર બધુ પર છે, મારુ ન જાણુ આ સભળાય છે કે? ધ્યાનમા લે ન લે, ગણે ન ગણે તો ભલે! મારે શું? જે છે તે છે— આત્મા તે છે તો ખરો તેના ઉપર દૃષ્ટિ નથી, ભાવ નથી ટૂકામા કહું તો 'વાત છે માન્યાની' માનીશ? તો કે હા, તો જા, જા, કામ થઈ ગયું બીજું હવે ન જો, [1]ખાજાની ભૂકરીથી પણ પેટ ભરાય માટે જ્યા છે, ત્યા છે તે કર્તવ્ય છે આવો જોગ ક્યાથી મળે? નહિ મળે, માટે ચેતો આત્મા ન હોય તો કોણ સાભળે? બધા મડદા કહેવાય વસ્તુ બે જડ અને ચેતન ચેતન તે જડ નહિ થાય અને જડ તે ચેતન નહિ થાય 'ભણ્યો પણ ગણ્યો નહિ' 'આત્મા, આત્મા' વાત કરે છે, પણ જાણ્યો નથી તો દર્શન તો ક્યાથી? એક બોધ સાભળે તો કામ થઈ જાય કોણ સાભળે છે? આત્મા એક અપૂર્વ દૃઢ કરવા જેવુ શુ છે? વિશ્વાસ નથી, પ્રતીતિ નથી કોઈ વસ્તુ ભીત ઉપર ચોડે છે તો એક તો ઊખડી જાય છે અને એક તો ચોટી જાય છે માટે તેવી એક ચોટ છે તે શુ છે? હમણા ઓહોહો કરી નાખે કે મારે મોઢે છે, હું જાણું છુ થઈ રહ્યુ! જવા દે, તને ખબર નથી અવસર આવ્યો છે જ્ઞાનીપુરુષોએ દયા અને કરુણા કરી છે તે શુ છે? તો કે 'છ પદનો પત્ર' 'આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે' અપૂર્વ વાત ભણ્યો, પણ શુ છે તેની ખબર નથી, છોકરાના હાથમા ચિન્તામણિ આવ્યો પણ તેને ખબર નથી તેમ માટે ચેત, અવસર આવ્યો છે ચિન્તામણિ છે છ પદથી શુ થાય છે? જો રોજ દિનપ્રતિ ભણે, સાભળે, તો તેની સારી ગતિ થાય, દેવગતિ થાય બીજા સુખ કઈ નથી પણ મનુષ્યભવ દુર્લભ છે તેમા સમ્યક્ત્વ પામ્યાનો લાગ છે, તે ચેતવણી કોઈ વસ્તુ ચૂલે મૂકી હોય અને તેની સભાળ ન રાખે તો બળી જાય અને ખાવા ન મળે તેમ આટલા ભવમા કર્તવ્ય છે પત્રને ફેરવવાનું– મનન તથા સ્મરણ કરવાનું /ફક્ત પા કલાક થાય તે પણ શુ ન બને? વ્યાધિ વખતે ન બને પણ સુખશાતામા તો બનેને? આ તો ઘણા ફેરા કહે છે અને કહેતા આવ્યા છે — આમ કરવાથી આમા બહુ ભૂલ થાય છે

' "તે પત્રમા આપ દર્શાવો છો કે કોઈ પણ માર્ગથી આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવુ, એ જ્ઞાનીઓનો ઉપદેશ છે, આ વચન મને પણ સમત છે "

---

૧ દુકાળના વખતમા કેટલાક મજૂરો ટોપલા અને કોદાળીપાવડા લઈને મજૂરી કરવા જતા હતા તેમને જોઈને કદોઈની છોકરીએ તેના પિતાને પૂછ્યુ કે આ બધા ક્યા જાય છે કદોઈએ કહ્યુ, મજૂરી કરવા જાય છે તેણે પૂછ્યુ, કેમ મજૂરી કરવા જાય છે? કદોઈએ કહ્યુ, દુકાળમા ખાવાનુ મળે નહિ, માટે મહેનત કરીને પેટ ભરવાનુ કરે છે ત્યારે તે છોકરીએ કહ્યુ કે 'આ ખાજાની ભૂકરી ખાય નહિ? કદોઈએ કહ્યુ, 'એ તો તને મળે, પણ એમને ક્યાથી મળે?

તેમ સત્સગનો દુકાળ છે તે શોધ્યો પણ મળવા મુશ્કેલ છે પણ જેને પૂર્વના પુણ્યવડે સત્સગ મળ્યો છે તેને એમ થાય કે 'બધા આવો સત્સગ ન કરે?' પણ પુણ્ય વિના સત્સગ કરવો ય ગૂઝે એમ નથી, તેમ મળવો પણ દુર્લભ છે

કોઈએ વાત કરી નથી, દેખાડ્યો નથી; પણ નક્કી છે, જરૂર છે. લાખો રૂપિયા આપો તોય મડદું બોલશે ? જડ બોલશે ? શું છે ? છે; ભાન નથી. આ કહેવું છે. અલૌકિક વાત કહેવાય છે. રોજ 'રોજ એનું એ જ કહે છે,' એમ થાય; પણ એક છે તો બીજું શું કહીએ ? જવા દે હવે અને આનો લક્ષ લે. આગમ જેમાં બધાં સમાયાં તે વસ્તુ શું છે ? આત્મસિદ્ધિજી. વિચારની બહુ ખામી છે. એનો વિચાર કર્યો નથી. 'જો જાણે સો માણે' બીજાને ખબર નથી. હીરાની કિમ્મત તો ઝવેરી જાણે, બીજો ન જાણે માટે કર્તવ્ય છે વાત ભેદીની અને જ્ઞાનીની છે, બીજાની નો'ય. પકડી લેવા જેવી છે.

***

તા. ૨૨-૧૧-'૩૫, સાંજના

'ઉપદેશછાયા' આંક ૧૧ માંથી વાંચન:—

"શરીર ઠીક રહે તે પણ એક જાતની સમાધિ. મન ઠીક રહે તે પણ એક જાતની સમાધિ. સહજ સમાધિ એટલે બાહ્ય કારણો વગરની સમાધિ. તેનાથી પ્રમાદાદિ નાશ થાય. જેને આ સમાધિ વર્તે છે. તેને પુત્રમરણાદિથી પણ અસમાધિ થાય નહીં, તેમ તેને કોઈ લાખ રૂપિયા આપે તો આનંદ થાય નહીં; કે કોઇ પડાવી લે તો ખેદ થાય નહીં. જેને શાતા અશાતા બન્ને સમાન છે તેને સહજ સમાધિ કહી. સમકિતદૃષ્ટિને અલ્પ હર્ષ, અલ્પ શોક કવચિત્ થઈ આવે પણ પાછો સમાવેશ પામી જાય, અંગનો હર્ષ ન રહે, ખેદ થાય તેવો ખેંચી લે. તે 'આમ થવું ન ઘટે' એમ વિચારે છે અને આત્માને નિંદે છે. હર્ષ-શોક થાય તોપણ તેનું (સમકિત)નું મૂળ જાય નહીં. સમકિતદૃષ્ટિને અંશે સહજપ્રતીતિ પ્રમાણે સદાય સમાધિ છે. કનકવાની દોરી જેમ હાથમાં છે તેમ સમકિતદૃષ્ટિના હાથમાં તેની વૃત્તિરૂપી દોરી છે. સમકિતદૃષ્ટિ જીવને સહજ સમાધિ છે. સત્તામાં કર્મ રહ્યાં હોય, પણ પોતાને સહજ સમાધિ છે. બહારનાં કારણોથી તેને સમાધિ નથી, પણ આત્મામાંથી મોહ ગયો તે જ સમાધિ છે." ('શ્રીમદ્ રાજચંદ્ર')

આ બધી વાત છે તે શું છે ? સમજ આવ્યે સમજવાનું છે. તરવાર બાંધીને ફરે છે; પણ 'મારે તેની તરવાર'. મનુષ્યભવ ચિન્તામણિ છે, જેવો તેવો નથી. કેમ ગાફલ રહ્યો ? ગાફલ રહ્યો તો માર ખાય છે. ચેત્યો તો પછી માર ન ખાય. થોથાં ખાંડવામાં કાળ જાય છે. લીધો કે લેશે થઈ રહ્યું છે. કોઈ વાત સત્સમાગમમાં પકડી, તો તે જ મારે તેની તલવાર કહેવાણી. આ જગતમાં તરવાનું છે ત્યાગથી. બીજું બધું મોહમમત્વ, મારું તારું કર્યું તે મિથ્યાત્વ. બધું મૂકીને જવાનું છે. કોઈ હારે (સાથે) નહીં આવે. એકલો જશે. 'હું' અને 'મારું' કરે છે કે 'મને દુઃખ થયું', 'મને સુખ થયું'; પણ તારું કંઈ નથી આત્મા એકલો આવ્યો અને એકલો જશે. કોઇનું કંઈ થયું નથી. મેલ્યા વગર છૂટકો નથી; માટે સમજીને મૂકી દેને. લીધો તે લહાવ. આ જીવને કર્તવ્ય શું છે ? સત્સંગ સદ્બોધની ખામી છે; માટે તે ભાવના રાખવી. ક્યાં મળશે ?

"નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્યશક્તિમાન જેથી જંજીરેથી નીકળે."

આ વચન ચમત્કારી છે – જીવને પકડી રાખવા લાયક. જે પાણીથી તરસ છીપે તે કામનું. પાણી વગર મરી જવાય. આ જગતમાં સત્પુરુષોનો બોધ તે પાણી છે. તે કામ કાઢી નાખશે;

મોહ હોય તે વખતે કંઈ થશે ? દુ ખ આવશે કોને રહેવું છે ? બધાય મરી ગયા બિચારા ધૂળધાણી ને વા-પાણી "આ દુ ખ-સુખ, વ્યાધિ પીડા મને થાય છે" મેર ! ભૂડા, તારુ શુ ? તારો આત્મા તેને કોણ મારનાર છે ? આત્મા કદી મરશે ? કંઈક અવતાર અનતા થયા અને મૂકયા, પણ આત્મા મર્યો નથી ખરો લાભ અહીં આ જગ્યાએ લેવાનો છે કોણ હવે ચૂકે ? કર્યું તે કામ, લીધો તે લહાવ પ્રતીતિ આવે, વિશ્વાસ અને પ્રેમ આવે તો કામ થાય "મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજા કામ કરત" તેમ પ્રેમ આવવો જોઈએ

"જૈસી પ્રીતિ હરામકી, તૈસી હર પર હોય,
ચલ્યો જાય વૈકુંઠમેં, પલ્લો ન પકડે કોય"

ત્યારે શુ કરવું ? એક વનો (વિનય) તારુ ભૂડુ કરે તેનુ તારે ભલુ કરવુ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, માધ્યસ્થ ભાવના કરવી માટે લખી લે, મારો તો હવે એ જ માર્ગ, બીજો નહીં મારે ચાલવાનો રસ્તો એજ બાધેલુ મારુ મારે કોરે કરવુ છે લો રાખો તો રહેશે ? નહીં રહે તમારો દેહ પણ નહિ રહે માટે સર્વ ખોટુ નીકળ્યું ખરી સભાળ લેવાની છે આત્માની તેની સભાળ લીધી નથી તે જાણ્યો જ્ઞાનીએ, તે મને માન્ય સારૂ, ભૂડુ-માઠુ તારુ કર્યું નહીં થાય ત્યા તો 'સાત સાધે અને તેર તૂટે' તેની દવા કોણ કરશે ? કોઈ કરશે ?

મુમુક્ષુ—પોતાના પરિણામ જેવા થાય તેવું થશે

પ્રભુશ્રી—ભગવાનનું વચન છે 'अप्पा कत्ता विकत्ता' અહીં કોણ લાવ્યું છે તને ? સુખનો અને દુ ખનો કર્તા આત્મા છે માટે, હે ! જીવ, આત્માને સભાળ સ્નેહી, ભાઈબધ, સગાવહાલા વગેરેથી પ્રીતિ સસારમા જોડી છે, પણ તે કોઈ સુખ આપનાર નથી અબાલાલભાઈ, સોભાગભાઈ જેવા બધા ગયા, પણ હારે કંઈ ગયું ?

મુમુક્ષુ—ધર્મનું આરાધન હતું તે સાથે ગયુ જેવી વાસના અને પરિણામ

પ્રભુશ્રી—આત્માની સાથે કોઈ નથી કંઈ છે કે ? તો શુ છે ? સમજ તે ખોટી આવે, સારી આવે તે પ્રમાણે ગતિ થાય છે માટે 'ભૂલ્યો ત્યાથી ફેર ગણ' 'સમજ્યો ત્યાથી સવાર' આ પકડવા જેવી વાત છે આ તો કોઇક બેઠા છે અને વાત કરે છે, તેમ ન કર વાત જ્ઞાનીની છે આપણે તો જ્યાથી વસ્તુ મળે ત્યાથી લઈ લેવી

***

તા ૨૩-૧૧-'૩૫, સવારના

[તા ૧૪-૧૧-૩૫ (સ ૧૯૯૨) ના 'જન્મભૂમિ'માંથી પરમ કૃપાળુદેવની જયતિ ઉપરનો લેખ વચાયો ]

આ બધી આત્માની વાત છે તે આત્માને સામાન્ય કરી નાખ્યો છે તે શુ છે ? જ્ઞાનીઓએ તેમા ચમત્કાર બાળ્યો છે એ માહાત્મ્ય જબરુ છે આ બધું વાચ્યુ તે અમે કાલુ ઘેલુ સાભળ્યુ આ આશ્ચર્ય તે કોને કહેવું ? કાઈ કોઈનામા કોઈ ઘાલી શકે છે ? એ તો એને પોતાને તૈયાર થવાનું છે, અને એજ તૈયાર થશે, ખપી થશે, જિજ્ઞાસુ થશે ત્યારે કામ આવશે તમો બધું કામ છોડીને અહીં આવીને બેસો છો તે ખપને માટેને ? ભાવ છે તો અવાય

છે. ભાવનું કારણ કોઈ ચમત્કારી છે! તે જ્ઞાનીઓએ જોયું છે; કથ્યું જાય તેવું નથી. એ તો તે, એનો ભાવ અને પ્રેમ. જેમ રંગની ચટકી હોય તેવું છે. કથ્યું કથાય તેમ નથી. આવું છે તો હવે શું કરવું? મનુષ્યભવ પામીને કર્તવ્ય છે રંગ વિશ્વાસનો, પ્રતીતિનો, શ્રદ્ધાનો, આસ્થાનો; તેમાં જ તણાઓ. કોઇ કપડાને રંગમાં બોળે, બે ચાર, પાંચ, આઠ વખત બોળે ત્યારે રંગે રંગ ચઢતો જાય છે. એક વખત બોળવાથી રંગ નથી ચઢતો, વધારે બોળાય તો ચઢે છે. માટે વાત સાંભળો, ફરી ફરીને સાંભળો. કહેવાનું કે જેને બહુ શ્રદ્ધા પ્રતીતિ આવી છે તેનું કામ થશે. સૌને વિશ્વાસ, પ્રતીત અને શ્રદ્ધાનું કામ છે. જોઈ જોઇને જોયું તો આ આવ્યું. બધી સામગ્રી જોઈએ છે. બહુ અજબગજબ છે! સમજવાની વાત ખરેખરી છે; તેમાં વિઘ્ન ઘણાં હોય. બહુ ખામી છે માટે સમજજો. બોલવા જેવું રહ્યું નથી; શું કહીએ? કથ્યું જાય તેવું નથી. "જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ." માટે જાગો. આ મતિશ્રુત છે પણ તેની ન્યૂનતા છે અને તેના ભેદ ઘણા છે. જિન, તેની તો અપૂર્વ વાત છે!—મનઃપર્યવ જિન! અવધિ જિન! તેની ખબર નથી, તે હોય તો જાણે. માટે કરવું જોઈશે આ કોઈનો દોષ જોવો નથી, ખામી કાઢવાની છે; પણ કરશે તો એજ (આત્મા) પોતે.

હવે આ સહજ વાત કરું છું, સમજવા માટે:—

સંસારમાં પૈસો ટકો, હોદ્દો, ખાવાપીવાનું બધી મોજ હતી. તે છોડીને દીક્ષા લીધી. તેમાં શ્વેતાંબર, દિગંબર તે નહિ; અમે તો એક ઢુંઢિયા એમ થયું. અને તેમાં અહંકાર અને માન વધ્યું કે અમે સાધુ થયા છીએ, બધું ત્યાગ્યું છે. આવું થયું અને તેવું જ કરીને બેઠા અને તેમાં ને તેમાં જ અદ્ધર ધક્ક પાંચ વરસ થઈ ગયાં. [1]એકાંતરિયા ઉપવાસ વગેરે ત્યાગની ક્રિયા કરીએ; પણ કંઈ ન મળે — અહંકાર અને માન વધ્યું. મોટાં મોટાં શ્રાવક–શ્રાવિકાઓ બહુમાન, પૂજાસત્કાર કરે. શાસ્ત્રનું બડબડ બોલી જઈએ, વાંચી જઇએ — તેનો વળી મનમાં અહંકાર રાખીને. લો, આવાં કામ કર્યાં! કહેવાની મતલબ કે કોઈ અક્કરચક્કર વાત બની. નહિ વાત, નહિ વિગત; ઓળખાણ નહીં, પિછાણ નહીં; પણ સૂર્ય ઊગે અને પહેલાં ભાંભરડું (પ્રભાત) થાય તેમ પહેલાં સાંભળ્યું. પૂરો સૂર્ય ઊગે ત્યારે દિવસ થાય. અંબાલાલભાઈ પાસેથી પરમકૃપાળુદેવ સંબંધી જૂઠાભાઈની વાતો સાંભળી. પણ તેમાં હજુ અહંકાર અને અભિમાન પોતાનું ઊભું જ હતું. મનમાં થયું કે વાત તો એની જ છે; પણ આવું કંઈ ન મળે. છતાં વિશ્વાસ તો બેઠેલો કે કંઈક છે. તેમાંથી સહજ મળતાં અંબાલાલભાઈ બેઠેલા અને અચાનક કૃપાળુદેવની વાત કરી, અમે કાન ધર્યો અને સાંભળી. આ શું છે? કોને કહે છે? બીજી વાત સાંભળીએ તેમ આ પણ સાંભળી અને સાંભળતાંની સાથે જ વાત જુદી થઈ ગઈ! આ હું મારી જાત-અનુભવની વાત કરું છું. જેમ સંસાર છોડીને દીક્ષા લીધી હતી તેમજ આ વાત સાંભળતાં જ બધું ફરી ગયું! પછી તો, તે વાતો જ સાંભળ્યા કરી. જૂઠાભાઇનો પત્ર વંચાણો. તે વાંચીને પછી મનમાં થયું કે જઈશ ક્યાં? ત્યારથી ફર્યું તે ફર્યું, તે આજની ઘડી અને કાલનો દહાડો નહિ બોધ, નહિ સમાગમ કે નહિ કંઈ કહેવું; પણ તરત એકલો નીકળી પડ્યો,

---

૧ એક દિવસ ઉપવાસ અને એક દિવસ આહાર એમ વારાફરતી ઉપવાસ–આહાર કરવાનું વ્રત.

સંઘ વગેરે બધાથી જુદો પડયો આમને (જેસંગભાઈ શેઠને) જોયેલા ને મળેલા, બાકી જૂઠાભાઈને ભાળેલા પણ તે વખતે કંઈ ભાન નહિ પછીથી ઉગરીબાને ઓળખુ, પહેલા ખબર નહિ, કારણ બાઈની હારે શું કામ હોય? વાત તો પૂછવાની અને સાભળવાની હોય, અને તેની જ હોશ મનમા લાગ્યું કે આમા કંઈક છે ખરું, અને પછી બધુ બેસી ગયું હવે કયા જઈશ? બકરાના ટોળામાં સિંહ હોય પણ પોતાને બકરુ માની ફર્યા કરે પણ જાતિભાઈ મળી ચેતાવે અને જણાવે કે તું તો સિંહ છે, નો'ય બકરુ સિંહ હોય એને ચેત્યા પછી તેની ગણતરી ન રહે પછી તો, એના વચન પડયા અને વધારે વાત સભળાણી, તેથી પાકુ થતું ગયું તે થયુ પણ આ સાચી વાત કોઈને કહેવાય નહીં — બધા મોટા મોટા સાધુ થઈ બેઠેલા

લો, આ ચમત્કાર કોણે કર્યો? કોણે કહ્યુ? માટે, તેમા પૂર્વકૃત અને પુરુષાર્થ જોઈશે આ મનુષ્યભવ તે પૂર્વકૃત હવે તેનાથી સત્ પુરુષાર્થ કર્તવ્ય છે માટે તૈયાર થવાનું છે પોતાને એની વારે વાર એ છાનું નહી રહે વધારે કહેવાય નહિ કહેવાથી તેમા ખામી આવી જાય છે કોઈ બે ભવે અથવા કોઈ એક ભવે મોક્ષે જશે, તેની ખબર હોય, પણ કહેવાય નહી આ પ્રારબ્ધમા "દર્હીનો ઘોડો"[1] અને ફાલકાની માફક ફરે છે, તે તો કર્મ છે તે ભોગવ્યે છૂટકો જાણવાનું જે છે તે જ કર્તવ્ય છે, માટે નક્કી, ચોક્કસ, પક્ક કરી લેવા જેવું છે ખાનગી કહેવાનું, દબાવીને, ચાપીને પણ આ જ ઘાલી દેવાનું છે પૂનામા ભગવાન આગળ બધા ભાઈઓને પોકાર કરીને કહ્યું હતુ, એ ને એ જ, અત્યારે પણ એ જ આ ચિત્રપટ આને બીજુ બધુ મુકાવવું છે અને કરાવવું છે એક આત્માનું તૈયાર છે? તારી વારેવાર બધાય મુમુક્ષુઓને માનવા લાયક છે જોજે હો પકડ ન છોડીશ અને બીજુ ન જોઈશ.[2] એક પકડ અને માન્યતા કર એક આત્મા જોવો છે

૧ એણુપેણુની રમતમા દાવવાળો છોકરો.

૨ એક ધનાઢ્ય શેઠને જિનરક્ષિત અને જિનપાલિત એમ બે દીકરા હતા તે મોટી ઉમરના થયા, ત્યારે વેપાર કરી સ્વાવલંબનથી ધન કમાઈ આત્મસંતોષ મેળવવા ઈચ્છા થતા માતપિતાના પ્રેમ અને ઘેર રહેવાના આગ્રહને અવગણી હઠ કરી પરદેશ ગયા ઘણો માલ ભરી, વહાણ દૂર દેશના લઈ જઈ વેચી ત્યાથી મશાલા વગેરે ઉત્તમ વસ્તુઓ ખરીદી પાછા દેશમા આવવા નીકળ્યા. રસ્તામા તોફાનથી વહાણ ભાગી ગયા પણ એક બેટ ઉપર બન્ને આવી ચઢ્યા ત્યા એક રયણાદેવી રહેતી હતી તેણે બન્નેને લલચાવી પોતાને સ્થાને રાખ્યા ધાગા વિલાસમા તેમને મગ્ન કરી દીધા ઘર પણ ન સાભળે તેમ તેમના ઉપર કૃત્રિમ પ્રેમ દર્શાવી વિષયસુખમા લીન કરી દીધા એક દિવસે ઇન્દ્રની આજ્ઞા મળતાં તેને સમુદ્ર સાફ કરવા જવાનું કામ આવી પડ્યુ એટલે તે બન્ને ભાઈઓને કહ્યુ કે ખાસ કામ અર્થે મારે ત્રણ દિવસ જવાનુ છે પણ તમને અહીં કંઈ અડચણ પડવાની નથી, જ્યા બેટમા ફરવુ હોય ત્યા ફરવુ, પણ એક ઉત્તર દિશામા ન જવુ એમ કહી તે કામે ચાલી ગઈ

બન્ને ભાઈઓ બધે ફરીને બાગ આદિ સ્થળો જોઈ રહ્યા એટલે ઉત્તર તરફ જવા નિષેધ કરેલો તેથી જ ખાસ જિજ્ઞાસા થઈ કે જોઈએ તો ખરા ત્યાં શુ છે એમ ધારી તે દિશામા ચાલ્યા ત્યા હાડકા આદિ દુર્ગંધી પદાર્થોના ઢગલા જણાયા દૂર જતા એક માણસને શૂળી ઉપર ચઢાવેલો હતો તેથી બૂમો પાડતો હતો, તેની પાસે તે બન્ને પહોચી ગયા તેનો અંત નજીક જણાતો હતો તે બન્નેએ પૂછ્યુ, 'આપનુ અમે શું હિત કરીએ?' તેણે કહ્યુ, "ભાઈ, હુ હવે મરણની નજીક છુ, તેથી બચી શકુ તેમ નથી પણ તમારી આવી જ દશા થનારી છે તમારી પેઠે મે બહુ દિવસ એ રયણાદેવી સગે ભોગવ્યા, પણ તેને દરિયો સાફ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે તમે તેને મળી ગયા એટલે મારી આ દશા તેણે કરી હાલ તે નથી એટલે જ તમે આ પ્રદેશમા આવ્યા લાગો છો બીજા કોઈ મળતા તમે પણ શૂળીના ભોગને પ્રાપ્ત થશો' આ સાભળી બન્નેએ તેને હાથ જોડી વિનતિ કરી કે કોઈ ઉપાય

તા. ૨૩-૧૧-'૩૫, સાંજના

'ઉપદેશછાયા'માંથી વાંચનઃ—

"આત્માને નિંદવોઃ અને એવો ખેદ કરવો કે જેથી વૈરાગ્ય આવે, સંસાર ખોટો લાગે. ગમે તે મરણ પામે, પણ જેની આંખમાંથી આંસુ આવે, સંસાર અસાર જાણી જન્મ, જરા, મરણ મહા ભયંકર જાણી વૈરાગ્ય પામી આંસુ આવે તે ઉત્તમ છે. પોતાનો છોકરો મરણ પામે અને રુવે તેમાં કાંઈ વિશેષ નથી, તે તો મોહનું કારણ છે.

પોતાની વાત છે. વાત આત્માની જ છે. તે નથી કર્યું. જીવને ખરેખરું કર્તવ્ય એ જ છે. બીજે પ્રેમ-પ્રીતિ કરે છે. પુરુષાર્થ તો કરે છે; પણ બહારનો, આનો નહિ. આત્મા ઉપર જેની દૃષ્ટિ પડી તેનો બેડો પાર. પરિણામ શું નીકળે ? સમકિત; વિશેષ પુરુષાર્થ કરે તો કેવળી થાય. જન્મ-જરા-મરણ થઈ રહ્યાં છે, તેમાં સુખ અને દુઃખ, બીજું નથી. "પ્રીતિ અનંતી પર થકી, જે તોડે તે જોડે એહ." આ બધું મૂક ! મૂક્યા વગર છૂટકો નથી. વહેલું મોડું મુકાય છે. કામ કરવાનું પડ્યું રહ્યું ! બહારના કામમાં જશે; પણ આ વિષેનું ભાન નથી. આ ભૂલવણી કેવી ? કાળનો ભરોંસો નથી. આપણી નજરે કૈંક ચાલ્યા ગયા તેનો વિચાર નથી.

"હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?
કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરહરું ?"

(અમૂલ્ય તત્ત્વવિચાર, 'મોક્ષમાળા')

તેનો વિચાર નથી. આ બીજું બધું શું છે ? તે આત્મા નથી. આમાં વાત વૈરાગ્યની છે. બીજું મૂકવું છે — પરનો ત્યાગ. વિચાર નથી થયો. છે અસંગ તેની સંભાળ નથી લીધી ખરું

---

અમારા છૂટકાનો હોય તો કૃપા કરી જણાવો. તેણે કહ્યું કે દરિયાકિનારે એક યક્ષ રહે છે, તે દરરોજ બપોરે પોકારે છે કે કોને તારું, કોને પાર ઉતારું ? તે વખતે તેનું શરણ ગ્રહણ કરી, "આપ ગમે તે કહેશો તે મારે માન્ય છે, પણ મને બચાવો અને અમારે દેશ પહોંચાડો" આમ કહેવાથી તે મચ્છનું રૂપ ધારણ કરી તમને પીઠ પર બેસાડશે અને સૂચના આપશે તે પાળશો તો સાગર ઓળંગી સ્વદેશ પહોંચશો."

આ ઉપાય અજમાવવા તે બીજે દિવસે ગયા. યક્ષને વિનંતિ કરી ત્યારે તેણે કહ્યું કે તમને લલચાવવા રયણાદેવી આવશે પણ તેના સામું પણ જોશો નહીં. જે તેના પ્રત્યે પ્રેમવંત બની લલચાશે તેના મનને જાણી લઈ હું પીઠ ઉપરથી ઉછાળી તેને દરિયામાં નાખી દઈશ. બન્નેએ એક તરવાના લક્ષથી તેની શરત કબૂલ કરી. ત્યાં તો તે મચ્છ થઈ કિનારે આવ્યો એટલે બન્ને તેની પીઠ ઉપર બેસી ગયા અને સપાટાભેર દરિયો કાપવા લાગ્યા.

ત્રીજે દિવસે રયણાદેવી આવી ત્યારે તેમને ઘેર દીઠા નહીં તેથી જાણી ગઈ કે તેમને કોઈ ભેદી મળ્યો છે. તેથી તેમની શોધમાં તે દરિયામાં ચાલી અને આકાશમાં રહીને વિલાપ કરતી બન્નેને વિનવવા લાગી.

જિનરક્ષિત ગંભીર અને સમજુ હતો. તે તો તેના તરફ પીઠ દઈને બેઠો, ગમે તેવા ચાળા કે વિનવણી કરે તેની કાળજી કરી નહીં. મરણરૂપ જ તેની કપટજાળ તે લેખતો. તે તો નહીં જ ફસાય, એમ ખાત્રી થવાથી તે હવે માત્ર જિનપાલિતનું નામ દઇ વારંવાર કહેવા લાગીઃ "મેં તમને શું દુઃખ દીધું છે ? મારા સામું જરા જોવાથી મને આશ્વાસન મળશે; પૂર્વની વાત સંભારી કૃપા કરી મારો સ્નેહ યાદ કરો, આવા નિષ્ઠુર ન થાઓ; અબળા ઉપર દયા લાવો." એવા વચનોથી નાનો જિનપાલિત લલચાયો; 'બિચારી આટલું કલ્પાંત કરે છે તો તેના સામું જોવામાં શો દોષ છે ?' એમ કરી જ્યાં દૃષ્ટિ કરી ત્યાં યક્ષે તેને ઉછાળી નાખી દીધો કે તરત તેની નીચે ત્રિશૂળ મૂકી દેવીએ તેના ત્રિશૂળથી કટકેકટકા કરી દરિયામાં નાખી દીધો. પણ જિનરક્ષિત લલચાયો નહીં, તો સ્વદેશ પહોંચી ગયો.

આ ઉપરથી બોધ લેવાનો કે જગતની માયા. પુદ્ગલ અનેક રીતે ભોળવી તેની પ્રીતિમાં આ આત્માને ફસાવે છે; પણ પોતે ન ઠગાતાં એક મારો આત્મા જ સાચો છે, એમ જાણી તેને જ ખરો માનવો. બાકી સર્વ માયા છે. દેહાદિ પરવસ્તુમાં મોહ ન કરવો.

તો એ છે, બીજું નહિ જ્ઞાનીએ કહી દીધું 'અસંગ—અપ્રતિબંધ', પણ તેનું ધ્યાન નહિ આત્મા કેમ જોવાતો હશે? કેવો હશે? હવે આપણે શું કરવું?

૧ મુમુક્ષુ—આત્માનો જેને પરિચય હોય તેનો સમાગમ કરવો, તેની પાસેથી સમજવો, તેના બોધને વિચારવો, તેવા પ્રકારે પરિણામ લાવવું

પ્રભુશ્રી—આ તો એક જાતનો ઉદ્યમ આવ્યો એમ પણ કરી ચૂક્યો પણ હાથ નથી આવ્યો

૧. મુમુક્ષુ—એમ કર્યું નથી નહીં તો હાથ આવે

પ્રભુશ્રી—અધૂરા સૌએ મેલ્યા; પણ પૂરા કોઈએ કીધા? નિવેડો કેમ આવે?

૨ મુમુક્ષુ—કર્યું ખરું, પણ ભાવ અને પરિણામ તેવા કીધા નહીં, માટે કચાશ રહી

પ્રભુશ્રી—હા, એ તો ખામી બતાવી ઠીક, બધી વાત મૂકો પડતી એક કંઈક કરવું રહ્યું તે શું?

૨ મુમુક્ષુ—સમજણ કરવાની રહી

પ્રભુશ્રી—અપેક્ષાએ વચન ખોટા નથી 'પાવે નહીં ગુરુગમ વિના, એહિ અનાદિ સ્થિત' જે દી તે દી પણ ગુરુ વિના જ્ઞાન નહીં, ગુરુ વિના ધ્યાન નહીં પછી વાર ન લાગે મોટા મોટા કામ અંતર્મુહૂર્તમાં થયા અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન! ગુરુ વગર આગળ ચાલે તેમ નથી તેની જરૂર છે

૨ મુમુક્ષુ—ગુરુગમ શું છે? કોઈ વસ્તુ છે? ક્યાં રહે છે?

પ્રભુશ્રી—'પાવે નહી ગુરુગમ વિના' તે શું છે?

૨ મુમુક્ષુ—વ્યાકરણ પ્રમાણે કહું છું, તેનો અર્થ—ગુરુ બતાવે તે

પ્રભુશ્રી—એટલું તો નક્કી કરો જગતમાં વસ્તુ છે બે જડ અને ચેતન કોઈ કાળે, કોઈ ઠેકાણે સાંભળ્યું છે કે જડ જાણશે? આત્મા શું છે? આત્મા છે તેની સાથે વાત થશે, બીજા સાથે થાય? ભાઈ કહો, દાદા, મામા, બાપ, વગેરે કહો—ભૂંડું થયું છે કલ્પનાથી ક્ષણે ક્ષણે કલ્પના છે એક આત્માને જાણ્યો એટલે સૌ જાણ્યું તે ન જાણ્યો તો કંઈ જાણ્યું નહીં બોલશો નહીં, જ્ઞાની જાણે છે કથ્યું જાય તેવું નથી મોટી વાત છે ભાવની ભાવ વગર કંઈ કરી શકાય નહીં આ મુદ્દાની વાત કીધી અત્યારે આત્મા છે એ જ ગુરુગમ છે જડને કશું છે? એક ભાવ છે ભાવ વગર મોળું છાણ જેવું—મીઠું નાખ્યું ન હોય તો મોળું હોય તેમ માટે આપણે તો એક જ ભાવ સૌ સૌના ભાવ પ્રમાણે કામ થાય રાગ-દ્વેષ, મોહ, શાંતિ, ક્ષમા જેમાં જે પ્રમાણે હોય તે પ્રમાણે બને ભાવ વગર વાત નથી બીજાનું પરિણામ આવે તો આનું નહીં? ભાવ તેવું પરિણામ આવશે માટે આ કર્તવ્ય છે

" નિર્દોષ સુખ નિર્દોષ આનંદ લો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્યશક્તિમાન જેથી જંજીરેથી નીકળે '

જીવનું પ્રમાદ અને આળસે ભૂંડું કર્યું છે, આ વિઘ્ન છે શું બતાવ્યું? સત્સંગમાં જવું ગમે ત્યાં જાઓ, એક સત્સંગ તેથી રૂડું છે પાપનો બાપ જાણો શું નીકળ્યું? આને જાણવાનું શું છે? એક સત્, સત્ અને સત્ આ નીકળ્યું,—આ પરિણામ આવ્યું 'જાગ્યા

ત્યાંથી સવાર.' જાગ્યો નથી. આટલી ખામી. જગાડવો પડશે. મોટા મોટાએ કામ કર્યાં છે, જગાડ્યો ત્યારે—જેમ કુંભકરણને નિદ્રામાંથી જગાડ્યો તેમ. આની પાસે માગો, તેની પાસે માગો, ફલાણાની પાસે માગો તેથી દી નહીં વળે; એક અહીં. "જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ." આ વચન જ્ઞાનીનાં છે; ફરે નહીં. માટે કરવા જેવું છે. "સાંભળી સાંભળી ફૂટ્યા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન". આ ને આ શું? આ શું છે? ઓળંભા દે છે. બેઠા તો કંઈ સંભળાય. કચાશ છે, ખામી છે, મોટી ખોટ છે. રૂપિયાવાળો વાપરે; ન હોય તે શું કરે? આ કહેવું થયું છે. જાણ્યું નથી. જેની પાસે હોય તે કરી શકે. આ વસ્તુ સત્‌ની છે, ગુરુગમની છે. ગુરુનાં દર્શન તથા બોધ નથી થયાં. આ મોટી ખામી છે. અજબ ગજબ છે! વાત તો બહુ છે. જ્ઞાની, હે! ભગવાન, અજબ ગજબ! અપૂર્વ વાત છે! મનુષ્યભવમાં જેટલું બને તેટલું; ભૂલીશ નહીં, ચૂકીશ નહીં.

***

તા. ૭–૧–'૩૬, સાંજના

શિથિલતા અને પ્રમાદ ઝેરરૂપ છે, વૈરી છે, ભૂડું થયું તેથી. મનુષ્યભવ પામ્યા તો આ લક્ષમાં રાખવાનું છે, પોતા માટે છે જીવનું ભૂડું વિષયોએ કર્યું છે; તે દુશ્મન છે. 'જાગ્યા ત્યારથી સવાર'. 'समयं गोयम मा पमाओ'. હવે ક્યાં સુધી પડી રહીશ? આ બધું માયાનું છે, તે નો'ય. ખબર લેવી છે આત્માની. તે આત્મા જાણ્યો છે જ્ઞાનીએ. તેને માટે સત્સંગ અને બોધ લેવો જોઈએ, તે સાંભળવું જોઈએ. બધો વર્ષોનો ભોગવટો છે, કર્મ આવે છે અને જાય છે. કર્માધીન ક્રોધ–કષાય આવે, પણ બોધ હોય તો તેને વાળી દે છે. આ તો 'વાની મારી કોયલ', માટે હવે બે ઘડી બેસને, સત્સમાગમ કર. આ અવસર જતો રહ્યો તો પછી શું કરીશ? બધું બીજું જોશે ઘરડો, જુવાન, રોગી, વાણીઓ, બ્રાહ્મણ—બધો કલબલાટ છે. જે જોવાનું છે તે નથી જોયું તે ગુરુગમે જોવાય છે. તારા સ્વચ્છંદથી કરવા જેવું નથી. ગુરુ–આજ્ઞાથી કામ થઈ જાય. ભલા માણસ, લહાવો લેવાનો તો આ છે, વહેવારે પરદેશ કમાવા જાય અને કહે, 'આ હું કમાણો'; પણ કર્મ બાંધ્યાં! તો તે આ નહિ. ગુરુ–આજ્ઞાથી, ગુરુગમથી તો કરેલા કર્મબંધ જાય; કર્મ આવવાનાં દ્વાર બંધ થાય. હવે ક્યાં ઊભું રહેવું? સત્સંગની ઉપાસના કરે, બોધ સાંભળે તોપછી જાણે કે આ મારી જગ્યા ઊભા રહેવાની; બાકી આ જગતમાં તો પગ મૂકતાં પાપ છે, દૃષ્ટિમાં ઝેર છે, માથે મરણ રહ્યું છે. તેથી (બોધથી) દૃષ્ટિ ફરી જાય.

> "હોત આસવા પરિસવા, નહીં ઇનમેં સંદેહ;
> માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહ."

તારી તો કમળાવાળી આંખ છે એટલે પીળું દેખાય. એક દૃષ્ટિ તો વિકારની છે. અને એક વૈરાગ્યની છે. તારા જો ભાવ ફરી જાય તો કમાણી અપાર છે. આ સંસારમાં તો માયા છે અને તેમાં થોથાં ખાંડ્યા જેવું છે. જીવનું ભૂડું કરે છે માન. માનનો તો જાણે હોદ્દો લઈ બેઠો છે! તેને તો મારી નાખ હવે.

> "અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
> એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય?"

લઘુતા આવે તો પછી કેવું કામ થાય? આ તો માનમાં ને માનમાં રહ્યો કે આને કંઈ આવડતું નથી, આ કંઈ જાણતો નથી, લાવોને હું વાત કરું ભૂંડું કરી નાખ્યું છે સત્સંગની તો બલિહારી છે! આ અવસર આવ્યો છે, ચેતવા જેવું છે કૂંચી નથી તો તાળાં શી રીતે ઊઘડે? તે આવવું જોઇએ તેમ ગુરુ વિના જ્ઞાન નથી અને થાય નહિ બીજે જાઓ, ભલે! ભટકો— તેથી તો તાળાં ભટકાય પણ ઊઘડે નહીં તે ગુરુ પાસેથી મળશે હવે ક્યારે લેવાશે?

"અધમાધમ અધિકો પતિત, સકલ જગતમાં હુંય,
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય?"

'પ્રભુ, પ્રભુ' લય લાગી નહીં, પડ્યો ન સદ્‌ગુરુપાય,
દીઠા નહીં નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય?"

માટે લઘુતા જોઈએ આ જીવને અનંત કાળચક્રથી માન મુકાણું નથી, તે હવે મૂકી દે અને પાણીથી પાતળો થઈ જા અહંકારથી કરીશ તો તે લેખામાં નહીં આવે હું સામાયિક કરી આવ્યો, હું અપાસરે ગયો— આમ કર્યું, તેમ કર્યું અને ત્યાંથી નવરો પડ્યો એટલે પછી બધું બીજું ન કરવાનું કરે! 'નવરો બેઠો નખોદ વાળે' નખોદ વળ્યું છે અણસમજણથી

"સદ્‌ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ,
સમજ્યા વણ ઉપકાર શો? સમજ્યે જિનસ્વરૂપ"

બાપ થઇને ખવાય? ન ખવાય, પણ દીકરો થઇને ખવાય તેમ લોકમાં કહેવાય છે ને? આ તો સંઘવી છે, મોટા છે, ડાહ્યા છે, જાણકાર છે, શું અમે નથી સમજતા? આ બધું માનપૂજા છે, અહંકાર છે ધર્મ ક્યાં છે?

"ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમ ન જાણે હો મર્મ, જિનેસર,
ધરમ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે હો કર્મ, જિનેસર.
ધર્મ જિનેસર ગાઉં રંગશું."

ગુફામાં હજારો વર્ષનું અંધારું હોય, પણ દીવો આવે એટલે અજવાળું આ તે કંઈ વાત! ચમત્કાર છે!

૧ મુમુક્ષુ—જિનેશ્વરના ચરણ એટલે શું કે જેથી કર્મ ન બાંધે?

૨ મુમુક્ષુ—ચરણનો અર્થ અહીં જ્ઞાની પુરુષની યથાર્થ આજ્ઞાનું આચરણ-આરાધન તે પ્રમાણે થાય તો કર્મ બંધાતું નથી, તેથી વિમુખ હોય તો બંધાય

૧ મુમુક્ષુ—ચરણ ગ્રહણ થયા પછી, 'પ્રવચન અંજન જો સદ્‌ગુરુ કરે દેખે પરમ નિધાન જિનેસર' તે અંજન શું?

પ્રભુશ્રી—ગુરુગમ આવી તો તેમાં બધું આવ્યું, પણ મર્મ સમજાણો નથી

૧ મુમુક્ષુ—મર્મ શું?

પ્રભુશ્રી—યોગ્યતાની કચાશ છે ચરણમાં જ્ઞાનીનાં આચરણ વગેરે કહ્યું, તોપણ હવે બેસ એ તો યથાતથ્ય ઓળખાણ થયે જો તે તેના ઉપયોગમાં આવ્યો, યથાતથ્ય બોધ થયો અને તે

ગ્રહણ કર્યો એટલે તે જ આત્મા આ કયાશ છે તેની યોગ્યતાની, તેથી નથી કહી શકતા. ખબર નથી; ઓળખાણ નથી.

૧. મુમુક્ષુ—" છે દેહાદિથી ભિન્ન આત્મા રે, ઉપયોગી સદા અવિનાશ;

પ્રભુશ્રી—" એમ જાણે સદ્‌ગુરુ-ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ,"—

ખાસ, ખાસ. આવા પુરુષોને કોણ માને ! કર્મ ફૂટચાં તારાં ! વાત કોની હતી ? તો કે આત્માની અને આત્માની ઓળખાણ તો પડી નથી. તે છે, જ્ઞાની પાસે છે; ક્ષણવાર પણ તેથી જુદો નથી.

૧. મુમુક્ષુ—'સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે; શાસ્ત્રમાં નથી અને સાંભળ્યામાં નથી, છતાં અનુભવમાં આવે તેવું જેનું કથન છે; અંતરંગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે. બાકી તો કંઈ કહ્યું જાય તેમ નથી.'

પ્રભુશ્રી—આને ઓળખનાર કોણ ? ધન્યભાગ્ય કે જે એને જાણશે. કહેવાની વાત એક આત્મા. બીજું બધું જોયું પણ આત્મા નથી જોયો. ને બીજું બધું જોયું તે પણ આત્માએ જ જોયું.

૧ મુમુક્ષુ—આપ અમને જુઓ અને અમે તમને ન જોઈએ અને અમનેય ન જોઈએ એ કેવી ખૂબીની વાત !

પ્રભુશ્રી—અંજન થવું જોઈએ. તે નથી થયું.

૩. મુમુક્ષુ—ત્યારે ચશ્માં ફેરવી આપો, ઊંધાંનાં સવળાં કરી આપો.

પ્રભુશ્રી—પ્રભુની-કૃપાળુની કૃપા છે ! આપ મોટા છો. રહેતે રહેતે એવો થઈ ગયો; મારો વહાલો જબરો છે !

આ બધું કોણ દેખશે ? આત્મા: જ્ઞાની, અજ્ઞાની. ભુલવણી છે કે આત્મા છે તેને જાણ્યો નથી. જાણવાથી આસ્રવનો સંવર થાય છે અને સંવર તે આત્મા છે.

" પુદ્‌ગલ ખાણો, પુદ્‌ગલ પીણો, પુદ્‌ગલહુંથી કાયા,<br>
વર્ણ ગંધ રસ સ્પર્શ સહુ એ, પુદ્‌ગલહુંકી માયા.<br>
સંતો દેખિયે વે પરગટ પુદ્‌ગલ-જાલતમાસા. "

મોટા પુરુષો બિચારા પોકાર કરીને વહ્યા ગયા. જેણે જાણ્યું છે એવો ભેદી મળશે તો કામ થઈ જશે. તે વગર છૂટકો નથી. સાટું જેમ વહેવારમાં કરે છે, તેવું થવું જોઈશે; તે વગર છૂટકો નથી.

***

તા. ૮-૧-'૩૬, સાંજના

આ જીવ તો પૈસાનો, પૂજા, માન, વગેરેનો ભિખારી છે. પણ જે ચૈતન્ય પોતાનો આત્મા છે, તેનું તો ભાન નથી, કાળજી પણ નથી. તેનો શો ધર્મ છે તે જાણવો જોઈએ. તેથી કામ થાય, દેવગતિ થાય. વહેવારમાં કમાઈ કરીને જે ભેગું કરે છે તે પણ કર્મમાં હોય તો જ રહે. બધું અજ્ઞાનથી અને મિથ્યાત્વથી ભૂંડું થયું છે. તે મારું નહીં. 'વાની મારી કોયલ'.

આત્માની સાથે એક સોય પણ નહીં જાય. મૂરખો હોય તે ન ચેતે ખાસ ઊંડી દાઝ રાખીને ચેતવાનું છે વેરી અને દુશ્મન તો કર્મ છે, તે આત્માની ઘાત કરનાર છે, અને તેની હારે જ ભાઈબંધી રાખી છે? કુસંગ થઈ ગયો છે જવા દે હવે, લાગ આવ્યો છે મનુષ્યભવ દુર્લભ છે બીજા અવતારમાં નહિ સંભળાય મનુષ્યભવ દુર્લભ કીધો, તે લેખામાં ન આણ્યુ તો પશુવત છે આ સંસારમાં મનુષ્યભવ પામીને શું કીધું? બીજું બધું ચિત્ર-વિચિત્ર, આત્મા નો'ય, બધુ પુદ્ગલ સંતો, દેખિયે વે પુદ્ગલજાલ તમાશા એ નો'ય તારું, માટે સમજ, ચેતી લે ગણતરી કર પોતાના આત્મા માટે છોકરા-છૈયા તારા નથી અને થવાના પણ નથી, આખર એકલો જશે માટે વિચાર કરવા જેવું છે ભૂલ્યો ત્યાંથી ફેર ગણ અવસર આવ્યો છે, આ બધા બેઠા છે અને સાંભળે છે, તેમાંય પુણ્યના દળિયા તેની કોઈને ખબર નથી તે ખબર હોય તો કામ થઈ જાય બહુ ભૂલ છે અને ખોટમાં જાય છે અજાણ્યો ને આંધળો! જગત અજાણ્યું અને આંધળું છે ખપી થશે તેના કામનું છે આવખામાંથી આમાં જેટલો કાળ ગયો તેટલો લેખામાં છે જાણે-અજાણે પણ આમાં કાળ જશે તે લેખાનો છે પણ સામાન્યપણામાં કાઢી નાખ્યું બધું એકસરખું ભરડી નાખે છે તે અજ્ઞાન છે માટે આ કરવાનું છે તેમાં કાળજી રાખ એને સંભારે તો કામ નીકળી જાય આ તો બધું ભેળસેળ કરી નાખ્યું, માટે ચેતો આવો દાવ ફરી ક્યાંથી આવે? બહુ લાભ છે, કરવા જેવો અવસર આવ્યો અને કરે નહીં તો પછી શું?' ગફલતમાં ગયું તો થઈ રહ્યું! વૃત્તિનું સ્વરૂપ નથી જાણ્યું જ્ઞાનીએ તો ઘણું કહ્યું ભણી જાય છે, પણ ગણ્યું નથી જે પળ જાય છે તે ફરી નહિ આવે 'समय गोयम मा पमाए,' આ બોલ્યા તેઓ શું ગાંડા હતા? 'સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે' તે બોલો

૧ મુમુક્ષુ—"સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે શાસ્ત્રમાં નથી અને સાંભળ્યામાં નથી, છતાં અનુભવમાં આવે તેવું જેનું કથન છે, અંતરંગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે બાકી તો કંઈ કહ્યું જાય તેમ નથી"

પ્રભુશ્રી—આ બધું તુંબડીમાં કાંકરા આનો મરમ નથી જાણ્યો, ભેદ નથી જાણ્યો, સમજાણું નથી આ ચમત્કારી વાત છે! આ તો મહાન મંત્ર છે, કથા નથી પહેલાં વિશ્વાસ સત્પુરુષનો રાખ, પછી માન્ય કરીને જેમ જગતના કામ કરે છે, તેમ આ કામ કર આ બધું બતાવ્યું તેમાં એક માનવાપણું કર "બીજું કાંઈ શોધ મા માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમાં સર્વ ભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે" લો આ બધા સંસારને માથે વજ્રમય તાળાં દીધાં કે ફરી ઊઘડે નહિ, અને ઝેર ઉતારે તેવું છે

સત્પુરુષ શું?

૧ મુમુક્ષુ—આત્મા

પ્રભુશ્રી—સત્પુરુષ કોણ?

૨ મુમુક્ષુ—'મળ્યો છે એક ભેદી રે, કહેની ગતિ તે તણી'

પ્રભુશ્રી—બારોબાર ઊઘાડો, ઊઘાડો

૨ મુમુક્ષુ—આપને ભેદી મળ્યો છે, એ તો નક્કી છે

પ્રભુશ્રી—તે તો ના ન કહું પણ વાત છે ભાવ ઉપર. કરવું જોઈશે. ભાવ વધારે તો આત્મા અને ઘટાડે તોય આત્મા. આત્માનો ભાવ છે. પહેલી જોઈએ ઓળખાણ; તે વગર ક્યાશ છે. ' सवणे, नाणे, विन्नाणे. ' વિજ્ઞાનપણું આવે તો પૂછવા જવું ન પડે. જેનું કામ છે તેનું છે, બીજાનું નહીં. ' જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ ' કહી શકાય નહીં તેવું છે. વાત તો હદપાર કરી છે! યોગ્યતાની ખામી છે અને તાળાં ઊઘડ્યાં નથી. બધાં જ્ઞાન, કેવળ સુધી એક આત્માને જ થશે. અહીં આગળ કામ વિચારવાનું છે; બીજાનું નથી, આત્માનું છે. ગોળ ખાશે તેને ગળ્યું લાગશે. હવે આનો ઉપાય જોઈએ ને ?—કે આ રસ્તો. માટે કહો, શો રસ્તો ?

૩. મુમુક્ષુ—સત્પુરુષના સમાગમે બોધ શ્રવણ કરી સત્પુરુષાર્થ કરવો.

પ્રભુશ્રી—વાત તો ઠીક કીધી; પણ, 'પણ' આવ્યું ત્યાં બાકી રહ્યું. કોઈને અપમાન કેમ દેવાય ? માટે 'પણ' કહ્યું તો કંઈક કહેવું પડશે. અત્યારે બરાબર કહેવડાવું છું, માટે કહો

૪. મુમુક્ષુ—'પણ' કહ્યું એટલે ત્યાં પરિણમવું જોઈએ; તે બાકી છે.

૧. મુમુક્ષુ—હું તો કૃપાળુદેવનું વચન કહું છું : " ભાવ અપ્રતિબદ્ધતાથી નિરંતર વિચરે છે એવા જ્ઞાની પુરુષનાં ચરણારવિંદ તે પ્રત્યે અચળ પ્રેમ થયા વિના અને સમ્યક્ પ્રતીતિ આવ્યા વિના સત્સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી; અને આવ્યેથી અવશ્ય તે મુમુક્ષુ જેનાં ચરણારવિંદ તેણે સેવ્યાં છે તેની દશાને પામે છે."

પ્રભુશ્રી—આ વાત તો રોમ રોમ સાચી; કોણ ના કહે છે ?

૧. મુમુક્ષુ—ત્યારે શું કરીએ ? શું કરવું ? માથે ધણી રાખીને પરિણમવું.

૨. મુમુક્ષુ—સત્પુરુષના વચનમાં શ્રદ્ધા કરવી. બીજું નહિ.

પ્રભુશ્રી—કંઈ ઉથાપવું છે ? सद्धा परम दुल्लहा· ત્યાં પણ કંઈક બાકી રહ્યું. ભાવ વગર પરિણામ નહીં થાય.

" ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળ જ્ઞાન. "

' આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે. '

૧. મુમુક્ષુ—આત્મભાવના ભાવીએ તો ય બીજું, તે નહીં; તો શું કરવું ?

પ્રભુશ્રી—એમ કહેવાય છે કે સમજીને ગા; ત્યાં છૂટકો.

" મારું ગાયું ગાશે તે ઝાઝા ગોદા ખાશે;
સમજીને ગાશે તે વૈકુંઠ જાશે. " (નરસિંહ મહેતા)

૧. મુમુક્ષુ—અનાદિકાળથી મિથ્યાત્વના અજ્ઞાનતાના ભાવ છે, તે શી રીતે જાય ?

પ્રભુશ્રી—પણ તે મળી આવશે.

૧. મુમુક્ષુ—તો બસ, એ જ જોઈએ છે; બીજું નહિ. તો થયું.

પ્રભુશ્રી—જીવનું અવલંબન જ્ઞાનીએ જાણ્યું. પહેલા ભાવ ફરે છે તે મોટી વસ્તુ છે; તેથી બધું થશે. ' ભાવે જિનવર પૂજિયે. ' જિનવર ને આત્મા, તેને પહેલો લીધો; અને ગાણું

ગાય તો પણ એના જ, એને જાણીને ગાય જાનમા ગાણા વરના ગાય છે, તેમ પહેલા અહીં આત્મા, તેના ગાણા ગાવાના છે તે વાત જ્ઞાનીને ખબર છે તે જાણે છે આ બધા ભાઈઓ, બાઈઓ, ઘરડા, જુવાન, બાળક બધા આત્મા, પણ જાણ્યો નથી "માત્ર, 'સત્' મળ્યા નથી, 'સત્' સુણ્યુ નથી અને 'સત્' શ્રધ્યુ નથી, અને એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે" પહેલો આવ્યો આત્મા જડ અને ચેતન, જેમ છે તેમ બે ભેદ જાણવા જોઈશે જીવ–અજીવ તત્ત્વ શાસ્ત્રમાથી ભણે છે, વાચે છે, પણ અહીં શુ આડુ રહ્યુ? અહીં તો ભેદનો ભેદ જાણવો છે ભેદનો ભેદ સમજાયા હો તો કહો

૧ મુમુક્ષુ—ભેદના ભેદની વાત આવી ત્યા હવે અમારે બોલવાનુ બધ થયુ

પ્રભુશ્રી—કેમ, બોલોને હવે બોલાય તો બોલો ભેદનો ભેદ કહેનાર થયો, ત્યા બીજુ જડ થયું 'હુ તો ન જાણુ, પણ જ્ઞાનીએ જાણ્યું,' એમ માથે રાખે અને વાત કરે તો કર્મનો બધ ન થાય ભેદનો ભેદ જાણો તો આમ થાય છે કહેવું પડશે, આત્મા છે આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે ભેદનો ભેદ તો જાણવો પડશે

૧ મુમુક્ષુ—ભેદનો ભેદ સમજાય શી રીતે?

૪ મુમુક્ષુ—એક બાલકના માથા ઉપર દશ મણનો બોજો મૂકે તો તે દબાઈ જ જાય તેમ અમારુ તો એ ગજુ નથી 'કેઈ કેઈ મર ગયા ગોતા'

પ્રભુશ્રી—એ તો જ્ઞાની જાણે

૧ મુમુક્ષુ—જ્ઞાનીએ જાણ્યું તો હવે અમે પણ તેની પાસેથી જ જાણશુ, ત્યા સુધી ઊઠવાના નથી, જાણવાના જ

પ્રભુશ્રી—આત્મા જાણશે, જડ તો નહીં જાણે, તે જ જવાબ દેશે, આત્મા સિવાય જવાબ દેનાર કોઈ નથી માટે તે જ કરવાનું છે કૃપાળુદેવે મને કહ્યુ કે જવાબ મળશે હુ તો વિચારમા પડી ગયો કે આ શુ કહ્યુ! અને અદર ઉથલપાથલ થાય કે હવે કયા જાઉ? કોની પાસે જાઉ? પછી સમજાણું માટે યોગ્યતાની ખામી છે આ બધુ આવરણ છે, તે ખસવાથી જ થશે "એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે" હજુ એ જોયું નથી, નમસ્કાર થયા નથી બધું તૂબડીમા કાકરા જેવુ માટે કંઈક કરવું પડશે અને કંઈક છે ખરુ આ જીવને આડે આવે છે તે કોરે કરવુ પડશે

૨ મુમુક્ષુ—"ભારી, પીળો, ચીકણો એક જ કનક અભગ રે", પણ પર્યાયદૃષ્ટિ ખસે ત્યારે ને?

પ્રભુશ્રી—પર્યાયદૃષ્ટિ, બધો સબધ છે માટે મૂકયા વગર છૂટકો નથી કરવું પડશે

૨ મુમુક્ષુ—હવે આની તો દયા જ કરો કૃપાળુદેવે સોભાગ્યભાઈ ઉપર ઘણી દયા કરી છે, તો મારી પણ આ અરજ છે, બાપજી

પ્રભુશ્રી—વાર કોની છે? તારી વારેવાર મને પણ કૃપાળુદેવે કહેલુ કે મુનિ, તમારી વારેવાર, એટલે હુ તો ગભરાણો ત્યારે કૃપાનાથ કહે કે 'હવે શાના ગભરાઓ છો? હવે શુ છે? હવે શુ બાકી રહ્યું?' કંઈ બાકી રહ્યુ નથી કાળદોષ તો, આ છે એવો છે તે જ દિવસ

કહેવાય કે દિવાળી થઇ ! તો ના ન કહેવાય કોઈથી ઝાલ્યું રહ્યું કે ના અમે નહીં આવીએ ? 'सद्धा परम दुल्लहा', એ કોઈના હાથમાં નથી—મારા કે તમારા. જેનું કામ જેનાથી થાય તે કરશે; જડનું ચેતન નહીં કરે અને ચેતનનું જડ નહીં કરે. મુખ્ય પાયો શ્રદ્ધા – ગુરુની શ્રદ્ધા, આત્માની શ્રદ્ધા. બધી વાત એમાં છે, અને એ છે પોતાનું રાંધણું; ચાખી જો, ચડી ગયું હોય તો ખાઈ જા. વાત જોઇએ આટલી :

" અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના સાધન કરશે શુંય ? "

કૃપાળુનું વચન માન્ય કરો.

संजोगा विप्पमुक्कस्स, अणगारस्स भिक्खुणो ।
विणयं पाउकरिस्सामि, आणुपुव्विं सुणेह मे ॥

બધાનો સાર વિનય. વનો વેરીને પણ વશ કરે. દીકરો થઇને ખવાય; બાપ થઈને ન ખવાય. વનાની અને લઘુતાની વાત કરે આત્માર્થી; પહેલાં વિનયને ઘરમાં લાવશે તો કામ થશે. મોટા કરોડપતિમાં પણ વનો હોય તો તેના દાસ છીએ. 'લઘુતા તો મેરે મન માની' (ચિદાનંદજી). માન ન હોય તો અહીં જ મોક્ષ છે. તે મુકાણું તો કામ થયું. સમાધિસ્થ બાહુબલજીને તેમની બહેનો—બ્રાહ્મી-સુંદરી—એ જંગલમાં જઇને કહ્યું : " વીરા, ગજથકી હેઠા ઊતરો." ત્યાં બાહુબલજી વિચારમાં પડી ગયા અને જાગ્યા કે ખરી વાત છે, અહંકારરૂપી ગજ ઉપર હું બેઠો છું. નાનાભાઇને હું નમવા હવે તો જાઉં એમ વિચારીને ઊઠયા કે તરત કેવળજ્ઞાન થયું. આટલા જ માનના અહંકારથી કેવળજ્ઞાન અટકયું હતું. આ જીવનું માન–અહંકારે ભૂંડું કર્યું છે. તે મૂકયે છૂટકો છે.

***

તા. ૯–૧–'૩૬, સવારના

મોક્ષનું અનંતું સુખ તે મુનિ વીતરાગ ભોગવે છે. અને તે સમકિતી જાણે છે. બધા ઉપસર્ગ સહન કીધા મુનિઓએ, અને સમભાવનું મોટું સુખ તેમાં જ ઠર્યા. કારણ, બીજું મારું નહીં; 'હું' અને 'મારું' નીકળી ગયું. એવી વસ્તુ તો કોઇકે જ જાણી. કોણે દેખાડી ? અને કોણ દેખાડે ? એને તો ભેદી મળ્યો છે. વાત જાણીને પકડી લીધી; હવે તે કંઈ થોડા નાખી દે ? એના ઉપર મોટા પુરુષો સ્તવનમાં કહી ગયા છે. " હું મારું હૃદયેથી ટાળ, પરમારથમાં પિંડ જ ગાળ." અને એને (આત્માને) બોલાવ્યો. કૃપાળુદેવે અમદાવાદમાં રાજપર મુકામે દેરાસરમાં અમને બોલાવ્યા, પોતે પણ બારોબાર ત્યાં આવ્યા. અમે તો વાટ જોઇને જ બેઠેલા. વાતો કરતા જાય અને બોધ પણ થતો જાય વાતોમાં જ. પછી ભોંયરામાં ગયા અને મુનિ દેવકરણજીને પ્રતિમા સામી નિશાની—દૃષ્ટિ કરી કહ્યું કે જુઓ, આ આત્મા. હું ભોળો તે બોલી ઊઠયો અને કહ્યું : " કયાં છે, બાપજી ? " પછી મારી સામું જ જોઈ રહ્યા. કંઈ 'હા' કે 'ના' ન કીધી. હું તો મુઝાણો કે એમને શું કહેવું હશે. મને વિકલ્પ ન રહે તેથી મને બોધમાં

જણાવ્યુ કે મુનિ તમે જોશો માટે ઉતાવળ તેટલી ક્યાશ છે છે ખરુ, ફિકર શી રાખો છો?

" ધીંગ ધણી માથે કિના રે, કુણ ગંજે નર ખેટ? વિમલ જિન દીઠા લોયણ આજ "

ઠરીને હિમ થઈ ગયા, માહિત થઈ ગયા, ભેદી થઈ ગયા કઈક કહે છે ને કે

" રગરસિયા રગ રસ બન્યો, મનમોહનજી;
કોઈ આગળ નવિ કહેવાય મનકુ મોહ્યુ રે મનમોહનજી
વેવકતા વેધક લહે મન૦
બીજા બેઠા વા ખાય મનકુ મોહ્યુ રે મનમોહનજી "

તેવું થયુ ! આ ભાવ છે અને પ્રેમની વાણી તેને પ્રેમ કરાવે છે યોગ્યતા પ્રમાણે દેખે છે અરે! વાણીમા તો કઈ કઈ ભાવ થઈ જાય

એક માણસની સાથે કોઈએ રૂપિયા બસોની શરત મારી કે આ કૂવો ઠેકી જાય તો રૂપિયા બસો આપુ પેલા માણસે હા કહી, પણ કૂવા પાસે આવે અને વિચારમા પડી જાય કે રખેને કૂવામા પડી જઈશ, તેથી પાછો પડી જાય ત્યા એક બીજા માણસે હિમ્મત આપી કે ભલા માણસ, વિચાર શુ કરે છે? એમા તે શુ ઠેકવું છે? માર ઠેકડો, જુએ છે શુ? જેવો કૂવા પાસે આવ્યો કે તરત પેલા માણસે ખોખારીને હિમ્મત આપી 'હા, સાબાશ! માર છલગ' એટલે પેલો હિમ્મતથી ઠેકી ગયો અને રૂપિયા લીધા પેલો હિમ્મત આપનાર કહે કે ભાઈ, અડધા રૂપિયા મને મળવા જોઈએ, કારણ કે હિમ્મતનુ બળ તો મારુ હતું

તેમ સમજણ કરવાની છે, થઈ તો કામ થયુ માટે પોતે કર્યા વગર નહિ બને અસગ થવું પડશે, મેલવું પડશે—છૂટકો નથી માટે સાભળીને ઊભા થઈ જવું તો કેવી વાત બની જાય! પ્રેમ આગળ શુ નેમ?

એક ભરવાડ હતો જગલમા ગાયો ચરાવે એક દિવસ તેણે નારદજીને જતા જોયા તેમને સાદ કરી બોલાવીને પૂછ્યુ કે ક્યા જાઓ છો? તો કહે ભગવાન પાસે જાઉ છુ ભરવાડે કહ્યુ " પ્રભુને મારી આટલી વાત પૂછી લાવશો?"

નારદજી—શી?

ભરવાડ—હું રોજ પ્રભુને કૂમરો (સવારનો નાસ્તો) ધરાવીને ખાઉ છુ તે તેમને પહોચે છે કે નહીં? બીજુ, મને પ્રભુના દર્શન ક્યારે થશે?

નારદજી—સારુ, હું પૂછીશ

પછી નારદજીએ પ્રભુને તે વાત પૂછી તો પ્રભુ કહે, " કૂમરો મને પહોચે છે, પણ દર્શન તો તે જે આમલીના ઝાડ નીચે બેઠો છે તેના જેટલા પાન છે તેટલા યુગ ગયા પછી થશે " નારદજી તો વિચારમા પડી ગયા કે આ દર્શનની વાત જો હું ભરવાડને કહીશ તો બિચારાને આઘાત લાગશે તેથી પાછા વળતા એ તો ભરવાડને મળ્યા વિના પરબારા જ જવા લાગ્યા પણ ભરવાડે દૂરથી જોયા કે સાદ કરીને બોલાવ્યા, અને પૂછ્યુ શુ ઉત્તર છે પ્રભુનો?

નારદજી—કૂમરો પોતે આરોગે છે

ભરવાડ—અને દર્શનનુ શુ કહ્યું?

વિકાર થાય છે અને આને ( જ્ઞાનીને ) તો વિકારને ઠેકાણેથી વૈરાગ્ય થાય છે. કૃપાળુ દેવે કહ્યું છે કે આ બધું મનને લઈને છે. મન વગર કોઈ ગ્રહણ નહીં કરી શકે.

૧. મુમુક્ષુ—મન કોને લઈને છે? આત્માને લઈને?

પ્રભુશ્રી—મન વશ ન વર્તતું હોય તોય આત્મામાં વર્તે છે.

૧. મુમુક્ષુ—આત્માનો ઉપયોગ મનમાં જાય તો કામ કરે છે.

પ્રભુશ્રી—મન, વચન, કાયા ત્રણ જોગ છે. વીતરાગના પ્રતાપે તપો, ઢુંઢિયો, વૈષ્ણવ કાંઈ રહ્યું નથી. આ તો આત્માની વાત. આત્મા વગર મન કંઈ ન કરી શકે. તે તો જડ છે. ચૈતન્ય છે તે ચૈતન્ય છે.

૧. મુમુક્ષુ—"ચંદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાન્તિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઈ જાય છે, પણ કંઈ ચંદ્ર ભૂમિરૂપ કોઈ કાળે તેમ થતો નથી, એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે ક્યારે પણ વિશ્વરૂપ થતો નથી. સદા સર્વદા ચૈતન્યસ્વરૂપજ રહે છે. વિશ્વમાં જીવ અભેદતા માને છે એ જ ભ્રાંતિ છે." —શ્રીમદ્ રાજચંદ્ર.

પ્રભુશ્રી—તારો પાયો ક્યાં છે? હજુ ડોલતું છે.

"છે દેહાદિથી ભિન્ન આત્મા રે, ઉપયોગી સદા અવિનાશ; મૂળ૦
એમ જાણે સદ્ગુરુ-ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ. મૂળ૦

"જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્તે છે શુદ્ધ પ્રતીત; મૂળ૦
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકિત. મૂળ૦
જેમ આવી પ્રતીતિ જીવની રે, જાણ્યો સર્વથી ભિન્ન અસંગ; મૂળ૦
તેવો સ્થિર સ્વભાવ તે ઊપજે રે, નામ ચારિત્ર તે અણલિંગ.
મૂળ મારગ સાંભળો જિનનો રે." (શ્રીમદ્ રાજચંદ્ર)

સાંભળ્યા વગર, જાણ્યા વગર શું કહેશે? સાંભળ્યું તો થયું. પટ ઊભો થઈ જાય. દીવો થાય તેવું છે. '**सवणे नाणे विन्नाणे**'. આ તો મંત્ર જેવું છે. સામાન્ય કરી નાખ્યું કે આ તો મને ખબર છે, હું જાણું છું, મેં સાંભળ્યું છે. આ ભોગ મળ્યા! આ ( આત્મા ) તો જ્ઞાનીએ જોયો છે. બીજાને નહીં કહેવાય. જોયો તેણે જોયો. એને લઇને બધું છે. 'ગોકુલ ગામકો પિંડા હિ ન્યારો!' બધેથી ન્યારું થવું પડશે. માટે તે કરવાને તૈયાર થઈ જાવ. હથિયાર તમારું પોતાનું જ છે; અને તે કામ આવશે. ઊભો થઈ જા; તારી વારે વાર. આ તો કૃપાળુનું પાણી પાએલું, તો ખબર પડી. બધી યોગ્યતાની કચાશ છે. આવરણ બધાં છે; અને તે તો કર્મ છે–આઠ કર્મના પાટા છે. બીજું મનાવવું નથી, બીજાની વાત કરવી નથી. આટલું બોલીશ કે જીવનો જ વાંક છે. આ તો આટલું જાણીએ છીએ તે પણ એના પ્રતાપે. બધાંથી જુદું છે એક સમકિત, અને તે જ મોક્ષે લઈ જવાનું છે. વ્યવહારમાં જેમ મોટા નગરશેઠ જેવા માણસ હોય અને કોઈ માણસ ફાંસી ઉપર ચડેલો હોય ત્યાં તેની ગાડી નીકળી અને દર્શન થયાં કે ફાંસીથી છૂટી જાય; તેમ છે અહીં તો રુષ કે તુષ કંઈ નથી. તમારી વારેવાર. અમે બધા સાત સાધુ હતા. જેના નસીબમાં હતું તેને આવ્યું. જાણે તે માણે. માટે એ

કર્તવ્ય રહ્યુ અને આ જ કરવુ છે હવે બીજે રસ્તે જવું નથી અને જવાય પણ શી રીતે? ન જ જવાય અને બીજો રસ્તો હવે છે જ કયા? બધી વાતો પણ એની એ જ ઠામ ઠામ આત્મા, આત્મા ને આત્મા જ! પછી બીજુ કંઈ માનો તો તમે જાણો એ જ કર્તવ્ય છે

૨ મુમુક્ષુ—કૃપાળુદેવે બધા મુનિઓમાથી આપને કહ્યુ કે મુનિ તમે આત્મા જોશો માટે કોઈક ઉપર કૃપા કરજો

પ્રભુશ્રી—વાત તો ખરેખરી! તે વાત સૌએ સાભળી અને અમે પણ સાભળી આ જીવને સમજ છે અને તે આત્માને છે આ બધા બેઠા છે તે પણ આત્મા જ છે ને? સો સાભળે છે, પણ બધાનું સરખુ નથી કેટલો ફેર પડયો છે? માટે ઊઠ, તે આવવું જોઇએ "એ સુણ્યે, એ સમજ્યે અને એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે." બે અક્ષરમા માર્ગ! કોઈ ભાવિક આત્મા આ વચન સાભળી પ્રતીતિ અને શ્રદ્ધા રાખશે, તો ચાલ્લો છે શી ફિકર પછી? તે પણ કોના હાથમા છે? પોતાના માટે તૈયાર થઈ જાઓ આ તે કઈ કોઇના માટે થોડુ છે? પોતાના માટે છે છોડવું તો પડશે મૂકયા વગર છૂટકો નથી અપ્રતિબધ અને અસગ! તે જ આપણો રસ્તો બાકી બીજુ તો કર્મ છે કરવું છે પોતાના આત્માને જ માટે

***

તા ૧૦-૧-'૩૬, સાજના

પત્રાક ૮૩૫ નું વાચન —

> "ચક્રવર્તીની સમસ્ત સપત્તિ કરતા પણ જેનો એક સમયમાત્ર પણ વિશેષ મૂલ્યવાન છે એવો આ મનુષ્યદેહ અને પરમાર્થને અનુકૂળ એવા યોગ સપ્રાપ્ત છતા જો જન્મમરણથી રહિત એવા પરમપદનું ધ્યાન રહ્યું નહીં તો આ મનુષ્યત્વને અધિષ્ઠિત એવા આત્માને અનત વાર ધિક્કાર હો!"
>
> "જેમણે પ્રમાદનો જય કર્યો તેમણે પરમપદનો જય કર્યો."

વાત શું આવી? કરવું, કરવું અને કરવું કર્યા વગર નહીં થાય મનુષ્યભવનો એક સમય ચક્રવર્તીની રિદ્ધિ કરતા પણ દુર્લભ કહ્યો જન્મ મરણમાથી છૂટવા આ જીવને ચેતવા જેવુ છે કઈક સમું કરવુ પડે કર્યા વગર છૂટકો નથી. રાજાએ ભોયરામા કેટલાકને ઉતાર્યા હતા, અને બધા ભૂખ્યા-તરસ્યા બેસી રહ્યા હતા પણ તેમાથી એક ઉદ્યમી હતો તેણે ઉદ્યમ કર્યો તો શોધતા ખાવાનો ડબો અને પાણી મળ્યા મોટા શેઠની નોકરીમા ઘણા માણસો હોય, પણ શેઠે ય કઈક કરેલુ તો ખરૂ ને?

૧ મુમુક્ષુ—આપ તથા અનતા જ્ઞાનીઓ વચન કહો છો તે યથાતથ્ય, જેમ છે તેમ છે અને ગ્રહણ કરવા જેવા જ છે પણ આ હૃદય તે તરફ વળતું નથી અને કરવાની ઇચ્છા થતી નથી તેનું શુ કારણ?

પ્રભુશ્રી—વિચારો, કઈક જોઈએ ને?

૧ મુમુક્ષુ—કારણ શોધીએ છીએ તો જડતું નથી અને વિચાર પણ ચાલતો નથી

પ્રભુશ્રી—વિચાર જ નથી થયો. કંઈક છે, કંઈ જ કરે નહિ, તો બેઠા બેઠા ક્યાંથી ખવાય? આત્મા ન હોય તો બધાં મડદાં; માટે કંઈક છે તો ખરું. માબાપ વગર દીકરો ક્યાંથી થાય? મા છે તો દીકરો છે. ભગવાને પાંચ સમવાય કારણ કહ્યાં છે—કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત અને પુરુષાર્થ—એક હાથે તાળી ન પડે, બેઉ હાથ જોઈએ. દેહને ઝૂરવી નાખીને, તપ-જપ કરીને, બાળીઝાળીને પણ આખરે આત્માનો મોક્ષ થયો. તે પણ એના ભાવે જ.

૧. મુમુક્ષુ—હાથીના હોદ્દે કેવળજ્ઞાન થયું. તો ત્યાં તેણે શું કર્યું?

પ્રભુશ્રી—એ જ. હાથીને હોદ્દે થઈ ગયું તે જ કર્યું છે. લૂગડું મેલું હોય પણ ધોઇ આવે તો ઊજળું થાય. કર્યા વગર નહીં બને; કરવું પડશે એક પૈડે ગાડી ન ચાલે; બે પૈડાં જોઈએ. એક પૈડે ચાલ્યું તો તેનો કરનારો તો હતો ને? અહીં બેઠા છો, તો તે પણ કંઈક કરીને આવ્યા છો તો ને? ચિત્ર-વિચિત્ર બધો દેખાવ દે છે અને થાય છે. પણ એ વગર નહીં. પણ છે. ભેદનો ભેદ જાણવો છે.

૧. મુમુક્ષુ—પરમ દહાડે આપ કહેતા હતા કે ભેદનો ભેદ જાણવો; પણ આજ સુધી અમને તો એનો અંશ માત્ર પણ જણાતો નથી.

પ્રભુશ્રી—હવે શું સમજવું? અને ભેદનો ભેદ કેમ?

૨. મુમુક્ષુ—ભેદનો ભેદ તો પર્યાયદૃષ્ટિ ખસે ત્યારે જણાય ને?

પ્રભુશ્રી—ભેદનો ભેદ કહી ચૂક્યા છીએ. બધું શું દેખાય છે? પર્યાય, તે પણ વસ્તુ (આત્મા) વગર દેખાશે? ભગવાને કહ્યું કે અરૂપી. તેને પછી દેખશો? ભલે કહો જોઇએ 'કાકા'. દેખાશે? નહીં દેખાય. માટે કરી લે એક ઓળખાણ 'એક આત્માને જાણ, તેની કરી લે ઓળખાણ'.

૨. મુમુક્ષુ—દિવ્યચક્ષુ આપો ત્યારે ને?

પ્રભુશ્રી—કૃપા જોઈએ; તે તો કૃપાળુની કૃપાથી કલ્યાણ થશે. રાજાની રહેમ નજરથી જેમ રળી ખાય છે; તેમ જીવને થવું જોઈએ. રહેમ નજર મેળવવી જોઈએ. એ જ નજર. કરી લે ઓળખાણ. 'એક મૂત આપડી કે ઊભે માર્ગે તાપડી'. ચમત્કાર છે, પ્રભુ! "આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે". બાળકથી બોજો નહિ ઊપડે, ગજા પ્રમાણે ઊપડે. "બાળ-ધુલિઘર-લીલા સરખી, ભવચેષ્ટા ઇહાં ભાસે રે". માટે હવે તો એક જ ભજો. તૈયાર થાઓ; કેડ બાંધો. હવે શું? મારાથી હવે વધારે બોલાતું પણ નથી.

૧. મુમુક્ષુ—આપે હમણાં કહ્યું કે મારાથી બોલાતું પણ નથી; પરંતુ કૃપાળુ દેવ લખે છે કે નિર્ગ્રંથ મહાત્માનાં દર્શન-સમાગમ મોક્ષની પ્રતીતિ કરાવે છે. માટે ન બોલો તો પણ આમ છે.

પ્રભુશ્રી—કહું? અને કહેવું પડશે કે વાંચ્યું નથી, ઊકેલ્યું નથી અને દર્શન પણ થયું નથી. આ કહ્યું, તો તે માટે કંઈક ખામી હશે. બહુ ભૂલ છે, જેમ બાળક ભૂલે છે એટલી

ભૂલ આવી છે અને ભૂલમા જ છે કોઈને ડાહ્યુ થવા જેવું નથી કૃપાળુદેવે મને કહ્યુ કે જોયા કરોને પણ આ જીવ માહ્ય માથુ ઘાલી દે છે, તો પછી [1]શીંગડામા ભરાયને?

૧. મુમુક્ષુ—આપને કૃપાળુદેવે કહ્યુ કે જોયા કરો, તો આપ શુ જોતા હતા?

પ્રભુશ્રી—જે કહ્યું એ કરવું તો જોઈએ એ સુણ્યે, એ શ્રધ્યે જ છૂટવાની વાતનો આત્માથી ભણકાર થશે, યોગ્યતાની ખામી છે માટે તૈયાર થઈ જાઓ

⁂

તા ૧૧-૧-'૩૬, સવારના

પત્રાંક ૬૪ માથી વાચન —

पक्षपातो न मे वीर, न द्वेष कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य, तस्य कार्यं परिग्रह ॥
—શ્રી હરિભદ્રાચાર્ય

૧ મુમુક્ષુ—તુ ગમે તે ધર્મ માનતો હોય તેનો મને પક્ષપાત નથી, પણ જેથી આત્મા આત્મભાવ પામે તે ધર્મ આત્માનો છે

પ્રભુશ્રી—આત્મા છે તૈયાર થઈ જવાનું છે તે જૂનો કે નવો નથી, ડાહ્યો કે ગાડો નથી, તેમ ભણાવવો પણ નથી જે માન્યું છે તે મૂકવાનુ છે હવે ટૂકો હિસાબ શુ છે? છે ખબર? હોય તો કહો

૧. મુમુક્ષુ—સમકિત કરી લેવું તથા શ્રદ્ધા કરવી,

૨ મુમુક્ષુ—'જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે તે તે પ્રકાર ધર્મના છે' તે કરી લેવાનુ છે બાકી બીજુ પરરૂપ છે

પ્રભુશ્રી—મૂકવું હોય તો મુકાય છે મૂક્યા વગર છૂટકો નથી મુકાશે ત્યારે કામ થશે

૨ મુમુક્ષુ—મુકાય તો છે પણ પાછા નવા બધાય છે તે દુ ખ છે હાથી હોય તે નાહીને ચોકખો થાય અને પાછો શરીર ઉપર ધૂળ નાખે અને મેલો થાય તેવું છે

પ્રભુશ્રી—ગ્રહવાથી બધાય છે, તે મૂકી દે

૩ મુમુક્ષુ—વસોમા કૃપાળુદેવને કોઈ વ્યક્તિએ કહ્યુ કે ભગવાન તમે અમારા બધા કર્મ લઈ લો. તો કૃપાળુદેવે કહ્યુ કે હા, ફરી નવા ન બાધો તો કાવિઠામા પણ એવું જ બનેલું એકે કહ્યુ કે મને હવે મુક્ત કરો તો કૃપાળુદેવ કહે કે એક જ ઠેકાણે બેસી રહો અને ભક્તિ

---

[1] એક શેઠ દરરોજ દાતણ કરવા ઓટલા ઉપર બેસતા ત્યારે ભેસો પાણી પીવા જાય તેમાંથી એક ભેંસના શીંગડા બહુ ગોળ હતા તે જોઈને શેઠને રોજ વિચાર આવે કે આમા માથુ આવે કે નહિ. રોજ છ મહિના સુધી એ ને એ વિચાર થયા કર્યો પછી એક દિવસ નક્કી કર્યું કે માથુ ઘાલી જ જોઉ પછી ઊઠીને સામે જઈને તે ભેંસના શીંગડામા માથુ ઘાલ્યુ એટલે ભેંસ તો ભડકીને દોડી, શેઠ ઘસડાયા પછી લોકોએ એમને છોડાવ્યા અને ઠપકો આપ્યો કે ભલા માણસ વિચાર તો કરવો'તો કે આમ થાય? શેઠે કહ્યુ કે છ મહિનાથી હુ વિચાર કરતો હતો, વિચાર કરીને તો કર્યું છે

કરો. બીજે ક્યાંય બહાર જવું નહીં, બારીમાં પણ જોવા જવું નહિ. તેવું બનશે ? તો તે ભાઈ કહે, પ્રભુ, એમ તે કેમ બને કે ક્યાંય જવું નહિ ? કૃપાળુદેવે કહ્યું, તો થયું !

પ્રભુશ્રી—બંધ તે બંધ છે; મોક્ષ તે મોક્ષ છે. જેટલો બંધ છે તે મૂકવો પડશે. મૂકતાં વાર શી ? પણ ફરી ગ્રહણ ન કરે તો થાય. પણ પહેલાં તો તે ગ્રહે છે, માટે શું બને ?

૨. મુમુક્ષુ—જે માન્યતાથી કર્મ બંધાય છે તે માન્યતા કેવી રીતે જાય ? નવાં કર્મ ન બંધાય તેવી માન્યતા જ્યારે થાય, ત્યારે સત્પુરુષનો બોધ સમજાય.

" સદ્ગુરુના ઉપદેશવણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યા વણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ "

નથી બાંધવું પણ બંધાય છે.

પ્રભુશ્રી—પકડ નથી, સમજણ નથી. તે થાય તો સહેલ છે. જીવને ભાવ થયો નથી. તે આત્મભાવમાં હોય ત્યાં બંધ ક્યાં છે ? એટલે જ્ઞાનીઓ બંધાતા નથી. તે કેમ હશે ? તેમણે શું કર્યું ? ખબર હોય તો કહો.

૧. મુમુક્ષુ—જગતમાં બે પ્રકારના જીવો છે. જ્ઞાની અને અજ્ઞાની. હવે તેમાંથી એક 'અ' કાઢી નાખ્યો એટલે જ્ઞાની થાય.

પ્રભુશ્રી—આવું તે હોય ? અને કહેવાય ? કાઢવાનું તો 'હું' અને 'મારું' છે. તેને કાઢયું તો ગયું અજ્ઞાન. તે કાઢયું નથી ત્યાં અજ્ઞાન છે.

૨. મુમુક્ષુ—અબંધપણાનો હેતુ અવિષમભાવ છે. માટે અહિંયાં પણ 'અ' કાઢી નાખો. ( મુમુક્ષુ પ્રત્યે ) 'અ' કાઢવાથી તો ઊલટો અહીં અનર્થ થયો, એટલે વિષમભાવ થયો.

૧. મુમુક્ષુ—બધે 'અ' કઢાતો નથી. ક્યાંક કઢાય અને ક્યાંક ન કઢાય એવો વ્યાકરણનો નિયમ છે.

પ્રભુશ્રી—ગપ્પાં મારો નહીં. કંઈ આશ્ચર્ય છે ? તુલના નથી થઈ. જ્ઞાની કર્મ ન બાંધે તે શું ?

૧. મુમુક્ષુ—ત્યાં દૃષ્ટિ ફરે છે. જેમ આપ કહો છો ને ? કે,

" હોત આસવા પરિસવા, નહિ ઈનમેં સંદેહ;
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહ. "

પ્રભુશ્રી—એ જ સમજો હવે. દૃષ્ટિની ભૂલ તે શું ?

૧. મુમુક્ષુ—એક કહે છે, " મારું છે," અને બીજો કહે છે, " મારું નથી; પણ જાય છે." આ બેમાં કેટલો બધો ફેર છે ?

પ્રભુશ્રી—આ જ કહ્યું ને ? તો પછી હવે જ્યાં બંધ નથી ત્યાં શું છે ?

૧ મુમુક્ષુ—ત્યાં શુદ્ધ આત્મા છે; સંસાર નથી, જ્ઞાની ત્યાં જ્ઞાનરૂપે જ છે. બાકી અમને તો કંઈ ખબર નથી પડતી.

૨. મુમુક્ષુ—જ્યાં સુધી કચરો છે, ત્યાં સુધી ઉપાધિ છે અને રહેશે. તે કાઢવો પડશે.

પછી કંઈ કરવાપણું નહીં રહે પરભાવમાં પોતાપણું જે થયું છે તે મૂકવું પડશે સંસારરૂપી મહેલનો પાયો પરને પોતાનું માનવું તે છે અને મોક્ષમહેલનો પાયો પોતાને પોતાનું માનવું તે છે

૧ મુમુક્ષુ—પ્રભુ, હવે તો આપ કહો કે શું બાકી રહી જાય છે?

પ્રભુશ્રી—કંઈક તો રહે છે મેલીને આવ, ચોકખો થઇને આવ એમ કહ્યું તો તે ઊલટો લઇને આવે છે એટલે શું બને? આટલું જ, મેલ્યે છૂટકો છે મેલવું પડશે ત્યાં પછી બીજું શું કહેવાય? દેવકરણજીમુનિને કૃપાળુદેવે કહ્યું કે જુઓ આ આત્મા તો વચમાં તરત મેં કહ્યું કે ક્યાં છે પ્રભુ? પછી કૃપાળુદેવ મારી સામે જોઈજ રહ્યા અને કંઈ ન બોલ્યા પછી મને પશ્ચાત્તાપ થયો પછી બોધમાં જણાવ્યું કે મુનિ આત્મા જોશો, ત્યારે ઠંડક વળી એ તો એની સાને સમજાય તેવું છે પ્રજ્ઞાવાળાને સમજાય અને કહેવાય તે વિનાનાને શું કહેવાય?

***

તા ૧૧-૧-'૩૬, સાંજના

પત્રાંક ૩૨૨ નું વાચનઃ—

"અત્યંત ઉદાસ પરિણામે રહેલું એવું જે ચૈતન્ય, તેને જ્ઞાની પ્રવૃત્તિમાં છતાં તેવું જ રાખે છે"

૧ મુમુક્ષુ—જ્ઞાની સર્વ અવસ્થામાં અબંધપરિણામી છે, તે કેમ હશે?

પ્રભુશ્રી—જ્ઞાની જ્ઞાનમાં રહે છે બીજી અવસ્થામાં હોય તો પણ બંધ નથી શુભ-અશુભથી બંધ તો થાય છે તેમાંનો એકે જ્ઞાનીને નહિ માટે એવું એને શું આવી ગયું અને શું છે એવું?

૧ મુમુક્ષુ—વૈદ્ય હોય અને ઝેર ખાય તો ય મરે નહીં, બીજો કોઈ ખાય તો દેહ છૂટી જાય તેમ જ્ઞાની પ્રવૃત્તિમાં હોય પણ પ્રવૃત્તિનો ઉપાય જે નિવૃત્તિ તેને તે બરોબર જાણે છે, અને પ્રવૃત્તિ પણ કર્મજનિત છે, કર્મ છે એવી દૃઢ માન્યતા છે તેથી તેમને તેમાં કર્તાપણું નથી, અહં-મમત્વ નથી તેથી કર્મ ચોંટતાં નથી, કારણ રાગ-દ્વેષ તેમને નથી

૨ મુમુક્ષુ—જ્ઞાની જ્ઞાની કહેવાય છે તેમણે આત્મા જાણ્યો છે માટે આત્માને જાણ્યો તો ઉપયોગમાં રહી શકે છે, પરભાવનો સ્વામી નથી એટલે બંધ નથી માટે જ્ઞાનીની ગતિ તો જ્ઞાનીજ જાણે શબ્દોમાં કહી શકાય તેવું નથી

૩ મુમુક્ષુ—અનુભવી પુરુષની માન્યતા દૃઢતાપૂર્વક ફરી ગઈ માટે બીજું માનતા નથી

૨ મુમુક્ષુ—સમ્યક્ત્વ આત્માને બંધ થવા દેતું નથી પરિણામ અને ભાવથી બંધ-મોક્ષ થાય છે પરિણામ જે ફરી ગયાં છે અને સવળા થયા છે તે અબંધનું કારણ છે

૧ મુમુક્ષુ—પોતાના સ્વરૂપમાં જ્ઞાની છે તેથી મોક્ષ સ્વરૂપ છે ત્યાં બંધ નથી જ્યાં પોતાના સ્વરૂપથી વિમુખતા છે, ત્યાં બંધ છે

૨ મુમુક્ષુ—સમ્યક્ત્વની અપેક્ષાએ બંધ નથી; બાકીના મોહપરિણામની અપેક્ષાએ બંધ છે ઠેઠ સુધીની દશા થાય પછી બંધ નથી, અબંધ પરિણામ છે ભાવ ઉપરજ પરિણામની ધારા છે

પ્રભુશ્રી—ભાવ તો મુખ્ય કારણ છે—જેવો ભાવ તેવું બંધન બંધન રાગદ્વેષથી થાય છે હાસ્ય, રતિ-અરતિ, ઊંઘ-આળસ તે બધાં કર્મ અને બંધન તેનું નામ પાડ્યું પુદ્ગળ, તેના

પર્યાય, પરિણામ હોય તેને ગ્રહે છે તે બંધ. જ્ઞાનીનું બળ કેવું છે કે તે ગ્રહણ ન કરે? કારણ, અસંગ રહ્યા. બીજું બધું ભલે હોય, પણ મારું નહીં. મારો એક આત્મા. તે જાણનાર છે. બધું ભેદવાળું તેને દેખાય છે, તેને પણ જાણનારો થયો. કેટલું માહાત્મ્ય છે? એ થયા વગર ખબર નહિ પડે. વાતે વડાં નહિ થાય.

૨. મુમુક્ષુ—" શાસ્ત્ર ઘણાં મતિ થોડલી, મનમોહન મેરે
શિષ્ટ કહે તે પ્રમાણ રે. મનમોહન મેરે. "

માટે તેમાં મતિ પહોંચતી નથી.

પ્રભુશ્રી—આ વાત વિચારવા જેવી છે, કરવા જેવી છે, બધેથી ફરવું પડશે. થયે છૂટકો.

" અત્યંત ઉદાસ પરિણામે રહેલું એવું જે ચૈતન્ય, તેને જ્ઞાની પ્રવૃત્તિમાં છતાં તેવું જ રાખે છે."

પ્રભુશ્રી—તેણે કર્મ જાણ્યું, તેથી ભિન્ન-અસંગ સ્વરૂપે રહી ભેદ રાખ્યો. વાત તો ભેદજ્ઞાનની છે.

૧. મુમુક્ષુ—જ્ઞાનીઓ આત્મામાં રહે છે; માયાને તો એક ક્ષણ માત્ર પણ હૃદયમાં પેસવા દેતા નથી. માયાનું બળ પણ ઘણું છે અને એવી છે કે જો તેનું મહત્ત્વ લાગે તો સમકિત પણ જતું રહે.

૨. મુમુક્ષુ—ઉદાસ પરિણામ એ અબંધતાનું કારણ છે.

પ્રભુશ્રી—વાત તો કરી પણ તેમાં, બીજામાં જો ભાવ ન હોય તો બંધ નથી; પણ માંહી ભાવ હોય તો બંધ થાય છે.

૩. મુમુક્ષુ—જે રાગવાળો હોય તે બંધ પામે અને જે વૈરાગ્યવાળો હોય તે ઊલટો મુક્ત થાય છે, આ ભગવાને શાસ્ત્રનો સાર કહ્યો છે. માટે તું રાગ ન કર એમ સમયસારમાં એક ઠેકાણે જણાવ્યું છે.

પ્રભુશ્રી—એકનો ભાવ નથી અને એકનો ભાવ છે, તેમાં ફેર પડ્યો. ભાવ વગર બંધ નથી. ક્રિયા કરે પણ ભાવે બંધ થાય. મુદ્દે વાત બધી ભાવ ઉપર આવી. ભગવાને કહ્યું કે ભાવે બંધન થાય છે.

" ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળ જ્ઞાન. "

માટે ભાવ મોટી વસ્તુ છે. જૈનધર્મનો માહિત હોય તેને કહેવાય કે આ ધર્મ. જીવ-અજીવ, પુદ્ગલ, પર્યાય, વગેરે કહીએ તો સમજે; બીજાને કહીએ તો ન માને. તેમ માન્યતામાં ફેર. પકડ્યું તે છોડવું છે. બધાય જીવ માત્રને માનવા ઉપર છે, એમ નક્કી થયું. જેવા ભાવ-પરિણામ તેવું બંધન થાય, તેવી લેશ્યા થાય અને તેવો ભવ થાય—ચાર ગતિ લેશ્યા પ્રમાણે થાય. ડાહ્યા સમજુ હોય તે જુએ છે કે આનું આવું પરિણામ છે. ચાર ગતિનાં પરિણામ જાણી લે છે સમજણ જોઈએ. તેમાં કચાશ છે. બીજો બધો સંબંધ છે. ' જે જાણ્યું તે નવિ જાણું અને જે નવિ જાણ્યું તે જાણું.' અહીં આંટી ઊકલી ગઈ. વાત છે માન્યાની. માટે ' વાની મારી કોયલ,' ' પંખીના મેળા.' સૌ સૌને રસ્તે. એકલો આવ્યો અને એકલો જશે. માટે ચેત.

***

તા. ૧૨–૧–૩૬, સવારના

[યતિ જિનચંદ અને મુનિ માનસાગર આવેલા પ્રભુશ્રીને તેમની ઓળખાણ કરાવીને નામ જણાવ્યાં]

આત્મા છે—આ જીવને ઓળખાણ કરવાની છે જિનચંદ્રને કહો, આપે વચનામૃત વાચ્યું છે?

જિન૦—થોડુ ઘણું વાચ્યું છે

માન૦—મે નથી વાચ્યું

[ પત્રાંક ૭૭ નુ વાચન ]

મુમુક્ષુ—(માનસાગરને) આમા શુ સમજાય છે?

માન૦—જગતમા અનતવાર ભમ્યા, પણ શુદ્ધ સમ્યગ્દષ્ટિ નથી થઈ, તેથી પરિભ્રમણ થાય છે

મુમુક્ષુ—અનાદિ કાળથી તે દૃષ્ટિ કેમ નથી આવી? કારણથી કાર્ય થાય છે અને વ્રત-પચ્ચખાણ બધું છૂટવા માટે કરે છે તો શુ રહ્યું?

માન૦—સસારની વાસના અનતકાળથી લાગેલી છે તે દૂર કરવાનો તો આ પ્રયત્ન છે પણ કર્મનો ઉછાળો આવે છે, તેનો ખ્યાલ નથી રહેતો તે રહે તો કંઈક થવા યોગ્ય છે બાહ્ય ભાવ છોડીને અતરભાવમા આવે તો થાય

મુમુક્ષુ—ત્યારે કારણ સેવવામા ભૂલ શુ છે?

માન૦—શુદ્ધ દૃષ્ટિ નથી આવી તે આવવાનુ કારણ તો હોવું જોઈએ, તે મહારાજને (પ્રભુશ્રીને) પૂછો

[પ્રભુશ્રીને ઓછુ સભળાતું હોવાથી આ વાત સાંભળી નહોતી]

પ્રભુશ્રી—સાધુજીને એમ પૂછો કે અનતવાર સાધુપણુ આવ્યું છે અને વ્રતપચ્ચખાણ કર્યા છે તો પછી શુ રહી ગયું છે?

માન૦—દ્રવ્યથી તો સાધુપણું અનતવાર આવ્યું છે

પ્રભુશ્રી—જીવને બાકી શુ રહ્યુ?

માન૦—પૌદ્ગલિક સુખ માટે સાધુપણું માન્યું કે સુખશાતા મળે, માનકીર્તિ મળે આવા ભાવને બદલે શુદ્ધ સાધુપણુ આવે અને બાહ્યભાવમા તલ્લીન ન થાય તો કલ્યાણ થાય અભવ્યને સમકિત હોતું નથી, તોપણ સાધુપણું લે છે, અને એવી ઉત્કૃષ્ટ ક્રિયા કરે છે કે નવમા ગ્રૈવેયક સુધી જાય છે, પણ તે બધું બીજાને રજન કરવા માટે છે, પોતાના આત્માને માટે કંઈ નથી કર્યું તેણે આત્માનું સ્વરૂપ ઓળખ્યું નથી

પ્રભુશ્રી—'જિહાં લગે આતમદ્રવ્યનું લક્ષણ નવિ જાણ્યુ

તિહાં લગે ગુણઠાણું ભલું કેમ આવે તાણ્યુ?'

મુમુક્ષુ—ભૂલ જે થાય છે તે આત્મતત્ત્વ જાણવામા જ થાય છે સર્વ દર્શન આત્માની જુદી જુદી કલ્પના કરે છે જેમકે, ક્ષણિકવાદી, શૂન્યવાદી, ક્રિયાવાદી, જડવાદી વગેરે.

પ્રભુશ્રી—મોક્ષ ગયા તે તો આત્માને જાણીને ગયા તે શી રીતે ગયા? અને શી રીતે

કીધું ? આ જીવે અનંતવાર સાધુપણું, જપ, તપ, ક્રિયા, વગેરે કર્યાં. "વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો." આટલું કર્યું, તો હવે ખામી શી રહી ?

માન૦—આત્માને ઓળખ્યો નહીં.

પ્રભુશ્રી—આત્મા શાથી ઓળખાય ?

માન૦—ઓળખવા માટે તો સાધુપણું લીધું છે અને તેનો પ્રયત્ન છે.

પ્રભુશ્રી—તો હવે ખામી કંઈ આવે છે ?

મુમુક્ષુ—(જિનચંદ્રજીને) તમે કંઇ કહો છો ?

જિન૦—મને તો સાંભળવાની ઇચ્છા રહે છે.

પ્રભુશ્રી—એ તો ઠીક, પણ કંઈ સાંભળ્યું હોય તો તે કહેવું. જે હોય તે, એમાં શું ? વાત તો કરવી.

જિન૦—એવું જણાય છે કે આ જીવને મુખ્ય આઠ આત્મા છે; બીજી બાજુ અઢાર પાપસ્થાનક છે. પાપસ્થાનકમાં મિથ્યાદર્શનશલ્યની પ્રકૃતિ જ્યાં સુધી ઉદયમાં હોય ત્યાં સુધી પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ બંધ થાય છે અને તે આત્માની સાથે જોડાયેલી છે. મિથ્યાત્વનું ઉપશાંતપણું કે ક્ષાયકપણું કરીને જો આત્માને ઓળખવા જાય તો બને.

પ્રભુશ્રી—એમણે કહી દીધું: 'મિથ્યાત્વ'. હવે એનો પ્રતિપક્ષી કોણ છે અને શું છે ?

[ જિનચંદ્રજીને પ્રશ્ન પૂછ્યો; ત્યાં વચમાં જ ]

મુમુક્ષુ—પ્રતિપક્ષી સમકિત છે.

પ્રભુશ્રી—એમને કહેવા દો. વચમાં ડાહ્યા થાઓ છો એ શું ? અનંત કાળથી સમકિત આવ્યું હશે કે નહીં ?

જિન૦—ભવ્યને કોઈ વખતે આવ્યું હશે. સન્મુખપણું દેખાય; ત્યારે વિશ્વાસરૂપે આવ્યું હશે. મોક્ષની ઇચ્છા થાય ત્યારે અનુમાન થાય કે આવ્યું હશે.

પ્રભુશ્રી—સજ્ઝાયમાં આવે છે કે, 'સમકિત નવિ લહ્યું રે, એ તો રૂલ્યો ચતુર્ગતિમાંહે' ત્યાં સમકિતની ના કેમ પાડી છે ?

જિન૦—આ ગાથાના જે શબ્દો છે તે સામુદાયિક છે. સમકિત પામેલો પણ અર્ધ-પુદ્ગલ પરાવર્તન રૂલી શકે છે, કંઈ એકાંત નથી; જેમકે, શ્રેણિક રાજા.

પ્રભુશ્રી—આ જીવનું ભૂંડું કરનાર રાગ-દ્વેષ, ક્રોધ, માન, માયા અને લોભ છે. વીતરાગ મારગ સમ છે. આપણે તો સાચના ખપી થવું.

જીવ અને ભવિની વાત છે. સમકિત અસંખ્યાતી વાર આવે અને જાય; પણ યથાતથ્ય આવે ત્યારે મોક્ષે જાય છે, તે વગર ન જવાય. અભવીની વાત નથી, ભવીની છે. અને સમકિત આવ્યું તો મોક્ષે લઈ જાય. તે તો મોટી વાત છે. આ જીવ કરણી કરે છે તેનું ફળ મળે છે; તેથી નવ ગ્રૈવેયક તથા બાર દેવલોકે જાય છે, તે પણ જીવને જ થાય છે. અને મોક્ષ પણ

જીવને થાય છે આ જીવનું ભૂડું થાય છે સ કલ્પ-વિકલ્પથી અને પરભાવથી સ્વભાવમા રહે તો તે ન થાય જ્ઞાની કહે છે કે આ ભવમા જો આત્મભાવમા રહે તો ઘણા કર્મ ખપી જાય છે આ જીવ માત્રને બધા બ ધન કર્મના છે જેટલુ મુકાય તેટલુ શ્રેષ્ઠ, તે કર્તવ્ય છે સારા-નબળાનું તો ફળ છે, પણ બ ધનથી મુક્ત થવાય એવુ સર્વ કરવુ, બીજા ભવ ઊભા થાય તેવુ ન કરવુ સમાધિ પામતો હોય, બ ધન રહિત થતો હોય તે કરવુ આપણે બેઠા છીએ છૂટવાને માટે, માટે બ ધન થાય તેવું ન કરવું જગત તો એક કહે કે આ રૂડા છે આ ભૂડા છે તે તરફ કઇ જોવુ નહિ રૂડા-ભૂડા કહેવાથી કઇ તેમ થતુ નથી, પણ પોતાના ભાવનું ફળ છે બધા બેઠા છે તે સૌ આત્મા છે તેની પાસે સ કલ્પ-વિકલ્પ તો હોય કોઇ તો ધ્યાન, વૈરાગ્ય, નિવૃત્તિ વગેરેમા હોય અને કોઈ વિકારમા હોય સારા-નબળા કહેવાયાનું ફળ નથી, પણ પોતાના ભાવનું ફળ છે બીજાના કહેવાથી કઇ થતુ નથી, પોતે કઇ કરે તો થાય છે તમે કલ્પના કરશો નહિ મર! સારો કહે, નબળો કહે, તેની તમારે જરૂર નથી આપણે તો આત્માનું, જ્ઞાન-દર્શન-ચારિત્રનું કામ છે શુભ-અશુભ ભાવ થાય છે તેમ શુદ્ધ ભાવ પણ થાય છે માટે પોતાના ભાવને વિચારશો પોતાના ભાવનું ફળ છે

મુમુક્ષુ—આ જગત સ્વાર્થમય છે જો જગતની ઇચ્છા પ્રમાણે જીવ વર્તે તો તેને માન આપી હાથી ઉપર બેસાડી દે અને જો તેથી વિરુદ્ધ વર્તે અને તેમનો સ્વાર્થ ન સધાય તો ગધેડા ઉપર બેસાડી દે માટે જગતની ચિન્તા શ્રેષ્ઠ પુરુષો કરતા નથી

જેણે જેવું કર્યું તેવું થયું જે દિશા ભણી જોયું તે દિશા દેખાણી માટે કરે તેનું ફળ છે ભગવાનનું વચન છે કે જે કરે તે ભોગવે, બીજો ન ભોગવે—બાપ કરે તો બાપ ભોગવે, દીકરો કરે તો દીકરો ભોગવે, બીજો ન ભોગવે બધાય બાંધીને આવ્યા છે તે ભોગવે છે પોતાનુ કરવું છે, કોઈ ગમે તેમ બોલે, તેનો હરખ-શોક ન કરવો ભલે! પારસનાથ કહો, રીખવદેવ કહો, શાતિનાથ કહો, તેં તો નામ પાડયુ, પણ બધા આત્મા એનુ કર્યું એને ફળ, આપણે કર્યું આપણને ફળ એ તો કરે એ ભોગવે તે પોતાના હાથમા છે વીતરાગ માર્ગ અપૂર્વ છે કરશે તે પામશે કોઈને કહેવા જેવું નથી સૌને ચેતવા જેવું છે અને ચેતવુ સમજીને શમાવું સમજવાનો લક્ષ લેવો

***

તા ૧૨-૧-'૩૬, સાજના

પત્રાક ૮૪૩ નું વાચન —

"શ્રીમત્ વીતરાગ ભગવતોએ નિશ્ચિતાર્થ કરેલો એવો અચિન્ત્ય ચિંતામણિસ્વરૂપ, પરમ હિતકારી, પરમ અદ્ભુત, સર્વ દુ ખનો નિ સ શય આત્ય તિક ક્ષય કરનાર, પરમ અમૃતસ્વરૂપ એવો સર્વોત્કૃષ્ટ શાશ્વત ધર્મ જયવ ત વર્તો, ત્રિકાળ જયવ ત વર્તો!

અલૌકિક વાણી છે, લૌકિક નથી વીતરાગ માર્ગનુ માહાત્મ્ય જીવે લૌકિકમા કાઢી નાખ્યુ ભવી જીવે માહાત્મ્ય કરી ધારવું ગણુતરી સમકિતની છે મિથ્યાત્વ છે ત્યાંસુધી જીવને અજ્ઞાન છે આત્મજ્ઞાનીએ જાણ્યો છે આત્મા બીજ કોઇ ઠેકાણું સારુ નથી આ અવસ્થા થઈ ગઈ છે

દુઃખ અને વેદની બધી. બીજો તેમાં પરિણમી જાય. એને દુઃખ છે? વેદની છે? જેમ છે તેમ છે. જ્ઞાનીએ જાણ્યો. બાકી બધાં સૌ સાધન સંસારમાં બંધનરૂપ છે. તેથી છૂટવાને જ્ઞાનીની દૃષ્ટિએ આત્મસ્વભાવ, આત્માનો વિચાર કરવો. આ બધા બેઠા છે. સૌનો ભાવ અને ઉપયોગ છે. પરભાવમાં વર્ત્યે બંધન થાય, સ્વભાવ છે તે આત્મા છે તે ઉપયોગે પુણ્ય બંધાય તથા નિર્જરા થાય. તેમાં લૂંટંલૂંટ લેવાનું છે. સારો, નબળો, વાણીઓ, બ્રાહ્મણ, પાટીદાર, બાઈ ભાઈ તે જોવાનું નથી; બધા આત્મા. હવે તો અહીંથી છૂટવું. સંબંધ અને સંજોગ છે. તે આત્મા નોંય. આત્માને પરભાવથી મુકાવવો. તે કેમ થાય? પ્રતિબંધ જેમ બને તેમ ઓછો કરવો. બધા સાથે ચાર ભાવનાએ વર્તવું—મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થભાવના જીવ સજ્ઝાયમાં, જ્ઞાન–ધ્યાનમાં, ધર્મધ્યાન, ચર્ચા, વાંચવા વિચારવામાં રહે તે ઉત્તમ છે. સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ આ કાળને વિષે સત્સંગ છે. ત્યાં ધર્મની વાત હોય. બીજી કથા–વાર્તા કરે ત્યાં પાપ છે. સત્સંગમાં આત્માની વાત છે અને ત્યાં ઉપયોગ જાય છે. તે કર્તવ્ય છે. સત્પુરુષ કહે છે કે ગુણગ્રામ તો જ્ઞાનીના, વીતરાગ માર્ગના કર્તવ્ય છે. બીજી ચાર કથા—સ્ત્રીકથા, ભોજનકથા, રાજકથા, દેશકથા; તેથી તો બંધન છે. આત્મધર્મની વાત, જ્ઞાન, ધ્યાન, વૈરાગ્યની વાતો પોતાને હિતકારી છે અને પુણ્ય બંધાય છે.

> **"તે શ્રીમત્ અનંતચતુષ્ટયસ્થિત ભગવંતનો અને તે જયવંત ધર્મનો આશ્રય સદૈવ કર્તવ્ય છે."**

જુઓ, બીજી વાત ન આવી. આ માયાના સ્વરૂપથી બંધન થાય છે. માટે ચેતવાનું છે. ક્ષણ લાખેણી જાય છે. મનુષ્યભવ દુર્લભ છે. લીધો કે લેશે થઈ રહ્યું છે. વેદની અને અશાતા આવી તો કંઈ નહિ થાય. જાણે છે જીવ. માટે ઓળખાણ કરી લે. ઓળખ્યે છૂટકો

> **"જેને બીજું કંઈ સામર્થ્ય નથી એવા અબુધ અને અશક્ત મનુષ્યો પણ તે આશ્રયના બળથી પરમ સુખહેતુ એવાં અદ્ભુત ફળને પામ્યા છે, પામે છે અને પામશે. માટે નિશ્ચય અને આશ્રય જ કર્તવ્ય છે, અધીરજથી ખેદ કર્તવ્ય નથી."**

આવા ભગવાનના ગુણગ્રામ કરવાથી, ભક્તિભાવનાથી આવા પણ સમ્યક્ત્વ પામે અને ક્રમે કરીને મુક્ત થાય. બીજી વાતો જવા દે; તે કાંઠાથી પાર ન આવે. આખો લોક ત્રિવિધ તાપથી બળી રહ્યો છે. કોઈ પુન્યાઈથી મનુષ્યભવ પામ્યા છો તો સાંભળો છો. ઢોરથી તે નહીં બને. માટે આ ભવમાં જેમ બને તેમ કરી લેવું. 'લીધો તે લહાવ.' "આજનો લહાવો લીજિયે રે, કાલ કોણે દીઠી છે?" '**समयं गोयम मा पमाओ.**' એક આજ શરણું, ભાવના આત્મભાવની કરી તો કેવળજ્ઞાન પમાડે. પ્રમાદ છોડીને હવે લક્ષ લેવા ભૂલવું નહિ. પ્રારબ્ધ આડું આવે—ખાવુંપીવું, બોલવું ચાલવું, વગેરે—તે તો બધાં આઠ કર્મ છે, તેને આત્મા ન જાણ. તેથી છૂટવાની ભાવના કરે તો બંધનથી મુકાવું થાય. 'દેહ છૂટી જશે,' હું મરી જઈશ' એમ ભય રાખે છે; પણ અનંતીવાર દેહ છોડ્યો છતાં જન્મમરણથી છૂટ્યો નથી. તે શાથી છૂટે? તો કે સમકિતથી. આ પહેલું પામ્યો તો ગતિ સારી થઈ; પછી નરક–તિર્યંચમાં જવું ન થાય, જેવીતેવી કમાણી નથી. માટે ગફલતમાં ન રહે. 'મારું મારું' કરીને મરી રહ્યો છે. ગુરુ–ચેલા, હાટ હવેલી, પૈસા ટકો, છોકરાં છૈયાં તે તારું નથી; બધું મૂકવાનું છે. માટે 'મારું,

મારુ ' કરે છે ત્યાથી મુકાવુ કર તારો તો આત્મા તે તો જ્ઞાન-દર્શન-ચારિત્રમય છે તેની ભાવના કર ભગવાને કહ્યુ કે જ્યા સુધી શાતા છે, દુ ખ-વ્યાધિ-વેદની નથી અને સુખ છે ત્યા સુધી ધર્મ કરી લે, પછી નહીં બને હાથમાથી બાજી ગઈ તો નહીં બને જ્યા સુધી મનુષ્યભવ અને શાતા છે, ત્યા સુધી કરી લે બધુ ચિત્રવિચિત્ર છે વેદની થાય, દુ ખ-વ્યાધિ થયા કરે માટે આ મનુષ્યભવ પામી કોઈ આત્મા સબધી વાત સાભળ, કાન ધર, બીજી વાતો ઘણી થઈ છે, પણ આત્મા સબધી નથી થઈ તે કર મોટા પુરુષે આ ઉપાય બતાવ્યો તે અમૃત જેવો છે ' મારુ મારુ ' કર્યે પોતાનુ થવાનુ નથી યથાતથ્ય એક જ વાત માનવાની છે માને તો કામ થાય કોઈ મારુ તારુ, સારુ નબળુ, વાદવિવાદ તે કઈ નહીં ભાવ ચોકખો કર બીજા ભાવ ન લાવ ' વાની મારી કોયલ, ' ' પખીના મેળા, ' આમ જતો રહેશે, વાર નહીં લાગે માટે અવસર ગયો હાથ નહિ આવે કર્તવ્ય આટલુ છે

હવે અવસ્થા થઈ, ૮૨-૮૩ વર્ષ થયા શરીરના સાધા દુ ખે, સભળાય નહીં, વેદના ખમાય નહીં, માંડ માડ આટલે સુધી અવાય છે જ્યા સુધી ચાલે ત્યા સુધી ચલાવીએ, દહાડા પૂરા કરવા છે વાત કરવી છે સમભાવની ! ત્યા રાગ-દ્વેષ ન આવે જગત સામે દૃષ્ટિ નથી મેલવી તે જોયે પાર નથી આવવાનો સકલ્પ-વિકલ્પ ત્યા દુ ખ છે, તેથી બધાય છે

મુમુક્ષુ—" ઊપજે મોહવિકલ્પથી સમસ્ત આ સસાર
અતર્મુખ અવલોકતા, વિલય થતા નહિ વાર "

પ્રભુશ્રી—આના ખપી થવુ, એ જ જોવુ આત્મા ન હોય તો મડદુ જે જાણે છે એનો ઉપયોગ, વિચાર હોય તો ભાવના થઈ જેવા ભાવ તેવા પ્રભુ ફળે કઈ નથી સૌને ખમાવીએ કોઈનો દોષ જોઈશ નહીં બધાય રૂડા પોતાને શુ કરવુ ? આત્મભાવ

*" मा चिट्ठह, मा जम्पह, मा चिंतह किं वि, जेण होइ थिरो ।
अप्पा अप्पम्मि रओ, इणमेव परं हवे झाणं ॥ "

આત્મભાવમા રહ્યો તો તે જ કર્તવ્ય છે અને કામનુ છે

***

તા ૧૩-૧-'૩૬, સવારના

આઠમી દૃષ્ટિ વિષે ચર્ચા

૧ મુમુક્ષુ—આ દૃષ્ટિમા બોધ અને ધ્યાન અગ્નિ જેવા હોય પોતાના કર્મ તો બાળી નાંખે, પણ સમસ્ત જગતના કર્મ તેમાં હોમવામા આવે તો પણ બાળીને ભસ્મ કરી નાખે એવુ નિર્મળ અને બળવાન ધ્યાન હોય છે, જો કે તેમ બનતુ નથી કોઈ કોઈના કર્મ લેતુ દેતુ નથી, એ તો સૌ સૌના પોતે જ ભોગવે છે અહીં તો પોતાના કર્મ બાળીને કેવળ જ્ઞાન થાય છે

* હે ! નિર્ગ્રંથ જનો, કાયાની કઈ પણ ચેષ્ટા ન કરો વચનનો કઈ પણ ઉચ્ચાર ન કરો મનથી કઈ પણ ચિંતવન ન કરો, જેથી ત્રણે યોગ સ્થિર થાય આત્મા આત્મસ્વરૂપને વિષે સ્થિર થાય, રમણતા કરે તે જ નિશ્ચયથી પરમ ઉત્કૃષ્ટ ધ્યાન છે

પ્રભુશ્રી—કંઈ સમાધિની વાત જેવી તેવી છે? પણ લૌકિકમાં કાઢી નાખ્યું. અજબગજબ વાત છે! આ તો સંસારનું માહાત્મ્ય જાણ્યું છે તે તો બધું આવરણ છે. તે આડું આવ્યું છે. તે બધાથી મુક્ત એક ચૈતન્ય, આત્મા! ભારે વાત કરી છે.

૧. મુમુક્ષુ—એ આઠમી દૃષ્ટિવાળાની તો વાત જ જુદી હોય, અને પરિણામની ગતિ જ જુદી હોય! આ દૃષ્ટિની વાત તો અમારાથી થાય તેવી નથી. તે તો અનુભવી જ જાણે.

૨. મુમુક્ષુ—અનંતા કાળથી અનંતા જીવો મોહમાં પરિભ્રમણ કરે છે, તે જેને ખસેડી શક્યા નથી તેને અહીં ક્ષીણ કરી નાખ્યો.

પ્રભુશ્રી—'વાત છે માન્યાની.' સત્‌ને માનવું. અને એને માન્યો તો કંઈક ફરે છે અને થાય છે.

૨. મુમુક્ષુ—આઠ કર્મમાં મોહનીય કર્મ બળવાન છે, તે કર્મપુદ્‌ગલ ગ્રહણ કરીને આઠેને વહેંચી આપે છે. તે જ બંધ કરે છે અને કર્મ બંધાવે છે. બીજામાં તેવું બળ નથી. મોહનીય કર્મના બે ભેદ છે: દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય. ત્યાં વિપરીત માન્યતા થાય છે તે દર્શનમોહ. તે માન્યતા સત્પુરુષના સંગે ફરે તો બધું ફરી જાય છે.

૧. મુમુક્ષુ—યથાર્થ માન્યતા થાય ત્યાં સમકિત છે. અને તે આવ્યું તો પછી કેવળને આવવું પડે. સત્પુરુષના જોગે વસ્તુને વસ્તુસ્વરૂપ માને તો થયું.

પ્રભુશ્રી—જુઓને, આ બધે શરીરે વા છે અને દુઃખે છે. તે જાણ્યું. આ બધી જરા અવસ્થાની વાત દેખાય છે. આ વાતોમાં જડ કંઈ સાંભળશે? એ તો એ જ. શું એને માન્ય ન કરવો? આટલું કરવાનું કામ તે નથી કર્યું. સર્વ જ્ઞાનીઓ થઈ ગયા. તેમણે આ કર્યું. ઓળખાણ કરવાની અને માનવાનું. વહેવારમાં પણ કહેવાય છે કે આટલું માનને, ભાઈ, તો સારું થશે. તો કહે, બહુ સારું, માનીશ. તેમ આ પણ માન્ય કરવાનું છે. 'વાત છે માન્યાની.' તેમાં ઊંડું રહસ્ય છે. મનુષ્યભવનું રહસ્ય ન જાણ્યું તો પશુવત્ છે. ભગવાનને પૂછ્યું કે હું ભવી છું કે અભવી? તો કે ભવી. તમે બોલ્યા કેમ? થઈ રહ્યું તે તો ભવી જ હોય. આ કેટલી સામગ્રી છે? જનાવર કંઈ સાંભળશે? કોની બધી સત્તા? એ તો એની જ. બોલો: 'ચંદ્ર ભૂમિને પ્રકાશે છે....'

૧. મુમુક્ષુ—"ચંદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાંતિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઈ જાય છે, પણ કંઈ ચંદ્ર ભૂમિરૂપ કોઈ કાળે તેમ થતો નથી, એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે ક્યારે પણ વિશ્વરૂપ થતો નથી, સદા સર્વદા ચૈતન્ય સ્વરૂપ જ રહે છે. વિશ્વમાં જીવ અભેદતા માને છે એ જ ભ્રાન્તિ છે.

પ્રભુશ્રી—કેવી વાત આ કરી કે ઠરીને હીમ થઇ જાય! કોઈ પાસે આ સામગ્રી છે? પદાર્થ માત્ર જડ અને તેના વળી અસંખ્યાતા ભેદ કહ્યા, પણ તે જડના જ લૌકિક દૃષ્ટિથી માન્ય કરે છે પણ અલૌકિક દૃષ્ટિથી જોયું નથી. અહીં માર્ગ મૂક્યો તે ખબર પડે છે? સરળતા. તે હોય તો ત્યાં મોક્ષ આવે; આવો માર્ગ છે. કામ થઈ જશે! વાર કેટલી? તો કે તારી વારેવાર.

૧. મુમુક્ષુ—અમારે શી રીતે તૈયાર થવું?

પ્રભુશ્રી—કૃપાળુદેવને અમે વાત પૂછેલી તો કહે, "હવે શુ છે?" થપ્પડ મારી હું તો શાન્ત થઈ ગયો કે વાહ! પ્રભુ વાહ! બહુ આનદ થયો આ જીવ બધું સાભળેલુ, વાચેલુ ભૂલી જાય છે પણ તે તો બધુ આવરણ જ્ઞાન છે તે તો આત્મા છે, તે ભુલાય નહીં બાકી બીજુ બધુ મૂકવાનું છે આ બધા બેઠા છે તેને કહીએ કે આત્મા મૂકીને આવો તો મુકાશે? નહિ મુકાય બીજા બધા આવરણના તાળા છે અને જો કૂચી હાથ આવી તો તાળા ઊઘડશે વહેવારમા મોટા માણુસ શેઠિયાની ઓળખાણ હોય તો અડચણ ન પડે તેમ ધણી સાચો કરવાનો છે

૧ મુમુક્ષુ—અમારો ધણી મોટો છે

પ્રભુશ્રી—"ધિંગ ધણી માથે કિયા રે, કુણ ગજે નર ખેટ? વિમ૦"

આ વાત કોણ ગણે છે? મર્મ ન સમજે ત્યા તૂબડીમા કાકરા, આ તો પાતાળનું પાણી, તે નીકળે તો થઈ રહ્યુ કર્તવ્ય તો છે આવો અવસર ક્યા મળશે? "આજનો લહાવો લીજિયે રે કાલ કોણે દીઠી છે?" ગાડી ગાડી વાતો છે અને કહેશે કે એમા શુ પણ એમ નથી કરવાનું વાત ખરેખરી છે, રામનું બાણ પાછુ ન ફરે તેમ આમ કે આમ કશુ જોવાનું નથી અને ગભરાવા જેવું નથી જગતમા મોતથી ભૂડુ કઈ છે? પણ તેને તો મહોત્સવ માન્યો! કેટલુ ફરી ગયું? તમે ગમે ત્યા જાઓ પણ આત્મા હોય તો શુ લેવુ છે? શહેરમા જોવા જાય તો આ લેશે તે લેશે, પણ અહીં તો આત્મા તે હોય તો બીજાની શી જરૂર છે? "જ્યા લગી આતમા તત્ત્વ ચિન્યો નહીં, ત્યા લગી સાધના સર્વ જૂઠી" (મુનિ માનસાગરજીને) કેમ મુનિ, કેમ વાત થાય છે? ઠીક છે ને? કઈ બીજુ હોય તો કહેજો

માન૦—ઠીક છે, બરોબર છે

પ્રભુશ્રી—"જિહાં લગે આતમ દ્રવ્યનુ લક્ષણ નવિ જાણ્યુ,
તિહાં લગે ગુણઠાણુ ભલુ કેમ આવે તાણ્યુ?'

યોગદૃષ્ટિ બધા બોલતા હોય, પણ બોલવા બોલવામા ય ફેર છે તેમા મેળવણ જોઈએ કોઈ ચીજમા એવુ મેળવણ નાખે છે કે જેથી બળ-વીર્ય બધું વધે તેમ તેવી વસ્તુ છે શી વસ્તુ છે? કોના ગાણા ગાવા છે? મોટા પુરુષે તો વાત કરી દેખાડી, પણ તેમા ભાવના અને માનવુ તે તમારુ કામ છે તો કે વાત સમજ્યે છૂટકો બીજુ સમજ્યો તે નહીં અહીં બીજુ જુદુ સમજવુ છે સદ્ગુરુની આજ્ઞા અને જિનદશા તમારી વારેવાર એ સાચુ છે વચન પાછુ ન ફરે કેવળજ્ઞાન થયુ તેણે જાણ્યુ તેમ આ વચન છે

૧ મુમુક્ષુ—'તમારી વારેવાર, તે તો ખરુ, પણ અમારે શી રીતે તૈયાર થવું?'

પ્રભુશ્રી—કારભારી ખરોને? કેવી વાત કાઢે છે?

૧ મુમુક્ષુ—અમારી ગુંજાશ નથી કૃપાળુદેવ જ તૈયાર કરે છે પણ અમારે શું કરવું?

પ્રભુશ્રી—આ પ્રશ્નનો ઉત્તર સુગમ છે—વાત માન્યાની છે એની વારે વાર છે તૈયાર થવું જોઈએ ને? વહેવારમા જેમ કોઈને કહ્યુ હોય કે જવાનું છે માટે તૈયાર થઈને આવજે,

અને પછી આવે ને કહે હું તો મારી બચકી ભૂલી ગયો. તે લેવા જાય તો રહે. તેમ અહીં બરોબર તૈયાર થઇને આવે તો થયું, નહીં તો પછી રામ રામ! તેવું છે; વિચારવા જેવું છે. વાંચી જાય તેમ નહીં; વિચારશે તો માંહિ માગ આપશે. કૃપાળુદેવ કહેતા કે વિચારો; પણ બીજું કંઈ કહે નહીં. માટે એ તો એ જ.

૧. મુમુક્ષુ—એમાં જ માહાત્મ્ય છે!

પ્રભુશ્રી—ભૂતભાઈ જાણે! કોણ માને? પણ જ્ઞાનીની ગતિ તો જ્ઞાનીજ જાણે.

***

તા. ૧૩-૧-’૩૬, સાંજના

પત્રાંક ૮૨૯ નું વાંચન :—

ૐ

‘ખેદ નહીં કરતાં શૂરવીરપણું ગ્રહીને જ્ઞાનીને માર્ગે ચાલતાં મોક્ષપાટણ સુલભ જ છે.’

૧. મુમુક્ષુ—આ જીવને આર્ત-રૌદ્ર ધ્યાન વર્તે છે તે ખેદ છે. સંસારના અનેક કારણોને લઈને ખેદ થઈ જાય છે, તે આર્તધ્યાન છે. ત્યાંથી જ્ઞાની બચાવે છે.

પ્રભુશ્રી—વેદનીનું દુઃખ કંઈ ઓછું છે? તે દુઃખ કોઇ વૈદ પણ મટાડવાને સમર્થ નથી.

૧. મુમુક્ષુ—તે તો કર્મનો રોગ! જ્ઞાની મોટા વૈદ છે, તે જ મટાડશે.

પ્રભુશ્રી—ખામી છે સમજવાની, પકડવાની. કોઇ દૃષ્ટિ પડી તો પછી પકડવા જેવી છે, મૂકવા જેવી નથી. દુઃખ, વ્યાધિ, વગેરે દેહમાં થાય છે. ઘણા પ્રકારના રોગ થાય છે તે કોઈ મટાડવા સમર્થ નથી. કહો, મટાડશે?

૨. મુમુક્ષુ—જ્ઞાની કર્મરોગ મટાડશે. રોગ બે પ્રકારના : દ્રવ્ય રોગ અને ભાવરોગ. દ્રવ્યરોગ શરીરને થાય; ભાવરોગ મનનો છે, તે ઠેઠ સુધી છે. તે ગયા વગર દ્રવ્યરોગની શક્તિ ઘટતી નથી અને તે ગયા પછી દ્રવ્યરોગની શક્તિ ટકતી નથી. ભાવરોગ મટાડનાર જ્ઞાની છે; માટે આપ જ તે મટાડી શકો, બીજા નહીં.

પ્રભુશ્રી—તાવ આવે, માથું દુખે, ચૂંક આવે, પીડા થાય, ઊંઘ ન આવે તેવું શરીરના સંબંધે થાય છે. પછી તે ભાવ જો મટી ગયો તો બધું મટી ગયું. તે કોઇ કહેનાર છે? કહેનાર કોઈ ન મળે. જાણવાવાળો કહે. જાણવાવાળો હોય અને ભાન ન હોય તો ન કહી શકે. તેને કોણ કહે? એક જ્ઞાની; તેનાથી કંઈ છાનું નથી. તે ક્યાં છે? કહો

૩. મુમુક્ષુ—જ્યાં જ્ઞાન છે ત્યાં જ્ઞાની છે.

પ્રભુશ્રી—જ્ઞાની વેદે જ્ઞાનમાં. જ્ઞાન ક્યાં છે? જ્ઞાનીમાં.

“ मा चिट्ठह, मा जंप्पह, मा चिंतह किं त्रि, जेण होइ थिरो।
अप्पा अप्पम्मि रओ, इणमेव परं हवे झाणं ॥ ”

ત્યાં છે; કોઈ ઠેકાણું, બીજું નથી. આ જીવ માત્રને શું શોધવાનું? તે વિચારો.

૧ મુમુક્ષુ—" આત્મ તારો, આત્મ તારો, શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમ દૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો "

તેને જ ઓળખવાનો છે

પ્રભુશ્રી—આ વાત તો ખરીને ?

૨ મુમુક્ષુ—વાત તો ખરી છે, પણ પ્રથમ તો સત્પુરુષને શોધવા પડશે તે સિવાય બનતું નથી

૧ મુમુક્ષુ—ઉપરની ગાથામા તે બધો ખુલાસો કર્યો છે

" હું કોણ છુ ? ક્યાથી થયો ? શુ સ્વરૂપ છે મારુ ખરુ ?
કોના સબધે વળગણા છે ? રાખુ કે એ પરહરુ ?
એના વિચાર વિવેકપૂર્વક શાતભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાન્તતત્ત્વ અનુભવ્યાં
તે પ્રાપ્ત કરવા વચન કોનુ સત્ય કેવળ માનવુ ?
નિર્દોષ નરનું કથન માનો 'તેહ' જેણે અનુભવ્યુ "

તે વચન માનો શું માનવુ ? તો કહે,

" રે! આત્મ તારો, આત્મ તારો, શીઘ્ર એને ઓળખો,

શી રીતે ઓળખવું ?

સર્વાત્મમા સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો "

૩ મુમુક્ષુ—પહેલા 'નમો થુણ'ના પાઠમા 'જીવદયાણ' એમ બોલતા હતા, પણ જીવનો દાતા હવે મળ્યો ત્યારે સમજાય છે શરૂઆત તો દાતાથી થઈ

પ્રભુશ્રી—આ 'બહુ પુણ્યકેરા'નું પદ શુ આશ્ચર્યકારક વાત નથી ? એની સમજણ જુઓ ! એનો ઉલ્લાસ જુઓ ! એની વાતુ જુઓ ! કેવો મર્મ ! શુ સમજવા જેવું નહી ? ત્યા નિર્જરા કીધી આ જીવને તે કરવાલાયક છે વસ્તુનું માહાત્મ્ય નથી જાણ્યું દરેક વચન એકે એક માહાત્મ્યવાળુ છે આ 'અમૂલ્ય તત્ત્વવિચાર'ની પાચ ગાથાનુ માહાત્મ્ય મર્મવાળુ છે પહેલા અમે બધા બોલતા અને લોકો વાહવાહ કરે, પણ કાંઈ નહીં 'તૂબડીમા કાંકરા' જેવું ન લેવા, ન દેવા અને ઊલટા કર્યાં જવાય ? તો કે માનમા દેવકરણજી જેવાને માન પોષાય કે મારો કઠ કેવો સારો છે, મારા જેવું કોણ બોલી ને ગાઈ શકે અને તેથી બધું કેવું શોભે છે ?' લો, આ બગડયુ અને બીજુ જ માંહી ઘાલ્યુ જે સમજવુ છે તે ન સમજાણું. ઘણા વખત બોલવુ થાય પણ કઈ નહિ

પછી જ્યારે કૃપાળુદેવ મળ્યા અને કહે કે આનો મર્મ શુ છે તે વિચારો પછી સમજાણુ એમના કહેવાથી તે મીઠુ સાકર જેવું લાગ્યુ કહેનાર કોણ છે ? સમજાવનાર કોણ છે ? અને શુ છે ?-તેની ખબર નથી જેમ ઊડાણમાથી ગ્રહણ કર્યું હોય એવું કહેનાર ના મળે પાચ ગાથાનો અર્થ અને તેમા કીધેલો બધો સમાસ, વિસ્તાર જેવો તેવો નથી, ભારે છે હો !

" માગ્ગ સાચા મિલ ગયા, છૂટ ગયે સ દેહ
હોતા સો તો જલ ગયા ભિન્ન કિયા નિજ દેહ "

બોલી ગયા, પણ મર્મ સમજાય નહીં તો શું કામનું? આવું બોલનાર અને કહેનાર કોણ છે? આ તો રાંકના હાથમાં રત્ન આવ્યું. લૌકિકમાં ન કાઢો, અલૌકિક દૃષ્ટિથી ગ્રહણ કરો.

ફેણાવમાં અમે ગયેલા. ત્યાં છોટાલાલભાઈ હતા, તેના ભાઈઓ વગેરે હતા. તેનો મેળાપ થયેલ. અંબાલાલભાઈ (ખંભાતના મુમુક્ષુ) છોટાલાલ પાસે અવારનવાર જતા, કૃપાળુદેવની વાતો કહેતા અને સમજાવતા, માનવાને કહેતા; પણ સમજાય નહીં અને માન્ય ન થાય. પછી અમારો મેળાપ થયો અને અમારા ઉપર વિશ્વાસ એટલે અમને પૂછ્યું : "અંબાલાલભાઈ કહે છે કે આ માનો અને જ્ઞાનીપુરુષના વચન પર લક્ષ દો. તે કેમ હશે?" પછી મેં કહ્યું કે ભાઈ, આપણે ભૂલ્યા છીએ. અમે તે વખતે સ્થાનકવાસી વેષમાં અને અમારા ઉપર વિશ્વાસ એટલે કહે, "એમ કેમ? આપણે ભૂલ્યા એમ કેમ કહો છો?" અમે કહ્યું, "ભાઈ, આ મારગ જુદો છે! સાચો છે; આત્મજ્ઞાનીનો છે અને સમજવા જેવો છે. માટે તે કહે છે તે કરવા જેવું છે." મારી ઉપર વિશ્વાસ એટલે માની ગયો. મેં તેને આ 'અમૂલ્ય તત્ત્વ-વિચાર'ની પાંચ ગાથા મોંઢે કરવાની કહી, અને તે તેણે કરી. લક્ષ લીધો અને બોલ્યા કરે. દેહ છૂટી ગયો ત્યાં સુધી એ જ ભાવ રહ્યો. ગતિ સારી થઈ. બીજાં કર્મનો ભુંસાડિયો થયો અને ગતિ સુધરી ગઈ. આવી વસ્તુ, તેની જીવને ગણુતરી નહીં અને લક્ષ નહીં!

વાત કહેવાની મતલબ શું છે? એક શ્રદ્ધા. જીવને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કરવાનું આટલું: પ્રતીતિ, વિશ્વાસ અને શ્રદ્ધા. કોઇ સ્વરૂપને પામેલા પુરુષે કહેલું હોય તો તે ગળી જવું, ઉતારી દેવું રોમરોમમાં; આ મોક્ષનો રસ્તો છે. મારી તો સમજ આ છે અને તે કહી બતાવી.

આવું છે! માટે લક્ષમાં રાખજો. આ ટાણે તો કૃપાળુદેવે ઠામઠામ રત્ન પાથરી દીધાં છે! માટે શું કહું? આટલામાં આનંદ કરીએ છીએ. અમને કહેલું કૃપાનાથે કે તમારે ક્યાંય પૂછવા જવાનું નથી. માટે કંઈ વિચાર કે ફિકર કરવા જેવું નથી રહ્યું. ફિકરકા તો ફાકા ભર્યા. મને કહેલું કે 'હવે છે શું?'; કારણ, ઓળખાણ પાડી દીધી અને સ્મૃતિ આપી દીધી, બતાવી દીધું.

"ધિંગ ધણી માથે કિયા રે, કુંણ ગંજે નર ખેટ; વિમલ જિન દીઠાં લોયણ આજ."

અભિમન્યુ કુમારને ભીમસેને મોકલ્યો કે તું જા કોઠા જીતવા, હું પણ આ આવ્યો. અભિમન્યુ બધા કોઠા જીત્યો, પણ છાણ-માટીનો કોઠો હતો ત્યાં મૂંઝાણો અને ભીમસેનને બોલાવ્યો પણ તેને આવતાં વાર થઇ. અભિમન્યુ આવો બળવાન તેને છાણમાટીના કોઠામાંથી નીકળવું તેમાં શું? પણ નીકળાણું નહિ. નીકળવાની ખબર ન હોવાથી મૂંઝાણો કે કેમ જીતવો અને તેથી નીકળાણું નહીં. તેમ કંઇક સાચી સમજ જોઈએ છે અને કંઈક જોઈએ વાણિયાઓ માટે કહેવાય છે કે 'પાનું ફરે ને સોનું ઝરે'. શોધ્યું, પાનાં ફેરવ્યાં અને ખાતાં તપાસ્યાં તો કંઇક મળ્યું, હાથ આવ્યું; પણ જો ચોપડા મૂકી રાખે અને તપાસે નહિ તો કંઈ હાથ આવે? ન આવે તેમ આ જીવને વિચાર કરવાનો છે; અને તેથી બેઠો થઇ જા. આટલો અવસર નીકળી ગયો તો થઇ રહ્યું.

***

તા ૧૪-૧-'૩૬, સવારના

૧ મુમુક્ષુ—ચોથી દૃષ્ટિમાં એમ કહ્યું છે કે 'ધર્મ ક્ષમાદિક પણ મટેજી, પ્રગટચે ધર્મ સન્યાસ' અને આઠમી દૃષ્ટિમા એમ કહ્યુ કે 'ચદનગધ સમાન ક્ષમા ઈહા, વાસકને ન ગવેષેજી' તો તે કેમ? અને શુ સમજવું?

૨ મુમુક્ષુ—દશલક્ષણ યતિધર્મ અને ક્ષમા તે બેના લક્ષણ સમજાય તો પ્રશ્ન ન રહે

પ્રભુશ્રી—ત્રણ ગુપ્તિ અને દશ યતિધર્મ તે વસ્તુ કયા હોય?

૨ મુમુક્ષુ—ક્રોધ ન હોય તો ક્ષમા ગુણ પ્રગટચો સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્ર આત્મામા છે પણ ક્ષમા તે આત્માનો મૂળ ગુણ નથી, તે અહીં કહેવું છે ધર્મસન્યાસ તે યોગ છે ઈચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્ય યોગ એમ ત્રણ યોગ છે ધર્મસન્યાસ સામર્થ્યયોગમા સમાય છે સપૂર્ણ ધર્મસન્યાસ તો સયોગી કેવળી સુધી છે જેટલો આત્માનો ગુણ પ્રગટચો તેટલી ક્ષમા છે પૂરી ક્ષમા નથી આવી, આત્માનો ગુણ તો જ્ઞાન-દર્શન-ચારિત્ર છે અહીં ક્ષમા મૂળભૂત ગુણ નથી

૩ મુમુક્ષુ—આત્માનો ત્રણ પ્રકારે ઉપયોગ છે શુભ, અશુભ અને શુદ્ધ, શુદ્ધમા તો આત્મામા રમણતા છે મારે ક્રોધ ન કરવો, ક્ષમા રાખવી, આમ કરવું, તેમ કરવું, તે તો શુભ થયો ક્ષમા ધર્મ છે તે તો મુનિનો ધર્મ છે શુદ્ધ ઉપયોગમા તો આત્માની સ્થિરતા છે મુનિને શુદ્ધ ભાવનો લક્ષ હોવાથી તે શુભ (ક્ષમા) પણ કાર્યકારી છે સસારમા શુભ કહેવાય છે તે નહીં શુદ્ધના લક્ષે શુભ કાર્યકારી છે તેથી ઉપચારથી ખરો ક્ષમાધર્મ ત્યા નથી એમ કહ્યુ આત્માના બે પ્રકારના ગુણ છે અનુજીવી અને પ્રતિજીવી હવે સિદ્ધના આઠ ગુણ તેમાથી ચાર—અનત જ્ઞાન, દર્શન, વીર્ય અને સુખ તે—અનુજીવી ગુણ થયા બીજા ચાર, સૂક્ષ્મત્વ, અગુરુલઘુત્વ, અવ્યાબાધતા, અવગાહના એ પ્રતિજીવી એક વસ્તુમાથી ડાઘ જતો રહ્યો તો તે ડાઘ હતો, પણ મૂળ વસ્તુના સ્વભાવમા ડાઘ ન હતો અહિંયા બે અપેક્ષા લીધી એક સ્વભાવની અને બીજી આવરણની

૨ મુમુક્ષુ—કેવળીમા સજ્વલન કષાય નહીં તેથી ક્ષમા કહેવાણી, પણ આત્માનો ક્ષમા ગુણ નથી પરિણામની વાત તો આત્મા જાણે અને ભોગવે વાત તો ગુણની અને વ્યવહાર ધર્મની થાય છે

પ્રભુશ્રી—વ્યવહાર, તે પણ લેવો પડશે

૩ મુમુક્ષુ—ક્ષમા બે પ્રકારની કહી વ્યવહારધર્મ ક્ષમા અને આત્માના પરિણામરૂપ ક્ષમા મોહનીયના ક્ષયથી જેટલા ગુણો પ્રગટે તે આત્માના સ્વભાવરૂપ જ છે અહીં સ્વભાવની ક્ષમા કહેવી છે અને બીજી વ્યવહાર ક્ષમા

પ્રભુશ્રી—મૂળ વસ્તુ તોડી ફોડીને જોવું છે આ વાત બરોબર છે? એમ કેમ ન હોય? એ કેવી રીતે સમજવું? શુ કાઢી નાખવું? (મુમુક્ષુને) કેમ, બેસે છે?

૪ મુમુક્ષુ—મને બરાબર બેસતું નથી

પ્રભુશ્રી—જેમ છે તેમ સમજવું. ક્ષમાનું નામ મોટું આવ્યું. વસ્તુગતે વસ્તુ છે. બીજો બોલે 'ક્ષમા' તે ક્ષમા નહીં. શુભ, અશુભ અને શુદ્ધ—ભેદ પડ્યા છે ને? માટે વાત બરોબર વિચારી લક્ષમાં લેવી પડશે.

૧. મુમુક્ષુ—મૂળ વસ્તુના બળ વગર ક્ષમા થતી નથી. સમભાવને લઈને ક્ષમા વગેરે બધા ગુણ કહ્યા.

પ્રભુશ્રી—સમભાવ આત્મામાં છે શુભ અને શુદ્ધમાં આભ-જમીનનો ફેર પડચો! તે માન્યા વગર છૂટકો નથી તે તો ખરું ને?

૪. મુમુક્ષુ—મને બેસતું નથી. અને બેઠા વગર કેમ મનાય? શાસ્ત્રની રીત પ્રમાણે બેસતું આવતું નથી.

પ્રભુશ્રી—વીતરાગે જે કહ્યું તે સત્ છે. મૂળ વસ્તુ, વાત શું આવી છે? ધર્મ-સંન્યાસ તે આત્મા છે. ધર્મ ક્ષમાદિક પણ મટે કહ્યું તેથી ધર્મ મટી ગયો? નહિ. ક્ષાયોપશમિક ક્ષમાદિક ગુણધર્મ મટચા કારણ હવે ધ્યાન માંડ્યું, તેમાં બીજાં ધ્યાન મૂકી દીધાં, પણ શુકલ ધ્યાન લીધું. બીજાં કાઢી નાખ્યાં. દશા વધી ગઈ એટલે બીજું થઈ ગયું. એટલે ધ્યાન બીજું છેવટનું જ થાય છે. ધર્મસંન્યાસથી ક્ષાયિક ભાવે ક્ષમાધર્મ તો પોતે આત્મા આવ્યો.

૨. મુમુક્ષુ—સિદ્ધ ભગવાનને જે ધ્યાન હોય તેમાં તો બીજું કોઈ ધ્યાન રહ્યું નહીં. ચારે ધ્યાન મટી ગયાં—આર્ત, રૌદ્ર, ધર્મ અને શુકલ.

પ્રભુશ્રી—" જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ. "

મુદ્દાની રકમ શી છે તે જોવી પડશે. તેનું નામ દીધું તો કબૂલ કરવું પડશે. આ સાધુ થઈને બેઠા અને વહેવાર વહેવાર કરે છે. એક ગીરધરભાઈ હતા તે કહે, "શું આમ નહીં? તેમ નહીં? આમ હોય!" વાહ! તારું સમકિત! સાચું ભાઈ, પણ મનમાં કહ્યું, "વાહ! મૂર્ખા, આ શું? જે કરવાનું છે તે મૂકી દે છે!" વાત તો અપૂર્વ છે! જીવને રુચિ કરવાની છે. સમજણમાં ફેર હોય તો પણ માન્યતા તો ધણીની છે. તો તે માન્યતાએ માન. માન્યતા તો કામ કાઢી નાખે. 'सद्धा परम दुलहा'. કોઈ પૂછે, માથે ધણી છે? તો કહે, હા. તો ફિકર નહીં. માથે ધણી તો રાખવો.

***

તા. ૧૪-૧-'૩૬, સાંજના

'ઉપદેશછાયા'માંથી વાંચનઃ—

"વેદાંત વિષે આ કાળમાં ચરમશરીરી કહ્યા છે. જિનના અભિપ્રાય પ્રમાણે પણ આ કાળમાં એકાવતારી જીવ થાય છે. આ કાંઈ થોડી વાત નથી; કેમકે આ પછી કાંઇ મોક્ષ થવાને વધારે વાર નથી. સહેજ કાંઈ બાકી રહ્યું હોય, રહ્યું છે તે પછી સહેજમાં ચાલ્યું જાય છે. આવા પુરુષની દશા, વૃત્તિઓ કેવી હોય? અનાદિની ઘણીજ વૃત્તિઓ શમાઈ ગઈ હોય છે; અને એટલી બધી શાન્તિ થઇ ગઇ હોય છે કે રાગદ્વેષ બધા નાશ પામવા યોગ્ય થયા છે, ઉપશાંત થયા છે."

૧ મુમુક્ષુ—આ કાળમા મોક્ષ નથી એમ કહીને બધાને શિથિલ કરી નાખ્યા છે તેનો આ ભેદ તોડી નાખ્યો વેદાન્તમા ચરમશરીરી અને અહીં એકાવતારીપણુ કહ્યુ તો સહેજમા મોક્ષે ચાલ્યો જાય તેવુ છે

પ્રભુશ્રી—પાચ સમવાય કારણો કહ્યા કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત અને પુરુષાર્થ તે હોય તો કર્મ મોટા જબરા હોય પણ તે ઊડી જાય અને મોક્ષ થાય શોધવાનુ આ મનુષ્યભવ પામીને આટલુ છે વ્યવહારમા હરેક પ્રકારના રસ્તા શોધે છે, કમાવા વગેરેના, તે બધુ કરવા જ્ઞાની પુરુષે કહ્યુ નથી તે તો બધા કર્મ અને પૂર્વનો સચય છે અત્યારે મનુષ્યભવ છે, તે વળી મેમાન જેવો માટે સમજો કાગડા-કૂતરા નહીં સમજે પૂર્વકૃત અને પુરુષાર્થની સામગ્રી જોઈએ તે હોય તો સમજાય તેવુ છે કહેવાની મતલબ કે કાલ સવારે ભૂસાડિયો થઈ જશે એ તો થાવુ હોય તે થાશે તમને બધાને અહીં કોણ લાવ્યુ છે? એ તો એ જ સમજાય ત્યારે આત્મહિત થશે 'હુ' અને 'મારુ' મટ્યુ નથી તેજ કર્યા કરે છે વેપાર ધધાની દોડ કરે છે પણ મૂકીને જવાનુ છે બધુય પછી આ બાજી હાથ નહીં આવે આ જોગવાઈ સામગ્રી કેટલી આવી મળી છે? માટે તે સામગ્રી વખતે ભૂલવા જેવુ નથી ભરત, ચેત! ભરત રાજાએ એક માણસ રાખેલો તેને સવારના સલામે આવીને એટલું કહેવાનુ કે ભરત ચેત એવા માહિતગાર હતા, જાણકાર હતા પણ ચેતવાનું નિમિત્ત રાખેલું શરીર વિષે અશાતા બહુ છે અને તેને સારુ-નરસુ થઈ જવાથી તેને જ માનવુ થયું છે 'આ મારો હાથ, આ મારો પગ'—બધુ 'મારુ' 'મારુ' અત્યારે, શાતા-અશાતા વેદે છે આત્મા. તે માન્ય નથી થયું આત્મા કેવો છે? કોઈએ નક્કી કર્યો છે? જગતમા મા-બાપ, કુટુમ્બ-પરિવાર, પૈસોટકો મળ્યા તેથી શુ વળ્યું? એ જાણનાર છે તેને જાણ્યો? એકાવતારીપણુ છે એમ કહ્યુ તો આશા આવી કે છે માટે, ખાસ કરીને આ દોડ કરવાની છે દોડ કરે છે પણ બીજી અને બધુ ભુક્કમા જાય છે નથી કરવાનું તે કરે છે અને કરવાનું પડ્યુ રહે છે બીજામા દોડ કરે છે તે બધા ધોયા પ્રારબ્ધમા હોય તે મળે, પણ દોડ ત્યા જ કરે છે કરવુ છે તેની સમૃળગી ખબર નથી બીજુ બધુ માને છે તે ખોટુ જેની ખોજ કરવાની છે તે શુ છે? "હુ કોણ છુ? ક્યાથી થયો? શુ સ્વરૂપ છે મારુ ખરુ?" આ વિચારે તો કામ થાય બીજુ બધુ પડ્યું રહેશે કોઈ સાથે નહિ આવે મૂકવુ પડશે. કર્મની વિચિત્ર ગતિ છે આ કાળમા કામ કરી લેવુ હોય તો છાતીમા આટલુ લખી રાખો 'સત્સગ અને બોધ' તે કર્યા કરવુ કઈ ન સભળાતું હોય, ગાડીઘેલી વાતો હોય પણ તે સત્સગ અનાદિકાળથી આત્માને આત્મારૂપે જાણ્યો હોય તેમ નથી થયુ જ્ઞાનીએ જાણ્યો, તે વગર કોઈ કહેવા સમર્થ નથી આ ભવમા એનો ખપી થાય અને શોધક થાય તો ધન્યભાગ્ય! પ્રત્યક્ષ પુરુષનું કહેલુ અને જેણે જાણ્યો અને જેને મળ્યા તેનું કહેલું મને માન્ય છે, એજ માન્યતા મને તો કઈ મળ્યા નથી અને ખબર નથી તેથી એની માન્યતાએ માન્ય, તે જ કર્તવ્ય છે અને તેથી કામ થઈ જાય. તે હિતકારી થશે ભલે જાણતો હોય, ન જાણતો હોય પણ તેની માન્યતા ક્યા છે? અને તેનું અતકરણ પણ ક્યા છે? એ જ એક ધારણા સાચાની રહી, તે તો કામ કાઢી નાખે. આ ભવમા પામવાનુ આટલુ છે ઓળખાણ કરી લે, ઓળખ્યો તો છૂટ્યો જેમતેમ વાત નથી, મહા દુર્લભ છે કરવુ જોઈએ

મુમુક્ષુ—બાપે ધન દાટ્યું હોય અને છોકરાને કહ્યું હોય તેને તેની ખબર હોય અને સાથે આજ્ઞા પણ કરી હોય તો તે જ બતાવે. માટે અહીં તો માથું મુકીને કામ કરવા જેવું છે. જરાય ફિકર નથી અને નિરાંત છે. માટે તેને મળે તો છૂટકો થાય. બારોબાર પત્તો નહીં લાગે. મલવું જોઇએ.

પ્રભુશ્રી—આ વાંચો—

"હે! ગૌતમ, તે કાળ અને તે સમયમાં છદ્મસ્થ અવસ્થાએ, હું એકાદશ વર્ષની પર્યાયે, છઠ્ઠ છઠ્ઠે, સાવધાનપણે નિરંતર તપશ્ચર્યા અને સંયમથી આત્મતા ભાવતાં, પૂર્વાનુપૂર્વીએ ચાલતાં, એક ગામથી બીજે ગામ જતાં, જ્યાં સુષુમારપુર નગર, જ્યાં અશોક વન-ખંડ બાગ, જ્યાં અશોકવર પાદપ જ્યાં પૃથ્વીશિલાપટ્ટ, ત્યાં આવ્યો; આવીને અશોકવર પાદપની નીચે પૃથ્વીશિલાપટ્ટ પર અષ્ટમભક્ત ગ્રહણ કરીને, બન્ને પગ સંકોચીને, લાંબા કર કરીને એક પુદ્‌ગલમાં દૃષ્ટિ અડગ સ્થાપીને, અનિમેષ નયનથી, જરા શરીર નીચું આગળ ઝૂકી રાખીને. યોગની સમાધિથી સર્વ ઇન્દ્રિયો ગુપ્ત કરીને, એક રાત્રિની મહા પ્રતિમા ધારણ કરીને વિચરતો હતો." (ચમર)

પ્રભુશ્રી—લખ્યું તે વાંચી ગયો, પણ જે ભેદી છે તેની પાસેથી મર્મ ખૂલી જાય તેમ થવું જોઈએ. એમાંથી પોતે પકડી બેસે, પોતાની કલ્પનાએ તો એ નહિ; પણ એ તો એ કહે તે જ ખરું એમ કરે તો થાય.

૧. મુમુક્ષુ—આમાં કંઈ સમજાતું નથી. સમજવા જઈએ તો તે બધી કલ્પના.

પ્રભુશ્રી—અમે પણ ઇડર ગયેલા અને ત્યાં બધી કલ્પના કરેલી, તે શિલા અને તે ડુંગરી જોયેલી. તેના ઉપર સોનેરી રેતી હતી, નદી હતી. દિગંબર મુનિની છત્રીઓ હતી. તે બધું જોઇને આશ્ચર્ય પામેલા.

૧. મુમુક્ષુ—કૃપાળુદેવે આપને જણાવેલું કે અમે મહાવીર સ્વામી સાથે અહીં વિચરેલા હતા તે સિદ્ધશિલા, તે પુઢવી શિલા વગેરે પણ તમને બતાવેલ છે. તો આપને તે ખબર છે, તો તે આપ જ કહો.

પ્રભુશ્રી—જેટલું કહેવાય તેટલું કહેવાય. જે જગ્યા જોઈ તે વિષે કહી આપ્યું. શિલા તે પુઢવી શિલા કહેવાણી. ત્યાં વિચરેલા ય ખરા. પણ અહીં તો આત્માને જાણવો છે. બીજાથી ઉકેલ આવે તેવું નથી.

૧. મુમુક્ષુ—તેથી તો કલ્પના થાય અને આશાતના ય થાય.

પ્રભુશ્રી—એક વચન એવું આવ્યું કે,

"વહ સાધન બાર અનંત કિયો;
તદપિ કછુ હાથ હજુ ન પર્યો.
અબ ક્યોં ન બિચારત હૈ મનસે;
કછુ ઔર રહા ઉન સાધનસેં.
બિન સદ્‌ગુરુ કોય ન ભેદ લહે;
મુખ આગલ હૈ, કહ બાત કહે?"

એની 'હા' એ 'હા', અને એની 'ના' એ 'ના' એવો વિશ્વાસ આવવો જોઇએ

૧ મુમુક્ષુ—એમ જ છે

પ્રભુશ્રી—જો એમ જ થયુ હોત તો પછી શુ થયુ ? શુ આવો આત્મા જોશો ?

૧ મુમુક્ષુ—જેવો છે તેવો જણાવશે

પ્રભુશ્રી—એવો જણાવે છે એ છે આત્મા

'પર્યાયદૃષ્ટિ ન દીજીએ, એક કનક અભંગ રે.'

એ જ છે, માટે હવે સાવધાન થાઓ, ચેતો હવે બહુ કલ્પના અને મુઝવણ છે, પણ છેડો ન આવ્યો

૧ મુમુક્ષુ—પર્યાયદૃષ્ટિ એવી છે કે સાતમા છાણમાટીના કોઠામા અભિમન્યુ મગયો છે ખબર ન હોવાથી ત્યા મરાયો, તેમ ગૂચવાઈ જવાય માટે પર્યાયદૃષ્ટિ કેમ છૂટે ?

પ્રભુશ્રી—છ કોઠા વજ્ર જેવા જીત્યા પણ હાર ન ખાધી, ત્યા છાણમાટીના કોઠામા હાર ખાધી ત્યાના અજાણ ! તે હવે નથી રહેવું, જાણ થવું વાત છે માન્યાની

૭ મુમુક્ષુ—મહાવીર ભગવાને કૃપાળુદેવને જણાવ્યું અને કૃપાળુદેવે આપને જણાવ્યું તો તે મર્મ આપના સિવાય ભાગે તેમ નથી ઈડરમા છત્રીઓ, પ્રતિમા જોઈ, પણ એ બધાનો ભાવાર્થ અને મર્મ તો આપની પાસે રહ્યો

પ્રભુશ્રી—જ્ઞાનીની પાસે. આપણને તો જે મનાવ્યુ તે માનવાનું અને જાણવાનું માનવું તે પોતાના હાથમા છે જે દી તે દી ભાવથી થશે. ભાવ જોઇએ કોનું કામ છે ? તારી વારે વાર પકડ આવવી જોઇએ

૧ મુમુક્ષુ—આપ કહો છો કે અનાદિ કાળથી અજ્ઞાન છે અને અજાણ્યો છે કેમ કરવું તે ખબર નથી પણ માનવું તો એ જ છે—જે કહો છો તે જ, અને તે તો મનાતુ નથી અને આવડતુ નથી તેનું શું કારણ ?

પ્રભુશ્રી—અનાદિથી પરભાવમા છે, તે ફીટીને સ્વભાવમાં આવવાનું ફીટીને પલટાવું, તે કર્યા વગર છૂટકો નથી તે કોનું કામ છે ? "માનો, માનો" કહેવાથી વળશે ? માટે તુ પોતે સાચો થઈ જા

૧ મુમુક્ષુ—ચોકખો થાય તો કૃપાળુદેવ તૈયાર છે 'જિન થઇ જિનને જે આરાધે, તે જિનવર હોવે રે' પણ ચોકખો કેમ થવું તે પ્રશ્ન હતો

પ્રભુશ્રી—તમો ડાહ્યા છો, સમજુ છો માટે સમજો જનકવિદેહી પાસે શુકદેવજી આવ્યા તો કહે, "ચોકખો થઇને આવ" પછી નાહી ધોઈને આવે, પણ કહે હજી ચોકખો થઇને આવ આમ સાત વખત આવ્યો તો પણ કહે કે હજી ચોકખો થઈને આવ તેમ એ જ સમજશે અને એ જ કરશે. કુકુના કોને વહાલા ન હોય ? માટે તૈયાર થઈ જવુ સામગ્રી તો જોઈશે અને તે સામગ્રી હાથમા છે

***

તા. ૧૫-૧-'૩૬, સવારના
[ આઠમી દૃષ્ટિ ]

આટલું બધું તેમાં બળ છે? તે કંઈ જેમતેમ છે? અનંત સત્તાનો ધણી આત્મા છે અને તે જ કરશે. એને જાણે તો દીવો અને સમકિત કહેવાય; એને જાણ્યા વગર બધું કાચું છે. આ જે જીવ ખપી રહેશે તેને થશે. આટલાં આવાં વચન અમૂલ્ય તે કાનમાં પણ ક્યાંથી પડે? આત્મા અનંત શક્તિનો ધણી, કેવળજ્ઞાનવાળો છે! આવો તે છે. કોટિ કર્મ ખપી જાય. એની જ તે તાકાત છે. કૃપાળુદેવનું વચન અમને સાંભરે છે, અમને કહે: "હવે શું છે? બીજી વાતો હવે શું કરવી? માટે હવે જાગો, જાગ્યે છૂટકો. વસ્તુ વિષેનો વિચાર થયો નથી, મહા પુણ્ય વધે ત્યારે તે આવે છે. અનંતા કાળથી આવરણે કરીને ભાન ભૂલ્યો છે, આત્માની સત્તા તો બધાની પાસે છે પણ જો અટક્યું હોય તો આવરણે કરીને.

૧. મુમુક્ષુ—બધો બોજો ઉતારીને હલકો થઈ જાય ત્યારે ને? એમ આપ જ કહો છો

પ્રભુશ્રી—મને લાગે છે કે કંઈક ધક્કો વાગવો જોઈએ.

૧. મુમુક્ષુ—અમે એની જ વાટ જોઈએ છીએ.

પ્રભુશ્રી—કેવળીએ, જ્ઞાનીએ ધક્કો માર્યો ત્યારે થયું.

૧. મુમુક્ષુ—"પ્રવચનઅંજન જો સદ્દગુરુ કરે દેખે પરમ નિધાન, જિનેશ્વર". છે ખરા. અને એને જ ખોળી કાઢવા છે.

પ્રભુશ્રી—"વ્યવહારસેં દેવ જિન, નિહચેંસેં હૈ આપ". પ્રતીતિ અને વિશ્વાસની ખામી છે; કહેશો? એક આ જ એમ નથી થયું, થાય તો કામ થઈ જાય. એ પ્રવચનઅંજન જ્ઞાની કોઈ જુદું જ ભોગવે છે; બીજા જેવું નો'ય. કંઈક રંગ બદલાય, બદલાય છે ખરું. સારી હવામાં બેઠા હોઈએ તો સારી હવા આવે છે. ધન્યભાગ્ય કે આવો વીતરાગનો માર્ગ હાથ આવ્યો! 'અપૂર્વ વાણી તાહરી, અમૃત સરખી સાર' એવું પદ છે ને?

૧. મુમુક્ષુ—"અનંત કાળ હું આથડ્યો, ન મળ્યા ગુરુ શુદ્ધ સંત;
દુષમ કાળે તું મળ્યો, રાજ નામ ભગવંત."

પ્રભુશ્રી—આ કાળ છે, તો તેમાં આત્માને એમ છે કે ન મળું. નહિ મળે એમ કંઈ છે? મળી શકે; પણ તૈયાર થાઓ.

૨. મુમુક્ષુ—આપને તો સાક્ષાત્ પ્રભુ મળ્યા!

પ્રભુશ્રી—એટલી જ જરૂર છે—મળ્યાની, ઓળખાણની, બોધની અને સત્સંગની. આ વાતના જ ખપી, ખપી અને ખપી થવું. સત્સંગ કર્યો છે? તારી વારે વાર કેવળજ્ઞાન થયું તેની બીજાને કંઈ ખબર પડી? ન પડી. એ તો એને જ, પોતાને ખબર પડી. ભાવના તો હવે એની જ કરવી; બીજી નહીં. કૃપાળુદેવે મને લખી દેખાડયું, 'આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે.' આમ થોડામાં ઘણો મર્મ સમજાય, પણ એ ઉકેલ આપે તો દી વળે. આત્મા વગર કોઈ આપી શકશે? એ તો એ જ બોધ આપશે અને એનું જ કામ છે, બીજાનું નહીં. બીજા ઘણા ભવ પામ્યા, રિદ્ધિસિદ્ધિ દેવલોક વગેરે પામ્યા. ઘણા ઘણા ભવ પામ્યા પણ

એક આત્મા તેને ન જાણ્યો. તે જાણવાની જરૂર છે આઠમી દૃષ્ટિનુ બળ જબરૂ છે જબરી છે તે દૃષ્ટિ!

૧ મુમુક્ષુ—એ તો આ જગાએ જબરી છે સપ્રદાયમા હતા ત્યારે વાચતા હતા, પણ આવુ નહોતું સમજાતું

પ્રભુશ્રી—પહેલા અમે પણ વાચતા હતા, પણ અજન ભરી આપ્યુ ત્યારે સમજાણું

૧ મુમુક્ષુ—જેની લખેલી હોય તે કે તેવા પ્રત્યક્ષ જ્ઞાની હોય ત્યારે તેની સન્મુખ તે સમજાય તેવું છે

પ્રભુશ્રી—એમ જ છે એક આત્મા ન હોય તો કઈ કામ કરે? કઇ ખપ આવે? કશુએ નહીં આનો કઈક ઊડો વિચાર કરવા લાયક છે શુ કહીએ? 'કહ્યા બિના બને ન કછુ, જો કહીએ તો લજ્જઈએ'

૩ મુમુક્ષુ—પહેલા સપ્રદાયમા એ જ વાચતા હતા, ત્યારે શુ આત્મા નહોતો? ત્યા રસ કેમ નહોતો આવતો? અને હવે કેમ રસ આવે છે?

પ્રભુશ્રી—કોઇને તાવ આવતો હોય અને માદો હોય ત્યારે કઇ ભાવે નહીં, રુચિ ન થાય, ગમે નહીં અને ખવાય નહીં, પણ બીજો નીરોગી હોય તેને કહો તો? બેઉમા ફેર પડી ગયો ને? આના ખાવામા, પીવામા, સ્વભાવમા રુચિમા ફેર પડ્યો ને? તેમ છે એ તો એને ખબર નથી પડી અને આડો પડદો આવ્યો છે, આવરણ આવ્યું છે વચમાથી આવરણ રૂપી પડદો જાય તો ખબર પડે જુઓને આ દેહમા બેઠો છે તો બધું છે અને કેવો લાગે છે! અને તે ન હોય તો? વર્ણ, રસ, ગધ બધુ ફરી જાય એ જતો રહે તો મરણ થયું કહે અને બાળી મૂકે

૧ મુમુક્ષુ—તો તો ઘરના ને ઘરના ઉતાવળ કરે કે એને જલદી લઈ જાઓ અને ઝટ બાળી આવો

પ્રભુશ્રી—આ તો કોઈ અમૂલ્ય વાત છે એને જાણવાની અને જોવાની વાત થશે ત્યારે અજબ ગજબ લાગશે

૧ મુમુક્ષુ—ખરો ઉપકાર જ્ઞાનીનો શુ છે, તે ત્યારે જ ખબર પડશે

"ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ,
મ્યાનથકી તરવારવત્ એ ઉપકાર અમાપ"

પ્રભુશ્રી—યોગી (સદેહી) હોય તે અયોગી (મુક્ત) થઈ જાય એની વાત અને એનું માહાત્મ્ય તો એનામા જ! શુ કહેવાય? એ જ આપ છો, અત્યારે બેઠા છો, એ છે તો બેઠા છો બાકી આ દેહમાથી બીજુ કઈ કાઢો જોઈએ? જડ સિવાય શુ નીકળશે? વર્ણ, રસ, ગધ, સ્પર્શ સિવાય બીજ નહીં નીકળે

"જડ તે જડ ત્રણ કાળમા, ચેતન ચેતન તેમ,
પ્રગટ અનુભવરૂપ છે, સશય તેમાં કેમ?"

આ તે શું કહેવું? અને ક્યાં જવું?

૧. મુમુક્ષુ—આપ કહો ત્યાં.

પ્રભુશ્રી—કેમ કરવું? કહો. આણે તો પ્રશ્ન કરી નાખ્યો. તેનો ઉત્તર તો કહેશો ને? હવે ક્યાં જવું? કહ્યું તે તો ખરું.

૪. મુમુક્ષુ—સેનાનો નાયક જ્યાં લઈ જાય ત્યાં જઈએ.

૧. મુમુક્ષુ—અમારાથી ના બને તે અમારો દોષ. જેમ કહો તેમ કરીએ અને જઈએ.

પ્રભુશ્રી—જ્ઞાની કહે તેમ.

૫ મુમુક્ષુ—ત્યારે જીવ જવામાં વાર શું કરવા લગાડે છે? જ્ઞાનીએ તો કહેવામાં બાકી નથી રાખ્યું અને વળી કહે છે કે ક્યાં જઈએ અને શું કરીએ?

૧. મુમુક્ષુ—દોષ તો અમારો છે તેમાં ના નહિ. પણ આશરો છે તેને કંઈ કાઢી નખાય છે?

પ્રભુશ્રી—આવા બધા બેઠા છો, તો કહો કે હવે કોની પાસે જવું કે જેથી હાશ એમ થાય.

૧. મુમુક્ષુ—આત્માની પાસે, બીજે ક્યાં?

પ્રભુશ્રી—એ કોણે જાણ્યો અને ભાળ્યો? જ્ઞાનીએ. તો તેની પછવાડે જવાય. અને પૂછવાનું પણ એ જ છે.

મુમુક્ષુ——"પાયાકી એ બાત હૈ, નિજ છંદનકો છોડ;
પીછે લાગ સત્પુરુષકે, તો સબ બંધન તોડ."

જવાનું તો સત્પુરુષની પછવાડે.

પ્રભુશ્રી—છે એમ, પણ આત્મામાં; બીજે ક્યાં જવું હવે? જેમ જગતમાં શહેરમાં, ગામડામાં, બાગ-બગીચા વગેરે ઠેકાણે જાય અને આનંદ માને, તેમ અહીં ક્યાં જવું છે? અને કરવું છે શું?

૧. મુમુક્ષુ—બીજામાં છે ત્યાંથી પોતામાં.

૪. મુમુક્ષુ—આપ જ કહો છો કે એન્જીન છે તેને ડબ્બા જોડાય તો લઈ જાય છે; જોડાયો ન હોય તે પડ્યો રહે. માટે જો સાંકળ ભરવાઈ ગઈ તો જવાનો.

પ્રભુશ્રી—એમ જ છે. કેટલી વાર? તો કે તારી વારે વાર. બીજું કંઈ કામ નથી, આટલું જ છે. સ્ત્રી, પુરુષ, ઘરડો જુવાન, સુખી દુઃખી—બધું દુઃખ જ; માત્ર આત્મા છે, એ વસ્તુ છે. ત્યાં મળવું, આવવું-જવું, બેસવું ઊઠવું. એની કૃપા થઈ જાય તો અત્યારે, વાર ક્યાં છે? આની ઉપર જે દી તે દી એની કૃપા થશે ત્યારે વળશે. એના વગર એક સળીના બે કકડા નહીં થાય. એ હોઈને બધું છે. બોલીએ ચાલીએ એને લઈને; બાકી બધું ધૂળ! જડ છે, આત્મા નથી. ક્યાશ છે યોગ્યતાની, ત્યાં અટક્યું છે.

૨. મુમુક્ષુ—ગુરુની નાવમાં બેસી જવું.

પ્રભુશ્રી—ખરું કહે છે, એના જ ઉદ્ધાર થયા છે, એમ ન કર્યું હોય તો ન જવાય.

૧ મુમુક્ષુ—બેસી જાય તો ને? સાકળ જોડાય તો ને?

પ્રભુશ્રી—તેર મણનો તત્તો આડો આવ્યો મૂક્યા વગર છૂટકો નથી, મૂકવું પડશે

૧ મુમુક્ષુ—"અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ-મમત્વ ભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાનીપુરુષોએ દેશના પ્રકાશી છે તે સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે એમ જો જીવ પરિણામ કરે તો સહજ માત્રમા તે જાગૃત થઈ સમ્યગ્દર્શનને પ્રાપ્ત થાય સમ્યગ્દર્શનને પ્રાપ્ત થઈ સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે."

પ્રભુશ્રી—જેને ખબર પડી, પછી મળ્યા અને માહિત થયો તો થયું જેને ન મળ્યા હોય તેણે માહિત થવુ કૃપાળુદેવે મને બધેથી મોંડુ મુકાવ્યું કે તમે ક્યાય જશો નહીં, બધા તમારી પાસે આવશે હવે છે શું? માટે આ બધો વ્યવહાર કરીએ તે આનંદમા! બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી

૧ મુમુક્ષુ—અમારે "તો પછી અન્ય ઉપાધિને આધીન થઈ પ્રમાદ શું ધારણ કરવો?"

પ્રભુશ્રી—પ્રમાદને ધારણ ન કરવો એ તો એનું વીર્ય કહ્યુ તે વીર્ય તો નથી મૂકવું જ્ઞાની હોય, સૂઝે તેવી વ્યાધિપીડા આવે પણ એનું માનેલું છે તે બીજુ ન થાય આ તો સહજ સમજવાને માટે કહું છુ એમ કહ્યુ હોય કે માસ ન ખાવું, દારૂ ન પીવો, બ્રહ્મચર્ય પાળવું, તો તે શુ ન પાળવું? આ વગર બીજી વાત હોય? માટે તે વસ્તુમા ફેર પડે એમ નથી કૃષ્ણ મહારાજને દેવે લડાઈમા કીધુ કે આપણે પૂંઠેપૂઠ લડીએ તો કહે, "ચાલ, ચાલ, એમ નહીં સામે મોઢે આવી જા" સામે મોઢે લડાય

મૂકો, મૂકો અને મૂકવાનું કહ્યુ, તો શુ આત્મા મૂકવો છે?

૧ મુમુક્ષુ—ના, ના પર છે તે મૂકવું આત્મા તો કઈ થોડો મુકાય છે તે તો છે જ.

***

તા ૧૫-૧-'૩૬, સાંજના

પત્રાંક ૭૨૦ નું વાચન:

"આત્મા સચ્ચિદાનંદ."

મુમુક્ષુ—જીવ આત્મપ્રાપ્તિ માટે ઘણો પ્રયત્ન કરે છે, પણ સત્પુરુષના આશ્રય વગર તે બનતું નથી અને ઊલટી કલ્પના થાય માટે સત્પુરુષો અહીં આત્માનો લક્ષ કરાવે છે

તું સત્ ચિદ્ આનંદરૂપ છું, તુ એક છે, બીજા કોઈ તારી સાથે નથી, એમ જ્ઞાની પુરુષો આત્માનો નિશ્ચય કરાવે છે આવી દૃઢ પ્રતીતિ થાય ત્યારે સમ્યગ્દર્શન થાય

પ્રભુશ્રી—જીવ લૌકિક દૃષ્ટિમા પ્રવર્તે છે, અલૌકિકમા પ્રવર્તતો નથી બાઈ હોય, ભાઈ હોય, પણ મનુષ્યભવ ખરોને? માટે ભૂડા, ચેતી લેને ક્યાક લૂગ થતી હોય તો નાસવાનું, સતાડવાનું કરે છે માટે તારાથી બને તે કરી લે કાગડા-કૂતરાના અવતારમા નહિ બને જન્મ, જરા અને મરણ, બધી વ્યાધિ, વ્યાધિ અને પીડા છે

જીવ એમ વિચારે કે મારા વંશમાં કોઈ નથી, એક દીકરો હોય તો ઠીક. અરે! ભૂંડા, તારું કંઈ નથી. 'મારું, મારું' કરીને દોડ કરી રહ્યા છે.

"આત્મા સચ્ચિદાનંદ."

આ વાણી તો જાણી તે જાણી, અને જાણી તે માણી. મોટાં પુસ્તકો 'ભગવતી' જેવાં હોય, પણ તે કરતાં ય આ ('શ્રીમદ્ રાજચંદ્ર' પુસ્તક) મોટું સિદ્ધાન્તના સાર જેવું. પણ ભોગો ચેતતો નથી. કાલ સવારે મોત આવીને ઊભું રહેશે. 'લીધો કે લેશે' થઈ રહ્યું છે. કોણ આમરપટો લખાવી આવ્યું છે? માટે ચેતો, આવો અવસર ફરી નહીં મળે. એક ધર્મ સાર છે. કહો, આ જીવની સાથે શું છે?

મુમુક્ષુ—ભાવ અને પરિણામ છે.

પ્રભુશ્રી—પહેલાં મૂળ જોઈએ. તે સત્ છે; આત્મા છે અને તેના ભાવ હોય. જડના ય ભાવ હોય પણ તે જડ, અને ચેતનના હોય તે ચેતન. ભાવ તો ખરા, પણ એક સતના (આત્માના). હવે મેમાન, પરોણા, કેટલા દી. આપણી આટલી ઉંમર સુધીમાં કેટલા કેટલા ગયા તે સાંભરે પણ છે અને ભૂલી પણ ગયા. આખો લોક ત્રિવિધ તાપથી બળી રહ્યો છે, ક્યાંય સુખ નથી. વીતરાગ માર્ગ અપૂર્વ છે! 'શાંતિ પમાડે તેને સંત કહીએ.' સંત ક્યાં છે? 'સત્'માં અને 'સત્' ક્યાં છે? આત્મામાં. જાગ્યો ત્યાંથી ફેર ગણ. સમજ્યો ત્યાંથી સવાર. કરવા માંડને ભૂંડા! દહાડા જાય છે; હાણે હાણે બધું છૂટી જશે. જીવને વૈરાગ્યની ખામી છે. જેવી કાળજી વેપારધંધામાં, પૈસાટકામાં, ખાવાપીવામાં હોય અને પાંચ ઇન્દ્રિયના વિષયનો લોભ હોય—તેમાં તલ્લીન!—તેવી કાળજી આત્મા માટે નથી; આત્મામાં, ધર્મમાં તો પ્રમાદી! વેરીમાં વેરી પ્રમાદ અને આળસ છે. માટે કર્તવ્ય છે તે કર; આવો દહાડો ફરી નહીં આવે.

"જ્ઞાન અપેક્ષાએ સર્વવ્યાપક, સચ્ચિદાનંદ એવો હું આત્મા એક છું, એમ વિચારવું, ધ્યાવવું."

મુમુક્ષુ—આટલા જ શબ્દો અદ્ભુત છે! પણ આ તો દવા સોંઘી જેવું થયું. જેમ લોઢાના તપેલા તવા ઉપર પાણીના થોડા છાંટા પડે તો તરત જ બળી જાય, તેમ અનાદિકાળથી રાગ-દ્વેષથી તપેલો આ આત્મા, તેને આ શબ્દો તરત અસર કરતા નથી. જ્યારે અસર કરશે ત્યારે અપૂર્વ આનંદ આવશે. આપ કહો છો કે યોગ્યતા નથી તો પોતાના હૃદયને પૂછે કે યોગ્યતા શું, તો હૃદય કહેશે કે તું પાત્ર નથી. જે જાતના આત્માના ગુણો જોઈએ તે હજુ નથી પ્રગટ્યા.

પ્રભુશ્રી—રણ હોય અને તેમાં જાય છે ત્યારે ખૂબ પાણી ભરી લે છે ને? વચમાં, અધવચમાં જો પાણી ન રહ્યું તો પછી ઝાંવાં મારે, કંઠ સુકાય અને કેવી વેદના થાય? તે તો વેદે તેને જ ખબર. અધવચમાં હોય એટલે ન આમ જવાય કે ન તેમ જવાય અને 'પાણી, પાણી' કરે તેવા સમયને વિષે જો એક મેઘવૃષ્ટિ થઈ અને પાણી ભરાયું તો પછી ત્યાં તરસ રહી? ન રહી. તેમ આ જીવને જોગવાઈ છે માટે ચેતવું; તે ઠેકાણે પાણી તો થાય છે એને અવસરે. તે અવસરે પાણી ભરી લેવું જોઇએ. તો પછી ખપમાં આવે; નહીં તો મોત થાય.

મુમુક્ષુ—અહીં મને પોતાને ત્રણ વર્ષ થયાં. પણ પરમ કૃપાળુદેવની કૃપાથી એમ કહી શકાય છે કે હવે મને બીજી કંઈ આશા રહેતી નથી એ જ ઇચ્છા છે કે સત્પુરુષનાં વચનમાં દૃઢ શ્રદ્ધા થાય. ગરદન જાય તો ભલે, પણ તે જ દૃઢ થાઓ.

પ્રભુશ્રી—આ ભાવ છે અને ઈચ્છા છે તો મળે છે જડને થશે? સુખદુઃખ ભોગવતા હો તો, તે ઇચ્છેલુ છે તે મળ્યું જેવી ઈચ્છા અને ભાવ થાય તેવું મળે માટે બીજુ બધું મેલી દે હવે બાપ વગર બેટો નહિ તે વગર કામ થશે નહીં માટે એટલી જ કચાશ છે 'નહિ છોડુ રે દાદાજી, તારો છેડલો' આટલી ઓળખાણ કરી લે પોતાને પોતાના આત્માને માનવો છે આમા કોને કરવુ છે? વિશ્વાસ રાખવો ન રાખવો તે કોને કહેવું છે? આ જીવને મનુષ્યભવ દુર્લભ કહ્યો, તે પામી કંઈ કરે છે તો ફળ મળે છે ત્યાગ અને વૈરાગ્ય એ મોટી વસ્તુ છે ત્યાગ કરે તો તેનું ફળ ત્રિકાળમા મળ્યા વગર ન રહે હાથમાથી બાજી ગઈ તો પત્તો નહીં લાગે આ જીવને અવશ્ય કર્તવ્ય છે ત્યાગ અને વૈરાગ્ય મનુષ્યભવમા જેટલું ત્યાગ થયું તે સચિત, સાથે આવશે, બીજુ નહિ આવે માટે એ કર્તવ્ય છે

[એક બાઇએ ચોથા વ્રતની બાધા લીધી]

આ મનુષ્ય ભવ પામીને મોટામા મોટુ વ્રત ચોથુ મહાવ્રત (પૂર્ણ બ્રહ્મચર્ય) છે તે લીધું અને ત્યાગ-વૈરાગ્ય કરે તેને ગતિ દેવની થાય ભૂલ્યો ત્યાથી ફેર ગણુ અઘટિત કૃત્ય કર્યા હોય તો તે ન કરવા પ્રતિજ્ઞા લઈ ફરીથી વ્રત લે

'મારુ મારુ' કરી રહ્યા છો ભાઈ-બાઈ કયા છે? એક આત્મા છે જ્ઞાનીએ તે જાણ્યો છે અને તેની સામગ્રી છે તે, તે જાણે છે બીજુ અજ્ઞાનતા છે કોઈ કોઇનું થયું નથી માયા છે, મૂક, જવા દે અત્યારથી સમજ તો કલ્યાણ છે અહીં ઘણા જીવો રૂડા છે તેમનુ કલ્યાણ થશે એના લક્ષમા આવ્યું અને નક્કી થયું ત્યાથી ત્યાગ થયો આ મહા વ્રત છે, તે મોટામા મોટુ વ્રત છે

"સર્વને બાદ કરતા જે અબાધ્ય અનુભવ રહે છે તે આત્મા છે

આ માવીતરના જેવું બતાવ્યું આ માન્ય કરવું જોઇએ ચોકખુ લખી દેખાડયુ આ મોહની જાળ છે, તેમા ફિકર કરે છે અને કાળજી દે છે આત્માની તો જરાય કાળજી નથી કે હું કોણ, કયાથી આવ્યો, મારુ સ્વરૂપ શુ છે અને મારુ શુ થશે એ તો જેવુ ગોળ નાખે તેવું ગળ્યું થાય કંઈ બાકી નથી રાખ્યું હદ વાત કરી છે! જેટલું બને તેટલું ત્યાગવું બીજું પોતાનું નથી, તેથી કહેવું છે કર્યે છૂટકો કોની હારે જવાનું છે કે આ 'મારુ મારુ' કરે છે?

***

તા ૧૯-૧-'૩૬, સવારના

૧ મુમુક્ષુ—ઢેફાની પ્રતિમા ન થાય, પત્થરની પ્રતિમા થાય

૨ મુમુક્ષુ—પણ જ્ઞાની ગુરુના વચનરૂપી ટાકણાથી ટકાય તો થાય

૧ મુમુક્ષુ—હરિભદ્રસૂરિજીએ આ આઠ દૃષ્ટિરૂપી નકશો તૈયાર કર્યો છે જેને આત્મારૂપી મકાન બાધવું હોય તેને માટે આ આઠ દૃષ્ટિરૂપી નકશો—પ્લાન તૈયાર છે મકાન બાધવાનો નકશો તૈયાર થયા પછી ઈંટ, માટી, ચૂનો, લાકડા વગેરે સામગ્રી લાવવી જોઇએ તેમ આત્માર્થીને આત્મગુણરૂપી સામગ્રી મેળવવી જોઇએ, તે બાકી રહી આ તો નકશો તૈયાર કરી દેખાડયો

તેમજ કૃપાળુદેવે આત્મસિદ્ધિજીરૂપી ખજાનો–નવ નિધાનનો ભંડાર બતાવ્યો છે તે મહાન ઉપકાર કીધો છે. આત્મસિદ્ધિજી પણ આત્મારૂપી મકાન બાંધવાનો મહાન નકશો છે. આવું થયું હોય તો કાળો નાગ દેખીને પણ જરાય ડરે નહિ.

૩. મુમુક્ષુ—" વર્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ;
વિચારવા આત્માર્થીને, ભાખ્યો અત્ર અગોપ્ય. "

સમાગમ છે તે જીવની વૃત્તિ, ભાવ, વગેરે ફેરવી નાખે છે. શ્રવણ અને બોધથી થશે. તે ઉપર ભાવના કરે તો પ્રીતિ જાગે. માટે મોહ ટાળ્યા વગર મોક્ષે ન જવાય.

૧. મુમુક્ષુ— સત્સંગ વગર રંગ ન લાગે તે તો તદ્દન સાચી વાત છે, અને આત્માર્થી માટે છે તે પણ ખરું. પણ આત્માર્થી એમ કરીને બેસી જાય તેમાં દી ન વળે. આ તો આત્માર્થીને માથે મોટી જવાબદારી છે. જેને કૃપાળુદેવની માન્યતા થઈ તેને તો એમ થાય કે હું જ્યાં જ્યાં જાઉં ત્યાં કૃપાળુદેવનો ડંકો વગાડું – અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? જ્ઞાની મુમુક્ષુને જ્ઞાન આપે તો મુમુક્ષુ આત્મા આપી દે છે:—

" શું પ્રભુ ચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન. "

આંબાને પાણી પાય તો આંબો રસ આપે છે; ગાયને ચારો અને દાણ આપે તો ગાય દૂધ આપે છે; તેમ મુમુક્ષુને જ્ઞાન મળવાથી તે પોતાના પ્રાણ આપી દે. તે એમ સમજે છે કે મને જે વસ્તુ અનંત કાળથી નથી મળી તે આપી ભગવાને અનહદ ઉપકાર કીધો; માટે તે પ્રાણ પણ આપી દે છે. જ્યાં ભોળા અને અણસમજુ લોકો ધર્મ સમજતા નથી ત્યાં ત્યાં પ્રભુશ્રીજીની પધરામણી કરાવીને શ્રીમંતોએ પૈસાનો સદુપયોગ કરી વાપરવો અને ભોળા લોકોને આત્માનો અપૂર્વ લાભ અપાવી આ આશ્રમરૂપી ઝૂંપડીમાં આવતા કરવા.

પ્રભુશ્રી—એક બાઈ છે–નાની ઉંમરની છે અને ભાવ સારો છે–તેને ચોથા વ્રતની બાધા લેવી છે. આત્મા છે. બાઈ હો, ભાઈ હો; પણ મનને લઈને બધું છે. ભાવ અને લક્ષ ચોંટચો તો બેડો પાર. મોટામાં મોટું એ મહાવ્રત છે. ધન્ય છે તેને જે આ વ્રત લેશે. આ વ્રત અમને અંતરથી ગમે છે અને કરવા જેવું છે, માટે એ જ કરવું. આ મનુષ્ય ભવ તો કાલ સવારે જતો રહેશે. બાઈને અહીં બ્રહ્મચારિણી બહેનો સાથે રહેવાની પણ વૃત્તિ છે. પુદ્‌ગલ વિણસી જશે; નાશવંત છે તેને માની બેઠો આત્મા. તે તો ક્યાંય ન મળે; તે જાણ્યો જ્ઞાનીએ. જ્ઞાનીઓએ મનુષ્યભવ દુર્લભ બતાવ્યો તે વાત શ્રેષ્ઠ છે. તે ભવમાં આત્મા જ જે દી તે દી મોક્ષ કરશે, જડ નહીં કરે. જીવને કર્તવ્ય છે. ફરી ફરી આવો અવસર નહીં મળે અનંત કાળથી રઝળતો આવ્યો છે. બધા પાસે સંજોગ અને સામગ્રી છે. તેમાં જ લોલીભૂત–એકાકાર થઈ ગયો છે, જેમ દૂધમાં માખણ રહ્યું છે તેમ. આત્મા તેમ નથી, જુદો છે. જ્ઞાનીપુરુષો કેટલું કહે?–'આત્મા છે; નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે.' આ પદ રામનાં બાણ ચેતી જાય તો ભાગ્યશાળી. પૂર્વભવનું આરાધકપણું હોય અને ભાગ્યશાળી હોય તો ચેતી જાય. બાઈ, ભાઈ, વગેરે કંઈ ન જોશો, પણ જો જો આત્મા—જ્ઞાની પુરુષોએ

જોયો તે મેં કૃપાળુદેવને કહ્યું કે આ બધું જગત 'ભ્રમ' છે તો કહે 'આત્મા' જુઓ. પછી આંટી પડી કે આ શું કહ્યું તો કે વિચારો. આત્મા વગર કોઈ કરશે ? અને સાંભળશે ?

"જડ તે જડ ત્રણ કાળમાં, ચેતન ચેતન તેમ,
પ્રગટ અનુભવરૂપ છે, સંશય તેમાં કેમ ?"

માટે લાગ આવ્યો છે, કરવા જેવું છે. માટે તેની ઓળખાણ-પિછાણ કરશો તો કામ થશે.

૧ મુમુક્ષુ—હવે તો હું બધા મારા મિત્રોને જણાવી દઉં છું કે હું ફરી ગયો છું અને કૃપાળુદેવને તથા પ્રભુશ્રીજીને માન્ય કીધા છે, તો બીજા લોકો માનતા નથી કે એમ હોય નહીં તો હું તેમને છાતી ઠોકીને કહું છું કે એમ જ છે અને એમ જ સમજજો, બીજું નથી. હું જવાનો છું. આજે બધા મુમુક્ષુભાઈઓને કહી જાઉં છું કે હવેથી મને પ્રભુશ્રીજીની કૃપાથી બહુ બળ રહ્યા કરે છે. મારા અહીં આ વખત દિવસો બહુ જ આનંદ અને ઉત્સાહમાં ગયા છે, કારણ હવે મારી પાછળ ધણી છે.

"મને મળ્યા ગુરુવર જ્ઞાની રે, મારી સફળ થઈ જિન્દગાની,
શ્રીમદ્ દેવસ્વરૂપે દીઠા, લઘુરાજ પ્રભુ લાગ્યા મીઠા,
આત્મિક જ્યોતિ પિછાની રે મારી સફળ થઈ જિન્દગાની.
ભાગ્યોદય થયો મારો આજે, યોગી ચિત્તવૃત્તિ ગુરુગાજે;
ખરી કરી મેં કમાણી રે, મારી સફળ થઈ જિન્દગાની.
દુસ્તર ભવસાગર તરવાનો, દીનમાં લેશ નહિ ડરવાનો,
મળ્યા સુજાણ સુકાની રે, મારી સફળ થઈ જિન્દગાની.
મન, વચન, કાયા લેખે લગાડું, ભક્તિસુધારસ ચાખું ચખાડું
ભક્તિ શિવકર જાણી રે, મારી સફળ થઈ જિન્દગાની."

બોલો, શ્રી સદ્ગુરુદેવકી જય !

અહીં મને ન ધારેલો, ન કલ્પેલો એવો ખૂબ આનંદ આવ્યો છે. આખી જિન્દગીમાં આવો આનંદ નથી આવ્યો.

પ્રભુશ્રી—મુખ્ય વાત તો આત્મા, ભાવ અને પરિણામ. બીજું કોનું સગપણ કરવું છે ?

૨ મુમુક્ષુ—'સવિ જીવ કરું શાસનરસી, એવી ભાવદયા મન ઉલસી.'

પ્રભુશ્રી—જીવ રૂડો છે. મને અંતરથી ગમે છે. કંઈ નથી, મનુષ્યભવમાં આ સાર છે.

***

તા. ૧૬-૧-'૩૬, સાંજના

૧ મુમુક્ષુ—"મનરૂપી યોગમાં તારતમ્ય સહિત જે કોઈ ચારિત્ર આરાધે તે સિદ્ધિ પામે છે" તે શું ?

૨ મુમુક્ષુ—ભાવચારિત્ર આરાધવાથી, 'છૂટી જઉં છૂટી જઉં' એવા ભાવ થાય છે.

પ્રભુશ્રી—મુદ્દાની વાત ભાવ છે.

તા. ૨૫-૧-'૩૬, સવારના

પત્રાંક ૭૨૭ નું વાંચનઃ—

"આયુષ્ય અલ્પ અને અનિયત પ્રવૃત્તિ, અસીમ બળવાન અસત્સંગ, પૂર્વનું ઘણું કરીને અનારાધકપણું, બળવીર્યની હીનતા, એવાં કારણોથી રહિત કોઈક જ જીવ હશે, એવા આ કાળને વિષે પૂર્વે ક્યારે પણ નહીં જાણેલો, નહીં પ્રતીત કરેલો. નહીં આરાધેલો તથા નહીં સ્વભાવસિદ્ધ થયેલો એવો માર્ગ પ્રાપ્ત કરવો દુષ્કર હોય એમાં આશ્ચર્ય નથી; તથાપિ જેણે તે માર્ગ પ્રાપ્ત કરવા સિવાય બીજો કોઇ લક્ષ રાખ્યો જ નથી તે આ કાળને વિષે પણ અવશ્ય તે માર્ગને પામે છે."

જીવને વિચાર આવ્યો નથી. કામ કાઢી નાખે એટલું બધું છે; છતાં આ ઠેકાણે કંઈ કરે તો અત્યારે કંઈ કરવા જેવું છે. ફક્ત આ જીવનો જ વાંક છે. હવે બોલશો નહીં. આટલું સમજવા લાયક છે. એ જો કંઇ કર્યું તો બસ; એ જ કૂંચી છે. આ વાત જબરી આવી. તૈયાર થઇ જા, તારી વારે વાર; હવે છે શું? જેમ તેમ નથી. મરતાને જીવતો કરે છે. સત્પુરુષોએ મરેલાને જીવતા કર્યા છે. હિમ્મત હારવી નહીં.

૧. મુમુક્ષુ—હિમ્મત હારવાની નથી, હવે મરણિયા થવાનું કામ છે. આપે કહ્યું હતું કે માથે સત્પુરુષ છે, સાથે છે અને એની હિમ્મત છે તો પછી હિમ્મત શું કરવા હારે?

પ્રભુશ્રી—એ જ કર્તવ્ય છે. હિમ્મત હારવા લાયક નથી.

૨. મુમુક્ષુ—વીતરાગ માર્ગમાં પ્રવૃત્તિ છે તો હિમ્મત શું કરવા હારીએ?

પ્રભુશ્રી—પડ્યા તો ઊભા થઈ જવું, પછી કેમ નહીં ચલાય? ચલાશે. ખબર નથી.

કોઈ જો પડ્યો તો ઊભા થઈ જવું. હવે શું છે? પડ્યું રહેવાશે જ નહીં. ઊભો થઈ જા, ભૂલ્યો ત્યાંથી ફેર ગણ; સમજ્યો ત્યાંથી સવાર, ફેર મંડી પડને. સ્વચ્છંદે ભૂંડું કર્યું છે. બીજા કોઈનો વાંક નથી. બેઠો ત્યાંથી હવે ઊભો થઇ જા. જે અત્યારે હાલ છે તે પડેલો છે, ત્યાંથી ઊભા થવાનું છે. જાગૃત થયા સિવાય છૂટકો જ નથી.

"સદ્‌ગુરુના ઉપદેશ વણ સમજાય ન જિનરૂપ;
સમજ્યા વણ ઉપકાર શો? સમજ્યે જિનસ્વરૂપ."

ચમત્કાર છે! એ તો ચિંતામણિ છે! કોઇને ખબર નથી. 'ઓહો! આમાં શું છે?' એમ કહે પણ એ તો નિધાન છે, સાંભળવા જેવું છે, રાખવા જેવું છે. બળ રાખવા જેવું છે. એ આવ્યું તો અજવાળું થઇ જશે, ભવ ટળી જશે ચિત્તમાં કચરો છે, ખામી છે. જીવ તો રૂડા છે પણ યોગ્યતાની ખામી છે એ જ કરશે. એ વગર બીજો કોઈ નથી. એ તો છે જ, હાથ આવ્યો તો થઈ રહ્યું! તત્તો તેર મણનો છે આવી જાય તો કંઈ નહીં, વાર નહીં વાત બે જોઈએ છે: નિમિત્ત અને ઉપાદાન. બેઉ આવે તો થાય. એક પૈડે ગાડી ન ચાલે, બે પૈડાં હોય તો ગાડી ચાલે. આ પંચમકાળમાં સત્પુરુષ, એની આજ્ઞા, વગેરે મળ્યાં; પણ આ જીવ કરતો નથી. એ તો એનો જ વાંક છે. જીવ તૈયાર થયો નથી. તૈયાર થાઓ. ખામી છે. ઊભા થાઓ, માનો. શું માર ખાવો છે? હવે અહંકારમાં અને અહંકારમાં જ રહ્યો છે. જો એક

"જ્ઞાન, ગરીબી, ગુરુવચન, નરમ વચન નિર્દોષ;
ઈનકુ કભી ન છાંડિયે, શ્રદ્ધા, શીલ, સંતોષ."

સૌથી નમી જવું જોઈએ કરડાશવાળાને મોક્ષ નથી માર ખાઓ, મારે કૂટે તોપણ ખમવું—બીજી વાત નહિ એના વગર બીજે તો છૂટકો નથી નહીં તો મેર! આ ગોદા (આત્મા) 'છે' એમ તે જોવાય? છે; જાણે કોઈ કુદરતી ઊગી નીકળ્યો હોય! જાયે ય નહીં, બને ય નહીં મીઠી વીરડીનું પાણી, તે ખારુ કોઇ કાળે થશે? અને ખારીનું કોઈ કાળે મીઠુ થશે? બસ, સમજી જાઓ "આખા જગતના શિષ્ય થવારૂપ દૃષ્ટિ જેણે વેદી નથી તે સદ્ગુરુ થવાને યોગ્ય નથી" એ ચમત્કારી વાક્ય છે! હજુ વિચાર કર્યો નથી મને આખા જગતનો શિષ્ય થવા દો "આત્મા વિનયી થઈ, સરળ અને લઘુત્વ ભાવ પામી સદૈવ સત્પુરુષના ચરણકમળ પ્રતિ રહો, તો જે મહાત્માઓને નમસ્કાર કર્યા છે તે મહાત્માઓની જે જાતિની રિદ્ધિ છે, તે જાતિની રિદ્ધિ સંપ્રાપ્ય કરી શકાય" આ ચિંતામણિ કહેવાય! આ લે અને આ લે એમ નથી ચેતો હવે, જાગૃત થાઓ, જાગૃત થાઓ! આ ભૂંડો, આ નબળો એમ જોવું નથી જેમ છે તેમ છે રાત તે રાત છે અને દિવસ તે દિવસ છે રાત તે દિવસ નથી અને દિવસ તે રાત નથી નરમ થવું પડે, કઠણ ન થવું

***

તા ૨૫-૧-'૩૬, સાંજના

માવીતરના જેવી શિખામણ છે આત્માને જન્મ-મરણ છૂટવાની વાત છે સંસારમા મોહ છે આ સ્ત્રી, પુત્ર, મકાન, પૈસો, હોદ્દો, વગેરેમા 'મારુ મારુ' થઈ રહ્યુ છે એ જ બંધન છે, પરભવમા રઝળાવનારુ છે ક્રોધ, માન, માયા અને લોભનો જીવે જો અભ્યાસ બહુ રાખ્યો, તો તે અભ્યાસ નરકે લઈ જવાનો છે આવો મનુષ્ય ભવ પામ્યા છો,—ઢોર, ઝાગડા, કૂતરા હોય તો કહેવાય નહીં, માટે ચેતવા જેવું છે સ્ત્રી, પુત્ર ને પૈસામા રચ્યો રહી માથુ કૂટ!—ચાર ગતિમા રઝળીશ જીવે તરવા માટે જેટલો બને તેટલો, યથાશક્તિ ત્યાગ કરવો ત્યાગ વગર મોક્ષ નહીં થાય મૂકવું પડશે. દેહ છૂટશે ત્યારે કંઈ હારે નહીં જાય માટે ત્યાગ મોટી વસ્તુ છે પરદેશમા ધર્મ હશે, વાતો થતી હશે, પણ આ જગ્યા જુદી છે માર્ગ જુદો છે મર્મ સમજવાનો છે ઉદય કર્મ હોય—ઘર, બાયડી, છોકરા, પૈસો હોય, પણ તેમાથી જેટલું બને તેટલું મૂકવુ બધું ન છોડાય તો થોડુ પણ ત્યાગવું એ જ પાયો છે એ મર્મ કોઈને સમજાયો નથી મર્મને છાતીમા—હૃદયમા રાખવો સાડાત્રણ હાથની જગામા બાળી મૂકશે. ધર્મ સાથે આવશે અને એ જ સહાય છે, નહીં તો ભવોભવ રઝળીશ સર્વથી શ્રેષ્ઠ મનુષ્યભવ પામીને બધાએ અવશ્ય મૂળ પગ ભરવો પરસ્ત્રીનો ત્યાગ કરવો, તેમા વળી ચોથુ મહાવ્રત મોટુ દીધુ, તે માટે તૈયાર થઈ જવું આ જગતને વિષે બીજા વિષય-ભોગ, હસવા બોલવાના કરે તે દુ ખદાયી અને ઝેર છે ભાઈ હોય તો સ્ત્રી તરફ નજર રાખવી ન જોઇએ આ જીવને જે મૂકવાનું છે તે જુદુ છે અત્યારે દેખાય કે આ ભોગવે છે, પણ નથી ભોગવતા અને નથી ભોગવતા, તો પણ ભોગવે છે માટે વિષયનો ત્યાગ કરવો વીતરાગે—પરમ કૃપાળુદેવે અનંતી દયા લાવીને બતાવ્યું છે કે આટલું તો સમજજો

" નીરખીને નવયૌવના "લેશ" ન વિષયનિદાન;
ગણે કાષ્ઠની પૂતળી, તે ભગવાન સમાન. ૧ "

આ જીવ કંઈને કંઈ સમજી બેઠો છે. તેમ ન કરતાં બારાબાર વિચારવું. આ દેહમાં પરુ, પાચ, લોહી, હાડકાં, વિષ્ટા વગેરે છે. એમાં આત્મા માની લીધો એ જ અજ્ઞાન : 'આ ભાઈ છે, આ બાઈ છે'; એ અજ્ઞાન. એ બધું મૂકવાનું છે. તારા ભાર નથી કે તું જાણે, એ તો જ્ઞાની જ જાણે. માત્ર ત્યાગ, ત્યાગ અને ત્યાગ જ. દેહ પડે તો ભલે પડે. આ ( અજ્ઞાન ) મૂકવાથી અજર, અમર થશો.

" આ સઘળા સંસારની, રમણી નાયકરૂપ;
એ ત્યાગી, ત્યાગ્યું બધું કેવળ શોકસ્વરૂપ. ૨ "

આની મોકાણ, હોળી પહેલી કરવી છે!

" એક વિષયને જીતતાં, જીત્યો સૌ સંસાર;
નૃપતિ જીતતાં જીતિયે, દળ, પુર ને અધિકાર. ૩ "

એ વિષયને જ જીતવો, બીજું કામ નથી. અત્યારે કહે છે કે મેં ખાધું, મેં પીધું. એ આત્માને સુખ નથી. એ પુદ્ગલ છે. એને મારાં માન્યાં એ જ જન્મ-મરણ છે.

" વિષયરૂપ અંકુરથી ટળે જ્ઞાન ને ધ્યાન;
લેશ મદિરાપાનથી છાકે જ્યમ અજ્ઞાન. ૪ "

મદિરાપાન પીવે તો છાક અને ઝેર ચઢે, બીજું ગાંડું બોલાય; તેથી જ્ઞાન અને ધ્યાન જે વસ્તુ છે તેની ખબર પડે નહીં. શાનો મંડ્યો રહ્યો છું? જ્ઞાન અને ધ્યાન કોઈ ગુરુગમથી, ભેદી માણસ પાસેથી સમજી લે અને ચેત.

" જે નવ વાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાઈ;
ભવ તેનો લવ પછી રહે, તત્ત્વવચન એ ભાઈ. ૫ "

ખેતરમાં વાડથી ઢોર, જાનવર, માણુસ સચવાય છે; તેમ આ નવ વાડ કરી છે. જબરું કામ છે! આ સંસારની માયા છે તે તું નહીં. તારો આત્મા છે. આ બધું મૂક. લક્ષ લેવા જેવું છે. તે ( બ્રહ્મચર્ય ) મોટામાં મોટું વ્રત છે. દૃષ્ટિ, વાતચીત, બોલવા-હસવાથી પાછો વળ; એ તું નહીં. તું એમ કરવા જાય તે મરી જાય છે. તને ખબર નથી. જાણે કે આમાં શું? બોલું છું એટલે કંઈ નહીં. પણ જ્ઞાનીએ આત્મા જાણ્યો છે તેવો ભેદ બીજાએ જાણ્યો નથી. માત્ર ભેદ જાણવાની જરૂર છે. જ્યાંસુધી આત્મા નથી જાણ્યો ત્યાંસુધી બીજાને જ આત્મા માની બેઠો છે; અને તેથી નરક, તિર્યંચ, વગેરેમાં રઝળે છે. માટે ત્યાગ જ કરવો. ચોથું વ્રત મોટામાં મોટું છે.

" સુંદર શિયળ સુરતરુ, મન વાણી ને દેહ;
જે નર-નારી સેવશે અનુપમ ફળ લે તેહ. ૬ "

સુરતરુ—કલ્પવૃક્ષની જેમ ફળ આપે તેવું છે. મન, વાણી, દેહ એ ઝેર છે. જે નર નારી તે વ્રતની ભાવના કરશે તે અનુપમ ફળ લેશે.

" પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન
પાત્ર થવા સેવો સદા બ્રહ્મચર્ય મતિમાન ૭ "

પાત્ર વિના વસ્તુ નહીં રહે, કારણ કે વસ્તુ માટે ભાજન જોઈશે પાણી આદિ માટે પાત્ર જોઈએ, તેમ પાત્રતા માટે બ્રહ્મચર્ય છે એ મોટો થંભ છે જો મન વિષયવિકારમાં જાય તો કટાર લઈને મરી જજે, ઝેર ખાજે જીવને આત્માનું ભાન નથી, ખબર નથી એક સાર વસ્તુ મોટામાં મોટી બ્રહ્મચર્ય છે—પોતાની કે પારકી સ્ત્રી સેવન ન કરવી આખો લોક સ્ત્રીથી બંધાણો છે, અને તેથી જન્મમરણ થશે માટે એ મૂક મૂક્યા વગર છૂટકો નથી એ ચમત્કારી વાત છે! માટે એ વ્રત લેશે તેનું કામ થઈ જશે વીતરાગ માર્ગ અપૂર્વ છે! જેટલું કરે એટલું ઓછું છે! 'समय गोयम मा पमाजे' ફરી અવસર આવતો નથી પોતાથી જેટલો બને તેટલો ત્યાગ કરવો

***

તા ૨૬–૧–'૩૬, સવારના

વૃત્તિ ભૂંડું કરી નાખે છે, જીવને આત્મહિત થવા દેતી નથી અત્યારે તો વિશેષ કરવું જોઈએ આનંદઘનજી ભગવાને કહ્યું છે કે

" ધાર તરવારની સોહલી, દોહલી ચૌદમા જિનતણી ચરણસેવા,
ધાર પર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા "

પોકાર કર્યો છે! કુટુમ્બ, વિષય, કષાય મહા અનર્થ છે એ બધું તો અનર્થ કરી નાખે તેવું છે બોધ જો ગ્રહણ કર્યો તો તેનું કામ થયું અને જો ન કર્યો તો થઈ રહ્યું

" સૌ સાધન બંધન થયાં રહ્યો ન કોઈ ઉપાય,
સત્સાધન સમજ્યો નહીં ત્યાં બંધન શું જાય? '

બધુંય રહી જાય છે આત્માને ભાવના, વિચારણા, આલોચના કરવાની છે પણ જીવ બહારનું જોઈ રાચી પડ્યો, ખસી પડ્યો—આ જ ભૂલાવો છે! 'મુખ આગલ હૈ, કહ બાત કહે?' આ વાતની કચાશ રહી છે, એટલે કે એટલું ભાજન નથી તેથી એ નાખતા નથી ભાજન હોય તો અત્યારે નાખી દે, એની ખામી છે મને તો એ જ જોવામાં આવ્યું છે કંદોઈની છોકરીને ખાજાની ભૂકરી મળે, એટલે તે (દુકાળ હોય ત્યારે) ગરીબને જોઈને કહે કે " આ બધા કેમ ભૂખે મરે છે? ભૂકરી ખાય તો?" તેમ આ જીવની કચાશ છે સત્સંગનો દુકાળ છે હવે શું કરવું? કહો, કંઈક વાત કહો

૧ મુમુક્ષુ—ભૂતકાળના સાધન નકામા ગયા પણ વર્તમાનના ન જાય એટલું કરવાનું છે

૨ મુમુક્ષુ—યોગ્યતા લાવ્યા સિવાય, તૈયાર થયા વગર છૂટકો નથી સત્સંગનો જોગ વિશેષ આરાધવો "પરમ શાંતિપદને ઇચ્છીએ એ જ આપણો સર્વસંમત ધર્મ છે અને એ જ ઇચ્છામાં ને ઇચ્છામાં તે મળી જશે, માટે નિશ્ચિંત રહો હું કોઈ ગચ્છમાં નથી, પણ આત્મામાં છું, એ ભૂલશો નહીં

પ્રભુશ્રી—શું નથી? કઈ વસ્તુ નથી? આત્મા પાસે શું નથી? બીજો કોઈ, બાપ આપે એવો હોય તો કહો. માત્ર એક આત્મા જ આપશે, નક્કી જ કરવો. એ નક્કી નથી થયું, એટલી ભૂલ છે. આ કરવાનું છે. એ નક્કી થાય એટલી જરૂર છે. એ વાત એવી છે. 'ભરત ચેત!' એમ કોઈ આવીને કહેતો હતો એના જેવો તૈયાર નથી, બધી સમજવાની વાત છે. વાત અજબગજબ છે! 'सवणे, नाणे, विन्नाणे' કંઈ ઓછું કીધું છે? અરે! તમારું કામ થઈ ગયું! રોજ રોજ વાત કરતા હોય તો કોઈક વાર નીકળે, તે પણ અજાણમાં જાય! આ બરાબર છે, સત્ જાણજો. કહેવાની મતલબ કે તૈયાર થઈ જાઓ શુકદેવજીને કીધું કે ચોકખો થઈને આવ. એમ ખબર પડયે બધું થશે આ બધું સત્સંગ વગર નહીં થાય આ વચન જ્ઞાનીનાં છે; આ વાત કરી તે પણ એ જ. કોઈના ભાર નથી કે સત્સંગ વગર પામે. સમાગમમાં આવે, ખાસડાં પડે, ભાલોડાંનો વરસાદ પડે તોપણ ન ખસે ત્યારે બને. 'વાની મારી કોયલ,' 'પંખીના મેળા!' આ ભાઈ, બાઈ, માબાપ ન જોશો. એ નહીં; માત્ર એક આત્મા. આ વાત બીજી થાય છે. આ તમે નથી. આ વાણિયો, બ્રાહ્મણ, પાટીદાર કહેવાય છે એ નથી. કંઈ બીજું કરવું છે અને એ જોવરાવવું છે—એ વાત અદ્ભુત છે! કંઈક બીજું કરવાનું છે. શું? દૃષ્ટિ ફેરવાવવી છે. તૈયાર થઈને આવ, યોગ્યતા તો જોઈશે જ. આ વાત કરતાં તો પર્યાય પેસે છે અને વાત કામ આવે છે, લાભ થશે—કાનમાં પડી કની? એ વાત બહુ જબરી છે, અજબગજબ છે! લોકદૃષ્ટિમાં કાઢી નાખે છે. સત્સંગને તો જ્ઞાનીએ પણ વખાણ્યો છે; તો પછી આપણે પણ એ જ આધારે બેસી રહેવું. હવે કંઈ ઉપાય છે?

૨. મુમુક્ષુ—ઉપાય તો જેનો જે હોય તે જ હોય, બીજો નહીં. યોગ્યતા લાવવા માટે આરંભથી તે ઠેઠ સુધી સત્સંગ અને સત્પુરુષ જ છે.

પ્રભુશ્રી—વાત ના તો કેમ કહેવાય? કાઢી ન નંખાય. પણ, અહીં આગળ બીજું કંઈ કહેવું છે, એ શું રહ્યું?

૩. મુમુક્ષુ—વીતરાગ માર્ગ આત્મભાવસ્વરૂપ અગર પરિણામસ્વરૂપ છે. તે અસત્સંગને લીધે વિપરીત પ્રવર્તે છે તો આત્મભાવના કેવી રીતે કરવી? ભાવ ફેરવવાના છે અને તે ફેરવ્યે જ થશે.

પ્રભુશ્રી—मा चिट्ठह, मा जंपह, मा चिंतह कि वि, जेण होइ थिरो ।
अप्पा अप्पम्मि रओ इणमेव परं हवे झाणं ।।

કર્મ છે એને ભૂત કહો. ભૂતને કાઢે, પછી માણસ સારું થાય.

૪. મુમુક્ષુ—ભૂતને કાઢવા ભૂવો જોઇએ, તે બતાવો.

પ્રભુશ્રી—તમારું અજાણ્યું નથી, બેધડક વાત કરી છે: 'પાવે નહીં ગુરુગમ વિના'; એ જ છેડો, એ જ નિવેડો. એ વાત બહુ ઊંડી છે, હજુ સમજવા લાયક છે. ગુરુ શું છે?—એ સમજવા લાયક છે. આ બધી વાત કીધી તે સોનામહોર જેવી છે. "સત્સંગ કરું, સત્સંગ કરું" એમ નથી થયું આ જીવને. શાથી? તો કે આથી, એમ નથી થયું. આ દેખંત આડું આવ્યું છે એમ જીવને નથી થયું. તે શું છે? આ જીવને એક જ જોઈશે; શું? તમે જાણો

છો જીવો ત્યાંસુધી ર્યા કરજો—લક્ષમાં રાખજો, ભૂલશો નહીં જ્ઞાનીનું કહેલું છે-'સત્પુરુષાર્થ' એ વગર કંઈ થાય એવું હોય, તો કહો અને એ જ માર્ગ છે આ બધાનો સાર છે, બહુ ચમત્કારી, આબેહૂબ અને સમજવા લાયક છે! ભાજન વગર આવે નહીં સત્પુરુષાર્થથી જ આવે આ વાત ગોળ ગોળ કીધી છે—કોઈને ખબર પડે એમ નથી સમજવું પડશે, કરવું પડશે કર્યા વગર છૂટકો નથી ઝૂરો, માર ખાઓ, કપાઇ જાઓ, પણ એ જ કરવું એની ભાવના, ચાહના કરો એ જ કરવું છે કરવું પડશે જ એની વાસે પડો, નહીં તો એ બધી ભૂલ છે વાત જબરી કરી! બાળા-ભોળાથી સમજાય એવું નથી, વાત ઊંડી છે

***

તા ૨૬-૧-'૩૬, સાંજના

'ઉપદેશછાયા'માંથી વાચન —

> "છ ખંડના ભોક્તા રાજ મૂકી ચાલ્યા ગયા અને હું આવા અલ્પ વ્યવહારમાં મોટાઇ અને અહંકાર કરી બેઠો છું એમ કેમ વિચારતો નથી?"

પ્રભુશ્રી—ચક્રવર્તીની પુણ્યાઈ ઘણી જબરી છે, પણ તેને તૃણ સમાન ગણીને ચાલી નીકળ્યા ચક્રવર્તીની સાહ્યબી આગળ કોઈની સાહ્યબી નથી ચૌદ રત્ન અને નવ નિધાનની સાહ્યબી જેની પાસે! પણ તે ગણી નહીં ભરતને પણ અરીસાભુવનમાં કેવળજ્ઞાન થયું વસ્તુ જુએ તો શું છે? તો આત્મા વાંકું શું છે? તો વિભાવ સ્વભાવમાં હોય તો બધું સીધું માટે પોકાર કરીને કહે છે કે 'આપ સ્વભાવમાં રે અબધુ સદા મગનમાં રહેના' જીવ બીજું જોવા જાય છે! "પગ મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે અને માથે મરણ રહ્યું છે, એ વિચારી આજના દિવસમાં પ્રવેશ કર" મનુષ્યદેહ પામીને આ ગ્રહણ કરવાનું છે જ્યાંસુધી આ દેહ છે ત્યાંસુધી બધું થશે મે'માન છો કોના માટે કરવું છે? માટે ચેતવા જેવું છે આજે નહીં તો કાલે, તારા કુટુંબ પરિવાર બધા ય ગયા છે તેમ, જવાનું છે તો હવે શું કરવાનું છે? કંઈ નહીં આ જીવને વૈરાગ્ય આવ્યો નથી વૈરાગ્ય આવે તો બધું પાંસરું થઈ જાય ખામી વૈરાગ્યની છે જેને ત્યાગ-વૈરાગ્ય છે તેનું પાંસરું, આટલું સમજી લેજો ત્યાગ અને વૈરાગ્ય બેઉ જોઈએ છે એ નિમિત્ત બનાવવું, ખોટું નિમિત્ત કાઢવું આટલું જ કર્તવ્ય છે, એમાં જ લાભ છે એ કરતાં કરતાં કર્મ માર્ગ આપશે, લાભ થશે

> "આયુષના આટલાં વર્ષ ગયાં તોપણ લોભ કાંઈ ઘટ્યો નહીં, ને કાંઈ જ્ઞાન પ્રાપ્ત થયું નહીં ગમે તેટલી તૃષ્ણા હોય પણ આયુષ પૂર્ણ થાય ત્યારે જરા પણ કામ આવે નહીં અને તૃષ્ણા કરી હોય તેથી કર્મ બંધાય અમુક પરિગ્રહ-મર્યાદા કરી હોય, જેમકે દશ હજાર રૂપિયાની તો સમતા આવે આટલું મળ્યા પછી ધર્મધ્યાન કરીશું એવો વિચાર પણ રાખે તો નિયમમાં અવાય"

૧ મુમુક્ષુ—હાથમાં કોડી હોય નહીં અને લાખ રૂપિયાની મર્યાદા કરે તો?

પ્રભુશ્રી—એ પરિણામથી થાય છે પરિણામ કલ્પનાવાળું હોય તો જ એવું થાય અપેક્ષા લઈને કહે કે મેં પણ એ પ્રમાણે કર્યું છે કની? પણ એ ખોટું છે સમજવામાં એમ છે કે દશ હજારની કમાણી નથી થાય એવું અને લાખ રૂપિયાની મર્યાદા કરે એ ખોટું છે સમજ્યા વગર કલ્યાણ થાય નહીં ટૂંકામાં બધું ય પર છે, પોતાનું નથી

૨. મુમુક્ષુ—પરને તજવું અને પોતાનું કરવું.

૩. મુમુક્ષુ—" શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ, સુખધામ;
બીજું કહીએ કેટલું ? કર વિચાર તો પામ. "

પ્રભુશ્રી—આ બધું પડી મૂકો. હજારો વાતો છે; પણ ટૂંકામાં એક આત્મા હજારો લાખો વાર વાતો કરી, પણ એ નહીં. "આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે." એ થાય તો સમજાય.

મનુષ્યભવ પામ્યા છો તો દેહ રહે ત્યાં સુધી સારું નિમિત્ત રાખ્યા કરવું; છોડવું નહીં. એથી લાભ થશે. આ નિમિત્ત મેળવ્યું તો સાંભળ્યું. મનમાં ભાવના કરવી કે સાંભળ સાભળ કરું. 'હું સમજું છું હું જાણું છું,' એમ થાય; પણ અલૌકિક દૃષ્ટિથી સમજવાનું નથી કર્યું. શું કરીએ ?

***

તા. ૨૭-૧-'૩૬, સવારના

ખામી પ્રમાદથી છે. પ્રમાદે ભૂંડું કર્યું છે. પુરુષાર્થ આવ્યો હોત તો કલ્યાણ થઈ જાત. પૂર્વે જ્ઞાનીઓ મળ્યા હતા, પણ પુરુષાર્થ વગર યોગ નિષ્ફળ ગયો. પુરુષાર્થ વગર ખામી છે. અહીંથી બીજે જવું હોય તો ડગલાં ભરવાં પડે, પુરુષાર્થ કરવો પડે. કાગડા-કૂતરાના અવતારમાં પણ આત્મા છે. એક પૂર્વકૃત, મનુષ્યભવ છે માટે કહેવાનું કે ચેતો. હવે પુરુષાર્થની જરૂર છે. સ્ત્રી, છોકરાં, માન, મોટાઈમાં જેવી કાળજી છે તેવી આની નથી. એ જ ભૂંડું કરનાર, અનર્થ કરનાર છે. માટે ચેતો ! જેવી તેવી વાત નથી; રત્નચિંતામણિ છે ! "વીતરાગનો કહેલો પરમ શાંત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે એવો નિશ્ચય રાખવો." વીતરાગનો કહેલો એવો બીજો કોઈ નથી. શ્વેતાંબર, સ્વામીનારાયણ, દિગંબર આદિ ભલે હો, પણ વીતરાગના માર્ગની વાત છે. 'તું ગમે તે ધર્મ માનતો હો તેનો મને પક્ષપાત નથી.' 'જીવના અનધિકારીપણાને લીધે તથા સત્પુરુષના યોગ વિના સમજાતું નથી.' આ વચનો ભાલોડાં જાણો; ઘૂંટીને પી જવાં. 'આ તો મેં જાણ્યું.' એમ કરે છે. પણ જા મૂર્ખા ! આ તો ચિન્તામણિ છે; જેવી તેવી વાત નથી. સત્પુરુષ વિના સમજાતું નથી—આ જ ખામી, આ જ અવગુણ, આ જ ભૂલ, આ જ અંધારું, જે કહો તે. સમજણ આવવી જોઈએ આથી ભવ સુધરશે. તારું કામ થશે. ઘણું હિત થશે. આ વાત વિચારવા જેવી નહીં ? 'હું જાણું છું' એ પડી મૂક. કોતરી કોતરીને વચનો લખ્યાં છે ખબર નથી. 'તૂંબડીમાં કાંકરા !' આ સવાલ જેવો તેવો નથી. તૈયાર થાઓ. ભલેને કકડા થાઓ, સૂઝે તેમ થાઓ; પણ તૈયાર થાઓ. અહીં મરી જવું લાખો રૂપિયા ખાલી થઈ જાય; દેહ પડી જાય; પણ તૈયાર થાઓ. આ પૈસાદાર છે, ડાહ્યો છે; પણ ધૂળ પડી એમાં ! સમજુ શાનો ? આમાં કોઈના ઉપર વિષમભાવ નથી આ વાત કરવાની છે. અહો ! કંઈ જેવી તેવી કમાણી છે ? ચિંતામણિ છે ! ભૂંડું કોનાથી થયું ? પરભાવે. પરભાવ જેવું બીજું કોઈ વૈરી નથી. આ પડચા છો તે ઊભા થાઓ. તમારી નજરે આ પ્રત્યક્ષ છે કે કંઈક કર્યું તો કૂતરા-બિલાડાના અવતાર છૂટી મનુષ્યભવ આવ્યો કની ? એથી તો સારું

છે ને? એ પ્રત્યક્ષ દેખો કૂતરા–બિલાડાને ધર્મની જોગવાઈ નથી અત્યારે મનુષ્ય ભવમા જોગવાઈ છે, ત્યારે ડહાપણ કૂટે છે થપ્પડ મારવાની છે નાક કાપી નાખવાનુ છે લપડાક મારવાની છે ભૂડામા ભૂડો પ્રમાદ છે આપણુ શુ છે? આ બધા મે'માન નહિ? કોઈની ઉપર દ્વેષ નથી કોઈ અમરપટ્ટો લઈને આવ્યો છે? ચમત્કારી છે! ભૂલ્યો ત્યાથી ફેર ગણ

આગળ કોઈક દેવું કર્યું હોય તો તમારે આપવું પડે કની? લેણુ દેવું આપવું પડે છે, તેમ આ જીવને બધુ સુખ, દુખ – જેણે જેવું કર્યું તેને તેવું ફળ – મળે છે બાઈ હોય તો બાઈને અને ભાઈ હોય તો ભાઈને ભોગવવું પડશે હવે શુ કરવું છે? તૈયાર થવું છે કાગડા –કૂતરાને નથી કહેવું આટલા સુધી આવ્યા છો, સાભળવા બેઠા છો તો સાભળો છો વાતો કરે છે વેપારવણજની પણ તે બધા બધનો છે

" સૌ સાધન બધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય,
સત્સાધન સમજ્યો નહી, ત્યાં બધન શુ જાય ? "

જગતમા બધી દોડાદોડ અને તોફાન છે કઈક મરી ગયા બિચારા! માણેકજી શેઠ તમારા જેવા હતા પણ ગયા ને? હવે કયાથી લાવે? આજે દાવ આવ્યો છે છ ખડના ભોક્તા ભરતને કહ્યુ કે ભરત ચેત ચેતાવ્યોને? આ તો જાણે કેટલાય પૈસાવાળો છે તેને કઈ તમાય નહીં છૈયા છોકરા, ખાવાપીવાનુ હોય તો સુખીઓ ગણે, પણ તે તો ચાર દિવસનુ આદરણું! એ તો જતું રહેશે, ખરુ દુખ શાનું છે? જન્મ–જરા–મરણનું તે કોઈને નથી એમ છે? એ બાબતનો વિચાર કરવો કે આ બહુ દુખ છે 'अहो दुक्खो हु संसारो' એમ કહ્યુ છે તે ચમત્કારી છે! ભૂલ્યો ત્યાથી ફેર ગણ ઋષભદેવના પુત્રો જન્મ–જરા–મરણથી ત્રાસ પામી ગયા, કારભારીને રાજ્ય સોપી ચાલ્યા ગયા અને તે અઠ્ઠાણુ જણ કેવળ જ્ઞાન પામ્યા કઈ જડને કહેવાનુ છે? ભરતને કહ્યુ કે ચેત એમ ચેતવાનુ છે આ વાત લક્ષમા લેતો નથી એટલે, કહેવાની મતલબ કે વાત લક્ષમા લો

"હે! પરમકૃપાળુ દેવ, જન્મ, જરા, મરણાદિ સર્વ દુખોનો અત્યત ક્ષય કરનારો એવો વીતરાગ પુરુષનો મૂળ માર્ગ આપ શ્રીમદે અનત કૃપા કરી મને આપ્યો, તે અનત ઉપકારનો પ્રતિઉપકાર વાળવા હું સર્વથા અસમર્થ છું, વળી આપ શ્રીમત કઇ પણ લેવાને સર્વથા નિસ્પૃહ છો, જેથી હુ મન, વચન, કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિન્દમા નમસ્કાર કરુ છુ આપની પરમ ભક્તિ અને વીતરાગ પુરુષના મૂળ ધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવપર્યત અખડ જાગ્રત રહો એટલુ માગુ છું તે સફળ થાઓ.

ૐ શાતિ શાતિ શાતિ "

આ વાત સુખે રાખજો

આ વાત ગળી જજો આ વાત ઊઘાડી ન કરશો કોઈને કહેશો નહીં ચિન્તામણિની પેઠે ધ્યાનમા લેશો એ પરમકૃપાળુ દેવ જ્ઞાનીએ ભાળ્યો જુએ છે? તો હા જ્ઞાની એની સાથે વાતો કરે છે એ વાત જડની નથી અહીં આગળ જેટલા આત્મા હોય તેટલા સાંભળો કહેવાનું કોને? આત્માને, જડને નહી મારે તેની તરવાર એ જ કર્તવ્ય છે 'પરમકૃપાળુ'દેવ' જેવી તેવી વાત છે!? ઘણા મોઢે બોલે છે 'એ શાનો પરમકૃપાળુ દેવ?' પણ એની જે

દયા વર્તે છે તે અજબગજબ છે! પૈસાથી, સોનાથી, રૂપાથી, મહેલથી કામ થશે નહીં. ઘણા ભવ પૈસા મળ્યા; પણ અનંતા ભવ કરવા પડયા–નરકમાં જઈને આવ્યો, જન્મ–જરા–મરણ કર્યાં તે ભોગવતો આવ્યો. જીવ કહો કે ચેતન કહો, એને આ વાત છે: 'હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું?' આ વાત લક્ષમાં નથી. કેટલી ભૂલ છે? આ જેવી તેવી વાત નથી. આટલો અવસર આવ્યો છે માટે વાત કહેવાય છે. આ કંઈ જેવો તેવો છે? કોઈ ભિખારીને ખાવું મળી આવે તો રાજી થાય, તેમ આ દેખાવ છે–આવું બની આવ્યું છે! જુઓને, બેઠા છે બધા ય! – નિન્દા નથી કરવી – ટક ટક સાંભળે છે. આ તો દીકરાની, બાઈની, મુકામની ફિકર; ધન નથી એની ચિન્તા. જગત આખું આશામાં છે– ભીખ, ભીખ અને ભીખ! તૃષ્ણા છે; તૃષ્ણા મટી નથી. કલ્પનાનો કોથળો ભરી બેઠો, ઈચ્છા જ કર્યા કરે છે. આ એના ધંધા છે! કલ્પના, વિકલ્પ, માન–મોટાઈની ઇચ્છા; મનથી ક્રોધ પણ આવી જાય. આપણું શું? ધિક્કાર પડયો! જ્ઞાનીને જુદું કહેવું છે. નાટક, સિનેમા વગેરે જોવાની રમૂજ છે એમ કરીને જોવા જાય. તેમાં તારા અવતારને ધિક્કાર પડયો! કાલે ઘરડો થઈ જઈશ; કોઇ વચન સાંભળશે ય નહીં. ભૂંડું મોહે કરી નાખ્યું છે. બધા ય ઉપર મોહ; મહેલ, ઘરેણું, બાયડી, છોકરાં ભાળે કે મોહ, મોહ ને મોહ જ! આ બધું મેળવવાનું કરે પણ એ બધું તો ધૂળધાણી ને રાખ પાણી! આવી ભાવનાઓ કરી અનર્થ કરી નાખ્યો. જે વસ્તુ ખરેખરી છે, જેની વાત કરવાની છે તે નહીં! વખાણ (વ્યાખ્યાન) સાંભળે માનાર્થે. સૌ માનના ભૂખ્યા. શેઠ તમે છો કે? આગળ બેસો. મોટા ખરા ને? એટલે આગળ બેસે; વાતોચીતો કરે. આ માને જ ભૂંડું કરી નાખ્યું છે, નહીં તો મોક્ષ અહીં જ છે. જ્ઞાની પુરુષોએ બહુ વાતો કરી છે. અમે બહુ વાતો કરેલી; જ્ઞાની હાથ આવી ગયેલા. આઠ નવ જણા સાધુ હતા. નાના મોટા બધા સરખા ન હોય. આ જગતમાં ચેતવાનું શું છે? કોઇને ખબર છે? શું છે? ડાહ્યા છો, કહોને.

મુમુક્ષુ—એક સમ્યગ્દર્શન કરી લેવું.

પ્રભુશ્રી—ઠીક, એ. એની કોણ ના પાડી શકે? જીવને કરવાનું એ જ છે. બીજું છે શું? સાચું છે; સાચાને ખોટું કેમ કહેવું? કરવાનું એ જ છે. એના અત્યારે બહુ ભેદ પડયા છે. આ મેં માન્યું એ ખરું, આ નહીં. આ માન્યું એ ખરું? ઠાર ઠાર સૌ માની બેઠા. એવું થઈ ગયું છે. એની ખોજમાં કોઇ વિરલા! તો કેમ હશે એ?

મુમુક્ષુ—ઘરનું સમકિત કરવાનું નથી. ભગવાનનું હોય તે જ કામનું છે. લોકો માને, પણ અનુભવ નહીં એટલે નામ સમકિત, ભાવ સમકિત નથી. સમકિત એમ નથી.

પ્રભુશ્રી—એ સુગમ છે. હમણાં આમ (દુર્ગમ) કહ્યું, અને આમ કેમ કે સુગમ છે? જ્ઞાનીનાં વચન કાઢી કેમ નંખાય? તમારી પાસે લાખો રૂપિયા હોય તોય સમકિત મળશે? ભાવ અને પરિણામથી મળશે. એ તમારી પાસે છે. નાનો મોટો જોવો નથી. ભાવ અને પરિણામમાં રહ્યું છે. એટલું તો ખરું કે કારણ વિના કાર્ય નહીં થાય – કારણ અને કાર્ય કહેવાય છે, ત્યાં થશે; નહિ તો નહિ થાય. એની ખામી છે. એ મેળવવું જોઇશે. એ શાથી મળે? પુરુષાર્થથી.

મુમુક્ષુ—'દાન, શીલ, તપ ભાવ.'

પ્રભુશ્રી—સત્પુરુષના સમાગમે થાય તે સવળુ છે જીવ મરણિયો થઈ પુરુષાર્થ કરે તો મિથ્યાત્વ જાય. પુરુષાર્થ કરે તો તેને મળે જ કઈ પુરુષાર્થ કરવો જોઇએ

***

તા ૨૭-૧-'૩૬, સાંજના

પોતાને સમજવું છે, કોઈ વાત શ્રવણ કરીને વાતનો સાર સમજવો વાત બહુ ભારે કહી! પછી ચિન્તામણિ લાગે અસારરૂપ સસાર છે તેમા મનુષ્યભવ પામી સસાર ડહોળી ડહોળી નરકે જાય છે! ધન મળે, પૈસાટકા મળે, પણ આત્મા મળવો એ ચિન્તામણિ છે પૈસાટકા મળે, પણ સાડાત્રણ હાથની જગામા બાળી મૂકશે પૈસોટકો, છૈરા છોકરા, કોઈ સાથે જવાનું નથી કોઈ કોઇનું નથી છે શું? મારૂ ઘર? પણ તે ય રહેવાનું નથી જે 'મારુ મારુ' કર્યું છે તે મૂકવું પડવુ છે સોય પણ હારે ન જાય, પૈસોટકો પડયો રહે એક આ જીવને જે કર્તવ્ય છે તે સમજતો નથી કરવાનું તો એક જ છે મુખ્ય વાત છે સોની પાસે ભાવ છે ભાવ તે સત્સગ, સદ્બોધ — પાણી પીધે તરસ છીપે ભૂખ્યો હોય તે ધરાયો કહે, પણ કદી આત્મા ખાતો નથી, મરતો નથી, જન્મતો નથી આત્માની ઓળખાણ કરવાની ખાસ જરૂર છે બીજું બધું કર્યું છે, આટલું નથી કર્યું પૂરણ ભાગ્ય હોય તો થાય પાણીમા ડૂબતા ડુબકાં માર્યા જેવું છે આ સસારમા જ બૂડયા છે સસારમાથી કોઈ નીકળે નહીં એક જેણે ભાવના કરી છે, શરણ ગ્રહણ કર્યું છે એ જહાજ મળે તો તે પાર નીકળે. બીજું કોણ નીકળે એવું છે? કોઈ નીકળશે?

(ઊઠીને જનાર સબધી) મેં'માન છે ચેતી લો — બે ઘડી દહાડો છે 'વાની મારી કોયલ.' બેઠા છો એ ય બધા મે'માન. એ કઈ જવાના અને એ ય કઈ જશે આ મારી મા-માસી કહેવાય છે, પણ આત્મા કોઇનો દીકરો-બાપ થયો છે? બધો મોહ છે; મમત્વ માયા છે, જૂઠુ છે તેને સાચુ માની રાફડો ફૂટયો છે! ફૂડહા ફૂટયે દાણા ન નીકળે પાણી વલોવ્યે માખણ ન નીકળે ખોટાને ખરુ માન્યું છે જે કરવાનું છે તે શુ કરવાનું છે?

મુમુક્ષુ—"બીજું કાંઈ શોધ મા માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમા સર્વ ભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે" પ્રથમ સત્સગ, શ્રવણ અને અવધારણ કરી પરિણામ અને ભાવ કરવા જોઇએ

પ્રભુશ્રી—જો જીવ સત્પુરુષાર્થ કરે તો બધાનો પરોગ આવી જાય કોઈ મોટા પુરુષની કહેલી શિખામણ છે "બીજું કાંઈ શોધ મા માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમા સર્વ ભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે" ખાસ લખાણ કરી રાખી મૂકવા જેવું છે એવું કરવું જોઇએ કોઈ તારુ થવાનું નથી. માટે જીવને કરવાનું એ છે કે સત્સગ એના જેવી કમાણી કોઈ નથી બે ઘડી ખોટી થાય તો એ કઈ ગણતરીમા નહીં આપણે સત્સગમા વાત સાભળી એમ કહે પણ એની ખબર નથી, એની કિમ્મતની ખબર નથી. જીવે બરાબર વિચાર કરવાનો છે બીજા કામ કરવાના હોય અને

રૂપિયા પચાસ કમાવાના હોય તો દોડીને જાય; પણ કાલ સવારે મરી જવું છે. ફરી ફરી આવો દાવ ક્યાં આવે? માટે લાવ કરી લઉં એવો હજી વિચાર નથી આવ્યો. બધું ય મળ્યું છે તે કોઈ રહેવાનું નથી, જવાનું છે. જે કરવાનું છે એ ખબર નથી અને એની કાળજી નથી; કાળજી બીજાની છે. આ તો જાણે એ કરીને બેઠો છે! કરવાનું રહી જાય છે અને ન કરવાનું આગળ કરે છે. વેપારવણજ, છોકરાં પરણાવવાં વગેરે કરે છે. અને દોડાદોડ કરી માથું ફૂટે છે! પાણી વલોવ્યે માખણ નીકળે નહીં. મહા દુઃખ છે! કોને કહેવું? વાત કંઈ કહી જાય તેમ નથી. કોને કહીએ? કોઈ આત્માર્થી હોય તો વાત થાય. આ સંબંધે જ કાળજી રાખવાની છે. રાતદિવસ જાય છે; પણ બધું અલેખામાં! કંઈ ગણતરીમાં નથી. સત્સમાગમ થયો હોત તો ગણતરી થાત. પાંચ-પંદર મિનિટ સત્ સમાગમ થાય તો ભાગ્ય! અને કહે કે વખાણ સાંભળી આવ્યો; પણ ફૂટ માથું. કહેવાનું બીજું છે; સમજાયું નથી. અંતરમાં વિચાર કરી પકડ કરવાની છે. જો ખોટી થાય, તો થાય. આ શિખામણ છે. આટલું તો પકડ. એક હજાર રૂપિયા મેળવે પણ પાપ કરી નરક-તિર્યંચ ગતિમાં જાય. પણ આથી તો દેવગતિ થાય; બીજી નહીં. અહીંથી છૂટયા એટલીવાર! રમવાનું છે એ ન રમવું? કરવાનું છે એ ન કરવું? હું કરીશ એમ કહે; પણ એ તો તારી મોકાણ! અવસર ગયો એટલે થઈ રહ્યું! મઘાનાં પાણી વરસે છે, વાસણ હતાં તેણે ભરી લીધાં. તે જ પીવે. મઘાનાં પાણી મીઠાં, રોગ ન થાય, સારું થાય; તેમ જીવે કર્યું નથી; તે કર્તવ્ય છે. આ આને માટે, આને માટે એમ નથી; આત્માને જ માટે છે. "ચેત ભરત, ચેત!" એમ કહેતા હતા, તેમ ચેતવાનું છે. એક ફક્ત ભાવ. અહીં પાંચ મિનિટ બેઠા તેમાં પૈસોટકો આપ્યો કે લો લઈ જાવ આટલા? માત્ર કોઈ એક વાત આત્માના હિતની ગ્રહણ થઈ ગઈ તો તેનું કામ થાય. આ વાત સારી થઈ ગઈ છે.

"આપણે ફલાણું કરવું છે હોં," આમ આ જીવે હજારો બીજાં કામ કર્યાં છે; પણ આ (સત્સંગ) કરશે તો દેવની ગતિ થશે. નહીં તો પછી ધૂળ ફાક, ધૂમાડાના બાચકા ભર! આ તો તારું કામ થશે; અવતાર સફળ થશે. 'મનખા દેહનું ટાણું રે ફરી ફરી નહીં મળે.' માટે ચેત. જે મારે એની તરવાર; કરે એના બાપનું જો તારા ભાવ! તને આત્માની દયા આવતી હોય તો કરી લે. ફરી ફરી અવસર નહીં મળે. સમજ્યા? સમજવા જેવું છે. સહુ વાત કરે છે: "હદ વાત કહી!". પણ 'તૂંબડીમાં કાંકરા.' આ વાત કીધી તે કોનાથી સમજાય? વાત ચમત્કારી છે! આનો ખપી કોણ છે? 'અસંગ, નિર્મોહ-' આ વાતો કદી સાંભળી નથી. મોંઢે બડબડ બોલે પણ તેથી કંઈ કલ્યાણ થાય? કલ્યાણ તો સમજ્યે, પકડ્યે, ભાવ્યે થાય છે. ભાવ—

> "ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
> ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળ જ્ઞાન."

કંઈ આવું કોઈ ઠેકાણે છે? કોઈને સો-પાંચસો રૂપિયા આપ્યે કોઈ આપશે? આ કેવી વસ્તુ છે? આટલા મનુષ્ય ભવનું ટાણું, લાગ ઘણો જબરો છે. ઘણા દિવસે આ વાત સાંભળી, તે ગાળ ભાંડી કંઈ? વાત કીધી. તો સાચી કીધી. પકડ થાય તો કામ કાઢી નાખે અહીં પુણ્યશાળી જીવ આવે છે, લક્ષ રાખે છે, લક્ષ છોડતા પણ નથી. છોકરા છોકરી હોય તોય શું? તે ન હોય

તોય શુ ? માત્ર એક મનુષ્યભવ મળ્યો એટલે એને સત્સમાગમમા વાપરવો છે જો સત્સગની પકડ થઈ ગઈ તો દેવની ગતિ થઈ જાય એવી કોઈ વાત છે ? જેણે જાણ્યો આત્મા તે કરી શકે કોને આત્માની ખબર છે ? "જ્યા લગી આતમા તત્ત્વ ચિન્યો નહીં, ત્યા લગી સાધના સર્વ જૂઠી "

" જિહાં લગે આતમ દ્રવ્યનુ, લક્ષણ નવિ જાણ્યું,
તિહાં લગે ગુણઠાણુ ભલું કેમ આવે તાણ્યુ ? "

બધુય એના હાથમા છે, એ કરે તે થાય આસ્રવમા સવર અને સવરમા આસ્રવ કરે બાધે એને બાધે અને છોડે એને છોડે જેણે જાણ્યો આત્મા, તેને પછી પચાત શાની ? સર્વ મૂકવુ છે આ મારુ ગ્રહેલુ છે એમ કયા છે ? પ્રમાદે આળસે બધુ ખોયુ છે આત્માની સભાળ કોણે લીધી છે ? તેની ગણતરી નથી ત્યારે માથુ ફોડ ! જવા દે, દીકરો થઈને ખવાય 'મારા બાપની બૈરી, પાણી પા' એમ કહે તો ન પાય, પણ 'માજી, પાણી પાઓ' એમ કહે તો પાય માટે આ જીવને ચેતવા જેવુ છે વાત અમૂલ્ય ચમત્કારી છે ! અર્થ સાભળ્યા નથી સત્સગ તો અમૃત છે ! જેના ભાગ્ય હશે તે સમજશે શુ કરવુ તેની ય ખબર નથી શુ કરવુ ? કહો

૧ મુમુક્ષુ—'सुहगुरुजोगो तव्वयणसेवणा आभवमखडा'[1]

પ્રભુશ્રી—તૂબડીમા કાકરા ! મોઢે બોલી ગયા એટલુ, અર્થની ખબર નથી એની કાળજી કયા છે ? છૈયા-છોકરાની કાળજી ! એની કાળજી નથી લીધી છોકરુ માદુ હોય તો ડોક્ટર પાસે દોડે, પાચ-પચાસ રૂપિયા ખર્ચે, પણ આત્મા વિષે નથી કર્યું "હું કોણ છુ ? ક્યાથી થયો ? શુ સ્વરૂપ છે મારુ ખરુ ?" જેવા ભાવ તેવા પ્રભુ ફળે જેવો ભાવ કરે તેવુ ફળ મળે ભાવ બાહ્ય એટલે શુ મળે ? ચેત, સમજ્યો ત્યાથી સવાર કરી લે આવો અવસર ક્યાથી આવશે ? કઈક કરી લેવુ કરે એના બાપનું થોડામા ઘણુ સત્સગ કરવો એ ભૂલવો નહી એમા લાભ છે થોડો કર્યો હશે, તોપણ એનું ફળ મળશે. સાર લેવો હિત હોય તે કરવુ મનુષ્યભવમા લક્ષ લેવો મનુષ્ય ભવ પામી સત્ સગ, જેથી આત્માનું હિત થતું હોય તેવો કરવો જીવને ખબર નથી કામ થઈ જાય તેવુ છે આ જેવી તેવી વાતો નથી મનુષ્ય ભવ હોય તો સાભળે, કાગડાકૂતરા સાભળે ? બીજા ભવ હોય તો સાભળે ? એક ફક્ત ગફલત અને પ્રમાદે ભૂડુ કર્યું બીજુ કરે છે પણ ધર્મને માટે નહી કરે તેમા પ્રમાદ આળસ થાય છે

૨ મુમુક્ષુ—જીવ વહેલો મોક્ષે શી રીતે જાય ?

પ્રભુશ્રી—પ્રશ્ન જબરો છે ! માહિત થવાનું છે વહેલો મોક્ષ કેમ થાય ?

૩ મુમુક્ષુ—અમેરિકા જવા માટે વિમાનમા બેસે તો ઝટ જાય તેવી રીતે સત્પુરુષાર્થ રૂપ વિમાનમા બેસે અને ગુરુ અનુકૂળ થાય તો જલદી પહોચે

પ્રભુશ્રી—પ્રથમ સસાર મૂકે તો રસ્તો વહેલો આવી જાય પહેલા માહિત થવુ ગાડીમા બેસીને જવાશે, વિમાનમા બેસીને જવાશે, એ બધી વાતો કરીએ છીએ એ એવુ નથી. આ મોક્ષ કેવો છે તે ખબર છે ? વાતે વડા ન થાય.

---

૧ સદ્ગુરુનો યોગ, તેમના વચન અને સેવા ભવપર્યંત અખડ મને હો !

"સદ્‌ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યા વણ ઉપકાર શો? સમજ્યે જિનસ્વરૂપ."

સમજ્યે છૂટકો છે. પહેલું શ્રવણ કરાશે; પછી કરવાનું છે. સૌ જાણે ત્યારે માલ લે છે ને? વગર જાણ્યે ધબધબ કોઈ લે છે? આ વાત તો પોતાને 'અસંગ, અપ્રતિબંધ' શ્રવણ કર્યે થશે. પહેલાં 'એકડે એકો' એમ ભણે છે. ભણ્યા વગર કહે કે વાંચ, શું વાંચે? જીવને તેમ અવશ્ય જાણવાનું છે. આ મારો દીકરો, બાપ, બાયડી, દેહ. એ કોણ કરે છે? ભાવ કરે છે: આ મારું, મારું ઘર, એ બધું. બંધ અને મોક્ષ એ બે વાત છે. વાત પહેલી બંધ.

"સૌ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્સાધન સમજ્યો નહીં ત્યાં બંધન શું જાય?"

વીસ દોહા, ક્ષમાપનાનો પાઠ એ મહા મંત્ર છે! તાલપૂટ વિષ ઉતારે એવો મહા મંત્ર છે! જો એનો ભેદી મળે અને માહિત થાય તો બધું થાય. જીવને શ્રવણ કરે તો વિજ્ઞાનપણું આવે. તેમ શ્રવણ કરવાથી ખબર પડે. તેથી કર્મ મૂકીને મોક્ષ થાય. આપણા બાપદાદા કરતા આવ્યા છે તે કંઈ મૂકીએ? તો કે તેમાં ધૂળ પડી! કરવાનું છે તે કર્યું નથી. પુરુષ, સ્ત્રી એ કોણ છે? આત્મા છે. આત્મા પુરુષ, સ્ત્રી, ઢોર નથી; એ બધાં વળગણ છે, એ તો મૂકવાનાં છે. માત્ર એક આત્મા જ છે. આ ઠપકો નથી, પણ શિખામણ છે. વીસ દોહા અને ક્ષમાપનાનો પાઠ કરવા જેવા છે.

***

તા. ૨૮-૧-'૩૬, સવારના

પત્રાંક ૧૮૭ નું વાંચનઃ—

"છેવટનું સ્વરૂપ સમજાયામાં, અનુભવાયામાં અલ્પ પણ ન્યૂનતા રહી નથી. જેમ છે તેમ સર્વ પ્રકારે સમજાયું છે. સર્વ પ્રકારનો એક દેશ બાદ કરતાં બાકી સર્વ અનુભવાયું છે. એક દેશ સમજાયા વિના રહ્યો નથી. પરંતુ યોગ(મન, વચન, કાયા)થી અસંગ થવા વનવાસની આવશ્યકતા છે; અને એમ થયે એ દેશ અનુભવાશે અર્થાત્ તેમાં જ રહેવાશે...."

વાત વસ્તુતઃ એક સત્ છે અને એક પર છે. પરને બાદ કરતાં સત્‌ને લીધું એટલે કંઈ બાકી રહ્યું નથી. જાણ્યું તો ખરું પણ અહીં કહેવું શું છે? 'એક દેશ સમજાયા વિના રહ્યો નથી.' શું કહ્યું? એણે તો મૂક્યું છે. મૂક્યું શું? તો પર. પોતાનું મૂક્યું નથી અને મુકાય પણ નહીં. એણે કહ્યું છે અસંગ, ત્યાં હવે સંગવાળો કેમ કહેવાય? કોઈ પ્રકારે કહેવાય—તરતમતાએ. પ્રજ્ઞામાં કચાશ છે એટલે બધું ન સમજાય. પણ મૂળ વાત તો એમ છે કે જાણનાર છે તે જાણે છે. તેનો જાણનાર છે. આત્માને જાણનાર જ્ઞાન છે. જાણે છે તે જાણે છે. પણ જડ નહીં જાણે—સૂઝે એમ કરો, કૂંચીઓ મેળવો, ખોલાવો, જંતર મૂકો પણ એ જાણે નહીં અને જૂએય નહીં. ભેદનો ભેદ શું એ જાણવું છે અને તેને તે જ જાણે છે. જેને જાણવું છે તેને જાણે છે એવું છે કંઈ? સિદ્ધમાં કહો, બીજી ચોરાશી લાખ જીવયોનિમાં કહો પણ તે જાણનાર તો છે જ. તે જાણે, બીજો કોઈ ન જાણે. એની ખામી કેટલી કહેવાય?

તો યોગ્યતાની યોગ્યતા આવી તો સમજાશે સ્યાદ્‌વાદ માર્ગ છે વચન આત્મા, કાયા આત્મા, મન આત્મા એમ કહીએ અને ના ય કહીએ એકને સમજાય અને એકને ના સમજાય, તે યોગ્યતાની ખામી છે કોઈ સમજે, કોઈ ન સમજે તેનું કારણ એ છે જેને છે એને છે, બીજાને નથી ઘણા, આત્મા છે અને નથી માનતા, આ દેહને લઈને આત્મા છે એમ કહે છે, જેમ ખુશીમા આવે એમ બોલે છે

[ચર્ચા ચાલી]

વાત બહુ રૂડી કીધી જરા ય વિચાર્યું નથી શુ આપે કહ્યું તે જરા જાણવું છે

મુમુક્ષુ—આત્માનું કર્તાપદ ત્રણ પ્રકારે "પરમાર્થથી સ્વભાવ-પરિણતિએ નિજસ્વરૂપનો કર્તા છે અનુપચરિત એટલે અનુભવમા આવવા યોગ્ય વિશેષ સબધ રહિત વ્યવહારથી તે આત્મા દ્રવ્ય કર્મનો કર્તા છે ઉપચારથી ઘર-નગર આદિનો કર્તા છે" હવે એ નિજસ્વરૂપનો આત્મા કર્તા થયો તો પરસ્વરૂપનો કર્તા નથી તેથી પૂર્વે બાધેલું નિર્જરી જાય છે હવે બીજી ઈચ્છા શી? પણ એમ જ બન્યે જાય

પ્રભુશ્રી—જેમ ઝાડને પહેલા પાણી પાય છે ત્યારે ફળ મળે આટલુ તો પહેલું કરવું પડશે વાત પરમાર્થ કીધો તે છે, વાત તેથી ચાલી છે શરૂઆતમા એ ન હોય તો કઈ નથી જડને કઇ કહેવાશે? ચેતનને કહેવાશે કોણ છે? આત્મા છે આમા ફેર ન રહે એનું ભાન અને ઓળખાણ નથી એટલી ભૂલ છે

મુમુક્ષુ—"ચેતન જો નિજભાનમાં, કર્તા આપ સ્વભાવ,
વર્તે નહીં નિજભાનમા, કર્તા કર્મ-પ્રભાવ"

પ્રભુશ્રી—આટલુ જ છે એવું જાણવું જોઈશે એટલે આવ્યો જોઈશે આવ્યા વગર શી રીતે જોવાય? આટલા ઉપર બેઠા હતા તેનાથી જોવાયું, હેઠળવાળાને શી રીતે દેખાય?

મુમુક્ષુ—ઉપર આવવું તો છે, પણ છાતી ઉપર પડેલું ખસતું નથી

પ્રભુશ્રી—જે દી તે દી ખસેડયા વગર છૂટકો છે? એ મળવું જોઈએ જો એ ખસેડનાર મળ્યો હોય તો દીવો, વાર નહીં એ કઇક ખામી છે એથી આ અટકયુ છે એ મેળવે ત્યારે થશે, નહીં તો કોઈ ઉપાય નથી એનો ઉપાય શો?

મુમુક્ષુ—સત્સગ અને સત્પુરુષનો યોગ વારવાર કરવો એટલે સત્પુરુષાર્થ કરવો

પ્રભુશ્રી—આ વાત એક નય અપેક્ષાએ હા કહેવી પડશે પણ જીવે અનતી વાર આ બધુ કર્યું, પણ કઇક બાકી રહ્યું છે એટલે તમારી વાત નીકળી ગઈ—બરાબર ખામી છે એ તો વાત પ્રત્યક્ષની સાંભળેલી, અનુભવમા આવેલી કહેવાય છે આ બેઠેલા છે તેમણે ઓરા આવવાની જરૂર છે મરણીઓ થવું પડશે એક મરણીઓ સોને ભારે. 'માથુ વાઢે તે માલ કાઢે.'

મુમુક્ષુ—"સમીપમુક્તિગામી જીવને સહજ વિચારમા તે સપ્રમાણ થવા યોગ્ય છે" એટલે સમીપ તો આવવું જ પડશે

પ્રભુશ્રી—વાત તો એ જ કરવી છે બીજે પગલું દેવાની જરૂર કયા છે? બીજે પગ

મૂકવાની જરૂર શી છે? બીજે દૃષ્ટિ મૂકવાની શી જરૂર છે? જે છે તે છે. જાણ્યો છે આત્મા તે જ ભેદ પડ્યો છે. આ બીજું બધું જોવાય તેમાં ભેદ પડ્યો. આ દૃષ્ટિ નહીં. દૃષ્ટિ ફેરવવી પડે તેની ખબર નથી. એટલું આવી જાય તો એનું બળ કેટલું વધી પડે? તો બાકી નહીં. અને આમ કર્યું તો નશો મળે—ફરી ગયું! બધું હતું તે ફરી ગયું! સમજણ પડે ત્યાં સમકિત કહેવાય; ફરી ન ગયું તો સમકિત શાનું? આમ બંધાતું હોય તો કર્યું ન કહેવાય. અને સમકિતીને ભેદ પડ્યો છે તે અન્ય ભાવમાં ન ભળે એવું પ્રગટ જોઈએ છીએ, એમ સમજાય છે, એ જ કર્તવ્ય છે. જ્ઞાની છે. લેવા જવા નથી. એ જ જણાવશે. આટલા બધા તમે બેઠા છો અને જગતમાં બીજા ઘણા બેઠા છે—કેવા કેવા પૈસાવાળા, હોશિયાર પણ કંઈ ને કંઈ મગન હોય છે! એને કંઈ લેશ ખબર છે? અને તમને આ વાત! કામ થશે. એક જરા દૃષ્ટિ નાખેલી છે તેથી તમને લાભ થાય. કંઈક વાત કરી, ભાગીઓ કર્યો એટલે રિદ્ધિ આવ્યા જ કરે. વસ્તુ તો એ જ છે; એ જ કરવું છે, એ જ રમવું છે; એ જ કરાવવું છે. "એ સુણ્યે અને એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે–" બીજું શું કહેવું? વાતે વડાં કરવાં નથી. નાનો મોટો કોઈ નથી. જવા દો. એ બધા મરવાના અહંકાર છે! એ બધું ઝેર છે. મરી જવાના!

> " ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમ ન જાણે હો મર્મ, જિનેસર;
> ધર્મ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે હો કર્મ, જિનેસર. "

આટલા જ અક્ષરમાં સમજો. પછી કર્મ ન બાંધે. વાત તમોને કરી કે ફલાણી વસ્તુ; ભાળો તો તરત જ ખબર પડે. સોનું તે સોનું જ છે. શુદ્ધ સ્વરૂપ! એ જ સમજવાનું છે, અને એ જ કર્તવ્ય છે. કરવું એ જ છે. બીજું હવે નથી માયાથી રાચવું નહીં, રાજી થવું નહીં અને માનવું ય નહીં. દહાડા જાય છે પણ એનાથી જે દી તે દી થશે. એ વગર કંઈ કરવું નથી.

***

## ઉપદેશસંગ્રહ—૨



તા ૨૬–૬–૧૯૨૨

ગમે તેવો પ્રતિબંધ હોય, મરણ સમાન વેદના હોય, ગમે તેવા માયાના ફંદમા ફસાઈ જવાનું બને પણ આત્મહિત કદી ન વિસરવું

આ ડોસા સદેશરથી રોજ આવી શકે છે, તો પાસે રહેનારે આ અમૂલ્ય લાભ આટલા જીવનમા જેટલો લઈ લેવાય તેટલો ફાકોમૂડી લઈ લેવો હાથ જોડીને કહું છું કે આ એકાન્તે નથી સ્યાદ્વાદ વાણીને કોણ સમજશે? સમજાય ન સમજાય તો પણ હિતકારી છે આ અમૂલ્ય અવસરે તમ સર્વેના કર્મના દળિયા સત્પુરુષની કૃપાથી ખખેગય છે

જીવે દોડ કરતા અટકવું અને પાછા વળીને જે જે પ્રારબ્ધે આવી બન્યું હોય તેથી કંટાળ્યા વિના સંજોગોમાથી સાર ગ્રહવો એક ગંધાતું કૂતરુ રાજમાર્ગ પાસે પડેલું તેની દુર્ગંધથી બધી સેના કંટાળી ગઈ પણ શ્રીકૃષ્ણે તો હાથીપરથી ઊતરી તપાસીને જોયું તેના દાત અને નખ કેવા સાબૂત છે! એમ કહી ગુણ ગ્રહ્યો આ તો લૌકિક વાત છે, પણ પરમાર્થે આ દેહ તેવો જ ગંધાતો છે તેમા નિત્ય કાયમ રહેનાર તત્ત્વ તો આત્મા છે તેના ગુણ ગ્રહવા યોગ્ય છે, તેને પિછાનવો સત્પુરુષનું શરણ સ્વીકારી અહંકાર તજતા જવો અને કાર્ય કર્યે જતા 'સહજાત્મસ્વરૂપ'નો જાપ જપ્યા કરવો એ રીતે આશ્રવનો સંવર થઈ જશે મહાત્મા પુરુષના બાહ્ય દેખાવ ચેષ્ટા તરફ લક્ષ ન આપતા તેમના આત્માની ચેષ્ટા તરફ લક્ષ આપવો જ્ઞાની અને અજ્ઞાનીના કાર્યોમા ભેદ વાસનાક્ષયનો છે અંતરની વાસનાનું મૂળિયું જ્ઞાનીએ ક્ષય કરેલું છે તે દૃષ્ટિ ભૂલી ન જવી વગી બધા-સત્પુરુષ સરખા ગણી ગુરુભાવના ગૌણ ન કરવી, પણ તેમા દૃઢતા જ કરવી એક જણના ઉપદેશથી આત્મહિત સધાયું છે, સધાય છે અને સધાશે એવી દૃઢ માન્યતા રાખવાથી આ ભવ સફળ થશે. આખા જગતના તરફ શિષ્યભાવ રાખવા જતા મૂળ જે નિમિત્તદ્વારા આત્મહિત ત્વરાથી થતું હોય તે અને જે જીવન સદ્ગુરુને અર્પણ થયું છે તે નિરર્થક ફાફા મારવામા વ્યર્થ ન જતું રહે તે ધ્યાન રાખવા યોગ્ય છે

***

તા ૨૩–૭–'૨૨

બહુ દોડ કરવામા ધર્મ નથી તેમજ બહુ ઢીલ કરવામા પણ નથી; માર્ગ મધ્યસ્થતાનો છે

***

તા. ૬-૯-'૨૨

આ અવસર ચૂકવા જેવો નથી. પરમ દુર્લભ માનવ દેહ અને આવી જોગવાઈ મળવી સહેલ નથી. મહા પુણ્યના જોગે જે લાભ પ્રાપ્ત થયો છે તે ન ચૂકવો. આટલો મનુષ્યભવ એ (ભક્તિ) ખાતે જ ગાળવો.

जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्वं जाणइ से एगं जाणइ ।

(આચા૦ ૪, ૧૨૩)

એ વાક્ય કેટલું બધું કિંમતી છે! તેમાં સર્વ શાસ્ત્રોનો સાર સમાયો છે, તે કહી શકાય તેમ નથી. તેનો અર્થ કર્યો એટલે આવડી ગયું એમ માને છે; પણ તે મિથ્યા છે. તે નહીં; અનુભવવું એ જ ખરું છે. સૌ સૌના ક્ષયોપશમ પ્રમાણે સમજે; પણ જેની ઇન્દ્રિયો વિષય-વ્યાપાર તજી એક જ આત્મા તરફ વળી છે તેને તેમાં પરમ અદ્‌ભુત રહસ્ય—ચમત્કારી વાતો જણાય છે.

*

"આપ સ્વભાવમેં રે! અબધુ સદા મગનમેં રહેના." [ભક્તિમાં ગાયેલું પદ]

'અબધુ' એ આત્મા. હીરા, માણેક, મોતી, પૈસા બોલાવે ત્યારે આ જીવ દોડી દોડીને જાય છે; પણ આત્મા આત્માને ઉદ્દેશીને જે બૂમ મારે છે તે ધ્યાનમાં લેતો નથી,

"નિર્દોષ સુખ, નિર્દોષ આનંદ લ્યો ગમે ત્યાંથી ભલે?<br>એ દિવ્યશક્તિમાન જેથી જંજીરેથી નીકળે."

આત્માનું લક્ષણ– જાણવું, દેખવું ને સ્થિર થવું તે—નિરંતર સ્મરણમાં, અનુભવમાં રાખવું. પછી ભલેને મરણ સમયની વેદના આવી પડી હોય, પણ 'જાણું દેખું તે હું;' બીજું તો જાય છે ચાહીને તેને હાથ જોડી અતિથિ પેઠે વિદાય થતું જ જોવાનું માત્ર છે. તેમાં આત્માને કંઈ વળગે તેમ નથી—નહીં લેવા કે દેવા! જે જે ઉદય દેખાય છે તે જવાને વાસ્તે—આવ્યું કે આલ્યું વજાતાળાં વાસીને કહેવું કે જે આવવું હોય તે આવોને—મરણ આવો, અશાતા આવો, સુખ આવો દુઃખ આવો, ચાહે તે આવો; પણ તે મારો ધર્મ નથી મારો ધર્મ તો જાણવું, દેખવું અને સ્થિર થવું એ જ છે. બીજું બધું પુદ્‌ગલ, પુદ્‌ગલ અને પુદ્‌ગલ. ચકરી ચઢે, બેભાન થઈ જવાય અને શ્વાસ ચઢે એ બધું દેહથી જુદા થઈને બેઠા બેઠા જોવાની મજા પડે છે.

[પ્રભુશ્રીને તે અરસામાં ચક્કર, મૂર્છા આવતાં]

જાગૃત, જાગૃત ને જાગૃત રહેવું. હાય! હાય! હવે મરી જવાશે; આ તે કેમ સહેવાય? એવું એવું મનમાં ન આવવું જોઈએ. વસ્તુ જાણ્યા પછી ભૂલી કેમ જવાય? દેહ તે હું નહીં, એ નિશ્ચય થઈ જવો જોઈએ. આગળ ઘણા એવા થઈ ગયા છે જેમને ઘાણીમાં ઘાલી પીલેલા, પણ તેમનું ચિત્ત વિભાવમાં નહીં ગયેલું. સંજોગ, સંજોગ અને સંજોગ! તે સિવાય આપણી આજુબાજુ શું છે? પહેરેલાં કપડાં, માણસો, સુખદુઃખ, વગેરે સંયોગવશાત્ પ્રાપ્ત થયાં અને તેનો નાશ થતો કે તે દૂર થતાં જણાય છે. કોણ કોની સાથે અંતે આવે છે? સર્વથી ઉદાસ-

પણે વ્યવહાર કરવો પણ આ તો અક્કડ ઊભા રહેવું છે! સંસાર ભોગવવો છે અને મોક્ષ મેળવવો છે, તે તો ત્રિકાળ નહીં બને માર્ગ એક જ છે જ્યારે ત્યારે તે જ માર્ગે મોક્ષ મળશે 'મારું મારું' કરતા તો મરી જવાનું છે 'જોતા ઝેર છે, માથે મરણ છે, પગ મૂકતા પાપ છે,' પણ દીનબંધુની મહેર–નજરથી સૌ સવળા વાના છે સદા 'ઊણો, ઊણો ને ઊણો' એવી ભાવના રાખવી અહંકાર તો મારી નાખે એવો છે

અમે 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' મંત્રના જાપની રાત ને દિવસ ધૂન લગાવેલી પણ વિકલ્પ ઊઠે કે 'હજી કેમ કંઈ જણાતું નથી? આત્મા હોય તો કંઈક દેખાયને?' પણ અરૂપી આત્મા દેખાય? પછી કૃપાળુદેવને વાત કરી કે મંત્રનો જાપ ખૂબ કર્યો પણ તમે કહો છો તેવું કેમ કંઈ જણાતું નથી "કંઈ નહીં, હજી જારી રાખો" એવો જવાબ મળ્યો આ જડ જેવા દેખાતા દેહમાં ચેતન જણાય છે પણ વિશ્વાસ અને દૃઢતાથી ગુરુઆજ્ઞાનું પાલન કરવું અને જોવા કરવાની ઇચ્છા પણ ન રાખવી યોગમાં તો માત્ર શ્વાસ સૂક્ષ્મ થાય છે જ્ઞાનીએ આત્મા જાણ્યો છે તે જ મારે માન્ય છે, એવી શ્રદ્ધા જ કામ કાઢી નાખે છે

મુમુક્ષુ—અહીં બેઠા છે તેમનું તો કલ્યાણ થશે ને?

પ્રભુશ્રી—ગોશાળા જેવાને, વિષમભાવ ધારીને આવેલાને જ્ઞાની પુરુષની પ્રતીતિ થતાં મોક્ષ મળ્યો તો (બધા તરફ આંગળી કરીને) આ બિચારા જીવોએ શો દોષ કર્યો છે? પણ આવું જાણવું એ આત્મહિત નથી, અહંકાર આવી જાય

સુખદુઃખ તો જ્ઞાની, અજ્ઞાની બન્નેને કર્મવશાત્ ભોગવવા પડે, પણ દૃષ્ટિ જ બદલવાની જરૂર છે સર્વ સવળું કરી લેવું 'આપ સ્વભાવમાં રે! અબધુ સદા મગનમેં રહેના' શાંતિપૂર્વક નિશ્ચિતપણે 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ'ના જાપમાં કાળ વ્યતીત કરવો તેથી નિર્જરા થાય.

***

તા ૭–૯–૧૯૨૨, પર્યુષણ પર્વ

ત્યાગ, ત્યાગ અને ત્યાગ 'શ્રદ્ધા, સત્શ્રદ્ધા, શાશ્વતશ્રદ્ધા 'सद्धा परम दुल्लहा' એ મહાવીર સ્વામીનું પરમ વિચારણીય વાક્ય છે આવતા પર્યુષણ સુધી વિચારવું

***

તા ૨૧–૯–'૨૨

"દુર્જનનો ભંભેર્યો મારો નાથ જો
ઓળવશે નહીં કયારે કીધી ચાકરી રે લોલ." [સ્તવનમાં ગવાયું]

પ્રભુશ્રી—એનો શો પરમાર્થ હશે?

૧ મુમુક્ષુ—'રીઝ્યો સાહેબ સંગ ન પરિહરે રે!' એક વાર કૃપા થઈ હોય તો પછી કોઈ દોષ થઇ જાય પણ કરેલી ચાકરી ભૂલી જાય નહીં.

પ્રભુશ્રી—બરાબર છે ભાઈનું કહેવું. તમે કહેશો?

૨. મુમુક્ષુ—સત્પુરુષ કરેલી સેવા વિસરતા નથી અને કોઈનું કહ્યું સાંભળતા નથી.

પ્રભુશ્રી—'દુર્જનનો ભંભેર્યો' એ તમારા વિચારમાં શું આવે છે?

૩. મુમુક્ષુ—કામ, ક્રોધ, માન, વગેરે દુર્જન, તેથી આત્મા ઘેરાયો છે; પણ સત્પુરુષની ચાકરી કરી હોય તો રખડવાનું રહે નહીં.

પ્રભુશ્રી—બધાનું કહેવું કાંઈ ખોટું નથી.—સર્વ નય સાચા છે. આપણે તો સવળું લેવું છે, પછી શું?

આ કાયા એ જ દુર્જન છે. કેટલાય ભવ થઈ ગયા પણ આત્માનું ઓળખાણ થયું નહીં. દેહના ધર્મ તો જ્ઞાની અને અજ્ઞાની બન્નેને હોય છે; પણ અંતરની ચર્યાથી જ જ્ઞાની ઓળખાય છે, બાકી બહારથી કશો ફેર ન હોય. શરીર સારું હોય ત્યારે તો કંઇ નહીં; પણ મરણ વખતની વ્યાધિ અને પીડા વખતે જ્ઞાની અને અજ્ઞાનીની પરીક્ષા થાય છે. જીવ ઘણાં વલખાં મારે છે; આવો રૂડો પાંચ ઇન્દ્રિયોવાળો દેહ છોડી તેને જવું પાલવતું નથી. 'મારું મારું' કરી જેમાં જેમાં રાચી રહ્યા હોય છે તે બધું તે વખતે આડે આવે છે; અને જ્ઞાનીને તો કંઈ તેમાં સાર જણાયો જ નથી હોતો, તેથી તેને તજતાં શી વાર? કૃપાળુદેવને સૂકો રોગ હતો. તે તો બધા સમજો છો. કેટલાકને મરણ વખતે ઝાડો થઈ જાય છે; કેટલાકની આંખો ફાટી જાય છે; કેટલાકનો શ્વાસ રૂંધાય છે; કોઈને સંનિપાત થાય છે; પણ તે બધી બાહ્ય ચેષ્ટાઓ છે. શ્વાસ ચાલે ત્યારે કેમ થાય છે તે અમને અનુભવ છે. તે વખતે તો બીજું કંઇ સૂઝે જ નહીં. પણ જ્ઞાનીને ત્યાં સમતા હોય છે. કૃપાળુદેવે તેમના ભાઈને કહ્યું, 'મનસુખ, માતપિતાની સેવા કરજે. હવે હું સમાધિ લઉં છું' કહી પાસું ફેરવ્યું. આવા મરણના પ્રસંગે, પહેલેથી સમતા સાચવી હોય તે જ તે વખતે સ્થિર રહી શકે. જરા પણ માયા રાખી હોય તો તેની અસર કેવી થાય?

એક મહારાજ કથા કરતા તે સાંભળી બધા દિંગ થઈ જતા. સત્ય સંબંધી બોલવાનું આવે તો અસત્યની ધૂળ કાઢી નાખે. બ્રહ્મચર્ય સંબંધી બોલે તો બેધડક ગર્જી ઊઠે. અહિંસામાં પણ એવી સૂક્ષ્મતા અને દયાભાવ દર્શાવી શકે કે બધા વ્યાખ્યાન થઈ રહ્યા પછી કહે, "ધન્ય! મહારાજ, આજે તો ખૂબ કરી!" પણ પરિગ્રહ સંબંધી બોલતાં મોળા પડી જતા. તે ઉપરથી એક શિષ્યે વિચાર્યું કે 'આમ કેમ થાય છે. લાવને તેમની ગાદી કે ગંડળિયો (ઝોયણી) જોઉં.' તેથી જ્યારે તે ઝાડે ફરવા બહાર ગયા ત્યારે તેમનો ગંડળિયો ખીંટીથી ઉતારી અંદર તપાસી જોયું પણ કંઈ જડયું નહીં. પછી ઓશીકાં તપાસ્યાં તો એક સોનામહોર ચીંથરે બાંધીને સંતાડેલી દીઠી તેથી તેને ખાતરી થઈ કે આ વસ્તુ જ તેમને પરિગ્રહ સંબંધી બોલવા નથી દેતી. તેથી તે કાઢી લઈને ઓશીકું બાંધી દીધું અને જતો રહ્યો. પછી મહારાજ આવીને બેઠા તો ઓશીકું કોઇએ બાંધ્યું હોય તેવું જણાયું, તેથી છોડી જોયું તો મહોર ન દીઠી. પણ જ્ઞાની એટલે સમજી ગયા કે ઠીક થયું, બલા ગઈ!—ત્યાં ને ત્યાં જીવ રહેતો હતો; તે હવે લપ મટી. બીજે દિવસે પરિગ્રહ ઉપર બોલતાં જરા પણ આંચકો આવ્યો નહીં અને બધાંને ઘણો આનંદ થયો. પછી બધા જતા રહ્યા, પણ પેલો મહોરવાળો શિષ્ય બેસી રહ્યો.

તેણે કહ્યું, "મહારાજ, આજ તો પરિગ્રહ ઉપર હદ કરી!" એટલે મહારાજ સમજી ગયા, અને હસીને કહ્યું "ત્યાગ જ કામ લાગે છે! બહુ સારું કર્યું"

***

તા. ૨૨-૯-'૨૨

" ગુરુ દીવો, ગુરુ દેવતા, (ગુરુ) રવિશશી કિરણ હજાર,
જે ગુરુવાણી વેગળા, રડવડિયા સંસાર "

જ્ઞાનદીપક થતાં અંધકાર ક્યાં ઊભો રહે? જેના વડે જોઈ શકાય તે દેવતા—સ્વર્ગીય કહો તોપણ દેવ છે, અને જેમાં તદ્રૂપ કરવાનો ગુણ છે તે દેવતા, અગ્નિ ગણીએ તોપણ બરાબર છે લીલાસૂકાં ગમે તેવાં લાકડાં, લોહું, વગેરેને પોતાના જેવાં અગ્નિ કરી દે છે, તેમ ગુરુ પણ આત્મામય બનાવે છે, મોક્ષ અપાવે છે સમકિત પ્રગટ્યા પછી મોક્ષે ન જવું હોય તોપણ તે લઈ જ જાય છે રવિનાં અનંત કિરણોથી અંધકારનો નાશ થાય છે, તેમ સદ્ગુરુની અનંત શક્તિથી સર્વ દોષ દૂર થાય છે જેના પ્રકાશ વડે આંખો દેખી શકે છે તેવા સૂર્ય સમાન પ્રભાવશાળી સદ્ગુરુ છે, વળી સંસારતાપમાં શીતળતા આપનાર શશીસમાન પણ સદ્ગુરુ છે વાત ઘણી ઝીણી છે—કેમ સમજાય છે ને?—પણ આત્માને હિતકારી છે

***

તા ૨૨-૯-'૨૨

એક વખત ખંભાત અંબાલાલભાઈની ખડકીને મેડે કૃપાળુદેવને મેં કહ્યું, "મેં બે સ્ત્રીઓ, બે છોકરા, સાહ્યબી, વગેરે તજ્યું તો હું ત્યાગી નહીં? હવે, મારે શું ત્યાગવાનું રહ્યું છે?" પછી કૃપાળુદેવે તો મને લેવા માંડ્યો, "મુનિ, બે છોકરા છોડી કેટલા બધા શ્રાવકો અને સંઘાડામાં જીવ પરોવ્યો છે! પોતાની સ્ત્રી છોડી બીજી કેટલી બધી બાઈઓ પર નજર નાખો છો? એમાં તમે શું ત્યાગ્યું? એક ગયું ને બીજું આવ્યું!" ત્યાં તો મને થયું "હાય! હાય! આવું? ખરે! હું મુનિ નહીં મારી પાછળ તો બહુ લપ વળગી છે" ત્યારે કૃપાળુદેવે કહ્યું, "હવે તમે મુનિ મનમાંથી મેં છોડ્યું છે, મેં ત્યાગ્યું છે એવો અહંકાર નીકળી ગયો ત્યાં તમે મુનિ"

***

તા ૩૧-૫-'૨૩

માનવદેહ દુર્લભ છે, તેમાં સત્પુરુષનો યોગ બહુ દુર્લભ છે અને તે પ્રાપ્ત થયે પણ આયુષ્યની જોગવાઈ મળવી એ પણ દુર્લભ છે શ્રી દેવકરણજી અને શ્રી જૂઠાભાઈ, એમને સત્પુરુષનો યોગ મળ્યો પણ આયુષ્યની ખોટ આવી.

એક શેઠને ઘણી દુકાનો હોય તેમાં કોઈમાં ખોટ હોય તો કોઈમાં નફો, એવા દૃષ્ટાંતવાળા એક પુસ્તકમાં ધર્મના જુદા જુદા ચાર ભાગ પાડ્યા છે, પછી તેના દશ ભાગ પાડ્યા

છે. તે અમે પહેલાં વાંચેલું અને દરેકમાં ક્યાં ક્યાં ખોટ આવે છે તે વિચારેલું. બધી દુકાનોની ખોટ ભાગે તેવી એક દુકાન પરમ કૃપાળુની કૃપા થવાથી સમજાઈ.

(મુનિ મોહનલાલજીને) વચનામૃતમાં છે કે જો તું સ્વતંત્ર હોય તો નીચે પ્રમાણે દિવસના ભાગ પાડજે—ભક્તિકર્તવ્ય, ધર્મકર્તવ્ય, વગેરે. તેમાં ધર્મ અને ભક્તિ આવે છે તેનો ભેદ શું?

મુનિ મોહનલાલજી—જે મંત્ર મળ્યો છે તે તથા સત્પુરુષની મુખાકૃતિ વગેરે ચિંતવવું, ક્ષમાપના, વીસ દોહરા, વગેરે જે સત્પુરુષે કહ્યું હોય તે બોલવું એ ભક્તિ; અને સ્વરૂપનું ચિંતવન તે ધર્મ.

પ્રભુશ્રી—અમે કૃપાળુદેવની હયાતિમાં આમ દિવસો ગાળતા હતા. દિવસે જુદા જુદા ગ્રંથો વાંચ્યા હોય તેની રાત્રે ચર્ચા કરતા. પણ દિવસે ઊંઘવાની મનાઈ હતી એટલે રાત્રે સૂવાનો વખત થયાની રાહ જોતા. બે પ્રહર નિદ્રાના 'પુષ્પમાળા'માં છે, પણ એક પ્રહર જ મળતો અને ચાર વાગે ઊઠતા. પ્રતિક્રમણ, વગેરે આવશ્યક કરી સવારે કેટલાક ગોચરી માટે જતા અને અમે વાંચતા. આખો પહોર ન બને તો ગમે તેમ કરી ઘડી બે ઘડી નિયમિત રીતે તેમાં કાળ ગાળવો, ધર્મનું સ્વરૂપ તો અનુભવ થશે ત્યારે સમજાશે. વિષય, કષાય, પ્રમાદ અને સ્વચ્છંદ ટાળવા અને એ ટળશે. 'ધર્મ કહે આત્મસ્વભાવકુ એ સત્ મતકી ટેક.'

***

"ભગવત્ મુક્તિ આપવામાં કૃપણ નથી, પણ ભક્તિ આપવામાં કૃપણ છે એમ લાગે છે."
(પત્રાંક ૨૮૩)

આનું શું સમજવું?

[પછી ચર્ચા થઈ]

'હમણાં રહેજે રહેજે' કહ્યું હતું; પણ કહેવું હતું તે ચાલ્યું ગયું. (પછી થોડી વારે કહ્યું) મુક્તિ એટલે છૂટવું; તું કર્મ બાંધ અને હું છોડું એમ ચાલ્યા કરે છે. પણ પાત્રતા વિના ભક્તિ (આત્મા) આપવામાં કૃપણ છે.

***

એક બાળકૃષ્ણ નામના જૈન મુનિ હતા. એક વખત સૌરાષ્ટ્રમાંના એક રાજાને તેમણે વરસાદ આવશે એવું જણાવેલું. રાજા ઉપાશ્રયમાંથી ઘેર પહોંચ્યા કે તરત વરસાદ થયેલો. એટલે તેમના ઉપર તે રાજાની આસ્થા થયેલી અને તેના રાજ્યમાં શિકાર કરવાની મનાઈ કરેલી.

તે મહારાજને દીક્ષા લેતાં પહેલાં અમે મળેલા. વટામણમાં તે કોઈ કોઈ વખત આવતા. દેવકરણજી અને અમે સાથે હતા. દેવકરણજીને એવા મહારાજને નમવાનું ઠીક નહીં લાગેલું; પણ અમે સરળભાવે નમસ્કાર કર્યા હતા અને તેમણે આશીર્વાદ આપ્યો હતો કે તને જ્ઞાન થશે.

***

વટામણમા એક વખત બધા આગેવાન વાણિયા અને ભાવસાર બેઠા હતા એટલામા કોઈ મોટા સાહેબ માટે બે બોકડા સિપાઇ લઈ જતા હતા તે તેમની પાસેથી પડાવી લઈ પાંજરાપોળમા મોકલાવી દીધા સિપાઇને કઈ લાલચ બતાવી, પણ પૈસા ઓછા પડયાથી તે મનાયા નહી અને દશપદર જણને પકડીને સાહેબના તંબુ આગળ લઈ ગયા પછી સિપાઈ ધમકાવવા લાગ્યા એટલે અમે એક યુક્તિ કરી, બધાએ બૂમરાણ કરી મૂકયુ સાહેબે બહાર આવી તપાસ કરી કે શુ છે અને આમને શા માટે આણ્યા છે એમ પૂછયુ એટલે બધાએ કહ્યુ કે બોકડા કઈ જતા રહ્યા હશે તે માટે અમને પકડી આણ્યા છે તે સાભળી સાહેબે છોડી મૂકો કહીને કાઢી મૂકયા

***

તા ૩૧-૫-'૨૩

"અભિનિવેશના ઉદયમા ઉત્સૂત્રપ્રરૂપણા ન થાય તેને હું મહાભાગ્ય, જ્ઞાનીઓના કહેવાથી, કહું છું"
(વચનામૃત)

મુમુક્ષુ—અભિનિવેશ એટલે આગ્રહ એક શાસ્ત્રીય અભિનિવેશ અને બીજો લૌકિક અભિનિવેશ પ્રત્યક્ષ જ્ઞાની છતા શાસ્ત્ર ઉપર બહુમાન રાખવું તે શાસ્ત્રીય અભિનિવેશ અને લૌકિક તો પોતાની સમજને ખરી કરવા મથવું તે

પ્રભુશ્રી—પોતાની પકડ (કલ્પના) ખરી સાબિત કરતા મૂળ માર્ગ દુભાય, તેમ ન બને તો મોટું ભાગ્ય ગણાય કોઈ સાધુથી અમુક આચાર ન પળાતો હોય તો તે એમ કહે કે શાસ્ત્રમા આમ છે પણ મારાથી તે બનતું નથી, તો તે ભાગ્યશાળી કહેવાય મરીચિના ભવમાં મહાવીર સ્વામીએ 'ધર્મ ઋષભદેવ પાસે છે અને અહીં પણ છે' એવું એક મિશ્ર વચન, તેમની પાસે દીક્ષા લેવા માટે આગ્રહ કરનારને, કહ્યું તેથી ઘણું લાંબુ કર્મ બાંધી તેમને જન્મોજન્મ પરિભ્રમણ કરવું પડયુ હતું

મુમુક્ષુ—પોતાની ઈચ્છા ન હોય છતા પ્રભુ, એવા ઉદયને લઈને બોલી જવાય તો શુ ?

[તેના સમાધાનમાં પત્રાંક ૪૦૩ વાંચો]

પ્રભુશ્રી—મુમુક્ષુઓએ તો સત્પુરુષના ગુણગ્રામ કરવા; પણ ધર્મ તો સત્પુરુષ પાસેથી જ સાભળવો કઈ ડહાપણ કરવા ગયો તો ઝેર ખાધા જેવું છે

સત્પુરુષના બોધની અસર જણાય નહીં; પણ કામ કર્યે જાય છે, અને પરિણમતો જાય છે ધર્મરાજા અને બીજા પાડવો હિમાલય ગયા હતા. ત્યા કર્મ પ્રમાણે સૌ બરફમા ખૂતી ગયા – કોઈ ઢીંચણ સુધી, તો કોઈ કેડ સુધી અને કોઈ ગળા સુધી, ધર્મરાજાની માત્ર છેલ્લી આગળી પેસી રહી—ત્યારે તેમને પોતાના દોષ જણાયા, પછી આગળ ગયા. તેમ કોઈને કોઈ બહાને જીવ ખળી રહ્યા છે આવો અપૂર્વ જોગ મળવો દુર્લભ છે

***

તા. ૩૧-૫-'૨૩

અગાસી ઉપર એક વિચાર સ્ફૂર્યો હતો તે જાણવા જેવો છેઃ—

સંતથી, સત્સંગથી, પ્રત્યક્ષ પુરુષની વાણીથી અને પ્રત્યક્ષ પુરુષથી શ્રદ્ધા જેને થઈ છે, તેની આજ્ઞાએ વર્તનાર તે જ્ઞાતપુત્ર (જ્ઞાનીનો પુત્ર) છે. તે બધાં સમકિત પામવાનાં સાધન છે.

આથી આત્મધર્મ પોષાય છે. કોઈને તેમાં શંકા જેવું હોય તો કહો.

મુમુક્ષુ—પ્રત્યક્ષ પુરુષ અને તેમની વાણી તો સમજાય છે, પણ સંત અને સત્સંગ, એમાં સંત એટલે આત્મા ન પામ્યા હોય તે કે કેમ ?

પ્રભુશ્રી—સદ્ગુરુ, સંત અને પરમાત્મામાં ભિન્નભાવ નથી; સર્વ આત્મા છે.

***

તા. ૩૧-૫-'૨૩

મુનિ મોહનલાલજી—(મુમુક્ષુને) તમે સમાધિ અને બોધિ સંબંધી વિચાર કર્યો હતો ?

મુમુક્ષુ—પ્રભુશ્રીના ચરણકમળના યોગથી બધું પતી જશે. એમની કૃપાથી સર્વ વાનાં સવળાં છે.

પ્રભુશ્રી—(એક વાક્ય બોલ્યા, પછી મોહનલાલજીને) યાદ રહ્યું ? ટાંકી લેવા જેવાં વચન છે !

[ મોહનલાલજીને યાદ ન રહેવાથી 'ના' કહી, ઇંતેજારી બતાવી ]

પ્રભુશ્રી—પણ એ તો જતું રહ્યું !

[ ફરી ગોઠવીને લખાવવા લાગ્યા ]

પોતાને પોતાનો બોધ થવાથી પોતાને પોતામાં શમાઇ જવું—ભાવથી અને વિચારથી, બીજા વિકલ્પો મૂકીને. આ વિચાર સમાધિને આપે છે.

અપ્રતિબંધ (પ્રતિબંધ રહિત), અસંગ (સર્વ સંગથી રહિત) શાંતિનો માર્ગ આ છે.

પુરુષાર્થ કર્તવ્ય ભક્તિ છે-સ્વચ્છંદ, પ્રમાદ મૂકીને. જાગૃત થા, જાગૃત થા.

સત્સંગ-સત્પુરુષના બોધે વિચાર કર્તવ્ય છે, રત્નચિંતામણિ જેવો આ મનુષ્યભવ મળ્યે આ જીવને જે લક્ષમાં લેવા જેવું છે તે જીવે જાણ્યું નથી. અનાદિની ભૂલ થતી આવી છે તે શું ? અને શાથી ટળે ? તેનો જ્ઞાનીપુરુષોએ વિચારી વિચારી નિશ્ચય કર્યો છે તે અવધારવું કર્તવ્ય છે જી.

***

ધન્યભાગ્ય, અહીં જે છે તે બધાનાં; આવો વખત મળવો દુર્લભ છે ! જન્મ, જરા અને મરણના ત્રિવિધ તાપથી સંસાર બધો બળી રહ્યો છે તેમાં આવી જોગવાઇ—સત્સંગની—મળવી દુર્લભ છે. કોને ધર્મની ગરજ છે ? અહીં આ બધાને કોણે બોલાવ્યા હતા ? કોઈક ભાગ્ય-

શાળીને જ જિજ્ઞાસા જાગે છે કોને કહીએ અને કોણ સાભળે ? નહી તો પ્રભુ, ( ગળુ બનાવીને ) આટલા સુધી ભર્યું છે ! હવે વખત થયો છે, પધારો

સર્વ ધર્મના અગ જૈનમા આવી જાય છે કોઇ માર્ગની નિન્દા નથી કરવી જે રાહથી સસારમળ દૂર થાય તેવી ભક્તિ કરવી ક્ષમાપનાનો પાઠ, વીસ દોહરા અને 'મૂળ મારગ' રોજ ભણવા અને બને તો અપૂર્વ અવસર

***

તા ૧–૯–૧૯૨૩

વાચના—" આ તો અખડ સિદ્ધાન્ત માનજો કે સયોગ વિયોગ, સુખ દુ ખ, ખેદ આનદ, અણરાગ અનુરાગ, ઈત્યાદિ યોગ કોઈ વ્યવસ્થિત કારણને લઈને રહ્યા છે " ('વચનામૃત')

પ્રભુશ્રી—' વ્યવસ્થિત કારણ ' એટલે શુ ?

મુનિ મો૦—નિર્માણ થયું છે

પ્રભુશ્રી—અશુદ્ધ ચેતના—વિભાવ—મોહનીય કર્મ, તેને લીધે સયોગ વિયોગ, વગેરેની ભાવના થયેલી તે અનુક્રમે દેખાવ દે છે

*

મુમુક્ષુ—સત્પુરુષ ઉપર સાચી શ્રદ્ધા આવી છે એમ ક્યારે સમજાય ?

પ્રભુશ્રી—આ આત્માને હિતકારી પ્રશ્ન છે તેનો ઉત્તર એમ આપો કે આમ હોય ત્યારે સાચી શ્રદ્ધા આવી ગણાય

( મુનિ મોહનલાલજીને ) વિચારમા આવે તે કહો

મુનિ મો૦—બધાને કહેવા દો પછી હુ તો મારે કહેવાનુ છે તે કહીશ.

૧ મુમુક્ષુ—કઠિનમા કઠિન આજ્ઞા પણ વિના સકોચે આરાધવા તૈયાર થાય ત્યારે

૨ મુમુક્ષુ—સસાર કરતા સત્પુરુષ પર વધારે પ્રેમ આવતો હોય ત્યારે

૩ મુમુક્ષુ—કુગુરુ ઉપરથી આસ્થા ઊઠે અને સત્પુરુષ ઉપર પ્રેમ આવે ત્યારે

૪ મુમુક્ષુ—સ્વાદથી સસાર ભજાતો તેને બદલે સસાર ભજવાનો ભાવ મોળો પડે ત્યારે

૫ મુમુક્ષુ—અનાદિ કાળથી રાગદ્વેષથી જીવ રઝળે છે, તે મટે ત્યારે

મુનિ મો૦—એક તો સત્પુરુષની આજ્ઞાનો આરાધક બને અને પોતાના દોષ ટળે—પદાર્થનું અજ્ઞાન, પરમ દીનતાની ઓછાઇ અને સસારના અલ્પ પણ સુખની ઈચ્છા એ દોષો ટળે—ત્યારે

પ્રભુશ્રી—સત્પુરુષ છે એમ શાથી જણાય ? નહીં તો વાસદ આગળ કેટલાક માણસ કૂવામા પડયા હતા તેમ આજ્ઞા આરાધવાનુ ફળ મળે

મુનિ મો૦—સોનાની પરીક્ષા જેમ કસોટી, છેદન અને તાપથી થાય છે તેમ સત્પુરુષનો પ્રભાવ પોતાને ખબર પડે

પ્રભુશ્રી—આપ્તપુરુષનો બોધ અને સત્પુરુષની દૃષ્ટિએ અંતરાત્મા થવાથી સાચી શ્રદ્ધા આવી જણાય. અંતરાત્મા ક્યારે થવાય? તેનું માન્યે માન્ય (સત્પુરુષના માન્યા પ્રમાણે માનવાથી)—સત્પુરુષની દૃષ્ટિએ રહેવાથી. એમ શાથી રહેવાય? તો સત્પુરુષના બોધથી. માત્ર બોધની ક્યાશ છે. નહીં તો બોધથી અંતરાત્મા થવાય.

સંસારનો ભાવ સત્પુરુષમાં હોઈ શકે જ નહીં. સામાન્ય મુમુક્ષુ સાંસારિક કાર્યને ઠેલી શકે છે તો સત્પુરુષથી તો સંસાર દૂર જ રહે. વજ્રભીંત જેવો તેને ભેદ પડી ગયો હોય છે—તેને ખોટું તે ખોટું નિરંતર ભાસે છે. તો પછી જાણીને તેમાં તે લબદાય?

> "એહ દૃષ્ટિમાં નિર્મળ બોધે, ધ્યાન સદા હોય સાચું;
> દૂષણરહિત નિરંતર જ્યોતિ, રત્ન તે દીપે જાચું."

*

આશાતના અને અશુચિથી સાવચેત રહેવું. જ્યાં સમાધિ-મરણની તૈયારી કરવા આવતા હોઈએ ત્યાં કોઈને વિક્ષેપ થાય તેમ વર્તવું નહીં. કોઇના મનમાં આપણા નિમિત્તથી ખેદ થાય તો તે હિંસા છે. નાનાં છોકરાં, ભક્તિમાં લઇને આવવાથી તે મળ મૂત્ર કરે કે અવાજ કરીને બોધમાં અંતરાય પાડે તો મહા દોષ લાગે છે. પ્રભુ, છૂટવા આવતાં બંધન થાય છે; તેના કરતાં દૂર બેસી નામ જપવાનું કે ભક્તિભાવના કરવાનું રાખે તો તેનું ઓછું ફળ નથી. પરમ કૃપાળુદેવે અમને કેટલો વિરહ સહન કરાવ્યો હતો, તે તો અમારું મન જાણે છે. માત્ર પાસે બેસીને ભક્તિભજન જ કરવાની ભાવના હતી. 'આપણે તો હવે શુદ્ધિ પાળીએ કે ન પાળીએ તો યે ચાલે' એવું ન ચાલે. શુદ્ધિ અશુદ્ધિ બધું સરખું હોય તો વિષ્ટા અને ખાવાનું પાસે રાખી જુઓ જોઈએ!

*

સંસાર સ્વપ્ન જેવો છે. જનક રાજાને 'આ ખરું કે આ ખરું?' એમ થયું હતું, તેનો નિવેડો અષ્ટાવક્ર વિના મળ્યો નહોતો. બધું ભવાઈના વેશની પેઠે કે મૃગજળ પેઠે ખોટું છે. તેમાં નકામા બધા દોડ કરી રહ્યા છે.

*

'વચનામૃત'નું વાંચનઃ—

આ તો અખંડ સિદ્ધાન્ત માનજો કે સંયોગ-વિયોગ, સુખ-દુઃખ, ખેદ-આનંદ, અણરાગ-અનુરાગ, ઈત્યાદિ યોગ કોઇ વ્યવસ્થિત કારણને લઇને રહ્યાં છે.

૧. મુમુક્ષુ—કેટલાક કહે છે કે સ્ત્રી તે સ્ત્રી અવતરે અને પુરુષ તે પુરુષ અવતરે; જેમ કે બાજરી વાવે તો બાજરી ઊગે અને ઘઉં વાવે તો ઘઉં.

પ્રભુશ્રી—આત્માને તો બધા ય પર્યાયો સરખા છે. જેવી ભાવના થાય તેવા જન્મ મળે. ખેતર છે, તેમાં બાજરી વાવીએ તો બાજરી ઊગે અને ઘઉં વાવીએ તો ઘઉં ઊગે. તેમ જીવ

તે ખેતર છે આત્મા જેવા કર્મ બાંધે તેવું ફળ મળે પુરુષવેદ બાંધે તો પુરુષ થાય, સ્ત્રીવેદ બાંધે તો સ્ત્રી થાય

*

કોઈને સુખી કરવાથી આપણા આત્માનું જ હિત થાય છે ટૂંકામાં, જેની તૃષ્ણા ઓછી, રાગદ્વેષ ઓછા તેને તેટલા ઓછા ભવ કરવા પડશે અને તૃષ્ણાનો નાશ થતા મોક્ષ મળશે.

***

તા. ૧૫-૬-૧૯૨૩

જેણે આત્મા પ્રાપ્ત કર્યો છે તે સદ્ગુરુ, શુદ્ધ આત્મા બન્યા છે તે સદ્દેવ અને જ્ઞાન જેથી પરિણમે તેવા બધા સાધન—ભક્તિ, આજ્ઞાનું આરાધન, વગેરે તે ધર્મ

૧ મુમુક્ષુ—કૃપાળુદેવ એટલે શું ? અને તે મળ્યા છે એટલે શું ? અને તેમને કેવી રીતે ઓળખ્યા ? દરેક શું સમજીને અહીં આવે છે અથવા વળગી રહ્યા છે અનાદિ કાળથી ખોટાને વળગી રહેવાથી પરિભ્રમણ ચાલુ છે, પણ હવે જેને વળગ્યા છીએ તે સાચા છે એ કેમ જાણ્યું ?

૨ મુમુક્ષુ—(પૂછવાથી) મને આવડતું નથી સત્પુરુષની પરીક્ષા મને શી ?

પ્રભુશ્રી—જે મતિમા આવે તે કહેવું જોઈએ

૨ મુમુક્ષુ—હું પહેલા ભક્તિ કરતો, પણ કંઈ ચિત્ત ઠરતું નહીં એવામા શ્રીમદ્ રાજચંદ્ર સબંધી સાભળ્યું અને તત્ત્વજ્ઞાન વાચવા મળ્યું એ પછી આપને એમનો સમાગમ છે એમ સાભળ્યું અને કાવિઠા તથા સીમરડા આપનો સમાગમ થયો ત્યારથી આ વચનો કંઈ અપૂર્વ છે એમ સમજાયું

૩ મુમુક્ષુ—સત્પુરુષની મુખમુદ્રા, નયન અને વચનની દર્શન કરતા જ છાપ પડે છે

૪ મુમુક્ષુ—સત્પુરુષના વચન આત્મામાંથી નીકળતા હોવાથી ચોટી જાય એવાં હોય છે

" નિર્દોષ નરનું કથન માનો, તેહ જેણે અનુભવ્યું. "

૫ મુમુક્ષુ—જ્ઞાની પાસેથી જ્ઞાનની તું ઇચ્છા રાખે છે, પણ ભક્તિ નથી તો જ્ઞાન કેવી રીતે પરિણમશે ? એવુ વચનામૃતમા છે તો જ્ઞાન કરતા ભક્તિમા જ રહેવુ

પ્રભુશ્રી—તે સાચુ છે, જ્ઞાનીની ખાત્રી થયા પછી ભક્તિ કર્તવ્ય છે, પણ જ્ઞાની ઓળખાય શાથી એ પ્રશ્ન છે

૬ મુમુક્ષુ—તુળસીદાસે જ્ઞાનીના લક્ષણ કહ્યા છે—

" તનકર મનકર વચનકર, દેત ન કાહૂ દુખ,
કર્મ રોગ પાતિક જરે, દેખત વાકા મુખ "

વળી જ્ઞાની સ્વપરહિતના સાધક હોય—તેમજ કૃપાળુદેવે પણ 'આત્મજ્ઞાન સમદર્શિતા' વાળી ગાથામા સદ્ગુરુનાં લક્ષણ કહ્યા છે તે પ્રમાણે લેવાથી જણાય.

૭. મુમુક્ષુ—લોહચુંબકની પેઠે આકર્ષણ થાય છે, સંદેસર જવું હોય અને અહીં આવી જવાય. એક વખત બળદ ખોવાઈ ગયેલો તે ખોળવા જતાં નડિયાદ આપની પાસે અવાયું. ખેતરમાં જવું હોય અને અહીં આવતું રહેવાય છે. એ ઉપરથી અમે તો જાણીએ કે આ સાચું છે.

૮. મુમુક્ષુ—સંસારભાવ મોળો પડે તે ઉપરથી જણાય.

મુનિ મોહનલાલજી—દેવકરણજીના બોધથી હું સંસાર છોડી સાધુ થયો. આપના ઉપર પણ પૂજ્યભાવ ખરો. પણ પછી કૃપાળુદેવ સાથે આપનો સંબંધ થયા પછી આપ અને આપના શિષ્ય દેવકરણજી બન્ને ઉપરથી ભાવ ઊઠી ગયો અને આપનાં વગોણાં કરતો. પછી એક ભાવનગરના સાધુ પાસે આચારાંગ સૂત્ર ભણવા રહ્યો. તેમણે કહ્યું કે આપણને સમજવું આટલું મુશ્કેલ પડે છે પણ શ્રીમદ્ રાજચંદ્ર કરીને એક પુરુષ છે તે તો જાણે મહાવીરનું હૃદય જાણ્યું હોય તેમ તેનો અર્થ કરે છે. એટલે મેં કહ્યું કે એમ? તો કહે, 'એમ!' એટલે પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે દેવકરણજી અને મોટા મહારાજને અવગણ્યા તે ખોટું થયું. એટલે તે સાધુએ કહ્યું કે એમની જો આશાતના કરી તો માર્યા ગયા જાણજો. તેથી એકદમ આપને મળવાની ઈચ્છા જાગી. એક પરમ સ્નેહી સાધુ હતો. તેને મેં આગળ મોકલ્યો કે આપની ચર્ચા જુએ અને તેને જે લાગે તે કહે. પછી હું એકાદ માસ બાદ ખંભાત તરફ ગયો. ત્યાં તો રસ્તામાં પેલો સાધુ એક માસ આપનો સમાગમ કરી મને મળ્યો. તેને પૂછ્યું પણ કંઈ કહે નહીં, પછી વધારે પૂછ્યું એટલે કહ્યું કે ચોથા આરાના બન્ને પુરુષ છે. એટલે વળી જિજ્ઞાસા વધી. બીજા બધા ખેડા ગામમાં ગયા. હું તો આપને મળવા એક બંગલામાં રોજ આપ જાવ છો એમ મને ખબર મળી કે ત્યાં ગયો. નદીકિનારે વિશ્વાસીનો ચાર માળનો બંગલો હતો. તેના ઉપલા માળે આપ કંઈ બોલતા હતા. મેં દાદરામાં રહી આપ શું કરો છો તે જોયું. ઘડીક પ્રણામ કરતા, કોઈ વખત ગાથા બોલતા, કોઈ વખત ઊભા જ રહેતા. એ બધી ચર્યા ઉપરથી આપની કોઈ અલૌકિક દશા લાગતી હતી! પછી ગામમાં જવાનો વખત થવા આવ્યો હતો એટલે પ્રણામ કરી બેઠા અને પછી ગામમાં ગયો. ત્યાં કોઈની સાથે આપ બોલતા નહીં માત્ર સાધુ સાથે જ કંઈ પૂછે તો બોલો; નહિ તો શાંત જ રહેતા.

પછી ખંભાત પધાર્યા ત્યારે સાથે ચોમાસું ગાળવાનો લાભ મળ્યો. અંબાલાલ ભાઈની વૈરાગ્યદશા અને આપની સાથે આખી રાત તેમને વાતો ચાલતી તે બધું જોઈને મને ચમત્કાર લાગી ગયો અને તે જ ચોમાસામાં શ્રીમદ્ રાજચંદ્ર—કૃપાળુદેવ પધાર્યા અને એક અઠવાડિયું મુનિઓને બોધ આપ્યો. આપે પહેલાં મુમતિ નાખી દીધી અને પછી થયું શું કહેશે. પૂછ્યા વગર કર્યું તે ઠીક કહેવાય? એ વિચારથી એક કલાક સુધી આપને આંસુની ધાર ચાલી અને કૃપાળુદેવની આંખમાંથી પણ આંસુ ઝરવા લાગ્યાં! બધા સ્તબ્ધ થઈ ગયા પછી પરમ કૃપાળુદેવે દેવકરણજીને કહ્યું કે મહારાજને મુમતિ આપો અને જણાવો કે હજી પહેરવાની જરૂર છે. પછી દેવકરણજીએ મને એક બાજુ બોલાવી કહ્યું: "જેમણે દોઢ માસનો દીકરો અને બ્યાશી વરસની ડોસી છોડી, સાધુપણું લીધું તે જે પુરુષને ગ્રહણ કરે તે અમથા કરતા હશે? જે એમનું થાય તે મારું થજો, એમ આજથી ગણી લે અને તેમાં તારું કલ્યાણ થશે. એટલે તે દિવસથી કૃપાળુદેવ પર આસ્થા થઈ.

***

તા ૧૮-૬-૧૯૨૩, સાજના

સદ્‌ગુરુ, સદ્ દેવ, સદ્ ધર્મ એ આત્મારૂપ જ છે

સ્થિતિકરણ —કોઇ સ્થિર વસ્તુ સાથે કોઇ ડોલતી વસ્તુ બાધે તો ડોલતી બધ થાય, થાભલા સાથે હાલતી વસ્તુ બાધે તો તે સ્થિર થાય, તેમ સત્પુરુષ સાથે સબધ-સહવાસ રહેવાથી સ્થિરતા આવે છે બોધની અસર થાય છે

★

સેવા કરવી અને આજ્ઞા ન ઉઠાવવી એ પગ દાબવા અને જીભ ઉપર પગ મૂકવો એના જેવું છે

સ્ત્રીઓમા સરળતા હોય છે, તેમના મનમા ગાંઠો હોતી નથી

જે પ ચાધ્યાયી વ ચાય છે તે જેનાથી સમજાય તેણે શરત રાખવુ તે અન્યને પણ હિતકારી છે

મુમુક્ષુ—'શુભ શીતળતામય છાય રહી' એ પદમા 'નવકાર મહાપદને સમરો' એને બદલે 'સહજાત્મસ્વરૂપ સદા સમરો' એમ કેમ બોલાય છે ?

પ્રભુશ્રી—'નવકાર' અને 'સહજાત્મસ્વરૂપ'મા ભેદ નથી અને એનું ઉત્થાપીને અમારે કાઈ અમારુ કશું કરવુ નથી જ્યા ત્યા ભજન વગેરેમા એના વિચારમા કાળ ગાળવો છે અમે તો કાઈ સમજતા નથી, પણ તેની કેટલેક અશે આજ્ઞા ઉઠાવી છે બાકી આશાતના કરશો તો માર્યા જશો 'હે ! હરિ, હે ! હરિ' શુ કહું દીનાનાથ દયાળ, તેને બદલે 'હે ! પ્રભુ, હે ! પ્રભુ,' બોલવાની આજ્ઞા થયેલી પછી તે પ્રમાણે કહ્યુ ન કરે તો સ્વચ્છદ ગણાય

કૃપાળુદેવ ઉપર પ્રેમ ઢોળવો આપણે બધા સાધક છીએ વિકથામા ન રોકાવું એ કર્મ તો મોહનીય કર્મનો છાક છે

'મહામોહનીય કર્મથી બૂડે ભવજળમાહિ–' જેમણે મુડાવ્યું છે તેમને ચેતવા જેવું છે

'મોક્ષ કહ્યો નિજશુદ્ધતા'—કર્મ આવી આવીને પડે છે પણ શુદ્ધતા સમતા સાચવવી સહજાત્મસ્વરૂપ પરમગુરુ દેવકી જય કે ત્રિલોકના નાથની જય બોલાય ત્યારે ગલગલિયા આવે, પણ ધૂળ ઊડતી હોય ત્યારે કોઈ આખ ફાડે ? તેમ ઘર જાણી લીધુ એટલે ઘરમા પેસી જાય કે કપડુ આખ પર ઢાકે

★★★

તા ૧૯-૬-૧૯૨૩, સવારના

આ જગા કેવી છે, જાણો છો ? દેવસ્થાનક છે! અહીં જેણે આવવું તેણે લૌકિકભાવ બહાર, દરવાજા બહાર મૂકીને આવવું, અહીં આત્માનું યોગબળ વર્તે છે, જુવાનનું કામ નથી ખપી હશે તે રહેશે જે ખપી હોય તેણે ભક્તિ-ભજનમા કાળ ગાળવો, પણ ચિત્રપટ અને શુભસ્થાનકો છે તેની અશાતના ન કરવી

પૂના, શ્રાવણ વદ ૯, તા ૧૮-૬-'૨૪, સાજના

આ ભાઈઓ ચરોતર-ગુજરાતમાથી આવે છે અહીં શુ તેમને વેપાર કરવો છે ? આટલે

દૂર ડુંગર ઓળંગી આત્મકલ્યાણ માટે આવ્યા છે. અહીંથી કંઈક લાભ લઈને જાય તો સારું. દુષમકાળમાં સત્સંગ દુર્લભ છે. આત્મહિત વિસારે ન પડે માટે પુરુષાર્થ કર્તવ્ય છે.

***

તા. ૨૨-૬-'૨૪

આ તે શું કહેવાય? શું સ્વામીનારાયણની ગોડે [1]સંસારીને ગાદી ઉપર બેસાડી તેને સંન્યાસી નમે એવો માર્ગ ચલાવવો છે? માર્ગ આવો હશે? અનંત સંસાર રઝળવાનું કારણ આવું કયાંથી સૂઝયું? તમારામાંથી પણ કોઈ ન બોલ્યું? એ ગાદી ઉપર પગ કેમ મેલાય? અમે પણ નમસ્કાર કરીને એની આજ્ઞાએ બેસીએ, ત્યાં આમ સ્વચ્છંદ! પરાણે દાબીને બેસાડયો એમાં એનો શો વાંક? પણ કોઈને ના સૂઝયું કે આમ તે થાય?

અમે તો હવે છૂટી જવા માગીએ છીએ. જેવું છે તેવું ચોકખું કહી દેવાના છીએ. જેને માનવું હોય તે માને. બિચારા જીવો પરાણે તણાઈને ખર્ચ કરી ભક્તિભાવ માટે આવે અને એમાં આવું જાગે! અમને તો એ ગમતું નથી. મોહનીય કર્મ છે. પ્રભુ, હવે પધારો. મોહનીય કર્મે તો મારીને ભૂંડું કરી નાખ્યું છે. હવે ચેતવા જેવું છે, પ્રભુ!

**

તા. ૨૩-૬-'૨૪

"ધન્ય! તે નગરી, ધન્ય! વેળા ઘડી;
માતપિતા કુલ વંશ જિનેશ્વર." [સવારે સ્તવનમાં ગવાયું.]

એમાં શો મર્મ રહ્યો છે? લૌકિક વાતમાં એ કડી સમજવાની છે કે અલૌકિક રીતે? કુલવંશ અને એ સગાઈ બધી તે શું આ શરીરની? એમ તો આખો સંસાર કરી જ રહ્યો છે. એ તો સમકિત સાથેની સગાઈની વાત; અને સમકિતથી પ્રગટેલા ગુણ તે વંશ. જુઓ, પેઢી ખોળી કાઢી! સંસારીને ગાદીએ બેસાડી સંન્યાસી પણ એને પગે લાગે એવો સ્વામીનારાયણ અને વૈષ્ણવના જેવો માર્ગ કરી નાખવો છે? એ તો એનું યોગબળ છે, તે એ જગાનો દેવ જાગશે ત્યારે થશે. 'કર વિચાર તો પામ' એમ કહ્યું છે તે અમથું? વિચાર વગર તો સદ્વિચાર વિના, ધર્મ પમાતો હશે? 'એસાને મળ્યા તેસા, તેસાને મળ્યા તાઈ; ત્રણેએ મળીને તતૂડી બજાઈ.' એ વાત તો લૌકિક છે; પણ પરમાર્થ સમજવા કહું છું

એક હતો મોચી. તે ઘર છોડીને ફરવા નીકળ્યો. જતાં જતાં કાશી બનારસ જઈ પહોંચ્યો. ત્યાં સંસ્કૃત વગેરે ભણી પંડિત થઈને આવ્યો. એટલે હવે તેને જોડા સીવવાનું કંઈ ગમે? તે તો પાછો દૂર દેશ નીકળી પડયો, એક નાના ઠાકોરના દરબારમાં જઈને શ્લોક બોલ્યો અને સભાને રાજી કરી. તેથી તેને પંડિતની જગા ઠાકોરે આપી. એટલે ત્યાં જ તે રહેવા લાગ્યો. ત્યાંના રાજગોરની કન્યા સાથે તેનાં લગ્ન પણ થયાં.

---

૧. પૂનામાં પ્રભુશ્રીના પૂર્વાશ્રમના ચિરંજીવી મોહનભાઈને કેટલાક મુમુક્ષુઓએ પ્રભુશ્રીની ગેરહાજરીમાં રાત્રે તેમની ગાદી ઉપર પરાણે બેસાડી ભક્તિ કરેલી તે સંબંધી.

થોડા દિવસ પછી પેલા મોચીના ગામનો એક વેપારી તે દેશમા માલ લઈને આવ્યો તેણે તેને ઓળખ્યો પણ પડિત ચેતી ગયો, અને પોતાની લાગવગથી તે વેપારીને જકાતના પૈસા ભરવાના માફ કરાવ્યા પછી વેપારીને કહ્યુ કે કોઈને મારા વિષે અહીં વાત કરીશ નહિ

વેપારી તો માલ વેચી કરી પોતાને ગામ ગયો ત્યા પેલા પડિતના પિતા મોચીને તેણે વાત કરી કે તમે અહીં જોડા શુ કરવા સીવી ખાઓ છો, જાઓને તમારા છોકરાને ત્યા એ તો ફલાણા શહેરમા રાજાનો મોટો અમલદાર થયો છે એટલે મોચી તો ત્યા ગયો અને છોકરાને મળ્યો પછી છોકરે તેના બાપને બધી વાત કરી અને કહ્યુ કે અહીં કોઈ જાણે નહીં તેમ તમે રહો અને બેઠા બેઠા ખાઓ એમ થોડા દહાડા તો ચાલ્યું પૂછે ગાછે તો બધાને કહે કે એ તો અમારુ માણસ છે, છોકરા હિંદોળવા રાખ્યું છે

પેલા પડિતને ત્યા રોજ જે માણસો આવે તે બારણા આગળ જોડા કાઢી ઉપર જાય પણ પેલા ડોસા તો ઘોડિયા પાસે બેઠા બેઠા જોડા જ તપાસે અને બબડે કે આના જોડાને એકવડુ તળિયું છે, આનો સીવનારો કુભાર જેવો છે, આના કરતા પેલા જોડાની સિલાઈ સારી છે એવામા એક જણે પડિતની વહુને પૂછ્યુ કે બાઈ આ કોણ છે? ત્યારે તેણે કહ્યુ કે અમે આ માણસને છોકરા હિંદોળવા રાખ્યો છે તે સાભળીને ડોસો બોલી ઊઠયો કે હું તો તારી સાસુનો વર થાઉ આથી તે બાઈ સમજી ગઈ કે આ કઈ તરકટ એવુ જ લાગે છે તેથી તે તો એકદમ છોકરુ લઈ પોતાના પિતાને ઘેર ગઈ અને 'મને મોચીની સાથે તપાસ કર્યા વગર પરણાવી દીધી?' એમ કહીને રોઈ પડી

પછી પડિતે એ વાત જાણી એટલે એ તો શહેરમાથી જતા રહેવાની તૈયારી કરવા લાગ્યો બધો સામાન વગેરે તૈયાર કરતો હતો તેવામા રાજગોર પોતાની કન્યાને લઈને આવ્યો અને કહ્યુ, કેમ શાની તૈયારી કરો છો? એટલે પડિતે કહ્યુ, મારે આ શહેરમા રહેવુ નથી તેનું કારણ રાજગોર જાણી ગયો હતો તેથી તેણે કહ્યુ, હું પણ તમારી સાથે આવુ છુ, કારણકે તમારી વાત થાય એટલે પછી મારી વાત પણ નીકળે હું પણ તમારી પેઠે તાઈ–ત બોળી હતો અને અહી આવી રાજગોર બન્યો રાજાને મળીને આપણે ગામ જવુ છે કહીને, ચાલો આપણે બીજા દેશમા જઈએ

તેથી બન્ને રાજા પાસે ચાલ્યા રાજા હોશિયાર હતો તેણે કહ્યુ કે બન્ને વિદ્વાનો મારા દરબારમાથી કેમ જાઓ છો તે મારે જાણવું છે પહેલા તો તેમણે કઈ કહ્યુ નહી પછી રાજાએ કહ્યુ કે તમારો ગમે તેવો ગુન્હો પણ હું માફ કરીશ એટલે હિમ્મત આવ્યાથી તેમણે વાત કરી કે એક જણ તાઈ એને બીજો મોચી હતો પણ હવે એ વાત જણાઈ જાય માટે જવાનું યોગ્ય ધાર્યું છે પછી રાજાએ પણ પોતાની વાત જાહેર કરી અને આરસી દેખાડીને કહ્યુ કે હું પણ પહેલા હજામ હતો અને આમ આરસી બતાવતો હતો માટે ડરશો નહી

આમ ભેળાણથી માર્ગ ચાલે નહી સાચ ઉપર વાત આવી છે જેમ છે તેમ ઉઘાડુ હવે તો કહી દઈશુ જેને માનવુ હોય તે માનો અને ન માને તો તેનો અધિકાર છે અમારે તો હવે છૂટી પડવું છે પૂજા ને ફૂલ ને મેવા એ બધું અમે થવા દીધુ તે અમારી ભૂલ આ

બધા સંઘ આગળ અમે તો કહી છૂટીએ છીએ કે નાની ઉંમરથી સંયમ લીધો હતો તે આવા ને આવા હઇશું? ભૂલો પણ થઈ હશે. પણ હવે તો એ સાચ ઉપર જ જવું છે. અમને આશ્રમનો ય શો પ્રતિબંધ છે? એ આશ્રમમાં હવે અમારે માથું મારવું નથી. ભલે ત્યાં ઢોરાં ને ગધેડાં ફેરવો. એક નિવૃત્તિનું કાળ ગાળવાનું, ભક્તિભજન કરી ખાવાનું ઠામ કર્યું હતું ત્યાં તો શુંનું શું થઈ પડયું! અમે જાત્રામાં આમ બધે વિચર્યા છીએ ત્યાં ઘણી જગાઓ જોઇ રાખી છે. વૃદ્ધાવસ્થા છે એટલે સ્થવિરકલ્પીને ઘટે તેમ કોઈ સ્થાનક જોઇએ તે પુણ્યના જોગે એવું બીજું કોઈ થઇ પડશે. પણ ત્યાં કોઇએ અમારી રજા વગર આવવું નહીં. અને પત્ર વગેરે લખવાની પણ જરૂર નથી.

ગુરુને શરણે, અમે તો જ્યારે આશ્રમ સુધરશે, બધાં સારાં વાનાં થશે ત્યારે જાણીશું અને તે વખતે પધારવાને પણ હરકત નથી.

ત્યાં આશ્રમમાં એકાદ મુનિ રહેશે અને જે ખપી હોય તેણે ભક્તિભજનમાં કાળ ગાળવો. પણ ત્યાં ચિત્રપટ અને શુભ સ્થાનકો છે તેની આશાતના ન કરવી અને નાગઈવેડા ન કરવા. બીજું બધું કામ બંધ રાખવું. અમને એમ જણાયું છે કે આશ્રમના ગ્રહ હમણાં ઠીક નથી. અનુકૂળતાએ ધીમે ધીમે મંદ મંદ બધું થઈ રહેશે.

કોઈના ભણી કાંઈ જોવા જેવું નથી. પોતે પોતાનું કરી વહ્યા જવાનો માર્ગ છે. અમારે અમારું સંભાળવું જોઇએ કે નહિ? અમે તો અજ્ઞાતપણે જડ ભરત પેઠે વિચરતા હતા. તેમાં આણે (રણછોડભાઇએ) પોણું ફોડયું. એવા કાળમાં કંઈક એની સેવાભક્તિને લીધે સંતની આંતરડી ઠરી. તેની હવાને લીધે આ જે કંઈ છે તે; પણ આ કાળમાં જિરવવું મુશ્કેલ છે. અમને તો કોઇ સેવાભક્તિ કરે ત્યારે ગલગલિયાં આવતાં. કેમ ભાઇ, તમને આમ થાય છે?

રણછોડભાઈ—થાય છે, પ્રભુ.

પ્રભુશ્રી—જ્ઞાન તો અપૂર્વ વસ્તુ છે. (પરમકૃપાળુદેવના ચિત્રપટ તરફ આંગળી કરી) એને શરણે અમે તો બેઠા છીએ. કેમ ભાઇ, તમને જ્ઞાન થયું છે? થયું હોય તો કહી દેજો.

રણછોડભાઈ—(ડોકું ધુણાવી) ના પ્રભુ.

પ્રભુશ્રી—નિષ્પક્ષપાતપણે એક આત્મહિતની ખાતર અમે એક વાત જણાવવા ઇચ્છીએ છીએ. તેમાં નથી અમારો સ્વાર્થ, નથી કોઇને આડો રસ્તો બતાવવો કે નથી પૂજાસત્કાર સ્વીકારવાની વાત. બધા સંઘની સાક્ષીએ એ વાત કહીએ છીએ. જે ભરી સભામાં સંઘ આગળ જૂઠું કે છેતરવાને બોલે તેનું શાસ્ત્રમાં મહાપાપ વર્ણવ્યું છે. તેવા બોબડા જન્મે છે, વાચા બંધ થઈ જાય, મૂઢ પણ થાય. અમે જે કહીએ છીએ તેના ઉપર જેને વિશ્વાસ હોય તે જ ઊભા થાય. બીજા ભલે પોતાની જગાએ રહે. પણ અમે કહીએ તેમ કરવું હોય તો ઊભા થઈ કૃપાળુદેવના ચિત્રપટ આગળ હાથ મૂકે અને કહે કે સંતના કહેવાથી મારે કૃપાળુદેવની આજ્ઞા માન્ય છે. અમને તો ભલા એમ થયું કે જે વચન અમને આત્મહિતનું કારણ થયું તે વચન બીજા પણ સાંભળે, શ્રદ્ધે તો કલ્યાણ થાય. તેથી તેની આજ્ઞા, 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,' જે અમારી પાસે આવ્યા તેમને કૃપાળુની દૃષ્ટિએ કહી સંભળાવી,

પણ અણસમજણે કોઈક તો પોપટલાલને, કોઈક રતનરાજને, કોઈક આ ભાઈશ્રીને (ગણુ ઝાડભાઈને) અને અમને દેહદૃષ્ટિએ વળગી પડચા! ઝેર પીઓ છો ઝેર, મરી જશો ન હોય એ રસ્તો જ્ઞાની તો જે છે તે છે એની દૃષ્ટિએ ઊભા રહો તો તરવાનો કંઈક આરો છે અમને માનવા હોય તો માનો, ન માનવા હોય તો ન માનો, પણ જેમ છે તેમ કહી દેવુ છે અમે તો ધાર્યું હતું કે હગણા જે ચાલે છે તે છો ચાલે, વખત આવ્યે બધું ફેરવી નાખીશું કંઈ અમને ફૂલ-હાર, પૂજા-સત્કાર એ ગમતા હશે? પણ ન ગમતા ઘૂટડા જાણીને ઉતારી જતા હવે તો છુપાવ્યા વગર ખૂલ્લું કહી દઈએ છીએ કે પૂજા-ભક્તિ કરવાલાયક એ કૃપાળુદેવ, હા ભલે! ઉપકારીનો ઉપકાર ન ભૂલવો—કોઈ મેળાપી મિત્રની પેઠે તેની છબિ હોય તો વાધો નથી પણ પૂજા તો એ જ ચિત્રપટની થાય ઠીક થયું, નહીં તો તમે કૃપાળુદેવની સાથે આ દેહની મૂર્તિ પણ દેરાસર થાત ત્યારે મૂકી દેત એવું કરવાનું નથી બારમા ગુણઠાણા સુધી સાધક, સાધક અને સાધક રહેવાનું કહ્યુ છે, આડુ અવળુ જોયું તો મરી ગયા જાણજો હવે એકે એકે અહીં આવી કૃપાળુદેવના ચિત્રપટની પાટ પર હાથ મૂકી "સતના કહેવાથી કૃપાળુદેવની આજ્ઞા મારે માન્ય છે" એમ જેને ઈચ્છા હોય તે કહી જાય ઊઠો ભાઈ, તમને આ રુચે છે કે નહિ?

મુમુક્ષુ—હા, પ્રભુ

[પછી બધા વારાફરતી ઊઠી કહ્યા પ્રમાણે ચિત્રપટ આગળ કહીને પ્રભુશ્રીને નમસ્કાર કરીને પાછા બેઠા કેટલાક નવીન જીવો પણ ત્યાં હતા તેમને જોઈને પ્રસન્ન વદને પ્રભુશ્રી બોલ્યા ]

આ ભદ્રિક નવા જીવો પણ ભેગાભેગા લાભ પામી ગયા કોણ જાણતું હતું? ક્યાંથી આવી ચઢચા! ટકી રહે તો કામ કાઢી નાખે!

અમે આ કહ્યુ છે તે માર્ગ ખોટો હોય તો તેના અમે જામીનદાર છીએ પણ જે કોઈ સ્વચ્છંદે વર્તશે અને 'આમ નહિ, આમ' કરી દૃષ્ટિફેર કરશે તેના અમે જવાબદાર નથી જવાબદારી લેવી સહેલી નથી પણ એ માર્ગમા ભૂલ નથી જે કોઈ કૃપાળુદેવને માનશે તેને કંઈ નહી તો દેવગતિ તો છે જ

***

પૂના, તા ૧૮-૧૨-૧૯૨૪, ગુરુ

પ્રભુશ્રી—કેટલાય ભવ કર્યા હશે છે તેની ખબર? પહાડ, વૃક્ષ, વનસ્પતિ, તિર્યંચના—કશાની ખબર છે? મર્યા પછી આ દેહમા આટલા વર્ષથી રહ્યો તેનું કશું ભાન રહેવાનું છે? મરણનો ભય નથી લાગ્યો

મુમુક્ષુ—પરમ કૃપાળુદેવનો આપનો પરિચય, આપનું તે પહેલાનું ગૃહસ્થાવસ્થાનું, આચાર્ય તરીકેનું તે પછીનું ચરિત્ર, આપ દરેકને ક્ષમાપના અને વીસ દુહાની આજ્ઞા કરો છો તેનું રહસ્ય? પ્રથમ મુમુક્ષુએ શું જાણવુ જોઈએ? સનાતન જૈન એટલે શુ? સનાતન જૈનોમા કેવા ગુણ, કેવું વર્તન હોવું જોઈએ? આપણે આપણુ કરી વઢ્યા જવું કે ધર્મવિસ્તારમા પડવું? તેમા મુનિ હોઈ શકે કે નહિ?—વગેરેનુ વિસ્તારથી વર્ણન હોય તો ઘણા વચનામૃત વાચી, 'એ તો વાચ્યું છે' એમ કરે છે તેમને આ જાણ્યા વગર એકલું વાચી ગયે ન સમજાવા યોગ્ય છે, એમ સમજાય.

પ્રભુશ્રી—પ્રભુ, આ તો કોઈ અપૂર્વ ગ્રંથ થાય! પ્રથમ પ્રશ્ન તમે જણાવ્યો તે મહત્ પુણ્યના ઉદયે તમને સૂઝ્યો છે. કાળ તો પ્રભુ, જાય છે; પણ એના નિમિત્તે કાઢ્યો હોય તો લેખે લાગે.

મુમુક્ષુ—ધર્મના વિસ્તારમાં પડવું કે આપણે આપણું કરી વહ્યા જવું—મૌન રહેવું?

પ્રભુશ્રી—સ્યાદ્વાદ માર્ગ છે, પ્રભુ. આખા જગતને ચામડે ન મઢાય; માત્ર પગમાં જોડા પહેરાય. અને માર્ગમાં કાંટા પડ્યા હોય તે દૂર કરવામાં વાંધો, હાનિ નથી. પણ કૃપાળુદેવનું વચન છે કે કાંટે ફાળિયું ભરાયું હોય તો ફાળિયા માટે આગળ જતા અટકવું નહીં. છૂટે તો છોડી લેવું; નહીં તો પડી મૂકીને આગળ વધવું.

***

તા. ૧૯-૧૨-૧૯૨૪

'ઈષ્ટોપદેશ'માંથી વાંચનઃ—

"क्षोभरहित अेकान्तमें तत्त्वज्ञानचित लाय।
सावधान हो संयमी निजस्वरूपको भाय ॥ ३६ ॥

ક્ષોભરહિત—ખળી ન રહે; મરને ગમે તેટલી અડચણ આવે; પણ દૂર કરે. આત્માનુભવની, ગુરુના સાચા શરણની ખૂબી ઓર છે! ગળું રૂંધાતું હોય, શ્વાસોશ્વાસ માતો ન હોય, ચક્કર આવતાં હોય, મૂઝવણ થતી હોય પણ તેથી શું થયું? ગમે તો ભલેને મોત આવે; પણ સાચ તે સાચ જ છે. હવે તને (વેદનાને) ન માનું. અનાદિ કાળથી આમ ને આમ ભુલવણી થતી; પણ હવે સદ્ગુરુનાં વચન હૃદયમાં કોતરી રાખ્યાં છે. દેહ પડી જાય પણ તેને ન મૂકું. આ પલ્લો પકડેલો છોડે નહિ તો ભાર છે કે મોહરાજા તેના સામું જોઈ શકે?

મોહરાજા ક્રોધને કહે, "ભાઈ તું જા, જા. એ તો કંઈક જુદું જ સાંભળવા, સમરવા બેઠો છે. પછી આપણો મટી જશે. માટે ઝટ જા." પણ તરવાર કે ફરશી લઈને ઊભેલા પાસે જતાં સૌ ડરે. તેમ ક્રોધ કહે, "હમણાં તો તે વેગમાં છે, તે મને નહિ ગાંઠે." માનભાઈને કહે, "તમે તો મોટા તે તમારો ભાર પડશે"; પણ તેને પણ ડર લાગ્યો કે મોટાને આશરે છે એટલે હમણાં મારો લાગ નહિ ખાય. માયાને કહ્યું તો તે પણ ડરવા લાગી કે તેને લગની લાગી છે બીજી, એટલે મારું કંઈ નહિ ચાલે. એટલે છેવટે લોભભાઈ ચાલ્યા. રિદ્ધિ અને સિદ્ધિ જ્યાં દેખાય એટલે લાગે કે બીજાના કરતાં મારામાં કંઈક વિશેષ છે. એમ લોભભાઈ પાછળ માનભાઈ પણ પેસે અને માયા વગેરે પણ આવે. પણ પહેલેથી જ માનપૂજા, બડાઈ, લાલસા વગેરેને બાળી દીધાં હોય અને એક માત્ર મોક્ષની અભિલાષા રાખી હોય તો પછી જોઈ લ્યો એનું બળ! પ્રભુ, કરી મૂકેલું ખપમાં આવે છે; અને ડગે નહીં તો તો એનું—કૃપાળુદેવનું—એવું યોગબળ છે કે ગમે તેવાં કર્મ હોય તેને બાળીને ભસ્મ કરી નાખે. કર્મના શા આશરા? પણ એને શરણે રહે તો. ગાંઠ એવી પાડી દે કે વછૂટે જ નહિ. તો તો જે આવે તેને ફટ દેવા માંડે, તું ય આવી જા. શૂરવીરની પેઠે શસ્ત્ર ચલાવે અને કર્મ ખપાવે. ગમે તેવી વેદની હોય, પણ એનો એ જ લક્ષ રહે.

ચક્રવર્તી રાજાને ત્યા કામધેનુ ગાય હોય છે દશ હજાર ગાયોનુ એક ગોકુળ ગણાય એવા ઘણા ગોકુળ તેને ઘેર હોય માત્ર બીજી ગાયોનુ દૂધ પીને રહેનારી જે ગાયો હોય તેવી ગાયોનુ માત્ર દૂધ જ પીનારી હજાર ગાયો હોય તેનુ દૂધ પીને રહેનારી સો ગાયો હોય, તેનુ દૂધ પીને રહેનારી દશ ગાયો હોય, તેનુ દૂધ પીનારી એક કામધેનુ ગાય તેના દૂધની ખીર તેનો વાછડો કે ચક્રવર્તી જ પી શકે ચક્રવર્તીની પટરાણી પણ તે જીરવી ન શકે તેની દાસી રાધવાના વાસણે ચોટી રહેલા ખખડા, બળેલો માવો વાસણ સાફ કરતા ખાતી તેને લીધે તેનામા એટલુ સામર્થ્ય આવતુ કે જેને ઘણની ચોટ દેતા કે ખલમા નાખીને વાટતા પણ ન ભાગે તેવા હીરા તે ચપટીમા દાબીને ચૂરા કરી નાખતી તો ચક્રવર્તીનુ કેટલુ જોર? શાને માટે દૃષ્ટાત દીધુ તે વાત જતી રહી કઈ જોર વિષે હશે.

કર્મ, કર્મ ને કર્મ! કર્મરૂપી મદારી જીવરૂપી માકડાને રમાડી રહ્યો છે બીજુ શું? આ દેખાય છે તેવો જીવ હશે? આત્માનું સ્વરૂપ શુ? જ્ઞાન, દર્શન, ચારિત્ર—જાણવુ, દેખવુ, સ્થિર થવુ કૃપાળુદેવનું વચન છે, હૃદયમા લખી રાખ્યું છે 'મુનિ, જડભરત થઈને ફરજો' ગાડિયા થઇ જવા જેવુ છે પણ કહેશે, મુનિ ખાય છે પીએ છે ને આમ કેમ કરે છે? બીજે કઈ ચેન પડતું નથી જેથી ગમત પડે તે તો હોય નહિ ઉદાસ, ઉદાસ, ઉદાસ! મૂઝવણ, મૂઝવણ ને મૂઝવણ રહે છે કઈ સા'તુ નથી

'सद्धा परम दुल्लहा' એ આવી ગઈ તો કામ કાઢી નાખે સાચા પુરુષની ઓળખાણ, શ્રદ્ધા એ સમ્યક્ત્વ આજે કે પચાસ વર્ષે પણ તેને જે વળગી રહેશે તેનો બેડો પાર.

કર્મ કોઈને છોડે છે? ગમે તેટલી ગભરામણ થતી હોય પણ સત્સગ, સત્શાસ્ત્ર અને એવાંમા જ ફૂટફૂટ કરીએ તો કાળ તો એમે ય જાય અને એમેય જાય, પણ એકમાં નિર્જરા છે અને બીજો બધનરૂપ છે શું કરીએ? કર્મ ઘેરી લે છે તે પાપ વેઠીએ છીએ ગમે તેમ થાય પણ એ જ કર્તવ્ય છે અમારે અમારુ ય સાચવવુ જોઈએ ને? જ્યારે જ્યારે ફુરસદ હોય ત્યારે એ જ સાધનમા, સમરણમા ધ્યાનમા પ્રવર્તીએ છીએ સૌને એ જ કર્તવ્ય છે

અનતી પુણ્યાઈનો ઉદય હોય તો સત્પુરુષના મુખથી આત્મા સબધી વાત સાભળવાનો યોગ મળે આ લાખેણી ક્ષણ જાય છે આખુ જગત ધડદૂટમા પડ્યુ છે કાળને માથે ધિક્કાર છે!

પ્રભુશ્રી—(એક વિદ્યાર્થીને) શું વાચતા હતા, પ્રભુ?

વિદ્યાર્થી—નોવેલ એમા કઈ જાણવા જેવુ નથી 'ફોર્થ રીડર'માથી એક વાત છે

પ્રભુશ્રી—એમાથી શું વાચ્યુ?

વિદ્યાર્થી—પાચ વહાણ લઈ એક માણસ અમેરિકા શોધવા ગયો. તેમાથી ચાર તણાઈ જઈ ગૂમ થયા અને બાકીનું એક, એક બેટ આગળ જઇને પાછું ફરતા બૂડી ગયુ પણ ત્યા બેટમા સસ્થાન સ્થાપ્યુ ત્યા તેનું નામ રહ્યુ

પ્રભુશ્રી—(પુસ્તક મગાવી, હાથમા લઈ) આ ચિત્રવાળુ કઈક વાચતા હતા અને આડા પડ્યા હતા તે શું વાચતા હતા એમ પૂછવાનો વિચાર થયો હતો તે પૂછ્યુ કહો, એમા શુ મળ્યુ?

શરીર નહિ ઠીક હોવાથી મન રોકવા બિચારાએ વાત વાંચી, પણ ઊલટું મોહનીય કર્મ વધાર્યું. કાળ તો એમાં ય ગયો; પણ આવું કોઈ ધર્મપુસ્તક વાંચવામાં કાળ ગાળ્યો હોય તો શુભ નિમિત્તથી નિર્જરાનું કારણ થાય. અમનેય વૃદ્ધાવસ્થામાં વેદનીયને લીધે ચેન ન પડે ત્યારે કંઈક શુભ નિમિત્ત ગોઠવીએ છીએ. આજે કંઈ ઊંઘ ન આવી, ચેન ન પડ્યું એટલે આમ વાંચવામાં કાળ ગાળ્યો તે કાંઈ ખોટ ગઈ?

આ કંઈ તમને કે આમને જ કહું છું એમ નહિ. ખોટું લગાડવા નહિ, પણ આખું જગત આમ ને આમ દારૂના છાકમાં ગાંડું બન્યું હોય તેમ મિથ્યાત્વ જ વધાર્યા કરે છે. તો હવે કંઈ વિચારવું કે નહિ?

અનાદિકાળથી ઈન્દ્રિયોના વિષયોમાં જ ફસાઈ પરિભ્રમણ કર્યું.

"અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ, મમત્વભાવ,"

અહંભાવ અને મમત્વભાવ, અહંભાવ અને મમત્વભાવ! બસ, આમાં બધું આવી ગયું—પશુપંખી, ઝાડ–પહાડ, ઇંદ્ર–ચંદ્ર વગેરે. મેં જાણ્યું, મેં ખાધું, મેં પીધું, બધામાં 'હું' ને 'મારું'—એ મિથ્યાત્વનું મૂળ છે.

છ પદનો પત્ર અમૃતવાણી છે. પત્રો તો બધાય સારા છે; પણ આતો લબ્ધિવાક્ય જેવો છે! છ માસ સુધી એને ફેરવે તો પ્રભુ, કંઈનું કંઈ થઈ જાય! ગમે તે અડચણ, વિઘ્ન આવે, તે હડસેલી મૂકવું. એ દિવસ પ્રત્યે એક વખત વિચારી જવાનો રાખ્યો તો પછી જોઈ લો. સમકિતનું કારણ છે.

"એ સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે એમ જો જીવ પરિણામ કરે તો સહજ માત્રમાં તે જાગૃત થઈ સમ્યગ્દર્શનને પ્રાપ્ત થાય. સમ્યગ્દર્શનને પ્રાપ્ત થઇ સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે."

આ મોક્ષમાર્ગ! હવે, બીજું મારે ક્યાં માન્ય છે? એવી પકડ થઈ ગઇ એટલે વહેલું મોડું એ રૂપ થયે જ છૂટકો.

"જન્મ, જરા, મરણ, રોગ આદિ બાધારહિત સંપૂર્ણ માહાત્મ્યનું ઠેકાણું એવું નિજસ્વરૂપ જાણી, વેદી તે કૃતાર્થ થાય છે."

કંઈ બાકી રહ્યું? જન્મ, ઓછું દુઃખ? જરા, આ ઘડપણનાં (પોતા તરફ આંગળી કરી) દુઃખ ઓછાં ન જાણશો—હરાય ફરાય નહિ; ખાવું પીવું ગમે નહીં અને રોગ, દુઃખ, દુઃખ ને દુઃખ, હલાય નહિ, બોલાય નહિ, ગમતું થાય નહિ, ગમત ચેન ન પડે—એ સર્વ બાધા–પીડાથી રહિત, બાદ કરતાં 'સંપૂર્ણ માહાત્મ્યનું ઠેકાણું એવું નિજસ્વરૂપ,' હાશ! બીજું મરને ગમે તે થાઓ, પણ એમાં ક્યાં બીજું થવાનું છે?

"જે જે પુરુષોને એ છ પદ સપ્રમાણ એવાં પરમ પુરુષનાં વચને આત્માનો નિશ્ચય થયો છે તે તે પુરુષો સર્વ સ્વરૂપને પામ્યા છે; આધિ વ્યાધિ, ઉપાધિ સર્વ સંગથી રહિત થયા છે, થાય છે અને ભાવિ કાળમાં પણ તેમજ થશે.'

છાપ મારી છે છાપ! શ્રદ્ધાની જરૂર છે, નિશ્ચયની જરૂર છે. સદ્ધા પરમ દુલ્લહા કહી છે, પ્રભુ!

સાચા પુરુષની શ્રદ્ધા, પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા એ જ 'સનાતન ધર્મ'

[ 'તત્ત્વજ્ઞાન'માથી 'વચનાવલિ માંથી વચાયુ ]

" શાસ્ત્રમા કહેલી આજ્ઞાઓ પરોક્ષ છે અને તે જીવને યોગ્ય થવા માટે કહી છે, મોક્ષ થવા માટે પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા આરાધવી જોઈએ "

પ્રભુશ્રી—એ એ

મુમુક્ષુ—પ્રત્યક્ષ એટલે?

પ્રભુશ્રી—આટલું સ્પષ્ટ છતા ન સમજાય તો આ કાળનું એક વધારાનું [1]અચ્છેરું ગણાવું જોઈએ પ્રત્યક્ષ એટલે જેણે આત્મા પ્રાપ્ત કર્યો છે તે શાસ્ત્રમાથી મળેલું જ્ઞાન અને પ્રત્યક્ષ જ્ઞાની દ્વારા મળેલા ધર્મમા મોટો ભેદ છે શાસ્ત્રમા માર્ગ કહ્યો છે, મર્મ જ્ઞાનીના હૃદયમા રહ્યો છે કાગળ ઉપર 'અગ્નિ' શબ્દ લખી કરોડો માણસ પોતપોતાની એવી ચિઠ્ઠીઓ રૂની વખારમા નાખે તેથી રૂ બળે? પણ પ્રત્યક્ષ સાચા અગ્નિની એક નાની ચિનગારી લાખો મણ રૂમા પડી હોય તો તે બાળીને ભસ્મ કરી નાખે તેથી શાસ્ત્રનું જ્ઞાન ગમે તેટલુ હોય અને ગમે તેવો ક્ષયોપશમ હોય પણ તે કાગળમા લખેલી અગ્નિ સમાન છે, પરંતુ આત્માના અનુભવની એક ચિનગારી હોય તો પણ તે સાચા અગ્નિની પેઠે કોટિ કર્મનો ક્ષય કરી મોક્ષ આપે છે

એક ડોશી હતી તેણે રૂનુ ગાડુ ભરેલુ દીઠુ તે તો ગાડી થઈ ગઈ કે મારાથી રોજ પાશેર પૂણીઓ પણ કતાતી નથી તો આટલુ બધુ ગાડું ભરેલુ રૂ કયારે કાતી રહીશ? પછી એક ડાહ્યા માણસે તે ગાડી થઈ ગયેલી ડોશીને કહ્યુ, કે ડોશીમા, ગાડામા દેવતાનો તણખો પડયો તે બધુ રૂ બળી ગયું એટલે 'હાશ' કરીને તે ભાનમા આવી આમ કર્મ ગમે તેટલા હોય પણ તેથી ગભરાવુ નહિ, ધીરજથી સહેવા

" કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય,
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય "

તેમ જ્ઞાન થતા તે કર્મના ભાર નથી કે તે જ્ઞાનની અગ્નિ આગળ ટકી શકે

સમજવા માટે અજ્ઞાનનુ એક ખોટુ દૃષ્ટાન્ત દઉ છુ બધુ સ્વપ્ના જેવુ છે ત્યા સાચુ શું?

વટામણ પાસે એક ગામ હતું ત્યા એક નથુ બાવો રહેતો હતો અને તે જ ગામમા એક નથુ દરજી પણ હતો એક દિવસ તે નથુ બાવાએ 'તારા નામ ઉપર થૂ' એમ કહીને એક મોટા અમલદારનુ અપમાન કર્યું એટલે દરબાર તરફથી હુકમ નીકળ્યો કે નથુ બાવાને ફાસીએ ચઢાવવો પણ પેલો બાવો તો કયાનો કયાં જતો રહ્યો રાજ છોડીને ગયેલાને કોણ પકડે? પણ ગામના મુખી ઉપર દરબારનો હુકમ આવ્યો તેનો ઉત્તર એમ લખ્યો કે બાવો તો જતો રહ્યો છે તો ફરી હુકમ મળ્યો કે ગમે તે નથુને ફાસીએ ચઢાવો એટલે અધેરી નગરીના ગડુ રાજાની પેઠે બિચારા નથુ દરજીને વગર વાકે ફાસીએ ચઢાવેલો. આમ કોઈને બદલે કોઈ કુટાઈ મરે કેળ વઢુ ધો એરડો પાણી પીએ તેમ પણ બને છે આ મોહનલાલ જીની સેવામા રહ્યો તો કૃપાળુની દયાથી અહી આવવાનુ બન્યું

***

---

1 ન બનવા જોગ બને તે અચ્છેડ, આશ્ચર્ય, નવાઈ

તા. ૨૬-૧૨-૧૯૨૪

કોઈને [1]ધક્કો ન દેવો. કૃપાળુદેવે કહેલું અમને સાંભરે છે. એમની સેવામાં ખંભાતના શ્રી અંબાલાલભાઈ રહેતા હતા. તે તેમનાં પત્ની સાથે બિલકુલ સંબંધ રાખતા નહિ. તેથી તેમનાં માબાપને ખોટું લાગેલું અને કૃપાળુદેવના આગળ વાત આવી એટલે તેમને સેવામાંથી જવાની આજ્ઞા કરી અને કહ્યું કે તેમના મનને સંતોષો. ગમે તે રીતે સામાને સમજાવીને, રાજી રાખીને ધર્મ સાધવો; દુભવણી ન કરવી.

★

આશ્રમમાં નથી જવું એવો કોઈ પ્રતિબંધ અમને નથી. અને એ જગા પણ રૂડી એકાન્તની છે. પણ કૃપાળુદેવની દૃષ્ટિએ વિચરવું છે; અને હમણાં આશ્રમ ઉપરથી મન ઊઠી ગયું છે. ત્યાં મોહનલાલજી રહેશે. અહીં પણ કાંઈ હરકત જેવું નથી, પણ સવારસાંજ જાળ લઈને માછીલોક જાય છે તે ગમતું નથી. કૃપાળુદેવે અમને ના કહી છે. "જ્યાં અનાર્ય કે અભક્ષ્ય આહાર લેનાર રહેતા હોય ત્યાં મુનિ, ન રહેવું, ન વિચરવું," એવું કૃપાળુદેવનું કહેલું સાંભરે છે. એટલે એવા પર્યાયવાળા ક્ષેત્રમાં રહેવું ન બને તે ઠીક.

★

[ 'ઇષ્ટોપદેશ'નું વાંચનઃ—ચોથે પાંચમે ગુણસ્થાનકે ગૃહસ્થાશ્રમી પ્રત્યાખ્યાનાવરણીય કષાયસહિત હોય તે કર્મો આદરે છે પણ તે બાંધેલાં ભોગવી ખપાવે છે. ]

પ્રભુશ્રી—આમાં શું સમજવું ?

૧. મુમુક્ષુ—લક્ષ બીજો છે એટલે કર્મોને ભોગવતાં છતાં તે ન ભોગવતો હોય એવું પરિણામ આવે છે. ભોગવીને તેનાથી મુક્ત થાય છે.

પ્રભુશ્રી—તમે શું સમજ્યા ?

૨. મુમુક્ષુ—પૂર્વે બાંધેલાં કર્મો તે આવવાનાં તો ખરાં જ; પણ આસક્તિ રહિત ભોગવી તેને બાળી દે છે.

પ્રભુશ્રી—વાત સાચી છે. તમારું કહેવું સાચું છે અને એમનું કહેવું ય સાચું છે. પણ મર્મ કોઈ રહી જાય છે.

ઘણા એમ કહે છે કે અમે તો ભોગવીને કર્મ ખપાવી દઇએ છીએ. વૃત્તિ કંઈ ઊઠી તેને પૂર્વકર્મ જાણી સ્ત્રી વગેરે ભોગવી પછી એમ માને કે મેં કર્મ ખપાવ્યું. પણ એમ નથી; એ તો મોહ છે. વૃત્તિને રોકવી, સૂકવી નાખવી. બાકી એમ સંતોષ્યાથી કર્મથી છુટાતું નથી. એ તો અગ્નિમાં લાકડાં નાખવાનો કે બળતામાં ઘી હોમીને હોલવી નાખવાના જેવો પ્રયત્ન થયો; તેમ કોઇ દિવસ થયું નથી.

સમ્યગ્દૃષ્ટિની વાત જુદી છે. પણ 'હું ભોગવું અને છૂટી જાઉં', એમ ન બને. એને તો રોકવી, ક્ષય કરવી. "વૃત્તિઓનો ક્ષય કરજો, મુનિ," એવું અમને કૃપાળુદેવે કહેલું. ફરશી

---

૧. કોઈનું દીલ દુભાય એવું ન કરવું.

લઈને ઊભા રહેવું, જેવી વૃત્તિ જાગે કે તેના કટકા કરવા, જે કર્મ આવે તેને આવવા દેવુ અને લગાવવી બિચારા કર્મ 'મને ખપાવો મને ખપાવો' કરીને ડોકા નમાવીને રજૂ થશે તે દરેકને કહેવુ, 'તમે આવોને, હું જોઉ છું,' એમ કરીને વીરની પેઠે ખડા રહેવુ, નમ્યું ન આપવુ

[ વાંચનમાં 'ઉપેક્ષા વ ઉદાસીનતા' એ શબ્દો આવ્યા ]

પ્રભુશ્રી—બન્નેમા ફેર છે ઉદાસીનતા એ તો વીતરાગતા અને ઉપેક્ષા એ ત્યાગ બન્નેમા એ ભેદ છે કે 'વીતરાગતા'મા શાતિ છે અને ત્યાગમા શૌર્ય છે સમ્યગ્દૃષ્ટિ શૂરવીર હોય કર્મ ખપાવવામા ખગ જોઈએ છે

કાળ દુષમ છે આયુષ્યનો ભરોસો નથી જેટલું કરી લીધુ તેટલું કામનું છે સ સાર અને સગાની માન્યતા થઈ ગઈ છે તે છેવટે સાભરે છે અને તેમને છેવટે કઈક કહી જવાની ઈચ્છા થાય છે જો સાચુ સુખ, સત્ય વાત પોતાની સમજાઈ હોય, સગાઈ બધાય તેટલી દૃઢ થઈ હોય તો તે કેમ ખડી ન થાય ? ખોટુ દૃષ્ટાન્ત છે પણ સમજવા જેવુ છે જેમ ગોરા બલૈયા પહેરી પોતાના ધણીને જ પોતાનો જાણે છે તેમ તેના નામના જ બલૈયા પહેરવા ઘટે છે આ જન્મારો તો તેના ખાતર જ ગાળવો છે એવો સત્પુરુષ પ્રત્યે દૃઢ વિશ્વાસ થઈ જવો જોઈએ, અને કાળ તેની તે વાતમા જ ગાળવા જેવો છે બીજુ બધુ ખોટુ નીકળ્યું, ત્યા હવે શું કરવુ ?

***

પત્રાંક ૪૭૩ નુ વાંચન —

'મનને લઈને આ બધુ છે'

'મન' શું ?

ભાવમન અને દ્રવ્યમન એવા બે ભેદ છે ભાવમન તે આત્મા. આત્મા વગર મનન શાનું ?

'તેને લઈને' તેના પણ એ રીતે બે ભેદ પડે દ્રવ્યમનને લઈને અને ભાવમનને લઈને

'આ બધુ છે' શું ?

સ્વભાવ અને વિભાવ. આત્મા ન હોય તો આ બધું શું જણાય ?

'તેનો નિર્ણય'—એ પણ બાહ્યાભ્યતર બે ભેદે આત્માને લઈને છે ઘણા કાળના બોધ વિના એ સમજાવું મુશ્કેલ છે

એક ગામના પટેલ ઉપર દરબારની ઈતરાજી થવાથી એક જોડી બળદ, ગાડુ અને દાણા આપી કુટુમ્બ સાથે તેને રાજ્યની હદબહાર કાઢી મૂક્યો ત્યા જગલમા તેની સ્ત્રીએ બાળક જણ્યું વરસાદ વરસવા લાગ્યો અને લૂટારા લૂટવા આવ્યા. એટલે ગાડા ઉપર ચઢી ફાળિયું વીંઝતા વીંઝતા તે બોલાવવા લાગ્યો કે આવજો, આવજો—જેનાથી અવાય તે આવજો લૂટારાઓએ કહ્યું, "કોને બોલાવે છે ? ઉતર નહીં તો ડાગ મારી મારી નાખીશું" એટલે તેણે પોતાને વીતેલી વાત કહી, "હુ તો આખા ગામનો ધણી હતો. ઈર્ષ્યાવાળાએ દરબારમા જણાવ્યુ કે મારા

ગામમાંથી ફરિયાદ દરબાર કને જતી નથી. એટલે તેમને પૈસા મળતા નથી. તેથી મને આમ કાઢી મૂક્યો. વરસાદ આવ્યો. સ્ત્રીએ છોકરું જણ્યું અને તમે આવ્યા. તો જેટલાં દુઃખ આવવાનાં હોય તે બધાંને બોલાવું છું તે આવી જાય."

આમ જેને સંસાર દુઃખરૂપ જણાયો હોય; પણ દુઃખમાં કે સુખમાં જેને સમતા વર્તે છે તે પ્રભુ પાસે દુઃખ જ માગે છે. અમને સારણગાંઠ છે. ઝાડા વખતે હરસમાં કાચું રહી જવાથી આંતરડું ખસે છે. તે પ્રસૂતિની વેદના જેટલું દરરોજ વેદવું પડે છે. વૃદ્ધાવસ્થા, કફ, મુઝવણ, વાયુ, વગેરેમાં પણ બાંધેલાં વેદવાનાં છે તે વેદીએ છીએ; અને જવા આવેલાં જાય છે એમ જોઇએ છીએ.

*

[મુમુક્ષુને 'તત્ત્વજ્ઞાન' આપતાં]

આ 'તત્ત્વજ્ઞાન'માં જે વસ્તુ છે તે અપૂર્વ છે! તમે જે માનતા હો તે ધર્મનો વાંધો નથી. પૂજા કરો, દાન કરો તો તેનું ફળ છે, પુણ્ય બંધાય. પણ આ તો મોક્ષનો માર્ગ આપે તેવું છે. ગમે તેટલી પ્રવૃત્તિમાં હોઈએ પણ તેને વિસારવો નહિ. સાચો ધર્મ, સત્પુરુષોનો ધર્મ શાસ્ત્રોમાં નથી હોતો. શાસ્ત્રો યોગ્યતા આપે છે. આટલો ભવ એ ખાતે ગાળવો. બધાનું ફળ મળે છે તો એનું ન હોય? ચૂકવા જેવો વખત નથી. સ્મરણમાં રહેજો.

***

તા. ૨૮-૧-૧૯૨૫

પત્રાંક ૬૧૭ નું વાંચનઃ—

"એ પાવન આત્માના ગુણોનું શું સ્મરણ કરવું? જ્યાં વિસ્મૃતિને અવકાશ નથી, ત્યાં સ્મૃતિ થઈ ગણાય જ કેમ?"

પ્રભુશ્રી—આનો શો પરમાર્થ?

મુનિ મો૦—બોધબીજની વાત છે. જ્યાં મનવાણીની ગતિ નથી ત્યાં સ્મૃતિ વિસ્મૃતિ જે મનને લઇને છે તેની ગતિ ક્યાંથી હોય? આપ કંઈ ફરમાવો.

પ્રભુશ્રી—નય અનંતા છે. નય અપેક્ષાએ ખોટું નથી. પણ એના શરણાથી અત્યારે જે સ્મૃતિમાં આવે છે તે જણાવું છું. સત્ પુરુષના યોગે ગેડ બેસી જાય, સમજણમાં વસ્તુ આવી જાય અને તેને ગ્રહણ કરી છોડે નહિ, તેને જ માટે જીવે, એવો કોઈ સમકિતનો રંગ છે! કોઈ વસ્તુને ડાઘ લાગી જાય તે જતો નથી; તેમ તે ભુલાય નહિ.

"એહિ નહીં હૈ કલ્પના, એહિ નહીં વિભંગ;
જબ જાગેગે આતમા, તબ લાગેગે રંગ."

એવો રંગ સૌભાગ્યભાઈને, જૂઠાભાઇને, અમને લાગેલો. કાગળમાં લખેલી અગ્નિ અને સાચી અગ્નિમાં આભજમીનનો ફેર છે. એક વખત એનો સ્પર્શ થયા પછી ગમે તેવા પ્રસંગો આવે તોપણ એને જુદું ને જુદું જ લાગે. જૂઠાભાઈને ત્યાં પણ વેપાર, સગાઈસંબંધ વગેરેના

પ્રશ્નો ઘણા આવેલા, પણ તે પોતાના ન હોય તેમ જ ગણે આત્મહિતમાં જ લક્ષ રહે એવી દશાના વખાણ કર્યા છે

" ક્યા ઇચ્છત? ખોવત સબે, હૈ ઇચ્છા દુ ખમૂલ '

***

તા ૨૫-૫-૧૯૨૫

આ, આ, તમે, બધા એકઠા થયા છીએ તે સસ્કાર જ ને? ઋણાનુબધે બધા એકઠા મળે છે અને જુદા પડે છે ખરો વૈરાગ્ય જ ક્યા સમજાયો છે! સમજાશે ત્યારે તો ઘડી પણ ગમશે નહિ હાથી, ગાય, ભેસના બચ્ચા જન્મે છે ત્યારે પોટો આવે છે તેમાથી બચ્ચાને બહાર કાઢવુ પડે છે, ઓરમાથી બચ્ચાને છૂટુ કરવું પડે છે તેમ કર્મના પોટાથી બિચારો જીવ વીંટાયો છે ત્યાં તેને શાની ગમત આવે? કેમ ગમે? જે ગમે તેને ન ગમાડવું અને ન ગમે તે ગમાડવું, એવું જ્ઞાની પુરુષનું વચન છે દુ ખ આવો, મોત આવો, ગમે તે આવો—ભલેને તેથી વધારે આવો, જેટલુ આવવુ હોય તેટલુ આવો! એ ક્યા આત્માનો ધર્મ છે? એ બોલાવ્યું આવવાનું નથી અને 'ના આવે, મટી જાય, સારુ થાય' એમ કહ્યે ઓછુ થવાનું નથી, તો પછી તેનાથી ડરવુ શુ? જેમ જ્ઞાની પુરુષે દીઠુ છે તેવુ મારુ સ્વરૂપ છે એવું માનેલુ મારે માન્ય છે પછી બીજુ ચાહે તે આવે તેને મારુ માનું ત્યારે મને દુ ખ છે ને? એક સાચા પુરુષ મળવાથી આ સમજાય છે, નહિ તો કોણ જાણે આત્માનું સ્વરૂપ શુ છે અને કેવુ છે?

*

મોઢે થઈ ગયું હોય તે ગગડાવી જઈએ, પડિકમણુ પડપડિયું કરી જઈએ, અથવા ઉપયોગ ન હોય કે કાચુ હોય, બરાબર મોઢે થયું ન હોય તે બોલવાનું હોય તો બીજુ બોલી જવાય તે બન્ને બરાબર નથી મોઢે તો એવુ કરવુ જોઈએ કે ઊઘમા હોઈએ અને કોઈ કહે તો એક પણ ભૂલ વિના ઊઠતા જ બોલી જઈએ ધ્યાન રાખીને બોલાય માટે—ઉપયોગ શૂન્ય ન બોલાય માટે કેટલીક વાર ઊલટેથી બોલવુ, '૧, ૨, ૩, ૪'ને બદલે '૪, ૩, ૨, ૧'ની પેઠે, જેમકે 'આત્મસિદ્ધિ' બોલવી હોય અને બહુ મોઢે થઈ ગઈ હોય તો છેલ્લી ગાથાથી શરૂ કરી પહેલી સુધી બોલવી એમ પ્રયત્નથી અભ્યાસ કરે તો ઉપયોગસહિત બોલાય

ઘડી વાર જો મનને વીલુ મૂકયુ તો નખ્ખોદ વાળશે કઈ ને કઈ કામમા તેને જોડવુ ભગવાનની આજ્ઞા છે કે સમય માત્ર પણ પ્રમાદ કરવો નહિ

**

તા ૧૪-૬-૧૯૨૫

[ પાંચ સમિતિ વિષે પત્રાંક ૭૬૭ વચાતાં ]

આમા અપૂર્વ વાત જણાવેલી છે

" પ્રવચન અંજન જો સદ્‌ગુરુ કરે દેખે પરમ નિધાન, જિનેશ્વર. "

એમાં પ્રવચન અંજન કહ્યું છે તે આ પત્રમાં છે. ત્રણ ગુપ્તિ—મન, વચન, કાયાની અને પાંચ સમિતિ—આજ્ઞાના ઉપયોગપૂર્વક બોલવું, ચાલવું, આહાર ગ્રહણ કરવો, વસ્ત્રાદિ લેવાંમૂકવાં અને નિહારક્રિયા (મળ-ત્યાગ વગેરે) આમ આઠે બાબતોમાં આજ્ઞાનો ઉપયોગ રાખીને વર્તે તે 'પ્રવચન અંજન'. ઘટપટ વિષે બોલતા પહેલાં આત્મા તરફ ઉપયોગ રહે. પહેલો આત્મા અને પછી બીજું. જ્યાં જુએ ત્યાં આત્મા, આત્મા, આત્મા. રોમેરોમ એ સાચો, સાચો, સાચો થઈ રહ્યું છે.

અઢાર દૂષણથી રહિત કેવો એ દેવ! ક્રોધ નહિ, માન નહિ, માયા નહિ, રતિ-અરતિ નહિ વગેરે દોષોથી રહિત! એ કદી તરસ્યો થયો છે? ભૂખ્યો થયો છે? રોગી છે? બ્રાહ્મણ છે? સ્ત્રી છે? પુરુષ છે? એક સમજ ફરે તો ચમત્કાર જેવું છે. 'પણે હું ગયો' કહે ત્યાં મિથ્યાત્વ. 'હું' અને 'તું' જુદું થયું છે તેને થયું છે. બાકી બીજા કહે તેમાંનું કશું ગમતું નથી. મોટા કાશીના પંડિત હોય કે ગમે તે હોય પણ એક સાચાની માન્યતા થઈ ગઈ છે તેથી બીજો કોઈ ગમતો નથી. અને એ જ કર્તવ્ય છે. 'વાત છે માન્યાની'. સત્પુરુષની યથાયોગ્ય પ્રતીતિ વિના જીવાજીવનું જ્ઞાન થતું નથી તે સત્ય છે. રાત્રે પાણી ઢૂંઢિયા ન રાખે, જરૂર પડે તો માતૃ કે રાખથી ચલાવે. શાસ્ત્રમાં તેવી સંકડાશ કેમ રાખી હશે? તેવી આચારાંગ વાંચતાં શંકા અમને થયેલી તે દેવકરણજી અને અમે પુછાવેલ તેનો આ ઉત્તર.

એમાં તો અપૂર્વ વાતો રહી છે! તોડીફોડીને કહેવાય તો ખરી ખૂબી આવે. બાવળીએ બાથ ભીડીને કહે છે કે મને છોડાવો, મને કોઈ છોડાવો. છોડી દે એટલે છૂટો થઇશ. સત્પુરુષ તો કહી છૂટે. ગોર તો પરણાવી આપે. શું ઘર-પણ માંડી આપે?

***

તા. ૫-૧-૧૯૨૬

['ગોમ્મટસાર'માંથી કષાયમાર્ગણા વંચાતાં.]

કૃપાળુદેવે ચાર કષાયને ચાર ચક્રવર્તી કહ્યા છે. તેમને જીતવા તે ચક્રવતીઓને જીતવા સમાન છે. રાગદ્વેષરૂપ બળદ લઈ કષાયખેડૂત મિથ્યાત્વબીજ વાવી રહ્યો છે. તે કેવું ફળ આપે છે? અરરર! અનંત સંસાર રઝળાવે છે. આ વેરી, એને ન મારવા? મરો! મરો! ઠેકાણે ઠેકાણે મરી જવા જેવું છે. હા, મોત ન હોત અને ભલે જરા, રોગથી જર્જરિત થયેલું પણ શરીર આમ ને આમ ચાલવાનું હોત તો ઠીક, ધીરજ રખાય. પણ આ બે ઘડી દહાડો—આ મનુષ્યભવ મળ્યો છે—તેનો શો ભરૂંસો? કેટલું જીવવું છે? રોજ બેસી રહેવું છે? તો હવે મોતને કેમ ભુલાય?

સમ્યક્ત્વને, આત્માના શુદ્ધ પરિણામને ઘાતે તે કષાય. અરરર! તે તો કસાઇ જ. તેનાથી મોટું પાપ શું? મોહનલાલજી બોલતા હોય કે અમે બોલતા હોઇએ અને મનમાં વિચાર આવે કે એ તો એમ કહે છે પણ આમ હોવું જોઇએ. એ મોટા છે એટલે શું કહેવું? નહીં તો

ખરુ તો આમ છે આવો ભાવ આવે તે શુ ? જીવે સામાન્ય કરી નાખ્યું છે એ ચંદનવૃક્ષનો વા વાવો પણ દુર્લભ છે આ કાળમા એ મળવુ મહા દુર્લભ છે એક જ્ઞાનીની દૃષ્ટિએ સાચુ છે તે સાચુ છે બાકી તો બહારથી શીતળ દેખાતો હોય અને જ્ઞાની કહે કે તે રાગી છે, તો તે ખરુ અને બહારથી ક્રોધ દેખાતો હોય પણ અંતરપરિણામ સમ્યગ્ હોય એક શીતળ દાસ બાવા હતા તેને એક જણે આવીને નામ પૂછ્યુ તો કહે, શીતળદાસ, ફરી પૂછ્યુ તો કહે, શીતળદાસ એમ બે ત્રણ વાર તો ઉત્તર આપ્યો, પણ પાચસાત વાર પૂછ પૂછ કર્યું એટલે એ તો ઊઠચો ચીપિયો લઈને મારવા એટલે પેલા માણસે કહ્યુ, શીતળદાસ તમારુ નામ નથી, ખરી રીતે તો અગ્નિદાસ છે આમ હોય છે

*

મુમુક્ષુ—'આ અવનિનું કર ભલુ' એમ પરમકૃપાળુદેવે પ્રાર્થના કરી છે, તે પ્રમાણે કૃષિ, કામિની અને કંચનના ત્યાગદ્વારા ટૉલ્સ્ટૉય અને લેનીને રાગદ્વેષના ત્યાગના નિમિત્ત આદર્યા છે તો તે પણ ધર્મ પામવાને પાત્ર થતા જાય છે

પ્રભુશ્રી—ત્યા રાજા છે કે નહિ ?

મુમુક્ષુ—રાજાને તો ફાસીએ ચઢાવ્યો

પ્રભુશ્રી—ત્યારે તો ત્યા રાગદ્વેષ હજી છે અને તે ય તીવ્ર તે કારણે જ જ્ઞાનીએ તે દેશો અનાર્ય કહ્યા છે બહારથી ગમે તે દેખાય પણ જ્ઞાનીની દૃષ્ટિએ સાચુ છે તે સાચુ, બીજુ મારે માન્ય નથી ગમે તેવું ચમત્કાર જેવુ ભલેને લાગે, પણ જ્ઞાનીને જે સાચુ જણાયું છે તે જ મારે માન્ય છે એટલું આટલા ભવમા કરવા જેવુ છે

એક ત્યાગી હતો તે ખાય દરરોજ છતા 'કદી નિહાર કરતો નથી' એવી વાત બધે ફેલાવા લાગી તે વાત એક જૈનના જાણવામા આવી તેથી તેની પરીક્ષા કરવા મીઠાઈ લઈને તે ત્યાગી પાસે ગયો ભાવ દેખાડી, બરાબર જમાડી અને સેવામા હાજર રહેવા રજા માગીને રહ્યો આખો દિવસ કઈ જણાયું નહિ પણ સવાર થવા આવ્યુ ત્યારે બાવાજી નહાવા જવા નીકળ્યા ત્યારે પેલો માણસ પણ સાથે ગયો બાવાજી નહાતા નહાતા ડૂબકી મારી ગયા એટલામા ઉપર વિષ્ટા તરી આવી એટલે તે જૈને કહ્યુ, બાવાજી હવે બહાર નીકળો, લીડી ઉપર દેખાઈ આમ લોકોને તમાસો દેખાડી તેણે આહાર હોય તેને નિહાર હોય જ એ વાત જણાવી પોગળ બહાર પાડયુ

તેમ ગમે તેવા બહાર ચિહ્ન દેખાય પણ સાચુ તે જ સાચુ છે હું સમજુ છુ, અને મને સમજાય છે તે સાચુ છે અને આનું ખોટુ છે એ બધી વાતો મૂકી એક જ્ઞાનીએ જોયુ છે તે સાચુ છે – એ ઉપર રહેવાની જરૂર છે કોઈ કહે કે હું એમ સમજુ છુ, તો પણ ભૂલ છે જ્ઞાનીની છાપ જોઈએ પોતાની મેળે માની લેવા જોગ નથી

***

તા. ૬-૧-૧૯૨૬

પ્રભુ, જીવ હજી ક્યાં થાક્યો છે? સ્વચ્છંદ અને સ્વચ્છંદમાં જ નિજકલ્પનાએ દોડયા જ કરે છે. કંઈ કહેવા જેવું નથી. આ વખત કોઈ અપૂર્વ છે, ચેતી લેવા જેવું છે. આમ કરું અને આમ થાય, આમ કર્યું તે ઠીક, વગેરે અણસમજ છે. કર્મ છે તે ક્યાં છોડે તેમ છે? ગુરુના શરણથી અમને તો શાતાવેદનીય હોય તોપણ ગમતી નથી અને અશાતા પણ તેવી જ છે. એ ક્યાં આત્માનો ધર્મ છે? ક્યાંય ખળવા જેવું નથી.

*

મુમુક્ષુ—બે દિવસ થોડો મંદવાડ હતો ત્યાંસુધી તો મંત્રનું સ્મરણ થયું પણ ત્રીજે દિવસે વિશેષ દુઃખ થતું ત્યારે મંત્રના જાપની ઈચ્છા, ભાવના તો રહેતી પણ બાપરે! અરેરે! એમ બોલાઈ જતું તેનું કેમ હશે?

પ્રભુશ્રી—જે ભાવના રહે છે તે કંઈ ઓછું નથી. અપરિણામિક મમતા જેવું છે પણ પછી શરીર ઠીક થવા આવ્યું એટલે તો પાછો બીજાં કર્મનો પ્રવાહ બંધ પડયો હતો તે શરૂ થયોને?—આ બોલાવે છે, આ અમુક લાવ્યા, આ કામ છે, ને આ લેશોને? એ ગડમથલ-માં સ્મરણ પણ રહેવું કઠણ થઈ પડે. માટે મંદવાડ પણ હિતકર્તા થઈ પડે છે. મટયા પછી ઠીક થયું એમ તમને લાગતું હશે પણ પાછી ઉપાધિ આવીને વળગી, લફરાં બાંધેલાં તે બધાંનું દેવું ચૂકવવું પડેને? પણ જેટલો વખત સ્મરણમાં અને ભાવનામાં ગયો તે લેખામાં ગયો.

અમને તો હવે વૃદ્ધાવસ્થા થઈ, દુઃખ પણ ચાલતું રહે છે. અત્યારે ગઈ કાલ કરતાં તાવલી વિશેષ છે, તો ય લવરી થતી હોય તેમ, આ જોને બોલાઈ જાય છે. તેથી કશું ગમતું નથી. મરણ ન હોય તો તો કંઈ વાંધો નથી; પણ આવું આવું ય શરીર કેટલો કાળ રહેવાનું? અને અમારા એકલા ઉપર ક્યાં છે? કોઈનેય ક્યાં એમ છે કે આટલાં વર્ષ સુધી તો મોત નથી જ આવવાનું? ઘડીમાં શું નું શું થઈ જાય છે! તેથી અમને તો એના શરણાથી કશામાં ગમ્મત નથી આવતી. એક દેવે વેરભાવને લઈને એક સમકિતીને દરિયામાં નાખ્યો ત્યાંથી તેનો મોક્ષ થયો એમ કંઈ વાત છે ને? પણ નિમિત્ત હંમેશાં સારાં રાખવાં.

મુનિ મો૦—ધારશીભાઈના અંતકાળ વખતે ચોવીસે કલાક તેમની સમીપ શુભ નિમિત્ત રાખવામાં આવ્યાં હતાં કોઈ વખત વંચાય તો કો કોઈ વખત મંત્રનો જાપ કરનાર રાખી મૂક્યો હતો. 'સહજાત્મસ્વરૂપ, સહજાત્મસ્વરૂપ, કેવળજ્ઞાનદર્શનમય સહજાત્મસ્વરૂપ.' એવો જાપ ચાલુ જ રહેતો. જ્યારે વેદનીનું જોર વિશેષ હોય ત્યારે જીવનું વીર્ય મંદ પડી જાય. અને દબાઈ જાય તે વખતે સ્મૃતિ આપનાર હોય તો વિશેષ લાભ છે.

પ્રભુશ્રી—સૌભાગ્યભાઈના મરણ વખતે અંબાલાલભાઈ 'સહજાત્મસ્વરૂપ' સંભળાવતા હતા. ત્યારે પોતાના ધ્યાન-ઉપયોગમાંથી બહાર આવી તેમાં સૌભાગ્યભાઈને ઉપયોગ જોડવો પડયો. તેથી તે વખતે કંઈ ન બોલવાનું તેમણે સૂચવ્યું હતું. એમ સ્યાદ્વાદ પણ છે.

મુનિ મો૦—તેમ છતા અંબાલાલ વિચક્ષણ હતા તે જ્યારે વિશેષ વેદનાના ચિહ્ન જણાય ત્યારે પાછા સ્મૃતિ આપતા રહેતા

***

તા ૭-૧-૧૯૨૬

[ 'મોક્ષમાળા' શિક્ષાપાઠ ૧૦૦, 'મનોનિગ્રહના વિઘ્ન' વચાતા ]

પ્રભુશ્રી—લક્ષની બહોળતા એટલે શુ ?

ઉપયોગનું વિભાવમાથી મુકાવુ વિશાળપણુ થવુ તે ઉપયોગની નિર્મળતા માટે, ચૂકી જવાય નહિ તે માટે કાઈ બહુ શ્રવણ વગેરેની ખાસ જરૂર નથી

[ 'એક ઉત્તમ નિયમ સાધ્ય ન કરવો' એ અઢારમા દોષના વિવેચન પ્રસગે દૃષ્ટાત ]

ફેણાવના છોટાલાલ કપુરચદ, અંબાલાલના સહિયારી હતા તેમને 'બહુ પુણ્યકેરા પુંજથી' એ કાવ્યની પહેલી કડીની બે લીટી વારવાર સ્મરણમા રહેતી જ્યારે જોઈએ ત્યારે તે તેમના મુખમા હોય જ તેના ઉચ્ચાર વગરનો કોઈ સમયે અમે તેને દીઠો નથી એથી તેના મતિજ્ઞાનની નિર્મળતા થવાથી તેને પોતાના મરણની કઈક ખબર પડી તે જાતે બહુ પાકો હતો અંબાલાલભાઈના કુટુમ્બનું ઘણુખરુ કામ ઉપાડી લેતો, અને સ્વાર્થી એટલો બધો કે તેની ગમે તે ક્રિયામા બીજાને સ્વાર્થની ગધ આવ્યા વિના ન રહે એક દિવસ સાજે બધા ભક્તિમા બેસતા ત્યા આવી બધાને તે નમસ્કાર કરવા મડી પડયો બધાને લાગ્યુ કે કઈ કારણ વિના તે આમ કરે નહિ તેથી ભાઈ અંબાલાલે પૂછ્યુ કે છોટાભાઈ તમો આજે આમ કેમ કરો છો? તેણે કહ્યુ કે મારે તમારી પાસેથી આજે વચન લેવુ છે એટલે તમારે જોઈતુ હોય તે કહો, એવુ કહ્યુ તો પણ ફરી કહ્યુ કે તમે વચન આપો કે આપીશું, તો માગુ પછી અંબાલાલભાઈએ હા પાડી એટલે તેણે તેમની પાસે અને પાસે બેઠેલા નગીનદાસ પાસેથી પોતાના મરણ વખતે હાજર રહી મરણ સુધારવા અને સ્મરણ અપાવવાની માગણી કરી તેમણે તે કબૂર્યુ એકાદ અઠવાડિયા પછી તે ભાઈને પ્લેગની ગાઠ નીકળી એટલે એક તો વ્યાવહારિક ઉપકારને લઈને અને વચન આપેલુ તે કારણે અંબાલાલભાઈ ત્રણેય દિવસ તેમની પાસે ને પાસે જ રહ્યા અને કઈ વાચન, ભક્તિ, બોધ વગેરેથી તેનો ઉપયોગ તેમા જ જોડાઈ રહે તેમ પ્રવર્તતા બીજા, નગીનદાસ પણ સાથે રહેતા અને તેનો ભત્રીજો પોપટભાઈ પણ તેમની સેવામા રહેલો એ ત્રણેને ચેપ લાગુ પડયો અને ત્રણેના સાથે મરણ થવાથી ત્રણેને સાથે બાળેલા

આ મનોનિગ્રહનો 'મોક્ષમાળા'નો પાઠ યોગ્યતા આપે તેવો છે તેમા કેટલી બધી વાતો સમાઈ છે! આળસ, ઊઘનો ત્યાગ અને સયમ એ બધા કર્તવ્ય છે,

મુમુક્ષુ—'લક્ષની બહોળતા'મા લક્ષ એટલે શુ ?

પ્રભુશ્રી—લક્ષ, શુ ? 'લક્ષ, લક્ષ' એટલે ઘસી નાખવુ, એનું એ, એનું એ—નિરંતર લક્ષમા રાખવુ બીજુ કઈ ગમે નહિ

જ્યાંસુધી આ પાઠમાંના દોષ હોય ત્યાંસુધી મન કેમ વશમાં આવે? 'મન, તેને લઈને, આ બધું અને તેનો નિર્ણય' એ પત્ર ૩૭૩ માં એ જ વાત આવી છે. ૪૩૦ મા પત્રમાં જણાવેલા પ્રતિબંધ દરેકને વિચારવાજોગ છે.

"અસંગપણું એટલે આત્માર્થ સિવાયના સંગપ્રસંગમાં પડવું નહીં, સંસારના સંગીના સંગમાં વાતચીતાદિ પ્રસંગ શિષ્યાદિ કરવાના કારણે રાખવો નહીં, શિષ્યાદિ કરવા સાથે ગૃહવાસી વેષવાળાને ફેરવવા નહીં. દીક્ષા લે તો તારું કલ્યાણ થશે એવાં વાક્ય તીર્થંકરદેવ કહેતા નહોતા. તેનો હેતુ એક એ પણ હતો કે એમ કહેવું એ પણ તેનો અભિપ્રાય ઉત્પન્ન થવા પહેલાં તેને દીક્ષા આપવી છે; તે કલ્યાણ નથી. જેમાં તીર્થંકરદેવ આવા વિચારથી વર્ત્યા છે, તેમાં આપણે છ છ માસ દીક્ષા લેવાનો ઉપદેશ જારી રાખી તેને શિષ્ય કરીએ છીએ તે માત્ર શિષ્યાર્થ છે, આત્માર્થ નથી. પુસ્તક છે તે જ્ઞાનના આરાધનને અર્થે સર્વ પ્રકારના પોતાના મમત્વભાવરહિત રખાય તો જ આત્માર્થ છે, નહીં તો મહાન પ્રતિબંધ છે. તે પણ વિચારવા યોગ્ય છે.

આ ક્ષેત્ર આપણું છે, અને તે ક્ષેત્ર જાળવવા ચાતુર્માસ ત્યાં રહેવા માટે જે વિચાર કરવામાં આવે છે તે ક્ષેત્રપ્રતિબંધ છે. તીર્થંકરદેવ તો એમ કહે છે કે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી એ ચારે પ્રતિબંધથી જો આત્માર્થ થતો હોય અથવા નિર્ગ્રંથ થવાતું હોય તો તે તીર્થંકરદેવના માર્ગમાં નહીં, પણ સંસારના માર્ગમાં છે."

આ વાત કોઈ વાંચે તો કેવું પરિણામ થાય? કોઈ પણ સાધુને પોતાના દોષ જાણવાનું આ સાધન છે.

★

['ગોમટ્ટસાર'માંથી જ્ઞાનમાર્ગણા વંચાતાં.]

મિથ્યાત્વ જતાં શ્રદ્ધા થાય. પણ શ્રદ્ધા આવ્યા પહેલાં શું કરવું? મનોનિગ્રહના પાઠમાં આવ્યું હતું તે યોગ્યતા આપે તેવું છે. 'એક મત આપડી કે ઊભે મારગે તાપડી,' એ તો શ્રદ્ધા આવ્યા પછી થાય. પણ તે પહેલાં તો યોગ્યતા લાવવા, તે ટકાવી રાખવા મહેનત કરવી પડે. દવા આપતા પહેલાં રેચ આપીને પછી ચરી પાળવાની હોય છે. તેવી યોગ્યતા કે દશા લાવવાની વાત છે. જો પોતાનામાં ગુણ પ્રગટ્યો છે એમ જોવા જાય તો પાછું જેમ બાળકને ખજૂરની ચરી હોય ને તે ખાઈ ગયો હોય તો અરર! ફરી રેચ આપવો પડશે અને બધું નકામું ગયું એમ ગણાય છે, તેમ પાંશરો ન રહે, લાંબાટૂંકા હાથપગ કરે તેને માબાપ કહે કે સમો રહેને હવે; તેમ ધર્મમાં પણ માત્ર કંગાલ, રાંકની પેઠે દીન થઈ પડી રહેવા જેવું છે. ઉપદેશ આપવા કે ડહાપણ કરવા જેવું નથી. પણ એક સત્પુરુષે માન્ય કર્યું છે, તેણે દીઠું છે તે જ ખરું છે એ નિશાન, લક્ષ રાખવા જેવું છે; તે ભૂલી જવા જેવું નથી. જો પોતાનામાં જોવા જાય તો શું દેખે? અંધારું, તર્ક-વિતર્કનું જાળું. જ્યાં એટલી દશા આવી નથી, યોગ્યતા થઈ નથી ત્યાં શું જણાય? એ તો જરા મોટો થાય, વયે આવે ત્યારે સમજાય એવું હોય, તેનું કેમ કરવું? "સાકર આવી હોય," એમ કહે તેનો ખ્યાલ ન આવે, પણ જેમ એકે ચાખી હોય તેમ બીજો ચાખે ત્યારે ખબર પડે કે તે આવી હોય. પરીક્ષાપ્રધાનપણું વયે, યોગ્યતાએ આવે છે. ત્યાંસુધી તે શી રીતે પરીક્ષા કરશે? કયા માપે માપશે? ઊંધી માણે પાણી ભરાય? ગઈ કાલે એક ભાઈ વાત કરતા હતા કે પશ્ચિમમાં રાગ-દ્વેષ મટવાનાં

ચિત્ર જણાય છે, પણ જ્ઞાનીએ જોયું છે તે સાચુ છે એટલે જ ઊભા રહેવા જેવુ છે એ ભાઇ તો મનમા એમ માને છે કે મારી સમજ સમ્યક્ છે પણ જો, શુ નીકળ્યું! પુણ્યના જોગે બધું મળી આવે, પણ સમજની વાત ન્યારી છે! તે ઉદાર છે તેની ના નહિ અને કઈક તેવા જોગે જ આ જે છે તે દેખાય છે

મુનિ મો૦—જે મિથ્યાત્વમા હોય છે તે ઉદારતા બતાવે કે ગમે તે પ્રવૃત્તિ કરે તો પણ કર્મ વધાર્યે જાય છે, અને સમકિતી જીવને નિર્જરા થયે જાય છે ઊલટુ વધારે ક્ષયોપશમવાળાની પાસે વધારે કચરો હોય ગણુતરી તો સમકિતની છે

મુમુક્ષુ—પ્રભુ, કોઈ જીવને મૂકવું હોય પણ મુકાતું ન હોય, સમજાતું ન હોય કે કેમ મૂકવું, તેનું કેમ?

પ્રભુશ્રી—કઈક એ જ રહ્યુ છે મૂકવાનુ એવું કયા દેખાય એવું છે કે, નખ વધેલો હોય તો તેને કાપી નાખીએ તેમ, દૂર થાય? પણ જે જ્ઞાનીની દૃષ્ટિએ સાચુ નથી તેને સાચુ માનવુ નહિ પછી ભલેને બધું પડયુ રહ્યુ! એ તો એનો કાળ આવ્યે જશે

પરતુ કોઈ વીસ વર્ષનો પુત્ર મરી જાય તો એમ ન થવુ જોઈએ કે હાય! હાય! છોકરો મરી ગયો પણ પહેલેથી નક્કી કરી મૂકવુ કે 'મરણ તો છે જ, અને આ બધુ ખોટુ છે, સ્વપ્ન જેવુ છે જીવે તો ય શુ અને મરે તો ય શુ?' કોઈ ગાળ ભાડે તો ઊલટુ 'મારુ પાપ ધોવાય છે, કર્મ જાય છે, એમ એકને થાય છે અને બીજાને 'મને કહ્યુ' એમ લાગે છે, પણ એવી સમજ ફર્યે ખોટુ ન લાગે ત્યારે સમજવુ કે શ્રદ્ધા જ્ઞાનીએ કહી તેમ છે નહીં તો મને શ્રદ્ધા છે એમ કહે તેથી શુ વળે? ભેદ પડવો જોઈએ કામ કરતા છતા તે ખરુ નથી, રાખના પડીકા જેવુ છે, એમ લાગે

કોઈ એમ જણાવે કે કાલે તારુ મરણ છે તો પછી બીજામા તેનું મન રહે? મન પાછુ ઓસરે, ઉદાસ રહે તેમ મરણને યાદ રાખ્યા કરવાથી યોગ્યતા આવે છે મમતા ઓછી થાય તેમ કરવુ ઠાર ઠાર મરી જવા જેવુ છે જ્ઞાની પુરુષનો આશ્રય મહાભાગ્યે પ્રાપ્ત થાય છે આપણને કૃપાળુદેવનો આશ્રય પ્રાપ્ત થયો છે તે કોઈ ને કોઈ પૂર્વ કર્મના સયોગે થયો છેને? તે જો સાચી દૃષ્ટિ થઈ હોય તો એક કુટુમ્બ જેવુ લાગે કુટુમ્બમા જેમ એક વધારે કમાય એક ઓછું કમાય, પણ બધા કુટુમ્બીઓ ગણાય, તેવુ રહે

મરણ વખતે શોક કે ખેદ થવો ન જોઈએ જેમ ઢોરને નવે ઘેર કે નવે ખીલે બાધે ત્યા તેને પણ ગમતું નથી, તેમ આ દેહમાથી નીકળવુ જીવને ગમતુ નથી વસ્ત્રના જેવો સબધ જીવને દેહ સાથે છે તે તો જ્ઞાનીએ જાણ્યો છે

મુનિ મો૦—કોઈ માણસે ધન દાટયુ હોય અને ચોર લઈ ગયા પછી જમીન સરખી હતી તેવી કરે તો ખબર ન પડે ત્યાસુધી ખેદ થતો નથી પણ જાણે છે ત્યારે ખેદ થાય છે તેમ ક્ષણે ક્ષણે મરણ થાય છે તેની ખબર નથી પણ મરણ વખતે દેહ છૂટતી વખતે ખેદ કરે છે

પ્રભુશ્રી—તેનો હોય તો છૂટે શાનો? પારકુ હોય તેટલું જાય મરણ સભારનારમા એવા પણ સ્યાદ્વાદી હોય છે કે મરણ આવશે તો એકઠુ કરેલું છોકરા ખાશે એમ કહે પણ

વૈરાગ્ય પામતા નથી. આત્મા ક્યાં કોઈનો છોકરો થયો છે? પણ વ્યવહારે હોય તે કહેવાય. રાખનાં પડીકાં જેવો વ્યવહાર કરી નાખવો. કારણ કે તે બધું ખોટું નીકળ્યું છે, તેમાં સાર નથી. તે ક્યાં આત્માના ગુણ છે? આત્મા જ સત્ય છે.

***

તા. ૧૧-૧-૧૯૨૬

[ 'મૂળાચાર' વંચાતાં ]

શંકા:—તત્ત્વની સમજ એ સમકિતનું કારણ છે અને તેમાં શંકા તે સમકિતનો ઘાત કરે છે. તેવું નહિ કરવું.

કાંક્ષા—ત્રણ પ્રકારે: (૧) આ લોકની સંપત્તિની ઈચ્છા, (૨) પરલોકની સંપત્તિની ઇચ્છા અને (૩) કુળધર્મની (લૌકિક ધર્મની) ઈચ્છા.

(૧) 'આ લોકની અલ્પ પણ સુખેચ્છા' હોય તો સમક્તિ જ નથી. આખી રાત એનો વિચાર કર્યો હોય—ખાવાની ઈચ્છા, પહેરવાની ઈચ્છા, ઊંઘવાની ઈચ્છા, સુખની ઈચ્છા; ધન, પુત્ર, વગેરે સંબંધી વિચાર કરે—તો ભુલવણી સમજાય.

(૨) પરલોકની-દેવતાનાં સુખની વૈભવની ઈચ્છા. અને

(૩) લૌકિક ધર્મ—માતાપિતા-પુત્રના ધર્મ, ફરજ, કહેવાતા આત્માના ધર્મ એ કંઇ ધર્મ છે? સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્ર એ આત્માના ધર્મ છે.

અહો! એ પુરુષનો ઉપકાર! એક 'આ લોકની અલ્પ પણ સુખેચ્છામાં કેટલો અર્થ સમજાવ્યો છે? તેના એક શબ્દનો પણ ક્યાં વિચાર થયો છે?

વિચિકિત્સા—એ ત્રીજો દોષ. તેમાં મુનિરાજનાં મળમૂત્રાદિ વિષે ગ્લાનિ કર્તવ્ય નથી, પણ વિનય એ મોટો ગુણ છે, ધર્મ પામવાનું કારણ છે.

અમે તો માત્ર એ બોલ કાનમાં પડે તેટલા માટે પરાણે સભામાં આવીએ અને જરૂરનું લાગે તો ભલે બોલીએ. પણ હવે અમારે ભાષાનાં પુદ્ગલ કંઈ વ્યવસ્થિત જોઈએ તેવાં છે? પરાણે ખેંચીને કંઈક બોલીએ, તેમાંય ખારાશ વર્તે છે. અમારે તો એમાં જ કાળ ગાળવો છે કૃપાળુદેવે જણાવ્યું છે તેમ તેના ઉપર જેની દૃષ્ટિ હોય તેમણે હવે અમારી સંભાળ રાખવી ઘટે, છોકરા જેમ ડોસાની અવસ્થા થતાં સંભાળ લે તેમ કરવું જોઈએ. અમારાથી હવે કાંઈ બોલાય છે? નહિ તો દોડ પણ કરીએ. પણ પહેલેથી અમારી તો ભાવના જ એવી છે કે કંઈક સાંભળીએ; કોઈ સંભળાવે તો સાંભળ સાંભળ કરીએ એવું રહેતું અને હજી રહે છે. કાળ તો જાય છે ને? બીજું હવે શું કરવું છે?

એક બ્રાહ્મણ હતો. તે ભણવા ગયો. ભણીને બીજા બ્રાહ્મણોની સાથે તે પાછો જંગલમાં થઈ ઘેર આવતો હતો. રસ્તામાં એક વાઘ દીઠો. બીજા બધા તો નાસી ગયા. પણ પેલો બ્રાહ્મણ પશુની ભાષા પણ બોલી જાણતો. તેણે વાઘને તેની ભાષામાં ધર્મનો ઉપદેશ કર્યો અને કથા કહી. તેથી વાઘ પ્રસન્ન થયો. તેથી તેણે મરેલાં માણસો વગેરેના શરીર ઉપરનાં

ઘરેણા માલ, ધન, વગેરે બોડ આગળ જ્યા પડેલુ હતું ત્યા તેને લઇ જઇ એક સોનામહોર આપી અને કહ્યુ કે રોજ આવજે અને ધર્મકથા સભળાવી જજે એટલે તે બ્રાહ્મણ રોજ આવતો અને ધન લઇ જતો આમ બીજો કાઈ તે ધધો કરતો નહિ, છતા પૈસા ખૂબ ખર્ચતો તેથી બધા તેને પૂછવા લાગ્યા કે તમે પૈસા કયાથી લાવો છો? તેમને પેલી વાત તેણે કહી, પણ તે માને શાના? વાઘ કઇ માર્યા વગર રહે? પછી તપાસ કરતા તે વાત સાચી લાગી એટલે બધા તેની અદેખાઇ કરવા લાગ્યા એક જણે તેના નાશનો ઉપાય શોધી કાઢ્યો તેને વાઘ સાથેની વાત પૂછી તે માણસે કહ્યુ કે વાઘ તમને કોઈ દિવસ ન મારે? તેણે કહ્યુ, કદી ન મારે ત્યારે તેણે કહ્યું કે આજે તમે વાઘને કૂતરો કહેજો જોઈએ? તે વેદિયા બ્રાહ્મણને કઈ અનુભવ નહી એટલે તેણે કહ્યું, કહીશ પછી બોડ પાસે વાઘ સૂતો હતો ત્યા જઈ તેને તેણે કહ્યું, ઊઠ કૂતરા વાઘને તો ખૂબ રીસ ચઢી અને બોડમાં પેસી ગયો બીજો હોત તો મારી નાખત પણ આને શુ કરવું? તેને પણ હું શિખામણ આપુ એમ ધારી એક સોનામહોર આપી તેને કહ્યુ કાલે આવો ત્યારે એક કૂહાડો લેતા આવજો બીજે દિવસે બ્રાહ્મણે કૂહાડો આણ્યો ત્યારે વાઘે તેને પોતાના માથામા જોરથી મારવા આગ્રહ કર્યો બ્રાહ્મણે આનાકાની કરી પણ વાઘે ખૂબ હઠ કરી એટલે તેણે વાઘના માથામા ઘા કર્યો પછી વાઘ બોડમા જઇ મહોર લઈ આવ્યો અને તે આપીને બ્રાહ્મણને કહ્યુ કે થોડા દિવસ પછી હવે આવજો થોડા દહાડામા ઘા રુઝાઈ ગયો પછી બ્રાહ્મણ આવ્યો ત્યારે વાઘે કહ્યું કે ઘા તો રુઝાઇ ગયો પણ તે દિવસે કૂતરો કહ્યો હતો તેનો ઘા હજી રુઝાઈ ગયો નથી હવે આજે જા અને ફરી જો આવ્યો તો તારુ મોત આવ્યુ જાણજે

આ વાત તો અમથી દૃષ્ટાત રૂપ છે પણ તે ઉપરથી સમજવું કે સત્પુરુષના વચનનો ઘા એવો લાગવો જોઇએ કે કદી રુઝાય નહીં બીજા બધા કામ, ધર્મ ફરજો બધું ભૂસાઈ જાય, રુઝાઈ જાય, પણ સત્પુરુષે કહેલુ એવું ઊડુ કાળજામા કોતરી રાખવું કે કોઈ ગાળ ભાડયા પછી ગમે તેટલી ઉપરથી ભાઈબધી કરવા આવે પણ તેનો ડાઘ નથી ભૂસાતો તેમ વચનનો ડાઘ—રગ લાગવો જોઇએ કે તેની અસર સદાય રહે, કદી જાય નહીં

* *

તા ૧૨-૧-૧૯૨૬

[ 'મૂળાચાર' વચાતાં ]

દેવ, ગુરુ, ધર્મ વિષેની મૂઢતા હોય ત્યાસુધી સમકિત ન ગણાય

ઉપગૂહનમા એવો કોઇ ગુણ છે કે સમકિતની શુદ્ધિ થાય છે

સમ્યગ્ જ્ઞાન—દર્શન—ચારિત્રમા ગ્લાનિ, મદ ઉત્સાહ, અભાવો, અણગમો ઉત્પન્ન થાય તેને ધર્મભક્તિ વડે દૂર કરવાથી સમકિતની શુદ્ધિ થાય છે બીજાના કરતા પોતાના ઉપર જ તે વાતનો લક્ષ લઈ સમકિત શુદ્ધ કરવા રત્નત્રયમા મદ ઉત્સાહ, અભાવ, પ્રમાદ, ગ્લાનિ ટાળવા, જ્યા બીજી બીજી વસ્તુમા ભાવ રહ્યા છે ત્યા સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્રમા પ્રમાદ જ છે તે ટાળવાની જરૂર છે તે ટાળવાથી સમકિતની શુદ્ધિ થાય છે

સ્થિતિકરણ !—પરમ કૃપાળુદેવે આ પામર જીવ ઉપર કેટલા ઉપકાર કર્યા છે! કેવા કેવા મિથ્યાત્વમાંથી છોડાવી કયાં ઊભો રાખ્યો છે! તેનાં મુખનાં નિમિત્તભૂત, હિતમિત વચનોથી કેટલો ઉપકાર થયો છે! તે ઉપકારનો બદલો કોઈ પણ રીતે વળી શકે તેમ નથી. સ્થિતિકરણ —મોક્ષમાર્ગમાં ઊભો રાખવો, સ્થિર કરવો. અહો! કેવો ગુણ છે! આખું જગત કયાં ઊભું છે?

[ મોહનલાલજી મહારાજ સભામાંથી આવ્યા તેમને ઉપગૂહન અને સ્થિતિકરણ સબંધી વંચાવ્યું અને તેનો અર્થ પૂછ્યો. ]

પ્રભુશ્રી—ગ્લાનિ એટલે શું?

મુનિ મો૦—વિચિકિત્સા, દુગંચ્છા.

પ્રભુશ્રી—સમ્યગ્ જ્ઞાનાદિમાં ગ્લાનિ શું?

મુનિ મો૦—પ્રમાદ, મંદ ઉત્સાહ, અભાવો, અણગમો, વગેરે.

પ્રભુશ્રી—એ પ્રમાદ, મંદ ઉત્સાહ અધીરજ, કોઈ પ્રશ્ન પૂછે તો કંટાળી જવું, વગેરે દોષો છે. તે દૂર કરવાથી સમ્યક્ત્વની શુદ્ધિ થાય છે. સભામાં શું વંચાયું?

મુનિ મો૦—"સત્પુરુષની આજ્ઞામાં વર્તવાનો જેનો દૃઢ નિશ્ચય વર્તે છે અને જે તે નિશ્ચયને આરાધે છે તેને જ જ્ઞાન સમ્યક્ પરિણામી થાય છે, એ વાત આત્માર્થી જીવે અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય છે. અમે જે આ વચન લખ્યાં છે તેના સર્વ જ્ઞાનીપુરુષો સાક્ષી છે.

અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે. જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ, એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો, એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઈએ."

( પત્રાંક ૭૧૯ )

મને જ્ઞાનાવરણીય કર્મના આવરણે શું કરવું યોગ્ય છે તે સમજાતું નથી તો કરવા યોગ્ય બાબત સૂચવવા કૃપા કરશો.

પ્રભુશ્રી—તે અમે કયારે નથી જણાવતા? એ પુરુષના ઉપર શ્રદ્ધા છે એટલે લાગી આવે છે. નહીં તો અમારે શાનું કહેવું થાય?

જે કષાય છોડવાનાં નિમિત્ત તે નિમિત્તે કષાય બાંધવાનું થાય અને મનમાં એમને એમ કષાય રહ્યા કરે, તે મનુષ્યભવ છે એટલે ખબર તો પડેસ્તો. અમારે તો હવે કાનમાં એ શબ્દો તેની આજ્ઞા પ્રમાણે પડે તેવાં નિમિત્તમાં રહેવું છે એટલે એવાં કષાયનાં નિમિત્ત ઉપર ખારાશ આવે છે.

પૃચ્છના:—પ્રશ્નો પૂછવામાં ખેંચતાણ કરવી યોગ્ય છે? મતિમાં એમ લાવવું કે આ તો સમજતા નથી, મારું ધારેલું સાચું છે અને તેને આધારે પકડ રાખી ચર્ચા કરવામાં કે કષાય કરવામાં માલ છે? અહીં કેવું વિનયનું સ્વરૂપ આવ્યું છે? કોઈ આબેહૂબ વર્ણન કર્યું છે! આત્માને સત્નો રંગ ચઢાવે તે સત્સંગ કે કષાયનો રંગ ચઢાવે તે?

કોઈ પ્રશ્ન કરે તો ધીરજથી જે આપણને ઉત્તર સૂઝે તે કહેવામાં શી અડચણ છે? મરને પછી તર્કથી ગમે તેવો પ્રશ્ન કરેને. ખોટે ખોટો પ્રશ્ન ઊભો કર્યો હોય; તો પણ તેનો

સરળતાથી પોતાને સમજાય તેવો દિલ ખોલીને ખુલાસો થાય તો સત્સંગમાં રંગ આવે નહીં તો સત્સંગ શાનો? આપણે ક્યાં પકડ રાખવી છે? સમજમાં આવે તે કહેવું અને છેવટનું, તો તે જ્ઞાની જ જાણે છે

*

[ 'ગોમટ્ટસાર'માંથી પર્યાય સમાસ જ્ઞાન અને અથાક્ષર એ શ્રુતજ્ઞાનના ભેદોના પુનરાવર્તન પ્રસંગે.]

શાસ્ત્રવાચન મરતી વખતે યાદ રહે પણ ખરું અને ન પણ રહે પણ સમ્યગ્દૃષ્ટિ, સત્પુરુષ પ્રત્યે સન્મુખદૃષ્ટિ, તેના મંત્રનું સ્મરણ અને ભાવના એ જ કામ કરે છે જેનો ક્ષયોપશમ વધારે હોય તેની પાસે એટલો વિશેષ પરિગ્રહ છે કોઈને શાસ્ત્રનું જ્ઞાન ન હોય, ક્ષયોપશમ કાચો હોય, ઘણી વાર સાંભળે ત્યારે યાદ રહે તેવું હોય પણ જો શ્રદ્ધા દૃઢ છે તો તે કામ કાઢી નાખે છે જેની પાસે વિશેષ સામગ્રી હોય તે તેનો ઉપયોગ કરી શકે, દૃઢતાના તે કારણ છે પણ તેનો ગર્વ હોય તો વધારે પૈસાવાળા સટ્ટામાં ખોઈ નાખે છે તેવું થાય ગામડાગામમાં થોડી પુંજી હોય તોય મોટો પૈસાદાર ગણાય પણ કૂવાના દેડકા, તને ક્યાં ખબર છે કે કૃપાળુ દેવ અને એવા સમર્થ જ્ઞાની આગળ આ ક્ષયોપશમનો શો હિસાબ! કંઈ ગર્વ કરવા જેવું નથી સમ્યક્ત્વના સ્પર્શથી લોઢાના પાટાની દુકાન હોય તો તે સો ટચના સોનાની પાટોવાળી દુકાન થઈ જાય

મુમુક્ષુ—કોઈ શાસ્ત્ર વગેરે કાંઈ વાંચે નહિ ને માત્ર મંત્ર-સ્મરણ મળ્યું હોય, તેનું જ આરાધન કરે તો જ્ઞાન થાય કે નહિ?

મુનિ મો૦—'મા રુષ, મા તુષ' એટલો મંત્ર યાદ રાખવા જેટલો પણ જેનો ક્ષયોપશમ ન હતો, છતાં તેની શ્રદ્ધા અડગ હતી તો તેને જ્ઞાન થયું ગૌતમ ગણધરદેવ જેવા શાસ્ત્રો રચનાર રહી ગયા અને ભિખારી જેવાને પણ કેવળજ્ઞાન થયું હતું

પ્રભુશ્રી—સ્યાદ્વાદ રાખો

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ."

મુનિ મો૦—'ચૌદપૂર્વધારી દેશે ઊણાં'વાળો પ્રશ્ન કૃપાળુદેવે ચર્ચ્યો છે તેમાં ચોક્કસ ઉત્તર સ્યાદ્વાદસહિત છે

પ્રભુશ્રી—માર્ગ કોઈ અપૂર્વ છે, મોક્ષે પહોંચાડે તેવો માર્ગ કૃપાળુદેવે કરી દીધો છે એ દૃષ્ટિ ઉપર આવવું એ પૂર્ણ ભાગ્ય છે!

'પ્રભુ, પ્રભુ' શબ્દ બોલવાની ટેવ મને છે, તે વિષે એક ભાઈએ મને જણાવ્યું કે એવું શું બોલો છો પણ તેની આજ્ઞાએ દીનપણું અંગીકાર કરી પ્રવર્તવું છે એટલે એ શબ્દ ઉપયોગપૂર્વક બોલાય તો સારું એમાં કંઈ વાંધા જેવું છે? 'અહ્યા' અને એવું બોલાય

જવાય તેના કરતાં [1]બંગડીના વેપારીની પેઠે અભ્યાસ કરી મૂક્યો હોય તો મોઢે સારી જ વાણી નીકળે. કંઈ નહીં તો પુણ્ય બંધાય. 'પ્રભુ' એ તો બહુ સરસ શબ્દ છે. આપણને તો એની આજ્ઞાએ એ શબ્દ હિતકારી છે. પ્રભુત્વ એને અર્પી આપણે દીનત્વ, દાસત્વ, પરમ દીનત્વમાં રહેવું ઘટે છે. ગમે તેમ પણ કષાય ઘટાડવો છે. અવસ્થાને લઈને બેસી શકાય નહિ, આમ સૂઈ જવું પડે; પણ ભાવ બીજો હતો? ગુરુ કહે તેમ કરવું, કરે તેમ ન કરવું.

***

તા. ૧૯-૧-૧૯૨૬

['મોક્ષમાળા' શિક્ષાપાઠ ૮ 'સત્‌દેવ'ના વાંચન પ્રસંગે.]

આ બધું ખોટું છે, રાખનાં પડીકાં જેવું છે. આ કેડિયું, આ મકાન, આ શરીર એ બધું છે તેવું ને તેવું રહે તેમ છે? જૂનું થઈ જાય છે ને? ફાટી જાય છે, બચકાઈ જાય છે, નાશ થાય છે; તો એમાં શું રાખવા જેવું છે? શામાં મમતા કરવા જેવું છે? શું હારે લઈ જવાનું છે? બધુંય પડી રહેવાનું છે. મારાં સગાં, મારાં વહાલાં, મારા હાથ, મારા પગ એ બધું મારું મારું કરેલું ક્યાં રહેવાનું છે? એટલું જ કરવાનું છે કે મારું કશું નથી.

જ્યાં ત્યાં દહાડા પૂરા કરવાના છે, હેડ પૂરી કરવાની છે. ખાવું પીવું પડે તે હડકાયા કૂતરાની પેઠે આમ ખાધું ન ખાધું કરી બાંધેલાં પૂરાં કરવાનાં છે. અંતરમાંથી બધું કાઢી નાખવા જેવું છે. કોનાં છોકરાં અને કોનાં સગાં?

આત્મા સિવાય કોઈ સહાય કરે તેવું નથી. અને તે તો એક સત્પુરુષે જાણ્યો છે. તો એવા એક સત્પુરુષમાં જ ચિત્ત રાખવું. આત્મારૂપ થયા હોય તે જ સત્ય છે. તેણે જાણ્યું છે તે જ સાચું છે. તેની પ્રત્યક્ષ વાણી ઉપરથી કોઈ સંતસમાગમથી તેની પ્રતીતિ કરી તેની ઓળખાણ કરી લેવા જેવી છે. બીજે બધેથી તો મરી જવા જેવું છે. મરી જવાનો હોય તેને શી ચિન્તા હોય? અહીંથી જવાનું હોય તો પછી અહીંની ચિન્તાઓ શું કામ રાખવી? જ્યાં ત્યાંથી ઊઠી જવા જેવું છે અને ઘર જાણી લેવા જેવું છે. જેમ નાનું છોકરું હોય તે તેની માને ઓળખે એટલે બીજા 'આવ, આવ' કહે પણ કહે 'ના, ના.' કોઇ તેડે તોપણ નજર તેની મા તરફ જ રાખે છે. પણ ઓળખતું ન હોય ત્યાંસુધી આની પાસેય જાય અને આની પાસેય જાય. પણ પછી તો બીજો બોલાવે તોય ના કહે.

મારું તારું મૂકી, કોઈ ગમે તે કહે તે સહન કરવું. દુઃખ પડે તે સહન કરવું. ખમી ખૂંદવું. એમાં બધુંય—તપ કહો, ક્ષમા કહો, ચારિત્ર કહો, બધુંય—આવી જાય છે ખોટું

---

૧. એક બંગડીઓનો વેપારી ગધેડી ઉપર બંગડીઓ, ચૂડીઓ, વગેરે લાદીને વેચવા માટે ગામડે જતો. તે ગધેડીને હાંકતાં લાકડી મારીને બોલતો કે માજી ચાલો, બેન ચાલો, કઈબા ઉતાવળે ચાલો. એમ માનભર્યા શબ્દો વાપરી લાકડી મારતો. વાટમાં બીજો કોઈ માણસ મળ્યો તેને એમ લાગ્યું કે 'આ આમ કેમ બોલતો હશે?' એટલે તેણે તેને પૂછ્યું ત્યારે બંગડીના વેપારીએ કહ્યું કે "અમારે ગામડામાં ગરાસિયા વગેરેની બાઈઓ સાથે બંગડીઓનો ધંધો કરવો પડે છે. તેથી આવું સારું બોલવાની ટેવ પાડી મૂકી હોય તો અપશબ્દો બોલી જવાય નહિ. જો ભૂલે-ચૂકે ગધેડી જેવા શબ્દો બોલી જવાય તો ગરાસિયા લોકો અમારું માથું કાપી નાખે માટે સારો અભ્યાસ પાડવા આમ બોલું છું"

લગાડવું નહિ ધીરજ રાખવી આત્માની દયા ખાવી એને ડાઘ ન પડવા દેવો જે સત્પુરુષે જાણ્યો છે તે જ આત્મા છે પાપથી ડરતા રહેવું ઉપયોગ રાખવો જેથી વિભાવ પરિણામ ન થાય તે જ અહિંસા અને મમતા, રાગ–દ્વેષ વડે આત્માને ભુલાય, તેની ઘાત થાય તે જ હિંસા

પહેલા કહેતા કહેતીથી 'આ ઠીક છે, આ ઠીક છે,' એમ દરેકને હોય, પણ સાચું નીકળી આવે તો કલ્યાણ થાય [1]કૂતરા અને કીડાના દૃષ્ટાન્તમા કીડાનો ઉદ્ધાર થાય છે પણ પૂર્વે ગુરુ હતો તે કૂતરો રહી જાય છે, તેમ ખોટું છોડી દે તેને ફાયદો થાય છે બતાવનારને વળગી ન પડવું, સાચ ઉપર જ રહેવું

***

તા ૧૭–૧–૧૯૨૬

સમકિતીના લક્ષણ —

૧ પહેલો આત્મા જુએ

૨ કંઈ પણ ક્રિયામા પહેલી દયાની ભાવના રાખે

***

તા ૧૯–૧–૧૯૨૬

અંતરાય કર્મની પરીક્ષા માટે મહામુનિ કેવું કેવું કરે છે! અમુક પ્રકારનો આહાર, અમુક આપનાર, અમુક વાસણમા હોય તો જ લેવો વગેરે અભિગ્રહમા શું આવ્યું? આ દેહને જુદો જાણી તેને ન ગણવો, ન ચાહ્યે બાંધેલા કર્મનો ભોગવટો હોય તો જ તેને પોષણ આપવું પણ આ જીવ તો તેને માટે કેટકેટલા સંકલ્પ વિકલ્પ, તૃષ્ણાઓ અને અનર્થ દંડથી કર્મ બાંધ્યા કરે છે? જે સુખ માટે તે ફાંફાં મારે છે તે તો અંતરાય તૂટ્યે પ્રાપ્ત થાય છે તે વગર તો ભલે બળ કરીને તૂટી જાય તો ય બનતું નથી શાતા, વૈભવ, છૈયા–છોકરા, સ્ત્રી, ધન, કુટુમ્બ, પરિગ્રહ, વગેરે માટે જેટલી ઝંખના કરે તે બધા બંધના કારણ છે અંતરાય તૂટ્યા વગર તેની પ્રાપ્તિ થતી નથી, પણ અણસમજથી મિથ્યા દંડાય છે એક સત્પુરુષ વિના ક્યાય સુખ નથી એવું જાણ્યું તે જ ખરું સુખ છે તેનું શરણ, તેની ભાવના કર્તવ્ય છે યોગ, કષાય અને ઇન્દ્રિયો રાક્ષસ જેવા છે તેમને હણવાની જરૂર છે શ્રી કૃષ્ણમહારાજે રાક્ષસો હણ્યા તેમા એક રહ્યો

---

૧ એક ગુરુ હતા તે શિષ્યો પાસેથી પૈસા પડાવતા. શિષ્યો આર્થિક હોવાથી મદદ જાણી તેને આપતા. તે ગુરુ મરીને અયોધ્યામા કૂતરા થયેલ તેના શિષ્યો તેના માથામાં કીડા થઈ પડે પાચ ખાતા હતા

જ્યારે રામ સ્વધામમા જવાના હતા ત્યારે તેમણે બધા અયોધ્યાવાસીઓને ગંગાને કિનારે આવવા સૂચના આપી પછી નગરના માણસોને મોકલ્યા કે જે કોઈ પ્રાણી અયોધ્યામા હોય તેને અહીં લાવો. માત્ર એક કૂતરો નહોતો આવ્યો તેને રાજસેવકોએ નદીકિનારે આણ્યો. પણ તે પાછો જતો રહેવાનો પ્રયત્ન કરતો હતો. તેથી રામે કહ્યું તેને ગંગામા ઝબોળો. ત્યારે તેના માથામાથી કીડા થયા શિષ્યો બહાર નીકળી પડ્યા અને રામની સાથે સ્વધામમા ગયા પણ કૂતરો રહી ગયો.

હતો તેણે આ બધું તોફાન કર્યું, એવી આ વાત છે અનાદિ કાળના આ દુશ્મનો સાથે લડાઈ કરી તેમનો પરાજય કરવાનો છે. આત્માએ જ આ બધું કર્યું છેને? કોણે કર્મ બાંધ્યાં? કોઇનો બીજાનો વાંક કાઢવા જેવું નથી તે જ જ્યારે શૂરો થશે ત્યારે કામનું છે.

***

તા. ૨૦-૧-૧૯૨૬

[ 'ગોમટ્ટસાર'માંથી લેશ્યા માર્ગણાના ગતિ અધિકારના વાંચન પ્રસંગે. ]

મરણનો વિચાર કર્યા વિના મંડી પડવું. મરણ જેવું આવવું હોય તેવું આવે. કરેલું કંઈ અફળ જવાનું છે? એકેન્દ્રિયમાંથી આવી એક ભવમાં મોક્ષે ગયા તે જીવે કંઈ કમાણી કરેલી, કંઈ ભરી રાખેલું તે ફુટી નીકળ્યું ને? કોઈ કોઈ કેવા કેવા સંજમ પામીને પણ આખરે હરણના કે એવા ભવમાં જાય છે તેવી લેશ્યા મરણ વખતે આવવાથી કે આયુષ્ય બંધાઈ જવાથી તેમ થાય છે. પણ કરેલું નકામું જતું નથી. ત્યાંથી મનુષ્યભવ પામી તે ભવે મોક્ષે જાય છે. કંઈ કંઈ કુદરત છે, કહી શકાય તેમ નથી! માટે મંડી પડવું, પુરુષાર્થ કરીને લઈ મંડે તો બધું થાય. બાકી આડુંઅવળુ જોવા જતાં પાર આવે તેમ નથી

*

સાધર્મી ભાઈનો એક ટૂકડો પણ ન ખાવો જોઈએ. કૃપાળુદેવના વખતમાં કેવું વર્તન હતું!

"સંસારીકા ટૂકડા, ગજ ગજ જૈસા દાંત;
ભજન કરે તો તો પચે, નહિ તો કાઢે આંત."

એના જેવું, સાધુને ય આમ છે. તો બીજાને કેટલું બંધન થાય?

મુનિ મો૦—અંબાલાલભાઈના સહિયારી છોટાલાલભાઈના ઘરનો પાયો ખોદતાં પ્રતિમાજી નીકળ્યાં હતાં તેથી તે જમીન નાતવાળાઓએ માગી. તે જમીન મંદિર (દેરાસર) માટે આપવાનો તેનો વિચાર હતો, પણ તેમણે માગી, આગ્રહ કર્યો એટલે તે સામો થયો અને આખી નાત સામે પડી જીત્યો. એવો ખટપટી પણ તેનું મરણ સુધર્યું હતું.

પ્રભુશ્રી—દેખાય ગમે તેવો, પણ તેનું અંતઃકરણ સરળ હતું, હસમુખો ને ઉદાર હતો. અમારી પાસે એક વખત આવીને સરળતાથી કહે, પ્રભુ, અંબાલાલ કહે છે તેનું મારા માનવામાં નથી આવતું પણ તમે જેમ હોય તેમ કહો તો હું માનું. અમારે તો બીજું શું કહેવું હોય? અમે તો જણાવ્યું કે તે સાચું કહે છે, હવે મંડી પડને. એટલે તે લઈ મંડયો ગમે તેવા ક્ષયોપશમવાળા અંબાલાલ દેખાતા પણ તેમના કરતાં આની સરળતા ઓછી નહિ એને લઈને બધાની દેવગતિ થઈ. તેનું મરણ સુધારવાના પ્રયત્નમાં અંબાલાલ વગેરેનું મરણ પણ સુધર્યું.

*

અમારા ઉપર કૃપાળુદેવના પત્રો છે તેમાં બધાં આગમનો સાર ખેંચી ખેંચીને ભર્યો છે; અને જણાવ્યું છે, 'આમ શીદને કરો છો? ઝંપોને હવે'. એમ વાર્યા છે. 'હું તો દોષ અનંતનું

ભાજન છું કરુણાળ,' અને 'વૃત્તિને રોકો' એવા એવા વાકયો મોક્ષે લઈ જાય તેવા છે પોતાના દોષ જોવા, પશ્ચાત્તાપ કરવો ગોશાળાએ ઘણા પાપ કરેલા—મુનિઘાત, તીર્થંકરના અવર્ણવાદ આદિ—છતા છેવટમા પસ્તાવાથી તેને ઉચ્ચ દેવગતિ પ્રાપ્ત થઈ હતી પરિણામ શુદ્ધ કરવાની જરૂર છે

***

તા, ૨૧-૧-૧૯૨૬

સર્વ શાસ્ત્રોનો સાર અને મોક્ષ પામવાનો માર્ગ કે સમકિતનું કારણ એ વિનય છે વિનયથી પાત્રતા યોગ્યતા આવે છે ધર્મનું મૂળ વિનય છે સેવાની ભાવના રાખવી, લઘુતા રાખવી, ગુરુથી અતિ દૂર નહીં તેમ અતિ પાસે નહિ તેમ બેસવું, નીચે આસને બેસવુ, આજ્ઞા સિવાય શરીરે પણ અડવું નહિ એ બધા વિનયના રસ્તા છે પ્રાયશ્ચિત્ત વડે દોષોની શુદ્ધિ કરવી ઋદ્ધિગારવ, રસગારવ અને સાતાગારવ તજવા

*

[ એક કાંચીડાનુ બચ્ચુ દરવાજાના કમાડથી કચરાયલું હતુ તેને એક ભાઈએ પૂછડી ઝાલી ફેકી દીધેલું તે પ્રસંગે ]

દરેક પ્રાણી ઉપર દયા રાખવી તેનુ એવા કર્મબંધના ઉદયથી મરણ તે પ્રકારે હશે તેની પાછળ કોઈ રડનાર, કકળનાર છે? તેની સેવાચાકરી કરનાર છે? એની સાથે આપણે કેટલા ભવ કર્યા હશે તે ખબર છે? અનંતીવાર તેની સાથે માતપિતાની, સગાસંબંધીની સગાઈ થઈ હશે કોઈનો પણ પ્રાણ દુભાય તેમ વર્તવુ નહિ, જાળવીને, જત્નાથી કામ કરવુ

***

તા ૨૨-૧-૧૯૨૬

['મૂળાચાર'માંથી 'ઉદીરણા'ના વાંચન પ્રસંગે]

'અપકવ-પાચનરૂપ ઉદીરણા'—કેરી સાખરૂપે પાકીને ગરે છે અને ખવાય છે અને કોઈને તો કાચી તોડીને, આંબા ઉપર પાકત તેના કરતા વહેલી પરાળમા રાખીને પકવવામા આવે છે કશુ કાચુ કાઈ આપણે ખાઈએ છીએ? શાક હોય તે ય લાવ્યા પછી સમું કરી તેને પકવી રાંધીને ખાઈએ છીએ તેમ કર્મમા પણ તપ એ તાપ છે મકાઈ, પૂંકના ડૂંડા, વગેરે જેમ શેકીને ખવાય છે તેમ સત્તામા પડેલા કર્મ જે અમુક વખત પછી ઉદયમા આવવાના હોય તેને તપ વડે પકવી લે છે

ચોરી કરી હોય, પાપ કર્યા હોય તે આ ભવના તો આપણને યાદ હોય તેનો વિચાર કરીને પ્રશ્ચાત્તાપ કરે કે અરેરે! મે ક્રોધ સેવીને, માન સેવીને, માયા સેવીને, લોભ સેવીને, આરંભપરિગ્રહ સેવીને, હિંસા કરીને ઘણા પાપ ઉપાર્જન કર્યા છે એવા અનિષ્ટ દુ ખના કારણ હવે નથી સેવવા એવો નિશ્ચય કરે અને જે ઉદરપોષણ નિમિત્તે પાપ કર્યા હોય તેના પશ્ચાત્તાપમા ઉપવાસ કરવા, ઉણોદરી કરવી, રસત્યાગ કરવો કે એવા તપ આદરે તો જે પાપનું

ફળ આવવાનું હતું તે નિકાચિત ન હોય તો તે નિર્જરી જાય અને ઉદય આવે તે પણ ઓછો રસ આપે. પરિણામ મોળાં પડવાથી નવો બંધ પણ નજીવો થાય.

સ્વાધ્યાયના પાંચ ભેદ:—૧. વાંચના—પઠવું, વાંચન. ૨. પૃચ્છના—બીજાને પૂછવું; શાસ્ત્રમાં પૂછવા જેવું હોય તેનો વિનયપૂર્વક પ્રશ્ન કરવો. ૩. પરાવર્તન—વાંચેલું ફરી પઠી જવું. ૪. ધર્મકથા—વાંચેલું વિચારેલું કહી બતાવવું. ૫ અનુપ્રેક્ષા—વારંવાર ભાવના કરવી.

***

તા. ૨૩-૧-૧૯૨૬

મુમુક્ષુ—પ્રભુ, જીવનું કલ્યાણ કેમ થાય? જીવનું સ્વરૂપ શુ અને ઇશ્વરનું સ્વરૂપ શું?

પ્રભુશ્રી—તે સંબંધી કંઇક તમને કહેવા વિચાર હતો. પણ તમે કાંઈ પૂછયું ન હતું ત્યાં સુધી એ વાત નહોતી બોલાઇ. જીવનો શિવ થાય છે, એ તો પ્રભુ, સાંભળ્યું છે ને? ઘણા બોધે સમજાય તેવી આ વાત છે; પણ જો બીજી મહેનત કરેલી અલેખે નથી જતી તો કોઇ આત્મા પામેલ પુરુષને આશરે પુરુષાર્થ કરેલો કેમ અફળ જશે? તમે બહુ સારો પ્રશ્ન કર્યો છે, કલ્યાણનું કારણ છે, પ્રભુ એની જ ગવેષણા કરવા જેવી છે આ બધું તો પરપોટાની પેઠે ફૂટ દઇને ફૂટી જશે પણ જે સદાય રહેવાનું છે તે સ્વરૂપ સમજવાની જરૂર છે. અહીં બધાને કોણે તેડયા છે? સૌ સૌના સંસ્કારે આવી મળ્યા છે. કંઇક પૂર્વે કરેલું હોવું જોઇએ ને? અમને કોઈ પૂર્વના પુણ્યે ભેદી પુરુષ મળ્યો અને તેના વચનથી અમને જે શાંતિ મળી તેથી એમ રહ્યા કરે છે કે સર્વ જીવનું કલ્યાણ થાઓ! અમે તો ગુરુ થતા નથી. પણ સદ્‌ગુરુને બતાવી દઈએ છીએ. અમારું કહ્યું માની તેની કહેલી આજ્ઞા ઉઠાવશે તેનો અવશ્ય મોક્ષ થશે. પણ તે વગર સમજ્યે 'વાટ બતાવનારને વળગી પડે,' કહે છે ને કે 'પોંખનારીને પરણી બેસે' એના જેવું કરે તો અમે જોખમદાર નથી. બતાવનારને જોખમ છે. ગુરુ થવું મહા જોખમદારીનું કામ છે. તમે વાત સાંભળી હશે. અયોધ્યામાં એક કૂતરો હતો. તેના માથામાં કીડા પડયા હતા. તે પૂર્વભવમાં કુગુરુ હતો. તે કીડાને ગંગાજીમાં ધોઈ તેમનો મોક્ષ રામે કરાવ્યો, પણ કુગુરુના ભોગ છે. અવળો રસ્તો બતાવે તેના જેવું મોટું જોખમ એકે નથી. પણ શ્રદ્ધા આવવી જોઇએ. નહિ તો 'ઓ...હો!'માં કાઢી નાખે તો સાચા મંત્રથી પણ સિદ્ધિ નથી. એક ભારે યોગીએ એક જણને 'રામ રામ' જપવાનો મંત્ર આપ્યો. પછી તે જપતો જપતો જતો હતો. તેણે રસ્તામાં ભરવાડને વાતો કરતા જોયા. તે પણ છૂટા પડતાં 'રામ રામ' બોલતા હતા. તે જોઈ તેનો વિશ્વાસ પેલા મહાત્મા પુરુષના શબ્દો ઉપરથી ઊઠી ગયો. પાછો જઈ ગુરુજીને તે કહે કે તમે આપ્યો એ મંત્ર તો ભરવાડો ય જાણે છે. એવો મંત્ર શો આપ્યો?

આત્મા આત્મા કે ધર્મ ધર્મ તો આખું જગત કહે છે. પણ એક જણ તેને ઓળખીને તે રૂપ થઇને કહે, શબ્દમાં આત્મા આરોપીને મંત્ર આપે અને એક જણ વગર સમજ્યે પોપટની પેઠે બોલે એમાં ભેદ હોય કે નહિ? એ કોઇ અપૂર્વ વાત છે, પ્રભુ. કલ્યાણ થઈ જાય એવું છે, પણ જીવ વળગ્યો રહે તો; કંઈ સ્વચ્છંદ કે સ્વાર્થ રાખે નહિ તો.

તત્ત્વજ્ઞાન કાલે લાવજો તેમાથી અવસરે પાઠ કરવા જેવુ થોડુ બતાવીશુ નાહીને જેમ ચડીપાઠ બોલે છે, તેમ ક્ષમાપનાનો પાઠ અને વીસ દુહા બતાવીશુ તે દરરોજ ભણવા તથા 'સહજાત્મસ્વરુપ પરમગુરુ' એનો જાપ કરવો

[ 'ઉપમિતિ ભવપ્રપચા કથા'મા અપુણ્યકની કથાના પ્રસગે ]

ઇન્દ્રિયના વિષયભોગ અને કષાયનું [1]કદન્ન ખાઈને અપુણ્યક નામના ભિખારીને રોગ થયા છે તોપણ તે છોડવાનું તેને મન થતું નથી ખા, ખા, હજી ખા ખા કર કેટલાય કાળથી ખાધા છતા ધરાયો નહિ

તેની (સત્પુરુષની) કરુણા તો આખા જગતને તારવાની હોય છે, પણ અભાગિયો જીવ તેને માને ત્યારે ને? પાચ ઇન્દ્રિયોના વિષય અને કષાય એ મનરૂપી ઘરના માલિક થઇ પડચા છે આ દુશ્મનોને કાઢે ત્યારે જ આત્માનું કલ્યાણ કરનાર સત્ દયા અને સદ્બુદ્ધિરૂપી દેવીઓની પધરામણી થાય, એ વસે તો જ કલ્યાણ છે કઈક વાચતા આવડચુ કે ભણેલો હોય કે યાદ રહેતું હોય તો તેનુ અભિમાન કરે કે મારે તો બુદ્ધિ છે ને? મારામા દયા છે ને? પણ મિથ્યાત્વને લઈને ફરે છે મતિશ્રુતજ્ઞાન અને કુમતિકુશ્રુતમા ભેદ છે તેની કયા ખબર છે? ભીખના ઠીકરામા આ કુબુદ્ધિ લઈને ફરે છે, તેના ઉપર મોહ કરે છે અને તેનો ગર્વ કરે છે

*

[ 'મૂળાચાર'મા 'થી સ્વાધ્યાયના પાચ ભેદના વાંચન પ્રસગે. ]

પ્રભુશ્રી—આમા પરાવર્તન સબધી આવ્યું તેમ કરવાનું હશે કે બીજુ કાઇ?

મુનિ મો૰—એ ય ખરુ અને બીજુ પણ ખરુ

પ્રભુશ્રી—બીજુ શુ?

મુનિ મો૰—કોઈ સત્પુરુષે વ્યક્તિગત આજ્ઞા કરી હોય તે પણ ખરુ

પ્રભુશ્રી—તેને વળી બીજુ કહેવું હશે? જો તેને મૂળ વસ્તુ વગર બીજી કહેવી હોય તો તે પણ અમારે માન્ય નથી ઊઠ, ગમે તેટલા જ્ઞાની હોય પણ તેમને કઈ બીજુ બીજુ કહેવુ હોય છે કે મૂળ એક જ હોય છે?

પણ આય વિચારશો કે નહિ? પરાવર્તન એટલે પઢેલા પાઠનું પઠી જવું, ફરી બોલી જવુ એ જરૂરતુ છે કે નથી? બીજુ વાચન જરૂરતુ છે કે નથી?

મુનિ મો૰—તે કયા હુ ના કહું છુ? પણ વ્યાખ્યાન કરવા જતા બધન થાય કે નહિ?

પ્રભુશ્રી—જો ઉપદેશ દેવા જાય તો તો બધ છે જ પણ સ્વાધ્યાયની ખાતર પોતાને જે યાદ હોય તે કહી જતા તાજુ થાય, ભૂલી ન જવાય અને તેમા કાળ જાય બાકી તો ધ્યાન તે તરગરૂપ થઇ પડે છે એ યાદ છે ને? તમે કહ્યુ તે પણ ન્યાય છે પણ અલ્પત્વ, લઘુત્વ અને પરમ દીનત્વ ક્યારે આવે? હજી એકડો ઘૂટવો પડશે પોતે જાણે છે તે સાચવીને

[1] બગડી ગયેલુ વાસી અનાજ

ગોપવી રાખે તેનો કે જે યાદ હોય તે સરળતાથી બોલી જાય તેનો કે જે યાદમાં હોય કે સ્મૃતિમાં હોય તેનો—એકેનો ગર્વ કરવા જેવું ક્યાં છે? એવું શું મહત્ત્વ છે? પણ આપણા સ્વાધ્યાયમાં કોઇ સાંભળી જાય તો કાંઇ નુકશાન થવાનું છે? ભલેને બધાય વહેલા વહેલા મોક્ષે જતા. કોઈ અધિકારી જીવ હોય તેનું કલ્યાણ થાય કાંઇ ગર્વ કરવા જેવું નથી. કોઇ કોઇ તો નિકટભવી આમ કાને વાત પડતાં પકડ કરી મોક્ષે ચાલ્યા જાય છે. અને કેટલાકને કેટલું ય સંઘર સંઘર કર્યું હોય છતાં પરિભ્રમણ કરવું પડે છે. 'હું તો દોષ અનંતનું ભાજન છું કરુણાળ.' એમાં શું આવ્યું? હું બોલ બોલ કરું છું; પણ મારી ભૂલ હશે તે મારે કાઢયે છૂટકો છે; તમારી ભૂલ હશે તે તમારે કાઢયે છૂટકો છે અને આની ભૂલ હશે તે એણે કાઢયે છૂટકો છે.

***

તા. ૨૫-૧-'૨૬

[ મૂળાચારમાંથી 'અજીવ દયા'ના વાચન પ્રસંગે ]

અહીં અઠ્ઠાવીસ પ્રકારે ઇન્દ્રિયસંયમ અને ચૌદ પ્રકારે જીવદયા તથા અજીવદયા કહી. તેમાં, સૂકાં તૃણ, લાકડાં, વગેરે ગમે તેમ તોડવાં નહીં, પછાડવાં નહીં. પણ ઉપયોગ રાખવો.

***

તા. ૨૬-૧-'૨૬

[ મૂળાચારમાં ઇન્દ્રિયસંયમ અને કષાય રોકવા વિષેનું વાંચન થતાં. ]

પ્રભુશ્રી—( મુનિ મો૦ને ) નીચે સભામાં આજે શું વંચાયું?

મુનિ મો૦—ઇન્દ્રિયવિષયથી ઉપરામ પામીને સત્શાસ્ત્રનો અભ્યાસ કરાય તો તે ફલદાયી નીવડે. એ ભાવાર્થનો પત્ર વંચાયો હતો.

પ્રભુશ્રી—અહીં પણ એ જ રાઢો પાડવામાં આવી. ઇન્દ્રિયોને જીતવી એ જ વાત વારંવાર કહી.

પંચ પરાવર્તનમાં જ્ઞાની ભગવાનને આપણી સમક્ષ શું સમજાવવું છે તેનો તમે શો વિચાર કર્યો હતો?

મુનિ મો૦—આજ એટલું વિચારાયું હતું કે અનંત અનંત વાર ભવભ્રમણ આ જીવે કર્યું તે માત્ર એક જિન ભગવાને બોધેલા તત્ત્વોની સમ્યક્ શ્રદ્ધા ન થઇ તેને લીધે છે, તે જણાવવાનો હેતુ જણાય છે.

પ્રભુશ્રી—વ્યાજબી છે. બધામાં અમૂલ્ય વસ્તુ સમકિત છે. તેનાં શાં વર્ણન થાય! તેની ઑર ખૂબી છે! મહા દુર્લભ છે. તે પ્રાપ્ત થવાથી મોક્ષ અવશ્ય થાય અને ભ્રમણનો અંત આવે.

નિષ્પુણ્યકની વાત યાદ રાખવા જેવી છે તેણે અંતરદયા અને સદ્બુદ્ધિને પોતાનું ઠીબકું ધોઈને સાફ કરી આપવા વિનંતિ કરી કે દુર્ગંધીવાળું બધું અન્ન કાઢી નાખીને તે સાફ કરી આપો, પછી પરમાન્ન આપો. પાત્રતા વિના શામાં ભરે? આ ઠીબકું જોને! સિંહણનું દૂધ

ઠીકરાના વાસણમા લેવાશે ? ફૂટ દઈને ભાગી જશે જોર હોય તેટલુ ઝીલે તેથી વિશેષ ભાર આવતા ભાગી જાય પહેલી પાત્રતા લાવવાની જરૂર છે, યોગ્ય થવાની જરૂર છે તારી વારે વાર એમા કયા સિફારસ ચાલે એમ છે

'एग जाणइ से सव्व जाणइ
सव्व जाणइ से एग जाणइ ' એ જ, એક આત્માને

જાણવાની જરૂર છે એને જાણતા બધુ જણાશે

*

[ ગોમટ્ટસારજીમા દ્રવ્યના ૭ અધિકારનુ વર્ણન છે તેમાં નામ અધિકાર પછી ઉપલક્ષણુ અધિકારમાંથી પરમાણુ રૂપી છે, અવિભાગી, નિરશ છે, છતા તેનો આકાર છ ખૂણાવાળો ગોળ છે તે સબધી વાચન ]

૧ મુમુક્ષુ—અવિભાગી કે નિરશ હોય તેને છ ખૂણા કેમ સભવે ? છ ખૂણા થયા તો છ અશ કેમ ન ગણાય ?

૨ મુમુક્ષુ—દ્રવ્યાર્થિક નયે તે નિરશ કહેવાય અને પર્યાયાર્થિક નયે તે છ ખૂણાવાળો, છ અશવાળો પણ કહી શકાય છતા તે છ ખૂણા સદાય હોય છે, કોઈ વખત તેથી ઓછા ખૂણાવાળો તે હોતો નથી તથા તેથી નાની બીજી કોઈ વસ્તુ વિશ્વમા નથી કે જેની ઉપમા વડે તેના ભાગ માપી કલ્પી શકાય

[ કોઈને ઉત્તર જડ્યો નહી અતર કાંઈ કારણ કહ્યુ નથી અને બીજુ કાંઈ બેસતુ નથી એમ બીજા બધાએ કહ્યુ ]

૩ મુમુક્ષુ—છ બાજૂએ છ ખૂણા હોઈ શકે ચાર દિશામા ચાર, એક ઉપર અને એક નીચે, ઘનની છ બાજૂઓની પેઠે ખૂણા ( શીંગોડાને હોય છે તેમ ) હોવા સભવ છે

પ્રભુશ્રી—કઈક બેસે છે

" દર્શન ષટે સમાય છે, આ ષટ સ્થાનક માંહીં,
વિચારતા વિસ્તારથી, સશય રહે ન કાંઈ "

એમા કહ્યા પ્રમાણે જેમ (૧) આત્મા છે, તેમ જડ ( પુદ્ગલ પરમાણુ ) પણ છે (૨) આત્મા નિત્ય છે, તેમ જડ નિત્ય છે (૩) આત્મા કર્તા છે તેમ જડ પણ નિજસ્વભાવનો અને તેના વિભાવનો કર્તા છે (૪) તે ભોક્તા છે કર્તા છે તો તે જડ સ્વભાવનો ભોક્તા પણ છે (૫) આત્માનો મોક્ષ છે તેમ જડને પણ સસ્કાર કે વિભાવથી મુક્ત થવારૂપ મોક્ષ છે (૬) મોક્ષનો ઉપાય છે તે પણ બન્નેને લાગુ પડે છે તે ઘટે કે નહીં ?

વળી બીજી રીતે —છ દ્રવ્ય છે ને ? જ્યા લોકાકાશ છે ત્યા છએ દ્રવ્યો છે તો જ્યા જડ છે ત્યા ચેતન પણ છે ને ? ત્યા ધર્મ–અધર્મ પણ છે ને ? બીજા જડ પરમાણુ પણ છે ને ? કાળ પણ છે ને ? બધા લોકાકાશમા પુદ્ગલ પરમાણુ ખીચોખીચ ભર્યા છે, એમ આગમમા કહ્યુ છે તો આમ છએનો જ્યાં સ્પર્શ છે તેને છ ખૂણાવાળો ગોળ કહ્યો હશે ?

એક સર્વજ્ઞે જે કહ્યું હોય અને દીઠું હોય તે માન્ય રાખી કલ્પના કરવામાં દોષ નથી. કોઈ બાળકને કહીએ કે આ દાબડી છે. પણ તેના માબાપ ભણી દૃષ્ટિ કરે અને તે કહે કે ચશ્માં છે. તો તે કહે, 'ચશ્માં છે. હા! ચશ્માં, ચશ્માં.' એમ સ્વીકારીને તેને મોઢે કરી દે છે. તેમ એક સર્વજ્ઞની શ્રદ્ધા હોય તેને બીજાનું માન્ય તો ન હોય; પણ તેને માથે રાખીને કલ્પના, ચર્ચા કરવામાં હરકત નથી. મારું ધારેલું સાચું છે અને આ કહે છે તે ખોટું છે, એવું માત્ર ન ધારવું પણ જેમ સર્વજ્ઞે જોયું છે તેમ જ છે, અને તે જ સાચું છે; પણ આ તો તેનું કહેલું સમજવાને પ્રયત્નો છે. કાંટે ફાળિયું ભરાય ત્યાં ખળી રહેવા જેવું નથી, રાત ગાળવા જેવું નથી સર્વજ્ઞે જોયું હોય તે સત્ય ગણી આગળ ચાલવું; યોગ્યતા વધારવી.

***

તા. ૨૯-૧-૧૯૨૬

[ગોમટ્ટસારજીમાં ભાવમન અને દ્રવ્યમનનું સ્વરૂપ તથા શ્વાસોચ્છ્વાસને પૌદ્ગલિક વર્ણવી શરીરરૂપી જડ પૂતળાને હલાવનાર ચલાવનાર (પ્રેરક) કોઈ ચેતન સત્તા હોવી જોઈએ એમ બતાવી આત્માના અસ્તિત્વની સિદ્ધિ સૂક્ષ્મ વિચારણા સાથે કરી છે તે પ્રસંગે.]

મુનિ મોહનલાલજી—અહોહો! આવું વર્ણન ક્યાંય બીજા શાસ્ત્રમાં નથી.

પ્રભુશ્રી—" ગ્રહે અરૂપી રૂપીને, એ અચરજની વાત.
જીવ બંધન જાણે નહીં, કેવો જિનસિદ્ધાન્ત!"

આમાં શું કૂંચી મૂકી છે? કોઈ માત્રા કે ધાતુપુષ્ટિની દવા તલ જેટલી ખાધી હોય; પણ તેને લગતું અનુપાન વગેરે મળતાં શિયાળામાં કેવી પુષ્ટિ દે છે?—આ તો ખોટું દૃષ્ટાંત માત્ર વાત સમજાવવા કહ્યું છે,—તેમ કૃપાળુદેવે એવો એવો મર્મ મૂક્યો છે કે તેની ખૂબી હવે સમજાય છે. મોટો ઉપકાર એનો; નહીં તો આ સ્થિતિ ક્યાંથી? આ બધું એને લઈને છે. એથી સમકિતનું પોષણ થાય છે. જેમ હોય તેમ કહેવું ઘટે છે. બાકી, બીજા મહા પુરુષોનોય ઉપકાર માનવો છે; પણ એણે કહેલું તો કંઈ અપૂર્વ છે. પછીની કડીમાં કહ્યું છે:

" પ્રથમ દેહદૃષ્ટિ હતી, તેથી ભાસ્યો દેહ;
હવે દૃષ્ટિ થઈ આત્મમાં, ગયો દેહથી નેહ."

કેવી વાત મૂકી છે! યોગ્યતા હોય તેટલું સમજાય કોઈ નાટક જોવા જાય અને તાળીઓ પાડે અને 'અહોહો! આજનો ખેલ કેવો સરસ છે' એમ કહે ત્યાં બંધન છે; અને અહીં 'અહોહો' કહે તેમાં ક્યારામાં પાણી જાય છે, પોષણ થાય છે.

મુનિ મો૦—" હોય ન ચેતનપ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ?
જડ સ્વભાવ નહીં પ્રેરણા, જુઓ વિચારી ધર્મ."

એમાં પ્રેરણા શબ્દ છે તે આ સાંભળ્યા પછી વિશેષ સમજાયો. પહેલાં સ્ફૂરણા કે એવો અનિશ્ચિત અર્થ સમજાયો હતો; તે હવે આ પૂતળાંના દૃષ્ટાન્તથી 'હલાવનાર, ચલાવનાર' એમ ચોક્કસ સમજાયો.

*

અમને તો કૃપાળુદેવની હયાતીમા એટલો ઠપકો મળ્યો છે કે કઈ બાકી નથી કઈનુ કઈ અમે ધારી બેઠેલા ૫૩૪ મો પત્ર દિશામૂઢવાળો અને એવા પત્રથી એટલુ બધું લાગી આવેલુ કે એના શરણાથી હવે તે વિચાર જ આવતો નથી એ બધુ કઈ કહેવાય છે? નહિ શરમાયા જેવુ? નીચુ ઘાલવા જેવું અમેય કરેલું કઇને કઈ માની બેસતા પણ એ સાચા પુરુષની હયાતી હતી તે ચોકકુ ઠેકાણે બેઠુ માર્ગ કોઇ અપૂર્વ છે!

આજ સુધી અમારી પાસેથી અમારો ચિત્રપટ લઈ જતા અને આમ માળા તથા તત્ત્વજ્ઞાન અમારા હાથે આપેલી, પણ એ બધુ અમે હવે કાઢી નાખ્યું છે ૦૦૦૦૦૦ એ પણ પોતાના ચિત્રપટ પડાવેલા અને પોતે તો કેમ કરીને આપે? એટલે અમારી પાસે મોકલાવ્યા પણ અમે તો કહ્યુ, અમે એ જોખમ ન લઈએ અમારાથી કોઇનો ચિત્રપટ અપાય નહી હા, એ આપે તો ભલે! તમને પાલવે તો લો પછીથી અમે અમારો ચિત્રપટ પણ આપવો બધ કર્યો અને બધાને કહી દીધુ કે અમારા વચન ઉપર વિશ્વાસ હોય તો કૃપાળુદેવનો ચિત્રપટ રાખવો અને એની આજ્ઞા (મત્ર) અમારા થકી મળી તે ઊઠાવવી તે ખોટો નીકળે તેનુ જોખમ અમારા માથે છે

કોઈપણ વસ્તુનો આગ્રહ કરવા યોગ્ય નથી દૃષ્ટિરાગને લીધે અમે ય કૃપાળુદેવને કહેલ કે ચિત્રપટ નહી તો કાગળ ઉપર માત્ર આમ હાથપગના લીટા જેવુ કરીને આપશો તોપણ મારે ચાલશે કઈક ભક્તિનું સાધન અને આજ્ઞા મળે એટલે બસ આગ્રહ કરવાથી પ્રતિબધ થાય છે આ વસ્તુ, ગમે તેમ થાય તોપણ, મને મળવી જોઈએ એવુ કહે ત્યા પ્રતિબધ પડે છે તેવી વસ્તુ અમને કૃપાળુદેવ ન આપતા.

*

મુમુક્ષુ—આ વીંટી હું આપના ચરણે મૂકુ છુ, તેનો જે ઉપયોગ કરવો હોય તે કરજો

પ્રભુશ્રી—તમારે લોભ છોડવાની ઈચ્છા હોય તો અહી ઘણા ખાતા છે—જ્ઞાન ખાતુ છે, સાધારણ આશ્રમ ખાતું છે, સાધુ સમાધિ ખાતું છે જે ખાતે તમારે આપવી હોય તે ખાતે આપજો અમારે એને શું કરવી છે?

મુમુક્ષુ—પ્રભુ, મને એની ખબર નથી આપને જે સારુ લાગે તેમા તેનો ઉપયોગ કરજો

પ્રભુશ્રી—અમારાથી કશુ ન કહેવાય આ વીટી લઈ લો અને તમારે રાખવી હોય તો તેમ અને વેચવી હોય તો તેમ, પણ પૈસા કરીને આવો ત્યારે જે ખાતામા જેટલાજેટલા આપવા હોય તેટલા વિચાર કરીને આપી દેજો

અહી ઘણી બાઈઓ અને ભાઈઓ આમ બગડીઓ કે જણસો મૂકે છે તેને અમારુ આ જ કહેવું થાય છે ભાવની વાત છે જેટલો લોભ છૂટે તેટલો સારો પણ અમારા ચરણ અમારે પુજાવવા નથી પહેલા તે થતુ હતુ તે બધુ બધ કરી દીધું છે અમને થપ્પડો પડી છે કેટલીય વાત થઈ ગઈ છે, યાદ રહી છે તેથી અમારે એવું બધન કરવું નથી ગુરુ છે તે છે જે જેનો અધિકાર અમે તો સાધક છીએ માર્ગ બતાવી દઈએ માન્ય કરવું ન કરવુ તમારો અધિકાર છે પણ અમને બધન થાય તેવુ અમે કરવાના નથી

*

[ 'ગોમટ્ટસાર'જીનુ વાચન ચાલુ. પુદ્દગલને રૂપી અને અરૂપી તરીકે વર્ણવ્યું હતું. તે અટપટું હતુ ત્યારે બધા ગૂંચવાતા હતા તે પ્રસંગે. ]

પ્રભુશ્રી—કંઈ ખળી રહેવા જેવું નથી. કશી ખેંચતાણુ કર્યા વગર, આત્મહિતને અર્થે પુદ્દગલનું વર્ણન કર્યું છે—પરમાણુરૂપે અરૂપી અને સ્કંધમાં રૂપી—ગણી આગળ ચલાવો.

*

મુમુક્ષુ—મારી એક બેગ ગાડીમાં ખોવાઈ તેમાં કૃપાળુદેવનો અને આપનો ચિત્રપટ તથા 'તત્ત્વજ્ઞાન' પણ સાથે ખોવાયાં. તેથી બીજો ચિત્રપટ, અને તત્ત્વજ્ઞાન આપના હસ્તાક્ષર પાડી, આપવા કૃપા કરો.

પ્રભુશ્રી—એક આરજા વડોદરામાં ચોમાસું રહેલાં. તેમને સ્લેટની જરૂર હોવાથી એક વકીલે પોતાના છોકરાની સ્લેટ આપી. પણ પાટી ઉપર પગ પડવાથી પાટી ભાગી ગઈ એટલે તે આરજાને ખોટું લાગવાથી રડવા લાગી. તે જ્યારે તે વકીલે જાણ્યું ત્યારે બીજી સ્લેટ આણીને આપવા ગયો; પણ આપતાં તેણે કહ્યું કે પાટી જેવી બાબતમાં ઉપયોગ નથી રહેતો તો સંયમમાં કેમ કરી રહે. તે સાંભળીને તેને નીચું જોવું પડ્યું હતું.

એમ ઉપયોગ ન રાખવાથી વસ્તુ ખોવાય કે બગડે. ચિત્રપટ વગેરે ખોવાય તે તો આશાતનાનું કારણ છે. જો દર્શન કરવા મુસાફરીમાં રાખવાની ઈચ્છા હોય તો તેને જીવની પેઠે સાચવવાં જોઇએ.

*

[ સવારમાં રૂપી અરૂપી પુદ્દગલની વાત ફરી વંચાઈ અને કંઈ કંઈ સમજાઈ. ]

પ્રભુશ્રી—કંઇ ડહાપણ કરવા જેવું નથી. અમે કૃપાળુદેવને કહેલું કે અમે શાસ્ત્રો, સૂત્રો, વગેરેનું વાચન કર્યું છે. પણ તે પુરુષની શી ગંભીરતા! માત્ર જરાક માથું ડોલાવ્યું અને પછી જણાવ્યું કે જાણ્યું જાણ્યું હવે, કૂવાના દેડકાની પેઠે થોડું જાણીને છલકાઈ જવાની જરૂર નથી

*

અશાતામય જ બધું છે. શાતા વેદનીય ભોગવાય છે, તેય અશાતા જ છે. પણ ભાન નથી. જેટલો પૈસો, પરિગ્રહ તે બધી અશાતા વેદનીય છે, છોડવા યોગ્ય છે. શરીર એ વેદનાની મૂર્તિ જ છે. સુખ લાગે તે પણ એક જાતની વેદના જ છે. જીવને તો તે બધું વેદવું જ પડે છે. એ કાંઈ સુખ-દુઃખ ગણવું એ જીવનો સ્વભાવ છે?

' જીવની ઉત્પત્તિ અને રોગ, શોક, દુઃખ, મૃત્યુ
દેહનો સ્વભાવ જીવપદમાં જણાય છે. '

*

તા. ૩૦-૧-૧૯૨૬

[ મૂળાચારમા કૃત્રિમ અને અકૃત્રિમ જિનાલય જે લોકમાં વિદ્યમાન છે તે 'સ્થાપના લોક' એવો લોકના નવભેદમાનો ભેદ ફરી વંચાતો હતો, તે પ્રસગે. ]

આમાં કંઈ જુદી વાત આવી છે. અકૃત્રિમ એ તો આત્મા અને કૃત્રિમ તે સંજોગ. ભાઈ, મામા, છોકરા, કાકા—બધા સંજોગ છે. ચોરી કરી હોય, પારકું ગ્રહણ કર્યું હોય તે પચે કે?

'કાચો પારો ખાવુ અન્ન, તેવુ છે યોગીનુ ધન
કાચી ખાની છે હરતાલ, તેવો છે યોગીનો માન '

આમા સાચુ શુ ? પચાસ–સો વરસના આયુષ્ય, તેમા શુ કાયમ રહેવાનુ ? કશુ હારે જવાનું છે ? પખીના મેળાની પેઠે બધાને જતા દેખીએ છીએ કે નહીં ? 'મારુ, મારુ ' કરે છે, પણ તારો તો આત્મા પરમાર્થે દેહ ગાળવો આ ભવના સગા તે જ સગા ? બીજાની સાથે અનત વાર સગાઈ થઇ તે નહી ગણે ? 'પરમારથમા પિંડજ ગાળ', એટલે બધા આવી ગયા કોઇ માનવાજોગ માનવુ તે તારુ નહી ?

ચોવિહારનું પચ્ચખાણ સારુ છે હવે એને આટલો વખત તો ખાવા ન જ આપુ કયા એ ખાય છે કે પીએ છે ? એ ધર્મ એનો કયા છે ? જે એ (શરીર) માગે તેનાથી ઊલટા જવા જેવુ છે, સામા પડવાની જરૂર છે તે (પચ્ચખાણ) અભયદાન છે તડ બદલી નાખવાની જરૂર છે બહુ દહાડા તેની સભાળ લે લે કરી તોય ભવભ્રમણ મટયુ નહી હવે તો કોઈ માળા, પુસ્તક કે ચિત્રપટ જોઇને ભાવના શી કરવાની છે ? યાદ શુ લાવવાનું છે ? આત્મા એ આત્મભાવનાના હેતુથી બધી ક્રિયા કરવાની છે

મનુષ્ય ભવ બહુ દુર્લભ છે તેમાથી આ જોગ અને આવખાની (આયુષ્યની) ટૂકી સ્થિતિ તેથી ચેતવા જેવુ છે 'આ જ્ઞાની છે ને આ જ્ઞાની છે' એમ માન્યે કલ્યાણ છે ? કયે કાટલે તોલ કરવો છે ? તું જ્ઞાનીની પરીક્ષા કરનાર ! ત્યારે તો તુ જ જ્ઞાની

૧ " मा चिट्ठह, मा जपह, मा चिंतह किंवि जेण होइ थिरो,
अप्पा अप्पम्मि रओ, इणमेव परं हवे ज्झाणं "

૨ " मा मुज्झह मा रज्जह मा दुस्सह इट्ठणिट्ठअट्ठेसु,
थिरमिच्छह जई चित्तं विचित्तझाणप्पसिद्धिए "

ખમી ખૂદવું, સમભાવ રાખવો, ક્ષમા રાખવી જેટલા વધારે ખમનાર તેટલા મોટા કોઈને વાગ્યું હોય ત્યારે પાટો બાધવામા કે એવા પરમાર્થમાં વખત જાય તે ખોટુ નથી, તે કર્તવ્ય છે એમા કયા મારાપણું કરવાનું છે ? મારુ મારુ કરે ત્યા બધન છે 'અરેરે ! કશુક કરડયુ, ચટકો ભર્યો, કરડે છે, વલૂરવું છે, દુખ થાય છે,' એમ કરે, શરીરને પોતાનું ગણે ત્યા બધન છે પણ આત્માને કયા દુખ થવાનું છે કે કયા તે કરડાવાનો છે ? ભેદનો ભેદ જાણવાનો છે દેહથી ભિન્ન આત્મા છે, એમ જાણનાર છે ને ? તેને જાણ્યો છે એક આત્માને જાણવાથી બધું જણાશે મોક્ષનો માર્ગ ખુલ્લો છે ચોગાનમા તરવાર પડી છે મારે તેના બાપની રાગ–દ્વેષ ન કરવો, મોહ ન કરવો ખમી ખૂદવુ એમા કોઈ શાસ્ત્ર ના પાડી શકે તેમ છે ? મોક્ષનો માર્ગ આ છે અને તે જ કરવાનું છે સર્વ જ્ઞાનીઓએ એ જ કહેલુ છે

અમે ઉપદેશ નથી કરતા, પણ એનું કહેલુ સ્વાધ્યાય થાય તેમ કહી બતાવીએ છીએ એ મીઠી વીરડીનું પાણી છે કશાનો ગર્વ કરવા જેવું નથી કોઈને વધારે યાદ રહેતું હોય કે બોલી

૧–૨ જુઓ પૃષ્ઠ ૧૧૬

દેખાડતાં આવડતું હોય પણ તેનું પાછું ઊંટિયું ( અભિમાન ) ઊભું થાય. મોક્ષનો માર્ગ એવો નથી કે જેને સમજણ પડે, યાદ રહે કે ઘણી બુદ્ધિ પહોંચે તે જ મોક્ષમાર્ગ પામે અને બીજા બાળાભોળા ન જ પામે. ઊલટું ક્ષયોપશમવાળાને વધારે સાચવવાનું છે. તેની નિન્દા નથી કરવી. તેણે તેના ગજા પ્રમાણે ક્ષયોપશમનો ઉપયોગ કરવાનો છે. જેમ પાના પડયાં છે, જે બાંધ્યું છે તે બધું હવે ગમે તેમ કરીને પૂરું કરવું છે. કાળ કાઢવો છે. આટલા બધા ભવ એળે ગયા તો છે જ; ત્યારે આટલો ભવ—ટૂંકા આયુષ્યનાં બાકી રહેલાં વર્ષ હવે તો એની ખાતર જ ગાળું, એમ કર્તવ્ય છે. જે જ્ઞાનીએ જોયું છે તેણે કહ્યું છે તે મારે સંમત છે. તેની માન્યતા માન્ય કરવા જેવી છે; અને એ તો ગમે તે ઓછા ક્ષયોપશમવાળો પણ કરી શકે. તેનું માન્યે માન્ય કરવામાં ક્ષયોપશમવાળાને ઊલટી મુશ્કેલી આવે. પણ બાળાભોળા જીવ તો તે રીતે જ કામ કાઢી નાખે તેમ છે. આવડ ઉપરથી આ તો જ્ઞાની છે અને મોટો છે એવું ન કરવું. ભલેને આવરણ હોય; પણ શ્રદ્ધા કામ કાઢી નાખે. બારે ય માસ બેઠો બેઠો સાંભળતો હોય પણ કોઈક વખત આવો જોગ આવતાં જો હૃદયમાં બેસી જાય તો કલ્યાણ થઈ જાય. દશપંદર રૂપિયાનો લોભ છોડયો અને આ આમ આશ્રમમાં આવ્યા કરે છે, તો તેમાં કંઈ બગડી ગયું? પૈસા તો કાંકરા છે, મેલ છે, નાશવંત છે. પણ આવો જોગ મળવો દુર્લભ છે. દયા, ક્ષમા, ધીરજ એ એનાં વચનો વિચારવા જેવાં છે. શાસ્ત્ર, માળા, પુસ્તક, ધ્યાન એ બધું કરીને કરવું છે શું? આત્માની ભાવના. એ લક્ષ ન રહ્યો તો જન્મ-મરણથી છુટાતું નથી. ભલેને જ્ઞાની કહેવાતો હોય, પણ તેની સિફારસ ત્યાં ચાલતી નથી. આમાં કંઈ બીજું આવતું હોય તો કહેવું.

મુમુક્ષુ—બીજું કંઈ નથી. પણ ગઈ કાલે અકૃત્રિમ દેરાસર વિષે કહ્યું હતું તે બેઠું ન હતું.

પ્રભુશ્રી—કેટલાંક દેરાસર બનાવેલાં તે તો કૃત્રિમ કહેવાય. અને જેમ મેરુ પર્વત છે તેનાં રૂપ, રસ, સ્પર્શ આદિમાં ફેરફાર થાય પણ તે શાશ્વતો કહેવાય છે, તેમ દેરાસર, વિમાન, વગેરેમાં પણ ગણાય. ખાડા-ટેકરા પુરાતા જાય છે ને? એમ વગર કર્યે પણ અકૃત્રિમ બનેલાં હોય છે. આજે વાત બહુ સારી આવી ગઈ.

" નિશ્ચય વાણી સાંભળી, સાધન તજવાં નો'ય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય. "

" અથવા નિશ્ચય નય ગ્રહે માત્ર શબ્દની માંય;
લોપે સદ્વ્યવહારને, સાધનરહિત થાય. " એમાં કહ્યું છે તેમ એકલા નિશ્ચયનયની વાત સાંભળી સાધન, સદ્વ્યવહાર ન છોડવો. નિશ્ચયનયની વાત સાંભળી એકાંત ન ગ્રહવો, વિચક્ષણનો માર્ગ છે.

***

તા ૧-૨-'૨૬

બોધ કંઈ થયો હોય તેવો અને તેટલો, ગમે તેવો ક્ષયોપશમ હોય તો પણ ન લખાય. એ સત્પુરુષના ઘરનાં વચનો તે અન્યરૂપે થવાથી એંઠાં થાય. સજ્ઝાય માટે પોતાનો કાળ

ગાળવા માટે લખવામા હરકત નથી, પણ તે એઠ ગણાય મૂળની હારે આવે? વીતરાગપણે બોલાયલી વાણી રાગરૂપે પ્રદર્શિત થાય તો દૂધ કડવી તૂમડીમા ભરીને પીવા જેવુ છે

***

તા ૨-૨-'૨૬

[ વિનય એ મોક્ષમાર્ગ છે તેનુ નામ કૃતિકર્મ છે મૂળાચારમા તે વિષેના વાચન પ્રસગે દૃષ્ટાન્ત.]

એક ગામમા એક જ્ઞાની મુનિ ઘણા શિષ્યો સાથે પધાર્યા હતા તે મુનિનો સ્વભાવ ક્રોધી હતો, તે પોતે પણ જાણતા હતા તેથી ક્રોધનું નિમિત્ત ન બને માટે બધાથી દૂર એક ઝાડ નીચે જઈ બેઠા બીજા શિષ્યો પણ પોતપોતાના આસન પસદ કરી દિવસ કોઈ કોઈ કાર્યમા ગાળતા હતા તે વખતે સાજના હાથે મીઢળ બાધેલો એક યુવાન પરણીને મિત્રો સાથે મુનિના દર્શનાર્થે આવ્યો તેના મિત્રો મશ્કરા હતા તેમણે એક સાધુ પાસે જઈ કહ્યુ, 'મહારાજ, આને સાધુ કરો ' એકવાર બેવાર કહ્યે તે સાધુ ન બોલ્યા છતા તેમણે કહેવુ જારી રાખ્યું એટલે સાધુએ કહ્યુ, અમારા કરતા મોટા પેલા સાધુ છે તેમની પાસે જાઓ બીજા સાધુ પાસે જઈ તેમણે જણાવ્યું તો તેમણે વળી બીજાને બતાવ્યા એમ કરતા છેવટે તેઓ મોટા મુનિ મહારાજ—ગુરુની પાસે ગયા અને દર્શન કરી તેમણે પેલી વાત વારવાર કહ્યા કરી ગુરુ થોડીવાર તો સાખી રહ્યા પણ ફરી ફરી ખૂબ આગ્રહ કરવાથી તે ક્રોધે ભરાયા એટલે તેમણે પેલા નવીન પરણેલાને પકડી વાળ ઉપાડી નાખી મુનિ બનાવ્યો તે સમજી ગયો અને મહારાજે મોટી કૃપા કરી એમ ગણી કઇ બોલ્યો નહીં પણ બીજા તો તેના માબાપને કહેવા ઘેર દોડી ગયા તેથી તેણે ગુરુજીને જણાવ્યું કે હવે જો આપણે અહીં રહીશુ તો આપને પરિષહ પડશે માટે અત્યારે અહીથી વિહાર કરવો ઠીક છે તેમણે કહ્યુ, રાત પડી જશે અને અત્યારે ક્યા જઈશુ ? શિષ્ય કહે, આપનાથી વૃદ્ધાવસ્થાને લઈને ન ચલાય તો હું આપને ખભે બેસાડી લઈશ

આમ નક્કી થવાથી બધા પર્વત તરફ ચાલી નીકળ્યા ગુરુની આખે ઓછુ સૂઝતું તેથી તેમણે કહ્યુ, ભાઈ, હવે દેખાતુ નથી એટલે તેણે તેમને ખભે લઈ લીધા પર્વત ઉપર ચઢવાનું અને ખાડા, પથરા વગેરેને લીધે પગ ખસે કે હેલકારો આવે તેથી ગુરુજી તો તેને ઉપર બેઠા બેઠા લોચ કરેલા માથામા મારવા લાગ્યા પણ તે શિષ્યના મનમા ગુરુના દોષ ન વસ્યા ઊલટુ તેને એમ લાગ્યું કે હું કેવો અભાગિયો કે મારે લીધે તેમને વિહાર કરવો પડ્યો અને આમ વૃદ્ધાવસ્થામા તેમને અડચણ પડે છે ગુરુ તો તેના ઉપર ક્રોધ કરે, કે દેખાતું નથી ? કેમ આમ ચાલે છે ? વગેરે કહે ત્યારે ખાડાને લીધે પગ ખસી જાય છે કે એવું કહી પોતાનો દોષ કાઢે પણ ગુરુજી ઉપર અણુરાગ ન થયો પછી વધારે સાચવવા વાંકો વળી નીચે હાથથી તપાસતો ઉપર ધીમે ધીમે ચડવા લાગ્યો એવામા શિષ્યને એ પરિષહ સહન કરતા કેવળજ્ઞાન થયું ગુરુને મનમા થયું હવે કેમ કઈ ખાડા પથરાથી હેલ્લા આવતા નથી તેથી પૂછ્યુ, કેમ અલ્યા, હવે કઈ ભૂલ થતી નથી ? જ્ઞાન ઊપજ્યું કે શુ ? તેણે કહ્યુ, આપના પસાયે ગુરુએ પૂછ્યુ, મતિજ્ઞાન ઊપજ્યુ ? તેણે કહ્યું, આપના પસાયે ફરી પૂછ્યુ, શ્રુતજ્ઞાન ઊપજ્યુ ? તેણે તે જ ઉત્તર

આપ્યો. ફરી પૂછ્યું, અવધિજ્ઞાન ઊપજ્યું ? તો કહે, આપના પસાયે. ફરી પૂછ્યું, મનઃપર્યય ઊપજ્યું ? તેણે કહ્યું, આપના પસાયે. ગુરુને તો આશ્ચર્ય વધ્યું, ફરી પૂછ્યું, કેવળજ્ઞાન ઊપજ્યું કે શું ? તેણે કહ્યું, આપના પ્રસાદે. એટલે તો ખભા ઉપરથી ગુરુ ઊતરી પડયા અને તેને પગે પડી ક્ષમા માગવા લાગ્યા કે હે ! ભગવાન, મેં આપને ઘણું દુઃખ દીધું અને પોતાની નિન્દા કરવા લાગ્યા ત્યાં તો ગુરુજીને પણ કેવળજ્ઞાન પ્રગટયું.

વિનય વશીકરણ છે. વનો વેરીને વશ કરે, એમ વ્યવહારમાં પણ કહેવાય છે. વિનય ન છોડવો.

***

તા. ૩-૨-'૨૬

બધા હોય ત્યારે 'ઉપમિતિ ભવપ્રપંચ' થોડું વાંચવું. વાંચેલો વિષય હોય તે પણ ફરી લેવો. સ્યાદ્વાદ છે. નમસ્કાર સૂતાં સૂતાં પણ થાય. તેમ પરિણામ – ભાવ ઉપર વાત છે.

મુમુક્ષુ—( મુનિ મો૦ને વારંવાર ઉથલાવીને ) હૃદયકમળમાં ભાવ મનની ઉત્પત્તિનું વિવેચન વાંચનમાં આવ્યું, પણ વિચાર તો મગજમાં કરતા હોઈએ તેમ લાગે છે. અને પુસ્તકજીમાં હૃદયમાં કહે છે. તે કેમ હશે ?

પ્રભુશ્રી—આ બધા પર્યાય અહંકારના છે, પ્રભુ ! એ શબ્દો બધા કષાયના પર્યાય છે ને ? તે છોડવાના છે ને ? એમાં કાંઈ બોલવા જેવું નથી. પૂછો બડા ચચાને કે બડી ચચીને એમ વાત છે, તેમ અમને પૂછો છો અને અમે કહીએ તે માન્ય કરો તેના કરતાં જ્ઞાનીનું કહેલું માન્ય કરવું. હું જોઉં છું કે કેટલીક બાબતોમાં મારા કરતાં તમારો ક્ષયોપશમ સારો છે. ક્ષયોપશમ હોય તેટલું બોલાય આ કાને હવે નથી સંભળાતું તેટલો ક્ષયોપશમ ઓછો ને ? હમણાં સમજાય છે એટલું કહી દઈએ તો હાશ ! ઠીક કહ્યું, એમ ટાઢું હિમ જેવું લાગે. પણ કેટલીક વાતો બોલવા જેવી નથી, ડહાપણ કરવા જેવું નથી. સાંજે મૂળાચારમાં નહોતું આવ્યું કે વ્યાખ્યાનાદિથી આકુળ થયેલા ચિત્તવાળાને નમસ્કાર કરવા નહિ ? વીતરાગ વાણી ! તેની ખૂબી તો ઓર છે ! આ ( મૂળાચારની ) વીતરાગ વાણી કહેવાય. જ્ઞાનીનું કહેલું માન્ય રાખવું અને ક્ષયોપશમ હોય તેમ સમજવું. પણ હું સમજું છું તેમ જ છે એમ કોઈએ માની બેસવા યોગ્ય નથી. કોઈને વધારે ક્ષયોપશમ હોય તો થોડું વધારે કહે, પણ એટલું જ જ્ઞાનીને કહેવું છે ? જ્ઞાનીના એક એક શબ્દમાં અનંત આગમ સમાય છે. યોગ્યતાની કચાશ છે.

***

તા. ૪-૨-'૨૬

[ 'મૂળાચાર'માંથી પ્રતિક્રમણ અધિકાર વંચાતાં ]

પ્રભુશ્રી—આત્મા સિવાય બધા ભાવોમાં જ્યાં જ્યાં મમતા જીવે કરી છે—આ મારો છોકરો છે, આ કોઈકનો છોકરો છે; આ મારું ઘર છે, આ મારાં કપડાં છે; ટૂંકામાં, 'હું' ને 'મારું'

જ્યાં અંતરમાં રહ્યું છે—ત્યાં મિથ્યાત્વ છે અસંયમ તે અવિરતિ કે વ્રત નહીં, વૃત્તિ રોકાણી નથી તે છે વૃત્તિનો રોધ તેને તપ કહ્યું છે રાગ-દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ—વિષયો અને કષાયો આ ઠીબકામાં (કાયામાં) લઈને જીવ ભમે છે જ્યાં જાય છે ત્યાં તે ગંધાતું અન્ન સાથે લઈને, 'ઉપમિતિ ભવપ્રપંચ'ના નિષ્પુણ્યકની પેઠે જાય છે, અને રસ્તામાં ભાણું ખાવા બેસે છે તેમ ખાયા કરે છે શુભાશુભ યોગો-સંજોગોમાં પ્રમાદ કર્તવ્ય નથી સમય માત્રનો હે ગૌતમ, પ્રમાદ કર્તવ્ય નથી, એમ શાસ્ત્રમાં કહ્યું છે લીધો કે લેશે એમ થઈ રહ્યું છે, ઠીબકું ફૂટી જશે પછી આમાનું કંઈ કામનું છે? જેટલો કાળ સારા નિમિત્તમાં ગયો તેટલો ખપનો છે

૧ મુમુક્ષુ—ઉપમિતિ ભવપ્રપંચમાં નિષ્પુણ્યકને 'કર્મવિવર' દ્વારપાળ સુસ્થિત મહારાજાના દરવાજામાં પ્રવેશ કરવા દે છે તેનો શો અર્થ?

૨ મુમુક્ષુ—'કર્મવિવર' એટલે 'કર્મનો વિચ્છેદ' થતાં અંતર-આત્મામાં પ્રવેશ થાય છે સાત પ્રકૃતિનો ઉપશમ થાય ત્યારપહેલાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, વગેરે સર્વ કર્મ-પ્રકૃતિનો કાળ એક કોડાકોડીમાંથી કંઈ ઊણો રહે ત્યારે કર્મ તેને માર્ગ આપે છે તે વખતે સુસ્થિત રાજાની તેના ઉપર દૃષ્ટિ પડે છે પછી તેને દર્શન થાય છે ધર્મબોધકરની ત્રણ દવાઓ (૧) શલાકા અંજન, (૨) તત્ત્વપ્રીતિકર પાણી અને (૩) પરમાન્ન તેનો પાત્ર નિષ્પુણ્યક જીવ બને છે અધઃપ્રવૃત્તિકરણાદિ સામગ્રી મેળવી જીવ પુરુષાર્થ કરે તો સદ્ભાગ્યે સદ્ધર્મમાં તેનો પ્રવેશ થાય છે ઘણીવાર તે દ્વાર આગળ તે આવે છે પણ કાં તો પોતે ચૂકી જાય છે કે કાંતો કર્મ તેને પેસવાની રજા આપતું નથી

પ્રભુશ્રી—મનુષ્યભવ દુર્લભ છે તેમાં આવો જોગ, વીતરાગ વાણીનું સાંભળવું થાય તે વિશેષ દુર્લભ છે ભલેને સમજાય કે ન સમજાય, પણ આપણા કાનમાં શબ્દો પડવા મહદ્દુર્લભ છે

***

તા ૪-૨-'૨૬

['મૂળાચાર'માંથી આલોચના ગુરુ આગળ વિનય સહિત કરવી, અન્યજન આગળ કરવી અને પોતાની મેળે પશ્ચાત્તાપરૂપે એકાન્તમાં કરવી એ ત્રણ પ્રકાર વિષે વંચાતાં]

બીજા આગળ એટલે સભા સમક્ષ પોતાના દોષની ક્ષમા માગવી તે વધારે દીનતા દર્શાવે છે એમ પંચ કે સંઘની સમક્ષ માફી માગવાથી હૃદય વધારે હલકું થાય અને ફરી તેવું પાપ થવાનો ઓછો સંભવ છે

***

તા ૬-૨-'૨૬

'ગોમ્મટસાર'માંથી કર્મકાંડનું વાચન —

पयडी सील सहावो जीवंगाणं अणाइसंबंधो ।
कणयोवले मलं वा ताणत्थित्तं सयं सिद्धं ॥ (ગાથા ૨ ૭)

जो अन्य कारण विना वस्तुका सहज स्वभाव होइ जैसे अग्निका उर्ध्वगमन, पवनका तिर्यगगमन, जलका अधोगमन स्वभाव है ताकौं प्रकृति कहीअे वा शील कहीअे वा स्वभाव कहीअे अे सब अेकार्थ है।

પ્રભુશ્રી—('સહજ' શબ્દ સાંભળતાં) એણે શાં કામ કર્યાં છે! કેવો 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' મંત્ર યોજી કાઢ્યો છે, પ્રભુ! તે વખતે તો કંઇ ખબર ઓળખાણ નહીં. પણ હવે સમજાય છે કે અહો હો! કેટલો ઉપકાર કર્યો છે! કાળ વહ્યો જ જાય છે; કંઈ થોભતો નથી. એના ઉપકારનો તો બદલો વળે તેમ નથી, ચામડી ઉતરાવી તેના જોડા સિવડાવીએ તોય બદલો વળે તેમ નથી.

મારો વાલો ઘણો ઊંડો ઊતર્યો છે. આમાં તો ભારે વાત આવે છે. ઘાતિયાં અઘાતિયાં છતાં આઠ કર્મ એક-બીજાની સાથે કેવા ક્રમમાં ગોઠવ્યાં છે!

સંસાર સ્વપ્નવત્ છે. પગ મૂકતાં પાપ છે; મરણનો ત્રાસ માથે છે. જો મરવું ન હોય તો ભલે આળસ કરો; પણ તે તો છોડવાનું નથી ઘણા પુણ્યને લઇને મનુષ્ય જન્મ મળે છે તે એળે ન જવા દેવો. ચેતવા જેવું છે. ઘડીવારમાં ફૂટી જાય એવો દેહ છે. તેનો ભરોંસો કરવા જેવું નથી. પાપ અને પુણ્ય સાથે આવે છે, બીજું બધું પડ્યું રહે છે; એ આપણે નજરે જોઇએ છીએ. ત્યાગ અને વૈરાગ્યની જરૂર છે. કમાવા માટે કે ધંધા આબરૂ માટે આટલું બધું કરીએ તો આ જીવને અનાદિકાળથી પરિભ્રમણ થતું આવ્યું છે તે ટાળવા માટે કાળજી નહિ રાખવી? એની (જીવની) નોકરી-ફરજ પણ બજાવવી, 'આત્મઘાતી તે મહાપાપી'. બધાં દર્શનોમાં આ વાત માન્ય છે. વિષ્ણુ, મહાદેવ કે માતા એ માન્યે મોક્ષ થવાનો નથી. કરણીનાં ફળ મળશે. પણ ખરા દેવને, આત્માને ઓળખ્યા વિના મોક્ષ નથી. સનાતન જૈન, વેદાન્ત,—બધેય આત્માનો જ લક્ષ રાખ્યો છે. પાપથી છૂટવાનો રસ્તો સાચા દેવ, સાચા ગુરુ, સાચા ધર્મની ઓળખાણે છે. આમાં તો કોઈ અપૂર્વ વાત આવે છે. આટલા ભવ એળે ગયા તો આટલો ભવ ધર્મ ખાતર જતો કરવા જેવું છે. એમાં કાળ જશે તે અલેખે તો નહીં જાય. એની જ શોધ, એની જ ખોજ; એના જ વિચારમાં રહેવું. પ્રભુ! કેવા કેવાના ઉદ્ધાર થઈ ગયા છે!

***

તા ૭-૨-'૨૬

['ઉપમિતિ ભવપ્રપંચ'ના વાંચન પ્રસંગે]

આ આત્મા ક્યારથી બંધાયો છે તેનો કંઇ પત્તો નથી. આમ ને આમ અનાદિ કાળથી રઝળ્યા કરે છે. તેમાંથી મનુષ્યભવ પામ્યો તો પણ ભિખારીનો ભિખારી—સુખની ભીખ, પૈસાની ભીખ, વૈભવની ભીખ, માનની ભીખ, આમ વિષય, કષાય અને તૃષ્ણાઓથી જીવ ઘેરાઇ રહ્યો છે તેનો કંઇ પત્તો જ નથી. મહા પુણ્યના ઉદયે કોઈ સંતનો જોગ થાય છે ઠામ ઠામ ભુલવણી થાય તેમ છે. તે ભિખારી કેટલીયવાર સુસ્થિત રાજાના મહેલ પાસે આવ્યો; પણ પોળીઓ પેસવા જ દે નહીં. જ્યારે સ્વકર્મવિવર નામના પોળીએ દયા લાવી અંદર જવાની રજા આપી ત્યારે અંદર જઈ જુએ તો....અહો! ત્યાં—કેટલાય તપસ્વી, યોગી અને મહાત્માઓ મુક્તિને

માટે પ્રયત્ન કરતા, ધર્મધ્યાન, શુક્લ ધ્યાનમા પ્રવર્તતા જણાયા તેમનો આત્મિક વૈભવ દેખી તે તો દિગ્મૂઢ થઈ ગયો છતા તેને તો ભાગેલા ઘડાનુ ઠીબકુ હતુ તેના ઉપર ઘણો મોહ હતો 'અહીં હુ આવ્યો છુ તે આ મારુ ઠીબકુ કોઈ લઈ લેશે તો ? અહીથી જતો રહુ કે શુ કરુ ?' એમ કરી આખો મીચી જતો પણ સુસ્થિત રાજાની તેના ઉપર નજર પડેલી તેથી ધર્મબોધકર ગુરુ તેને વિમલાલોક નામનુ અજન આજે છે ત્યારે ડોકુ હલાવે છે અને આખો ઉઘાડતો ય નથી તો પણ જરા દવા આખમા લાગતા તેને ઠીક લાગે છે અને બધુ નિહાળી આનદ પામે છે પણ પાછુ તેનુ ઠીબકુ યાદ આવે છે, તેને સતાડતો ફરે છે

આમ જીવ કઇ કઈ પુણ્યના જોગો પામીને પણ ચેતે નહી તો આ મનુષ્યભવ ગુમાવી બેઠા જેવુ છે ગમે તેટલી સાહ્યબી હોય પણ સાથે કશું આવવાનુ છે ? આ દેહ છોડયો એટલે એમાનુ કશુ ખપતું છે ?

મુનિ મોહનલાલજી—ભાવનગરનો એક રાજા બહુ જ દાન દેતો તેની સયાજીવિજયમા ટીકા થઈ કે આટલુ બધું રાજાએ ખર્ચ ન કરવુ જોઈએ પણ તે ગણકાર્યું નહી થોડા દહાડા પછી તે રાજા મરણ પામ્યો જે તેણે દાન કર્યું તે તેની સાથે ગયું ને ? પાછળ પડી રહ્યુ તેમાથી તેના ખપનુ કઈ છે ? દાન પુણ્યમાય બે ભેદ છે એકથી તો પુણ્યનો જોગ હોય ત્યારે પુણ્ય બધાય, અને એક પુણ્ય ખપી જાય અને પાપ બધાય જેના જોગે નવું પુણ્ય બધાય તે જ પુણ્યાનુબધી પુણ્ય અને તે ખપનુ છે

પ્રભુશ્રી—તે ગાદી ઉપર બીજો રાજા આવ્યો તે શિકારી અને પાપી હતો તે ઊંઘમા પણ હરણિયા ભાળે અને ભય, ભય અને ભય દેખે તેણે સભામા ડાહ્યા માણસો આગળ તે વાત જણાવી અને ચર્ચા થયે તેને ખાત્રી થઈ કે પાપ કર્યા છે તે બધા તેને ઘેરી લે છે

એક પૈસાદાર વાણિયો ગરીબ થઈ જતા ગામડામા જઇ વસ્યો અને ત્યા અનીતિથી પૈસા મેળવી લોકોને રીબતો તેથી મરીને બોકડો થયો તે બામડિયામાનો એક કસાઇ થયો તે કસાઇ તે બોકડાને લઈ જતો હતો ત્યા એક મુનિની નજર પડી એટલે તેમને હસવુ આવ્યુ તે જોઈ તે વાતનો ખુલાસો પૂછવા લોકો અપાસરે ગયા તેમને મુનિએ કહ્યુ કે આજ ગામનો વાણિયો જે પરગામથી અહી આવીને રહ્યો હતો તે જ આ બોકડો થયો છે આ તો તેનો હજી પહેલો ભવ છે પણ તેવા તો કેટલાય ભવ લેવા પડશે, ત્યારે લોકોનુ લોહી ચૂસ્યું હતુ તે પુરુ પતી રહેશે આવા પાપથી ત્રાસ છૂટવો જરૂરનો છે

પૂનામા એક નારણજીભાઈએ મને પૂછ્યુ, 'મહારાજ સાહેબ, આ માણેકજીને આપે શુ કર્યું છે ? પહેલા તો રોજ હજામત કરનાર હવે અઠવાડિયે ય કરાવતા જણાતા નથી' મે કહ્યું, 'પ્રભુ, તેમને મરણનો ભય લાગ્યો છે' બીજુ શુ કહેવાય ? તેમને (નારણજીને)ય અહી આવવા વિચાર રહે છે પણ અંતરાયને લઈને આવી શકતા નથી આ બધું કઈક કર્યાથી આવી મળે છે ને ?

મુનિ મો૦—કલેકટર અને વાઈસરોય વિલાયતથી આવે તે પહેલા તેમને માટે બગલા, ફરનીચર, વગેરે તૈયાર હોય છે, તેમ જીવ જે કર્મ ઉપાર્જન કરે છે તેને લઇને તેને બધુ મળી આવે છે

પ્રભુશ્રી—પૈસાદારને ઘેર જન્મ થવો તે તેના જેવું જ છે. ક્યાં મહેનત કરવી પડે છે! પિતા કમાઇ ગયેલા તે બધું તેને મળે છે. નહીં તો, બીજાને એક પૈસો મેળવતાં કેટલી મહેનત કરવી પડે છે? પૈસાદારને વધારે ચેતવા જેવું છે. તેને મોજમઝા અને અનીતિમાં ગુમાવવાના ઘણા પ્રસંગ મળી આવે છે. કારણ કે પુણ્ય છે તેને લઇને તે જોગો તો મળે અને ઠાર ઠાર બંધાવાનાં સ્થાનક તો ખડાં છે. જો ચેતી ન લેવાય તો આવો ભવ ફરી મળતો નથી. મનુષ્ય-ભવ મહાદુર્લભ છે. કોઇ ઢોર કે બળદને લાવીને ઊભું રાખો જોઈએ. તે કંઈ સમજશે? આ મનુષ્યભવ છે તો કહેવાનું છે કે આ જોગ વહી જવા દેવા જેવો નથી.

પેથાપુરમાં એક કારભારી હતો તે રોજ અમારી પાસે આવતો. તેણે 'મોક્ષમાળા' પૂરી વાંચી અને અમે તે સાંભળતા. શી તેની સમજ! તેની આંખમાં આંસુ આવી જતાં. ઋણાનુ-બંધે બધું આવી મળે છે. માણેકજી શેઠને લઈને આ ભાઈ (લશ્કરી) અને તેમને લઇને આ ઈજનેર સાહેબ અહીં આવ્યા. આમ જ પહેલાં ઓળખાણ કહેતા કહેતીથી જ થાય છે. આ દુર્ગાપ્રસાદ અને માણેકજી શેઠને તો ઘર જેવું જ. એ કંઈ પૂર્વના સંબંધ વગર છે? અમારાથી કંઈ કહી શકાય નહીં. પણ દૃષ્ટિમાં આવે તેવું અને સૌને સમજાય તેવું છે કે કંઇ પૂર્વે કર્યું હશે ત્યારે આ મનુષ્ય જન્મ, આર્યદેશ અને આવો જોગ પ્રાપ્ત થયો છે. કંઈ ત્યાગેય કરવાની જરૂર નથી અને ખાવાય થવાની ખાસ જરૂર નથી; પણ સમજણ ફેરવવાની જરૂર છે, સમજનો માર્ગ છે. ત્યાગે તેને તો આગે; પણ એ પુણ્ય-પાપથી છૂટવાની જરૂર છે. આત્માની દયા ખાવાની છે. આત્મઘાતી તે મહાપાપી. સમજીને અસંગ થવાનો માર્ગ છે. જો આ મનુષ્ય ભવ ગુમાવ્યો, તો ક્યાં ઢોર પશુમાં જન્મ થશે તેનું ઠેકાણું નથી. પછી કંઈ સમજાય તેમ છે? ચેતવાનું છે, પ્રભુ. બીજું શું કહીએ?

[ પ્રભુશ્રીએ 'તત્ત્વજ્ઞાન'માંથી ક્ષમાપનાનો પાઠ કાઢી, એક મુમુક્ષુને કહ્યું: ]

પ્રભુ, આ એક ચંડીપાઠની પેઠે રોજ, દિન પ્રતિ નાહીધોઈ ને ભણવાનો પાઠ છે મોઢે થઈ જાય તો કરવા જોગ છે. બને તો રાત્રે સૂતા પહેલાં પણ તેના વિચારમાં જ રહેવું.

ભરત ચક્રવર્તી હતા તે દરરોજ ઊઠતી વખતે એમ કહેવરાવતા હતા કે ભરત ચેત, ભરત ચેત, ભરત ચેત—આમ ત્રણ વાર કહેવરાવતા. મોટા ચક્રવર્તી હતા; નરકે જાય તેવાં કામ કરતા હતા. પણ સમજ બીજી હતી. પુણ્ય બાંધેલું ભોગવતાં પણ શ્રી ઋષભદેવની આજ્ઞા ચૂકતા નહીં. નહીં તો, જો એટલો વૈભવ છેવટે છોડે નહિ તો નરકે જ જાય. તેમણે એક દિવસે શણગાર સજી રાજસભામાં જતાં અરીસામાં જોયું ત્યાં એક આંગળીમાંથી એક વીંટી સરી પડી એટલે તે આંગળી અડવી જણાવા લાગી. તે જોઈ તેમણે બીજી કાઢી લીધી તો બીજી આંગળી પણ અડવી દેખાઇ. એમ બધા અલંકાર અને વસ્ત્રો કાઢી પોતાના દેહ અને સ્વરૂપના વિચારમાં પડી ગયા. અને એમને એમ વિચારતાં વિચારતાં કેવળજ્ઞાન પ્રગટ થયું. તેથી રાજપાટ તજી ચાલી નીકળ્યા. તેની સાહ્યબી આગળ આપણે કોણ માત્ર?

આ તત્ત્વજ્ઞાનમાંથી દુહા વીસ છે તે મુખપાઠ કરવા અને રોજ બોલવા. બોલતાં એવી ભાવના કરવી કે હે પ્રભુ! હું તો અનંત દોષનો ભરેલો છું—ક્રોધ, માન, માયા, લોભ, વિષય,

પ્રમાદ વગેરેથી હું તો ભરેલો છું એવી દીનત્વની ભાવના કરવી, બહુ સમજવા જેવા આ વીસ દુહા છે બધુ થઈને દશપદર મિનિટ બોલતા લાગે બધા શાસ્ત્રોનો સાર આ પુસ્તકમા દોહન રૂપે આવી જાય છે 'સત્પુરુષના ચરણકમળનો ઈચ્છક', 'મૂળ માર્ગ'—એ બધામા સત્, ચિદ્ ને આનદ કહો કે જ્ઞાન, દર્શન ને ચારિત્ર કહો તેની સમજ છે આમા 'આત્મસિદ્ધિ' નામનું શાસ્ત્ર છે, તે પણ બહુ સમજવા જેવું છે સમાગમ રાખતા રહેવું તમે બ્રાહ્મણ છો?

મુમુક્ષુ—હા જી

પ્રભુશ્રી—એ સગા બ્રાહ્મણ ભાઈઓ હતા તેમાથી મોટો ભાઈ પરણેલો નહીં તેને ધર્મ ઉપર વિશેષ પ્રેમ તેથી નાના ભાઈને કહીને ઘર છોડીને તીર્થયાત્રાએ જવા અને કોઈ સતને શોધીને આત્માના કલ્યાણ અર્થે ઉદ્યમ કરવા ચાલી નીકળ્યો ખોળે તેને જગતમા મળી આવે છે, તેમ કાઈ પહાડી મુલકમા એક સાચા મહાત્મા આત્મજ્ઞાન પામેલા તેને મળ્યા તેની સેવામા તે રહ્યો તે મહાત્માની કૃપાથી તેને આત્મજ્ઞાન થયું એટલે તેને બધુ સ્વપ્નવત્ જણાયું

એક વખત તેને વિચાર આવ્યો કે ગુરુકૃપાથી મને લાભ થયો, પણ મારો નાનો ભાઈ બિચારો મોજશોખમા પડી ગયો છે બાઈડીનું ચામડુ ધોળુ હોવાથી તેના મોહમા જ તેની સાથે ને સાથે જ બેસવા-ઊઠવામા બધો કાળ ગાળે છે તેથી દયાભાવે તેણે એક વૈરાગ્યભર્યો પત્ર લખ્યો અને ટપાલમા નાખ્યો તેના ભાઈએ ભાઈનો પત્ર જાણી ઉપર ઉપરથી જોયો, પણ વિષયમા રચીપચી રહેલાને વૈરાગ્યની વાત કેમ રુચે? એટલે તાકામા કાગળ નાખ્યો એક એનો મિત્ર આવતો તેને તે પત્ર બતાવેલો એમ તેના ભાઈએ અઢાર પત્ર ઉપરાઉપરી લખ્યા, પણ નાનાભાઈને તો એ તો એવું લખ લખ જ કરે છે એમ થઈ ગયું તેથી આવે તે બધા પત્રો તે તાકામા પધરાવતો ગયો. પછી કાળ જતા બધા જોગ કઈ પાથરા રહે છે? તેની સ્રી મરણ પામી એટલે તે તો ગાડો થઈ ગયો બધા લોકો સમજાવે પણ તે તો ખાય નહી, પીવે નહી અને 'મરી જ જવું છે,' એમ બોલ બોલ કરે તેના સગાંવહાલાને ચિન્તા થઈ એટલે તેના મિત્રને જઈને કહ્યું કે સોમલ અઠવાડિયાથી ખાતો નથી, તમે જરા સમજાવોને તેથી તેનો મિત્ર આવ્યો એટલે સોમલ રડી પડચો અને બધી વૈભવની વાત વર્ણવવા લાગ્યો તેના મિત્રે કહ્યુ, તમારા ભાઈના કાગળોનું કઈ ઠેકાણુ છે? તેણે તાકુ બતાવ્યું તેમાથી તેના મિત્રે કાગળ કાઢીને એકે એકે વાચવા માડચા કઈક નિમિત્ત બદલાય એટલે ચિત્ત તેમા રોકવુ પડે એક સમયે કાઇ બે ક્રિયા થાય છે? તે પત્રો સાભળવામા તેનું મન રોકાયું એટલી વાર તેની સ્રીની ચિન્તા તે ભૂલી ગયો. અને બધા પત્રો વચાતા તેને સમજાયું કે તેનો ભાઈ કહે છે તેમજ સસાર ક્ષણભગુર અને દુખદાયી છે એટલુ થયું એટલે બધું મેલ્યું પડતું અને કાગળમાના સરનામા પ્રમાણે ભાઈને શોધવા નીકળી પડચો તેનો ભાઈ જગલમા પહાડી જગામા રહેતો હતો ત્યા જઈ તેના ચરણમા મસ્તક મૂકી મોક્ષનો માર્ગ બતાવવા વિનતિ કરી તે બન્ને ભાઈએ ધર્મ આરાધ્યો અને એ સોમલ બ્રાહ્મણ મરીને દેવ થયો શુક્રનો તારો ઉગમણી આથમણી દિશામા ચકચકતો દેખાય છે ત્યા જ એનો જીવ છે એ તેનુ વિમાન છે

દુર્ગાપ્રસાદ પાસે તત્ત્વજ્ઞાન છે અને બેન પાસે પણ છે તેમાંથી તે વાચતા રહે એમ

કહેજો અને મહારાજશ્રીએ ધર્મવૃદ્ધિનું જણાવ્યું છે એમ જણાવજો. એ શબ્દો સાંભળતાં પણ જીવ પુણ્ય બાંધે, એવું નિમિત્ત છે. ભાવ ઉપર બધી વાત રહી છે ને ? સારું નિમિત્ત હોય તો પુણ્ય બંધાય અને તેવું નિમિત્ત આવી મળે તો પાપ બંધાય. કર્મના સંજોગે પ્રવૃત્તિમાં પડવું પડે તે જુદી વાત છે; પણ નહીં લેવા કે નહીં દેવા તોય માત્ર સંકલ્પ-વિકલ્પ ને નિંદામાં વર્તી જીવ કેટલાં બધાં કર્મ બાંધી લે છે?

*

[ 'ઉપમિતિ ભવપ્રપંચ'નું વાંચન ચાલુ ]

"પવિત્ર પુરુષોની કૃપાદૃષ્ટિ એ જ સમ્યક્દર્શન છે." એવું વચનામૃત કૃપાળુદેવનું છે. તેવી આ ગહન વાત આવી. કર્મવિવર જગા આપે ત્યારે કોઈ સત્પુરુષ સન્મુખ થવાય.

મુનિ મો૦—વસોમાં એક ભાવસારનો છોકરો સાતવ્યસનનો સેવનાર પણ કૃપાળુદેવની સેવામાં રહેવાની માગણી કરવા તત્પર થયો તે સત્પુરુષની દૃષ્ટિનું કેટલું બળ !

પ્રભુશ્રી—કેવા કેવાના આગળ ઉદ્ધાર થઈ ગયા છે! ગુણકા, મહાપાપી, ચંડાળ અને ઘોર કર્મ કરનારના પણ ઉદ્ધાર થઈ ગયા છે. સત્પુરુષોની કૃપાદૃષ્ટિ વગર આવું કેમ બને ? એ પુરાણ પુરુષની કૃપાદૃષ્ટિ કર્મવિવરથી માર્ગ મળે ત્યારે પડે છે. પછી તો તે માર્ગે ચઢ્યો, તે મોક્ષે જવાનો જ. કોઈ અદ્‌ભુત વાત છે !

***

તા. ૯-૨-૧૯૨૬

પ્રભુશ્રી—આવશ્યક શું ?

મુમુક્ષુ—આવશ્યક એટલે જરૂરનું.

પ્રભુશ્રી—( મુનિ મોહનલાલજીને ) તમે શું સમજ્યા ?

મુનિ મો૦—મોક્ષને માટે કરવા યોગ્ય ક્રિયા

પ્રભુશ્રી—પુસ્તકમાંથી વાંચો.

મૂળાચારનું વાંચન :—

અવશ—કષાય અને રાગદ્વેષને વશ નહિ તે અવશ. તેનું આચરણ તે આવશ્યક.

પ્રભુશ્રી—ધીમે ધીમે સાંભળવામાં આવે તેમ માહિત થવાય. આ વૈષ્ણવ હતો પણ અમને સ્મૃતિમાં ન રહે તે એ કહી દેખાડે, પૂરતી કરે એવો આ વાંચીને માહિત થયો છે. આ ગુડ-ગુડિયોય શું જાણતો હતો ? પણ વાંચીને એય માહિત થયો તે કહી બતાવે છે. ક્ષયોપશમ છે તે સવળો વપરાય તે હિતકારી છે; નહીં તો અવળો વપરાય તેટલું બંધન છે. બહુ સાચવવાનું છે. શાસ્ત્ર તે શસ્ત્ર થઈ પડે; પણ કોઈ સત્પુરુષની દૃષ્ટિએ વંચાય તો લાભદાયી છે.

૭ પ્રકારનાં આવશ્યક કહ્યાં : (૧) સામાયિક, (૨) ચોવીશ તીર્થંકરનાં સ્તવન, (૩) વંદના, (૪) પ્રતિક્રમણ, (૫) પ્રત્યાખ્યાન, (૬) કાયોત્સર્ગ. છેલ્લું કાયોત્સર્ગ ચાલે છે તેમાં આસન

બનાવ્યા પલાઠી, સુખાસન, વગેરે ચોરાશી આસન છે પદ્માસનમા પહેલો ડાબો પગ જમણી જાઘ ઉપર મૂકી જમણો પગ ઉપર રહે તેમ બન્ને પગના તળિયા જાઘ ઉપર રખાય છે તેમા પહેલો ડાબો હાથ બે પગની વચ્ચે છતો મૂકી તેના ઉપર જમણો હાથ છતો મુકાય છે એમ શા માટે? પગે કરીને ઘણા પાપ કર્મ બધાય છે તેથી થોડી વખત (બે ઘડી) પગને સયમમા રાખવા, તેવી જ રીતે હાથે કરીને ઘણા કર્મ બધાય છે તેનો સવર કરવા હાથ પણ તે આસનમા ઉપરાઉપરી મુકાય છે હવે બીજી ઇન્દ્રિયો તો કોઈ વસ્તુ અડે ત્યારે જાણે, પણ મન અને આખ તો દૂરથી પણ કર્મ બાધે છે તેથી દૃષ્ટિને નાક ઉપર સ્થિર કરવી એટલે નજર રખડતી ન ફરે અને કર્મ ન બાધે હવે રહ્યુ મન તેને માટે, કોઈ સત્પુરુષના વચન "હે! ભગવાન, હું બહુ ભૂલી ગયો મે તમારા અમૂલ્ય વચનોને લક્ષમા લીધા નહી", એ મનથી લક્ષમા લઇ તે ઉપર વિચાર, બુદ્ધિ પહોચે ત્યા સુધી કરવો, કે 'હે પ્રભુ, હે પ્રભુ, શું કહું?' કે 'છ પદ'ના પત્ર વિષે વિચારમા મન રોકવુ એમ જેટલુ બને તેટલુ પણ દિવસમા ઘડી બે ઘડી અવશ્ય કર્તવ્ય છે આવા પવિત્ર વચનોના ઉપયોગમા મન રહ્યુ હોય તો પાપ કરતું – નવરૂ બેઠુ નખોદ વાળતુ – અટકે

***

તા ૧૦–૨–૧૯૨૬

[ કયા નિમિત્તો (નોકર્મ) મતિ, શ્રુત આદિ જ્ઞાનને તથા નિદ્રા આદિ દાગ દર્શનને રોકવામા સહાય કરે છે તે વિષે શ્રી 'ગોમટ્ટસાર'માંથી વચાયુ તે પ્રસગે ]

મુનિ મો૦—જ્યા ભાવ રાગ-દ્વેષના પરિણામવાળા હોય ત્યા બધ છે સકલેશ પરિણામથી બધ થાય છે

પ્રભુશ્રી—વિચારવા માટે કહુ છુ ભાવ તો એમ હોય કે જાણે આ કામ મારે કદી કરવું નથી તેને દૂર કરવા બને તેટલો પ્રયત્ન થતો હોય છતા તે આવીને ઊભુ રહે છે અને તેનો ભાવ ભજવી જાય છે ત્યા કેમ સમજવું?

મુનિ મો૦—પુરુષાર્થ જેટલો ઓછો તેટલો બધ આત્માની શક્તિ (વીર્ય) જ્યા વિશેષ પ્રગટી હોય ત્યાં કર્મ દેખાવ આપી નિર્જરી જાય છે જ્યા કર્મનું જોર આત્માની પ્રગટ શક્તિના પ્રમાણમા વધારે હોય ત્યા બધ પડે છે, પણ તેને માટે કરેલા પ્રયત્ન જેટલો મોળો પડે છે તીર્થંકરને બંધ

પ્રભુશ્રી—(અટકાવીને) 'सम्मदिट्ठी न करेइ पाव' એવા તો બોલ શાસ્ત્રમા આવ્યા છે તો તમે કહેવા જાઓ છો તે યોગ્ય નથી

દૂર કરવાના પરિણામ હોય છે તેને ભોગવતી વખતે ખેદ, ખેદ અને ખેદ હોય છે, છતા કર્મ છોડતુ નથી, તો તે ઉદય જાણીએ છીએ ધ્યાનમા બેઠા હોઇએ ત્યા નથી ચિંતવવું હોતુ તે આવીને ખડુ થાય છે વાદરાની પૂછડીની પેઠે, જેને ન લાવવું હોય તે મનમા દેખાવ દે તો તેનું કેમ?–એટું પૂછવું છે

*

[ મૂળાચારમાંથી ‘ નિષિદ્યકા ’ અને ‘ આસિકા ’ના વાંચન પ્રસંગે. ]

આસિકા અને નિષિદ્યકા એમ ક્રમ સમજવો યોગ્ય છે. ગુરુ પાસેથી ઊઠવું પડે, કોઈ શરીરના કે ધંધાના નિમિત્તે, તો શું મનમાં રહે? બળ્યું આ કામ કે મારે તેને માટે ખોટી થવું પડે છે! જેમ સીતાએ પદ્મપુરાણમાં જણાવ્યું છે કે બળ્યો આ સ્ત્રીવેદ કે જેને લીધે આટઆટલું સહન કરવું પડ્યું, પરિભ્રમણ કરવું પડ્યું! ‘હે! પ્રભુ, આત્માર્થ સિવાય કોઈ પણ કામમાં મારું ચિત્ત ન રોકાઓ,’ એમ સર્વ પ્રકારની અભિલાષાઓથી રહિત થઈને ઊઠવું તે આસિકા. ‘હે! ભગવાન, ન છૂટકે મારે પરાણે ઊઠવું પડે છે.’ આસિકા ( આવસ્સહિ ) કહેતાં ઊઠવું પડે છે, જવું પડે છે. પણ જે કામ માટે ઊઠે તે કામમાં કેવી કાળજીપૂર્વક પ્રવર્તે તેનું સ્વરૂપ કેવું સુંદર આપ્યું છે! પાંચ ઇન્દ્રિયો અને ચાર કષાય મળી એ નવને વશ ન થાય, તેમને રોકે તથા ચિત્તનાં પરિણામની વિશુદ્ધતા સાચવીને સંસારનાં કામ ઉદાસીનભાવે કરી પાછો આવે અને કહે કે હે ભગવાન, હું પ્રવેશ કરું?—એ નિષિદ્યકા. આચારાંગસૂત્ર વગેરે સ્થળે આનું વિશેષ વર્ણન છે.

આ મૂળ ધર્મ કહ્યો છે. ‘ आणाअे धम्मो आणाअे तवो ’ તેથી કંઈ પણ કામમાં પ્રવર્તવું પડે તો ગુરુની આજ્ઞા લઈ, ઉપર કહ્યું છે તેમ પરિણામની ચંચળતા થાય નહીં અને વિષય-કષાયમાં લબદાઈ—ખરડાઈ ન જવાય તેવી ઉદાસીનતા રાખી પ્રવર્તવાનો ઉપદેશ આમાં છે. મહામુનિઓના આચારની આ વાતો છે. એ મહાપુરુષોના આચાર ઉપરથી આપણે પણ શીખવાનું છે. નાનું છોકરું હોય તેને ગમે તેણે તેડ્યું હોય પણ તેની માને ઓળખે એવડું થયું હોય તો તેની નજર તેની મા તરફ રહે છે. તેમ સદ્ગુરુની આજ્ઞાએ, સદ્ગુરુ દ્વારા જાણીને, તેના બતાવ્યા પ્રમાણે ( સ્વચ્છંદે નહીં ) આત્માનો લક્ષ રહે; તેની નજર, બતાવ્યું હોય તેના ઉપર ઠરે, તો કલ્યાણ થાય. ઠાર ઠાર જીવ પરિણમે છે, તો આમાં સત્પુરુષે બતાવેલા રસ્તે જીવ પ્રવર્તે તો તેમાં કંઈ બગડી જવાનું છે? એમાં કોઈની કંઈ સિફારસ ચાલવાની છે? જીવે જેટલી અંતરાય પ્રકૃતિ બાંધી હોય તેટલી તેને વિઘ્ન પાડે જ ને? અત્યારે જ કોઈને ઊંઘ આવતી હોય કે ચિત્ત ક્યાંય ભટકતું હોય તો કશું ધ્યાનમાં રહે?

પ્રભુ, ક્ષણ લાખેણી જાય છે. અમને તો હવે એમ રહે છે કે કાળે લીધો કે લેશે એમ થઈ રહ્યું છે. આવખાનો ( આયુષ્યનો ) કંઈ ભરૂસો છે? કાલે શું થશે તે કોઈ જાણે છે? ધન્યભાગ્ય આપણાં જાણવાં કે આ બોલ આપણા કાનમાં કૃપાળુની કૃપાથી પડ્યા! આટલો કાળ તો એમાં ગયો! બીજું શું કરવું છે? ‘ જાગૃત થા, જાગૃત થા ’. ‘ સમય માત્રનો પણ હે! ગૌતમ, પ્રમાદ કર્તવ્ય નથી ’, એમ મોટા પુરુષોએ કહ્યું છે, તે અમથું કહ્યું હશે? એની જ ચિંતવણામાં, એના જ વિચારમાં, એને જ માટે જેટલો કાળ ગળાશે તેટલો લેખામાં ગણાશે. બાકીનો કાળ એળે ગયો. કંઈક વ્યાધિઓ અને દુઃખ હોય તે પણ ઠીક છે કે આપણને ચેતતા રાખે. લાહ્ય લાગી છે તેમાંથી જેટલું બચાવી લેવાય તેટલું આપણું. આખરે દગો છે—ઠગારું પાટણ હોય તેમ દગો, દગો અને દગો નીકળ્યો છે; ક્યાંય ઊભું રહેવા જેવું નથી. રાખનાં પડીકાં કે સ્વપ્ના જેવો સંસાર છે. તેમાં આ ધર્મ સાધવાનો લાગ આવ્યો છે તે ચૂકવા જેવો નથી. મોટા પુરુષની વાતો છે. તેમાં વિચારીએ તો ક્યાંય ફેર નથી. આચારાંગ

કહો કે મૂળાચાર કહો—આત્માના હિતને અર્થે ગહન વાતો મોટા પુરુષો તેમા કહી ગયા છે તેમા સુદ્દામા કઈ વાધો, તકરાર કે વિવાદ જેવુ હોય? પછીથી નાની નાની વાતો લઈને તર્ક ઉઠાવી મતભેદ ઉત્પન્ન કરવા એમા શો માલ? એમા આત્માનું કલ્યાણ હોય? વીતરાગના માર્ગમા—આત્માના કલ્યાણના માર્ગમા ભેદ હોય? 'એક હોય ત્રણ કાળમા પરમારથનો પથ' આટલુ જે કોઈ સમીપમુક્તિગામી જીવને હઇડે વસી જશે તેનું કલ્યાણ થઈ જાય તેવો આ વીતરાગ માર્ગ છે

***

તા ૧૨-૨-૧૯૨૬

[ 'મૂળાચાર'માથી અન્યત્વભાવના વચાતા ]

ક્ષણ લાખેણી જાય છે, પ્રભુ આ મનુષ્યભવ અને આ જોગમા ચેતી લેવા જેવુ છે વૈરાગ્ય અને બોધની જરૂર છે એ વૈરાગ્ય કેવો હશે? કઈ ગમે નહિ ખાવુ પીવુ, લેવુંદેવુ એ આત્માનો ધર્મ છે? તેનાથી તો કઈ જુદુ જ નીકળ્યું! જીવનું સ્વરૂપ તો જ્ઞાનીએ જાણ્યું, અને આપણે આમા ને આમા જ રાચી રહીએ તો કાઈ જાણ્યું ગણાય? રામચદ્રજીનો કેવો વૈરાગ્ય હતો! 'યોગવાસિષ્ઠ'મા વર્ણન એવું સરસ આપ્યું છે કે તે વાચીને એમ થઈ જાય કે અહોહો! કયા એ દશા અને કયા આપણો હીનપુરુષાર્થ અને ઊલટી પ્રવૃત્તિ! એમનો એટલો વૈરાગ્ય જ્ઞાન થયા પહેલા હતો, વસિષ્ઠ દ્વારા વસ્તુનું—આત્માનું સ્વરૂપ સમજ્યા પહેલા હતો, તો જ્ઞાનીનો તેથી કેટલાગણો હોવો ઘટે છે? ધન્ય છે એ પુરુષને, કૃપાળુદેવને! કોઈ પુણ્યના જોગે કોઈ સત્પુરુષનો સમાગમ થાય છે તેમા ચેતી લેવાય તો કામ નીકળી જાય પુણ્યના સજોગે જ માણસની ઉન્નતિ થતી જાય છે, આગળ આગળ વધતો જાય છે આ જે આજે સજોગો મળ્યા છે તે પહેલા કરેલા કઈ કર્મનું પરિણામ છે આ મિસ્ત્રી પહેલા કેટલીય વખત અહીં રહ્યો, પણ કહેવું થતું નહીં આજે અચાનક તેને આ જોગ મળી આવ્યો અમારે કહેવુ હોય તોય કઈ કહેવાતું નથી અને કોઇ વખત જાણે એક અક્ષરે ય નથી બોલવો એમ કરીને આવીએ છીએ પણ ભાષાના પુદ્ગલ બાધેલા તે મનમા બોલવા ઉપર ખારાશ હોય છતા બોલાઇ જવાય છે

મિસ્ત્રી—આપણે આ જે કર્મ કરીએ તેનું ફળ આ ભવમા મળે કે આવતા ભવમા?

પ્રભુશ્રી—કોઈ મહાત્મા તપની મુદત પૂરી થયા પછી પારણા માટે વસ્તીમા આવેલા તે વખતે એક કઠિયારે બોલાવી તેમને બે રોટલા પોતાના ભાણામાથી આપ્યા તે ઊભા ઊભા જમીને તે તો ચાલ્યા ગયા પછી તેની સ્ત્રી રોટલા ઘડતી હતી તેના મનમા એમ થયું કે આ ક્યાથી આવ્યો કે મારે વધારે રોટલા ટીપવા પડશે પણ કઠિયારાના છોકરાને એમ વિચાર આવ્યો કે બાપાએ પોતાના ભાણામાથી બે ય રોટલા આપ્યા તેથી હુ મારા રોટલામાથી અડધો રોટલો બાપાને આપુ એમ વિચારી તેણે અડધો રોટલો આપ્યો અને નવો રોટલો ચઢે ત્યાસુધી ખાવાનું ચાલતુ કરવા કહ્યુ તેની બેન પણ ખાવા બેઠી હતી તેણે પણ ભાઈની પેઠે પિતાને અડધો રોટલો આપ્યો

તે ભવ પૂરો થતાં કઠિયારો દેવ થઇને બીજે ભવે રાજા થયો. તેણે એક વખત સભામાં જનકરાજાની પેઠે પ્રશ્ન પૂછ્યો કે દત્તાનું ફળ શું અને અદત્તાનું ફળ શું ? મોટા મોટા પંડિતોમાંથી કોઈ જવાબ આપી શક્યો નહીં. પછી રાજા પાસેથી પંડિતોએ મુદત માગી કે અમુક મુદતમાં અમે તમને જવાબ આપીશું. તે મુદત પૂરી થવા આવી પણ કંઈ ઉત્તર નહિ જડવાથી 'શું મોઢું રાજાને દેખાડીશું' એમ થવાથી આખો દિવસ નિરાશ થઇને રાજપંડિત ઉતરેલે મોઢે ઘરમાં આંટા મારતો હતો. તેને જોઇ તેની પુત્રી બોલી, પિતાજી તમને આવડી શી ચિંતા છે કે રોજ તમારું શરીર સુકાતું જાય છે ? પંડિતે કહ્યું, કંઈ નહી બેન, તારે જાણીને શો ખપ છે ? છતાં તેણે જાણવાની ઈચ્છા દર્શાવવાથી તેણે રાજાના પ્રશ્નની વાત કહી. તે સાંભળતાં તે મૂર્છા પામી. પછી જાગૃત થતાં તે પુત્રીએ કહ્યું, પિતાજી આનો ઉત્તર તો હું પણ આપું. એટલે રાજા આગળ પંડિતે વાત કરી કે એ પ્રશ્નનો ઉત્તર તો મારી પુત્રી પણ આપી શકશે. તેથી તેની પુત્રીને સભામાં બોલાવી તેણે રાજાને કહ્યું : રાજાજી, તમારે ત્યાં થોડા કાળમાં એક કુમારનો જન્મ થશે તેને તમે પૂછશો એટલે ઉત્તર મળશે. રાજાને પુત્ર નહોતો તેથી તે સાંભળી તે રાજી થયો અને પુત્રીને શિરપાવ આપી રજા આપી. પુત્રનો જન્મ થતાં બધા રાજી થયા. રાજા પ્રશ્નનો ઉત્તર સાંભળવા જન્મતાં જ તેની પાસે ગયો; અને તેને પ્રશ્ન પૂછ્યો કે કુંવર મૂર્છા પામ્યો. પછી જાગૃત થઈ કુંવરે ઉત્તર આપ્યો, 'અમુક દેશમાં એક ગામમાં એક ગરીબ ડોશી છે. તે રોજ બાર વાગે ગામ બહાર નદીએ પાણી ભરવા આવે છે. તે વખતે તેની પાસે જઈ તેને બેડું ચડાવજો અને પ્રશ્ન પૂછશો, તો તેનો તે ઉત્તર આપશે. પછી રાજાએ તે પ્રમાણે કર્યું અને ડોશીને પ્રશ્ન પૂછ્યો કે તે પણ મૂર્છા પામી. પછી જાગૃત થઈ તેણે કહ્યું, હું તમારા કુંવર પાસે આવીને વાત કરીશ પછી બધાં એકઠાં થયાં. મૂર્છા વળતાં જાતિસ્મરણ જ્ઞાન ત્રણેને થયું હતું. એટલે પૂર્વ ભવની વાત તેમણે જાણી હતી. પછી કુંવરે રાજાને પૂર્વભવની વાત કરી. ત્યાં રાજા પણ બેભાન થઈ ગયો. અને તેને પણ જાતિસ્મૃતિ જ્ઞાન થયું. એટલે કુંવરે કહ્યું : "રાજાજી, તમે હવે તમારા આત્માનું કલ્યાણ કરો અને મને રાજ સોંપી જાઓ. પણ બાર વર્ષ પછી આવીને મને બૂજવજો, ચેતવજો. આ ડોશીને એના પેટપૂરતું વર્ષાસન બાંધી આપો. પંડિતની પુત્રી પણ સાધ્વી થવાની છે."

પૂર્વ ભવનો કઠિયારો તે મર્યા પછી દેવ થઈ તે દેવ આયુષ પૂરું કરી રાજા થયો હતો. કઠિયારાની સ્ત્રી મરીને ઢોર પશુના અનેક જન્મો કરી ચંડાળને ત્યાં જન્મી હતી. તે પેલી ડોશી હતી. કઠિયારાની પુત્રી પણ સારા ભવ કરી પંડિતને ત્યાં જન્મી હતી.

કેટલાંક કર્મ જે તીવ્ર હોય છે તે તરત પણ ઉદયમાં આવે છે ક્રોધ કરે તેનું ફળ તરત પણ મળે છે. અને કેટલાંક કર્મ હજારો વર્ષે પણ ઉદયમાં આવે ત્યારે ફળ દે છે. પણ કરેલાં કર્મ ભોગવ્યા વગર છૂટકો નથી. ધર્મરાજાને ચોપડે લખાય છે એમ કહેવાય છે, તેમ આત્મા કર્મોને લઇને ભવોભવમાં ભટક્યા કરે છે. કોઈ સંતને શોધીને તેના કહ્યા પ્રમાણે જો આટલો મનુષ્યભવ ગાળે તો કલ્યાણ થઈ જાય તેમ છે. આ મિસ્રીને ક્ષયોપશમ પૂર્વભવના સુકૃત્યને લઇને સારો છે. તત્ત્વજ્ઞાન તમારે લેવા જેવું છે.

મિસ્રી—પ્રભુ, હું ભાગ્યો છું.

પ્રભુશ્રી—(તેમાંથી ક્ષમાપનાનો પાઠ કાઢી) ચંડીપાઠની પેઠે રોજ આ પાઠ નાહીધોઈને બોલી જવો અને મોઢે કરી લેવો. દુહા છે અને આત્મસિદ્ધિ છે—બધું જેમ જેમ સમાગમ થશે તેમ તેમ અમૂલ્ય જણાશે. આટલામાં તો પ્રભુ, બધા શાસ્ત્રોનો સાર આવી જાય છે. એનું એક પણ વાક્ય કલ્યાણ કરી નાખે તેમ છે. કોઈ સંતના જોગે વાત સાંભળીને તેમણે બતાવ્યું હોય તે લઈ મંડવું. 'એક મત આપડી કે ઊભે માર્ગે તાપડી—' એ વાત સાંભળી છે?

મિસ્ત્રી—ના જી.

પ્રભુશ્રી—શિયાળ, સસલું અને સાપને ભાઈબંધી હતી. દવ લાગ્યો ત્યારે શિયાળે પૂછ્યું : સાપભાઈ, તમે શું કરશો? તેમણે કહ્યું : એમાં શું? આપણી પાસે તો લાખ મત છે. આ ઝાડ ઉપર ચઢી જઈશું તોય કશું નહિ થાય. સસલાભાઈને પૂછ્યું તો તેણે કહ્યું : મારે તો સો મત છે તો આ જાળામાં પેસી જઉં તો પછી આગ શું કરવાની છે? પછી શિયાળે તો આપણે કંઈ સંતાવાની જગા નથી અને લાય તો લાગતી લાગતી આવી તેથી લાવ જે બાજુ નથી લાગતું તે બાજુ દોડી જાઉં એમ વિચારી તે એક બે ગાઉ દૂર દોડી ગયું. સાપ તો ઊંચે ઝાડ પર ચઢી ગયો. સસલું જાળામાં થઈ દરમાં પેસી ગયું. બે દિવસ પછી આગ શાંત થતાં શિયાળ મિત્રની સંભાળ—ખબર લેવા આવ્યું. તેણે ઝાડ તો ઓળખ્યું પણ સાપ મળે નહીં. ઊંચે જોયું તો આંટી પાડીને લબડેલા સાપનું ખોખું—મડદું દીઠું. પછી સસલાની શોધ જાળામાં કરી પણ ત્યાં તો રાખ હતી. તે કાઢીને જોયું તો દરમાં પૂંછડી જેવું જણાયું. ખેંચી કાઢ્યું પણ તે તો સસડી ગયેલું મડદું હતું. તેથી શિયાળ બોલ્યું :

"લાખમત લબડી, સોમત સસડી,
એકમત આપડી કે ઊભે મારગે તાપડી."

આ તો પરમાર્થ સમજવા દૃષ્ટાંત છે. ગમે ત્યાં બાઝી ન પડવું. એક સાચા પુરુષે બતાવેલા ઉપર જ લક્ષ રાખીને વહ્યો જાય તો મોક્ષે જતાં તેને કોઈ રોકનાર નથી. એક રીતે જોતાં માર્ગ કેવો સરળ અને સુગમ છે! તેમ છતાં અનાદિ કાળથી આજસુધી રઝળવું થયું તે માત્ર બોધના અભાવે. તમે બધા મનમાં મુંઝાતા હતા કે કેમ કંઈ બોલતા નથી? એ ખબર તો પ્રભુ, પડે. પણ અમને તો હવે કાંઈ નથી કરવું એમજ રહ્યા કરે છે. મરણનો કાંઈ ભરૂંસો છે? અને કોઈને કેમ લાભ હોય, કોઈને કેમ લાભ હોય, કોઈને દૂર રાખવાથી લાભ હોય અને કોઈને તો પાસે રાખવાથી લાભ હોય—એ બધા ભેદ પણ સમજવા જેવા છે. હવે શરીર જૂનું શીંકું થયું, તે ધાર્યું કામ કઈ થઈ શકે?

મુમુક્ષુ—અમારાય કર્મના અંતરાય ખરાને પ્રભુ?

પ્રભુશ્રી—તે ય ખરું.

***

તા. ૧૩-૨-૧૯૨૬

[મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનને અંતે કઈ કઈ પ્રકૃતિઓની વ્યુચ્છિત્તિ થાય છે તે વિષે 'ગોમ્મટસાર'માંથી વંચાતાં.]

પ્રભુશ્રી—અહો ! મિથ્યાત્વ ગયું એટલે આટલા ભવ હવે રઝળવાનું નહીં, એવું સરકારી પેન્શન જેવું થઈ જાય છે ?

મરણ વખતે કંઈ ભાન નથી રહેતું, આમ બોલાવે કે ભા....ઈ તોય આંખ ઊંચી ન કરે તે શું હશે ? કંઈ યાદ નહીં રહેતું હોય તેનું શું કારણ ? ચેતન કંઈ જડ તો ઓછો થઈ જાય છે ? પણ તે વખતે કશુંય જાણે ખબર નહીં ! શું વેદનામાં ઘેરાઈ જતો હશે ? આવરણ આવતું હશે ? સમકિતીને કેમ થતું હશે ?

મુનિ મો૦—સમકિતીને તો ખબર રહે, પરિણામ સત્પુરુષે જણાવેલા લક્ષને અનુસરતાં રહે. ભેદ પડ્યો હોય એટલે પોતે વેદનાદિથી જુદો છે એમ રહે અને બીજા બોલાવતા હોય તે ય સાંભળે પણ પોતાની ગતિ સુધારવાના પ્રયત્નમાં તે હોવાથી સગાંવહાલાં બોલાવે તો ય ન બોલે—એ કોઈ આત્માને મદદ કરી શકે તેમ નથી એમ તે જાણે છે. તેથી જે સાચું શરણ કે સત્પુરુષે આપેલું સ્મરણ તેમાં જ તેનો ઉપયોગ રાખવા તે પ્રયત્નશીલ હોય. સૌભાગ્યભાઈએ અંત વખતે અંબાલાલને જણાવ્યું હતું કે અંબાલાલ, સૌભાગ્યને બીજું ધ્યાન ન હોય, પણ તમે મંત્ર-સ્મરણ મોટેથી બોલો છો તેમાં, મારે મારો તાર જોડાયો હોય તેમાંથી વિક્ષેપ પામીને જોડાવું પડે છે.

પ્રભુશ્રી— " શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહિયે કેટલું ? કર વિચાર તો પામ. "
" છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તુ તેહનો—એ જ ધર્મનો મર્મ. "

આ ગાથાઓનો વિચાર કર્તવ્ય છે.

***

તા. ૧૪-૨-૧૯૨૬, સવારે

" છૂટે દેહાધ્યાસ તો નહીં કર્તા તુ કર્મ;
નહી ભોક્તા તું તેહનો એ જ ધર્મનો મર્મ. "
" શુદ્ધ, બુદ્ધ. ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ.
બીજું કહિયે કેટલું ? કર વિચાર તો પામ. "

આ ગાથાઓનો વિચાર વારંવાર કર્તવ્ય છે. સાંજે ઊઠ્યા પછી આમ ને આમ જાગતાં જ રાત કાઢી છે. હવે આવો જોગ મળ્યો છે તો વિચાર કરી નક્કી કરી લેવું ને ? સૌભાગ્યભાઈના મરણ વખતે તેમનો ઉપયોગ આ 'શુદ્ધ, બુદ્ધ,....' ગાથામાં હતો.

મુનિ મો૦—અંબાલાલભાઈની આંગળી

महादेव्याः कुक्षिरत्नं शब्दजितवरात्मजम् ।
राजचंद्रमहं वंदे तत्त्वलोचनदायकम् ॥

આ શ્લોકના ચાર ચરણ બોલતા ચાર આગળીના ટેરવા પર રહેતી અને બે શબ્દનું સ્મરણ મળ્યા પછી બે આગળી ઉપર ફરતી આમ જોયેલું મરણ વખતે ભાન ન હતું, પણ તે ક્રિયા ચાલતી હતી ધારશીભાઈના મરણ વખતે મંત્રનું સ્મરણ આપનાર માણસ ચોવીશે કલાક તેમના ઓરડામા બોલ્યા જ કરે એમ ગોઠવણ કરી હતી

પ્રભુશ્રી—ધારશીભાઈનો ક્ષયોપશમ સારો હતો અમારા તરફ પ્રાણ પાથરે તેવો તેનો પ્રેમ હતો ઘણી વખત અમને ખુલ્લા દીલથી વાતો કરે કે આવુ ને આવુ ભાન મરણ પછી પણ રહે તો કેવું સારુ ! ગુણ પર્યાય, કેવળજ્ઞાન અને એ બધી વાતો તે સારી કરી જાણતા હતા એ પૂર્વનો ઉપાર્જન કરેલો ક્ષયોપશમ છે પણ સમજણ કોઈ જુદી જ વસ્તુ છે તેમને આખનું દર્દ હતું તેથી ઝાટકો નાખે ત્યારે આખ દાબી રહે વેદનીય કર્મને વેદનીય તરીકે જ્ઞાનીઓ જુદુ જ જાણે છે તે આત્માનો ધર્મ નથી કૃપાળુદેવના સમાગમની તો બલિહારી છે ! દ્રવ્ય, ગુણ, પર્યાયની વાતો કરી ન જાણતા હોય તેનું પણ કલ્યાણ થાય, એવો ધર્મનો માર્ગ છે મરણ વખતે સાચવવાનું શુ ? જો સત્પુરુષમા તેની દૃષ્ટિ રહી તો તેનું કલ્યાણ છે એ જ એ તો—એક વખત જેમ સ્ત્રી નક્કી કરે છે કે આ મારો ભરથાર અને તેના બલૈયા પહેરે છે, તેમ હરતા ફરતા, કામ કરતા તેનું ચિંતવન, સ્મરણ, ભજન, ગુણકીર્તન રહ્યા કરે અને આખરે પણ તેમા જ ચિત્ત રાખે તો બેડો પાર ! 'ગોમટ્ટસાર'મા પણ આવે છેને કે કેવળી કે શ્રુતકેવળીના ચરણસમીપ ક્ષાયક સમકિત થાય છે ? એ (કૃપાળુદેવના તરફ નજર કરીને) શ્રુતકેવળી એને છોડી બીજાને વળગવુ તે આચળ છોડી ગોભળે (બકરીના ગળાના આચળે) વળગ્યા જેવું છે તેથી કાંઈ દૂધનો સ્વાદ આવે ? સત્પુરુષ કે સત કહે તેમ કરવુ, કરે તેમ કરવામા હમેશ કલ્યાણ ન હોય અહંકાર રાખ્યામા જીવ મરી જાય છે આખ મીંચવી પણ અહંકાર વગર થતી નથી પણ જ્ઞાનીની ગત તો જ્ઞાની જાણે એની વાત તો બાજુ ઉપર મૂકવી બાકી આપણા જેવાના બાહ્ય આચરણ જોઈ કોઈ બાહ્ય અનુકરણ કરે એમા કલ્યાણ હોય ? અંબાલાલભાઈ આગળીઓ પર અંગુઠો ફેરવતા તેમ હું કોઈ વખત આગળા હલાવુ છુ તે જોઈ કોઈ તેમ કરીને પોતાને જ્ઞાની માને તો ઊંટિયું ઊભુ થાય અને માર્યા જવાનો પ્રસંગ આવેને ?

કશાનો ગર્વ કરવા જેવો નથી આ તો જૂના છે અને આ તો હમણાના સમાગમી છે એમ પણ કરવા જેવુ નથી એ તો જૂના પડયા રહે અને આ આગળ થઈ જાય, કામ કાઢી જાય એવો માર્ગ છે દીનપણુ અને દાસત્વપણુ ભૂલવા જેવુ નથી 'હું તો દોષ અનંતનું ભાજન છું કરુણાળ' અરે પ્રભુ ! એના વચનો યાદ આવે છે કે શું અજબગજબ એની વાણી ! હવે સમજાય છે પણ તે વખતે કંઇ આટલી સમજ હતી ? ધારશીભાઈએ છેવટે મને કહેલુ કે તમને કૃપાળુદેવે જે કહ્યુ હોય તે કહો, પણ મે કહ્યુ કે તે તો પુસ્તકોમા તમે વાચ્યું હશે, પણ મારાથી કેમ કહેવાય ? આજ્ઞા વિના ન બોલાય, અમારુ મોઢુ બધ કરી દીધુ છે પછી તેણે કપાળે હાથ દીધો અને ડાહ્યો હતો તે સમજી ગયો કે યોગ્યતા વિના વસ્તુ મળે નહીં જ્ઞાનીઓ તો રસ્તે જનારને યોગ્યતા હોય તો બોલાવીને આપે એવા કરુણાળુ હોય છે

કેટલાકની તો પ્રકૃતિ છે કે જેને ને તેને વાત કરવી, પણ તેમ કર્તવ્ય નથી થાક્યાનો

માર્ગ છે. જેને પડી હશે, ખરો ખપ હશે તે તો ખોળતો જ હશે અને એવો ખપી હોય તેને જ લાભ થાય છે.

'ઉપમિતિ ભવપ્રપંચ'માં કેટલી વાત આવે છે? તેમાં તો ભારે કરી છે! એક સત્પુરુષ ઉપર દૃષ્ટિ રાખવાની જ વાતો આવે છે. એજ હું તો જોયા કરું છું કે આ શું લખી ગયો છે! પણ યોગ્યતા વગર કેમ સમજાય?

***

તા. ૧૫-૨-૧૯૨૬

સર્વ ધર્મમાં જે તત્ત્વ રહ્યું છે તે જિનદર્શનમાં સમાય છે. મહાવીર સ્વામીની આજ્ઞા રાગદ્વેષ તજી સમભાવમાં આવવું તે છે. ખમીખૂંદવું. જેટલા વિશેષ ખમીખૂંદે તે વધારે મોટા. કોઈ અપૂર્વ યોગે અને આ બધાંના અંતરાય તૂટેલા તેથી આજે આટલું બોલી શકાયું. નહીં તો પ્રભુ, કંઈ આપણું ધાર્યું થતું જ નથી. ખરું કહું તો મારે તો બોલવું જ નહોતું. પણ એ મીઠી વીરડીનું પાણી છે. એણે (પરમ કૃપાળુદેવે) કહેલાં વચનો સ્મૃતિમાં હોય તે કહેવાં છે. કંઈ શાસ્ત્ર કે સત્-પુરુષની વાણીથી વિરુદ્ધ જાય તેમ હોય તો કહેવું. આમાં તો સર્વ ધર્મ સંમત છે. ક્યાં વાડો વાળવો હતો? જ્યાં આત્માની જ વાત હોય ત્યાં ભેદ શો? વેદાન્ત હો કે જૈન હો, સત્-ચિદ્ અને આનંદ કહે કે જ્ઞાન, દર્શન અને ચારિત્ર કહે, ચોખા કહે કે ચાવલ કહે તેમાં કાંઈ મૂળ વસ્તુમાં ફેર પડવાનો છે?

ગમે તેમ કરીને શુભ નિમિત્તમાં રહેવું છે અને કાળક્ષેપ કરવો છે. બીજું કરવું છે શું? એના શરણાથી પુસ્તક, પાનાં, જગા, મુકામ, ચેલા ચેલી,—બધામાં ખારાશ કરી મૂકી છે. એના સમાગમ પહેલાં એમાં જ પ્રવર્તન હતું પણ એવું કોઈ એનું યોગબળ કે ક્યાંય ઊભા રહેવા ન દીધા! પ્રભુ, દગો દગો ને દગો નીકળ્યો છે. જગામાં અંત વખતે જીવ રહે તો ઘરોળાં કે જીવડાં થવું પડે; સ્ત્રી-પુત્ર કે ચેલા-ચેલીમાં જીવ રહે તો તેને પેટે અવતાર લેવો પડે; મહેલ-મકાનમાં કે બાગ બગીચામાં જીવ રહે તો દેડકાં કે અળશિયાં થવું પડે અને ખેતર કે જમીનમાં વૃત્તિ રહે તો ધાતુ કે પત્થરમાં ઉત્પન્ન થવું પડે. 'પગ મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે અને માથે મરણ રહ્યું છે,' 'ચરણ ધરણ નહીં ઠાય,' એમ મોટા પુરુષો કહી ગયા છે. એ બધું અમે તો ઝેર જેવું કરી મૂક્યું છે. એટલે એની ઈચ્છા કેમ થાય? જ્યાંસુધી એમાં મીઠાશ છે ત્યાંસુધી નિષ્પુણ્યકને જેમ રોગ મટતો નહોતો તેમ બધું બંધનરૂપ થાય છે

જીવ પરીક્ષા કેવી રીતે કરી શકે? પરીક્ષા પ્રધાનપણું, યોગ્યતા જોઈએને? અહીં તો આત્માની જ વાત છે. તેમાં ભેદ નથી. અમને તો હવે મરણના વિચારો આવ્યા કરે છે; અને દરેકે તે સંભારવું ઘટે છે. પછી જઈને ઊભું ક્યાં રહેવું? કંઈ નક્કી કરી મૂકવું ને? ઘર જોઈ મૂક્યું હોય તો ત્યાં જવાય; પણ ભાન ન હોય તો ક્યાં જાય? આટલો ભવ તો આ ખાતર ગાળવા જોગ છે. આટલી પુણ્યાઈ ચઢી છે, મનુષ્યભવ મળ્યો છે તો કહેવાનું થાય છે. કોઈ ઢોર કે બળદને બોલાવીને કહીએ તો કંઈ સમજી શકે? લાગ આવેલો ચૂકવા જેવો નથી. આખર બધું જ્યાંનું ત્યાં પડી રહેશે. આમ ને આમ બધું રહેવાનું નથી ભલે, મરણ ન હોય

તો કંઈ કહેવું નથી, પણ તે તો છે તો હવે કેમ જાગવું નહિ? નોકરી, ધંધા બધા માટે ચિન્તા કરીએ તો આ આત્મા માટે કંઈ નહીં કરો? તેને માટે આટલો કાળ હવે તો ગાળુ, એમ નિશ્ચય કર્તવ્ય છે એક શરણું લઈ ગમે તે કરે તો હરકત ન આવે, એવી ચમરેન્દ્ર અને શક્રેન્દ્રની વાત છે ચમરેન્દ્રે અભિમાનથી શક્રેન્દ્રના સ્વર્ગમા જવાનો વિચાર કર્યો ત્યારે ડાહ્યા પ્રધાનોએ શરણું લઈને જવાની સલાહ આપી તેથી મહાવીર સ્વામીનું શરણુ લઈ તે ત્યા ગયો અને ધડૂકો કર્યો કે શક્રેન્દ્રે વજ્ર ફેંકયુ પણ તરત તેને વિચાર આવ્યો કે કદાચ કોઈ મહાપુરુષનું શરણુ લઈને આવ્યો હશે અને જો વજ્ર તેને વાગશે તો અશાતના થશે એમ જાણી તેની પાછળ દોડી વજ્ર ઝાલી લીધુ તેટલા વખતમા તે ચમરેન્દ્ર મહાવીર સ્વામીના પગ તળે કંથવો થઈ સંતાઈ ગયો હતો ત્યા આવી શક્રેન્દ્રે મહાવીર પ્રભુની ક્ષમાપના માગી અને ચમરેન્દ્રને કહ્યુ કે હવે નીકળ તેણે નીકળીને ક્ષમાપના માગી આમ શરણુ હતું તો તે બચી ગયો

★

આનંદઘનજીને વ્યાખ્યાન વંચાવવા સંઘે તેમના ગુરુ પાસે માગણી કરી તે વૈરાગ્યમા વિશેષ હતા તેથી બધાને પ્રિય હતા કોઈ કારણુસર આગેવાન શેઠ મોડા આવ્યા તોપણ આનંદઘનજીએ બીજા બધાને આવેલા જાણી વ્યાખ્યાન શરૂ કર્યું પછી શેઠ આવ્યા તેની સાથે વાતચીત થતા 'અમે છીએ તો તમે છો', એમ શેઠે કહ્યુ એટલે કપડા મૂકી નગ્ન થઈ ગુરુ પાસે જઈ તે ચાલી નીકળ્યા કોઈનું કહ્યુ માન્યું નહી

તેમના ગુરુ કાળ કરી ગયા પછી એક પીંજારો વિદ્યાના બળે આકાશમા રહી બોલતો કે હે! બાદશાહ, એક કર, એક કર તેથી બધાને મુસલમાન કરવા બાદશાહે લોકોને કનડવા માંડયા સંઘે મુસલમાન થવા ના પાડી, તેથી કેદમા નાખી તેમની પાસે દળણા દળાવવા માંડયા પછી બધા સાધુઓએ વિચાર કરી આનંદઘનજી પાસે જઈને તેમને વાત કરી જેમ લબ્ધિધારી વિષ્ણુકુમારે બધાને ધર્મમા પડતી મુશ્કેલી દૂર કરી હતી અને પછી પ્રાયશ્ચિત્ત લીધું હતું તેમ શાસનને નિર્વિઘ્ન કરવા આનંદઘનજીને તેમણે વિનંતિ કરી તે તેમણે સ્વીકારી અને એક સોટી આપી તેમણે કહ્યુ કે તે ઘંટીને અડાડજો, તેથી ઘંટીઓ ચોંટી જશે "આમ કોણે કર્યું?" એમ પૂછે, તો એમ કહેવુ કે અમારા ગુરુએ અને જણાવ્યું કે અમુક જગાએ હું બપોરે બાર વાગે આવીશ ત્યા બાદશાહને આવવા જણાવજો બાદશાહ ત્યા આવ્યો પણ તેણે આનંદઘનજી પાસે પોળિયા જેવા બે વાઘ દીઠા તેથી તે આગળ જઈ શકયો નહી તેને બોલાવ્યો તોપણ ન જઈ શકયો એટલે વાઘની પાસે થઈ આનંદઘનજી બાદશાહ પાસે ગયા અને કહ્યુ, બધાને કેમ પીડે છે? તેથી બાદશાહે કહ્યું, બાર વાગે ખુદાનો હુકમ સંભળાય છે એટલામા તો બાર વાગ્યા અને આકાશમાથી અવાજ આવ્યો એટલે આનંદઘનજીએ એક વસ્ત્ર ઊંચુ કર્યું કે પીંજારો નીચે પડયો અને કરગરવા લાગ્યો તેમણે બાદશાહને કહ્યું, આ તો તારા ગામનો પીંજારો છે, હવે કોઈને ધર્મ બાબત કનડીશ નહી, અને પીંજારાને કહ્યુ, આમા તારું કલ્યાણ નથી

અંજનની જરૂર છે. યશોવિજયજીને આનંદઘનજીના સમાગમે તે થઈ ગયું. ત્યારપછીના ગ્રંથો મધ્યસ્થ દૃષ્ટિથી લખાયા છે.

*

સાંજે

સમભાવ, ધીરજ, ક્ષમા, ખમીખૂંદવું—એ વીતરાગની આજ્ઞા છે. સમજની જરૂર છે. ગમે તેવા પાપી, ગુણકા અને ચંડાળ જેવાના પણ ઉદ્ધાર થઈ ગયા છે. ચીલો બદલવાની જરૂર છે. ગાડાનો ચીલો બદલતાં મુશ્કેલ તો પડે; પણ પછી ચીલો બદલાયો એટલે દિશાફેર જ થઈ જાય છે. આખ જમીનનો ફેર પડે છે.

અનાદિકાળથી લોભથી જ જીવ અટકી રહ્યો છે. તે વેરીને મારવાની ખાતર, લોભ છોડવાની સમજથી ખર્ચ થાય તો તેનું ફળ રૂડું છે. એમ જ કરવાજોગ છે.

***

તા. ૧૬–૨–૧૯૨૬

[ સવારે ચાર વાગે 'પરમશ્રુતપ્રભાવક મંડળ' તરફથી છપાતી 'શ્રીમદ્ રાજચંદ્ર'ની બીજી આવૃત્તિ માટે લખેલી પ્રસ્તાવનાનું પ્રૂફ વંચાયું તે પ્રસંગે. ]

એ પ્રસ્તાવનામાં પરીક્ષકવૃત્તિ છે. કોઈ પરીક્ષા લઈને છોકરાને ઇનામ આપે કે નંબર ઠરાવે તેવી સત્પુરુષની પરીક્ષા કરવાનો પ્રયત્ન છે. પણ પરીક્ષક તો જેની પરીક્ષા લેવાની હોય તેનાં કરતાં ચઢિયાતો હોવાની જરૂર છે. એટલે પોતાની સમજની કિમ્મત વિશેષ ગણીને સત્પુરુષની દશા તેમાં સમાય તેવી ગણીને તેને સરપાવ આપતા હોય તેમ 'આટલી બક્ષિશને પાત્ર તે છે' તેવી વૃત્તિ એ શબ્દો ઉપરથી જણાય છે. સત્પુરુષની પરીક્ષા કરવાનું કોનું ગજું ? સત્પુરુષને બરાબર ઓળખે તે સત્પુરુષ જેવો જ હોય.

***

તા. ૧૭–૨–૧૯૨૬, સવારે

[ તીર્થંકર પ્રકૃતિની સ્થિતિનો ઉત્કૃષ્ટો બંધ ક્યારે પડે તે સંબંધી 'ગોમટ્ટસારજી'ના કર્મકાંડના બીજા અધિકારના વાંચન પ્રસંગે ]

સમકિતનું કેટલું માહાત્મ્ય છે! અસંયત સમ્યગ્દૃષ્ટિ મનુષ્યનાં ઉત્કૃષ્ટ સંક્લેશ પરિણામ નરકગતિની સન્મુખ તે થાય ત્યારે હોય છે. અને તે વખતે તીર્થંકર પ્રકૃતિની સ્થિતિનો ઉત્કૃષ્ટ બંધ પણ પાડે છે. સમકિત છે એટલે તેની હાજરીમાં જે જે ક્રિયા થાય તે પુણ્યરૂપ પરિણમે છે. મોટી લોહીની નદીઓ વહે તેવા ભરતના સંગ્રામ પ્રસંગે ગણધર ભગવાન પુણ્ડરીકે ઋષભદેવ ભગવાનને પૂછ્યું, અત્યારે ભરત ચક્રવર્તીનાં પરિણામ કેવાં હશે ? ભગવાને કહ્યું, તારા જેવાં; કારણકે તેની સમજ બદલાયલી હતી. એટલે દર્શન મોહ વગરની ક્રિયા થતી

હતી નહીં તો 'सम्मद्दिट्ठी न करेइ पाव' એવા સૂત્રો મોટા પુરુષ કેમ ઉચ્ચારે? એ શાનું માહાત્મ્ય? સમકિતનું જેમ ચંદનવૃક્ષ પાસેના બીજા વૃક્ષો, લીમડા વગેરેનાં પણ, સુગંધીદાર બને છે તેમ સમકિતીની કષાયવાળી ક્રિયા પણ સમકિતની હાજરીમાં પુણ્યરૂપ પરિણમે છે. સમકિત એ પુણ્ય છે અને મિથ્યાત્વ એ પાપ છે, એમ 'મૂળાચાર' તેમજ 'ગોમટ્ટસારજી'માં પણ આવે છે. આવું જેનું માહાત્મ્ય છે તે મૂકીને આ ભવમાં ઢીંગલા-ઢીંગલીની રમત જેવા સુખ અને સમૃદ્ધિ પાછળ કાળ ગાળવો સમજુ વિચારવાનને છાજે? આટલા ભવમાં તો સમકિત જ કર્તવ્ય છે. પછી ભલેને ગમે તેટલા ભવ હોય તેની પંચાત નથી. તે થયા પછી તેની ક્રિયા પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કરે અને છેવટે સમકિત તેને મોક્ષે લઈ ગયા વગર મૂકે નહીં. કંઈ અજબગજબ વાત આજે તો આવી છે!

૧ મુમુક્ષુ—સિદ્ધપુરના ગોદડ પારેખ જણાવતા કે આપને મળ્યા પછી આપે હૃદયમાં ચકલું ઘાલી દીધું છે, તે ફડફડ થયા જ કરે છે. પહેલાં તો ખાતા અને નિરાંતે ઊંઘતા; પણ હવે તો કંઈ ચેન પડતું નથી.

પ્રભુશ્રી—એમ જ છે. અમને કૃપાળુદેવ મળ્યા પછી બધા મુનિઓ અમારા સંબંધી વાત કરતા કે એમની પાસે જશો તો ભૂત ભરાવી દેશે, એમના શબ્દોય કાને ન આવવા દેવા, નહીં તો ચોટ લાગી જ જાણવું.

૨ મુમુક્ષુ—હજી અમદાવાદમાં એમ જ કહેવાય છે કે આપને મળે છે તેમને ભૂત વળગ્યું જ જાણો.

પ્રભુશ્રી—એમ જ છે. શું થાય છે તે આપણને શી ખબર પડે? પણ કેટલાય કર્મની નિર્જરા થાય છે, કર્મની કોડ ખપે છે, તે તો જ્ઞાની જાણે છે.

૩ મુમુક્ષુ—મેં ક્યાંક વાંચ્યું છે કે શાસ્ત્ર વાંચેલું સમજણ ન પડે તો પણ જો શબ્દો કાનમાં પડે તોય આવતા ભવમાં પણ તેના સંસ્કાર જાગી તે સમજાય છે અને મોક્ષનું કારણ થાય છે.

પ્રભુશ્રી—એ વાત સાચી છે.

*

સાંજે

[ ૧૯૪માં પત્રના સ્વાધ્યાય પ્રસંગે ]

"હે આયુષ્યમનો! આ જીવે સર્વે કર્યું છે. એક આ વિના, તે શું? તો કે નિશ્ચય કહીએ છીએ કે સત્પુરુષનું કહેલું વચન, તેનો ઉપદેશ તે સાંભળ્યા નથી અથવા રૂડે પ્રકારે કરી તે ઉઠાવ્યાં નથી અને એને જ અમે મુનિઓનું સામાયિક (આત્મસ્વરૂપની પ્રાપ્તિ) કહ્યું છે."

અમે કૃપાળુદેવને મળ્યા, પછી બીજા સાધુઓ એમ કહેતા કે અમે બગડી ગયા છીએ. તેથી એક સાધુ, અમારા ઉપર ભાવ રાખતો તે, મારી પાસે આવીને કહે "તમે જે કરો છો તે મેં સાંભળ્યું છે. તે ગમે તેમ હો, પણ મહાવીરના કહેલા સૂત્રો ઉપર શ્રદ્ધા રાખજો. આટલું મારું કહ્યું માનજો."

સૂત્રાભિનિવેશ એ પણ મિથ્યાત્વ છે. નહીં તો અમારે વીતરાગનાં વચનનો ક્યાં અનાદર છે? પણ પોતાની સમજે સમકિત માનવું યોગ્ય નથી. આજે તો ઘરઘરનું સમકિત થઈ ગયું છે. પણ સમકિતનો મહિમા તો ઓર છે! અમે કૃપાળુદેવને મળ્યા પહેલાં સૂત્રો ભણતા તે ઉપર પાછા ચર્ચા કરતા અને જેને વધારે યાદ રહે તથા વધારે વર્ણન કરે તે મોટો ગણાતો. એ પણ મિથ્યાત્વ છે. सद्धा परम दुल्लहा ભગવાને કહી છે. સાચી શ્રદ્ધા – સમકિતનું માહાત્મ્ય – 'ગોમટ્ટસારજી' અને 'મૂળાચાર' વંચાય છે તેમાં વર્ણવેલું છે. 'સમકિત તે જ પુણ્ય છે; અને સમકિતી જે જે ક્રિયા કરે તે પુણ્યરૂપ જ પરિણમે છે.' તે વાંચતાં કૃપાળુદેવથી સાંભળેલાં વચનો પ્રમાણે શાસ્ત્રો પણ શાખ પૂરે છે, તે સમકિતને પોષે છે. ભરતરાજા અને શ્રેણિકરાજાનાં દૃષ્ટાંતે, સમકિતની હાજરીમાં સંક્લેશ પરિણામ હતાં તે પુણ્યરૂપ નીવડેલાં છે. સમકિતીની ક્રિયાનું પરિણામ કાં તો નિર્જરારૂપ હોય, કાં તો પુણ્યના બંધરૂપ હોય; પણ પાપ તો સમકિતી કરી શકે જ નહીં. મિથ્યાત્વ તે જ પાપ છે. મિથ્યાત્વીનાં શુભ પરિણામ દેખાતાં હોય પણ તેનું ફળ મોક્ષમાર્ગમાં સહાય કરનાર પુણ્યરૂપ નથી તેથી સંસારપરિભ્રમણ કરાવનારું હોવાથી તેનાં શુભ પરિણામ પણ પાપરૂપ છે. કોઈ ક્યાંક અને કોઈ ક્યાંક અટક્યા છે; પણ ક્યાંય ખળી રહેવા જેવું નથી. બૈરાં, છોકરાં, ધન, મિલકત, આમાં કે તેમાં—કોઈ જગાએ અટક્યા વગર આત્મા જ ઉપાદેય, ધ્યેય ગણવો. એની શ્રદ્ધા આવી એટલે કામ થઈ ગયું. ગમે તેવાં કર્મ દેખા દે પણ તે તો ચૂકવું જ નહીં. બાંધેલાં છે તે તો આવે—મહેમાન જમીને ચાલ્યો જાય. પણ સંજોગોને તો સંજોગો ગણવા. ધ્યાન કરવા બેસે ત્યાં સંકલ્પો તો આવે; પણ તેને જુદા જાણવા, તન્મય ન થવું. બધું ઝેર કરી મૂકવા જેવું છે, નહીં તો, ભવ ઊભા કરાવે તેવી સામગ્રીઓ આવી આવીને પડે. તેને આત્માનો ધર્મ ન જાણવો. ન છૂટકે તેનો સંજોગ થાય તેને વેઠી લેવો. લાગ્યું તે ભોગવ્યે છૂટકો; પણ ઇષ્ટ ન ગણવું—તો બંધ નથી. આમ ભેદ પડે તો બહિરાત્મા મટી અંતરાત્મા થાય. અને એમ કરતાં કરતાં 'દીનબંધુની મહેર નજરથી આનંદઘન પદ પાવે.'

***

તા. ૧૮–૨–૧૯૨૬, સવારે

પ્રભુશ્રી—કોઇ સાંભળે અને સમજણ ન પડે તો કેમ?

મુનિ મો૦—સમકિતીને બધું સવળું છે.

પ્રભુશ્રી—સાંભળવાનો ભાવ હોય, તેમાં નજર રાખે; પણ પૂર્વભવના અંતરાય કે આવરણને યોગે સંભળાય નહીં તો તે નિષ્ફળ જાય?

આ માણેક ડોશીમા રોજ આવે છે. તેમને સમજાય કશું નહીં, પણ સાંભળવાની ઇચ્છા કરે તો કંઈ ફાયદો થાય કે નહીં?

જો તેમાંને તેમાં માથાં મારે તો કર્મ જગ્યા આપે છે. જ્ઞાની અંતરમુહૂર્તમાં કોટિ કર્મનો ક્ષય કરે છે. તેમ કોઈ સમકિતી–શ્રદ્ધાવાળો જીવ હોય તેને શાસ્ત્ર સાંભળવાનો લક્ષ છતાં સમજાય નહીં તોય કંઈ તે ક્રિયાનું ફળ થતું હશે કે નહીં?

મુમુક્ષુ—પહેલા માગધી ભાષાની ખબરે ય નહી હવે તે ગાથા વાચતા કરતા ઠીક ફાવે છે તે ન સમજાયા છતા માથા માર્યાનું પરિણામ છે

પ્રભુશ્રી—એ ગુડગુડિયો વૈષ્ણવ તેથી તેને પહેલા તો બધાની પેઠે વૈકુંઠ, ગોલોક અને એવો ખ્યાલ હશે પણ હવે શાસ્ત્રમા કેવી ગમ પડે છે? આ ય કેવો હતો? પણ વાચીને માહિત થયો તો જાણ્યું ને? એમ શું થાય છે તે આપણને શું ખબર પડે? પણ જ્ઞાની જાણી રહ્યા છે કંઈ અજબ વાત છે! ધના શ્રાવકનો જીવ કેવો હતો? ઢોરા ચારે તેવો તેને મુનિનો યોગ થયો, ત્યા બોધ સાભળ્યો, અને સમજાય ન સમજાય પણ મારે તેમણે કહ્યુ તેમ કરવું છે—આ વ્રત લઉં, આ વ્રત લઉં—એમ ભાવના રહી હતી અને કંઈ કર્યું ન હતું છતા એટલામા (ભાવનામા ને ભાવનામા) મરણ થવાથી દેવ થઈને ચવીને ધનો શ્રાવક થઈ મોટો લક્ષાધિપતિ થયો, કેટલીય કન્યાઓ પરણ્યો અને મોક્ષની તૈયારી કરી જ્ઞાનીની આજ્ઞાએ શ્રુતજ્ઞાન સાભળતા પરોક્ષ જ્ઞાન થાય છે અને દીનબંધુની કૃપાનજરથી પછી પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, પુદ્ગલ અને જીવ જુદા જણાય છે

★

સાજે

['મૂળાચાર'માથી 'સસાર ભાવના'મા અશ્રદ્ધાનરૂપ મિથ્યાત્વ વિષે વચાતાં.]

શ્રદ્ધાથી ઊલટી અશ્રદ્ધા શ્રદ્ધા કોની? તો, સદ્દેવ, સદ્ગુરુ અને સદ્ધર્મની એમા સત તે આત્મા છે તેથી આ આત્મા એ જ દેવ, આત્મા એ જ ગુરુ અને આત્મા એ જ ધર્મ, એમ ગણાય અને એ આત્માની હાજરી હોય, શ્રદ્ધા હોય, તો કર્મ બધાય નહી

મરણ ન હોય તો કંઈ વાધો નહી પણ તે તો ક્યારે આવશે તેનો ભરોસો નથી તો જેટલો કાળ હાથમા છે તે નકામો જવા દેવા જેવો નથી આટલું આવખુ તો તે ખાતર જ ગાળવા જેવું છે બધાને ખાતર કાળ ગાળો છો તો આને ખાતર, આત્માને ખાતર આટલું નહી કરો? સમજુ માણસને તો તેની જ ગવેષણા હોય, તે વગર બીજુ ગમે જ નહી—ન બને તેનો ખેદ રહેવો જોઇએ કૃપાળુદેવે અમને કહેલું કે અમને મળ્યા પછી તમારે હવે શો ભય છે?

"ધીંગ ધણી માથે કિયા રે, કુણ ગજે નર ખેટ? વિમલ જિન દીઠાં લોયણ આજ"

એમ મોટા પુરુષોએ પણ કહ્યુ છે શરણાની ય બલિહારી છે! એ જ કર્તવ્ય છે એને જ સમકિત કહ્યું છે

★★★

તા ૨૦-૨-૧૯૨૬, સાજે

['મૂળાચાર'માથી 'સસારભાવના'નો પહેલો શ્લોક ફરી વચાતા.]

અશ્રદ્ધાનરૂપ મિથ્યાત્વ—આત્માની શ્રદ્ધા નહિ તે મિથ્યાત્વ, તે અશ્રદ્ધાન મારુ શરીર, મારુ ઘર, મારુ કુટુમ્બ—એ મારા માન્યા છે તે એક જાતની શ્રદ્ધા છે, પણ સાચી શ્રદ્ધા નથી, મિથ્યા છે સંજોગ છે તે દેખાવ તો દે છે આપવીતી કહું કે પરવીતી?

મુનિ મો૦—આપવીતી, પ્રભુ !

પ્રભુશ્રી—શરીરમાં કંઈ આવી ફરી જાય તો બધું ફરી જાય છે. કળતર, કળતર અને કળતર. શ્વાસ લેતાં મૂંઝવણ થાય અને કંઈ સુવાણ ન રહે. આ બધું શું ? નોકર્મ દ્રવ્ય-કર્મનો સંજોગ. તેમાં જીવ પરિણમે છે. તે વખતે ભાવના તો બીજી હોય, તેમાં લક્ષ રાખવો હોય અને વેદનામાં લક્ષ ન રાખવો હોય, પણ ચાલે ?

મુમુક્ષુઓ—તેમ બનતું તો નથી.

મુનિ મો૦—પરમ કૃપાળુદેવને કોઇએ જોડો આપેલો. તે પહેરીને ચાલતાં પગ લોહી-લુહાણ જેવા થઇ ગયા. અને બીજાએ તે ધ્યાન ખેંચ્યું ત્યારે તેમણે કહ્યું, તમે કહ્યું ત્યારે જાણ્યું કે ફોલ્લા થયા છે અને લોહી નીકળ્યું છે.

પ્રભુશ્રી—તે વાત જુદી છે. આપણે જતા હોઈએ અને કંઈક હાથમાં વાગે કે ઉઝરડો ભરાય અને ભાન ન હોય તો જણાતું નથી. તે વાત અત્યારે નથી. અત્યારે અહીં ઢોલ અને વાજા વાગતાં હોય અને આ શાસ્ત્ર વાંચે છે તે સાંભળવું હોય તો સંભળાય ? તેમ અત્યારે જરાનાં દુઃખ આવી લાગ્યાં હોય અને ખળભળી ઊઠયાં હોય તે ન જણાય ? વેદના ઘેરી લે ત્યારે કંઈ બનતું નથી, એ તો અનુભવ છે. પણ ભાવ ત્યાં ( આત્મામાં ) હોય છે. જો ઘર દીઠું હોય તો ત્યાં પેસી જવાય. છોકરું માને ઓળખે એવડું હોય તો વેદના વખતે 'મા, મા' કરે તેમ અંતરચર્યા તેવી રહે છે. જ્ઞાનીને મળ્યા પછી ભાવ ફરી જાય છે. તે અંતર-ચર્યા–ભાવના આત્માની રહે. સંજોગ દેખે પણ તેમાં પરિણમે નહીં તે અંતરાત્મા અંતરાત્મા કંઈ પરગામ ગયો છે ? પણ ભાન નથી; તે કરવાનું છે. અંતરાત્મા, અંતરચર્યા, ભાવના – એ તો જ્ઞાન છે. અને જ્ઞાન શાનાથી થાય છે ? જ્ઞાનીથી.

" સદ્‍ગુરુના ઉપદેશવણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યા વણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ. "

'દેખે પરમ નિધાન' એમ પણ મોટા પુરુષોએ કહ્યું છે. જિનદેવ–આત્મા ! તેમનો ઉપદેશેલો મોક્ષમાર્ગ–મુકાવું–તે નહીં દેખવાથી સંસારપરિભ્રમણ છે. આગળથી અભ્યાસ કરી મૂકવાની જરૂર છે. કૃપાળુદેવે પત્ર ૪૬૦માં કહ્યું છે તે પ્રમાણે ચેતવાની જરૂર છે. આગ લાગે–ઘર લાગે–ત્યારે કૂવો ખોદાવે તો એ આગ કેમ કરીને હોલવાશે ? કંઈક કરી મૂક્યું હોય તો વેદનીય વખતે ખપમાં આવે. બીજું બધું મરતી વખતે સાંભરે છે–શરીર, કુટુમ્બ, છોકરાં. એનો અભ્યાસ પડી ગયો છે તો વેદના ઘણી હોય છતાં તે સાંભરે છે તો તેને બદલે બીજો અભ્યાસ કરી મૂક્યો હોય તો એમાં કંઈ વગ ( લાગવગ ) ચાલે છે કે એ યાદ આવે અને આ ના આવે ? જરૂર આવે શરીરની કળ બગડતાં ક્યાં વાર લાગે છે ? જ્યાં ગળફો તો છૂટતો ન હોય, શ્વાસ રૂંધાયો હોય અને પાઠ ભણવો હોય કે એવી ધર્મક્રિયા કરવી હોય તે કેમ બને ? પણ અભ્યાસ કરી મૂક્યો હોય તો અંતરપરિણામ–અંતરચર્યા–તેમાં જ રહે. મારું કશું ય નથી, એવું કરી મૂકવાની જરૂર છે. મારું મારું મનાય તે મિથ્યાત્વ છે.

***

તા ૨૧-૨-૧૯૨૬

એટલી બધી વેદના સાથે લાગી (સામટી) આવે છે અને દિન પ્રતિદિન કળતર, નબળાઈ વધતી જાય છે કે જાણે હતુ ન હતુ થઇ જશે કાલે માજે એવી ગભરામણ થઈ ગયેલી તેથી નીચે નહોતુ આવી શકાયું (મુનિ મો૦ ને) કહો, તે વખતે વેદના જણાય કે નહીં ?

મુનિ મો૦—જ્ઞાનીને વેદના થાય પણ તેની ગણતરી તેને ન હોય કૃપાળુદેવ અને મુનિઓ તથા બધા લોકો બપોરે નરોડામા જતા હતા ત્યારે દેવતા કરતા વધારે તપેલો રેત હતો ત્યા થઈને બધા જ ગલમા જવા નીકળ્યા ત્યા બધા દોડાદોડ કરે, કપડા નાખીને ઊભા રહે કે ચપચપ પગ ઉપાડે પણ કૃપાળુદેવે ચાલમા બિલકુલ ફેર કર્યો નહોતો, ધીમે ધીમે ચાલતા હતા કોઈના પગમા જોડા ચે નહોતા બધાને તે વખતે થયેલું કે દેવકરણજી સ્વામી વ્યાખ્યાન સુંદર આપે છે, પણ સાચા જ્ઞાની તો આ જ છે ત્યા બેસવાના સ્થાનકે ગયા ત્યારે પણ કૃપાળુદેવે પગ ઉપર હાથ સરખો ફેરવ્યો નહિ પગે લાલ લાલ ચાઠા પડી ગયા હતા કોમળ શરીર અને જોડા વિના તડકામા ચાલવાની ટેવ નહિ એટલે વેદના તો ઘણી થતી હોવી જોઈએ

પ્રભુશ્રી—એ તો દશાની વાત છે ઉત્તરસડે બગલે રહેતા ત્યારે પાસે સેવામાં મોતી ભાવસાર રહેતો તે ધોતિયુ ઓઢાડે, ઢાંકે, પણ પાછુ ખસી જાય મચ્છર, મોટા ડાસ તો ત્યા ખૂબ હતા પણ પોતે હાલેય નહીં ને ચાલેય નહી, પડ્યા જ રહેતા

કૃપાળુદેવના પ્રથમ સમાગમમા આત્માનો નિશ્ચય નયે બોધ થવાથી બાહ્ય દયા અને ક્રિયા છોડી દીધેલા. સોસોના ગચ્છમા જેમ આગ્રહ હોય છે તેમ પહેલા તો આગ્રહ બહુ હતો દેવકરણ સ્વામીના કરતા વધારે દયા પાળવાની, સરખામણી કરવાની અને મોટા ગણાવાની ઘણી હોશ હતી તેથી તેમના કરતા વધારે તપ કરવાનું થતુ, અને ક્ષયોપશમ તો મળે નહી, પણ શરીરનું બળ ખરુ એટલે જોર કરીને પણ ગોખવાનું, મોઢે કરવાનું કરેલુ હાલ તો હાંસી આવે છે !—થાભલો ઝાલીને 'ભક્તામર'ની ગાથાઓ ગોખીને એવી મોઢે કરી કે બધા અક્ષરો શુદ્ધ બોલાય બીજા જોડેલા અક્ષરોનો સ્પષ્ટ ઉચ્ચાર 'સમ્યક્ત્વ'ની પેઠે થઈ શકતો નહોતો, પણ મહેનત કરી એટલે તેમાના બધા જોડાક્ષરો શુદ્ધ બોલાતા ચતુરલાલજીને વેદાન્તની અસર હજી રહી છે તેથી તે તદ્દન શુષ્કજ્ઞાની થઈ ગયો છે ઓછી સમજવાળાને વેદાન્ત—એકલા નિશ્ચય નયનું એટલે ઠીક ગોઠી જાય છે અને તેની પકડ કરી બેસે છે અનેકાન્તદૃષ્ટિ સૂક્ષ્મ છે

અમારી વાત બધી તે (પ૦ કૃ૦ દેવ)નો જાણે, એનું શું અજાણ્યું હતુ ? તેથી એક વખત કીડી આમ જતી હતી તેને હળવે રહીને હાથ ઉપર ચડાવી આમ એક બાજુ જાળવીને મૂકી ત્યારથી મને થયુ કે આ આમ દયા પાળે છે તો તો આપણે તે જ કર્તવ્ય એમ લે ત્યારથી દયાનો પુનર્જન્મ થયો હોય તેમ થયુ નહી તો, એમ થતુ કે ઘણીય દયા પાળી પણ તેનું કલ્યાણ નથી પણ જેમ છે તેમ સમજીને કરવાનું તે જ છે ત્યારથી એમણે દયા મારામા ઘાલી દીધી તે આજની ઘડી સુધી તે જ દૃષ્ટિ છે પાણીમા કેમ ચાલવું તે કૃપાળુદેવે બતાવેલું કે મુનિઓ, આગળ પાણી આવે છે, ઉપયોગપૂર્વક ચાલજો. આમ આમ વહેલાણાની પેઠે પગથી પાણી હલાવીને ન ચલાય, પણ કેડસમું પાણી હોય તોપણ પગ જાળવીને ઊંચો લઈ પછી

પાછો જાળવીને આગળ મૂકવો, પાણી ડહોળાય નહીં અને અપકાયના જીવો દુભાય નહીં તેમ ચાલતાં પણ તેમણે શીખવ્યું હતું. નદી ઉતરવાની હોય ત્યારે સંથારો કરે કે જો તે દરમિયાન મગર કે એવું કોઈ ઢસડી જાય તો 'जावज्जीव चोविहार' અને પાર જઈ શકાય તો સામા કાંઠા સુધી. આમ કરીને પ્રતિક્રમણું, ખમાસણું કરીને નદી ઊતરતા. ઊતરીને પાણી નીતરી જતા સુધી ઊભું રહેવું જોઇએ. કપડું નીચોવાય તો નહીં. લીલોતરી સમારતી—મોળતી વખતે જ્ઞાનીને કેટલી દયા વર્તે છે તે તે જ જાણે છે.

મુમુક્ષુ—કાવિઠે મચ્છરમાં બેસતા પણ ઉડાડતા નહીં. ચાર(લીલા ઘાસ)ના ભારા પર એક જણ બેઠેલો. તેને કૃપાળુદેવે કહેલું કે નીચે બેસો તો ભાઈ, જીવ દબાય છે.

મુનિ મો૦—એ પુરુષે તો ઠેઠ મોક્ષનો માર્ગ બતાવી દીધો છે. માત્ર આપણી કચાશ છે 'અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છીએ' એવી જેની દશા હોય તેની શી વાત કરવી? અમે બધા તો એમની દશા જોઇને ચકિત જ થઈ જતા.

*

[વિમલપુરાણમાંથી શ્રેણિકરાજાનું ચરિત્ર વાંચતાં.]

આ વાત ભારે છે! ઘણા મર્મવાળી વાત છે. શાસ્ત્ર ઘણી વખત શસ્ત્ર થઈ પડે છે. અહીં વંચાય અને એમ ને એમ વાંચી લે એમાં ઘણો ભેદ છે. અહીં ભૂલ નીકળે; મૂળ વાત તરફ, આત્મા તરફ લક્ષ રહે. શ્રેણિક રાજા કહે કે તેની રાણી કહે; પણ બધાં કર્મ અને તેનો જીવને સંજોગ કે બીજું? કર્મ ફૂટી નીકળેલાં દેખાય. નહીં તો વાર્તાઓ વાંચતાં સાંભળતાં તો જીવ કેવાં કેવાં કર્મ બાંધે છે! અહીં તો વાત ફોડીને તેનો વિસ્તાર થાય અને ગ્રહણ કરવા-યોગ્ય વિચારાય. અહીં આત્મા વગર બીજું હોય? આ જગા તમે કેવી જાણો છો? આ ધર્મની જગાનું કોઈ અપૂર્વ બળ છે! યોગ્યતાની માત્ર ખામી છે, વૈરાગ્યની ખામી છે. આવો જોગ મળવો દુર્લભ છે. ચેતવા જેવું છે. પછી કંઈ બનવાનું છે? અમારે અત્યારે ગમે તેવું તણાઇને ધર્મધ્યાનમાં પ્રવૃત્તિ કરવાનું મન હોય પણ ક્યાંથી બળ અને સ્થિરતા લાવીએ? જો કંઇ હઠ, બળ કરીને કરવા જઇએ તો વળી કંઈ આડું ફાટે તો સમુંનમું કરવામાં કંઈ થોડું ઘણું થતું હોય તે ય અટકે. જ્યાં સુધી શાતા છે ત્યાં સુધી ચેતી લેવા જેવું છે.

આ અવસર ચૂકવા જેવો નથી; ચેતી લેવાની જરૂર છે. એકના એક ખેતરમાં જેવો પાક કરવો હોય તેવો થાય—શેરડી કરવી હોય તો ય થાય અને તમાકુ કરવી હોય તો ય થાય. આટલું બધું ધંધા વગેરે માટે કરીએ છીએ, ત્યારે જે આપણા આત્માને ઓળખ્યો નથી તેને માટે હવે નહીં કરીએ? તમાકુ માટે જમીન કેવી ચોકખી કરવી પડે છે અને કેટલી બધી મહેનત લેવી પડે છે, તો ધર્મની પ્રાપ્તિ માટે પુરુષાર્થ ન કરવો જોઇએ? જો મરણ ન હોત તો તો ઠીક, પણ ઘડીકમાં ફૂટી જાય એવું આ પરપોટા કે શીશી જેવું શરીર છે ત્યાંસુધીમાં 'ઝબકે મોતી પરોવી લે' તેમ આત્મહિત સાધી લેવાની જરૂર છે.

***

તા ૨૨-૨-૧૯૨૬

[ 'પરમાત્મપ્રકાશ' વચાતા ]

આ ચાર બાબત ઉપર વિજય મેળવવો દુષ્કર કે દુર્લભ છે

(૧) જિહ્વા—સર્વ ઇન્દ્રિયોમા પ્રધાન ઇન્દ્રિય જિહ્વા તે જિતાતા બધી ઇન્દ્રિયો જિતાય છે

(૨) મોહ—આઠ પ્રકારના કર્મમા મુખ્ય મોહનીય તે જિતાતા બધા કર્મ જિતાય છે

(૩) બ્રહ્મચર્ય—પાચ મહાવ્રતોમા મુખ્ય બ્રહ્મચર્ય તેમા અપવાદ નથી

" એક વિષયને જીતતા જીત્યો સૌ સસાર,
નૃપતિ જીતતા જીતિયે દળ પુર ને અધિકાર.
પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન "

(૪) મનોગુપ્તિ—ત્રણેય ગુપ્તિમા પ્રધાન મનોગુપ્તિ મનને લઈને આ બધું

આ ચાર શા વડે જિતાય ?

મુનિ મો૦—'ઇન્દ્રિયદમનકુ સ્વાદ ત્યજ, મનદમનકુ ધ્યાન'

પ્રભુશ્રી—જ્યા મનમા વિચાર આવે કે આ ઠીક લાગશે કે આમ હોય તો ઠીક, તો તેની સામા જ પડવું કે એ તો નહી જ તેવી રીતે મોહની વૃત્તિ ઊઠે કે કામની વૃત્તિ જાગે કે સકલ્પ-વિકલ્પ કોઈ પ્રિય વસ્તુના આવ્યા કરતા હોય ત્યા કટાક્ષદૃષ્ટિ રાખવી અને તે વૃત્તિને રોકવી જ્યા ત્યા એ જ કરવાનુ છે જડ અને ચેતનનો ભેદ પાડવાનો છે

મુમુક્ષુ—'કૃષ્ણ બાળ બ્રહ્મચારી હોય તો જમનામૈયા, માગ આપજો ' એમ કામ કરતા લેપાય નહી તેનુ કેમ ?

પ્રભુશ્રી—સાધન તો જોઈશે—વરસાદ, જમીન અને બીજનો સજોગ થાય ત્યારે બીજ ઊગી નીકળે, તેમ ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ તો જોઈશે જ

એક સાધુએ હિમાલયની ઠડીમા તે ઠડી સામે પડીને પાસા બદલી બદલી રાત કાઢી અને સવાર થતા સૂર્યોદયે ઊઠચો અને ખભો થાબડતા બોલ્યો કે ઠડી સાથે લડાઈ કરી તેમા વિજય મેળવ્યો છે પુરુષાર્થની જરૂર છે

" જો ઇચ્છો પરમાર્થ તો કરો સત્ય પુરુષાર્થ,
ભવસ્થિતિ આદિ નામ લઈ છેદો નહી આત્માર્થ "

" નિશ્ચય વાણી સાંભળી સાધન તજવાં નો'ય,
નિશ્ચય રાખી લક્ષમાં સાધન કરવાં સોય ' (શ્રી આત્મસિદ્ધિ)

શુષ્કજ્ઞાની થઈ જવાની જરૂર નથી

" અથવા નિશ્ચયનય ગ્રહે, માત્ર શબ્દની માંય,
લોપે સદ્‌વ્યવહારને, સાધનરહિત થાય "

કૃષ્ણની વાત તો જ્ઞાનીના સંબંધે કહેવાશે. પણ જો તું તેમ કરવા ગયો તો રખડી પડીશ. એ માર્ગ નથી. જ્ઞાન તો છે ત્યાં છે. હશે તો નથી કહેવાથી જતું રહેવાનું નથી અને નહીં હોય તેમ છતાં છે એમ કહેવાથી આવી જવાનું નથી; પણ મહામોહનીય કર્મ બાંધે. જ્ઞાનીએ જાણ્યો છે તેવો આત્મા છે.

ભૂલ હોય તે બતાવવી પડે. ચાલતા બળદને કોઇ આર મારે ? ઉન્મત્તતા, સ્વચ્છંદ, પ્રમાદ છોડવાનાં છે. અંકુશ તો સારો—અમે તો પણે—છેલ્લા—જઈ બેઠા છીએ તે બોલીએ છીએ. કોઈએ ' લઘુ ' નામ આપ્યું છે તે સારું કર્યું છે. લઘુતા જ રાખવાની જરૂર છે. પણ મનમાં માન વેદાય તો લઘુ કહો કે ગમે તે કહો પણ કંઈ કામનું નથી. ' ઘૃતાધારં પાત્રં વા પાત્રાધારં ઘૃતં ' એમ કરનાર પંડિત જેવા કે પ્રાપ્તને હાથી મારે છે કે અપ્રાપ્તને એવો વાદ કરનાર જેવા ભણેશ્રી થવાનું નથી. મનમાં એમ રહે કે ' આ મહારાજ પધાર્યા એટલે એ બોલશે. એ કેમ બોલતા નથી ? શું ઓછું થઈ જવાનું છે ? એ બોલે તો સારું, મારે બોલવું ના પડે ' એ બધું છોડવા જેવું છે. ઊલટું, બોલવાથી સ્વાધ્યાય થાય, લબ્ધિ વધે, પ્રમાદ જાય. બે બોલ બોલવાથી કંઈ બગડી જવાનું હતું ? કોઈનું અહિત થઈ જવાનું હતું ? પરિણામ ઉપર મોટો આધાર છે. તમે અને હું અહીં બેઠા છીએ પણ જેનાં પરિણામ આગળ ગયાં તે મોટો.

***

માગશર સુદ ૧૩, શુક્ર, સં. ૧૯૮૩

જેમ મરતી વખતે શ્રાવકો મરનારને એમ કહે છે કે અરિહંતનું તને શરણ હજો, શાંતિનાથનું શરણ હજો, તેમ અમારી પથારી પાસે તે વખતે જેટલા હાજર હો તેટલાએ ' સહજાત્મસ્વરૂપ પરમગુરુ 'ના ઉચ્ચારથી, એ શબ્દોનાં પુદ્‌ગલોથી આખો ઓરડો ભરી દેવો. એવો કોણ અભાગિયો હોય કે એ મંત્ર એને એ વખતે ન રૂચે ? એ સાંભળતાં એમાં વૃત્તિ જાય. ક્ષણે ક્ષણે મૃત્યુ સંભારવું ઘટે છે. અત્યારે મરી જ રહ્યો છે. સમાધિમરણ કરાવનારને પણ મહાલાભ થાય છે.

***

પોષ વદ ૬, સોમ, સં. ૧૯૮૩

[ ' અમિતગતિ શ્રાવકાચાર 'માંથી શ્રાવકની અગિયાર પ્રતિમાઓમાં આઠમી આરંભત્યાગની અને નવમી પરિગ્રહત્યાગની પ્રતિમાઓના વાંચન પ્રસંગે ]

જીવે હજી ધર્મ જાણ્યો નથી. ત્યાગનું ફળ મળે છે. ' ત્યાગે તેની આગે અને માગે તેથી ભાગે ', એમ કહેવાય છે. કંદમૂળ—લસણ, ડુંગળી, બટાકા, વગેરે—લીલોતરી, ઉમરડાં, વડના ટેટા, પીંપળના ટેટા, પીપળાના ટેટા—એવાં અભક્ષ્ય ફળ ખાધાથી ખરાબ ગતિ થાય છે, બુદ્ધિ બગડે છે. કેટલો કાળ જીવવું છે ? કેટલાય લોક ઘર કરાવી ભોગવ્યા પહેલાં મરી જાય છે. મનુષ્યભવ પામીને જો ચેતી ન લેવાય તો નરકતિર્યંચના ભવમાં દુઃખ ભોગવવાં પડશે.

ઊંધિયું, પોંક, વગેરેમા ઇયળો વગેરે બફાઈ જતા હશે! માસ ખાવા જેવા તે અભક્ષ્ય છે આશ્રમની જગામા આવા પાપના કામ કદી ન કરાય કોઈએ ઊંધિયું અહીં લાવવું નહીં અને બાળવુ પણ નહીં પકવાન, પતાસા એવો પ્રસાદ વહેંચવો હોય તો વહેંચવો પણ જાંમફળ જેવા ઘણા બીયાવાળા ફળનો અને જેમાં જીવ હોય તેવી ચીજોનો પ્રસાદ ન કરવો શ્રાવકો તો જાવજ્જીવ ઊંધિયું ખાવાના પચખાણ લે છે કે હે! ભગવાન, જીવુ ત્યાસુધી એવી અભક્ષ્ય વસ્તુ મોઢામા ન ઘાલું એના વગર કયા મરી જવાય છે? ખાવાની બીજી ચીજો કયા ઓછી છે?

ટકા પચાસ—સો વર્ષના આજકાલના આવખા! તેમા ધર્મ કરી લેવો અને ગમે તેમ થાય તોપણ વ્રતનિયમ લીધા હોય તેનો ભગ ન થાય તેની કાળજી રાખવી મોટી વાત ભાવની છે બહારથી બ્રહ્મચર્ય વ્રત પાળતો હોય અને મન ભટકતું હોય! 'શેઠ કયા ગયા છે? તો કહે, ઢેડવાડે' એવું ન થવુ જોઇએ બહારથી મોટો બ્રહ્મચારી થઈને ફરતો હોય તોપણ શુ થયું? પણ જો અતરમા દયા ન હોય તો તે શા કામનું છે? બ્રહ્મચર્યનું વ્રત લેનારે બહુ જાળવવાનું છે સ્વાદ કરવા ન જોઈએ, ટાપટીપ શરીરની ન કરવી જોઇએ, સ્નિગ્ધ, ભારે ખોરાક ન ખાવા જોઈએ, ખરાબ વાતો ન સાભળવી જોઈએ નવ વાડો સાચવવી જોઈએ, નહીં તો, ખેતરની વાડ કરીને સભાળ ન કરે તો ભેલાઈ જાય તેમ, વ્રત ભગ થાય નહોતો જાણતો ત્યાસુધી જે થયું તે થયું, પણ હવે તો વ્રત ભગ કરે તેવી બાબતો ઉપર ઝેર વરસવું જોઈએ કોળિયામા માખ આવે તો ઊલટી કરી કાઢી નાખવું પડે છે, તેમ આત્માની ઘાત થાય તેવા માઠા પરિણામ વમી નાખવા જોઈએ બ્રહ્મચર્યને તમે કેવુ જાણો છો!? બ્રહ્મચારી તો ભગવાન તુલ્ય છે! 'બ્રહ્મ' એ આત્મા છે આટલો ભવ લક્ષ રાખીને ખમીખૂંદે અને બ્રહ્મચર્ય સપૂર્ણ પાળે તો બેડો પાર થાય એ વ્રત જેવું તેવુ નથી સત્પુરુષને આશ્રયે આવેલુ વ્રત જેવું તેવુ ન જાણવું બીજા બધાં કામ માટે અનત ભવ ગાળ્યા તો આને માટે આટલો ભવ તો જોઈ લઉ, જોઈએ શુ થાય છે?—એમ કરીને ત્યાગ અને વૈરાગ્યમા વર્તવું જોઇએ દિવસે દિવસે ત્યાગ વર્ધમાન થવો જોઈએ શ્રીકૃષ્ણ અને શ્રેણિક મહારાજથી કાંઈ વ્રતનિયમાદિ બનતું ન હતું, પણ સત્પુરુષને ઓથે સમજણ આવી હતી તેથી પરિણામ કેવા વર્તતાં હશે! —કે, હે! ભગવાન, મારાથી કઈ પળતું નથી, પણ આત્મા સિવાય બીજા કશાને હુ મારુ હવે માનુ નહિ, કશામા મારુ મન પરોવુ નહિ આ કરવાની જરૂર છે દેવના ઉપસર્ગથી એક મુનિને એક બાજુ કાટા અને એક બાજુ કીડા અને પાણીવાળી જગા વગર જવાનો બીજો કોઈ રસ્તો નહોતો ત્યા કાટાવાળે રસ્તે જતા દેવમાયાથી થયેલા રાજાના નોકરોએ તેને કીડાવાળી જગામા ધક્કો માર્યો, પણ પડતા પડતાય જીવ બચાવવા જમીન સાફ કરવા પ્રયત્ન કર્યો તે વખતે તેના પરિણામ જેમ અહિંસક હતા તેવા પરિણામ રાખવા

અમારાથી ન પળે તેનો અમને ખેદ રહે છે, તેમ બધા જીવ માત્રને પણ કર્તવ્ય છે હે! ભગવાન, મને નહીં તો મારા પાડોશીને હજો એમ જાણીને ખરી વાત બતાવી દઈએ છીએ કોઇનાય દોષ જોવા એ ઝેર ખાવા જેવું છે માત્ર ચેતાવવાને કહેવાનું થાય છે

***

મહા સુદ ૧, સં. ૧૯૮૩, સવારે

[ 'અમિતગતિ શ્રાવકાચાર'માંથી 'દાન અધિકાર'ના વાચન પ્રસંગે ]

કોઈપણ હલકી વર્ણ જેવા કે ઢેડ, ભંગી, વાઘરી એમનો આપેલો પ્રસાદ અત્રે વહેંચવો નહીં. નારિયેળ અને પૈસા કેટલાક ઢેડ મૂકી જાય છે તેમને નારિયેળ પાછાં આપવાં અને પૈસા ભંડારમાં નાખવા, તે સાધારણ ખાતામાં મંદિર મકાન બંધાવવામાં વપરાય; પણ પ્રસાદ તરીકે કશું ન લેવું. એક ગુણકાએ કાશીમાં બ્રાહ્મણ જમાડી પાપ દૂર કરવા બ્રાહ્મણોને આમંત્રણ કરેલું. તેમાં બ્રાહ્મણોને બદલે, દુકાળ હોવાથી જનોઈના તાંતણા નાખી કાશીમાં પેટ ભરવા ગયેલા પાંચસે હીજડા ત્યાં જમ્યા. દક્ષિણા આપતાં ગુણકાએ પોતાનાં પાપ છૂટવા તે બ્રાહ્મણો સમીપ પોતાની વાત કહી. ત્યારે તે બ્રાહ્મણના વેશધારી હીજડાઓએ પણ પોતાની સાચી વાત કહી. આમ 'જેસાને મળ્યા તેસા, તેસાને મળ્યા તાઈ; ત્રણેએ મળી તતૂડી બજાઈ' એમ કહેવાય છે તેમ થાય.

***

ફાગણ વદ ૧૧, સંવત ૧૯૮૩

અનંત કાળથી આ જીવને રખડાવનાર પાંચ ઇન્દ્રિયના વિષય અને ક્રોધ, માન, માયા અને લોભરૂપ કષાય છે. તેના જેવા બીજા કોઈ વેરી નથી. તેમાં ક્રોધ વડે પ્રીતિનો નાશ થાય છે, માને વિનયનો નાશ થાય છે, માયાથી મૈત્રીનો નાશ થાય છે; પણ લોભથી તો સર્વ વિનાશ પામે છે એવું સૂત્રમાં કહ્યું છે. તેથી, અનાદિકાળનો લોભ છૂટતો નથી તે ઓછો કરવાને અર્થે હે ! ભગવાન, જે આ સો-સવાસો રૂપિયા મારા ગણતો હતો તેને હું તજું છું, તે લોભ-પ્રકૃતિ છોડવાને અર્થે દાન કરું છું. પુણ્ય મળે કે સ્વર્ગનાં સુખ પરભવમાં પ્રાપ્ત થાય એ માટે હવે હું દાન નહીં કરું. કોઈ કૂતરાને બચકું રોટલો નાખું કે ભિખારીને મૂઠી દાળિયા આપું તે પણ હે ! ભગવાન, એટલો લોભ છોડવાને આપું. લોભ છૂટે તો જ અપાય છે. પણ જો ભિખારીને આપીને મનમાં પરભવમાં પામવાની ઇચ્છા રાખે તો તે દાન આપનાર પણ ભિખારી જ છે. કોઈ કરણી વાંઝ નથી હોતી, કરણીનું ફળ તો મળે છે. પણ જે લૌકિકભાવથી આજસુધી દાન કર્યાં તેનું ફળ પામી દેવલોકથી રિદ્ધિસિદ્ધિ ભોગવી પણ તે પુણ્ય ક્ષય થતાં પૃથ્વી, પાણી, વનસ્પતિ, પશુપંખી, નોળ-કોળ, કૂતરાંબિલાડાંના ભવ ધરી પરિભ્રમણ કરવું પડે છે માટે કોઈ સંતના યોગે, હે ! ભગવાન, હવે જે દાનપુણ્ય કરું તે અલૌકિક દૃષ્ટિથી કરું, જન્મમરણ છૂટવા કરું—એવી ભાવના કર્તવ્ય છે.

આ દેરાસરની ટીપમાં જે જે ભરે છે તેને અમે તો ચેતાવી દીધા છે અને આ જ વાત કહીએ છીએ કે હવે જન્મમરણ છૂટવા સિવાય બીજી ઇચ્છા રાખવા લાયક નથી.

વળી જે ધાન્ય અર્થે ખેતી કરે તેને ઘાસ તો અવશ્ય થાય જ. તેમ મોક્ષની ઇચ્છાથી જે ક્રિયા કરે છે તેને પણ મોક્ષમાર્ગમાં મદદ કરે તેવું પુણ્ય બંધાય છે. તે પુણ્યાનુબંધી

પુણ્ય તેને સ્વર્ગના સુખ ભોગવાવી મનુષ્ય ભવ પ્રાપ્ત કરાવી મોક્ષનું કારણ બને છે આ ભેદ અવશ્ય લક્ષમા રાખી અલૌકિક દૃષ્ટિથી દાન કર્તવ્ય છે

***

અક્ષયતૃતીયા, સવત ૧૯૮૩

માધવજી શેઠ બધુ મૂકીને ચાલી નીકળ્યા નારના હરિભાઈનો દેહ પણ છૂટી ગયો અને તમે આ બધા ક્યા બેગી રહેવાના છો ? માટે ચેતી લેવાનું છે મનુષ્યદેહ મળવો દુર્લભ છે ક્ષણમા વિણસી જાય એવો દેહ છે કશુ સાથે આવવાનું નથી આ ભવ ચિંતામણિ રત્ન જેવો છે તેના તમારે તો જો સાચવો તો બ્રહ્મચર્યવ્રત આવ્યું છે તે મહાકલ્યાણનું કારણ છે બાહ્યથી પણ સચવાય તો તેનું મહા ફળ છે 'જે ત્યાગે તેની આગે અને માગે તેથી ભાગે,' એમ કહેવાય છે આવી આવીને આગળ પડશે, પણ 'હું–મારુ હૃદયેથી ટાળ' હવે કશુ મારુ કરવુ નહીં આત્મસ્વરૂપથી તો સર્વ ભિન્ન છે, તો હવે તે પરવસ્તુને પોતાની ન ગણવી—એ સમજ કામ કાઢી નાખે છે રાગ–દ્વેષમા ન આવવું જે આવી પડે તે સમતાથી જોયા કરવું, તેમા તણાઈ જવાય છે, તેમ ન થવા દેવું મહા પુરુષો–ગજસુકુમાર આદિ-ને યાદ લાવી ખમીખૂદતા શીખવુ ક્રોધ કરવો નહીં—ક્રોધથી, કરેલા પુણ્યનો, જપતપના ફળનો નાશ થાય છે હવે, માત્ર પુણ્ય થશે એ આશાથી ક્રિયા કરવી તે કરતા માત્ર જન્મમરણ કેમ છૂટે તેનો લક્ષ રાખવો પુણ્ય કરીને પાછુ તેને ભોગવવુ પડે અને પુણ્ય ભોગવતા તૃષ્ણાથી નવા કર્મ બાધી પરિભ્રમણ ને પરિભ્રમણ કર્યા કરવુ પડે તેની હવે ઈચ્છા પણ ન કરવી હવે તો એ લક્ષે જ્ઞાન, ધ્યાન, વિચાર, સત્સગ, સત્શાસ્ત્રમા વૃત્તિ રાખવી જીવ વાદરા જેવો છે અને કર્મરૂપી મદારી તેને નચાવી રહ્યો છે તેમ તે નાચે છે ખાવુ પીવું, ઊઘવુ સૂઘવું, હરવું ફરવું—બધું કર્મ, કર્મ ને કર્મ જ છે એક ઘડી પણ ક્યારે તે ક્રિયા વિના રહ્યો ? ઊઘમા પણ ક્રિયા કર્યા જ કરે છે તેવી ક્રિયામાથી પાછું વાળી સ્મરણ, પાઠ, વગેરેમા મનને જોડવું

આ વચાય છે તેમા કેવું આત્માનું સ્વરૂપ આવ્યું છે ! કોણ મરે છે ? આત્મા મરે છે ? ત્યારે હવે શાની ચિંતા ? આ બધું દેખાય છે તે બધાનો તો વહેલોમોડો નાશ થવાનો છે પારકુ છે તે મૂક્યા વગર છૂટકો નથી, મેલવું પડશે – એવા જ્ઞાનીપુરુષના વચન છે પણ

'નિશ્ચય વાણી સાંભળી સાધન તજવાં નોય,
નિશ્ચય રાખી લક્ષમાં સાધન કરવાં સોય'

વ્યવહાર તજી શુષ્કજ્ઞાનીની પેઠે લૂખા ન થવું સ્યાદ્વાદ છે ખેદ કર્તવ્ય નથી ઉદાસ (અનાસક્ત) રહેવુ, ઉદાસી (શોક) ન રાખવી, એટલે કે સમતા, નિર્લેપપણુ, વૈરાગ્ય રાખવા પણ શોક, ખેદ, હાયવોય કર્તવ્ય નથી

સામાન્ય ગુણના છ બોલ છે તે મુખપાઠ કરી રાખવા. (૧) અસ્તિત્વ (૨) વસ્તુત્વ, (૩) દ્રવ્યત્વ, (૪) પ્રમેયત્વ, (૫) અગુરુલઘુત્વ, (૬) પ્રદેશવત્ત્વ–એ અનુપૂર્વી અને (૬) પ્રદેશવત્ત્વ, (૫) અગુરુલઘુત્વ, (૪) પ્રમેયત્વ, (૩) દ્રવ્યત્વ, (૨) વસ્તુત્વ, (૧) અસ્તિત્વ–એ 'પશ્ચા

નુપૂર્વી એમ બોલાય છે. ઊંઘમાં પણ કડકડ બોલી જવાય તેવા એ છ બોલ મુખપાઠ કરી દેવા. બીજું કંઈ ન સમજાય તો, 'હે ભગવાન, તારી ગતિ તું જાણે હો દેવ,' એમ મોટા પુરુષ પણ કહી ગયા છે તો મારું શું ગજું ? પણ તેં જે આત્મસ્વરૂપ જાણ્યું છે તે મારે માન્ય છે; અને મને જે આ દેખાય છે, ઇષ્ટ–અનિષ્ટપણું ઘડીઘડીમાં લાગે છે, તે હવે હું નહીં માનું. હે! પ્રભુ, તારું સંમત કરેલું મને પ્રાપ્ત થાઓ; મને કાંઈ સમજ પડતી નથી, પણ તેં જાણ્યું છે તે સત્ છે'–એવો આશ્રયભાવ રાખવો આ સમકિતનું કારણ છે.

પહેલાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અગુરુલઘુ, ગુણ–ગુણી, અવ્યાબાધ એવા બોલ અમે મોઢે કરેલા, પણ કંઈ સમજાય નહીં. પણ તે આત્માના ગુણ છે, બીજરૂપ છે સદ્ગુરુશરણાથી જેમ કાળ ગયો તેમ તેમ તેના વિચાર થતા ગયા! તેમ, દ્રવ્યત્વ શું ? અગુરુ-લઘુત્વ કોને કહીએ ? તેના ભેદ ? તે ન માનીએ તો શું ? એવા કંઈ કંઈ વિચાર તે ઉપરથી આવે અને ભવસ્થિતિ આદિ કારણ પ્રાપ્ત થઈ સમ્યક્ત્વનું કારણ થાય. માટે આ બોલ મુખ-પાઠે કરી રાખવા અને એની વિચારણામાં રહેવાનું કરવું.

આ વિચારો લખી લેવા જેવા છે; કારણકે તે આત્માના ઘરના છે, આત્મહિતકારક છે. હવે એ વસ્તુની ખોજમાં, વિચારમાં રહેવું. મર! કર્મના ઉદયે ચિત્તવૃત્તિ સ્થિર ન રહે અને ખસી જાય તો પણ પાછી તેમાં લાવવી. અને ભાવના એ જ રાખવી. ભાવના મોટી વસ્તુ છે. જાગૃત રહેવાની જરૂર છે. લોભ છોડવાની વૃત્તિ થઈ તો આ પુદ્ગલ કાનમાં પડ્યાં.

***

કાર્તિક સુદ ૭, મંગળ, સં. ૧૯૮૪

પરમકૃપાળુદેવની કૃપાથી આનંદ છે! અહો! તેનો ઉપકાર કે તેણે સાચે માર્ગે ચઢાવ્યા

"મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ;
હોતા સો તો જલ ગયા, ભિન્ન કિયા નિજ દેહ.
સમજ પિછે સબ સરલ હૈ, બિનૂ સમજ મુશ્કીલ;
યે મુશકીલી ક્યા કહું ?
ખોજ પિંડ બ્રહ્માંડકા, પત્તા તો લગ જાય;
યે હિ બ્રહ્માંડી વાસના, જબ જાવે તબ..
આપ આપકું ભૂલ ગયા, ઇનસેં ક્યા અંધેર ?
સમર સમર અબ હસત હૈં, નહિ ભૂલેંગે ફેર.
જહાં કલપના–જલપના, તહાં માનું દુઃખછાંઈ;
મિટે કલપના–જલપના, તબ વસ્તૂ તિન પાઈ.
હે! જીવ, ક્યા ઇચ્છત હવે ? હે ઇચ્છા દુઃખમૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ."

શો મર્મ આમાં રહ્યો છે! કોઈ વિરલાને જ તે સમજાશે. તેને આશરે રહેનારનું પણ

કલ્યાણ છે જે કોઈ તેને માનનાર હોય તેના તો અમે દાસ છીએ હવે તો અવસ્થા થઇ એટલે પ્રભુ, મરણ વારવાર સાભરે છે જો કે ગુરુકૃપાથી મરણભય નથી, ખેદ નથી કે આર્ત ધ્યાનનું કારણ નથી શરીરનો સ્વભાવ તો સડવુ, પડવુ, વિણશી જવુ છે તેમા પર્યાયદૃષ્ટિ રાખી આ જીવ મારુ મારુ કરી બધાયો છે જો કે ગુરુકૃપાથી સસાર, છૈયાછોકરા, ધનધધો એવુ તો સહેજે મુકાયું છે, પણ સર્વ પ્રકારે અસગ 'એવો સ્થિર સ્વભાવ તે ઊપજે રે' એવુ થવાની જરૂર છે પણ તેને માટે જોઈતી સામગ્રી ક્યા? માટે જાગૃત રહેવાની જરૂર છે

નિમિત્ત સારુ બનાવવુ અહીં આવ્યા તો પુણ્યના યોગે કઈ વાત કાનમા પડી લાખ્ખો રૂપિયાનું આ ધન છે મનુષ્યભવ મળવો મહા દુર્લભ છે ભલે પછી તે રોગી હો, અશક્ત હો, સ્ત્રી હો, પુરુષ હો, પણ જો મનુષ્યભવ હોય તો સમજણ કરી લેવાય છે મહાભાગ્યનો ઉદય હોય ત્યારે સત્પુરુષનો યોગ થાય છે એકદેશી (સત્સગી)નો જોગ પણ ક્યાથી મળે? હમણા પુરાણ વચાય છે તેમા એ જ વાત વારવાર આવે છે કે કોઈ સત્પુરુષનો જોગ થયો અને જીવની દિશા બદલાઇ ગઈ જેમ કોઈ હવા સારી હોય તો રોગ મટી જાય છે અને કોઈ હવાથી રોગ ફાટી નીકળે છે, તેમ સત્પુરુષના યોગબળની વાત છે ભરતનો જીવ સિંહ હતો ત્યારે તેને જાતિસ્મરણ થયું હતું તે કોઈ ચારણમુનિના પ્રતાપ! બીજા ચાર જીવ ભરતના ભાઈ થવાના હતા તે—વાદરો, ભુડ, વાઘ અને નોળિયો—જાતિસ્મરણ જ્ઞાન પામ્યા તે પણ મુનિયુગલનો પ્રભાવ! મહાવીર સ્વામીના જીવનેય સમ્યક્ત્વ સિંહના ભવમા થયું તે બે ચારણમુનિની કૃપા! એમ ઠાર ઠાર મહાપુરુષના યોગથી જીવના કલ્યાણ થયા છે

ક્રોધથી શુ શું થાય છે તથા પુણ્યના યોગથી શું શુ થાય છે તે આ 'ઉત્તર પુરાણ'મા ચદનાના જીવની પૂર્વભવની કથામા આવે છે મરણના દુખ વખતે પરિણામ સાચવવા જાગૃતિ રાખવી

મુનિ મોહનલાલજી—પ્રભુ, મરણ વખતે કોઇ જીવને ખબર પડે કે કોઇને ન પણ પડે પણ તે વખતે શુ અવશ્ય કરીને કરી લેવુ ઘટે છે? શી વાતમા ઉપયોગ જોડવો જોઈએ? શું લક્ષ રાખવો જોઇએ?

પ્રભુશ્રી—પ્રશ્ન બહુ સારો કર્યો છે સત્ય વાત તો જ્ઞાની જાણે, પણ આપણે તો મતિમા આવે તે વિચારમા લેવા માટે તે વાત ધ્યાનમા લઈએ

હમણા વચાય છે તેમા એક વાત છે રાક્ષસવિદ્યા સાધીને એક વિદ્યાધરે એક બેટનુ આખુ ગામ ઉજ્જડ કરી નાખ્યું, ત્યા ત્રણ વણિકપુત્રો વહાણ લઈ આવી ચઢયા તેમાનો એક અદર શહેરમા ગયો પણ કોઈ જણાયું નહીં, માત્ર એક રાજકુંવરી હતી તેની મારફતે તેણે બધી વાત જાણી ત્યા એક તરવાર હતી તે તેણે લીધી અને જ્યારે રાક્ષસીવિદ્યાધર આવ્યો ત્યારે તરવારથી તેને મારી નાખ્યો મરતા મરતા તે નવકારમત્ર બોલ્યો તેથી તે શ્રાવકપુત્રને પસ્તાવો થયો કે મે મારા ધર્મબધુનો જ ઘાત કર્યો તેણે તેની પાસે ક્ષમા માગી તેણે કહ્યુ કે ક્રોધને વશ થઇને મે આ બધું નગર ઉજાડી મૂક્યુ છે, પણ હું શ્રાવક છુ ક્રોધના ફળ માઠા છે એમ જિનેદ્રદેવે કહ્યુ છે તે ખરૂ છે

કહેવાની મતલબ એ હતી કે આવાં પાપ કર્મ કરનારને પણ છેવટે મરતાં મરતાં ય જે શ્રદ્ધા હતી તે પ્રમાણે સ્મરણ કરવાનું સૂઝ્યું. તો પહેલેથી પુરુષાર્થ કરી મૂક્યો હશે તે છેવટે કામમાં લાગશે.

બીજું, ક્ષણે ક્ષણે જીવ મરી રહ્યો છે. 'ક્ષણ ક્ષણ ભયંકર ભાવ-મરણે, કાં અહો! રાચી રહો?' ભગવાને કહ્યું છે કે **समयं गोयम मा पमाए**, તો ક્ષણે ક્ષણે મૃત્યુને સંભારવા યોગ્ય છે. જો આમ મરણની તૈયારી કરી હશે તો કામ લાગશે, આખરે આવીને હાજર થશે. અમને કૃપાળુદેવે પણ ૧૯૫૧ની સાલમાં પત્ર લખ્યો હતો કે મરણ પહેલાં તૈયારી કરી મૂકવી અને મરણસમયે તો અવશ્ય તેમ કરવું વળી કર્મની ગતિ વિચિત્ર છે! શ્રેણિકરાજા અને કૃષ્ણ મહારાજ પણ ક્ષાયિક સમકિતના ધણી હતા, અને મરણ વખતે પણ ભગવાનનું કહેલું અન્યથા ન થાય એમ માનતા હતા. મારનાર જરાકુંવરને શ્રીકૃષ્ણે કહ્યું કે જા જતો રહે; નહીંતો બળદેવ આવીને તને મારી નાખશે પણ તે જ્યારે દૂર ગયો કે લેશ્યા ફરી, વિચાર થયો કે અનેક સંગ્રામમાં ન હારેલો તેને મારીને દુશ્મન એમને એમ જાય છે! આ વિચાર આવ્યો. ગતિ પ્રમાણે મતિ થઈ કે મતિ પ્રમાણે ગતિ થઈ, જે કહો તે. પૂર્વે નરક આયુષ્ય બાંધ્યું હતું તેવી લેશ્યા આવીને ખડી થઈ.

કહેવું તો ન જોઈએ, પણ સમજવા માટે કહું છું. અમે જ અહીં પાટપર સાંજે બધાં બારણાં વાસી બેસીએ છીએ. વિચારીએ છીએ કે જાણે કે મરી ગયા હતા; હવે બીજી કોઈ વાત ધર્મ સિવાય કરવી નથી. તે વિચારનું જોર ચાલે ત્યાં સુધી થોડીવાર તો નિર્વિઘ્ને રહેવાય પણ થોડી વાર પછી ગોળો આવીને ધબ પડે! અને થાય કે અરે! તને કોણે બોલાવ્યો છે? પણ સદ્ગુરુના શરણાથી તેને વિઘ્નકર્તા જાણી તેને દૂર કરી નાખીએ; નહીં તો તે વિચારમાં તણાઈ જવાય, તો પ્રસન્નચંદ્ર રાજર્ષિની પેઠે ક્યાંનું ક્યાં જતું રહેવાય!

પૂર્વે બાંધેલાં કર્મો અમને કે આમને—સર્વને આવ્યા વગર રહેવાનાં નથી. જે અધ્યાસ પડી ગયો છે તેમાં પુરુષાર્થ કર્યે ઘસારો પડે છે અને બીજું થાય છે. સારાં કે ખોટાં કર્મ, શાતા કે અશાતા તડકા-છાંયડાની પેઠે આવવાનાં જ. પણ પુણ્ય કે પાપ કોઈનો ખપ નથી, એમ રાખવું. સમકિતી પુણ્યક્રિયા કરે છે તે ઈષ્ટ ગણીને કરતો નથી. કોઈ રાજાએ હજાર રૂપિયા દંડ કર્યો હોય તોપણ તે જો પચાસ રૂપિયા આપતાં પતતો હોય તો રાજી થવા જેવું છે; પણ દંડ કાંઈ ઈષ્ટ વસ્તુ નથી. તેમ સમકિતી પુણ્યક્રિયામાં, ભક્તિમાં ઉલ્લાસ રાખે છે છતાં તે ક્રિયાને પણ આખરે મૂકવાની ગણે છે, શુભ બંધનું કારણ ગણે છે. ઈષ્ટ તો મોક્ષનો ભાવ જ છે.

***

આસો, ૧૯૮૫

દિવાળી ઉપર [1]ત્રણ દિવસ થઈને ૧૦૮ માળા ગણવી જોઈએ. એકી વખતે ૧૦૮ ગણવી

---

૧. સ. ૧૯૮૬માં પ. પૂ. પ્રભુશ્રીએ ત્રણ દિવસને બદલે ચાર દિવસ એટલે તેરશ, ચૌદશ. દિવાળી અને એકમના દિવસે રાત્રે છત્રીસ છત્રીસ માળાઓ ફેરવવાનો ક્રમ જણાવ્યો હતો.

હોય તે તેમ કરે—ત્રણ પહોર જાગીને કરે. તેમ ન કરી શકે તેણે પાખીને દિવસે એટલે ચૌદશને દિવસે ૩ માળા 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' મંત્રની, ૨૮ માળા 'પરમગુરુ નિર્ગ્રંથ સર્વજ્ઞદેવ' મંત્રની અને ૫ માળા 'આતમભાવના ભાવતા જીવ લહે, કેવળજ્ઞાન રે' મંત્રની એમ છત્રીસ માળા ફેરવવી તેટલી જ (૩૬) દિવાળીને દિવસે સાંજે અને છત્રીસ એકમની સાંજે એમ ૧૦૮ માળા ત્રણ દિવસ થઈને ફેરવવી

તે છત્રીસ માળા સુધી પણ જે સામાયિકમાં બેઠા હોય તેમ ન બેસી શકે તે સવાર-સાંજ થઈને ૩૬ માળા ફેરવી લે એમ ૧૦૮ માળા માત્ર સમાધિમરણની ઈચ્છાથી ફેરવે કોઈપણ પ્રકારની આલોક પરલોકની વાંચ્છા-નિયાણું ન કરે, ત્રણે દિવસ યથાશક્તિ તપ કરે, ઉપવાસ, એકટાણું કે નીરસ આહારથી ચલાવે તથા બ્રહ્મચર્ય પાળે શુભ ભાવનામાં ત્રણે દિવસ ગાળે તો તે સમાધિમરણની તૈયારી છે.

'જૈનવ્રતકથા'માં જેમ ઘણા દુખિયાઓએ દુખથી મુક્ત થવા ઉપાય પૂછેલા છે અને સાધુમુનિઓએ જણાવેલા વ્રતથી લાભ મેળવી જેમ કલ્યાણ તેમણે સાધ્યું છે, તેમ આ વ્રત પણ તેવું જ છે દરરોજ-ત્રણેય દિવસ 'આત્મસિદ્ધિ' વગેરેનો નિત્યક્રમ પણ ચાલુ રાખવો

***

અષાડ વદ ૦)), મંગળ, સં ૧૯૮૮, તા ૨ ૮ ૧૯૩૨

આત્મા ઉપયોગસ્વરૂપ છે ઉપયોગ સદાય નિરંતર છે તે ઉપયોગ ઉપર ઉપયોગ રાખવો સૂર્ય-ચંદ્ર વાદળા આડે ન દેખાય તોપણ છે એમ પ્રતીતિ છે, તેમ શુદ્ધ સ્વરૂપ છે એ પ્રતીતિ ભૂલવાયોગ્ય નથી ઉપયોગ ભૂલી જવાય છે એ ભૂલ મહાવીરસ્વામીએ દીઠી તે ઠામ ઠામ આગમમાં ઉપદેશી છે એ સર્વ ભૂલની બીજભૂત ભૂલ છે

***

કાર્તિક સુદ ૪, સં ૧૯૮૯

સમભાવ 'कडेमाणे कडे' સમ્યક્ત્વ પહેલા પણ સમભાવની પ્રાપ્તિ અર્થે સમભાવ કરવાનો અભ્યાસ કરવાથી તેરૂપ થવા યોગ્ય છે, તેનું-અભ્યાસ વખતના સમભાવનું-નેવું ફળ પણ જ્ઞાનીની કૃપાથી ભાવસમતા થવા પુરુષાર્થની જરૂર છે ભૂલી જવા યોગ્ય નથી.

***

કાર્તિક સુદ ૧૧, સં ૧૯૮૯

"વસ્તુસ્વભાવ વિચારતાં, શરણ આપકું આપ,
વ્યવહારે પણ પરમગુરુ, અવર સકલ સંતાપ"
"વ્યવહારમેં દેવ જિન, નિહચેમેં હૈ આપ,
એહિ બચનમેં સમજ લે, જિનપ્રવચનકી છાપ."

આ પ્રમાણે નિશ્ચય સદ્‌ગુરુ પોતાનો આત્મા છે

*'अप्पा कत्ता विकत्ता य, दुहाण य सुहाण य'. આત્મા જ સુખનો અને દુ:ખનો દેનાર સદ્ગુરુ ઉપદેશ આપી ઊભા રહે. 'બ્રાહ્મણ પરણાવી આપે, પણ ઘર ન ચલાવી આપે.' બોધ પ્રમાણે પ્રવર્તે નહીં અને અવળો ચાલે તો સદ્ગુરુ શું કરે? 'જબ જાગેંગે આતમા, લાગેંગે રંગ.' પોતાનો આત્મા જ બોધને પણ ગ્રહણ કરનાર છે. અને તે મંડી પડશે કામ થશે. "તમે તારો, તમે બધું કરશો," એવું કૃપાળુદેવને અમે કહેલું. તો કહેલું કે લું તમારે કરવું પડશે—વાસના, રાગદ્વેષ છોડવા પડશે; તે કોઈ નહીં કરી આપે, પોતાને જ કરવું પડશે.

***

મહા સુદ ૧૨-૧૩, મંગળ-બુધ, સં. ૧૯૮૯

આજ્ઞા એટલે શું?

સત્પુરુષ ઉપર એવી શ્રદ્ધા કે તે કહે છે તે સાચું છે, તેના ઉપર પ્રેમ થાય, તેના નું શ્રવણ થાય; તે સાંભળીને સાચું માને અને તે પ્રમાણે વર્તવાના ભાવ થાય; એ પ્રમાણે તું પલટવું તે આજ્ઞા છે.

***

ચૈત્ર વદ ૪, સં. ૧૯૮૯

'જગત આત્મારૂપ માનવામાં આવે.' પરને પુદ્ગલમાં કાઢી નાખી આત્માને જોવો. જોનાર તો જોવાય છે. તેને પડી મૂકીને જોવાની ટેવ છે તે બદલી નાખવી. ફરવું પડશે.

***

જેઠ વદ ૧૩, સં. ૧૯૮૯, તા. ૨૦-૬-૧૯૩૩

'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' મંત્રનું સ્મરણ નિરંતર કર્તવ્ય છે. હાલ તે બની શકે તેમ પછી જે બાકી રહે છે તે પણ અવશ્ય પ્રાપ્ત થશે.

***

શ્રાવણ વદ ૦)), સોમ, સં ૧૯૮૯, તા. ૨૧-૮-૧૯૩૩

['સમયસાર'ના 'આસ્રવ અધિકાર'ના વાંચનમાં 'જ્ઞાની શાથી કહેવાય છે?' એ પ્રશ્નપ્રસંગે.]

તેનો શું મર્મ છે? શું રહસ્ય જાય છે!

સત્પુરુષ ઉપર શ્રદ્ધા થાય, શાસ્ત્રના વાંચનથી તે શ્રદ્ધાને પોષ મળે અને આત્મા ળખવા જીવને તીવ્રતા જાગે ત્યારે સત્પુરુષના બોધે એવી શ્રદ્ધા થાય કે આ આત્માનું સ્વરૂપ

* ૨૦, ૩૭ — ઉત્તરાધ્યયન.

છે એટલે જ્ઞાનીને આત્માની શ્રદ્ધા છે તેવી શ્રદ્ધા થાય તે સમ્યક્ત્વ છે તેથી કરીને જ્ઞાની કહેવાય છે અને તેમને નિરાસ્રવ કહ્યા છે

***

ભાદરવા સુદ ૧૩, સ ૧૯૮૯, તા ૧-૯-૧૯૩૩

['સમયસાર'ના 'બંધ અધિકાર'ના વાચનમાં 'અભવ્યને અગિયાર અંગ ભણ્યા છતાં સમકિત નથી' એ પ્રસંગે]

દુખ આદિ પ્રસગે જોનાર તે હું છું, કર્મફળરૂપ દુખ તો શરીરમા છે — એમ ભેદજ્ઞાન સદ્ગુરુદ્વારા ન થયું તેથી અગિયાર અગનો અભ્યાસ નિષ્ફળ થયો. દુખાદિ વખતે દેખનાર જુદો રહે તો સમકિત છે

***

આસો વદ ૭, સ ૧૯૮૯

['ઉત્તરાધ્યયન'ના 'મોક્ષમાર્ગગતિ' અધ્યયનમા સામાયિકનું સ્વરૂપ વચાતાં]

ઘણી વાર સાભળ્યું હશે, પણ સામાયિકનું સ્વરૂપ શું?

આત્મા, સમતાભાવ, સમ — એ સામાયિક છે કોઈ વખતે કહ્યુ નથી આ વચન નીકળી ગયું છે તે સર્વ શાસ્ત્રોનો, આત્મસિદ્ધિ આદિ સર્વ સાધનોનો સાર છે! તે જ મોક્ષનો માર્ગ છે એ બે અક્ષરમા બધું આવી ગયું કોઈને કહીએ તો 'ઓહો!'મા કાઢી નાખે કે અમને પણ તે ખબર છે પણ સર્વ મતાતર, આગ્રહ— બધું છોડી આ જ ગ્રહણ કર્તવ્ય છે

***

કાર્તિક વદ ૧, શુક્ર, ૧૯૯૦

['ઉત્તરાધ્યયન'માં કેશીસ્વામીએ ગૌતમસ્વામીને પ્રશ્ન કર્યો છે કે ભયકર અશ્વ તમને ઉન્માર્ગે કેમ લઈ જતો નથી. તે પ્રસંગે]

એક શ્રદ્ધા કરવા યોગ્ય છે કે આ સત્પુરુષે આત્મા જાણ્યો છે તે મારે માન્ય છે બીજા ગમે તે વિકલ્પો આવે તે ખબર પડે છે, તો તે જાણનારો તે સર્વથી જુદો ઠરે છે તે જાણનારને માનવો સદ્ગુરુએ કહ્યું છે તેવું તેનું સ્વરૂપ છે, મને અત્યારે ભાન નથી તો પણ મારે બીજુ કઈ પણ માનવું નથી, એ તો મારા હાથની વાત છે એમ દઢ નિશ્ચય થાય તો જે સકલ્પ-વિકલ્પ, સુખદુખ આવે છે તે જવા માટે આવે છે ભલે! બમણું આવે, પણ તેને માનવુ નથી એટલી પકડ થવી જોઈએ અરીસામા સામેના પદાર્થ જણાય, પણ અરીસો અરીસારૂપ જ છે, તેમ ભલે ગમે તે મનમા આવે, તો પણ આત્મા આત્મારૂપ જ છે બીજુ બધું પહેલાના કર્મના ઉદયરૂપ ભલે આવે—તે બધું જવાનું છે, પણ આત્માનો કદી નાશ થનાર નથી—તેમા માથુ મારવા જેવું, ઇષ્ટ અનિષ્ટપણું માની હર્ષશોક કરવા જેવું નથી આટલી ઉમ્મર થતા સુધીમા અનેક સકલ્પ વિકલ્પ થઈ ગયા, પણ કોઈ રહ્યા નથી—બધા ગયા તો નાશવત વસ્તુની ફિકર શી કરવી? એની મેળે જ જે નાશ પામવાના છે તેથી મૂઝાવું શું?

ફિકરના ફાકા મારી જવા જેવું છે. સ્મરણનો અભ્યાસ વિશેષ રાખવો. સંકલ્પ-વિકલ્પ આવે કે સ્મરણનું હથિયાર વાપરવું અને માનવું કે ઠીક થયું કે મારે સ્મરણમાં જતું રહેવાનું નિમિત્ત બન્યું, નહીં તો પ્રમાદ થાત. સદ્‌ગુરુએ મંત્ર આપ્યો છે તે આત્મા જ આપ્યો છે. તે પ્રગટ થવા માટે પ્રેમની જરૂર છે. પ્રેમમાં બધું આવી ગયું. હરતાં-ફરતાં, બેસતાં-ઊઠતાં એક આત્મા જ જોવો, બેઠો હોય તે બીજું જુવે. આવો દૃઢ અભ્યાસ થઈ જાય તેને પછી જે ઉદયમાં આવે તે કંઈ હાનિ કરતું નથી, મરવા આવે છે; પછી તેને કંઈ ફિકર નથી.

***

પોષ સુદ ૧૨, સં. ૧૯૯૦, તા. ૨૮-૧૨-૧૯૩૩

જીવે આજ્ઞા ઉઠાવી નથી. વીશ દુહા, ક્ષમાપનાનો પાઠ, 'હે! પરમકૃપાળુદેવ, જન્મજરા-મરણાદિનો નાશ કરનાર' એ પત્ર, 'વીતરાગનો કહેલો પરમ શાંતરસમય ધર્મ' એ સામાન્ય કરી નાખ્યું છે. 'આત્મસિદ્ધિ'માં ચમત્કાર છે. 'કર વિચાર તો પામ.' યોગ્યતાની ખામી છે.

***

મહા વદ ૬, સં. ૧૯૯૦, તા. ૫-૨-૧૯૩૪

પ્રભુશ્રી—કંઇ પૂછવું હોય તે પૂછો.

મુમુક્ષુ—મારે શું કરવું?

પ્રભુશ્રી—તારે શું કરવું?

(બીજી થોડી વાત થયા પછી) સર્વ શાસ્ત્રોનો સાર એટલો જ છે કે 'બ્રહ્મચર્ય'. એથી યોગ્યતા વગેરે બધું મળી રહેશે. એક એ જ ઇચ્છા જેની રહી તેને તે મળી રહેશે. આત્મામાં વિષય-વિકાર, વગેરે કંઈ નથી. બે જ વસ્તુ છે: જડ અને ચેતન, પરને પોતારૂપે કે પોતાનાં માને છે તે વ્યભિચાર છે.

***

ચૈત્ર સુદ ૧૪, ગુરુ, સં. ૧૯૯૦

કેમ છુટાય? શું સાધન છે? ત્યાં કેમ જવાય?

ભાવ એ સદા હાજરાહજુર છે. ભાવથી બંધન કે મોક્ષ થાય છે. તે ભાવનું ઓળખાણ કરી લેવાની જરૂર છે. મુનિ મોહનલાલજીને આખરે ઘણી વેદના હતી, તોપણ ઓળખાણ થઈ હોય તો ભાવ તો સાથે જ હતો. સત્પુરુષ પાસેથી સાંભળેલી મહાઅગત્યની આ વાત છે; પણ સમજણ જોઇએ, ઓળખાણ જોઇએ.

***

જેઠ વદ ૧૪, સં ૧૯૯૦, તા ૧૦-૭-૧૯૩૪

'સમ્યક્ દર્શન-જ્ઞાન-ચારિત્ર સિવાય મારું કોઈ નથી' આ જ્ઞાનીનું કહેલું માન્ય કરવાની પ્રતિજ્ઞા કર્તવ્ય છે એ જ વારવાર ચિન્તવવા યોગ્ય છે

***

મહા વદ ૧૦, સં ૧૯૯૧, તા ૨૮-૨-૧૯૩૫

આત્મા જોવા પ્રત્યે પ્રેમ, કાળજી રાખવી સત્પુરુષના બતાવ્યા વિના બને તેમ નથી. બોધની જરૂર છે સત્પુરુષ પાસે અજબ ચમત્કારી કળા છે! કઈ વખતે આત્મા નથી? તેને વિસારવા યોગ્ય નથી શૂરવીર થવાની જરૂર છે 'એક મરણિયો સોને ભારે' તેમ આત્માની સ્મૃતિ અનેક કર્મોનો નાશ કરનાર છે સ્મરણ કરતા રહેવાની ટેવ પાડવી. બોધ છે તે ગમ છે

***

ભાદરવા સુદ ૬, બુધ, સં ૧૯૯૧

આત્મા જોવો. શ્રેણિક રાજાને અનાથીમુનિ પાસેથી આજ પકડ થઈ હતી પરમકૃપાળુદેવે અમને તે કહ્યુ હતું તેમા પોતે પણ આવી ગયા, એમ કહ્યુ હતું અને તે પકડ થવાથી પડદો દૂર થઈ ગયો મીઠી વીરડીનું પાણી તરસ છિપાવે છે ખારો સમુદ્ર આખો ભરેલો હોય, પણ કંઈ કામનો નથી

***

આસો સુદ ૨, રવિ, સં ૧૯૯૧, તા ૨૯-૯-૧૯૩૫

સંજોગ સર્વે મુકવાના છે આત્મા જોવો એકાન્તમા કહેવા યોગ્ય કહું છુ સંજોગોને માનીને જીવ ભૂલ્યો છે વીસ દોહરા, ક્ષમાપનાનો પાઠ, આલોચના, છ પદનો પત્ર, આત્મસિદ્ધિ, દેવવંદન—એ અપૂર્વ વચનો છે! તે મુખપાઠ કરી લેવા પ્રમાદ ન કરવો દેવવંદનના શ્લોકોનો અર્થ સમજવો

બધા આત્મા છે સ્ત્રી-પુરુષ, નાનો-મોટો જોવાલાયક નથી સત્પુરુષનું વર્તન છૂટવા માટે હોય છે તે કરે તેમ ન કરવુ, કહે તેમ કરવુ એક દિવસ બધાને મરી જવાનું છે માટે પ્રમાદ તજવો જે કરશે તેના બાપનું છે સત્પુરુષના વચનો મુખમા બોલાતા રહેશે તોપણ હિતકારી છે ભાવ અને પરિણામ એ જ અત્યારે હાથમા છે તે અશુભમા વાપરે તો પાપ બંધાય અને શુભમા વાપરે તો પુણ્ય બંધાય, શુભ ગતિ થાય, અને આત્મભાવમા વપરાય તો જન્મમરણ ટળે આ અવસર ચૂકવાયોગ્ય નથી સર્વનું કલ્યાણ થશે. સમકિત સિવાય કંઇ ઈચ્છવુ નહીં.

***

કાર્તિક વદ ૯, સં. ૧૯૯૨, તા. ૧૯–૧૧–૧૯૩૫

હવે બ્યાશી વર્ષ થઈ ગયાં. છેવટની ભલામણ. મઘાનાં પાણી ટાંકામાં ભરી રાખે તેમ જ્ઞાનીનું કહેલું કહું છું તે લક્ષમાં લેશે તેનું કામ થશે. આ જ્ઞાની કે આ જ્ઞાની એમ કરવું નહીં. કોઈની નિંદા કરવી નહીં. પણ પરમકૃપાળુદેવની એક શ્રદ્ધા રાખવી. અને તેમનું જણાવેલું સ્મરણ મરતી વખતે જ્યાંસુધી ભાન રહે ત્યાં સુધી હૃદયમાં રાખવું. અસંગ, અપ્રતિબંધ થવાનો માર્ગ છે, બે અક્ષરમાં માર્ગ રહ્યો છે, તે 'જ્ઞાન' એ બે અક્ષરો છે. જ્ઞાનમાં સર્વ સમાય છે. પત્ર ૪૩૦ અમૃતતુલ્ય છે. જે કંઈ કરવું તે આત્માર્થે કરવું. 'મેં આત્મા જાણ્યો નથી; પણ જ્ઞાની પરમકૃપાળુદેવે આત્મા નિઃશંકપણે જાણ્યો છે તેવો મારો આત્મા છે. મને તેની ઓળખાણ થઈ નથી પણ તેની ભાવના હું કરું છું.' જ્ઞાનીએ જોયો છે તેવા આત્માની ભાવના કરતાં કરતાં કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે. નાનો મોટો, બાઈ ભાઈ, ઘરડો જુવાન, રોગી નિરોગી જણાય છે તે તો દેહ છે; તેને ન જોવો જ્ઞાનીએ જોયો છે તેવો આત્મા છે. તેને અર્થે ધર્મ આદિ હું કરું છું; દેવલોક આદિ ઇન્દ્રિયસુખને અર્થે કંઈ કરવું નથી. આજસુધી જે ધર્મને નામે કર્યું હોય તે સર્વ ફોક થાઓ! આત્માને અર્થે હવે કરવું છે.

***

## ઉપદેશસંગ્રહ—૩



તા ૩-૧૧-૧૯૩૩

મુમુક્ષુ—કષાય, સંકલ્પ-વિકલ્પ, વગેરેથી અંતરમાં થતી બળતરા શાંત કરવાનો ઉપાય શો ?

પ્રભુશ્રી—મનમા સંકલ્પ-વિકલ્પ થાય છે તેથી બળતરા થાય છે પરંતુ અમે આ જે વાત બનાવીએ છીએ તે રામબાણ છે તે જો શ્રદ્ધાથી માન્ય થાય તો માન્ય કરનારનું જરૂર કલ્યાણ થાય પરંતુ જીવને વિશ્વાસ હોવો જોઈએ શ્રદ્ધા થવી જોઈએ આ સ્થળે અમે જે કહીએ છીએ તેટલા ઉપર જે કોઈ શ્રદ્ધા રાખી માન્યતા કરશે તેનું કામ થઈ જશે

દેવદેવીની માન્યતા અથવા આ જ્ઞાની છે, આ ગુરુ છે એવી પોતાની કલ્પના છોડી એક સાચા સદ્‌ગુરુ ઉપર દૃઢ થવુ

મનમા સંકલ્પ-વિકલ્પ આવે છે તેથી ગમે તો બમણા આવોને ! પરંતુ તે સંકલ્પ-વિકલ્પ આવ્યા કોને ? તો કે મને એમ જે કહે છે તે 'હું' સંકલ્પ-વિકલ્પથી કેવળ ન્યારો છુ, હું અને તે એક નથી આકાશ અને ભૂમિને જેટલુ અંતર છે તેટલુ જ તેને અને મારે અંતર છે મન, ચિત્ત, વિષય, કષાય — એ સર્વ જડ છે તેમા હું અને મારાપણાની માન્યતા હતી તે જ મિથ્યાત્વ કે અજ્ઞાન હું તે બધાને જાણનાર તેથી જુદો એવો આત્મા છું હવે આટલી જ માન્યતા કરી દૃઢ વિશ્વાસ જેને થશે તેનું કામ થઈ જશે. આટલા બધા બેઠા છે, પરંતુ સાભળીને તે પ્રમાણે માન્યતા કરી દૃઢ શ્રદ્ધાપૂર્વક પ્રવર્તશે તેનું કામ થઈ જશે

હું તે મનથી, સંકલ્પથી, વિકલ્પથી, કષાયથી, દેહથી, સ્ત્રીથી, પુત્રથી, ધનથી, ધાન્ય વગેરે સર્વથી કેવળ જુદો છું રોગ થયો હોય, રહેવાતું ન હોય તો પણ એમ જાણવુ કે જેનો બહુ નજીક સંબંધ હોય તે પોતાને દેખાય છે જેમ પાડોશીનું ઘર બળતું હોય તો આપણા ઘર માથી ભડકા દેખાય છે, તેમ વ્યાધિ, રોગ, શોક, ખેદ, કષાય, વિષય એ બધા પુદ્‌ગલમા થઈ રહ્યા છે દેહનો ધર્મ દેહ કરે છે, મનનો ધર્મ મન કરે છે, વચનનો ધર્મ વચન કરે છે તે સર્વ પુદ્‌ગલ છે હું આત્મા તે સર્વથી ન્યારો છુ માત્ર તેનો જોનાર, જાણનાર છુ તેના નાશથી મારો નાશ નથી શરીરમા શાતા કે અશાતાથી મને શાતા કે અશાતા નથી ગમે તેમ થાઓ, ગમે તો નરક તિર્યંચ ગતિ થાઓ, ગમે તો મરણ થાઓ, પરંતુ એવી શ્રદ્ધા અચળ રહો કે હું તે બધાથી ન્યારો, માત્ર જોનાર-જાણનાર આત્મા છું તે આત્મા એક જ્ઞાનીએ જાણ્યો છે, તેવો છું અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખમય જે મારુ સ્વરૂપ તે યથાતથ્ય જ્ઞાની એવા સદ્‌ગુરુ ભગવાને જાણ્યું છે જે આત્મસ્વરૂપ શ્રી સદ્‌ગુરુએ જાણ્યું

છે, જોયું છે, અનુભવ્યું છે તેવું જ પૂર્વે થઈ ગયેલા સર્વ જ્ઞાનીઓએ જોયું છે, જાણ્યું છે, અનુભવ્યું છે મારું અને સર્વ જીવનું શુદ્ધ સ્વરૂપ તે જ્ઞાનીએ જાણ્યું છે તેવું જ છે. તે જ મને માન્ય છે. તે જ મારું છે; તેમાં જ મારે પ્રેમ, પ્રીતિ, સ્નેહ, ભક્તિ, ભાવ કરવા યોગ્ય છે. તે જ મારે પ્રાપ્ત કરવા યોગ્ય છે, ઇચ્છવા યોગ્ય છે, અનુભવવા યોગ્ય છે. ત્યાં જ તલ્લીનતા કરવા યોગ્ય છે

આવી શ્રદ્ધા થઈ જેને માન્યતા થઈ ગઈ હોય તે દરેક પ્રસંગમાં—સુખમાં, દુઃખમાં, આધિમાં, વ્યાધિમાં કે સંકલ્પ-વિકલ્પમાં એક આત્મભાવનામાં જ રહી શકે, પોતાનો અને પરનો ભેદ પાડી શકે.

"જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન,<br>
સુપ્રતીતપણે બન્ને જેને સમજાય છે;<br>
સ્વરૂપ ચેતન નિજ, જડ છે સંબંધ માત્ર,<br>
અથવા તે જ્ઞેય પણ પરદ્રવ્યમાંય છે."

આવી શ્રદ્ધાપૂર્વક માન્યતા નિરંતર વર્તે છે અને પરોક્ષ આત્મભાવનામાં જાગૃત છે તેને સર્વ વ્રત, નિયમ, વગેરે આવી જાય છે. તેને કષાયાદિ સર્વ જે કાંઈ આવે છે તે છૂટવા માટે આવે છે.

"શ્રી તીર્થંકરાદિએ ફરી ફરી જીવોને ઉપદેશ કહ્યો છે; પણ જીવ દિશામૂઢ રહેવા ઇચ્છે છે ત્યાં ઉપાય પ્રવર્તી શકે નહીં. ફરી ફરી ઠોકી ઠોકીને કહ્યું છે કે એક આ જીવ સમજે તો સહજ મોક્ષ છે, નહીં તો અનંત ઉપાયે પણ નથી. અને તે સમજવું પણ કંઈ વિકટ નથી, કેમકે જીવનું સહજ જે સ્વરૂપ છે તે જ માત્ર સમજવું છે, અને તે કંઈ બીજાના સ્વરૂપની વાત નથી કે વખતે તે ગોપવે કે ન જણાવે, તેથી સમજવી ન બને. પોતાથી પોતે ગુપ્ત રહેવાનું શી રીતે બનવા યોગ્ય છે? પણ સ્વપ્નદશામાં જેમ ન બનવાયોગ્ય એવું પોતાનું મૃત્યુ પણ જીવ જુએ છે, તેમ અજ્ઞાનદશારૂપ સ્વપ્નરૂપયોગે આ જીવ પોતાને, પોતાનાં નહીં એવાં બીજાં દ્રવ્યને વિષે સ્વપણે માને છે; અને એ જ માન્યતા તે સંસાર છે, તે જ અજ્ઞાન છે, નરકાદિગતિનો હેતુ તે જ છે, તે જ જન્મ છે, મરણ છે અને તે જ દેહ છે, દેહના વિકાર છે, તે જ પુત્ર, તે જ પિતા, તે જ શત્રુ, તે જ મિત્રાદિ ભાવ કલ્પનાના હેતુ છે; અને તેની નિવૃત્તિ થઈ ત્યાં સહજ મોક્ષ છે; અને એજ નિવૃત્તિને અર્થે સત્સંગ, સત્પુરુષાદિ સાધન કહ્યાં છે; અને તે સાધન પણ જીવ જો પોતાના પુરુષાર્થને ગોપવ્યા સિવાય પ્રવર્તાવે તો જ સિદ્ધ છે.

વધારે શું કહીએ? આટલો જ સંક્ષેપ જીવમાં પરિણામ પામે તો તે સર્વ વ્રત, યમ, નિયમ, જપ, યાત્રા, ભક્તિ, શાસ્ત્રજ્ઞાન આદિ કરી છૂટચો એમાં કંઈ સંશય નથી."

***

ફા. સુ. ૯, સં. ૧૯૯૦, તા. ૨૨-૨-'૩૪

જીવને કરવા યોગ્ય શું છે?

ભૂંડું કર્યું હોય તો તે પ્રેમ-વહાલપ છે તેણે જ કર્યું છે તે પ્રેમ જગતમા જ્યા ત્યા વેરી નાખ્યો છે ત્યાથી પાછો વાળી કોઇ એક જ જગાએ – જ્ઞાનીમા કરવો યોગ્ય છે

વૈરાગ્ય વધારવા યોગ્ય છે રામચદ્રજીએ વસિષ્ઠગુરુને કહ્યુ કે આ સસાર, ભોગ આદિ સર્વ પદાર્થો તે ત્રિવિધ તાપના કારણ હોવાથી તેથી મને શાતિ થતી નથી તે સર્વ જન્મ મરણાદિ દુખના કારણ છે સત્શાતિમા આપ નિરતર રહો છો, તેથી તે શાતિમા રહેવાની કોઈ કળા આપની પાસે છે તે બતાવો નહી બતાવો તો ખાવુ–પીવુ, હરવુ ફરવુ, બોલવુ ચાલવુ આદિ સર્વ પ્રવૃત્તિ હુ બધ કરીશ આ શ્વાસોચ્છ્વાસ પણ તેની મેળે પૂરા થઈ જશે માટે મને શાતિ થાય તે જ બતાવો તો કરુ

જોઇએ શુ ? તો કે આવો વૈરાગ્ય જીવ હજુ ખપી ક્યા થયો છે ? ઈચ્છા ક્યા છે ? જીવે સમાગમે માન્યતા કરી છે પણ હજુ તે માન્યતા યથાતથ્ય સાચી ક્યા છે ? શુ માન્યું છે ? શુ માનવુ છે ? એ માનવુ બહુ મુશ્કેલ છે

વૈરાગ્ય શાથી આવે ? પુરુષાર્થથી પુરુષાર્થ કરે તો વૈરાગ્યને તેડવા જવુ પડે નહી કોઈ જીવ આટલુ એક જ વચન પકડી લઈ પુરુષાર્થ કર્યે જાય તો તેનું કામ થઈ જાય પુરુષાર્થ કરે પુરુષાર્થ કર્યો તે જ મોક્ષે ગયા છે વૈરાગ્યથી જ મોક્ષે ગયા છે વિષય-વિકાર લઈ કોઇ મોક્ષે ગયા નથી

આટલો ભવ દેહ પડી જાય, ગમે તેમ થઈ જાય, પણ એજ કરવુ ભવસ્થિતિ કે બીજી કોઈ કલ્પના કરવી નહિ

મુમુક્ષુ—પુરુષાર્થ શુ કરવો ?

પ્રભુશ્રી—પુરુષાર્થ સત્ અને શીલ છે સત્ એટલે આત્મા આત્મા સબધી જ વાત, વિચાર, લક્ષ તે સત્ અને શીલ એટલે બ્રહ્મચર્ય

બ્રહ્મચર્ય યથાર્થ તો જ્ઞાનીએ જ જાણ્યું છે પરતુ દ્રવ્યે પણ પળાશે તો ને મહા લાભનુ કારણ છે મન, વચન, કાયાથી પાળો પાળનાર જાણતો નથી, પણ આપનાર સાચો જ્ઞાની છે તે જાણે છે, તેથી સુપ્રત્યાખ્યાન હોવાથી કામ થયા વિના રહેશે નહિ

જ્ઞાનીના વચનોમા આગમો સમાઈ જાય તેવો પરમાર્થ હોય છે તેથી એક પણ વચન જ્ઞાનીનુ પકડી લઈ કોઇ જીવ વર્ત્યો જશે તો તેનુ કલ્યાણ થશે

મૂકવુ પડશે ત્યાગ-વૈરાગ્ય જોઇશે જ મૂક્યા વગર કોઈ મોક્ષે ગયા નથી કલ્પનાઓ, માન્યતાઓ મૂકવી પડશે

ચક્રવર્તી વચન બોલે, વાસુદેવ વચન બોલે કે કોઈ રાજા વચન બોલે તે સૌ સૌના પુણ્ય પ્રમાણે માન્ય કરાય છે—મહત્તા લાગે છે, સરખા ગણાતા નથી તો જ્ઞાનીના વચન તો તેથી પણ અપૂર્વ માહાત્મ્યવાળા છે માહાત્મ્ય લાગ્યું નથી પ્રત્યક્ષ પુરુષનુ સામાન્યપણુ થઇ ગયુ છે કલ્પના થાય કે કઇ તીર્થંકરના વચન છે ? કઇ ગણધરના છે ? પણ તેની ખબર નથી, બધુય છે ગણધર શુ, તીર્થંકર શુ, આત્મા શુ તે જાણ્યુ છે ?

તા. ૨૩-૨-૧૯૩૪

વૈરાગ્યનાં નિમિત્તથી વૈરાગ્ય થાય છે. સત્સંગ વૈરાગ્યનું નિમિત્ત છે. વિષય-વિકારનાં નિમિત્તથી વૈરાગ્ય થાય નહિ, પણ વિકાર થાય. અહીં સત્સંગમાં જ્ઞાની પુરુષનાં વચનો વંચાય છે, વિચારાય છે ત્યાં શું થાય છે? ભવ કપાઇ જાય છે, હજારો ભવ નાશ થાય છે.

જીવને માહાત્મ્ય લાગ્યું નથી. લૌકિક ભાવ કરી નાખ્યો છે. સામાન્યપણું થઈ ગયું છે. ઓળખાણ થઈ નથી. ઓળખાણ થાય ત્યારે જ માહાત્મ્ય લાગે. તો જ કામ થઈ જાય. 'જેહ લોકોત્તર દેવ નમું લૌકિકથી,' તેવું થઈ ગયું છે.

'જન્મ મરણ કોનાં છે? જે તૃષ્ણા રાખે છે તેનાં.'

આ જ્ઞાનીનાં વચનો વંચાય છે વિચારાય છે ત્યાં અપૂર્વ હિત થાય છે. પણ માહાત્મ્ય લાગ્યું નથી, તેથી અપૂર્વ ભાવ આવતા નથી. ચેતી જવા જેવું છે. કાળનો ભરૂસો નથી. પંખીના મેળા છે. ઘર, કુટુમ્બ, ધન, ધાન્યાદિ કોઈ તમારાં નથી. સોય સરખી પણ સાથે લઇ જવાશે નહિ. દેહ પણ તમારો નથી. આત્માની ઓળખાણ કરી લેવાનો અવસર આવ્યો છે. દેહાદિને માટે જેટલી ચિન્તા રાખો છો તેથી અનંતગણી ચિન્તા આત્માને માટે રાખવા યોગ્ય છે.

આ (આશ્રમ) તીર્થક્ષેત્ર શાથી છે? અહીં આત્માની જ વાત થાય છે. સૌથી પ્રથમ જરૂર શાની છે? શ્રવણની. 'सवणे नाणे विन्नाणे.' શ્રવણથી વિજ્ઞાનપણું થાય છે. સત્સંગથી બોધ શ્રવણ થાય છે. સત્સંગમાં અલૌકિક ભાવ જોઈએ. લૌકિક ભાવ થઈ જાય ત્યાં અપૂર્વ હિત થાય નહિ.

***

તા. ૨૪-૨-'૩૪

પરોક્ષમાંથી પ્રત્યક્ષ થશે. પરોક્ષમાંથી પ્રત્યક્ષ થતાં વાર નહિ લાગે. પ્રત્યક્ષ કર્યે જ છૂટકો છે.

મનુષ્ય દેહ ચિન્તામણિ છે. મરણિયા થઈ જાઓ. દૃઢ શ્રદ્ધા કરી દો. ડહાપણવાળા, પંડિતાઈવાળા પણ શ્રદ્ધા પ્રતીત વગરના રહી જશે. અને છેલ્લા બેઠેલા બાળાભોળા અભણ પણ શ્રદ્ધાની પકડ કરી દેશે તેનું કામ થઇ જશે. પરમ કૃપાળુદેવથી ઘણા જીવોનો ઉદ્ધાર થશે.

નિશ્ચયથી આત્મા જુએ તો શુદ્ધ આત્મા જ દેખાય એટલે ત્યાં કર્મ નથી. નિશ્ચયનયનું અવલંબન છોડે ત્યાં કર્મબંધ થાય છે.

સત્સંગમાં અલૌકિક ભાવ હોય તો કલ્યાણ જરૂર થાય.

***

તા. ૬-૩-૧૯૩૪

આંટી પડી ગઇ છે તે ઉકેલવી જોઈએ. વિષયવિકારવાળી દૃષ્ટિ છે. તે પલટાવીને હાડકાં, ચામડાં, માંસ, પરુ, લોહી, મળમૂત્ર, વિષ્ઠા આદિ તુચ્છપદાર્થોમય દેહની મલિનતા વિચારાય ત્યાં પુરુષાર્થ મંડાય છે. આંટી ઉકેલવા માંડે છે પણ બળ વધારે ચાલતું નથી; એટલે અખંડ તે પુરુષાર્થ ચાલુ રહેતો નથી, પાછો વિષયવિકારમાં વહેવા માંડે છે. ત્યાં આંટી ઉકલવા માંડેલી પાછી વળ દઈ ગૂંચવાવા માંડે છે.

પુરુષાર્થ ચાલુ રહે તો તો વૈરાગ્ય વૃદ્ધિ પામી આટી ઉકલી જાય જ.

⁂

તા ૭-૩-૧૯૩૪

'सद्धा परम दुल्लहा'

શ્રદ્ધા બે પ્રકારે છે એક સમ્યગ્ શ્રદ્ધા અને બીજી વિપરીત શ્રદ્ધા

સસારમા સુખ છે એવી માન્યતા, તથા દેહ, સ્ત્રી, પુત્ર, ગૃહ, ધનધાન્ય, રોગ, શોક, ક્લેશ, ક્રોધ, માન આદિ પરમા હું અને મારાપણાની શ્રદ્ધા, માન્યતા તે સસારની શ્રદ્ધા છે, વિપરીત શ્રદ્ધા છે

તે ફરીને "છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ" એવી શ્રદ્ધા થાય તે પરોક્ષ શ્રદ્ધા છે દેહ, સ્ત્રી, પુત્ર, વગેરે મારા નથી, રોગ આદિ મને નથી, હું માત્ર જ્ઞાતા-દ્રષ્ટા, જોનાર-જાણનાર, સર્વથી ભિન્ન, અવિનાશી, જ્ઞાનીએ જોયો, જાણ્યો, અનુભવ્યો તેવો આત્મા છુ—એ પરોક્ષ શ્રદ્ધા

પ્રત્યક્ષ શ્રદ્ધાવાળો જીવ કોઈ સ્ત્રી-પુરુષ કે પદાર્થ ભાળે ત્યા પ્રથમ આત્મા જુએ છે, પછી પર દ્રવ્ય જુએ છે જેમકે, શ્રેણિક તે આત્મા છે તેવો પહેલો લક્ષ રાખી, શ્રેણિક 'રાજા', ચેલણા 'રાણી', રાજગૃહી 'નગરી', વગેરે વર્ણન કરે છે

પરોક્ષવાળો પહેલાં દૃશ્ય પદાર્થને જુએ છે પછી વિચાર કરી, 'દૃશ્ય અને આત્મા જુદા છે', એમ ભેદ પાડે છે પ્રત્યક્ષ આત્માનો અનુભવ થાય તેને પ્રત્યક્ષ શ્રદ્ધા છે આ બન્નેની શ્રદ્ધા સમ્યક્ શ્રદ્ધા છે

પરોક્ષ શ્રદ્ધાવાળો દ્વારની બહાર ઊભો છે, પ્રત્યક્ષ શ્રદ્ધાવાળો અદર પ્રવેશ્યો છે પરોક્ષવાળો પગલું મૂકે તો અદર, પ્રત્યક્ષમા પ્રવેશે પરોક્ષના ઘણા ભેદ છે કહેવા માત્ર પરોક્ષથી કામ થાય નહિ પરોક્ષ શ્રદ્ધાવાળાને રોગ, વેદનીય આદિ પ્રસગોમાં કસોટી થાય છે તેવે પ્રસગે પરોક્ષ શ્રદ્ધા બળવાન રહે અને ઉપયોગ જાગૃત રહે કે હું આ વેદનીય આદિનો માત્ર જ્ઞાતા-દ્રષ્ટા છું, આકાશ અને ભૂમિને જેટલુ છેટું છે તેટલું રોગાદિને અને મારે છેટું છે, તે મારા આત્માથી ભિન્ન છે, એવું ભેદજ્ઞાન ત્યાં બળવાન થાય ત્યારે પરોક્ષમાથી પ્રત્યક્ષમા આવે છે

⁂

તા ૧૨-૩-૧૯૩૪

જેટલી કાળજી વ્યવહારને માટે રાખી છે, તેથી અનત ઘણી કાળજી આત્માને માટે રાખવી જપ, તપ, ક્રિયા અનત કરી, પણ મોક્ષ થાય તેવું સાધન કર્યું નહિ પોતાની સમજણ ઉપર મીડું વાળી ચોકડી તાણ આત્માની ઓળખાણ નથી, માટે તે વિષયમા હું તદ્દન મૂર્ખ છું, અજાણ છુ એમ માન પછી સાચા જ્ઞાનીએ જે જાણ્યું છે, જોયું છે તે મારે

માન્ય છે, એમ વિશ્વાસ, પ્રતીતિ રાખ અને જ્ઞાની કહે તે સદાચરણ પાળ. સદાચરણ હોય નહીં અને મોક્ષ થશે એમ ત્રિકાળમાં માનીશ નહિ.

સત્સંગ, સદ્બોધની જરૂર છે. તેથી ભેદવિજ્ઞાન થશે. દેહ, સ્ત્રી, સગાંસંબંધી, ધનધાન્ય, પુત્ર-મિત્ર—કોઈ તારાં નથી. વાણિયો, બ્રાહ્મણ, પાટીદાર—કોઈ તું નથી. તું આત્મા છું. તારાં જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ અનંત અક્ષય નિધિ છે.

" તારું તારી પાસ ત્યાં, બીજાનું શું કામ?
દાણે દાણા ઉપરે, ખાનારાનું નામ. "

આમ અંતરથી મારું કાંઈ નથી, મારો એક આત્મા છે એમ દૃઢ કરી દે. બધો દગો છે, સ્વપ્નું છે, ધૂતારું પાટણ છે. નક્કી માનજો કે આ બધું એક દિવસ મૂકવું પડશે.

ભેદજ્ઞાન વડે અંતરથી પોતાનું માનવું કાઢી નાખો. અહીંથી નીચે ઊતર્યા એટલે પુત્ર-પિત, સારું-નરસું, મારું-તારું, વગેરે શરૂ થાય છે. માટે ભેદ પાડવાનો અભ્યાસ કરવો. બોધ હોય તો થાય. કર્મ જુદાં છે અને આત્મા જુદો છે. એવો ભેદ યથાર્થ બોધ પ્રાપ્ત થયે થાય. આટલો ભવ મરી ગયા છો એમ સમજો. દગો છે, સ્વપ્નવત્ છે. 'આત્મા સત્, જગત્ મિથ્યા.' વિષયનાં ફળ—નર્કાદિનાં દુઃખ કડવાં છે. વિષય ભોગવવા આ દેહ નથી મળ્યો. પુરુષાર્થથી મનને જીતો, ઇચ્છાનો નાશ કરો. વાસનાએ જ ભૂંડું કર્યું છે.

***

તા. ૧૮-૩-૧૯૩૪

" સર્વ દુઃખથી અને સર્વ ક્લેશથી મુક્ત થવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે. "

શ્રી રામ તીર્થયાત્રા કરી આવ્યા. આખું જગત ત્રિવિધ તાપે બળતું જોયું. જ્યાં જુઓ ત્યાં આધિ, વ્યાધિ ને ઉપાધિ, જન્મ જરા ને મરણ, દુઃખ, દુઃખ ને દુઃખ. એટલે એ તો ઉદાસ થઇ ગયા. એવો વૈરાગ્ય કે ન ખાય, ન પીવે. કશુંય ગમે નહિ. મન ક્યાંય ચોંટે નહિ. ગુરુ વસિષ્ઠમુનિ જ્ઞાની હતા. તેમને ચિત્તશાંતિનો ઉપાય પૂછવા લાગ્યા. ગુરુએ બોધદ્વારા શાંતિ કરાવી.

સર્વ જીવો અનંતી કર્મવર્ગણાના ભારથી દુઃખી થઈ રહ્યા છે. તેમાં મુખ્યે આઠ કર્મ છે તેમાં મુખ્યે મોહનીય છે. તે હણવાનો અચૂક ઉપાય બોધ અને વીતરાગતા—સમતા છે.

બોધ સત્સંગ-સદ્ગુરુથી જ પ્રાપ્ત થાય છે. સત્સંગમાં એક આત્માની જ વાત હોય છે સત્સંગમાં કોટિ કર્મનો ક્ષય થાય છે, હજારો ભવનો નાશ થઈ જાય. એવી અપૂર્વ કમાણી સત્સંગમાં થાય છે. પણ જ્ઞાનીનાં વચનનું અલૌકિક દૃષ્ટિએ માહાત્મ્ય સમજાવું જોઈએ.

વિચાર, વિનય, વિવેક અને સત્સંગ એ ચાર આત્મજ્ઞાન પમાડી શકે છે. ચારમાંનું એક હોય તો ચારેય આવે છે.

સ્ત્રીને જોઈને વિકાર થાય છે; પણ સ્ત્રીને જોઈને તો વૈરાગ્ય થવો જોઈએ. હાડકાં, માંસ, ચામડું, લોહી, પરૂ, વિષ્ઠા, મળમૂત્રાદિ ગંધથી ભરેલો તે કોથળો છે, એમ વિચાર, દૃષ્ટિ થાય ત્યાં વૈરાગ્ય થાય છે. આખું જગત એક સ્ત્રીમાં મોહ પામ્યું છે પણ ત્યાં તો વિવેકીને, વિચારવાનને વૈરાગ્ય થઈ આત્મા ઉપર દૃષ્ટિ થાય છે. તે તો ત્યાં દેહ અને આત્માનો ભેદ પાડે છે.

કરોડો રૂપિયા આપતા ન મળે એવો આ મનુષ્ય દેહ છે તેમા રાજપાટ કે કરોડો રૂપિયા મળવા સહેલા છે પણ તે સાથે જનાર નથી, એક ધર્મ સાથે જનાર છે તેને માટે જ આ મનુષ્ય ભવ ગાળવો સમકિત થયું નહી ત્યાસુધી સંસારદુ ખ ઊભા જ છે સમકિત થયું તેનો મનુષ્ય ભવ સફળ છે 'આશા ત્યા વાસા ' માટે સમકિતની જ આશા, ઈચ્છા, જિજ્ઞાસા રાખવી

યોગ્યતા લાવો, જ્ઞાનીના જ્ઞાનદાનના દ્વાર અખંડ ઊઘાડા છે જે આવે તેને આપવા જ બેઠા છે પરંતુ લેનાર યોગ્યતાવાળા જોઈએ સદ્‌ગુરુની શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ એ બધાનું મૂળ છે

***

તા ૧૮–૩–૧૯૩૪

મનુષ્ય ભવ મહા દુર્લભ છે તેમા હુકમ હોદ્દા મળવા સહેલા છે નોકરી ધધા એ બધુ પ્રારબ્ધ પ્રમાણે મળ્યું છે અને એ બધુ તો એક દિવસ મૂકીને જવું પડશે એકલો ધર્મ સાથે આવશે આત્માનો ધર્મ સાચો શુ છે? તે તો સત્સંગથી જણાય છે કોઈ સંત પાસેથી આત્માના હિત માટે સાધન—પાઠ, વચન– મળેલ છે તે દરરોજ સંભારવું દશ મિનિટ લાગે એટલો વખત જરૂર યાદ કરવું પરમાત્મા અરૂપી છે તે અરૂપી પરમાત્માની ઓળખાણ વચનોથી થાય છે માટે સંતે બતાવેલું સાધન–મંત્ર, ક્ષમાપનાનો પાઠ, વગેરે—ઓહોમા કાઢી નાખવું નહિ 'આ તો હુ જાણુ છું, આ તો મને મોઢે છે,' એમ લૌકિક ભાવ ન રાખવો. એમા જે માહાત્મ્ય રહ્યુ છે તે કહી શકાય એવું નથી, જ્ઞાની જ જાણે છે સૌભાગ્યભાઈએ તે સાધન મુમુક્ષુને આપવા પરમકૃપાળુ દેવ પાસેથી રજા માગી ત્યારે તે મૌન રહ્યા અમે કહ્યું ત્યારે અમને તે બીજાને આપવા રજા આપી તેથી અમે તો જે કોઈ જીવો અમારી પાસે આવે છે તેને એ સાધન તેના આત્માને અનંત હિતનું કરનાર જાણી આપીએ છીએ માટે તે અલૌકિક ભાવે આરાધવું વધારે વખત મળે તો આલોચનાનો નિત્યક્રમ રાખવો વચન ઉપર જો શ્રદ્ધા થશે તો સંગનું ફળ અવશ્ય થશે

***

તા ૧૭–૪–૧૯૩૪

જીવ છે તો શુદ્ધ, પણ દારૂના છાકથી મત્ત થયો છે

મુમુક્ષુ—દારૂ પીધો શાથી?

પ્રભુશ્રી—વિભાવથી, અજ્ઞાનથી

મુમુક્ષુ—વિભાવ ટાળવા શુ કરવું? વિભાવ ટાળવા કંઈ આપો

પ્રભુશ્રી—જ્ઞાનીની આજ્ઞા એ ભવકૂપમાં ડૂબતા પ્રાણીને તારવા દોરડા સમાન છે તેથી વિભાવ જશે

મુમુક્ષુ—દોરડુ તો મળ્યું છે હવે આપ ખેંચી લો ત્યારે ને?

પ્રભુશ્રી—બુડનારે પગ ગોઠવવા જોઈશે. જોર કરવું પડશે પુરુષાર્થ કરવો પડશે.

મુમુક્ષુ—જ્ઞાન શાથી થાય?

પ્રભુશ્રી—ત્રિકાળમાં પણ જ્ઞાનીને શોધવા પડશે. સત્પુરુષને શોધી તેના ઉપર શ્રદ્ધા અને તેની આજ્ઞાનું આરાધન આ બે કર્યે જાઓ. વિશેષ કરવા જશો, આત્મા જોવા જશો તો પોતાની મેળે કંઈ જણાય તેમ નથી.

સદાચાર એટલે સત્ અને શીલ. સત્ એટલે આત્મા, આત્માનો વિચાર, વાત, લક્ષ. શીલ એટલે મુખ્યત્વે બ્રહ્મચર્ય. તે બન્ને પણ પળાય તો તે મોટી વાત છે. સાચું તો સર્વ પર ભાવનો ત્યાગ તે છે. સદાચાર પૂર્વે બહુ પાળ્યા. પરંતુ વળાવો, સદ્ગુરુની આજ્ઞારૂપ હતો નહિ, માટે કામ થયું નહિ. આજ્ઞાથી સદાચાર એક આત્માર્થની ઇચ્છાએ થાય છે. અને સ્વચ્છંદથી તો તે પુણ્ય સ્વર્ગ કે કલ્પિત મોક્ષની ઇચ્છાએ થાય છે. માટે આજ્ઞાથી જ કામ થાય છે.

***

સુરત, તા. ૧૧-૬-૧૯૩૪

મુમુક્ષુ—સમકિતી ઉદયને ભોગવે છે; મિથ્યાત્વી પણ ઉદયને ભોગવે છે. એક બંધાતો નથી અને બીજો બંધાય છે. તો સમ્યગ્દૃષ્ટિ પાસે એવું શું છે કે તે બંધાતો નથી?

પ્રભુશ્રી—સમ્યગ્દૃષ્ટિ એવા જ્ઞાની ગૃહસ્થ હોય તોપણ મુનિ છે. મિથ્યાત્વી સાધુ હોય તોપણ સંસારી છે.

"ઉપર વેશ અચ્છો બન્યો, માંહી મોહ ભરપૂર છે."

એમ ઉપરથી તો ચારિત્ર ધરીને હજારો મનુષ્યોને ઉપદેશ આદિ વાક્ચાતુર્યથી રંજન કરતો હોય છતાં કુગુરુ છે. સમકિતી કાંઈ બોલતા પણ ન હોય છતાં મુનિ છે, જ્ઞાની છે. એવું સમકિતી પાસે શું છે?

સમકિતીનો સંગ આત્મગુણ પ્રગટ કરનાર છે. મિથ્યાત્વી કુગુરુનો સંગ, ઉપદેશ આદિ સર્વ સંસારવૃદ્ધિનાં કારણ છે. તેથી ત્યાગવા યોગ્ય છે.

માયા શલ્ય, મિથ્યાત્વ શલ્ય અને નિયાણ શલ્ય—આ ત્રણમાંથી એક પણ શલ્ય હોય ત્યાંસુધી ધર્મ ફળદાયક થાય નહિ; અને કુગુરુમાં તો ત્રણે શલ્ય હોય છે.

ઉપરથી સાધુનો વેશ હોય અને બાહ્ય ચારિત્રાદિથી જનરંજન કરી સાધુ કહેવરાવવા તથા માનપૂજા આદિ કારણે દેખાડવું કાંઈ – સાધુપણું, અને અંતરથી વર્તન કાંઈ — વિષય-કષાય મોહથી ભરપૂર, એવું હોય તો તે માયાશલ્ય કહેવાય. પોતાના આત્મા અર્થે ધર્મ નહિ કરતાં, અંતરશ્રદ્ધા વગર જગતને ઠગવા ગુરુપણા આદિની અજ્ઞાનક્રિયા તે માયાશલ્ય છે.

ધર્મ આરાધતાં જીવને સંસારફળની ઇચ્છા છે તે નિયાણ શલ્ય છે. વિષયભોગની ઇચ્છાથી, ધનની, પુત્રની ઇચ્છાથી કે સ્વર્ગાદિ સુખની ઇચ્છાથી ધર્મમાં પ્રવર્તન તે નિયાણ શલ્ય છે.

દેહને આત્મા માનવો, આત્માને દેહ માનવો, સ્વદ્રવ્ય આત્માને પરદ્રવ્ય-જડ માનવું, પરદ્રવ્યને સ્વદ્રવ્ય માનવું, એ આદિ મિથ્યાત્વ એટલે વિપરીત માન્યતા છે. તે શલ્ય સમાન દુઃખ દેનાર છે. તેથી તે મિથ્યાત્વ શલ્ય કહેવાય છે. તેથી તે ત્રણે શલ્યથી રહિત થવું.

આપણે આત્મા જાણ્યો નથી પરંતુ જે સદ્દગુરુનું શરણ લીધું છે તેણે તો જડચેતન યથાર્થ જાણ્યું છે—યથાર્થ આત્મસ્વરૂપ તે સદ્દગુરુદેવે જાણ્યું છે—તો તેની શ્રદ્ધા છે તે પણ સમકિત છે પરમકૃપાળુદેવ ઉપર શ્રદ્ધા કરો શ્રદ્ધા એ જ આત્મા છે આટલો મનુષ્ય ભવ પામી એક સત્પુરુષને શોધી તેની સાચી શ્રદ્ધા થઈ જશે તો કામ થઈ જશે.

"બીજું કાંઈ શોધ મા માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમાં સર્વ ભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા" આત્મા જાણ્યો છે એવા સદ્દગુરુની શ્રદ્ધા છે તે સમકિત છે માટે અવિચળ શ્રદ્ધા કરો સાચાની શ્રદ્ધાએ સાચાનું ફળ થશે ખોટાની શ્રદ્ધાએ તેવું ફળ થશે

***

સુરત, તા ૧૭-૬-૧૯૩૪

અહીં આવ્યા છો તો ઘણો લાભ થશે ઓળખાણ થઈ નથી ઓળખાણ કરી લેવી જોઈએ, જડ-ચેતનની ઓળખાણ થયે સમકિત કહ્યું નવે તત્ત્વ જડ-ચેતનમાં સમાય છે

શ્રી જ્ઞાનીએ જડચેતનની વ્યાખ્યા આમ કરી છે —

'જડભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ'– આ પદ મુખપાઠે કરવું આમાં જડ-ચેતનની ઓળખાણ કરાવી છે જડ એ પુદ્ગલ છે તેના પરમાણુ છે, તેના પર્યાય છે તેને જ્ઞાની જાણે છે જડ છે તે સુખદુઃખ જાણે નહિ દ્રવ્ય, ગુણ, પર્યાય જડના પણ છે કર્મ એ જડ છે

આત્મા તેને જીવ કહેવાય છે, ચૈતન્ય શક્તિ કહેવાય છે જાણે છે, દેખે છે તે જ્ઞાન-સ્વરૂપ આત્મા છે દ્રવ્ય, ગુણ, પર્યાય આત્માના પણ છે તેને જાણ્યે ભેદજ્ઞાન થાય છે જડને જડ જાણે, ચેતનને ચેતન જાણે એ ભેદજ્ઞાન •

આ વાત મોઢે કરવી. લક્ષમાં રાખશો તો જડચેતનની ઓળખાણ થશે

***

સુરત, તા. ૧૨-૬-૧૯૩૪

'સહજાત્મસ્વરૂપ' એ મહા ચમત્કારિક મંત્ર છે સંભારતાં, યાદ કરતાં, બોલતાં, વૃત્તિ તેમાં વાળતાં કોટિ કર્મ ખપે છે, શુભ ભાવ થાય છે, શુભ ગતિ અને મોક્ષનું કારણ થાય છે મરણ સમયે ચિત્તવૃત્તિ મંત્રસ્મરણમાં કે તે સાંભળવામાં જોડાય તો ગતિ સારી થઈ જાય અને જન્મમરણથી મુક્ત થવાનું તે સમર્થ કારણ થાય છે

વૃત્તિ એ વેરી છે, દુશ્મન છે, ભૂંડું કરનાર છે તેને રોકવી વૃત્તિને રોકી સ્મરણમાં રહેવું એ તપ છે એ જ ધર્મ છે સત્પુરુષાર્થમાં રહેવું

'आणाए धम्मो, आणाए तवो' જ્ઞાનીની શ્રદ્ધા કરી તેની આજ્ઞા પ્રમાણે ચાલો

*

કુગુરુ ઇચ્છા, વાસના, તૃષ્ણા સહિત છે 'ક્યા ઇચ્છત ખોવત સબે, હૈ ઇચ્છા દુઃખમૂલ.'

તે પોતે બૂડે છે. બીજાને બુડાડે છે સ્નાનાદિકમાં ધર્મ નથી. [1]બિલાડીનાં બચ્ચાં ઘાણીમાં પિલાઈ ગયાં હતાં તેમ દેખાદેખી ધર્મ કરવા જતાં અધર્મજ થાય છે.

શીલ છે તે મહા તપ છે. જેને શીલવ્રત આવ્યું છે તે સંસારસમુદ્રને કાંઠે આવ્યા છે. સત્ય, શીલ, ત્યાગ, વૈરાગ્ય કર્તવ્ય છે.

મુમુક્ષુ—મોક્ષ એટલે શું ?

પ્રભુશ્રી—મૂર્તિમાન મોક્ષ તે સત્પુરુષ છે.

મુમુક્ષુ—સત્પુરુષ એટલે શું ?

પ્રભુશ્રી—સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે.

આત્મામાં પરિણમ્યે મોક્ષ છે. વાણીઓ–પાટીદાર, યુવાન–વૃદ્ધ, સ્ત્રી–પુરુષ આદિરૂપે પરિણમી અહીં બેઠા છો તે બધેથી ઊઠી, એક આત્મા છું એમ, કહેવા માત્ર નહીં પણ પરિણામ પામે ત્યારે મોક્ષ. વૃત્તિ બધામાંથી ઊઠાવી આત્મામાં વાળવી. આત્મામાં પરિણમ્યા છે એવા જ્ઞાનીની શ્રદ્ધા તે સમકિત છે; એ મોક્ષનું બીજ.

---

૧. એક બાઈ દરરોજ સવારમાં વહેલી ઊઠી નદીએ નહાવા જતી. ત્યારે રસ્તામાં ભજન બોલતી બોલતી જતી.

એક દિવસે કોઈ વહોરાને અગત્યનુ કામ હોવાથી વહેલા ઊઠવાની ઇચ્છા હતી. તેવામાં પેલી બાઈ ભજન ગાતી ગાતી તેના ઘર પાસેથી બહુ વહેલી નીકળી. તે સાંભળી તેણે જાણ્યું કે સવાર થઈ ગયું હશે, એટલે વહેલો વહેલો ઊઠયો. ઉતાવળમાં ને ઉતાવળમાં જોયા વિના ઘાણીમાં તલ નાખ્યા ને ઘાણી જોડી. ઘાણીના ખાડામાં રાત્રે બિલાડી વિયાએલી તેની તેને ખબર નહી એટલે તલ સાથે બિલાડીનાં બચ્ચાં પણ પિલાઈ ગયાં. તેલ બધું લોહીવાળું રાતુ રાતુ થઈ ગયું. પણ અંધારામાં એને કંઈ ખબર ન પડી, એણે તો તેલ ભરી દીધું ડબામાં.

પછી સવારે પેલી બાઈ નદીએ નહાઈને આવી. આવીને માથું ઓળવા બેઠી. ઓળતાં ઓળતાં વાળમાંથી નાનાં માછલાં નીકળ્યાં. તે જોઈ તેને થયું કે આજે તો બહુ પાપ થયું, માટે લાવ કોઈ જ્ઞાની ગુરૂ પાસે જઇને જણાવું અને પ્રાયાશ્ચિત્ત લઉ. તેથી એક જ્ઞાની મુનિ પાસે જઈ તેણે તે વાત જણાવી.

મુનિએ જ્ઞાનથી જાણ્યું કે એને આટલું જ પાપ નથી લાગ્યું, પણ બીજુ વધારે પાપ પણ લાગ્યું છે. તેથી તે બાઈને કહ્યુ કે અમુક વહોરાને ત્યાંથી બે પૈસાનું તલનુ તાજુ તેલ લઈ આવો. એટલે તે બાઇ પેલા વહોરાને ત્યાં ગઈ. વહોરે રાત્રે પીલેલું તેલ ડબામાથી કાઢયુ કે લાલ દીઠું. તેથી બોલ્યો કે કોઈ રાંડ વહેલી ઊઠીને બોલતી બોલતી જતી હતી તેથી સવાર થઈ ગયુ હશે એમ જાણી મે ઉતાવળમાં જોયા વગર ઘાણી જોડી, કંઈક પિલાઈ ગયુ લાગે છે. એમ કહી ખોળ તપાસ્યો તો હાડકાં દેખાયાં, પાસે બિલાડી બેઠી બેઠી રોતી હતી એટલે વહોરો અફસોસથી બોલ્યો "અરર ! આ બિચારી બિલાડીનાં બચ્ચાં પિલાઈ ગયાં !"

પેલી બાઈ સમજી ગઈ કે મને આ પાપ પણ લાગ્યું છે. તેથી મુનિ પાસે જઇ, વહોરાએ કહેલી બધી વાત જણાવી અને એનું પણ પ્રાયશ્ચિત્ત માગ્યુ.

મુનિએ દયા લાવી પ્રાયશ્ચિત્ત બતાવી કહ્યુ કે આવા સ્નાનમાં ધર્મ નથી. મહાભારતમાં પણ કહ્યુ છે કે—

"आत्मा नदी संयमतोयपूर्णा सत्यावहा शीलतटा दयोर्मिः ।
तत्राभिषेकं कुरु पाण्डुपुत्र न वारिणा शुद्धयति चान्तरात्मा ॥"

—સંયમરૂપી જલથી ભરપૂર, સત્યમય પ્રવાહવાળી, શીલરૂપ કાંઠાવાળી, દયારૂપી મોજાઓથી રમ્ય એવી આત્મારૂપ નદી છે તેમાં હે પાંડુપુત્ર (યુધિષ્ઠિર), તું સ્નાન કર; બાકી પાણીથી તો આત્માની અંતરશુદ્ધિ થાય તેમ નથી.

અજ્ઞાનીને વ્યાધિ કે રોગ થઈ આવે ત્યારે હું મારો છું, મરી જાઉં છું, દુખી થાઉં છું એમ ગભરાઈ જાય છે, અને સમકિતીને વ્યાધિ કે દુખ થાય છે ત્યારે આ રોગાદિ દેહમા થાય છે, તેને હું તો જાણનાર માત્ર તેનાથી જુદો છુ એમ જ્ઞાતા–દ્રષ્ટા રહે છે

***

સુરત, તા ૧૩–૬–૧૯૩૪

સદ્ગુરુ એટલે શુ ? 'આત્મજ્ઞાન ત્યા મુનિપણું, તે સાચા ગુરુ હોય ' આત્મજ્ઞાન શાથી થાય ? આત્મજ્ઞાનીના પરિચયથી સત્સગ, સદ્બોધની કચાશ છે સાચાની શ્રદ્ધા થઈ તે વ્યવહાર સમકિત છે

' જગતજીવ હે કર્માધીના ' સો કોઈ ઉદય વેદે છે ભરતજી તથા ગાંધીજી બન્નેને ઉદય હતો પરતુ સમતા–સમકિત છે તેનો ઉદય નવીન બધનો હેતુ નથી, બીજાનો ઉદય સસાર વધારનાર છે

પરિણામ, ભાવ એ આપણી પાસે હાલ મૂડી છે તે શુદ્ધતા પામે તેવા નિમિત્તો સત્સગ, સદ્બોધ આરાધવા

સમકિતથી મોક્ષ છે, બાહ્યચારિત્રથી મોક્ષ નથી

***

સુરત, તા ૧૪–૬–૧૯૩૪

મોક્ષ એટલે શું ? બધથી છૂટવું તે મોક્ષ સત્સગ, સદ્બોધથી વસ્તુની ઓળખાણ થાય છે જડ–ચેતનની વહેચણી કરવી જોઈએ સત્પુરુષનો વિશ્વાસ, શ્રદ્ધા, પ્રતીતિ એ એકડો છે

અસદ્ગુરુથી આખુ જગત સસારસમુદ્રમાં ડૂબ્યું છે મતમતાતર–આગ્રહરહિત 'આત્મજ્ઞાન ત્યા મુનિપણુ' એવા જ્ઞાનીગુરુની પ્રાપ્તિ, તેની શ્રદ્ધા એ જ જડ ચેતનની ઓળખાણ કરાવશે પછી જડને ચેતન નહિ માને અને ચેતનને જડ નહિ માને

અનતાનુબધી શાથી ટળે ?

જીવને જ્ઞાનીપુરુષનું ઓળખાણ થયે તથા પ્રકારે અનતાનુબધી ક્રોધ, માન, માયા, લોભ ઘટવાનો પ્રકાર બનવાયોગ્ય છે સૂર્ય ઊગે ત્યા અધારુ નાસે છે તેમ જ્ઞાની પુરુષનો સમાગમ, ઓળખાણ એ અનતાનુબધી ટળવાનો ઉપાય છે

બાપનો કૂવો માટે બૂડી મરાય નહિ તેમ બાપદાદાએ માન્યો તે મારો ધર્મ, તે મારા ગુરુ એવો આગ્રહ તે અનતાનુબધી આત્મા શ્વેતાબર નથી, દિગબર નથી, વૈષ્ણવ નથી, સ્ત્રી નથી, પુરુષ નથી, વૃદ્ધ નથી, યુવાન નથી આમ પર્યાયદૃષ્ટિ દૂર કરી હું આત્મા છું-જ્ઞાની એવા સદ્ગુરુએ જાણ્યો તેવો, એમ આત્મા ભણી નજર ક્યારે કરશો ?

ચેતન છે તે નિર્વિકલ્પ છે પણ હાલ કલ્પનાના કોથળા સહિત છે નિર્વિકલ્પ દશા લાવવા સત્સગ, સદ્બોધ નિરતર સેવવા યોગ્ય છે

જ્ઞાની ઉદયને વેદે છે ત્યાં કર્મ ખપાવે છે; અજ્ઞાની કર્મ વધારે છે.

***

સુરત, તા. ૧૮-૬-૧૯૩૪

મનુષ્યભવ બહુ દુર્લભ છે. સત્ અને શીલ એ મુખ્ય છે. બાધા લીધી હોય છતાં મનથી સાચવવાનું છે. મનને મારી નાખવું, ધક્કો મારી મારી નાખવું. કલ્પના છે. હાડકાં, માંસ, લોહી, પરુ આદિ ચામડાંમાં રાચવા જેવું શું છે? આ બધું દેખાય છે તે કંઈ આત્મા છે? વિશ્વાસ રાખવો. શ્રદ્ધા રાખવી. એમાં ચમત્કાર છે! દેખાય છે તે બધું જડ છે. જોનાર આત્મા જુદો છે. તેના ઉપર દૃષ્ટિ કરો.

પર્યાય જોવામાં આવે છે, તે જડ છે. જડને દ્રવ્ય, ગુણ, પર્યાય છે. આત્માને પણ દ્રવ્ય, ગુણ, પર્યાય છે. આત્માના સ્વપર્યાય અને જડના પરપર્યાય છે. પરપર્યાયમાંથી આત્મા ઉપર દૃષ્ટિ કરવી છે. વારંવાર એને સંભારવો.

જગતમાં દેખાય છે તેને જડ જોવું, પુદ્ગલ જોવું—તેના પર્યાય જાણવા. પુદ્ગલને પુદ્ગલ જોવાથી આત્મા ઉપર દૃષ્ટિ થશે. પુદ્ગલ એ આત્મા નથી; પુદ્ગલ એ પોતાનું નથી.

આત્માનું જ રટણ અહોનિશ નિરંતર રાખવું.

" પરિણતિ સબ જીવનકી, તીન ભાત બરની;
એક પુણ્ય, એક પાપ, એક રાગ-હરણી. "

શુભ પરિણતિ, અશુભ પરિણતિ અને શુદ્ધ પરિણતિ. વીતરાગ પરિણતિમાં આવવું જોઈએ.

***

તા. ૩૦-૬-૧૯૩૪

એક વખત વાંચી, પછી યાદ રહેલું વિસ્તારથી કહી જવું. એવો અભ્યાસ પાડવો. એ સ્વાધ્યાય છે. એ તપ છે. એથી વાકચલબ્ધિ વધે છે.

સમ્યગ્દૃષ્ટિ વ્રત કરે છે તે જ વ્રત મિથ્યાદૃષ્ટિ કરે છે. પહેલાને નિર્જરા થાય છે; બીજાને બંધ થાય છે.

સમ્યગ્દૃષ્ટિ એવું શું કરે છે?

સમ્યગ્દૃષ્ટિ અવળાનું સવળું કરી દે છે.

યોગ્યતાની કચાશ છે. સૌથી પ્રથમ, માર્ગના જાણનાર એવા જ્ઞાનીના સમાગમે શ્રદ્ધા, પ્રતીતિ કરો.

નવ પૂર્વ ભણ્યો તો પણ મિથ્યાત્વ. ત્યારે સમ્યગ્દૃષ્ટિમાં એવું વધારે શું છે?

સમ્યગ્દૃષ્ટિ આત્મામાં પરિણમ્યા છે; મિથ્યાત્વી પરિણમ્યા નથી, પરમાં પરિણમ્યા છે—બોલવા માત્ર જ્ઞાન છે.

ચોગ્યતા એટલે પરિણામ—પરિણમ્યે જ ચોગ્યતા કહી છે ખીચડી ચઢીને તૈયાર થઈ, તેમ પરિણમ્યે જ ચોગ્યતા થઇ ત્યા સુધી કચાશ છે

મુમુક્ષુ—પરિણમાય કેમ ?

પ્રભુશ્રી—દૃષ્ટિ ફર્યે સમકિતીની દૃષ્ટિ ફરી છે આ નાના મોટા, વાણિયા, બ્રાહ્મણ, બાઈ ભાઈ આદિ દેખાય છે, પણ દૃષ્ટિ ફરી છે તેને આત્મા દેખાય છે કે આ તો આત્મા છે તે બધાથી ન્યારો છે એમ દૃષ્ટિ ફરી આત્મામા પરિણામ થયા છે ખાતા-પીતા, હરતા ફરતા જ્યા નજર પડે ત્યા આત્મા પ્રથમ દેખાય છે એમ દૃષ્ટિ ફેરવવાની જરૂર છે એટલે પછી પરિણામ થયે જ છૂટકો છે વ્યાધિ આવે, રોગ આવે, મરણ આવે તોપણ સમકિતીને મહોત્સવ છે

***

તા ૧-૭-૧૯૩૪

"જગત આત્મારૂપ જોવામા આવે"-દૃષ્ટિ ફરે તો વિકારના સ્થાનોમા વૈરાગ્ય થાય સ્વચ્છદ અને પ્રમાદ આડા આવે છે

***

તા ૭-૭-૧૯૩૪

સૌ પરમા પરિણમીને બેઠા છે આત્મામા પરિણમ્યે જ છૂટકો છે

ઉદાસીનતા-સમતા-રાગદ્વેષરહિત પરિણતિ તે આત્માની છે

આ કાળો છે, આ ગોરો છે, આ નાનો છે, આ મોટો છે, આ શત્રુ છે, આ મિત્ર છે— એમ બાહ્ય દૃષ્ટિ છે તે પલટાવી આ મારો સાક્ષાત્ આત્મા, આ ય મારો સાક્ષાત્ આત્મા એમ બધામા આત્મા ક્યારે જોશો ?

આત્મા જોવાની જ્ઞાની પાસેથી દૃષ્ટિ મળે તો જ રાગ-દ્વેષ મટે

જેમા હોય તેમા હુ અને મારાપણું થઈ ગયું છે તે જ મિથ્યાત્વ કદાચ કોઈ ઉપર ઉપરથી આ દેહાદિ મારા નથી એમ કહે, તો પણ મારુ શુ છે તે જાણ્યું છે ? મારુ જે છે તે આત્મસ્વરૂપ યથાર્થ તો જ્ઞાનીએ જ જાણ્યું છે માટે તે જ્ઞાનીની શ્રદ્ધાએ આત્મા જોવાની દૃષ્ટિ કરો દૃષ્ટિ ઝેરમય છે, તત્ત્વ તરફ કરો

***

તા ૨૯-૭-૧૯૩૪

જ્ઞાની પાસેથી દ્રવ્યે પણ શીલ એટલે બ્રહ્મચર્યવ્રત આવ્યું છે તેને સમકિત થવાનું કારણ છે સત્ અને શીલ જેની પાસે છે તેને સમકિત અવશ્ય થશે સમકિત નથી થયું ત્યાસુધી તેને માટે જ ઝૂરવુ તેની જ ઇચ્છા, વાચ્છા રાખવી

***

તા. ૧૦-૬-૧૯૩૪

ઉપયોગ એ આત્મા છે. માટે તેને ઓળખો. સહજ સુખ આત્મામાં છે. ઉપયોગ આત્મા તરફ વાળો ત્યારે સહજસુખ પ્રગટે છે. તે ઉપયોગ હાલ શુભ કે અશુભ છે, શુદ્ધ નથી. જગતમાં જ્યાં ત્યાં પરપદાર્થોમાં ઇન્દ્રિય-વિષયોમાં ભટકે છે. તેથી બંધન થયાં છે, ભવભ્રમણ થયાં છે. મન, વૃત્તિ જ્યાં ત્યાં ભટકે છે; તો મનને જીતો, વૃત્તિઓને રોકો. જગતના પદાર્થોમાંથી ઉપયોગને આત્મા ઉપરવાળો. 'સો સાધન બંધન થયાં.'

આત્મા જોવો. હાડકાં-ચામડાં લઇને સૌ ફરો છો. તો હાડકાં, ચામડાં, વગેરે બાહ્ય પદાર્થો ન જોતાં તે બધાને જોનાર અને જાણનાર એવો આત્મા જોવો. તો લાભના ઢગલા થશે, રાગ-દ્વેષ થશે નહીં.

મુમુક્ષુ—ઉપયોગને આત્મામાં લાવવો શી રીતે? આત્મા તો જાણ્યો નથી. ત્યારે બધેથી ઉઠાવી વાળવો કયાં?

પ્રભુશ્રી—ઉપયોગને વાળવો આત્મામાં—આત્મા જાણ્યો નથી ત્યાંસુધી આત્મા જાણ્યો છે એવા જ્ઞાનીમાં વિશ્વાસ રાખો—તેવા ભેદી બતાવે ત્યાં.

પણ ખામી શાની છે? વૈરાગ્યની, બોધની. પ્રમાદ, આળસ અને વૃત્તિઓ ભટકતી ફરે છે તે રોકો. 'કર વિચાર તો પામ.' 'જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ.' મોહનિદ્રામાં સૂતો છે, તેને જાગૃત કરો.

ઉપયોગ શુભ-અશુભ થાય છે, ત્યારે શું શુદ્ધ નહિ થાય? અવશ્ય થશે. સિદ્ધ સમાન સર્વ આત્મા છે. પુરુષાર્થ કરો, સત્પુરુષાર્થ કરો. ભવસ્થિતિ આદિ તોફાન જવા દો. સત્પુરુષાર્થ કરો.

***

દીપોત્સવી, સં. ૧૯૯૦

અમે અમારું હૃદય જણાવીએ છીએ. અમને તો રોમરોમ એક એ જ પ્રિય છે. પરમકૃપાળુદેવ એ જ એક અમારી જીવનદોરી છે. તેમના ગુણગ્રામ થાય ત્યાં અમને ઉલ્લાસ આવે છે. અમારું તો સર્વસ્વ એ જ છે. અમને એ જ માન્ય છે.

તમારે એવી માન્યતા કરવી એ તમારો અધિકાર છે. મહાભાગ્ય હશે તેને એ માન્યતા થશે. સરળતાથી જણાવીએ છીએ કે જેને એ માન્યતા થશે તેનું કલ્યાણ થઈ જશે—બાળાભોળાનું કામ થશે. શ્રદ્ધા, વિશ્વાસ, પ્રતીતિ થશે તેનું ભવભ્રમણ મટી જશે.

એમ દૃઢ કરવું કે મેં તો આત્મા જાણ્યો નથી, પરંતુ યથાતથ્ય જ્ઞાની પરમકૃપાળુદેવે અને અનંતા જ્ઞાનીએ જાણ્યો છે તેવો મારો આત્મા છે. પરમકૃપાળુદેવે જે આત્મા દીઠો છે, તે જ મારે માન્ય છે. તે પ્રાપ્ત કરવા તેમનું જ શરણ મારે પકડવું છે. આટલો ભવ મારે તો એ જ કરવું છે. એ જ માનવું છે, કે પરમકૃપાળુએ જે આત્મા જાણ્યો, જોયો, અનુભવ્યો તેવો

મારો આત્મા શુદ્ધ, સિદ્ધ સમાન છે તેથી હવે મારે માન્યતા, વિશ્વાસ, શ્રદ્ધા, પ્રતીતિ રોમ રોમ એ જ કરવી છે આટલો ભવ એટલી જો શ્રદ્ધા થઈ ગઈ તો મારુ અહોભાગ્ય! પછી ગમે તો દુ ખ આવો, રોગ આવો, ગમે તો દેહ છૂટી જાઓ પણ મારી એ શ્રદ્ધા અચળ રહો.

" સમકિત સાથે સગાઇ કીધી સપરિવારશુ ગાઢી,
મિથ્યામતિ અપરાધણુ જાણી, ઘરથી બાહેર કાઢી. "

ગમે તો નરકે જવાય તો આ ઘડીએ, પણ મારી શ્રદ્ધા બીજી નહિ થાય

વ્રતનિયમ કરવા એ તમારો અધિકાર છે એ કર્મની પ્રકૃતિ છે તે આત્મા નથી 'ब्रह्म सत्य जगत् मिथ्या'—આત્મા સત્ અને જગત મિથ્યા જ્ઞાની એ આત્મા છે, તેમની શ્રદ્ધા તે સમકિત છે, એ એક જ સત્ય છે દિવસ હોય છતા જ્ઞાની રાત કહે તો તે પ્રમાણે, પોતાના વિકલ્પો મૂકીને, રાત કહે એવી શ્રદ્ધાવાળા જીવો કૃપાળુદેવના વખતમાં હતા એવી શ્રદ્ધા જોઇએ

જે જીવોને પરમ કૃપાળુ દેવની શ્રદ્ધા થઈ છે તેમના પ્રત્યે અમને પૂજ્યભાવ થાય છે, કારણ, સત્યને વળગ્યા છે તેથી તેમનુ કલ્યાણ થવાનુ છે

***

તા ૧૦–૧૧–૧૯૩૪

" અતરગ ગુણ ગોઠડી રે, જનરજનો રે લાલ,
નિશ્ચય સમકિત તેહ રે, દુ ખભજનો રે લાલ. "

'અતરગ ગુણ ગોઠડી' એટલે શુ ?

" બહિરાતમ તજી અતર આતમા-રૂપ થઈ થિર ભાવ, સુજ્ઞાની,
પરમાતમનુ હો આતમ ભાવવુ, આતમ અર્પણ દાવ, સુજ્ઞાની સુમતિચરણ '

પરમાત્મા કઈ ગામ ગયો છે? બધાની પાસે છે ચમત્કાર છે, ચેતી જાઓ શ્રદ્ધા આવી ગઈ તેનો વધારેમા વધારે અર્ધ પુદ્ગલ પરાવર્તનમા મોક્ષ થવાનો જ માટે શ્રદ્ધા અચળ કરો.

મુમુક્ષુ—શ્રદ્ધા તો અત્રે છે તે બધાને છે

પ્રભુશ્રી—બધાને શ્રદ્ધા છે તો મોક્ષ પણ બધાનો છે શ્રદ્ધા સાચી જોઇએ

મુમુક્ષુ—સાચી શ્રદ્ધા કોને કહેવી ?

પ્રભુશ્રી—જેવો જ્ઞાનીએ આત્મા જાણ્યો છે તેવો મારો આત્મા છે તે મારે માન્ય છે અને હુ તો જ્ઞાનીનો દાસ છુ, એમ સાચા જ્ઞાનીની શ્રદ્ધા થાય તેનો મોક્ષ થાય જ ઘણા જીવોનો ઉદ્ધાર થઈ જશે

હજુ એક પણ નમસ્કાર કર્યો નથી એક વાર પણ દર્શન કર્યા નથી બોધ સાભળ્યા છતા હજી સાભળ્યો નથી યોગ્યતાની કચાશ છે યોગ્યતા આવ્યે જ્ઞાની બોલાવીને આપી દેશે આત્મા તો જ્ઞાની જ આપશે

દૃષ્ટિ ફરે તો બીજુ જ જણાય, જગત આત્મારૂપ જોવામા આવે ચર્મચક્ષુએ જણાય છે તે પર્યાયદૃષ્ટિ છે જ્ઞાનચક્ષુ આવ્યે આત્મા જોવાય.

'समयं गोयम मा पमाओ.' સમય માત્રનો પ્રમાદ કર્તવ્ય નથી. ઉપયોગ આત્મા તરફ વળે, સ્મરણ તરફ વળે ત્યાં કોટિ કર્મ ક્ષય થઇ જાય માટે સમય માત્ર પણ ઉપયોગ અન્ય સ્થળે ન ભમે તે માટે પુરુષાર્થ કરો વહી જતા અમૂલ્ય સમયને ઉપયોગમાં લેવા જાગૃત થાઓ. કોટિ કર્મ ક્ષય કરવાનો આ અવસર છે.

***

તા ૧૩-૧૧-૧૯૩૪

આ જીવ સત્પુરુષનો—જ્ઞાની પુરુષનો પ્રગટ ચોર છે એમ કહેવાય છે, એ વાત તમને કેમ લાગે છે?

[ ચર્ચા થયા પછીનો ઉપદેશ ]

શુદ્ધ આત્મસ્વરૂપ છે તે પોતાનું છે. તે જ્ઞાનીએ જાણ્યું છે તે છોડીને મારો હાથ, મારો પગ, મારું શરીર એ આદિ પર વસ્તુનું અને પર ભાવનું ગ્રહણ તે ચોરી છે. પોતાની વસ્તુ મૂકી પારકાની ગ્રહણ કરવી તે ચોરી છે. શુભ–અશુભ ભાવ તે ચોરી છે માત્ર શુદ્ધ ભાવ પોતાનો છે.

આખું જગત મોહનિદ્રામાં સૂતું છે, ઊંઘે છે. સત્પુરુષનાં વચન તે ઊંઘમાંથી જાગૃત કરનાર છે. સત્સંગમાં તે વચનો–બોધ સાંભળતાં કોટિ ભવ નાશ પામે છે. પાપનાં દળિયાં સંક્રમી જઈ પુણ્યરૂપ થઇ જાય છે. 'ઝબકે મોતી પરોવી લે, નહિ તો ઘોર અંધાર.' માટે ચેતી લેવું. જ્ઞાનીને તો હવે તમને ઉઠાડવા છે, ઊંઘવા દેવા નથી. માટે જાગૃત થાઓ, ચેતી જાઓ, આત્માને ઓળખો.

જન્મ, જરા ને મરણ; જન્મ, જરા ને મરણ—એ જેવાં બીજાં કોઈ દુઃખ નથી. આમાંથી કોને એ દુઃખ નથી? ચક્રી, ઇન્દ્ર આદિ સર્વ દુઃખી જ છે. આખો લોક ત્રિવિધ તાપથી બળે છે. 'મારું મારું' માન્યું છે પણ એક કાળે તો જરૂર બધું મૂકવું પડશે. સોય સરખી સાથે આવશે નહિ. બધાં કામ અધૂરાં મૂકીને જવું પડશે. પૂરાં કોઈનાં થયાં નથી. માટે ચેતી લો કાચની શીશી ફૂટી જાય તેમ આ દેહ ફટાક થઈ ફૂટી જશે. પછી આવો જોગ ક્યાંથી લાવશો? મનુષ્યભવ બહુ દુર્લભ છે.

તમારી પાસે શું છે? ભાવ છે, ઉપયોગ છે, આત્મા છે. આ રકમ તમારી છે, મુદ્દાની છે. તમારી દરેકની પાસે છે તેની ઓળખાણ કરો. તેની ઓળખાણ અહીં સત્સંગમાં જ થશે. સ્વભાવ મૂકી વિભાવમાં પરિણમ્યા છો, શુદ્ધ ઉપયોગ મૂકી અશુદ્ધ ઉપયોગમાં રમો છો અને પરમાત્મસ્વરૂપ મૂકી બહિરાતમતામાં રમણતા છે, તે બધું પરનું ગ્રહણ એટલે ચોરી છે સત્સંગ પ્રત્યે અલૌકિક ભાવ થાય તો જ આત્માની ઓળખાણ થાય.

એક આત્મા, આત્મા ને આત્માની જ વાત. આટલો ભવ આત્માને માટે જ ગાળવો આત્માને સંભાળો. સત્પુરુષને શોધી તેના એક પણ વચનને ગ્રહણ કરો, પકડ કરી લો. એ તમારી સાથે આવનાર છે.

આજ્ઞાથી જે, જે સાધન મળ્યાં છે તે મોક્ષ આપનાર થશે. સામાયિક લૌકિક રીતે ભલેને

હજારો કરો, પણ જ્ઞાનીની આજ્ઞાથી તો પાંચ-દશ મિનિટ પણ આત્માને માટે ગળાય તે દીવો કરશે "વીતરાગનો કહેલો પરમ શાંત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે" વીતરાગ કહેતા મત-મતાંતર કોઈ રહ્યો નહિ આ પાઠ ચમત્કારી છે, રોજ ભણવા જેવો છે

"મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ"

આ એક દોહરામાં ય ચમત્કાર છે! પડપડીઉ, ઉપર ઉપરથી મોઢે કર્યું હશે તો પણ સત્પુરુષથી કોઈક વખત મર્મ સમજાયે દીવો થઈ જશે. એવા ચમત્કારિક આ પુરુષના—પરમકૃપાળુના વચનો છે 'આત્મા છે' એ આદિ છ પદનો પત્ર અપૂર્વ છે! અલૌકિક ભાવ થવા જોઈએ सम्मद्दिट्ठी न करेइ पाव' જ્ઞાની આત્મા છે કર્મ જડ છે જ્ઞાની જડને પર જાણી ગ્રહણ કરતા નથી

"જિન સોહી હૈ આતમા, અન્ય હોઈ સો કર્મ,
કર્મ કટે સો જિનવચન, તત્ત્વજ્ઞાની કો મર્મ"

આ જીવને જરૂર છે ભેદજ્ઞાનની વજ્રની ભીંત પડે તો આ પાણી આ બાજુ અને પેલા પાણી પેલી બાજુ, જુદા ને જુદા બોધ જોઈએ તો જડ ને ચેતન એક મનાય નહીં, જુદાં ને જુદા જ ભાસે

અંધારામાં દીવો લાવે તો અજવાળુ થતા વાર ન લાગે આ મારો દેહ, આ મારુ ઘર —બધું 'મારુ મારુ' કરતો હતો તે ફર્યું અને મારુ તો ચૈતન્ય, જડ કોઈ કાળે મારુ નહીં, તેમાથી હુ ભિન્ન, ભિન્ન, ભિન્ન—એમ ભેદજ્ઞાન થયું તેનો મોક્ષ થયો સમજણ ફરી જવી જોઈએ જ્યા ત્યા જોઈએ છે બોધ તે હોય તો સમજણ ફરશે સમજ્યે છૂટકો છે સમજે તો સુગમ છે, નહીં તો મહા દુષ્કર છે સમજણ સત્સંગથી થાય છે

અનાદિથી સંજોગને આત્મા માન્યો છે તે પકડ મૂકવી પડશે ફક્ત આત્મા, આત્માની પકડ આત્માની કેવી સત્તા છે! આત્મા કેવો છે! આત્માને જાણવાનો અવસર આવ્યો છે

એક ભાઈ સામાયિકમા ગયો સામાયિક પૂરુ થાય એટલે નાટક જોવા મિત્રની સાથે જવાના વિકલ્પમા સામાયિકી કાળ ગયો બીજો ભાઈ વ્યાવહારિક કામને લઇને સ્મશાનમા ગયો, પણ ભાવ સામાયિકના, તેની જ ચિંતના બીજે દિવસે ગુરુએ કહ્યુ સામાયિક તો સ્મશાનમા ગયો તેને થયુ, તપ તેને થયુ પહેલાને કર્મ બંધાયા નવરાશ મળી ત્યારે નખોદ વાળ્યુ!

***

તા ૧૬-૧૧-૧૯૩૪

'શ્રીમદ્ રાજચંદ્ર'માથી વાચન —

"જે જીવો મોહનિદ્રામા સૂતા છે તે અમુનિ છે મુનિ તો આત્મવિચારે કરી સદાય જાગૃત રહે પ્રમાદીને સર્વથા ભય છે; અપ્રમાદીને કોઇ રીતે ભય નથી"

પ્રમત્ત કોને કહેવાય? અપ્રમત્ત કોને કહેવાય?

આત્મભાવમાં રહે તે અપ્રમત્ત. વસ્તુને પામેલા એવા આપ્ત પુરુષમાં વૃત્તિ, પરિણામ લઈ જવાં તે અપ્રમત્ત થવાનું કારણ છે. સત્સંગમાં બોધ સાંભળ્યો હોય તે પ્રમાણે આ મારું નહિ, આ મારું નહિ, એમ ભેદ પાડે એટલે ભેદજ્ઞાન હોય તો અપ્રમત્ત થવાય.

વિષય-કષાય મોટા શત્રુ છે. વિષયો બહારથી ત્યાગ્યા તેનું ફળ છે. પણ અંતરથી ત્યાગ ન થાય ત્યાંસુધી કામ થાય નહિ. ઝાડ ઉપર ઉપરથી કાપવામાં આવે તો મૂળ રહે ત્યાંસુધી ફરી ઊગે, નાશ ન પામે; પણ મૂળમાથી છેદ થાય તો જ ફરી ઊગે નહીં. તેમ વિષયકષાય અંતરના નિર્મૂળ કરવા, વૃત્તિનો ક્ષય કરવા પુરુષાર્થ કરવો.

"એહી નહિ હૈ કલ્પના, એહી નહિ વિભંગ;
જબ જાગેંગે આતમા, તબ લાગેગે રંગ."

દીવાથી દીવો થશે. આપ્તપુરુષ એ દીવો છે. તેમાં વૃત્તિ, પરિણામ કરવાથી દીવો થશે.

આળસમાં, પ્રમાદમાં, ગફલતમાં જાય છે. "પગ મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે અને માથે મરણ રહ્યું છે; એ વિચારી આજના દિવસમાં પ્રવેશ કર." કાલ કરતો હોય તો આજ કર. કાળનો વિશ્વાસ નથી.

આત્મા જોવો હોય; પણ ગુરુગમ વિના શી રીતે જોવાય? ત્યાં તો તાળાં દીધાં છે. એટલે ચાવી વગર દરવાજા શી રીતે ખૂલે? 'પાવે નહિ ગુરુગમ વિના, એહી અનાદિ સ્થિત.' આ વાત ત્રિકાળમાં ફરે એમ નથી. ગુરુગમ જોઈશે જ.

***

તા. ૧૭-૧૧-૧૯૩૪

મોટામાં મોટા શત્રુ પાંચ વિષય અને ચાર કષાય છે. તેના પ્રત્યે કટાક્ષદૃષ્ટિ રાખવી.

છ બારીઓવાળા એક મકાનમાં ઊભા રહી આખો દિવસ એક મૂકી બીજી, બીજી મૂકી ત્રીજી, એમ બારીઓમાંથી બહાર જ જોયા કરે તો અંદર શું છે તે દેખાય નહિ. તેમ પાંચ ઇન્દ્રિયો અને મનથી આત્મા બાહ્ય વિષયમાં જ રત રહે છે ત્યાં અંદર શું છે તે શી રીતે જણાય? ઊભો છે અંદર, પણ દૃષ્ટિ છે બહાર. તે દૃષ્ટિ અંદર કરવી. આત્મા જોવો. તો પોતાની વિભૂતિ સર્વ જણાય.

પોતાની વસ્તુ તો આત્મા છે સંકલ્પ-વિકલ્પ આદિ પોતાનાં નથી. આત્મા જુઓ, અંતરમાં જુઓ. બહાર જોવાથી બંધન થયાં છે. મહેમાન છે, પરોણો છે 'વાની મારી કોયલ,' એકલો છે, એકલો જશે. અત્યારે પણ હેડમાં છે. મહાપુણ્ય તે મનુષ્યભવ મળ્યો છે. બંધનથી છૂટવાનો ઉપાય તે સત્સંગ અને સત્પુરુષનો બોધ છે. આત્માની વાત, વિચાર તે મનુષ્ય ભવમાં થાય છે કોટિભવ નાશ થાય છે.

બધું કલંક છે, સંજોગ છે, નાશવંત છે. એકલો આવ્યો ને એકલો જશે. હવે આત્માની સગાઈ કરો, તેને ઓળખો. સદ્‌ગુરુ વિના જ્ઞાન નથી.

તમે સિદ્ધ સમાન છો, આત્મા છો ભાઈ નથી, બાઈ નથી પર્યાયદૃષ્ટિ ન દીજીએ જ્યા દૃષ્ટિ નાખો ત્યા આત્મા જોવો જગત આત્મારૂપ જોવામા આવે તો કેવુ થઈ જાય! પણ ગુરુગમ જોઇએ વિષયકષાય તે તું નહિ તું તો આત્મા છુ તારુ એ કંઈનથી, એ તો સબંધ છે સબંધ છે તે છૂટી જાય આત્મા છે, ભાવ છે, ઉપયોગ છે—દરેક પાસે

ખામી શાની છે? ભાન નથી તેની દૃષ્ટિ ફેરવ્યે જ ભાન થાય વિકારવાળી દૃષ્ટિ થાય ત્યા વૈરાગ્યવાળી દૃષ્ટિ કરવી જોઇએ તે જ પુરુષાર્થ કર્તવ્ય છે

***

તા ૩૦-૧૧-૧૯૩૪

'નહિ, નહિ, નહિ' કરતા બાકી રહે તે તું

જેને જોવો છે તેના ઉપર ભાવ કરો તો તેવું પરિણમન થાય ઉપયોગની બહુ જરૂર છે ઉપયોગ ઓળખાણુ પાડે છે આ જડ અને આ ચૈતન્ય, એમ ઓળખાણુ નથી

સર્વ ભૂલમા મૂળ ભૂલ શુ? મિથ્યાત્વ સસારનું મૂળ મિથ્યાત્વ છે જડને પોતાનું માનવું તે મિથ્યાત્વ વસ્તુની ઓળખાણુ નથી હોય એ કહેવાણુ નહીં અને બીજુ કહેવાણુ એ મૂળ ભૂલ, તે જ અજ્ઞાન આત્મા સત્ છે તેને બદલે મિથ્યા જગત છે તેને સત્ કહે છે આત્મા જોવાણો હોય તો જ્ઞાન કહેવાય અન્યને પોતાનું માનવું અને પોતાને ભૂલી જવો, છે બીજુ અને જોવુ બીજ, એ ભૂલ નહિ? આત્મા વગર આ બધુ જોવાય? માટે એને જુઓ એના ઉપર ભાવ થાય તો તરત પરિણમે જ એ જ જીવને કાળજી રાખવાની જરૂર છે એને સભાળવો, સ્મરણમા યાદ લાવવો, એમા ને એમા ચિત્ત રાખવું આજ કર્તવ્ય છે ચેતવા જેવું છે દગો છે આ બધુ સાચુ નથી માયાની રોશની અસલ નથી, બનાવટ છે, પતગનો રગ છે, મજીઠનો નથી જીવને સમજણ હોય તો મજીઠનો રગ લાગે આ કર્તવ્ય છે 'કર વિચાર તો પામ' વાત ચમત્કારિક છે!

'આત્મસિદ્ધિ'મા બહુ વાત કરી છે

"છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ,
નહિ ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ"

જેને દેહાધ્યાસ છૂટયો તે કરે છે છતા નથી કરતા—ખાય છે છતા નથી ખાતા, બોલે છે છતા નથી બોલતા, ભોગ ભોગવે છે છતા નથી ભોગવતા—આ આશ્ચર્ય તો જુઓ! ત્યારે એને ભેદજ્ઞાન થયું ને? છે જગતમા અને જગતમા નથી, છે દેહમાં અને દેહમા નથી! એ સમજણમા ફેર પડી ગયોને!

આ તો 'સુખ આવ્યું, દુ ખ આવી પડયુ, પૂજા થઈ, સત્કાર થયો, વ્યાધિ આવી, મરણ આવ્યું' એમ માની બેઠો ત્યા કર્તાભોક્તા થયો કેવો છે પોતે? સિદ્ધ સમાન—નહીં નાનો, નહીં મોટો દૃષ્ટિ મેલીશ? માત્ર દૃષ્ટિની ભૂલ છે આ ભૂલ નથી નીકળી. બાળકની પેઠ બહાર

જુએ છે; આ નથી જોતો. પર્યાય દેખીને તેને આત્મા માન્યો. 'ઘરડો છું, દુખિયો છું'—એ બધું ખોટું માન્યું છે. તું મોક્ષસ્વરૂપ છો.

" એ જ ધર્મથી મોક્ષ છે, તુ છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ. "

તું આવો નથી. બાધાપીડારહિત, અનંત જ્ઞાનદર્શનવાળો તું છું વિશ્વાસ આવશે? ખોટું એને સાચું માનવુ એ કેવી મોટી ભૂલ! મૂળ વસ્તુ વિચારી નથી. અજર, અમર, અવિનાશી, શાશ્વતો! નથી સ્ત્રી, નથી પુરુષ એવો તું આત્મા છું. અમે કહીએ છીએ તે સાચું માન. વિચાર આવ્યો તો આનંદ આનંદ થઈ જાય.

" શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ, સુખધામ;
બીજું કહિયે કેટલું? કર વિચાર તો પામ. "

આ ત્રણ ગાથાઓમાં આમ પકડાવી દીધો છે મરણકાળે આ ત્રણ ગાથાઓમાં ઉપયોગ જોડાયો તો કામ થઈ જાય. એનો ભેદી મળે અને પકડ થાય, વિચાર કરે તો પામે, સમાધિ-મરણ આવે.

એક દિવસ દેહ તો પડશે, મરણ તો આવશે ત્યારે જોઇ લો! જિહ્વા સુકાઈ જશે, કાને સંભળાશે નહિ, આંખની સત્તા જતી રહેશે. અધૂરાં મૂકીને આવ્યો છે, અધૂરાં મૂકીને જવાનો. બધા ગયા મૂકી મૂકીને. કાળ કોઈને છોડે છે?

અહોભાગ્ય, અવસર આવ્યો છે. આ ચમત્કારિક ગાથા આત્માને સમજવા માટે છે. લોક-દૃષ્ટિમાં કાઢી નાખ્યું અલૌકિક દૃષ્ટિએ ના જોયું મરણની વેદની છે ત્યાં બોધ સાંભરી આવે તો કામ થઈ જાય. આવું દુ:ખ ભલેને રહ્યું. પણ મારુ તો આવું—શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયં-જ્યોતિ, સુખધામ, એવું—આત્મસ્વરૂપ છે. વેદની, રોગ, મરણ કોઈ મારાં નથી. એને જોનાર-જાણનાર જુદો પડયો—ભેદ વિજ્ઞાનથી. 'કર વિચાર તો પામ.'

રોગ તો જ્ઞાની અજ્ઞાની બન્નેને ભોગવ્યે જ છૂટકો છે. પરંતુ જ્ઞાની કહે છે: "આથી બમણી વેદની આવને, તારા ઘરમાં હું રહીશ ત્યારે ને? ક્ષમા, સહનશીલતા, સંતોષ, ધીરજ, સમતા એ સુંદર આત્માના ઘરમાં હું રમણ કરીશ. પછી વેદની મને શું કરવાની છે? જ્ઞાની ભેદવિજ્ઞાનથી પરમાં પરિણમી જતા નથી. પરંતુ જ્ઞાતા-દ્રષ્ટા—સાક્ષી રહે છે. ન્યારા ને ન્યારા રહે છે.

***

તા ૨૬–૧૨–૧૯૩૪

આત્મા એ આખા જગતમાં સર્વોત્કૃષ્ટ વસ્તુ છે. આત્મામાં જે સુખ છે તે સંસારમાં ક્યાંય નથી ઇન્દ્રનાં, ચંદ્રનાં સુખ પણ નાશવંત છે, માયા છે. ખરા સુખી એક જ્ઞાની છે. તે આત્મામાં રમણતા કરી રહ્યા છે. જ્ઞાની પાસે દિવ્યચક્ષુ છે. તેથી તે આત્મા જુએ છે અન્ય જીવો બાહ્યદૃષ્ટિથી પર્યાયને જુએ છે. ચર્મચક્ષુથી આત્મા જોવાય નહિ.

આત્મા જોવાય શી રીતે?

પૂર્વકર્મ અને પુરુષાર્થથી પૂર્વકર્મ છે તો આ મનુષ્યભવ મળ્યો છે, સત્સ ગ, સત્પુરુષનો જોગ આ બધુ મળ્યું છે તેથી હવે લાગ આવ્યો છે તૈયાર થઈ જાઓ પુરુષાર્થ કરો સત્ અને શીલ એ પુરુષાર્થ છે

શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, અનત સુખમય મોક્ષસ્વરૂપ પરમાત્મા-સિદ્ધ-સમાન સર્વ જીવો છે જ્ઞાનીની ભક્તિસહિત સત્સગમા આત્માની વાત સાભળવી એ પુણ્યનુ કારણ છે-કોટિ કર્મનો નાશ થાય છે માટે પુરુષાર્થ કરો ઝબકે મોતી પરોવી લો મરણ તો બધાને એક વખત આવશે તે પહેલા ચેતી જાઓ 'समय गोयम मा पमाए' એ વાક્ય ચમત્કારિક છે સમય માત્ર પ્રમાદ કર્તવ્ય નથી

***

તા ૨૭-૧૨-૧૯૩૪

શા શાશ્વતા સુખ આત્માના છે! કહ્યા કહેવાય તેવા નથી! ઈન્દ્ર, ચક્રવર્તી આદિના સુખ, સર્વાર્થસિદ્ધિના સુખ પણ કઈ હિસાબમા નથી સાસારિક સુખ બધા નાશવત છે, પરાધીન છે આત્માનુ સુખ અનત છે, સ્વાધીન છે મોહનુ પ્રાબલ્ય એટલુ બધુ છે કે આ શ્રદ્ધા અચળ થવા દેજ નહિ મનુષ્યભવની દુર્લભતા કેટલી બધી છે? ભાવ ફર્યા તો કેવળજ્ઞાન! તે મનુષ્ય-ભવમા જ થાય છે માટે આ મનુષ્યભવ સફળ કરી લેવા જાગૃત થાઓ, જાગૃત થાઓ

આ રોગ થયો છે, અશાતા વેદનીનો ઉદય થયો છે તે વખતે જો એવી સમજ રહે કે 'આ રોગ તો દેહમા થાય છે, તે તો કર્મ છે તેને જોનાર-જાણનાર એવો હુ તો આત્મા છુ હુ તો રોગાદિથી કેવળ ન્યારો છુ તે કર્મ ખપે છે ત્યા મને થાય છે, એમ મારે કર્તવ્ય નથી જ્ઞાનીએ જોયો છે, અનુભવ્યો છે એવો આત્મા તે મારો છે, તે હું છું તે તો રોગાદિથી કદી પણ વિનાશ પામવા યોગ્ય નથી,' આવી સમજ રહે, પોતાને દેહાત્મબુદ્ધિ છૂટી જ્ઞાતા દ્રષ્ટા ભાવ રહે તો કર્મક્ષય થાય પણ જો પોતાને થાય છે એમ માને, હર્ષ શોકયુક્ત થાય તો તે દેહાત્મ-બુદ્ધિથી નવીન એવી અનત અશાતાનો બધ પાડે સમજ મોટી વાત છે ભેદવિજ્ઞાન કર્મઅરિને છેદવા પ્રબળ અસિધારા છે

***

તા ૨૫-૧-૧૯૩૫

રાગ-દ્વેષ અને મોહ એણે આખા જગતને વશ કર્યું છે જન્મ-મરણ કરાવનાર મોટામા મોટા શત્રુ એ છે કોના ભાર છે કે એનો જય કરી શકે? એક વીતરાગે એ અનાદિકાળના શત્રુ—રાગદ્વેષ અને મોહ-તેનો ચોટલો ઝાલીને ઝીક્યા છે ચૂરેચૂરા કરી નાખ્યા છે ધન્ય છે તે અરિહત વીતરાગને!

"ફાળુ ફાળુ કરતા અનતકાળ વ્યતીત થયો, છતા સિદ્ધિ થઈ નહિ"

તો કર્મ હવે ન બધાય તે માટે શુ કરવું? જ્ઞાની પાસેથી ચાવી શુ મળી છે જેથી કર્મબધ ન થાય? सम्मद्दिठी न करेइ पाव ચિંતામણિ જેવો આ મનુષ્યદેહ મળ્યો છે તેમા

ચહાય તે કરી શકાય છે. કોઈ એક ભેદી મળવો જોઈએ તેનાથી સમજણ આવવી જોઈએ. 'જ્ઞાની શ્વાસોચ્છ્વાસમાં કરે કોટિ કર્મનો છેદ' समयं गोयम मा पमाए–સમય માત્રનો પ્રમાદ કર્તવ્ય નથી

જીવ ઊંઘમાં છે, તેથી કર્મ બંધાય છે. જાગૃત થાય તો કર્મ બંધાય નહીં. "હે! જીવ, પ્રમાદ છોડી જાગૃત થા, જાગૃત થા. નહીં તો રત્નચિંતામણિ જેવો આ મનુષ્યદેહ નિષ્ફળ જશે."

કર્મ ન બંધાય તેનો ઉપાય હશેને? 'હું' ને 'મારું' જ્યાં મનાય છે ત્યાં કર્મ બંધાય છે. 'હું' ને 'મારુ' જેને ટળી ગયું છે તેને કર્મબંધ થતો નથી. આંટી પડી ગઈ છે તેને ઉકેલવી પડશે. યોગ્યતા નથી, નહીં તો આંખ મીંચીને ઉઘાડીએ એટલી વારમાં સમકિત થાય છે. પણ સિંહણનું દૂધ માટીના વાસણમાં રહી શકે નહીં. સોનાનું વાસણ જોઈએ. માટે યોગ્યતા લાવો.

યોગ્યતા એટલે સદાચરણમાં વર્તો. સદાચરણ તે સત્ શીલ અને આત્મભાવના–તે પુરુષાર્થ કર્યા કરો.

ચર્મચક્ષુથી જોવાય છે. તે મૂકીને દિવ્ય ચક્ષુ જોઈએ. 'જગત આત્મારૂપ જોવામાં આવે'—આત્મા પહેલો હોય તો જગતમાં આ બધું જોવાય-જણાય છે. આત્મા ન હોય તો આ બધાં મડદાં છે તે આત્મા યથાર્થ તો અનંતા જ્ઞાની જે મોક્ષે ગયા, સિદ્ધ થયા તેમણે જાણ્યો છે. તેવો જ યથાર્થ આત્મા જ્ઞાની એવા સદ્ગુરુએ જાણ્યો છે. તેવોજ સિદ્ધ સમાન શુદ્ધ મારો આત્મા છે, તેજ મારું સ્વરૂપ છે. તેથી અન્ય આ જગતમાં કાંઈ મારું નથી. એમ 'આતમભાવના ભાવતાં, જીવ લહે કેવળ જ્ઞાન રે.'

'વૃત્તિને ક્ષય કરવી'. 'ક્ષણે ક્ષણે પલટાતી સ્વભાવવૃત્તિ નથી જોઈતી'. સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઉપાય ભક્તિ છે, સ્મરણ છે. શ્રવણ કરવું તે પણ ભક્તિ છે. સ્મરણ છે તે હરતાં, ફરતાં, દરેક કામ કરતાં કરવાથી પણ ભક્તિ છે, આસ્રવમાં પણ સંવર થાય છે. ક્રોધ વખતે પણ આત્મા છે એમ સંભારાય; વઢવાડ થાય, તકરાર થાય, માંદો થાય, રોગ આવે—બધી વખતે 'આત્મા છે' એમ આત્મા જોવાય તો કામ થઈ જાય. બધાને જોનાર ને જાણનાર, બધાથી ન્યારો ને ન્યારો જ છે તે જ આત્મા છે. તે મેં જાણ્યો નથી, પણ અનંતા જ્ઞાનીઓએ અને સદ્ગુરુએ જાણ્યો છે તે મારે માન્ય છે, એમ દૃઢ કરવા યોગ્ય છે.

"હોત આસવા પરિસવા, નહિ ઈનમેં સંદેહ;
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહ."

એમ હરતાં ફરતાં આસ્રવમાં પણ આત્મા સંભારાય તો સંવર થાય છે. જ્ઞાની પાસે એવી ચાવી છે કે દરેક પ્રસંગમાં—હાલતાં ચાલતાં, બેસતાં ઊઠતાં, પગ મૂકતાં આત્મા જોવાય છે. "જગત આત્મારૂપ જોવામાં આવે, જે થાય તે યોગ્ય જ માનવામાં આવે". રોગ આવે, મરણ આવે તોપણ જ્ઞાનીને મહોત્સવ છે. યોગ્યતા આવ્યે ચાવી મળે તો આત્મા દેખાય. 'માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ'. આત્મા સંભાળાય, સ્મરણ, ભક્તિ, એક શબ્દ 'આતમભાવના ભાવતાં જીવ

લહે કેવળ જ્ઞાન રે' એમ સ્મરણમા ઉપયોગ જોડાય તો કોટિ કર્મ ખપે છે એક શબ્દ સત્સગમા સાભળતા દશ હજાર વર્ષનું નરકનું આયુષ્ય તૂટે છે અને દશ હજાર વર્ષનું દેવનું આયુષ્ય બધાય છે

" રચના જિન ઉપદેશકી, પરમોત્તમ તીનુ કાળ,
ઈનમે સબ મત રહત હૈ, કરતે નિજ સભાળ. "

પારકી પચાત મૂકી જિન એટલે આત્માનો ઉપદેશ ત્રણ લોકમા ઉત્તમ છે તેને સાભળ અને કર લે નિજ સભાળ

" જિન સોહી હૈ આતમા, અન્ય હોઈ સો કર્મ,
કર્મ કટે સો જિનબચન, તત્ત્વજ્ઞાનીકો મર્મ '

જિન છે એ આત્મા છે અન્ય સર્વ જગતમા દેખાય છે તે પુદ્ગલ છે, કર્મ છે જિનવચન, જ્ઞાનીના વચન કર્મ કાપવામા સમર્થ છે એ તત્ત્વજ્ઞાનીનો મર્મ છે

" જબ જાન્યો નિજરૂપકો, તબ જાન્યો સબ લોક,
નહિ જાન્યો નિજરૂપકો, સબ જાન્યો સો ફોક "

'આખા ગામની ફોઈ', 'પચાતિયાના છોકરા ભૂખે મરે' એમ વિકથામા કાળ ગુમાવી દેવામા પોતાના રૂપને જાણ્યું નહિ તેથી જે જાણ્યું તે બધુ ફોક હવે તો તારા આત્માને સભાળ પર વસ્તુને સગ્રહીને બેઠા છો તે ચોર છો પોતાની વસ્તુ સભાળો સર્વ જીવ પ્રત્યે મૈત્રીભાવ, પ્રમોદભાવ, મધ્યસ્થભાવ, કરુણાભાવ ભાવો હાલતા ચાલતા આત્મા જુઓ, સ્મરણ કરો

" એહિ દિશાકી મૂઢતા, હૈ નહિ જિનપે ભાવ,
જિનસે ભાવ બિનુ કબૂ, નહિ છૂટત દુખદાવ "

ભાવ જગતમા છે તે ઉઠાવી જિન, શુદ્ધ આત્મા ઉપર કરો. જિન ઉપર ભાવ નથી, આત્મા જોવા લક્ષ નથી એ જ દિશાની મૂઢતા છે આત્મા સભાળો તે ઉપર ભાવ વગર દુખદાવ છૂટશે નહિ

" વ્યવહારસે દેવ જિન, નિહચેસે હૈ આપ,
યેહિ બચનસે સમજ લે, જિન-પ્રવચનકી છાપ "

વ્યવહારથી જિન એ દેવ છે નિશ્ચયથી 'આપ'—શુદ્ધ એવો પોતાનો આત્મા એ જ દેવ છે એ વચનથી જિન પ્રવચનની છાપ સમજી લે

પરમ કૃપાળુદેવના આવા નાના નાના ટૂકડામા એવા એવા મર્મ ભર્યા છે, પણ ઘોળીને પી જવાયા નથી તોપણ વિશ્વાસ અને પ્રતીતિ રાખશે એવા હજારો જીવોનું પણ કામ થશે.

હાલતા ચાલતા, હરતા ફરતા, એક પગલું પણ ભરતા, ગમે તો આસ્રવમા પણ જો આત્મા જોવાશે તો સમાધિમરણ થશે જોનાર ને જાણનાર આત્મા બધાથી ન્યારો ને ન્યારો જે રહે છે તે અજર છે, અમર છે, અવિનાશી છે એ જ્ઞાનીએ જાણ્યો છે, એવો જ મારો આત્મા છે તે મારે માન્ય છે તેને સભાળવો

***

આણુ, તા ૨૬-૩-૧૯૩૫

આત્માનું અનંત સુખ છે. આત્માને ગવેષવો. તેનો વિચાર કર્યો નથી. નિવૃત્તિમાં આત્મવિચાર અને અપૂર્વ આત્મલાભ થઈ શકે છે. જ્ઞાનીઓ એટલા માટે નિવૃત્તિને જ ઈચ્છે છે

***

આણુ, તા. ૨૯-૩-'૩૫, ફાગણ વદ ૯, ૧૯૯૧

'શ્રીમદ્ રાજચંદ્ર'માંથી પત્રાંક ૪૩૧ નું વાંચન :—

"આત્માપણે કેવળ ઉજાગર અવસ્થા વર્તે અર્થાત્ આત્મા પોતાના સ્વરૂપને વિષે કેવળ જાગ્રત હોય ત્યારે તેને કેવળજ્ઞાન વર્તે છે એમ કહેવું યોગ્ય છે, એવો શ્રી તીર્થંકરનો આશય છે."

ઉજાગર અવસ્થા એટલે શું ?

સત્પુરુષના એકેક વાકયમાં અનંત આગમ સમાયાં છે. આ પત્રમાં ગહન અર્થ રહ્યો છે. સર્વ જીવો મોહનિદ્રામાં ઊંઘે છે. જ્ઞાની જાગૃત થયા છે. જડ અને ચેતન બે પદાર્થો જ્ઞાનીએ જુદા જાણ્યા છે.

અનાદિથી આ જીવ મોહનિદ્રામાં સૂતો છે. જ્યાં જ્યાં જન્મ્યો છે, ત્યાં ત્યાં લોલીભૂત, તદાકાર થઈ ગયો છે. દેહને પોતાનો માની તેની સાથે એકાકાર થઈ વર્ત્યો છે. સંજોગ છે તેમાં હું ને મારાપણું જ્યાં ત્યાં કરી બેઠો છે. હું વાણીઓ છું, પાટીદાર છું, બ્રાહ્મણ છું, સ્ત્રી છું, પુરુષ છું, સુખી છું, દુઃખી છું, દરજી છું, સુથાર છું એમ સંજોગ અને ધંધાને લઈને જે નામ પડયાં તેમાં હું ને મારાપણું કરી બેઠો છે. શું આ આત્માનું સુખ છે ? આત્માનું સુખ તો અનંત છે. તે જ્ઞાનીએ જાણ્યું છે.

"હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?"

આત્માની સંભાળ કદી લીધી નથી. એને સંભાળ્યો નથી. હવે ચેતી જવા અવસર આવ્યો છે. મનુષ્યભવ મહા દુર્લભ છે. આત્માની ઓળખાણ વગર અનંત ભવ ગયા. આ ભવમાં ઓળખાણ કરી લેવા અવસર આવ્યો છે. શીલવ્રત મહાવ્રત છે. સંસારસમુદ્રને કાંઠે આવી પહોંચેલાને તે વ્રત આવે છે, 'નીરખીને નવયૌવના લેશ ન વિષયદાન'-એ પદ અલૌકિક છે.

"પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન."

યોગ્યતા વિના અટકયું છે. ગુરુગમની સર્વ જીવોને જરૂર છે. તે વિના તાળાં ઊઘડે નહિ સત્પુરુષની પ્રતીતિ, શ્રદ્ધા, વિશ્વાસની ખામી છે.

"આત્મભ્રાન્તિ સમ રોગ નહિ, સદ્‌ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુ-આજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન."

'આત્મસિદ્ધિ' ચમત્કારિક છે ! લબ્ધિઓથી ભરેલી છે. મંત્ર સમાન છે. માહાત્મ્ય સમજાયું નથી. છતાં દરરોજ ભણવામાં આવે તો કામ કાઢી નાખે તેમ છે.

કેવળજ્ઞાન, પરમાર્થ સમ્યકત્વ, બીજરુચિ સમ્યકત્વ તો શું પણ માર્ગાનુસારીપણું પણ

હજી આવ્યું નથી તો સમકિતની શી વાત ? છતા સમકિત સરલ છે, સુગમ છે, સહેલુ છે 'सवणे नाणे विन्नाणे' સત્સંગમા પરોક્ષ આત્માની શ્રદ્ધા થાય છે તેમાથી પ્રત્યક્ષ થાય છે' પ્રથમ પરોક્ષ કરવા સત્સંગ, સદ્બોધની જરૂર છે

***

આબુ, તા ૩૧-૩-૧૯૩૫

'જે જાણું તે નવિ જાણુ, નવિ જાણ્યું તે જાણું'—જાણવા યોગ્ય એક આત્મા છે અન્ય સર્વ છાડવા યોગ્ય છે

હરતા ફરતા, બોલતા ચાલતા, જ્યા નજર પડે ત્યા એક આત્મા જોવાય તો કામ થઈ જાય પરોક્ષ પણ માન્યતા એમ રહે કે મે નહિ પણ મારા જ્ઞાનીએ તો આત્મા જોયો છે, બસ તેવો જ મારે માન્ય છે આત્મા સિવાય અન્ય કાંઈ મારુ નથી એમ પરોક્ષ લક્ષ રહે તો તેમાથી પ્રત્યક્ષ થઈ જશે

સંસાર આખો ત્રિવિધ તાપથી બળી રહ્યો છે તેમાથી બચાવનાર એક સમકિત છે તે કરી લેવા જાગૃત થવા આ અવસર આવ્યો છે તેની ભાવના રાખવી

સંત પાસેથી જે કંઈ સમજ મળે તે પકડી તે પ્રમાણે વર્તવા લક્ષ રાખવો વીસ દુહા, ક્ષમાપના—આટલું પણ જો સંત પાસેથી મળ્યું હોય તો ઠેઠ ક્ષાયિક સમકિત પમાડશે, કારણકે આજ્ઞા છે, તે જેવી તેવી નથી જીવે પ્રમાદ છોડી યોગ્યતાનુસાર જે જે આજ્ઞા મળી હોય તે આરાધવા મંડી પડવું, પછી તેનું ફળ થશે જ

સત્ અને શીલ એ યોગ્યતા લાવશે અને છેવટમા કહી દઉ ? આ છેલ્લા બે અક્ષર ભવસાગરમાથી બૂડતાને તારનાર છે તે શુ છે ? તો ભક્તિ, ભક્તિ અને ભક્તિ સ્વરૂપભક્તિમાં પરાયણ રહેવું

***

આબુ, તા ૧-૪-૧૯૩૫

જ્યાસુધી કાયા સારી છે ત્યા સુધી ધર્મ કરી લો, પ્રમાદ કર્તવ્ય નથી મનુષ્યભવ મહા દુર્લભ છે એકલો આવ્યો છે અને એકલો જશે એક ધર્મ સાથે છે માટે ચેતી જાઓ. આવો જોગ ફરી મળવો દુર્લભ છે આ શરીર સારુ છે, ત્યા સુધી તેનાથી કામ કરી લેવું ભક્તિ કરવામા આ મનુષ્ય દેહનો ઉપયોગ કરી લેવો આ હાડકા, ચામડા, લોહી એ કાંઈ આત્મા છે ? આત્મા અપૂર્વ વસ્તુ છે તેનું સુખ અચિંત્ય છે ખાતાંપીતા, હરતા ફરતા એક ચાવી આવી ગઈ છે એવા જ્ઞાની બખાતા નથી

ક્રોધ, માન, માયા અને લોભ એ મોક્ષમાર્ગમા જનારે મૂકવાના છે લાખ વર્ષનું ચારિત્ર હોય, પણ ક્રોધથી બળીને ભસ્મ થઈ જાય અને નરકે લઈ જાય એવો મહા વેરી ક્રોધ છે માન છે તે પણ મોટો વેરી છે વિનય એ ધર્મનું મૂળ છે વિનય છે, લઘુતા છે—છોટા છે તે

મોટા થશે. માયાથી મૈત્રીનો નાશ હોય છે. જે સરળ છે એ ધર્મ પામવાના ઉત્તમ પાત્ર છે. 'लोहो सव्व विणासणो' લોભથી સર્વ નાશ પામે છે. લોભ છૂટયો તેને સમકિત પામવાનું કારણ થાય છે. ચારે કષાયોનો વિસ્તાર કરવામાં આવે તો પુસ્તક ભરાય. મોક્ષમાર્ગમાં આગળ વધનારે તે બધા મૂકવાના છે.

હર્ષ–શોક કરવો નહિ બધાંને ચાલ્યા જવાનું છે. સંયોગ છે તેનો વિયોગ થવાનો જ છે આત્મા મરતો નથી. પર્યાયનો નાશ થાય છે. આત્મા અવિનાશી છે. તેની ઓળખાણ કરવાનો આ અવસર આવ્યો છે. દરરોજ નિયમિત ભક્તિ કરવી. વીસ દુહા, ક્ષમાપના, છ પદનો પત્ર, આત્મસિદ્ધિ, સ્મરણ, 'આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે' દરરોજ ફેરવવું. "અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાની પુરુષોએ દેશના પ્રકાશી છે." તેનો અર્થ વિચારવો. ચમત્કારિક છે! ભક્તિમાં મંડયા રહો.

આ કાળમાં એક સમકિત સુલભ છે, સહેલું છે. શ્રદ્ધા, પ્રતીતિ, વિશ્વાસથી પકડ કરી લો. કાળનો ભરૂંસો નથી; પંખીના મેળા છે. ધર્મ થાય તેટલો કરી લો.

***

આબુ, તા ૨–૪–૧૯૩૫, રાત્રે

'આત્મસિદ્ધિ' અને 'છ પદ'નો પત્ર ચમત્કારિક છે. લબ્ધિઓ પ્રગટે તેવું છે. રોજ ફેરવો તો પણ કર્મની કોડ ખપે છે. નવે નિધાન અને અષ્ટસિદ્ધિ એમાં રહી છે.

'રાંકને હાથ રતન'—બાળકને હાથ જેમ સોનામહોર હોય અને કાંકરો હોય તો બેય સરખાં છે; તેમ યોગ્યતા વિના, અધિકારીપણા વિના જીવોને તેનું માહાત્મ્ય સમજાતું નથી. અલૌકિક ભાવે, અલૌકિક દૃષ્ટિએ જોવું જોઈએ, તે જોવાતું નથી. કૃપાળુદેવે પ્રથમ ચાર જણને જ આત્મસિદ્ધિ આપી હતી, બીજા કોઈને વંચાવવાની, સંભળાવવાની, મુખપાઠે કરવા આપવાની મનાઈ હતી. માત્ર સોભાગ્યભાઈએ એનું માહાત્મ્ય જાણ્યું હતું આત્મા આમાં આવ્યો છે એમ તેમને સમજાયું હતું. અલૌકિક માહાત્મ્ય તેનું યોગ્યતા વિના લાગતું નથી. પાંચસો પાંચસો ગાથાઓનો સ્વાધ્યાય કરે તેના કરતાં આ સ્વાધ્યાય અલૌકિક છે! ઝવેરીને જ નંગની કિંમત હોય છે; બાળકને તેની કિમ્મત હોય નહિ.

આજ જેને હોય તેને મુખપાઠે કરવા આજ્ઞા મળી છે; કારણ કાળ કઠિન છે. યોગ્યતા આવે તો કામ થાય. જિજ્ઞાસા વધારો, ખામી દૂર કરો. જિજ્ઞાસા જોઈએ તેવી નથી. એનો જ ખપી થાય તો એક ગાથામાં પણ ચમત્કાર છે. તેનું માહાત્મ્ય સમજાય, અલૌકિક ભાવ આવ્યે. ઓહો! આ તો મારે મોઢે છે, એમ સામાન્ય કરી નાખી ભૂંડું કર્યું છે. ગહન અર્થથી ભરપૂર છે તે કોણે જાણ્યો છે?

"છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ;<br>નહિ ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ.

એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ,
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ "

તેનો વિચાર ક્યા કર્યો છે? 'કર વિચાર તો પામ' આ લબ્ધિવાક્ય છે

'જેહ લોકોત્તર દેવ, નમું લૌકિકથી,' એમ થયું છે અલૌકિક ભાવે નમવું જોઈએ, અલૌકિક ભાવે જોવું જોઈએ તેનું સામાન્યપણું થઈ ગયું છે તેથી અલૌકિક ફળ કેમ થાય?

"અનાદિ સ્વપ્ન દશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ, મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાની પુરુષોએ દેશના પ્રકાશી છે તે સ્વપ્ન દશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે એમ જો જીવ પરિણામ કરે તો સહજ માત્રમા તે જાગ્રત થઈ સમ્યગ્દર્શનને પ્રાપ્ત થાય"—સમ્યગ્દર્શન આમ સુલભ છે! પણ વિચાર નથી આવ્યો રોજ બોલી જાય છે, પણ ઊંડા ઉતરી વિચારતો નથી

લાખો કરોડો રૂપિયા હશે પરંતુ એક પાઈ પણ સાથે લઈ જવાનો નથી આમાનું કંઈ મુખપાઠે કર્યું હશે, રોજ ફેરવવાનું રાખ્યું હશે તો તે ધર્મ સાથે લઈ જશે

***

આબુ, તા ૪–૪–૧૯૩૫

ભેદવિજ્ઞાનથી શુદ્ધ આત્માની પ્રાપ્તિ થાય છે આવા હથિયાર છે, પણ લઈને વાપર્યા નથી ચોખા અને છોડા જુદા છે એમ જાણે છે તે છોડા મૂકીને ચોખાને પ્રાપ્ત કરે છે તેમ આત્મા અને કર્મ જુદા છે એવા ભેદજ્ઞાનના અભ્યાસથી શુદ્ધ આત્માની પ્રાપ્તિ થાય છે આત્મા મરતો નથી, બળતો નથી, છેદાતો નથી, ભેદાતો નથી આત્મા મરતો નથી એવો નિશ્ચય થઈ જાય તો કેવી નિરાંત થઈ જાય!

આ વચનો કાને પડે છે તે કેવા મહાભાગ્ય! કોટિ કર્મ અહીં ખપે છે આ ભક્તિ છે ભક્તિ એ જ ભવથી તારનાર છે મનુષ્યભવ મહા દુર્લભ તેથી જ કહ્યો છે વ્યાધિ થઈ નથી, વૃદ્ધાવસ્થા આવી નથી ત્યા સુધી આત્માની સંભાળ લઈ લે પૈસાટકા, માનમોટાઈ, મારુંતારું એ બધી રાખ છે પોતાનો એક આત્મા છે લાખો રૂપિયા એકઠા કરશો તોપણ અહીં મૂકીને જશો, કોઈ સાથે લઈ ગયા નથી અને લઈ જવાના નથી

કમાણીના ઢગલા અહીં સત્સંગમા થાય છે વચનો સંભળાય છે તે પ્રમાણે આત્મા પરિણમી જાય ત્યા કોટિ કલ્યાણ થાય છે એકલો આવ્યો છે, એકલો જશે લૂટલૂટ લહાવો લઈ લેવાનો આ જોગ આવ્યો છે! શુ કરીએ? અધિકારી નથી ખામી શાની છે? આ બધા ઊંઘે છે હજુ જાગતા નથી મોહનિદ્રામા ઊંઘે છે એ ખામી છે 'જબ જાગેગે આતમા, તબ લાગેગે રંગ' લૌકિક ભાવમા કાઢી નાખ્યું છે અલૌકિક ભાવ આવ્યો નહિ અનાદિથી ઊંઘમા ગયું હવે જાગ્રત થાઓ લૂટલૂટ લહાવો લઈ લો સમય માત્રનો પ્રમાદ કર્તવ્ય નથી 'समय गोयम मा पमाओ' ફટાક લઈને શીશી ફૂટી જાય તેમ દેહ છૂટી જશે.

'જાગ્યા ત્યાથી સવાર,' ભૂલ્યા ત્યાથી ફરી ગણો આત્મા તો મરવાનો છે નહિ. ત્યારે

તેની સંભાળ હવે લો. '[1]સંભ સબકી સંભાલો મૈં મેરી ફોડતા હૂં.' પોતાની—પોતાના આત્માની સંભાળ આટલો એક ભવ લો.

પાંડવોને શત્રુંજય પર્વત ઉપર શત્રુઓએ લોઢાનાં તપાવેલાં બખ્તરો પહેરાવ્યાં, ભયંકર ઉપસર્ગ કર્યો. પરંતુ પાંડવો દેહાધ્યાસ છોડી આત્મધ્યાનમાં તલ્લીન રહ્યા, આત્મધ્યાનમાં અચળ રહ્યા અને શિવપદને પામ્યા. પાંડવોએ શું કર્યું ? "આત્મા પોતાનો છે; તે તો અજર, અમર, દેહાદિ કર્મ નોકર્મથી ભિન્ન, જ્ઞાતા-દ્રષ્ટા, જ્ઞાન દર્શન ઉપયોગમય, શુદ્ધ બુદ્ધ એક સ્વભાવવાળો છે અને ઉપસર્ગ આદિ શરીરને થાય છે; આત્માને અને તેને આકાશ અને ભૂમિના જેટલું છેટું છે" એમ ભેદજ્ઞાનથી આત્મધ્યાનમાં અચળ રહ્યા.

આપણા ઉપર પણ એવા ઉપસર્ગો આવશે. મરણ તો એક કાળે બધાને આવશે. તો તે માટે તૈયાર થઈ જવું. ભેદજ્ઞાનનો અભ્યાસ કરવો.

સોનાને ગમે તેટલું અગ્નિમાં તપાવો તોપણ સોનાપણું તજતું નથી. તેમ જ્ઞાનીને રોગ, દુઃખ, કષ્ટ, ઉપસર્ગ, મરણ, આદિના ગમે તેટલા તાપ આવી પડે તોપણ પોતાનો જ્ઞાનસ્વભાવ તે તજતા નથી.

***

આબુ, તા. ૫-૪-૧૯૩૫

બોધની ખામી છે. સાંભળવાની જરૂર છે. સાંભળ સાંભળ કર્યે કોઈ વખત કરવા મંડી પડાશે અને કામ થઈ જશે.

એક રાજા મરણ પામ્યો. તેનો કુમાર નાની ઉંમરનો હતો. તેને મારી નાખી રાજ્ય લઈ લેવાની પિત્રાઈઓએ જાળ રચી. પ્રધાને રાણીને વાત જણાવી. રાણી કુમારને લઈ નાસી છૂટી. કોઈ ગામમાં ખેડુતને ત્યાં આવી રહી. તેનું કામ તે કરતી. કુમાર ખેડુતનાં વાછરડાં ચારવા જંગલમાં ગયો. વાછરડાં છૂટાંછવાયાં જંગલમાં જતાં રહ્યાં. કુમાર તેમને ખોળતો ખોળતો એક ગુફા પાસે આવી પહોંચ્યો. ત્યાં એક મુનિને જોયા. તે મુનિ કેટલાક શિષ્યોને બોધ આપી રહ્યા હતા. તે સાંભળવા કુમાર બેઠો. બોધ બહુ મીઠો લાગ્યો. 'આ બહુ સારું કહે છે, લાવ હુંય એમ કરું, એમ જ મારે કરવું છે' એવા ભાવમાં તેનાં પરિણામ ઉત્તમ થયાં વાછરડાં તો બધાં પાછાં વળી ગયાં હતાં. તે ગુફામાંથી નીકળી ઘર તરફ આવતો હતો. ભાવ પરિણામ બોધમાં હતાં, લેશ્યા ઉત્તમ હતી ત્યાં રસ્તામાં વાઘે પકડી મારી નાખ્યો. ઉત્તમ લેશ્યાના બળે મરીને દેવ થયો. ત્યાંથી આયુષ્ય પૂર્ણ થયે ધનાભદ્ર નામનો સુપ્રસિદ્ધ શ્રેષ્ઠીનો કુમાર થયો. તે ભવે ચારિત્ર પામી મોક્ષે ગયો.

---

૧. કેટલાક પુરબિયા ઉજાણી કરવા નદી-કિનારે ગયા હતા. દરેકે પોતપોતાનો જુદો ચોકો કરી રસોઈ કરી. પછી નદીમા નહાવા માટે બધા ગયા. નહાઇને પાછા આવ્યા ત્યારે એક પુરબિયાને શંકા પડી કે મારો ચોકો કયો હશે. તે નક્કી કરવા તેણે એક પથરો ઉપાડી બધાને કહ્યુ, 'સબ સબકી સંભાલો મૈં મેરી (હાડી) ફોડતા હૂં', એટલે સૌ પોતપોતાની હાડીઓ સંભાળી બેઠા. એટલે એણે પથરો નાખી દઇને પોતાનો ચોકો સંભાળી લીધો.

એક જ સત્સંગ થયો હતો પરંતુ ભાવ, પરિણામ તે સત્સંગમાં ઉત્કૃષ્ટ થવાથી કામ થઈ ગયું તેમ અહીં પણ સાંભળ સાંભળ કરતાં ભાવ પરિણામ તદ્રૂપ થતાં કામ થઈ જાય એવો મહા દુર્લભ સત્સંગ છે એવાં ભાગ્ય ક્યાંથી હોય કે જ્ઞાનીનાં વચનો કાને પડે? 'રાંકને હાથ રતન!'

***

આબુ, તા ૨૪-૪-૧૯૩૫

'શ્રીમદ્ રાજચંદ્ર'માંથી પત્રાંક ૫૭૦ નું વાચન.—

"અનિત્ય પદાર્થ પ્રત્યે મોહબુદ્ધિ હોવાને લીધે આત્માનું અસ્તિત્વ, નિત્યત્વ અને અવ્યાબાધ સમાધિસુખ ભાનમાં આવતું નથી"

સહજ સ્વરૂપ પોતાનું છે આ દેખાય છે તે તો અનિત્ય છે, પુદ્ગલ છે, જડ છે ત્યારે હવે કોઈ છે? બધાને જાણનાર અને જોનાર છે તે આત્મા છે તે નિત્ય છે તેનું ઐશ્વર્ય અનંત છે તેને કદી સંભાર્યો નથી તેની સંભાળ પડી મૂકી પારકી પંચાતમાં જગત આખું પડી ગયું છે

સહજ સ્વરૂપથી જીવ રહિત નથી પણ અસહજ થઇ ગયો છે અનાદિથી પોતાને ભૂલી ગયો છે મરણ આવશે. પોતાનું માનેલું બધું મૂકવું પડશે પોતાનું શું છે? તે ઓળખી લેવા આ મનુષ્યભવ એ દાવ આવ્યો છે

૦૦૦ ઠાકોર ગઈ કાલે આવ્યા હતા આ ય ઠાકોર છે, આ ય ઠાકોર છે બધા આત્મા છે કોઈ સ્ત્રી નથી, પુરુષ નથી, ઠાકોર નથી, આત્મા છે ગધેડાનું પૂંછડું પકડ્યું તે કેમ છોડાય? મતિ અને શ્રુત અજ્ઞાન તો હજામ જેવા છે તેની સલાહ લે છે પોતાનું પકડેલું મૂકવું કઠણ છે એ કરતાં તમે બધા ભાગ્યશાળી છો કે વસ્તુને પ્રાપ્ત કરેલ પુરુષને વળગ્યા છો જહાજની પાછળ નાવડાં જોડ્યાં હોય તો તે ઠેઠ જહાજ જાય ત્યાં જાય છે ગાડીની પાછળ ડબો જોડાયો, આંકડો ભરવાયો તો જ્યાં ગાડી જશે ત્યાં જવાશે. તેમ જેના હાથમાં દોર આવ્યો છે તે સંસારકૂપમાં ડૂબશે નહિ, પણ બહાર નીકળશે શ્રદ્ધા એ ધર્મનું મૂળ છે

*

આખો સંસાર ત્રિવિધ તાપથી બળી રહ્યો છે સર્વ જીવો જન્મમરણાદિ દુઃખમય પરિભ્રમણમાં રખડી રહ્યા છે ત્યાં હવે શું કરવું? તેમાંથી બચવા શું કરવું?

૧ મુમુક્ષુ—સત્સંગ.

૨ મુમુક્ષુ—સત્પુરુષની ભક્તિ

૩ મુમુક્ષુ—સત્પુરુષના આશ્રયે વાસનાનો ક્ષય કરવાનો પુરુષાર્થ

૪ મુમુક્ષુ—આત્માનો નિશ્ચય કરી લેવો

૫ મુમુક્ષુ—બાહ્ય અને અંતર પરિગ્રહને ત્યાગી જ્ઞાનીના ચરણમાં વાસ કરવો.

૬. મુમુક્ષુ—સદ્‌ગુરુએ આપેલું સ્મરણ તેમાં આત્માને જોડેલો રાખવો.

પ્રભુશ્રી—અપેક્ષાએ આપ સર્વનું કહેવું યોગ્ય છે. અને આપ સર્વ જે પ્રમાણે બોલ્યા છો તે પ્રમાણે કરશો તો કલ્યાણ થશે. પરંતુ સર્વથી મોટી વાત એક જ છે. તે અનંતા જ્ઞાનીઓએ કહેલી કહીશું, તે અમને પણ સંમત છે. 'सद्धा परम दुल्लहा' સત્પુરુષની શ્રદ્ધા એ સર્વથી મોટામાં મોટી વાત છે. જો તે થઈ ગઈ તો જપ, તપ, ભક્તિ કંઈ ન થાય તો પણ ફિકર નહિ. શ્રદ્ધા એ મહા બળવાન છે. શ્રદ્ધા છે ત્યાં જપ, તપ, ભક્તિ આદિ સર્વ છે જ. માટે એક શ્રદ્ધા આ ભવમાં અવિચળ કરી લેવી.

આ એક પકડ કરી લેશો તો કામ થઈ જશે. હજારો ભવ નાશ પામી જશે. દેવગતિ થશે. અનુક્રમે મોક્ષ થશે.

***

કૂળધર્મ કે કોઈ માનેલા ધર્મ મારા નથી. બધા સાથે લટકસલામ રાખવી. મારો ધર્મ આત્મા છે. સગાં કુટુમ્બી, પૈસાટકા કોઈ મારું નથી. ધર્મ એક મારો છે. તે મારી સાથે આવશે. રોગ થાય, વ્યાધિ થાય તો ય તેથી ભિન્ન, તેને જાણનાર એવો આત્મા જે સદ્‌ગુરુએ યથાર્થ જાણ્યો છે તે હું છું એમ આત્મભાવના રાખવી.

આજથી નવો અવતાર આવ્યો છે એમ જાણવું—જાણે મરી જઈ ફરી જન્મ્યા. હવે મફતિયું જોઉં. કાંઈ મારું નથી, તો તેમાં લેપાઉં નહીં. જે આવે તેને જોનાર–જાણનાર તેથી ભિન્ન હું છું, એમ માની મફતિયું જોઉં.

સત્સંગ અને બોધ એ બે મોટી વાત છે. તેની ઈચ્છા રાખવી. તેથી સમજણ આવે છે, સાચી પકડ થાય છે. સમભાવથી મોક્ષ થાય છે. સત્સંગ, બોધથી સમભાવ આવે છે.

***

આબુ, તા. ૫–૬–૧૯૩૫

જેણે સંકોચી લીધું છે તેને દેહમાંથી નીકળતાં વાર નહીં લાગે. જેણે જ્યાં ત્યાં પ્રેમ, પ્રીતિ, વાસના વિસ્તારી છે તે રિબાઈ રિબાઇને દેહમાંથી નીકળશે.

યોગ્યતાનું વર્ણન થાય તેમ નથી સત્ પુરુષાર્થ કર્યા રહો અને ધીરજ રાખો.

સંસારમાં દુ:ખ, દુ:ખ ને દુ:ખ છે. તમે આ નથી. તમે આ સર્વથી જુદા જ્ઞાતા–દ્રષ્ટા આત્મા છો. તેને માનો. આ રાખનાં પડીકાં ઉપર પ્રેમ, પ્રીતિ, મોહ ન કરો પ્રેમ જ્યાં ત્યાં ઢોળી નાખ્યો છે, તે સર્વ સ્થળેથી ઉઠાવી એક આત્મા ઉપર લાવો. તમે એકલા જ છો. સોય સરખી પણ તમારી સાથે આવશે નહિ. માટે પરવસ્તુઓને પર જાણી તે પ્રત્યેથી મોહ મટાડો. વિકારનાં સ્થાનોમાં વૈરાગ્ય થાય તેવી પુરુષાર્થ દૃષ્ટિ કરો.

***

આણુ, તા. ૬–૬–૧૯૩૫

આત્મા જોવો હોય તો બધામા આત્મા જોવાય નહી તો આ વાણીઓ, બ્રાહ્મણ, પાટીદાર, ઘરડો જુવાન, સુખી દુખી, રક ગજા, સ્રી–પુરુષ, સારોનરસો એમ જણાય ત્યા કર્મ બધાય આત્મા જોવાની દૃષ્ટિ થયે અબધ દશા થાય, 'માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ'

એ દૃષ્ટિ આવે કયાથી ? તો કે સત્પુરુષના બોધથી પુરુષાર્થ કર્યા વિના કઈ થતુ નથી તો દૃષ્ટિ ફેરવવાનો પુરુષાર્થ કરો લવ સત્સગનુ ય માહાત્મ્ય અલૌકિક છે સત્સગથી, સદ્‌બોધથી દૃષ્ટિ ફરે છે, હાડકા, ચામડા, લોહી, પરુ આદિ દુર્ગધમય દેહાદિ ઉપર વૈરાગ્ય આવે છે વૈરાગ્ય એ આત્મા છે વૈરાગ્ય, ઉપશમ એ મુમુક્ષુના હૃદયમાં સદાય જાગૃત હોય

ઠામ ઠામ આત્મા જોવો આસ્રવના કામમા સવર થાય, દૃષ્ટિ ફરી હોય તો

***

આણુ, તા ૭–૬–૧૯૩૫

દૃષ્ટિ ફેરવવાની જરૂર છે દૃષ્ટિ ફરે તો તેમ પરિણમાય 'કથા સુણી સુણી ફૂટયા કાન' 'ભણ્યો પણ ગણ્યો નહિ' બોલ્યો પણ ન બોલવા જેવુ કર્યું વિચાર કર્યો નહિ ખામી છે યોગ્યતાની, ભાવ ફેરવવાની ભાવ ફેરવી નાખે તો કમાણીના ઢગલા થાય ડગલું ભરે તો મુકામે જવાય બેઠો રહે અને ત્યાની વાતો કરે તો તેથી મુકામે જવાય નહિ ચાલવા ડગલુ ભરે તો મુકામ આવે 'સાકર, સાકર' કર્યે સ્વાદ આવે નહિ, મોમા મૂકયે સ્વાદ આવે તેમ સિદ્ધ સમાન છુ, અજર છુ એમ બોલ્યે કામ થાય નહિ ઠામ ઠામ દૃષ્ટિ પડતા ભેદ પડે, ઠામ ઠામ દૃષ્ટિ પડતા ભેદ પડે, ભેદજ્ઞાન હોય તો જ પરમા પરિણમાય નહિ ભેદજ્ઞાનથી ભેદ પાડવાનો પુરુષાર્થ ન કરે ત્યાસુધી આત્મામા પરિણમાય નહિ

દૃષ્ટિ દિવ્ય જોઇએ ચર્મચક્ષુથી માર્ગ દેખાય નહિ, દિવ્યચક્ષુથી માર્ગ દેખાય ભેદજ્ઞાન થાય. તે દિવ્યચક્ષુ, તે વિચાર છે તેની જરૂર છે સત્પુરુષનો બોધ પ્રાપ્ત થાય છે તેમા ઊંડા ઊતરો, વિચાર કરો ભાવ ફેરવી નાખો ઠામ ઠામ ભેદજ્ઞાનથી ભેદ પાડો શત્રુ મિત્ર, બાઈ ભાઈ સગા-સબધી, રોગ શોક, ક્રોધ, માન, સકલ્પ વિકલ્પ, વગેરે જે કઈ આવે છે તે સર્વને જાણનાર તેથી ભિન્ન એવો આત્મા જ્ઞાની સદ્‌ગુરુએ જાણ્યો તેવો હું છું આવે છે તે સર્વ જાય છે રોગ આવે, વેદની થાય, મરણ આવે તો પણ સર્વ જાય છે, તેને જોનાર હું જુદો છુ માત્ર તેને જોયા કરવું સજોગો સર્વ આવે છે તે જશે આત્મા કઈ જવાનો છે ? તે આત્મા મારો છે "ચદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાતિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઇ જાય છે, પણ કઈ ચદ્ર ભૂમિરૂપ કોઇ કાળે તેમ થતો નથી એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે કયારે પણ વિશ્વરૂપ થતો નથી, સદાસર્વદા ચૈતન્યસ્વરૂપ જ રહે છે"

એમ ભેદજ્ઞાનથી દિવ્યદૃષ્ટિએ જોવાય ત્યા કર્મ બધાય નહિ અને આત્માનું સુખ પ્રાપ્ત થાય માટે કરવા યોગ્ય તો એક જ છે તે શું ? તો કે પુરુષાર્થ પુરુષાર્થ કર્યા કરો, ઉદ્યમ કરો—કામ થશે જ. ભરત ભર્યું હોય તે જેટલું ભરાયું તેટલું તો કામ થયું જ તેમ પુરુષાર્થ

કર્યો તે અલેખે નહિ જાય. ધીરજ રાખવાની જરૂર છે છેલ્લી વાત, એક પુરુષાર્થ જ કર્તવ્ય છે.

સમજીને સમાઈ જાઓ. પારકી પંચાતમાં ખોટી થયો છે. તું તારી પંચાતમાં પડ. મન, વચન, કાયા તારી પાસે છે; તેને જેમનું કરાવે તેમનું કરે.

હવે તારી વારેવાર છે, એમ જ્ઞાની કહે છે.

એક સત્પુરુષ શોધો. તેમાં બધું આવી ગયું.

વેપારીઓ જેમ કહે છે કે માલ ભર્યો છે તેને હવે ભાવ આવ્યો છે તો વેચી નાખવાની જરૂર છે. તેમ જેવા ભાવ તેવા પ્રભુ ફળે. નરદમ પુરુષાર્થની જરૂર છે.

***

આબુ, તા. ૮–૬–૩૫

'શ્રીમદ્ રાજચંદ્ર'માંથી વાંચન :—

"ભાઈ, આટલું તારે અવશ્ય કરવા જેવું છે."

આત્માની વાત થાય છે. તે સિવાય બીજી વાત નથી. બાહ્ય આત્મા છે, અંતરાત્મા છે અને પરમાત્મા છે. તેની ઓળખાણ કરવી જોઇએ. આત્માને ચેતાવ્યો છે. અંતરાત્માથી વિચાર કરવાનો છે; પરમાત્માની ભાવના કરવાની છે. જડનો ભાવ તે ચેતન નહિ અને ચેતનનો ભાવ તે જડ નહિ.

સંજોગો મુકાય છે, પણ જીવપણું નહિ મુકાય. અજ્ઞાન શું છે ? પોતાના શુદ્ધ સ્વરૂપનું ભાન નહિ તે. પણ તેય આત્મા છે અજ્ઞાન તે આત્મા, જીવ તે આત્મા, ભાવ તે આત્મા. પણ જડનો ભાવ આત્મામાં છે ?

"ભાઈ આટલું તારે અવશ્ય કરવા જેવું છે."

આ શુદ્ધ આત્મા જણાવે છે. બીજી તો બધી માયા છે. માયા મૂકવી પડશે. માયાને મારું માન્યું છે તે મૂકવું પડશે. સંજોગ, સંબંધ મારા માન્યા છે તે મૂકવા પડશે. કેવળ એક આત્મા છે. તેની સામગ્રી જાણવી જોઇએ. સર્વને જાણે છે તે એક આત્મા છે. પોતાનો સ્વભાવ શો છે ? જાણવાનો. જેમ છે તેમ નથી જાણ્યો એટલે સ્વભાવ મૂકી વિભાવવાળો થયો. નિર્મળ પાણી ન રહ્યું મેલું રહ્યું. ત્યાં સંબંધ એ અનાદિ કાળનો મેલ છે. તેથી છૂટવું છે. સ્વભાવમાં આવવું. તે માટે બોધ જોઈશે, કાળજી જોઇએ.

જીવને જાણવું શાથી થાય છે ?

જપતપ કર્યાં, સાધન અનંત કર્યાં—

"યમ નિયમ સંજમ આપ કિયો, પુનિ ત્યાગ બિરાગ અથાગ લહ્યો;
વનવાસ લિયો, મુખ મૌન રહ્યો, દૃઢ આસન પદ્મ લગાય દિયો.
મનપૌન નિરોધ, સ્વબોધ કિયો, હઠજોગ પ્રયોગ સુતાર ભયો;
જપ ભેદ જપે, તપત્યૌંહિ તપે, ઉરસેંહિ ઉદાસી લહિ સબપેં."

"સબ શાસ્ત્રનકે નય ધારી હિયે, મત મંડન ખંડન ભેદ લિયે;
વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો."

આટલું બધું કર્યું ! આ મનુષ્યભવ દુર્લભ છે એવા મનુષ્યભવ પણ મળ્યા ત્યારે ખામી શી રહી ગઈ ?

" નહિ ગ્રંથમાંહી જ્ઞાન ભાખ્યુ, જ્ઞાન નહિ કવિચાતુરી,
નહિ મંત્રતંત્રો જ્ઞાન દાખ્યાં, જ્ઞાન નહિ ભાષા ઠરી
નહિ અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યુ, જ્ઞાન જ્ઞાનીમાં કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો "

જ્ઞાન તો જ્ઞાનીમાં જ કહ્યુ આત્મા આત્મામાં જ છે અત્યારે તો કર્મ, પ્રકૃતિ, સંબંધ, વેદ કહેવાય શુદ્ધ આત્મામાં જ્ઞાન કહેવાય એ સ્વરૂપ કેવી રીતે જણાય ?

આંખો હોય તો જણાય અંધારામાં દીવો હોય તો જણાય 'પાત્ર વિના વસ્તુ ન રહે' સિંહણનું દૂધ સોનાના પાત્રમાં જેમ રહે તેમ એટલી દશા, હદ જોઈએ

આત્મા જોવાય જ્ઞાનચક્ષુથી તે જ્ઞાનચક્ષુ કયા ? જ્ઞાનચક્ષુ આવ્યા શી રીતે ? અજ્ઞાની હતા તે જ્ઞાની શી રીતે થયા ? અજ્ઞાન ફીટીને જ્ઞાન થાય તે શી રીતે થાય ?

"ચંદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાન્તિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઈ જાય છે, પણ કંઈ ચંદ્ર ભૂમિરૂપ કોઈ કાળે તેમ થતો નથી એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે ક્યારે પણ વિશ્વરૂપ થતો નથી, સદા સર્વદા ચૈતન્યસ્વરૂપ જ રહે છે "

ચૈતન્યપણું આત્મામાં છે આ સંજોગ મળ્યા છે આ બધું જોવાય શાથી ? જ્ઞાનવિચારથી પ્રથમ શું જોઈએ ? સત્સંગ અને બોધ ભણ્યા તે વાંચી શકે, તેમ સત્સંગ અને બોધથી અજ્ઞાનના વાદળા ખસીને જ્ઞાનસૂર્ય દેખાય

દૃષ્ટિ તો ફેરવવી જ પડશે યોગ્યતાની ખામી છે યોગ્યતા મેળવવી જોઈએ યોગ્યતા કેમ મેળવાય ? યોગ્યતા સમજણ વિના મળે નહિ બોધ થાય ત્યાં સમજણ આવે ત્યાં યોગ્યતા આવે 'सवणे णाणे विण्णाणे' શ્રવણ કરતા વિજ્ઞાનપણું આવે

મુમુક્ષુ—શ્રવણ કરાવો

પ્રભુશ્રી—જ્ઞાનીએ કહેલું કહું અમે તો જ્ઞાનીના દાસ છીએ 'આત્મસિદ્ધિ શાસ્ત્ર' શ્રવણ કરવા અવકાશ મેળવવો જોઈએ અલૌકિક દૃષ્ટિએ સંભળાય, સામાન્યપણું ન થઈ જાય તે લક્ષ રાખવા યોગ્ય છે

" જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત "

સમજીને નમસ્કાર થાય એ જુદો 'જે સ્વરૂપ' તે આત્મા છે તે સમજ્યા વિના સૌ 'આત્મા' કહે છે તે ઓઘસંજ્ઞાએ જે સ્વરૂપ સમજ્યા વિના 'આત્મા, આત્મા' કહે છે તેના ભવ ઊભા થાય છે અને આ તો સમજીને કહે છે તો જન્મમરણ છૂટવાનો માર્ગ છે બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા અંતરાત્માથી વચનો લખાયા છે, તે અપૂર્વ છે ? તેને નમસ્કાર કરવા યોગ્ય છે

તમે આત્મા જોજો તમે ઘરડા–જુવાન, નાના મોટા, બાઈ ભાઈ એ ન જોશો; પણ આત્મા જોશો. એમ કરો તો ભાવ ફરી જાય. જ્યાં ભાવ ફરી જાય ત્યાં કામ થઈ જાય.

ધ્યાનમાં લેજો, આ વાત સામાન્ય કરી નાખશો નહિ. જે સ્વરૂપ સમજ્યા વિના અનંત દુઃખ પામ્યો, તે સ્વરૂપ સમજાવ્યું તેને નમસ્કાર. જ્યાં આત્મા જોયો ત્યાં સમદૃષ્ટિ કરવી પડી. સમજણમાં બીજું કર્યું. દૃષ્ટિ બીજી કરી. જેમ જેમ આત્મા જુઓ તેમ તેમ કર્મ ન બંધાય; નહીં તો રાગદ્વેષ, ઇષ્ટ–અનિષ્ટ થાય છે, તેથી કર્મ બંધાય છે.

વાત સમજણમાં છે. સમજ આવ્યે અને ધ્યાનમાં લેવાય ત્યારે આત્માની વાત સમજાશે. આત્મા પ્રત્યક્ષ કરવો છે. જ્ઞાનીને પ્રત્યક્ષ છે.

ભાવથી કલ્યાણ થવાનું છે.

"ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળજ્ઞાન."

ભાવ મોટી વાત છે. 'આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે'

આત્મા તે જ ગુરુ છે. નિશ્ચય ગુરુ પોતાનો આત્મા છે. એના સામી દૃષ્ટિ નથી આવી, ભાવ નથી આવ્યો; આવે તો કામ થઈ જાય

"જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં;
ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

એક ભેદી મળવો જોઈએ. તે જ સદ્‌ગુરુ ભગવંત છે. શાસ્ત્રમાં ગુરુગમ રહી ગઈ, તે ગુરુગમ અહીં કહેવાય છે.

અસંગ અપ્રતિબંધ એક આત્મા જ બતાવવો છે. એ ઉપર ભાવ જાય માટે એ ઉપર દૃષ્ટિ નખાવવી છે. અનાદિકાળથી આમાં ગૂંચવાઈ રહ્યો છે. તે ગૂંચાળામાંથી આત્મા ઉપર દૃષ્ટિ નખાવવી છે. દૃષ્ટિ ફેરવવાની જરૂર છે. જ્યારે ત્યારે મૂકવું પડશે.

વૃત્તિ ફરતી જ છે. હવે વૃત્તિને સ્થિર કરવી છે. બાહ્યવૃત્તિમાં રહી, બાહ્ય આત્મામાં રહી કામ શું વળે? આત્મામાં વૃત્તિ વળે, અંતર આત્મામાં પરિણામ થાય અને તેથી સેંકડો ભવ છૂટી જાય એમ કરવાની જરૂર છે. માટે સમાગમ, સત્સંગ, બોધ—એ મેળવવાની કામના રાખવી, એની ભાવના રાખવી. જીવ ખોટી થઈ રહ્યો છે બધેય. ક્યાંય ખોટી થઈ રહેવા જેવું નથી. એક આત્માને શાંતિ કરવી છે. 'શાંતિ પમાડે તેને સંત કહીએ.' ખોજતાં ખોજતાં મળી આવશે.

કાળ જાય છે. મનુષ્ય ભવ દુર્લભ છે. ક્ષણ લાખેણી જાય છે આત્મા જોયો નથી. જ્ઞાનીના શરણાથી ભાવ સારા થાય.

***

આબુ, તા. ૯–૬–૧૯૩૫

જગતમાં માયાનું સ્વરૂપ છે. તેની બધી વાતો કરી પણ એક આત્મા વિષે 'હું કોણ છું?

કયાથી થયો?' તે વાત મળવી દુર્લભ છે કાનમા પડે છે ત્યા પાપના દળિયાં નાશ પામે છે અને પુણ્ય બધાય છે

આત્માની વાત આમાં (આત્મસિદ્ધિમા) કહે છે તે હવે આપણે સાભળવી જોઈએ

વર્તમાન આ કાળમા મોક્ષમાર્ગ બહુ લોપ થઇ ગયો છે, મોક્ષમાર્ગ બહુ દુર્લભ થઈ પડયો છે પણ કોઈ આત્માર્થી, આત્માના ખપી હોય તેને માટે અહી કહીએ છીએ

આપણે જોઈએ છીએ તે બધું માયા, મોહ, કર્મ, સ્વપ્નું એ આત્મા ન હોય આત્મા હવે જણાવવો છે જે વિચક્ષણ હશે તે આ લક્ષમા લેશે. અહીં બે ઘડી બેસવાનુ થશે તેમા કોટિ કર્મ ખપી જશે બધુ મૂકવાનું છે, તે આપણુ નહિ આપણો તો આત્મા આત્માનું સુખ અનત છે તે સદ્‌ગુરુ જણાવે તો જણાય અને જન્મ-મરણથી મુક્ત થવાય આખુ જગત બાહ્યમા પડયુ છે, આત્મામા કોઈ નથી આત્માની ઓળખાણ કરવી છે આત્મા સિવાય હુકમ હોદ્દા, માન મોટાઈ કઈ પોતાનું નથી તે તો બધું મૂકવું પડશે દગો છે આ જીવને અનતા કાળથી પરિભ્રમણ થયું છે પણ ધ્યાનમા લીધું નથી અતરમા આત્મા છે મને કરી વિચાર કરે ત્યારે સમજ આવશે અતરમા આત્માનો વિચાર કરાવવો છે નહિ નહિ તું આ નહિ, તું આત્મા, આ બધાથી જુદો છે તેનો વિચાર કર

અનત પ્રકારના કર્મ છે તેમા મુખ્ય આઠ, તેમા મુખ્ય મોહનીય જગત આખામા તેનું રાજ્ય વર્તે છે

માન મોટાઈ, પૂજા સત્કાર એ કઈ મારુ નહિ મારો એક આત્મા 'જે ખપી છે તે તો ખાશેય નહિ અને પીશેય નહીં તેનું ચિત્ત તો એક એમા ને એમા જ રહેશે 'પ્રીતી અનતી પરથકી, જે તોડે તે જોડે એહ,' પ્રેમ બધે વેરી નાખ્યો છે તે બધેથી એકઠો કરી એક આત્મા ઉપર કરવો છે 'મારુ મારુ' કહે છે તે ભૂલ છે, માયા છે, મોહ છે

અત્યારે મળેલો મનુષ્યભવ મહા દુર્લભ છે તો આત્માની ઓળખાણ થાય એ જગા ઉપર જઈને ચેતી લેવું

***

આણુ, તા ૧૦-૬-૧૯૩૫

જ્ઞાનીપુરુષના એક વચનની પકડ થાય તો ઠેઠ મોક્ષે લઈ જાય, સમકિત થાય ઘણીવાર અમે કહ્યું છે, પણ કોઇએ હજુ પકડી લીધુ નથી, વિશ્વાસ કર્યો નથી, પ્રતીતિ કરી નથી પ્રેમ-પ્રીતિ ત્યા જ કરવી જોઇએ પણ કોઇએ પકડી લીધુ નથી ઓહોમા કાઢી નાખ્યુ છે અથવા તે વખતે આ સારૂ છે એમ કહી, પછીથી હરતા ફરતાં, ખાતા પીતા, ઊઠતા બેસતા બધે એજ કરવાનું છે, તે ધ્યાનમા લીધુ નથી ત્યા કહ્યુ ન કહ્યા જેવું કર્યું છે આ ચર્મચક્ષુ છે, તેને બદલે દિવ્ય ચક્ષુ જોઈએ 'માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ' જ્ઞાનીઓ ચોકખા શબ્દોમા મર્મ કહી વહી ગયા છે ખપી હોય તે તેની પકડ કરી લે

***

આબુ, તા. ૧૧-૯-૧૯૩૫

આ સ્વપ્નાને સ્વપ્નું જાણવું. એક આત્માની વાત, તેમાં લક્ષ રાખવું. 'આત્મસિદ્ધિ'માં વિશેષ ધ્યાન કાળજી રાખશો. જ્ઞાનીને તો તમને રોમેરોમ જગાડી દેવા છે. હું રાજા, હું રંક, હું મનુષ્ય, હું સુખી હું દુઃખી આદિ અહંમમત્વથી જીવો છો તેમાંથી એક વખત તો મારી નાખવા છે. એક વખત મારી નાખી, જ્ઞાની ફરી જીવતા કરે છે—મફતિયું જોવાય એવું જીવન જીવતા કરે છે!

આત્મા જોયો નથી. આત્મા નક્કી ન્હો એક જોવાનું કરવું જોઈએ. તે શાથી થાય?

ભક્તિના 'વીસ દુહા' 'યમનિયમ' 'બહુ પુણ્ય કેરા પુંજથી' 'ક્ષમાપનાનો પાઠ,' વગેરે રોજ ભક્તિ કરવામાં આવે તેથી કોટિ કર્મ ખપી જશે, સારી ગતિ થશે. એકલો આવ્યો છે એકલો જશે. ભક્તિ કરી હશે તે ધર્મ સાથે જશે આત્માને સુખ પમાડવું હોય તો પૈસો-ટકો કાંઈ સાથે આવશે નહિ. એક ભજનભક્તિ કરી હશે તે સાથે આવશે. ઘણા ભવ છૂટી જશે. માટે આ કર્તવ્ય છે. તેથી મનુષ્યભવ સફળ થશે.

આખો લોક ત્રિવિધ તાપથી બળી રહ્યો છે. સૌને માથે જન્મ, જરા ને મરણ રહ્યાં છે. સત્સંગ અને બોધની જરૂર છે. જો સાંભળે તો ચેતી જાય. એક દિવસ તો દગો જ! તે દિવસે કોઈનું ચાલે એવું નથી. આવું દેવું જીવ માત્રને છે. માટે અત્યારે જ્યાંસુધી સુખશાતા છે ત્યાં સુધી કરી લેવું. એ કંઈ બીજાને માટે નથી. પોતાના આત્માને માટે છે. ભાવ બીજેથી લઈ આ ભાવ કરવા. અહીં સત્સંગમાં પુણ્ય બંધાય, કર્મની ક્રોડ ખપે, જન્મ-મરણ ઓછાં થાય. જગતની માયાથી તો ભવ વધે છે, દુઃખ ઊભાં થાય છે.

એક આડું આવે છે શું? તો કે પ્રમાદ, નિમિત્ત બનાવતો નથી તે. અહીં આ નિમિત્ત જોડયું તો આ વાત થાય. એક આત્માને સંભારી આપ્યો. એની કાળજી લેવી જોઈએ. સૌથી શ્રેષ્ઠ બોધ છે. સાંભળ સાંભળ કરે તો સંગ એવો રંગ લાગશે જ.

પણ ખામી શાની છે? પૂર્વકર્મ અને પુરુષાર્થની.

આટલી વાત સાંભળવાની મળે છે તે કંઇ જેવી તેવી વાત છે? કેટલાં પુણ્ય વધ્યાં ત્યારે આ વાત હાથમાં આવી છે! માટે ડાહ્યા પુરુષે ચેતી જવું, વાત ધ્યાનમાં લેવી. ભૂલ્યો ત્યારથી ફરી ગણ-જાગ્યો ત્યારથી સવાર.

બધી વાત પડી મૂકીને એક 'આત્મા, આત્મા ને આત્મા' એ જ ભાવના કરવી છે. 'ભરત ચેત, કાળ ઝપાટા દેત'. જ્યાંસુધી શાતા છે ત્યાંસુધી સત્સંગ, બોધ અને આવી કોઈ પકડ, જે જ્ઞાનીએ કહી છે તે, કરીને મંડી પડો.

***

આબુ, તા. ૧૩-૯-૧૯૩૫

ભક્તિ, ધ્યાન, સ્વાધ્યાય, એક દ્રષ્ટિ, ભાવ, આતમભાવના એ પોતાનું ધન છે. વેદની આવે છે ત્યારે ધાડપાડુઓ, ચોર લૂંટારાઓ તે ધન લૂંટી લે છે. તો તેવે વખતે પોતાનું ધન

લુંટાઈ ન જાય તે માટે શું કરવું ? વેદની રોગ આવે છે ત્યારે ભિખારી ભીખના ટૂકડા જેવી શાતાને ઇચ્છે છે સામાયિક, કાયોત્સર્ગ, ધ્યાન, ભક્તિ, ત્યાગ, વૈરાગ્ય, સ્વાધ્યાય કરવા દે નહિ વેદની વિઘ્ન પાડે ત્યારે કરવું શું ?

લૂંટારા તો છે ધન છૂટું મૂકો તો તો લૂટારાને લઈ જતા વાર લાગે નહિ પણ કોઈ તિજોરીમા મૂકયું હોય તો લઈ જવાય નહિ તેમ ઉપાય શું કરવો ?

તપ, જપ, ક્રિયા માત્ર કરી ચૂક્યો ફક્ત એક આ જીવને સમકિત હોય તો બધું આવ્યું બધાનો ઉપાય એક સમકિત છે સમકિત આવ્યું હોય તો કંઈ લુંટાય નહિ બેઠા બેઠા જોયા કરીએ માટે જયા સુધી વેદની નથી આવી ત્યા સુધી સમકિત, ધર્મ કરી લે ધર્મ એટલે શું ? જીવે તે જાણ્યો નથી

સમતા, ધીરજ, ક્ષમા એ અફલુન છે વેદની આવે ત્યારે સમતામા રહે, ક્ષમામા, ધીરજમા રહે

***

આબુ, તા ૧૫-૬-૧૯૩૫

વસિષ્ઠાશ્રમમા શું જોયુ ? શાની ઈચ્છા કરી ? આત્મા જોયો ? કોણે આત્મા જોયો ?

જીવનો ધણો બાહ્યનો થઈ પડયો છે અંતરદૃષ્ટિ થઈ નથી જીવને રંગ લાગ્યો નથી, પ્રેમ આવ્યો નથી 'પરપ્રેમ પ્રવાહ બઢે પ્રભુસે' બોલી જાય છે, કહે છે, પણ બધું લૂખું, મોળુ, ભાવ-પ્રેમ વગરનું થાય છે પ્રેમ બીજે વેરી નાખ્યો છે

ભેદજ્ઞાનથી ભેદ પાડતો નથી એક વચન મળ્યું હોય તેનું સામાન્યપણું કરી નાખ્યુ, અલૌકિકપણું ગણ્યુ નહિ 'એક મત આપડી કે ઊભે માર્ગે તાપડી,' એમ મંડી પડયો નહિ

દૃષ્ટિ ફેરવવી જ જોઈશે ધ્યાનમા લેતો નથી સાભળી સાભળી ફૂટયા કાન, એવું કર્યું ચતુરની બે ઘડી, મુરખના જન્મારા

જ્યા જુએ ત્યા 'તુંહિ તુંહિ'—મોટો થાય, સારો થાય, રોગ થાય, જબરો થાય, ટગો થાય, ક્રોધ થાય, માન થાય, રાગ થાય, દ્વેષ થાય ત્યા બધેય 'તુંહિ-તુંહિ'—એક જ ઘાટ નથી થઈ, શ્રદ્ધા નથી થઈ

'માનો ઉ એક મેરી રે, કહેની મનિ તે તની
મનસ્ નુમ ફૂર રે માનો નિજ દેશ જાની.
મુસાફ પંજા જેવા રે મુસાફરી થઈ જ પતી.'

નિજ દેશને પાછી છોડે ? આ તો, ભમે છે પોતાનો દેશ છોડી બહ ભમે છે ત્યા બંધન થયાં છે

આણુ, તા. ૧૭-૯-૧૯૩૫

આત્મા મુખ્યે ત્રણ પ્રકારે છે : બાહ્યાત્મા, અંતરાત્મા, પરમાત્મા. તેમાં પરમાત્મા છે તે સમજવા યોગ્ય છે.

'બિના નયન પાવે નહિ, બિના નયનકી બાત.'

બાહ્યની વસ્તુ જોવા જેમ ચક્ષુ જોઇએ, તેમ જ્ઞાનચક્ષુથી અંતરની વસ્તુ જોવાય. જ્ઞાનચક્ષુ વિના આત્મા જોવાય નહિ, આત્મા અરૂપી છે, એ રૂપી તો છે નહિ. દેવતા હોય તેને ચીપિયો હોય તો ઝલાય; તેમ આત્મા ચર્મચક્ષુથી ન જણાય તો એને જોઇએ શું ? તો કે દિવ્યચક્ષુ. એ દિવ્યચક્ષુ જ્ઞાની પાસે છે. એ ચક્ષુ ચડાવે ત્યારે આત્મા દેખાય. યોગ્યતા હોય તો જ્ઞાની માર્ગે જતો હોય તેને બોલાવીને આપી દે. યોગ્યતા એટલે શું ?

યોગ્યતા એટલે ભાવ, પ્રેમ. એના ઉપર જ ભાવ પ્રેમ આવે તો કામ થઈ જાય. પૂર્વકૃત અને પુરુષાર્થથી તે થાય. કારણ વિના કાર્ય ન થાય.

***

શ્રી આશ્રમ, અગાસ. તા. ૧૩-૭-૧૯૩૫

ઠામઠામ આત્મા જુઓ. બેટ્ટો હોય તે બીજું જુવે. કાળું-ધોળું જોવા ગયા ત્યાં માર્યા ગયા સમજજો આ મારો સાક્ષાત્ આત્મા, આય મારો સાક્ષાત્ આત્મા; 'તુંહિ તુંહિ' એક એ જ. આત્મા ઉપર પ્રેમ, પ્રીતિ, ભક્તિ નથી થઈ તે કરવી છે, તે માટે આ દાવ આવ્યો છે; માટે ચેતી જાઓ.

એટલો નિશ્ચય રાખજો કે આ મનુષ્ય ભવ તો સફળ થઈ ગયો, કારણ અપૂર્વ જોગ મળ્યો છે. હવે શ્રદ્ધા એક ઉપર કરવી. જ્યાં ત્યાં શ્રદ્ધા કરશો તો માર્યા જશો. સ્વરૂપને પામેલા એક સત્પુરુષ પરમ કૃપાળુ ઉપર શ્રદ્ધા દૃઢ થશે તો જપ, તપ, ક્રિયા માત્ર સફળ થઈ, મનુષ્યભવ સફળ થઈ ગયો, દીવો થયો, સમકિત થયું સમજજો.

તારી વારેવાર. જેમાં એક એક ગાથા ચમત્કારિક છે એવી 'આત્મસિદ્ધિ' અપૂર્વ છે! 'છૂટે દેહાધ્યાસ તો નહિ કર્તા તું કર્મ.' વિચાર ક્યાં કર્યો છે? "અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે જ્ઞાની પુરુષોએ આ છ પદની દેશના પ્રકાશી છે." વિચાર ક્યાં કર્યો છે! વિચાર કરે તો હમણાં પ્રાપ્તિ થાય. 'समयं गोयम मा पमाओे.' સમય માત્ર પ્રમાદ કર્તવ્ય નથી.

***

તા. ૧૪-૮-૧૯૩૫, શ્રાવણ સુદ પૂર્ણિમા

આજે અહીં આવ્યા છો તો કમાણીના ઢગલા થાય છે. દર્શન કરવા મળશે, આત્મહિત માટે સત્સંગમાં આત્માની વાત સાંભળવા મળશે, એવા ભાવથી સમાગમ માટે અહીં આવવા ભાવ કર્યા ત્યાં ડગલે ડગલે જગનનું ફળ કહ્યું છે. તીર્થયાત્રા ઘણી કરી, પણ સાચો દેવ કયો ? આત્મા. તે જાણ્યો છે જેણે એવા સત્પુરુષની વાણી સાંભળતાં કોટિ કર્મ ખપી જાય છે, પુણ્યના ઢગલા બંધાય છે.

ભાવ તમારી પાસે છે તે જેવા કરો તેવા થાય આ મનુષ્યભવ મહા દુર્લભ છે લૌકિક કાર્યોમા, જગતને રૂડુ દેખાડવા ઘણુ કર્યું આટલો ભવ પોતાના આત્મા માટે ગળાય, તેની ઓળખાણ કરવા ગળાય તો જ મનુષ્યભવની સફળતા છે આત્મા ઉપર ભાવ કરવા છે

"માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ'—અવળાનું સવળુ કર્યું નહિ, ભાત સવળી કરી નાખી નહિ, નહીં તો ઝેરનું અમૃત થાય આ બાઈ, આ ભાઈ, આ સારો, આ નરસો, આ વાણિયો, આ બ્રાહ્મણ—એમ માયા જોઈ બાહ્ય દૃષ્ટિએ સાચુ જોવાયું નહિ ઊડા ઊતરો તો સાચુ જોવાય સાચુ જોવું જોઇએ તે શુ ? તો કે આત્મા

મુમુક્ષુ—જાણ્યા વગર આત્મા શી રીતે જોવાય? તે તો જ્ઞાનીએ જાણ્યો છે

પ્રભુશ્રી—ભાવના તો કરાય તેમ કરતા કરતા યોગ્યતા આવ્યે જ્ઞાની કપાળમા ચાલ્લો કરી દેશે

ઠામ ઠામ આત્મા જોવાય તો ઝેરનું અમૃત થઈ જાય જ્ઞાની પાસે દીવો થયો છે ઠામ ઠામ એક જ જોવાય ત્યા નિધાન છે દૃષ્ટિ તો ફેરવવી જ પડશે તારી વારેવાર દૃષ્ટિ ફરે તો હાલ, નહિ તો હજુ વાર છે

જાગ્રત થઇ જાઓ, તૈયાર થઈ જાઓ, મરણિયા થઇ જાઓ દૃષ્ટિ ફેરવી નાખો નાશવત જગતની માયામાથી પ્રીતિ ઉઠાવી એક આત્મા ઉપર ભાવ, પ્રીતિ, પ્રેમ કરો.

મોહનિદ્રામા આખુ જગત સૂતું છે તેમાથી ગોદા મારીને જ્ઞાનીને તો તમને જગાડવા છે, હવે ઊઘવા દેવા નથી તમે આત્મા છો જ્ઞાનીએ ઠામ ઠામ આત્મા જોયો છે તેવો શુદ્ધ આત્મા તે મારો છે, તે હુ છું, તેથી અન્ય તે હુ નથી, તેથી અન્ય તે મારુ નથી એવો વિશ્વાસ કરી દો આત્માનુ માહાત્મ્ય સમજાયું નથી, તેથી આત્મા જોવાની દૃષ્ટિ થતી નથી સત્સગમાં બોધ જેમ જેમ સાભળ સાભળ કરશો તેમ તેમ સમજ આવશે સમજણ આવ્યે દૃષ્ટિ ફરે

સાભળતા પુણ્ય બધાય છે કરવા મડી પડો તો કામ થઈ જાય કાનમા પડતા પુણ્યના ઢગલા કમાણી થાય છે પણ કરવા મડી પડે તો કામ થઈ જાય

દૃષ્ટિ તો ફેરવવી જ પડશે અનત જ્ઞાનીઓએ એમ જ કર્યું છે તેમ કરીને જ મોક્ષે ગયા છે ઠામ ઠામ ઝેરનું અમૃત કર્યું છે તમારી વારે વાર છે તૈયાર થઈ જાઓ દૃષ્ટિ ફેરવાય તો હમણા જ, નહીં તો હજુ વાર છે

'મારુ, મારુ' કરો છો તે કોને માટે ? એક સોય પણ તમારી સાથે નહિ આવે સાડા ત્રણ હાથ જગામા બાળી મૂકશે તમારો તો આત્મા છે તેને ઓળખવા આ અવસર આવ્યો છે માટે ચેતી જાઓ તેને સભાળો, તેના ઉપર ભાવ, પ્રેમ કરો જ્યા દૃષ્ટિ પડે ત્યા એક એને જ આગળ જુઓ એ જોનાર જાણનાર ન હોય તો બધા મડદા છે

> "ચિત્રકૂટકે ઘાટ પર, ભયી સતનકી ભીર,
> તુલસીદાસ ચદન ઘસે, તિલક ધરે રઘુવીર"

તુલસીદાસ ચદન ઘસે છે સતોની ભીડ છે ત્યા રામને ઓળખવા સાન કરી છે કે ચદન ઘસીને તુલસીદાસ ભક્ત સર્વને તિલક કરે છે—સર્વમા આત્મા જુવે છે એટલે જેને તિલક કરે તેને રામ જાણે છે તેમ આત્મા જોવાની દૃષ્ટિ કરો

ભેંસને દાણનો ટોપલો મૂકવા બાઈ આવે છે ત્યાં ભેંસની દૃષ્ટિ બાઈ ઉપર નથી હોતી. તેણે કેવાં કપડાં પહેર્યાં છે, કેવાં ઘરેણાં પહેર્યાં છે, તે જુવાન છે કે વૃદ્ધ — તે કાંઈ તે જોતી નથી. તેની દૃષ્ટિ માત્ર એક ટોપલા ઉપર છે. તેમ બીજેથી દૃષ્ટિ ફેરવી એક આત્મા ઉપર દૃષ્ટિ કરવી જોઈએ.

" જેવા ભાવ તેવા પ્રભુ ફળે, ભજ્યા ભજન થકી ભય ટળે;
ભેખ ધર્યે જો સિદ્ધિ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય. "

તમારા ભાવ તમારી પાસે છે. ભાવ આત્મા ઉપર થાય તો કામ થઈ જાય.

***

તા. ૧૫-૮-૧૯૩૫

અવળું કર્યું ત્યાં જગત દેખાયું. સવળું કર્યું ત્યાં આત્મા જોવાયો. જે દેખાય છે તે બધું પર છે. જે ભળાય છે તેને માન્યું છે એ જ અવળી દૃષ્ટિ. દૃષ્ટિ ફરે તો બધાને જાણનાર-દેખનાર એવો જે આત્મા તેના ઉપર દૃષ્ટિ જાય; ત્યાં પરપદાર્થોમાં મારું મારું થઈ ગયું છે તે ટળે.

બધું મૂકવું પડશે. જ્યાં જ્યાં મારું મારું કર્યું છે ત્યાંથી ઊઠી જવું પડશે. મારો એક આત્મા છે. તે સિવાય જગતમાંની વસ્તુઓમાંથી એક પરમાણુ પણ મારું નહિ.

આત્માનો વાળ વાંકો થવાનો નથી. માત્ર તેનો નિશ્ચય કર્યો નથી, પકડ થઈ નથી. તે કરી લો. આ બીજું બધું તો કલંક છે. તેને માન્યું છે. પુરુષાર્થ કરો. પડદો પડ્યો નથી. પડદો પડે તો બીજું જણાય.

' જે જાણું તે નવિ જાણું અને નવિ જાણ્યું તે જાણું. '

આવું તમારું સ્વરૂપ છે? કેવું અપૂર્વ તમારું સ્વરૂપ છે! તેને કોઈ દિવસ સંભાર્યું નહિ. આત્માને સૂતો મૂક્યો છે, તેને સંભાળ્યો નથી. તેના ઉપર ભાવ, પ્રેમ, પ્રીતિ કરવાની છે.

આ બધું મેલો પડ્યું. જ્યાં હોય ત્યાં આ કલંકને આગળ કરો છો તે પડ્યું મેલો અને આત્માને આગળ કરીને બધું કરો. પહેલો એ ન હોય તો બીજું કાંઈ થતું નથી, તેવો આત્મા! તેના ઉપર ભાવ કરો, તેને આગળ કરો. ભાવ ફેરવવાનો પુરુષાર્થ કર્તવ્ય છે.

નિજદેશ ગયા વગર છૂટકો નથી. આ તમારો દેશ નથી. બહુ દોષ છે આ જીવમાં આ ધોળો છે, આ કાળો છે; આ ભણેલો છે, આ સમજુ છે; આ બાઈ છે, આ ભાઈ છે— એ જોવાનું છોડી દો. એક પોતાના ઉપર આવો. પોતાનામાં અનંત દોષ છે તે હવે કાઢવા છે. માટે પોતાના દોષ જ જોવા અને કાઢવા. પારકા દોષ જોવાનું જવા દો. 'તારે દોષે તને બંધન છે એ સંતની પહેલી શિક્ષા છે.'

ખીલે બાંધ્યું નથી, મનને ખીલે બાંધવું જોઈએ. આવો જોગ મળ્યો છે ત્યાં જીવ ખીલા પાસે આવ્યો છે; પણ હજુ બંધાયો નથી. બંધાય તો નુકસાન કરતો અટકે અને માર ખાતો બચી જાય.

આત્મભાવનો પુરુષાર્થ કરો. સત્ અને શીલના ભાવ રાખો. આડું આવે છે તે કોરે કરવું. કૂતરાં પેસી જાય છે તેને મારી હાંકી કાઢો—પરભાવરૂપી કૂતરાં બોધરૂપી લાકડીથી હાંકી કાઢો.

***

તા. ૨૭–૮–'૩૫

જ્ઞાનીઓએ ઘણું કહ્યું છે, પણ જીવને ગરજ નથી. કહેલી વાત વહી જાય છે. લક્ષમાં લઈ લે તો કામ થઈ જાય. ટૂંકામાં ટૂંકું કહી દઉં?

આસ્રવમાં સંવર થાય, વિકારનાં સ્થાનોમાં વૈરાગ્ય થાય, 'સર્વાત્મમાં સમદૃષ્ટિ દો' એમ સર્વમાં આત્મા જોવાય, આ તૂંબડાં (દેહ) છે, કર્મ છે, કલંક છે તે ન જોવાય, બાઈ છે તે આત્મા છે એમ પહેલો આત્મા જોવાની મનમાં રુચિ થાય ત્યાં કામ થઈ જાય. એવો અભ્યાસ કર્તવ્ય છે. ભાવના એક એ જ કર્તવ્ય છે.

***

તા. ૭–૯–૧૯૩૫

પોતાનો વહાલામાં વહાલો છોકરો મારી નાખ્યો હોય તો તેના ઉપર અંતરથી કેટલું ઝેર વર્તે? 'એનું ક્યારે ભૂંડું કરી નાખું?' એમ અંતરમાં ઝેર, ઝેર અને ઝેર વર્તે. તેમ પોતાને અનંત કાળથી દુઃખના દેનારા દુશ્મનો કયા છે? પાંચ ઇન્દ્રિય, ચાર કષાય તથા મન —આ દશ. તેમના ઉપર અંતરથી ઝેર વર્તવું જોઈએ. દુશ્મનોને આવો, પધારો એમ આવકાર કોઈ આપે? શૂર ક્ષત્રિય સ્વભાવે દુશ્મનોને મારી હઠાવવા તૈયાર થઈ રહેવું જોઈએ. અને લાગ આવ્યે માર મારતા રહેવું જોઈએ. તો જ જય થાય એક મન જીતતાં દશેય શત્રુ જિતાય છે, અને આત્મસુખ પ્રાપ્ત થાય છે.

વિભાવ તે દુશ્મન છે; સ્વભાવ તે મિત્ર છે. વિભાવ પ્રત્યે ઝેર વર્તવું જોઈએ. અનાદિથી અહિતના કરનારા તેમને મિત્ર માન્યા તે જ ભૂલ છે. હવે તે દુશ્મન છે એમ જાણી તેમના પ્રત્યે અંતરથી ઝેર રાખવા યોગ્ય છે.

દૃષ્ટિ ફેરવવા યોગ્ય છે. કાળકૂટ ઝેર છે તેને અનાદિથી અમૃત માન્યું. હવે અમૃતને અમૃત મનાય અને ઝેરને ઝેર મનાય તો જ કલ્યાણ છે. દૃષ્ટિ ફરે તો જ ઝેર મૂકી અમૃત લેવાય, આસ્રવમાં સંવર થાય, દુશ્મનો ભાગી જાય, બંધન થાય નહિ, રોગ માત્ર નાશ પામે

આત્મા ઉપર પ્રેમભાવ વધારી દેવો જોઈએ. તેનું માહાત્મ્ય લાગ્યું નથી સમજ મોટી વાત છે. સમજ્યો છૂટ્યો છે. સમજ આવ્યે આ ઝેર ને આ અમૃત એમ જણાય છે. પછી અમૃતને મૂકી ઝેર કોણ ગ્રહણ કરે?

આ જડ અને આ ચેતન એમ જાણીને ભેદ પડી ગયો છે. આત્માની સિદ્ધિ, આત્માનું સુખ હરવું જાય તેમ નથી.

"સમકિત સાથે સગાઇ કીધી, સપરિવારશું ગાઢી;
મિથ્યામતિ અપરાધણુ જાણી; ઘરથી બાહિર કાઢી."

બહિરાત્મપણે પ્રવર્તન કર્યું છે, તે મૂકી અંતરાત્મા થવાનો આ અવસર આવ્યો છે. નિશ્ચયનયથી જેવું પોતાનું સ્વરૂપ છે, તેનો નિશ્ચય થયો નથી. તે નિશ્ચય કરી લેવો.

દરેકની શ્રદ્ધામાં ભેદ છે. સર્વને ભાવ પ્રમાણે ફળ છે. ભાવ ચડતા કરવા. પ્રેમ, સ્નેહ, ભાવ વધારી દેવા.

'પાવે નહિ ગુરુગમ વિના.' ગુરુ તે દીવો છે, તેનાથી જ દીવો થશે.

★

એક ચોરને ફાંસીની શિક્ષા થઈ. પ્રધાન વિચક્ષણ હતો. તેણે શૂળી ઉપર મરણની સન્મુખ થયેલા ચોરને પૂછયું, "તને કોઈનું શરણ છે? સંસારમાં જે કાંઇ તારું માનતો હતો તેમાંનું કોઈ અત્યારે શરણ છે?" ચોરે કહ્યું, "અત્યારે તો મને કોઈનું શરણ નથી". પ્રધાને કહ્યું, "હું એક વાત કહું તે લક્ષમાં લઈશ? લઈશ તો તારું કામ થઈ જશે". ચોરે કહ્યું, "જરૂર લક્ષમાં લઈશ, મને કૃપા કરીને કહો". દુઃખના વખતમાં હિતશિક્ષા ઘણી આતુરતાથી ગ્રહણ થઈ શકે છે. એટલે પ્રધાને કહ્યું, "સમભાવ". ગમે તેટલું દુઃખ આવે તો આવો, મરણ આવે તો આવો, પણ હું તેને સમભાવથી સહન કરીશ. તે દુઃખ નાશ પામશે, પણ મારું સ્વરૂપ નાશ પામે તેવું નથી, માટે સમભાવમાં રહેવું.

ચોરે સમભાવનું શરણ ગ્રહણ કર્યું. તે મરણ પામી દેવગતિ પામ્યો. પ્રધાને શૂળી ઉપર ચડેલા ચોર સાથે વાત કરી, એમ રાજાએ જાણ્યું ત્યારે તેને કેદ પકડવા તથા તેનાં ઘર લુંટાવી મંગાવવા સિપાઈઓ મોકલ્યા.

સિપાઈઓ પ્રધાનને ઘેર લૂંટવા આવ્યા. ત્યાં કોઈ એક અજાણ્યો રક્ષક થઈ બેઠો હતો, તેણે બધા સિપાઈઓને મારી હઠાવી કાઢી મૂકયા. પછી રાજા પોતે આવ્યો. તેણે જોયું કે આ રક્ષક જણાતો માણસ તે મનુષ્ય નથી, પણ દેવ છે. તેણે પૂછયું, "તું કોણ છે?" રક્ષકે કહ્યું, "હું ચોર તે મરીને દેવ થયો છું. તે પ્રતાપ પ્રધાનના છે, માટે તેનું ઘર લૂંટવા નહિ દઉં". રાજા ખુશી થયો, પ્રધાનને માન આપી શિરપાવ આપ્યો.

એમ એક શબ્દ સાંભળવાથી આવું હિત થયું. તો જ્ઞાની પુરુષના શબ્દો વારંવાર સાંભળવા મળે તે કેવા મહાલાભનું કારણ થાય! માટે સામાન્યપણું ન કરી નાખતાં અપૂર્વ અલૌકિક ભાવે જ્ઞાનીનાં વચનોનું બહુમાનપણું રાખી આત્મહિત સાધવા જાગૃત થઈ જાઓ, ચેતી જાઓ.

★★★

તા. ૧૬-૯-૧૯૩૫

મરણ અચાનક આવી પહોંચશે. મરણ આવે ત્યારે આ બધું મૂકી જવું પડશે. આખો ધણી થઇને બેઠો છે—દેહાદિ સર્વ પર વસ્તુનો, તે છોડવું પડશે, માટે અત્યારથી ચેતી લો. મનુષ્યભવ અને તેમાં પણ સત્પુરુષનો સમાગમ એ બહુ દુર્લભ જોગ મળ્યો છે, માટે ચેતી જાઓ.

એક આત્માને ઓળખાય તો ફિકરના ફાકા માર્યા. આત્મા ઓળખ્યો તે બોલી ઊઠયા : "અબ હમ અમર ભયે, ન મરેંગે." કાળ તો તેનો કિંકર થઈ રહ્યો! મૃત્યુ તેને મહોત્સવ થઈ પડે છે. એ તો તેને ઘેર વાજાં વાગ્યાં; બાકી બીજાને મરણ આવે ત્યારે જોઇ લો!

મરણ આવશે જ. ત્યારે હવે આ બધું દુઃખ ટાળવા બોલાવવો કોને? કયા સ્થળમાં જઈ રહેવું કે દુઃખ માત્ર ચાલ્યું જાય? મોટા પુરુષો હોય તે સારા ઉત્તમ સ્થાનમાં રહે છે, પાયખાનામાં રહેતા નથી; તેમ આખું જગત પાયખાનામાં રહે છે, પણ જ્ઞાનીઓનું સ્થાન કયું છે? 'સમભાવ.' આ એમનું સ્થાન છે. આ જગાનું કેટલું સુખ, કેટલી સાહ્યબી છે તે કહ્યું જાય તેમ નથી. આ જગાએ જવાથી દુઃખ માત્ર નાશ પામી જાય છે. ચંડાળ જેવા નીચ ઘેર, હલકા ભાવમાં જ્ઞાની રહેતા નથી, તેથી તેમને ભય માત્ર નાશ પામી ગયા છે.

"એક આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું." તેની શ્રદ્ધા, વિશ્વાસ, પ્રતીતિ થયે પણ કામ થઇ જશે.

'છ પદ'નો પત્ર અમૂલ્ય છે, ઊંડા ઊતરવું જોઇએ. પકડ થવી જોઈએ. બધાની વચમાં કહ્યું છે; પણ 'સમભાવ'ની પકડ કરી લેશે તેનું કામ થશે.

***

તા. ૨૭-૯-૧૯૩૫

વાત કહેવાની ઘણી છે; પણ કહેવાઈ નથી. સાંભળી સાંભળીને ફૂટયા કાન, સાંભળ્યું પણ ન સાંભળ્યા બરાબર કર્યું; કારણ કે ઉપયોગ, પરિણમન તેમાં થયું નહિ, બાહ્ય રહ્યું. પરિણમન થવું જોઇએ.

ક્ષયોપશમ જોઈએ. વિચારની ખામી છે. વિચાર ધ્યાન છે. અંતરપરિણમન વિચારથી કરવું જોઇએ. પલટાવી નાંખવું જોઈએ.

હવે તો આત્મા જોવાનું કરો. બીજું જોવાનું કર્યું છે તેથી ફરીને એક આત્મા જોવાનું કરો. દૃષ્ટિમાં ઝેર છે, તે અમૃત થાય તેમ કરો. 'માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ.' જ્ઞાનીઓએ એ જ કર્યું છે, એ જ જોયું છે. કર વિચાર તો પામ. વિચાર વડે દૃષ્ટિ પલટાવી અંતર દૃષ્ટિ કરવાની જરૂર છે.

***

તા. ૨૮-૯-૧૯૩૫

"પર્યાય દૃષ્ટિ ન દીજિયે, એક જ કનક અભંગ રે." જે મોટા પુરુષો મોક્ષને માટે ઉદ્યમ કરી રહ્યા છે, તે તો બધું આત્માનું મનન જ કરે છે.

આત્મા ઉપર ભાવ, પ્રેમ, પ્રીતિ અત્યંત કરવી જોઇએ. ખાતાંપીતાં, બોલતાં ચાલતાં, બેઠતાં ઊઠતાં હરેક સમયે એને સંભારવો જોઈએ. એનું સ્વરૂપ કેવું અદ્ભુત છે! એનું સુખ

અનંત છે. એની રિદ્ધિ અનંતી છે. એને માટે ગાંડા થઈ જવું. ભલે જગત ગાંડા કહે. પણ એક એ જ ! એને માટે ગાંડા થઇ જવું.

સર્વ જ્ઞાની પુરુષો એક જ વાટે મોક્ષે ગયા છે. તે વાટ 'સમતા' છે. બહુ અદ્‌ભુત છે! વિષમભાવ છે ત્યાં બંધન છે. સમભાવ છે ત્યાં અબંધતા છે.

***

તા. ૨૯–૯–૧૯૩૫

પત્રાંક ૬૭૦ નું વાંચન :—

ૐ સદ્‌ગુરુપ્રસાદ

"જ્ઞાનીના સવ વ્યવહાર પરમાર્થમૂળ હોય છે, તોપણ જે દિવસે ઉદય પણ આત્માકાર વર્તશે તે દિવસને ધન્ય છે."

સર્વ શાસ્ત્રોનો સાર, તત્ત્વોનો સાર શોધીને કહી દીધો છે. બહુ દુર્લભ, આ કાળમાં કામ કાઢી નાખે તેવું કૃપાળુદેવે આપ્યું છે. વિશ્વાસ હોય તો કહું.

'વીસ દુહા' ભક્તિના છે તે મંત્ર સમાન છે. સો વખત, હજાર વખત બોલાય તો પણ ઓછું છે. લાભના ઢગલા છે. ક્ષમાપનાનો પાઠ, 'છ પદ'નો પત્ર, 'યમનિયમ', 'આત્મસિદ્ધિ'— આટલાં સાધન અપૂર્વ છે, ચમત્કારિક છે! રોજ ભણવાં જરૂરનાં છે. જીવતાં સુધી આટલી ભક્તિ રોજ કરવી જ. 'દરજીનો છોકરો જીવે ત્યાંસુધી શીવે.' એ તો ખોટી વાત છે; પણ તેમ જીવતાં સુધી આટલું તો કરજો જ. તેથી સમાધિમરણ થશે, સમકિતનો ચાંલ્લો થશે. વધારે શું કહું ?

બીજું એક દેવવંદન છે તે પણ અપૂર્વ છે! પ્રત્યક્ષ દેવને બોલાવ્યો છે. માટે તે પણ દરરોજ કરવા યોગ્ય છે.

જ્ઞાનીના સર્વ વ્યવહાર પરમાર્થમૂળ છે તે શાથી ? જ્ઞાની પાસે એવું શું છે કે જેથી તે જે કરે તે સવળું ? ખાય છે તો ખાતા નથી, સંસારમાં છે તો ય સંસારી નથી, આસ્રવના કામમાં સંવર થાય છે એવું શું મળ્યું છે? તેમને 'ગુરુગમ' મળી છે. તેથી તે આત્મામાં પરિણમ્યા છે. એક આત્મા ઓળખવાની સર્વને જરૂર છે. ત્યાંસુધી સંસારમાં ક્યાંય સુખ નથી. ગુરુગમ કેમ મળે ? આત્મા કેમ ઓળખાય ?

તમારી વારે વાર છે. ભાવ તે પામવાના રાખો. ભાવ ને પરિણામ બહુ મોટી વાત છે. તે વસ્તુને મેળવવાના ભાવ વિના, તેની ઝૂરણા વિના કોઈ પામ્યા નથી. એ મેળેની એ વસ્તુ આવીને મળી જવાની નથી. તેની પ્રાપ્તિ માટે ભાવ વધારો. મરણ તો બધાને એક કાળે જરૂર આવશે; કોઇને છોડવાનું નથી. સંજોગ છે તે બધા છૂટશે. આવા દેહો, આવા સંજોગો અનંતી વાર છોડ્યા, પણ એક આત્મા છોડ્યો નથી. તે મરવાનો નથી. ફક્ત તેની ઓળખાણ કરી લેવાનો અવસર આવ્યો છે. માટે ચેતી જાઓ, તૈયાર થઈ જાઓ. એક એને માટે જ જીવવું. ખાતાંપીતાં, બોલતાં-ચાલતાં, ઊઠતાં-બેસતાં—દરેક પ્રસંગે એક 'આત્મભાવના'. તે

સિવાય બીજું બધું ઝેર છે; હળાહળ, કાળકૂટ ઝેર છે. આ બાહ્ય આંખો ફોડી નાખવી, અંતરની આંખો ઉઘાડવી. જ્યાં ત્યાં એક 'તુંહિ તુંહિ'—આત્મા જ જોવો.

આ અવસર જેવો તેવો જાણશો નહિ. વાત સાંભળતાં પરિણમી જવાય છે ત્યાં કોટિ કલ્યાણ થાય છે. આત્મા કેવી અપૂર્વ વસ્તુ છે? તેનું માહાત્મ્ય કથ્યું જાય તેમ નથી.

"જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહિ પણ તે શ્રી ભગવાન જો."

એની વાત, એનો વિચાર, એના ઉપર પ્રેમ, પ્રીતિ, ભાવ થાય છે ત્યાં કોટિ કર્મ ખપે છે.

"પર્યાયદૃષ્ટિ ન દીજીએ, એક જ કનક અભંગ રે;
નિર્વિકલ્પ રસ પીજીએ, શુદ્ધ નિરંજન એક રે."

***

આત્મા, ચૈતન્ય એ કંઈ જયમતયમ વાત છે! એનું માહાત્મ્ય તો કોઈ અલૌકિક છે! કથ્યું જાય તેમ નથી. એને જ પૂજવો છે. એને જ નમસ્કાર કરવા છે. એ જ પૂજ્ય છે. એને સંભાળો. એની વિચારણા કરો, એની ભાવના ભાવો. એના ઉપર પ્રેમપ્રીતિ, ભાવ કરો.

"અહો! અહો! હું મુજને કહું, નમો મુજ નમો મુજરે;
અમિત ફળ-દાનદાતારની જેહની ભેટ થઈ તુજ રે. શાંતિ."

આત્માને લઈને બધું છે; તે ન હોય તો કોઈ પૂજા સત્કાર, માન મોટાઈ આપે નહિ. પણ સાડા ત્રણ હાથ જમીનમાં બાળી મૂકે. આવું જેનું અચિંત્ય તો માહાત્મ્ય છે! અને જે સર્વને જાણવામાં, માનવામાં પહેલો છે. એવો પોતાનો આત્મા તે પડી મૂક્યો, તેને સંભાળ્યો નહિ, તેના ઉપર ભાવ, પ્રેમ, પ્રીતિ કરી નહિ અને મિથ્યા માયાના પ્રસંગોમાં પ્રેમ કર્યો.

નવાં પરણેલાં વર-વહુ હોય તેને મનમાં એકબીજા ઉપર પ્રેમ વધતો જાય છે, પ્રેમની ઊર્મિઓ ઉભરાય છે. એ તો માયાનું સ્વરૂપ છે, બંધનનું કારણ છે. પણ તેવો પ્રેમ, તેવી રુચિ, તેવી ઊર્મિઓ આત્મા ઉપર આવી નહિ.

"જૈસી પ્રીતિ હરામ કી, તૈસી હર પર હોય;
ચલ્યો જાય વૈકુંઠમે, પલ્લો ન પકડે કોય."

જ્યાં પ્રેમ, પ્રીતિ કરવાની છે તે પડી મૂકીને માયામાં ખોટી થઈ રહ્યો છે. કાચની શીશી ફૂટી જાય, તેમ આ તૂંબડાં, દેહ ફૂટી જશે. આત્માની ઓળખાણ વગર પરિભ્રમણનાં દુઃખ મટશે નહિ.

જ્યાં હોય ત્યાં આત્મા જોતાં શીખો તો રાગ-દ્વેષ કર્મ નહિ બંધાય. કર્મનો કચરો જોશો નહિ. દિવ્યચક્ષુથી તે દેખાય. જ્ઞાની દિવ્યચક્ષુથી જુએ છે.

"પ્રવચન-અંજન જો સદ્ગુરુ કરે, દેખે પરમ નિધાન, જિનેશ્વર;
હૃદયનયન નિહાળે જગધણી, મહિમા મેરુ સમાન, જિનેશ્વર."

હૃદયનેત્રે નિહાળે તો ઠામ ઠામ નિધાન, આત્મા દેખાય. મોટા વ્રતપચખાણ લઈને બેઠા છે, પણ ઊર્મિ જાગી નહિ, ઝંખના, ભાવ પ્રેમ, રુચિ તે થઈ નહીં.

" જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં
કહી શક્યા નહિ પણ તે શ્રી ભગવાન જો. "

આવું પરમ સુખધામ આત્માનું સ્વરૂપ છે, ત્યારે આપણે અત્યારે શું કરવું?

શ્રદ્ધા. **સદ્ધા પરમ દુલ્લહા** – ભગવાનનું વચન છે. કેડ બાંધીને તૈયાર થઈ જઈ, નાચીકૂદીને પણ એક શ્રદ્ધા પકડ કરી દો. પછી જપ, તપ, ત્યાગ વૈરાગ્ય બધું થશે. સૌથી પહેલી શ્રદ્ધા. એ બહુ મોટી વાત છે. મહાભાગ્ય હશે તેને તે થશે.

વરસાદ તો ઘણો વરસે છે. તેમાં મઘાનાં પાણી જ્યારે વરસે છે ત્યારે સૌ ટાંકાં ભરી રાખે છે, કે જેથી પછી બારે ય માસ તે પાણી વપરાય. તેમ અહીં પણ ભાજન પ્રમાણે પાણી ઝીલી લેજો. જેટલાં પાણી ઝીલી લીધાં હશે તેટલાં આગળ ઘણાં કામમાં આવશે.

જ્ઞાનીપુરુષનો બોધ અદ્ભુત છે! મરેલાને જીવતા કરે છે! સમ્યક્ત્વ તેથી જ થાય છે.

ખાવું ને ઊંઘવું આ ધંધો થઈ પડ્યો છે. આળસ અને પ્રમાદે જીવનું ભૂંડું કર્યું છે. ખાવું ને ઊંઘવું એ આત્માનો ધર્મ છે? બધું ખોટું છે.

દુશ્મન હોય તેના ઉપર કેટલું ઝેર આત્મામાં વર્તે છે કે ક્યારે મારી નાખું, કાપી નાખું? તો અનંતકાળથી અનંત દુઃખના કારણરૂપ પાંચ ઇન્દ્રિયો, મન અને ચાર કષાયો એ દશ શત્રુઓ છે, એમ જાણ્યું હોય તો તેના પ્રત્યે કેટલું ઝેર વર્તે? વિભાવોમાં કે માયામાં રાગ, પ્રેમ, પ્રીતિ તે પરમ નિધાન એવા આત્મામાં રાગ નથી થવા દેતા. તો તે શત્રુઓ ઉપર કેટલું ઝેર અંતરમાં વર્તવું જોઈએ!

આત્માને હિતસ્વી એક સત્સંગ છે. તેને જ્ઞાની પુરુષોએ પણ ઇચ્છ્યો છે; કારણ કે ત્યાં જ આત્મા ઉપર ભાવ, રુચિ, પ્રીતિ, ભક્તિ થાય તેવું શ્રવણ પ્રાપ્ત થાય છે. સત્સંગ ચિંતામણિ સમાન મહા દુર્લભ છે, કારણ કે નિમિત્ત છે તે મોટી વાત છે.

*

' ફિકરકા ફાકા ભર્યા, તાકા નામ ફકીર. '

સૌ ફિકરના ફાકા મારો, એક આત્મભાવમાં રહો. દુઃખ આવે તો આવો, રોગ આવે તો આવો, ધન જતું રહે તો જાઓ; છેવટે, આ દેહ જતો હોય તો જાઓ. તેથી મારું કંઈ જવાનું નથી, મને કંઈ નુકસાન થવાનું નથી. એમાંનું કાંઈપણ મારું નથી. મારું છે તે જ મારું છે. ' તારું તારી પાસ છે, ત્યાં બીજાનું શું કામ? ' બીજું બધું તો કર્મકલંક છે. જે આવે છે તે જવા માટે. તેથી ભાર હલકો થાય છે. દેવું પતે છે.

જ્ઞાની મહા સુખમાં રહે છે, આનંદમાં રહે છે. ફિકર માત્રના ફાકા મારો; એક સત્, શીલ અને ભક્તિમાં મંડ્યા રહો. ' આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે. ' આત્મભાવનાનો પુરુષાર્થ રાખવો.

***

તા. ૧૭-૧૧-૧૯૩૫

સત્ અને શીલ એ જ કર્તવ્ય છે. શીલવ્રત મહાવ્રત છે, સંસારને કાંઠે આવી પહોંચેલાને જ તે પ્રાપ્ત થાય છે. દેહ પડી જાય તો ભલે, દેહ જતો હોય તો જવા દેવો પણ બ્રહ્મચર્ય પાળવું. વૃદ્ધાવસ્થામાં પણ એ વ્રત આવે તો મહાભાગ્ય સમજવું. તેની દેવની ગતિ નિશ્ચયે થાય છે.

મરણ તો બધાને અવશ્ય આવશે જ. આટલા બધા બેઠા છો તે સર્વને કંઈ કંઈ પ્રકારની વેદની તે વખતે આવશે. બધાને એક પ્રકારની નહિ આવે. ત્યાં આટલો લક્ષ રહે તો કામ થઈ જાય :—

વેદની આવે છે તેથી હજાર ઘણી આવો; જે આવે છે તે જાય છે, બાંધેલાં કર્મ આવીને છૂટે છે. તેને જોનાર એવો આત્મા હું છું. મેં તો એવો નિશ્ચય કરેલો છે કે હું આત્મા કોઈ કાળે મરવાનો નથી. કર્મ તો બાંધેલાં બધાં આવીને જવાનાં છે. પણ જોનાર આત્મા છે, આત્મા છે, આત્મા છે; તે નિત્ય છે, નિત્ય છે, એ આદિ છએ પદનો નિશ્ચય કર્યો છે. "વિશેષ રોગના ઉદયથી અથવા શારીરિક મંદ બળથી જ્ઞાનીનું શરીર કંપાય, નિર્બળ થાય, મ્લાન થાય, મંદ થાય, રૌદ્ર લાગે, તેને ભ્રમાદિનો ઉદય પણ વર્તે; તથાપિ જે પ્રમાણે જીવને વિષે બોધ અને વૈરાગ્યની વાસના થઈ છે તે પ્રમાણે તે રોગને જીવ તે તે પ્રસંગમાં ઘણું કરી વેદે છે." બોધ અને વૈરાગ્ય એ આત્મા છે. સદ્ગુરુનું શરણ માથે છે. સદ્ગુરુ એ પોતાનો આત્મા છે અને દરેકની પાસે છે. મેં આત્મા જાણ્યો નથી, પરંતુ સદ્ગુરુએ આત્મા યથાર્થ જાણ્યો છે તેવો આત્મા તે મારો છે; તેથી અન્ય કંઈ પણ મારું નથી. 'સહજાત્મસ્વરૂપ.' મહામંત્ર છે. ભાન રહે ત્યાંસુધી તેમાં ઉપયોગ રાખવો, તેને સંભારવો. ભાન ગયા પછી ફિકર નહિ. પણ ભાન રહે ત્યાંસુધી સદ્ગુરુનું શરણ, તેનું ધ્યાન રાખવું. સમકિત થવાનું એ કારણ છે. હાલતાં ચાલતાં, ખાતાં પીતાં, બેસતાં ઊઠતાં ઠામ ઠામ આત્મા છે.

"જેસી પ્રીતિ હરામકી તૈસી હર પર હોય;
ચલ્યો જાય વૈકુંઠમેં, પલ્લો ન પકડે કોઈ."

આત્મા ઉપર પ્રેમ પ્રીતિ ભાવ થયો નથી; તે કર્તવ્ય છે.

"ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે,
ધર્મ ન જાણે હો મર્મ જિનેશ્વર;
ધર્મ જિનેશ્વર ચરણ ગ્રહ્યા પછી,
કોઈ ન બાંધે હો કર્મ જિનેશ્વર. ધર્મ જિનેશ્વર૦"

"સમકિત સાથે સગાઈ કીધી સપરિવારશું ગાઢી,
મિથ્યામતિ અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢી."

આત્માની ઓળખાણ કરી લો. તેની સાથે સગાઈ કરી લો. બીજી સગાઈ છોડી દો. જડને મૂકીને આત્માની સાથે જે સગાઈ કરશે તેનું કામ થશે.

***

તા. ૧૯-૧૧-૧૯૩૫

આ બધાંને મરણ તો એક વખતે જરૂર આવશે. તો તે વખતે શું કરવું તે કહું છું, જેને સાંભળવું હોય તે સાંભળજો, ગ્રહણ કરવું હોય તે ગ્રહણ કરજો, પકડ કરી લેવી હોય તે પકડ કરી લેજો. કહેનાર કહી છૂટે, વહેનાર વહી છૂટે.—

'પ્રીતિ અનંતી પરથકી જે તોડે તે જોડે એહ.'

સગાંસંબંધી પૈસાટકા, ઘરબાર, છૈયાંછોકરાં એ બધેથી પ્રીતિ ઉઠાવી, અહંભાવ-મમત્વભાવ ઉઠાવી લઈ, દેહ આદિ સર્વ પ્રત્યેથી મોહમૂર્છાભાવ બાળી જાળી, ભસ્મ કરી, સ્નાનસૂતક કરી ચાલ્યા જવું છે. તો સ્ત્રી છું, પુરુષ છું, નાનો છું, મોટો છું — એ સર્વ પર્યાયદૃષ્ટિ છોડી શ્રી સદ્ગુરુએ જાણ્યો છે એવો એક શુદ્ધ આત્મા હું છું એવી આત્મભાવના રાખવી. જ્યાંસુધી ભાન રહે ત્યાંસુધી 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' મહામંત્રનું સ્મરણ રાખવું. ઉપયોગ બધામાંથી ઉઠાવી તેમાં રાખવો. એના જેવું કોઈ બીજું શરણ નથી. તો જ કલ્યાણ થશે. બધેથી પ્રીતિ ઉઠાવી જેટલી આત્મા ઉપર પ્રીતિ કરી હશે તેટલું કલ્યાણ થશે. આત્મા સદ્ગુરુએ જાણ્યો છે. માટે સદ્ગુરુનું શરણ, શ્રદ્ધા, તેના ઉપર ભક્તિ, ભાવ, રુચિ, પ્રીતિ વધારી હશે તે જ કામ કરશે.

***

તા. ૧૨-૧-૧૯૩૬

મનુષ્યભવ મહા દુર્લભ છે. જ્યાંસુધી વ્યાધિથી શરીર ઘેરાયું નથી ત્યાંસુધી ચેતી જાઓ. ધર્મ કરી લો, પછી કંઈ થશે નહીં. લૂંટંલૂંટ લહાવો લેવાનો અવસર આવ્યો છે.

ડાહ્યા થશો નહિ. જોયા કરવું, મહીં માથું ઘાલવા જવું નહિ 'એક મત આપડી કે ઊભે માર્ગે તાપડી.'

આ રુડો છે, આ ભૂંડો છે એમ કાંઇ ન કરો. સંકલ્પ-વિકલ્પે જ આ જીવનું ભૂંડું કર્યું છે. એનું એને ભારે છે. આપણે અત્યારે પ્રતિબંધ ઓછા કરી આતમભાવ કરવા યોગ્ય છે. તેમાં પ્રમાદ કર્તવ્ય નથી. સમય માત્ર પ્રમાદ કર્તવ્ય નથી. બીજો કરશે તેનું તેને ફળ. સમદૃષ્ટિ રાખવી. મૈત્રી, પ્રમોદ, કરુણા, માધ્યસ્થ ભાવના ભાવવી. જ્ઞાન, ધ્યાન, સ્વાધ્યાયાદિ સારાં નિમિત્તો જોડવાં. આત્મભાવના ભાવવા પુરુષાર્થ કરવો. સમયમાત્ર પણ પ્રમાદ કર્તવ્ય નથી. **समयं गोयम मा पमाए.**

પરોક્ષમાંથી પ્રત્યક્ષ થશે. પરોક્ષનો અભ્યાસ વિશેષ હશે તો પ્રત્યક્ષ થતાં વાર લાગશે નહિ. માટે પુરુષાર્થ કરો. મૂકવું તો પડશે જ. અન્ય ભાવ મૂકો; આત્મભાવનો અભ્યાસ વધારો.

'જે જાણું તે નવિ જાણું, નવિ જાણ્યું તે જાણું.'

***

તા. ૧૩-૧-૧૯૩૬

હજારો જડ પદાર્થ એકઠા કરો તોપણ તે સાંભળી શકશે? સાંભળે છે તે એક આત્મા

છે. કેવું અપૂર્વ એનું માહાત્મ્ય છે! એ ન હોય તો બધાં મડદાં છે. સર્વને જોનાર, જાણનાર અને તેથી ન્યારો સર્વ અવસ્થામાં રહેનાર આત્મા છે. તેની માન્યતા થઈ નથી. વાત છે માન્યાની. અનંત કર્મોથી આત્માની શક્તિઓ આવરિત છે. તેમાં મુખ્ય આઠ કર્મો છે. તે સર્વ એક મોહનીય કર્મને આધારે ટકયાં છે. તે મોહનીયના દર્શનમોહ અને ચારિત્રમોહ એમ બે ભેદ છે. દર્શનમોહ એટલે વિપરીત માન્યતા. તે ટળે અને યથાર્થ માન્યતા થઈ ત્યાં કર્મ સર્વ ક્ષય થયા વિના રહેવાનાં નહિ.

'ધિંગ ધણી માથે કિયા રે, કુણ ગંજે નર ખેટ, વિમલ૦'

ધિંગ ધણી તે આત્મા. તે પામવા, ઓળખાણ કરી લેવા આ અપૂર્વ અવસર છે. પરમકૃપાળુદેવે કહ્યું હતું કે હવે શું છે? તમારી વારે વાર. તે સાચું છે. હવે તમારી વારે વાર છે.

મુમુક્ષુ—અમારી વારે વાર છે તે વાત સાચી છે. પણ અમારે તૈયાર થવા શું કરવું?

પ્રભુશ્રી—ઘેરથી કપડાં પહેરી તૈયાર થઈ આવ્યા હો તો ફરી ઘેર જવાનું રહે નહિ. પણ બચકો લેવા જવાનું રાખ્યું હોય તો? તેમ તૈયાર થઈ આવ્યા હોય તો વાર નથી.

સર્વ મૂક્યા વિના છૂટકો નથી. પોતાનું છે તે મૂકવાનું નથી. બાકીનું સર્વ વહેલું મોડું મૂકવાનું જ છે, તો આજથી સર્વ પરભાવ પ્રત્યે ઉદાસીન થઈ પોતાના સ્વરૂપ તરફ ભાવ-પ્રેમ, પ્રીતિ-ભક્તિ વધારવા યોગ્ય છે. આત્મભાવનો પુરુષાર્થ નિરંતર જાગૃત રાખવા યોગ્ય છે.

**

તા. ૧૪-૧-૧૯૩૬

કાગડા કૂતરા, ઢોર પશુ એ બધા આત્મા છે. પણ એનાથી અત્યારે કંઈ થઈ શકશે? મનુષ્યભવમાં સમજણ થઈ શકે છે. રોગ થઈ આવશે ત્યારે કંઈ બનશે નહિ. અત્યારે જાગૃત થઈ જવું. સત્સંગ અને બોધથી સમજણ આવે છે; માટે તેને હંમેશાં આરાધવો.

જ્ઞાનીએ આત્મા યથાર્થ જાણ્યો છે. તેવો આત્મા તે મારો છે. તેથી અન્ય કંઈ પણ મારું નથી. આત્મા પ્રત્યે ભાવ થાય, આત્મા જ્ઞાનીએ જાણ્યો છે તેવો માન્ય થાય ત્યાં કામ થાય છે. વાત છે માન્યાની. પોતે જ પોતાની મેળે માન્યતા કરશે ત્યારે થશે. બીજા તો કહી છૂટે. કરવાનું તમારા હાથમાં છે. જ્ઞાનીની 'હા' એ 'હા' અને 'ના' એ 'ના' કરનારનું કામ થશે.

મુમુક્ષુ—'હા'એ હા અને 'ના'એ ના કરવા કરવા જ નિશ્ચય છે. બીજું કાંઈ કરવું નથી. તે કરવા જ બેઠા છીએ.

પ્રભુશ્રી—તેમ કરવા બેઠા છે તેનું તો સારું જ થશે. પણ તેમ કરવા બેઠા હોય તે આવા આત્મા જોશે કે? આ બાઈ આ ભાઈ, આ સારો આ નરસો એમ જોશે? કે જ્ઞાનીએ જોયા એવા શુદ્ધ આત્મા સર્વે છે એમ જોશે?

'પર્યાયદૃષ્ટિ ન દીજીએ, એક જ કનક અભંગ રે.'

***

તા. ૧૭-૧-૧૯૩૬

લૌકિક દૃષ્ટિમાં કાઢી નાખ્યું છે; અલૌકિક દૃષ્ટિ કરવી જોઈએ. યોગદૃષ્ટિ બોલવામાં આવે
છે તે અલૌકિક દૃષ્ટિએ બોલાય તો એક એક ગાથા બોલતાં લાભના ઢગલા થાય. ભક્તિના
વીસ દુહા છે. એક એક ગાથા બોલતાં કોટિ કર્મ ક્ષય થઈ જાય, પુણ્યના ઢગલા બંધાય. તેમાં
ભાવ ભક્તિ પ્રેમ જોઈએ. કોઈ પણ ગાથા, કોઈ પણ પદ, ગમે તો એક જાણતા હો તો એક
પણ, અલૌકિક દૃષ્ટિએ સંભારો, ગાઓ, બોલો.

મનુષ્યભવ મહા દુર્લભ છે. મહેમાન છો. જોતજોતામાં દેહ જતો રહેશે. અત્યારે અપૂર્વ
કમાણી કરી લેવાનો અવસર ચાલ્યો જાય છે. માટે જાગૃત થાઓ. પ્રમાદ ન કરો. ભૂંડું કર્યું
હોય તો લૌકિક દૃષ્ટિથી જ કર્યું છે—'જેહ લોકોત્તર દેવ નમું લૌકિકથી.'

કેવળજ્ઞાન થશે તો આ ભીંતને તો નહીં જ થાય, જીવને થશે. સમકિત પણ જીવને જ
થશે. આ બેઠા છે તેમાં કોની પાસે તે નથી? બધાની પાસે છે. માત્ર આવરણ છે તેથી પ્રગટ
થતું નથી. તે આવરણ દૂર કરવા પુરુષાર્થ કરો. 'ધિંગ ધણી માથે કિયા રે!' સદ્ગુરુ ભગવાને
જેવો આત્મા જાણ્યો છે, જોયો છે, અનુભવ્યો છે તેવો શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હું
આત્મા છું એવી શ્રદ્ધા કરો. તે શુદ્ધસ્વરૂપને પ્રાપ્ત કરવા તથા આવરણને દૂર કરવા જ્ઞાની
એવા સદ્ગુરુની આજ્ઞા અનુસાર પુરુષાર્થ કરો. તમે જેવા તેવા નથી, આત્મા છો; આવા નથી,
જ્ઞાનીઓએ જોયા તેવા છો—એવી શ્રદ્ધા કરો. ભાવ અને પરિણામ જ્ઞાનીની આજ્ઞા અનુસાર
કરો. 'આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે.' આત્મભાવનાનો પુરુષાર્થ કર્તવ્ય છે.

આ બેઠા છે તે બધાંને સૌથી પ્રથમ કરવા યોગ્ય છે તે શું? શાસ્ત્રમાં પણ એ જ
કરવાનું કહ્યું છે તે શું? તો કે વિનય. ભૂંડું કર્યું હોય તેનું પણ ભલું થાઓ: સર્વ કોઈ
પ્રત્યે વિનય, નમ્રતા, લઘુતા રાખો. વિનય કરનારનું જ ભલું થશે. માન ન હોત તો અહીં
જ મોક્ષ હોત.

**

તા. ૧૮-૧-૧૯૩૬

આખો સંસાર દુઃખથી ભરેલો છે. તેનો પાર પામવા આપણે શું કરવું? ઓહોમાં કાઢી
નાખ્યું છે. તેનું માહાત્મ્ય જાણ્યું નથી. પણ એક આભરણ જાણી સાથે રાખવા યોગ્ય છે કે
આવો દેખાય છે તેવો આત્મા નથી. ખાવું પીવું, બોલવું ચાલવું બધું ખોટું છે. એ મારું
નથી, એ હું નથી. જ્ઞાનીએ જાણ્યો છે એવો આત્મા તે હું છું, તે આત્મસ્વરૂપ મારું છે. બીજી
બધી ક્રિયાનો જોનાર હું રહું, મહીં ભળી ન જાઉં, મફતિયું જોઉં તો કર્મ બંધાય નહિ.
આત્મા જોવાનો લક્ષ થાય, આત્માને સંભારવાનો લક્ષ થાય, આત્મ-ભાવનાનો પુરુષાર્થ
થાય તો આસ્રવમાં સંવર થાય છે. ઝેરનું અમૃત થાય છે, કોટિ કર્મ ક્ષય થાય છે. માટે
પુરુષાર્થ નિરન્તર કર્તવ્ય છે.

***

પોષ વદ ૦)), ૧૯૫૨, તા. ૨૪-૧-૧૯૩૬

મુમુક્ષુ—સાહેબ, કોઈ નવો આવે છે, કોઈ પાંચ વર્ષથી આવે છે, કોઈ પંદર વર્ષથી સત્સંગ કરે છે — એ સર્વને આપ કહો છો કે યોગ્યતા નથી, યોગ્યતા લાવો. તો તે કેમ સમજવું?

પ્રભુશ્રી—શું કહીએ ? દૃષ્ટિ ફરી નથી ત્યાંસુધી યોગ્યતા કેમ કહેવાય ? દૃષ્ટિ ફરી જાય ત્યારે જ કામ થાય. મૂક્યા વગર છૂટકો નથી. તારી વારે વાર છે. મૂકવું તો પડશે જ. એમ પરમ કૃપાળુદેવે કહ્યું હતું. આ ચર્મ-ચક્ષુ મૂકવી પડશે; બાહ્યદૃષ્ટિ, પર્યાયદૃષ્ટિ મૂકવી પડશે. દિવ્યચક્ષુ જોઈએ. તે પ્રાપ્ત થવાને આવરણ હોય ત્યાંસુધી યોગ્યતા કેમ કહેવાય ? એક મરણિયો સોને ભારે છે. તેમ મરણિયો થઈ જાય ત્યારે કામ થાય. સમકિત વગર મોક્ષ નથી. સમકિત સુલભ છે, સહેલું છે. દૃષ્ટિ ફેરવવી જ પડશે

***

તા. ૫-૨-૧૯૩૬

ભૂંડું થયું હોય તો પ્રમાદથી થયું છે. પ્રમાદ, આળસ છોડીને હવે ચેતી જાઓ. આ મનુષ્યભવ રહ્યો છે, તો અત્યારે ચિન્તામણિ જેવો ગણીને ચેતી જાઓ. 'आणाअे धम्मो, आणाअे तवो '—આજ્ઞાનું આરાધન એ જ ધર્મ અને આજ્ઞાનું આરાધન એ જ તપ. જીવને આત્માની ઓળખાણ થઈ નથી, લક્ષ થયો નથી. તે કર્યે છૂટકો છે.

મુમુક્ષુ—તે કરવા જ અહીં બેઠા છીએ.

પ્રભુશ્રી—તે તો જ્ઞાની જાણે છે. તે કરવા જ બેઠા છે તેનું તો કામ થશે જ. ધીરજ રાખો. ધૈર્ય રાખવાની જરૂર છે. કામ થઈ જશે. સમજણ અને પકડ જોઈશે. ધિંગ ધણી માથે કર્યો છે, માથે સદ્‌ગુરુ કર્યા છે તો ફિકર શી છે ? અહીં બોધ સાંભળતાં તો કોટિ કર્મ ખપી જાય છે, પુણ્યના ઢગલા બંધાય છે. અને ઢૂંકડું અવાય છે, પાસે અવાય છે.

આ જીવ રાંક પણ થયો છે, રાજા પણ થયો છે, હાથનાં કોઈ બે બોર ન લે તેવો પણ થયો છે. તો હવે અત્યારે જે આવે તે સમતા રાખી ખમી ખૂંદતાં શીખો. જે આવે છે તે જાય છે. રહેવાનું ક્યાં છે ? તમારું ક્યાં છે ? સુખદુઃખ આવવું હોય એટલું આવોને ! ભેદ-જ્ઞાનથી ઝટકો મારી કાપી નાખો, ઉડાવી દો—બળેને દૂર જઈ પડ. જે દેખાય છે તે પુદ્‌ગલ છે, પર્યાય છે; તે હવે નથી જોવું. તેને ધક્કો મારી પાડી નાખો. જ્ઞાની તો આત્મા જુએ છે. આવા નાનામોટા, સારાખોટા જોતા નથી. પુદ્‌ગલને પુદ્‌ગલરૂપ, પર જાણે છે. પોતાનો આત્મા છે. તેની સાથે સગાઈ કરી છે.

" સમકિત સાથે સગાઈ કીધી, સપરિવારશું ગાઢી;
મિથ્યામતિ અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢી. હો મલ્લિ જિન૦ "

***

તા. ૬-૨-૧૯૩૬

આ બધા જીવની પાસે છે શું? 'ભાવ'; છે કે નહિ? ભાવ કોઈની પાસે નથી એમ છે? શું કરવું હવે? આ વાત જેવી તેવી નથી. ચમત્કાર છે. એક વચનમાં મોક્ષ થાય છે. નાના, મોટા–કોઈપણ કરે તો થઈ શકે તેવું શું છે? તો કે ભાવ. ભાવ વડે જ ભૂંડું થાય છે; ભાવ વડે જ ભલું થઈ શકે છે. જન્મ, જરા, મરણ થઈ રહ્યાં છે, તે ય ભાવ વડે જ. ત્યારે હવે શું કરવું?

"ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળજ્ઞાન."

આ ટૂંકામાં ટૂંકું છે. જપતપ, ક્રિયા કમાણી, સંજમ, માનવું ન માનવું એ બધું ભાવમાં આવી ગયું.

આ જીવ અનાદિનો ભમતો છે. તેના ઉપર દયા લાવી પરમ કૃપાળુ દેવે બોલાવી લખી આપ્યું: "આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે."

આટલો જ સવાલ બસ છે. પરને પોતાનું માન્યું છે ત્યાં જ દુઃખ થયું છે. 'મારું માથું દુઃખે છે, તાવ આવ્યો છે, પેટમાં દુઃખે છે'–મહીં તણાઇને માનવા જાય છે! એ 'તારું માથું' અને 'તારી ચૂંક' એ તારાં છે? એ તો કર્મ છે. તે બાંધેલાં આવ્યાં છે તે જાય છે. તેને જોનાર, જાણનાર તેથી ન્યારો આત્મા તું છે. તે આત્મા તારો છે. તેના ઉપર ભાવ એ જ ઠરીને શાંત થવાનું ઠેકાણું છે. આતમભાવ થયો ત્યાં ચિન્તા, ફિકર બધું જતું રહે. કહો, આવો આતમભાવ હવે કોણ મૂકે? આખા ગામનો બેટ્ટો હોય તે આતમભાવ મૂકે; હું તો મૂકું નહીં. આટલું જ કરવાનું છે. આમ ન કરવું હોય તો ફર્યા કર સંસારમાં.

'સત્પુરુષના એકેક વાક્યમાં એકેક શબ્દમાં અનંત આગમ રહ્યાં છે તે વાત કેમ હશે?' ખબર નથી તેથી ભોળો ભટકે છે. મારો દીકરો, મારું ધન, મારું ઘર–'મારું મારું' કરો ને ભટકો. જુઓ છો બાહ્ય દૃષ્ટિથી.

'કર વિચાર તો પામ.' વિચાર કર્યો નથી. આનું પરિણામ શું આવશે? સુખ-દુઃખ, પૈસાટકા, દીકરા–છોકરાં, 'મારું–તારું' કશું રહેતું નથી. બધું રાખ છે. આંટી ઊકલી નથી. મૂકવું પડશે. સાથે લીધું તો ઊભું થયું. ન લે તો થાય? આમ જુઓ, તેમ જુઓ જ્યાં જુઓ ત્યાં 'તુંહિ તુંહિ'–એક આત્મા જ જુઓ. આ ય આત્મા, આ ય આત્મા એમ આત્મા જોવાય તો કામ થઈ જાય. તેને બદલે આ તો વાણિયો છે, આ તો પાટીદાર છે, સારો છે, ખોટો છે, નાનો છે, મોટો છે એમ જોયું ત્યાં ફૂટ કપાળ!

આત્મા જોયો નથી, 'જે જાણું તે નવિ જાણું, નવિ જાણ્યું તે જાણું.' આ બધી મર્મની વાત છે. આંટી ઊકલે તો સવળું થઈ જાય. પાછું વળવું પડશે, મૂકવું પડશે; કરવું પડશે. આતમભાવના ભાવતાં પરિણામ બીજું આવે તો કહેજે. સાકર ખાય તો અફીણનું ફળ નહિ થાય, સાકરનું જ ફળ મળશે.

હવે તારા હાથમાં છે, તારી વારે વાર છે. ચેત, ચેત ભરત, ચેત. બોધ શ્રવણ કર્યો નથી—કર્યો હોય તો પણ તુંબડીમાં કાંકરા! બ્રહ્મને માની બેઠા છે. આ તો ફલાણા ભાઈ બેઠાં છે, એ ભુલવણી છે. એ જોવાનું નથી. પડદો ખસ્યો નથી, ત્યાં શું ભાળે? પડદો ખસ્યો હોય તો બીજું દેખાય. આ બધામાં આત્મા નથી? શું આત્મા જ નથી? છે, છે. તો કોને માનવો છે? હવે કોને ગણવો છે? કોને ઓળખવો છે? પંચાત કોની છે હવે? ખાવું પીવું, બેસવું ઊઠવું એ નો'ય આત્મા. માર્ગ શું છે? ત્યાગ. ઊઘાડી તરવાર, ઘેરાં છોકરાં, ધન, હાથપગ—બધું ત્યાગ. ત્યારે રહ્યું શું? બધું મૂકતાં બાકી રહ્યું શું? જે ન મુકાય એવું પોતાનું સ્વરૂપ તે સમજાણું નથી.

***

તા. ૮–૨–૧૯૩૬

આત્માને ઓળખવો છે. આત્મા જોવાની દૃષ્ટિ કરવી છે. જ્ઞાની ઠામ ઠામ આત્મા જુએ છે. જ્ઞાની પાસે જ દિવ્યચક્ષુ છે. બીજા બધા સંસારી જીવો ચર્મચક્ષુથી જુએ છે અને તેથી કર્મબંધન કરી રહ્યા છે. જ્ઞાનીને તેથી જ બધું સવળું છે. જ્ઞાનીના ગમ્મા અને જ્યમ નાખો તેમ સમ્મા. જ્ઞાની ગમે તેમ વર્તે છે છતાં બંધાતા નથી. તેમનું વર્તન માત્ર સવળું જ થાય છે. અજ્ઞાનીનું બધું વર્તન અવળું જ છે.

ત્યારે આત્મા જોવાય શી રીતે? તે માટે શું કરવું? સત્સંગમાં બોધ શ્રવણ કર્યો; છતાં વિચાર કર્યો નહિ. વાતે વડાં થાય નહિ. કરવું પડશે. તમારી વારે વાર છે. ત્યારે હવે કરવાનું શું છે?

આટલા બધા બેઠા છે, પણ કોઇએ એકાન્તમાં બેસીને નક્કી કર્યું છે? શ્રદ્ધા કરી છે? શ્રદ્ધાવાળો ધનવંત છે. તેનું કામ થશે. એક શ્રદ્ધા દૃઢ કરી હોય તો બધું સવળું થઈ જાય. આત્માના સ્વરૂપની શ્રદ્ધા થઈ ગઈ હોય તો તેનું બધું જ સવળું થઈ જાય છે.

***

તા. ૨૦–૨–૧૯૩૬

નાનોમોટો સર્વ આત્મા છે. ઠામઠામ એક આત્મા જ જોવો. અંજન થવું જોઇએ. પણ કોણ સાંભળે છે? કોણ લક્ષ લે છે? કોને કહીએ?

***

તા. ૨૮–૧–૧૯૩૬

સત્ અને શીલ એ મુખ્ય છે.

સત્ એટલે આત્મા છે. શીલ એટલે બ્રહ્મચર્ય છે.

'અમે વ્રત લીધું છે. બ્રહ્મચર્ય પાળીએ છીએ.' એ શું સાચું છે? બ્રહ્મચર્ય વ્રતવાળા

તો ઘણા જગતમાં ફરે છે. તેમને શું યથાર્થ બ્રહ્મચર્યવ્રત છે? તે તો જે મહાભાગ્ય હોય તે જ જ્ઞાની પાસેથી તે વ્રત પામે છે. જ્ઞાનીનાં વચન પ્રમાણે માન્યતા કરે કે આ હું નહિ, હું તો આ સર્વને જાણનાર, જોનાર, એવો આત્મા છું—સદ્ગુરુએ યથાર્થ જાણ્યો છે તેવો આત્મા હું છું. તે આત્મા અર્થે વ્રત પાળું છું. જગતમાં સારો, મોટો કહેવરાવવા કે પૂજા–સત્કાર પામવા કંઈ વ્રત પાળવાં નથી. મારા આત્માના હિત માટે, આત્માર્થે કરવાં છે.

ભોગ ભોગવવા, વિષયોમાં રાચવું એ ઝેર છે, કાળકૂટ ઝેર છે. 'મેં ખાધું, મેં પીધું; મેં ભોગ ભોગવ્યા!'–એ શું સાચું છે? એ તો બંધન છે. એ બધું ત્યાગવાનું છે. મારું છે તે જ (આત્મસ્વરૂપ) મારું છે. બીજું મારું નથી. ઝેરનો વાટકો પીવો, કટારી મારીને મરી જવું; પણ વ્રતનો ભંગ ન કરવો.

" નીરખીને નવયૌવના, લેશ ન વિષયનિદાન;
ગણે કાષ્ઠની પૂતળી, તે ભગવાન સમાન. "

નારી કાષ્ઠની પૂતળી સમાન ગણવી. બધાં પૂતળાં જ છે. આત્મા જુદો છે. એક વિષયને જીતતાં બધો સંસાર જીત્યો. મરણિયા થઈ જવાનું છે. એક મરણિયો સોને ભારે.'

જ્ઞાન એ આત્મા છે; ધ્યાન એ આત્મા છે. વિષયથી જ્ઞાન અને ધ્યાનનો નાશ થાય છે. એક વાડથી જેમ ખેતરનું રક્ષણ થાય છે તેમ આ બ્રહ્મચર્યરૂપી કલ્પવૃક્ષનું નવ મહાવાડથી રક્ષણ થાય છે. બધી વાડ સાચવવી. મન, વચન, કાયાથી બ્રહ્મચર્યરૂપી કલ્પવૃક્ષને સેવે છે તેનો સંસાર શીઘ્ર નાશ પામે છે. પાત્ર થવા માટે બ્રહ્મચર્યને બુદ્ધિમાનો નિરંતર સેવે છે.

***

તા. ૨૯–૧–૧૯૩૬

**પત્રાંક ૫૬૯ નું વાંચન :—**

**" સર્વ કલેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે. વિચાર વિના આત્મજ્ઞાન થાય નહીં અને અસત્સંગ તથા અસત્પ્રસંગથી જીવનું વિચારબળ પ્રવર્તતું નથી, એમાં કિંચિત્ માત્ર સંશય નથી. "**

બધી સંભાળ લીધી છે, એક આત્માને જાણ્યો નથી. હવે આ જીવને મનુષ્યભવ પામીને દુર્લભમાં દુર્લભ જોગ મળ્યો છે. તેમાં કર્તવ્ય એક આ છે, આત્મજ્ઞાન. ખરું આ કરવાનું છે.

વાસના, પૈસાટકા, સામગ્રી માયાની મેળવી હોય તે આ જીવને આત્મહિતમાં કામ નથી આવતી. એ મૂર્ચ્છા છે. એથી બંધન થાય છે. મનુષ્યભવ પામીને ચેતવાનું છે. શું? તો કે આતમભાવના. બીજી ભાવના થઈ પણ એ ભાવના નથી થઈ. 'પંખીના મેળા,' 'વનવનની લાકડી.' લીધો કે લેશે, મહેમાન છો. બધું અહીં પડ્યું રહેશે. સોય સરખી પણ સાથે જશે નહીં. સાથે જાય એવું શું છે તેનો ડાહ્યા પુરુષે વિચાર કરવો.

'समयं गोयम मा पमाए.' એ વીતરાગનું વચન છે. દુર્લભમાં દુર્લભ આ મનુષ્યભવનો જોગ છે. આ અવસર મળ્યો છે. તેમાં સૌથી મોટી વાત, સૌથી બળવાન અમને તો સત્સંગ

લાગે છે. જેને જેવો સંગ રંગ તેવો બેસે. સત્સંગ જોઈએ બોધની ખામી છે. મનુષ્યભવ પામીને કરવાનું શું છે ?

'सवणे नाणे विण्णाणे, पच्चक्खाणे संयमे.' શ્રવણ સત્સંગમાં મળે છે. સત્સંગથી કર્મક્ષય થઈ મોક્ષ થાય. 'હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?'

મુંડ મુડાવ્યાં, સાધુ થયા, જપ તપ કર્યાં; તેનાં ફળ મળ્યાં. ક્રિયા કંઈ વાંઝણી નથી. મનુષ્યભવ અલેખામાં જાય છે, પશુવત્ જાય છે. શ્રવણ કરવાથી વિજ્ઞાનપણું આવે. પછી ભાવના થાય. ભાવ આવ્યા પછી કરવા મંડે. જપ, તપ એમાં આવી જાય. કર્મ ક્ષય થઈ સિદ્ધિ થાય.

આવી વસ્તુ સત્સંગમાં રહી છે. સત્સંગમાં કોઈ અપૂર્વ વાત હોય છે ! ગાડરિયા પ્રવાહે, રૂઢિ માર્ગે ધર્મ કહેવાય છે એવો ધર્મ ન હોય. સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર એ જ આત્માનો ધર્મ છે એ આત્માની વાત સત્સંગમાં હોય છે.

બજારમાં વસ્તુ બધી ભરી હોય છે. ત્યાં પોતાને જરૂર હોય તે વસ્તુ લે છે. તેમ આ મનુષ્ય ભવ પામીને તારું શું છે ? તે જાણ્યું નથી. પહેલું તે જાણીને પછી તે પ્રાપ્ત કરવા યોગ્ય છે.

'समयं गोयम मा पमाओ.' ક્ષણે ક્ષણે આયુષ્ય ઓછું થાય છે. અહીં કોઈ બેસી રહેવાના છે ? બધાને ચાલ્યા જવાનું છે. ડાહ્યા પુરુષો હંસની માફક દૂધ દૂધ ગ્રહણ કરે છે, પાણી છોડી દે છે. વાણીઓ છે, બ્રાહ્મણ છે, નાનો છે, મોટો છે એમ જોવું નહીં. વાત બધાની શ્રવણ કરવી; પણ આત્માના હિતની હોય તો ગ્રહણ કરવી.

'ભરત ચેત, કાળ ઝપાટા દેત.! એનું ફળ અરીસાભવનમાં કેવળજ્ઞાન થયું તે. કોણ કામ કરશે ? ભાવ—

"ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળ જ્ઞાન."

પૈસાટકા કોને કામ આવે તેમ છે ? ભાવ અને પરિણામ, બે તમારી પાસે છે. આશા, વાસના, તૃષ્ણા તો માયા છે. મૂકીને આવ્યો છે, મૂકીને જવાનું છે. સાડા ત્રણ હાથ જમીનમાં બાળી મૂકશે. ત્યારે કરવા જેવું શું છે ? એક સત્સંગ. એમાં આત્માની વાત છે. બધી સંભાળ લીધી છે, જે લેવાની છે તે રહી જાય છે—એ સારું ? સત્સંગથી જ તેની સંભાળ લેવાશે. તેમાં ખોટી થા. ત્યાં પાપ સંક્રમી પુણ્ય સહેજે થાય છે, વૃત્તિ રોકાય છે. વૃત્તિ રોકવી છે. જો જીવ ભાવના કરશે તો તેનું ફળ મીઠું આવશે. જીવને ભાન નથી. આવો અવસર ચૂકવા જેવો નથી, ચેતવા જેવું છે.

ક્રોધ, માન, માયા, લોભ એ આપણો આત્મા નહીં. પાંચ ઇન્દ્રિયો એ આપણાં નહિ. એ બંધન કરાવનારાં છે. માટે તેનો ત્યાગ ઉપદેશ્યો છે. વિષય કષાય મૂકવા જોઈશે. 'ઓ હો ! આ તો હું જાણું છું, મેં સાંભળ્યું છે,' એમ ન કરવું.

સત્સંગે સમાગમે વાણી સાંભળવામાં આવે છે તેથી હિત થાય છે. સત્સંગમાં આવી કંઇ લઈ જવું જોઈએ. શું ? કર્તવ્ય શું છે ? ભક્તિ. ભક્તિ જેવું કોઈ સાધન નથી. એ બહુ મોટી શ્રેષ્ઠ વસ્તુ છે.

મુમુક્ષુ—ભક્તિ યે ઘણા કરે છે. તો ભક્તિ કઈ કરવી ?

પ્રભુશ્રી—હૃદયમાં ટેક રાખવો. વીસ દુહા ભક્તિના એકાન્તમાં બેસી આખા દિવસમાં એક વાર પણ બોલવા. આ મંત્ર છે, જાપ છે. સાપનું ઝેર જેમ મંત્રથી ઊતરે છે તેમ આ જીવને ભક્તિથી કર્મનું ઝેર ઊતરે છે. "હે ! પ્રભુ, હે ! પ્રભુ, શું કહું ? દીનાનાથ દયાળ" લઘુત્વ, ગરીબાઈ, ગુરુવચન એ ક્યાંથી હોય !

આત્માનો નાશ નથી. આત્મા છે. કેવો છે ? જ્ઞાનીએ દીઠો છે તેવો. કેવો દીઠો છે ? જ્ઞાન-દર્શનમય, જ્ઞાનીએ કહ્યો તેવો. તે મારે માન્ય છે. 'सद्धा परम दुल्लहा' —"વીતરાગનો કહેલો પરમશાંતરસમય ધર્મ પૂર્ણ સત્ય છે."

ઉપયોગ એ ધર્મ છે. વાત કોઈ અજબગજબ છે ! વાત જ્ઞાનીની કહેલી છે. મીઠી વીરડીનું પાણી છે.

"સબસેં ઊંચી બાત હૈ નૈંનનકે બીચમેં;
કૂંચી ગુરુકે હાથ, ભેદ ન પાવે વેદમેં."

કર્યા વગર નહીં થાય. આખરે મૂકવું પડશે. વાત અજબગજબ છે ! "પગ મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે, અને માથે મરણ રહ્યું છે; એ વિચારી આજના દિવસમાં પ્રવેશ કર."

"જગત આત્મારૂપ જોવામાં આવે." આ અજબગજબ વચન પકડાતું નથી. 'પાવે નહિ ગુરુગમ વિના.' ગુરુગમ જોઈશે. ભેદી મળવો જોઈશે જ. મોટું જહાજ હોય. એની સાથે આંકડો ભરાવી દે છે તો નાવડાં બધાં જોડે તણાયાં જાય છે. આવો રસ્તો છે. ખૂબી છે ! વાત જ્યમત્યમ નથી. આ અવસરે વસ્તુ લેવા જેવી છે. વાર કેટલી છે ? તમારી વારે વાર છે. કોઈને શ્રવણ થયા વિના કામ થવાનું નથી. શ્રવણ કરશે ત્યારે જાણશે.

'एगो मे सस्सदो अप्पा, णाणदंसणलक्खणो
सेसा मे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥'

મોટા પુરુષો કહી ગયા છે બધું. પણ શ્રદ્ધા, પ્રતીત નથી. ભણ્યો પણ ગણ્યો નહિ. સમજ્યો તેનું કામ થશે. સમજ્યે છૂટકો છે.

'સદ્ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યા વણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ.'

ધન્યભાગ્ય આપણાં કે આવો જોગ મળ્યો છે. મૈત્રીભાવ, પ્રમોદભાવ, કરુણાભાવ, માધ્યસ્થ ભાવ એ ચાર આપણે ન છોડવાં. આ ભાવનાથી કામ થઈ જાય.

***

તા. ૩૧-૩-૧૯૩૬

મૂળ માર્ગ વીતરાગ માર્ગ છે. કર્મ છે, આત્મા છે. બન્નેને જ્ઞાની જાણે છે. આત્મા જ્ઞાનીએ યથાતથ્ય દીઠો છે, એમ કહેવાશે. છોકરાં, છૈયાં, પૈસો એ આદિ પુદ્ગલ, કર્મ છે. કર્મ તો મુકાય છે. અનંત કાળથી મુકતાં આવ્યાં છે. કોઇને ય મુકાયા વગર રહ્યાં છે? પણ આત્માની ઓળખાણ થઈ નથી. આ બધો વ્યવહાર કર્મ સંજોગ-સંબંધને લઈને કરવો પડે છે. આત્માની ભાવના તો કોઈ જ્ઞાનીએ ભાવી, તે પરિચય કરવો છે. તે પરિચય જ્ઞાની જ જાણે છે.

ક્ષેત્ર ફરસના નાસિકની તે જવું થયું. કર્મપુદ્ગલ જે દી તે દી તો મૂકવાનાં છે, મુકાશે. અનંતા ભવથી મૂકતો આવ્યો છે. છતાં આત્મા તો તેવો જ છે. તેને કંઈ થયું છે? મનુષ્યભવ દુર્લભ છે. તેમાં એક સત્સંગ અને સત્પુરુષનો બોધ એ બે જોઈએ. તો કંઈ ફિકર નહીં. 'ફિકરકો ફાકા ભર્યા તાકા નામ ફકીર.' આત્મા શું છે? આત્મા કેવો છે? હવે કંઈ ફિકર છે નહિ. દિવસ પણ થયા, અવસ્થા પણ થઈ. જન્મ-મરણ, એ વિકલ્પ જ ન કરવો. જન્મ-મરણ તો વ્યવહાર છે. જન્મ-મરણ હોય તો ય શું? ન હોય તો ય શું? એ તો કર્મ છે. આત્માને શું? આત્મા તો જુદો છે. નિશ્ચયથી આત્મા જેમ છે તેમ છે. તેમાં કંઈ ભેદ પડયો છે? આવું છે, તો પછી શું? કંઈ નહિ.

મળ્યા હોય તે સાંભરે. ક્ષેત્ર ફરસના. આ જગા મળી તો આ, નાસિક તો નાસિક. હે! પ્રભુ, મુંબઇએ તો તોબા, જુલમ કર્યો છે! કોણ જાણે કયાંથી એટલાં બધાં માણસો આવ્યાં હશે, સ્ટેશન ઉપર. પણ બધાંને સમજણ કયાં?

સમજણમાં હોય તે હોય. સમજણ જ કામ કરે છે. સમજી લેવાનું છે. હે! ભગવાન, શું કરું? હું તો થાકયો; હું કંઈ જ જાણતો નથી; ગુરુનો જ પ્રતાપ છે! તેથી કદાચ દુ:ખ હોય તોય શું? તે ન હોય તોય શું? સમજણ જોઈએ. હે! ભગવાન, હું કંઈ જ જાણતો નથી. 'એક વિઠ્ઠલવરને વરીએ.' બસ થઈ રહ્યું! તે જે છે તે છે.

આત્મા સિવાય તે બીજાને કહેવાય? આત્મા સિવાય તે બીજાને મનાય? સમજણ જેટલી હોય તેટલી ખરી. આત્માને જ કહેવાય. બીજાને કહેવાય કે મનાય? સૂઝે તેટલો ક્ષયોપશમ હોય, પણ તેમાંય ભેદ — ક્ષયોપશમથી ખબર પડે? ક્ષયોપશમ તે આત્મા ન હોય. તેને આત્મા માની બેસે છે. તે તો બધા સંજોગો. આત્મા નો'ય ઢીંગલાઢીંગલીની રમત!

ત્યારે સંકલ્પ-વિકલ્પ કેમ આવે છે? સંકલ્પ-વિકલ્પ તો આવે, કર્મ હોય ત્યાં સુધી આવે તે કર્મના, આત્માના નહિ. કર્મ ન હોય તો કંઇ નહિ; કર્મ હોય તો હોય—બધાયને વેદવાં પડે. કર્મ હોય તે બધાયને વેદવાં પડે. જેટલી લેવડદેવડ કરવાની હોય તે કરવી પડશે. છપ્પનકોટિ જાદવ, તેમણે પણ ચિત્રવિચિત્ર જોયું, વેદ્યં! તે તરફ જોવું જ નહિ. એક આત્મા જ જોવો. અને બીજું તો 'થાવું હોય તે થાજો; રૂડા રાજને ભજીએ.'

શાતા-અશાતા તો બાંધી છે તે જીવને આવ્યા કરે, દિવસ ને રાત જેમ આવ્યા કરે છે તેમ. જેમ દિવસ તે દિવસ છે, દિવસ તે રાત નહિ અને રાત તે દિવસ નહિ, તેમ શાતા-

અશાતા તે આત્મા નહિ અને આત્મા તે શાતા-અશાતા નહિ—કર્મનો ભોગવટો કહેવાય. જીવ તેને પોતાનો માની બેઠો છે. કોઈ એક સદ્ગુરુ મળે ને બાણથી વીંધીને મારે તો સોંસરું ઊતરી જાય.

" एगोऽहं णत्थि मे कोइ, नाहं अन्नस्स कस्सई।
एवं अदीणमणसो अप्पाणमणुसासइ ॥
एगो मे सस्सदो अप्पा णाण-दंसणलक्खणो।
सेसा मे बाहिरा भावा सव्वे संजोगलक्खणा ॥ "

આત્મા શાશ્વત છે, એનું આ કોઈ નથી એમ નિશ્ચય જાણ્યો. એ આત્મા તો સમ્યગ્દૃષ્ટિ સમદૃષ્ટિ જ્ઞાનીપુરુષોએ જાણ્યો છે. તે જ્ઞાની પુરુષે જે દર્શાવ્યું છે, દેખાડ્યું છે તે સાચું છે. જડ તે જડ અને ચેતન તે ચેતન. જડ તે ચેતન નહિ થાય અને ચેતન તે જડ નહિ થાય, એ નક્કી જાણજો.

બધાય દહાડા કાઢે છે. આટલાં વર્ષ ગયાં ને જાય છે. આત્મા તો છે તેવો જ છે. આત્મામાંથી શું ઓછું-વત્તું થયું? એક વાર કેટલી?—સમજણ જોઈએ.

" સદ્ગુરુના ઉપદેશવણ સમજાય ન જિનરૂપ;
સમજ્યાવણ ઉપકાર શો? સમજ્યે જિનસ્વરૂપ. "

સમજણ તો જોઈશે જ. આ અમારું કાલું-બોબડું બોલવું થાય છે, પણ તેમાં ફેરફાર ન જાણશો. ગુરુકૃપાથી, શરણથી સમજણમાં આવે છે. તમારો પ્રશ્ન-'ગુરુગમ શું?' એ સાંભરે છે. એનો અર્થ સમજ્યા વગર શું ખબર પડે? એ સમજણ સદ્ગુરુના બોધના શ્રવણે આવે. બોધ સાંભળે એને થાય. યોગ્યતા પ્રમાણે તે સમજી જાય છે; યોગ્યતાએ સમજાય છે, બીજાને નહિ. જીવની યોગ્યતા હોય તેટલું સમજાય છે. યોગ્યતા જોઈએ.

સૌથી મોટી વાત એ છે કે સત્સંગ અને બોધ એ બે રાખજો. ગમે તેમ ગમે ત્યાંથી એ બે લેવાં. આ જ મુખ્ય કામ છે. એમાં જ બધું છે, તો જ સમજાય. આત્મા છે; આત્માની સત્તા છે તો આ જણાય, દેખાય.

દુઃખ થાય તે કર્મ છે. કર્મ તો જાય છે, મુકાય છે, તે આત્મા નથી; પણ સમજાતું નથી, કારણ, ખામી છે. બોધ અને સમજણની જરૂર છે. બોધ જોઈએ.

'एगं जाणइ से सव्वं जाणइ.' એક સદ્ગુરુથી આત્માને જાણ્યો તો બસ; બધું જાણ્યું. આત્માને જાણી લેવો.

આ બધા તો સંજોગ છે; બાંધેલા છે. વીતરાગ માર્ગ સૌથી મોટો છે. કર્મ તો જવાનાં, જાય છે—એનો સ્વભાવ એ જ છે. આત્મા તો શાશ્વત છે. એ આત્મા જાય નહિ.

બનવાકાળ તે આટલું બોલાયું, વાત સંભળાવી. અશક્તિ એટલી છે કે બોલી શકાય નહિ. આયુષ્યની દોરી હોય તો બચે. કશું ય પાંસરું નહિ. દેહ તો છૂટી જાય; આત્મા શાશ્વત છે. અમારે તો એક સદ્ગુરુનું શરણું છે, તેથી આત્માની વાત કરીએ તે પાછી ફરે નહિ.

आणाअे धम्मो आणाअे तवो ।

સદ્‌ગુરુનાં વચનો—પરમકૃપાળુદેવનાં વચનામૃતો તે જ આધાર છે. તે જ વાંચવાં વિચારવાં અને હૃદયમાં ઉતારી દેવાં. આત્મા થઈને આત્મા બોલ્યો, આરાધ્યો તો બસ. કહેવું કોને? અધિકારીને કહેવાય. તમે દૃષ્ટિવાળા છો તે માનશો, માન્ય થશે. એક પરમ કૃપાળુદેવની જ શ્રદ્ધા પકડ કરી લેવી, તે જ એક કર્તવ્ય છે. એ ભૂલશો નહિ તે જ પકડ કરી લેવાની, ડાહ્યા થયા વગર. 'હું કંઈ જ જાણું નહિ, હું કંઈ જ ન સમજું; એણે કહ્યું તે સાચું,' એમ પકડ કરી લો. આ આવે અને પરિણમી જાય તો થાય. બસ એ જ. પરમ કૃપાળુદેવની શ્રદ્ધાની પકડ કરી લો. બીજું માનશો નહિ. બીજું તો પર છે, કર્મ છે, પર્યાય છે, આત્મા નથી. બધું મુકાશે, આ છોડશો નહિ. તમે બધા એકત્ર થઈ પરમ કૃપાળુ દેવનાં વચનામૃતો વાંચો, વિચારો તે સત્સંગ છે. તે જ કર્તવ્ય છે.

***

તા. ૧૦–૪–૧૯૩૬

જાગૃતિ છે. એક, બોલાય કે ન બોલાય તો ય શું? પુદ્‌ગલ–કર્મ છે. પાવર સંજોગને લઈને ફર્યો છે. તેનું કંઈ નહિ. બાકી બીજી બધી જાગૃતિ છે. કંઈ ફિકર નથી.

***

ચૈત્ર વદ ૫, રવિ, સં. ૧૯૯૨, તા. ૧૨–૪–૧૯૩૬

મુખ્ય માર્ગ છે ભક્તિ. જે કરશે એ ઊગી નીકળશે. કર્તવ્ય છે. ભક્તિનું ફળ મળશે. પોતાનું કર્તવ્ય છે; આખર બીજાનું કામ નથી. ઓળખાણ જ્ઞાનીપુરુષની યથાતથ્ય તે માન્ય; મારી કલ્પના ખોટી. મારે તો શ્રી સદ્‌ગુરુ કૃપાળુદેવે આત્મા યથાતથ્ય જાણ્યો છે તે માન્ય છે. તેમણે આત્મા જાણ્યો છે, તે કોઈની કૃપાદૃષ્ટિ થઈ તેણે જણાવ્યો, તે જાણ્યો તો યથાતથ્ય છે. તે વગર બીજું છે નહિ. મૂળ વાત–વસ્તુ આત્મા, ભાવના જેમ બને તેમ રાગ-દ્વેષ કર્તવ્ય નથી. જીવ બધા રૂડા છે. પુદ્‌ગલ છે તે આત્મા ન હોય. આત્મા જ આત્મા છે. જ્ઞાનીએ જ આત્મા જાણ્યો છે. જ્ઞાની વગર કોઈ કહેશે કે જાણ્યો છે તે મિથ્યા છે. યાદ રાખવાલાયક છે. એક ભક્તિ માત્ર કર્તવ્ય છે. મનુષ્યભવ દુર્લભ છે.

આતમજ્ઞાની હોય તે આત્મા જણાવે. પકડવા લાયક છે. એક વિશ્વાસ, પ્રતીતિ; અવશ્ય ત્યાં કલ્યાણ. ડાહ્યા ન થવું. વીસ ભક્તિના દુહા મહામંત્ર છે, યમનિયમ સંયમ, ક્ષમાપનાનો પાઠ—ત્રણ વસ્તુ સ્મરણ કરવા, ધ્યાન કરવા, લક્ષ–ખ્યાલમાં રાખવા યોગ્ય છે. આત્મા જોવો. આત્મા છે. જેમ છે તેમ જ્ઞાનીએ જાણ્યો છે. જ્ઞાનીએ જોયો તે આત્મા. પ્રત્યક્ષ જ્ઞાની કૃપાળુદેવે ચાંદ જેને ચોઢ્યો છે તેનું આત્મહિત થવાનું છે. સ્મૃતિ કરવી. આત્મા છે; આત્મા છે, આત્મા નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે — તે સર્વ ભાવ જ્ઞાનીએ જાણ્યા તે યથાતથ્ય સત્ય છે. તે મંત્ર બહુ જબરો છે, આત્માને લક્ષ રાખવા જોગ છે.

ડૉક્ટર તો નિમિત્ત છે. કર્મ ભભક્યાં છે, તે કર્મ જાણો. વહેવારે કરવાનું છે, નિશ્ચયે નહિ. પ્રકૃતિ છે. સૌ સાધન બંધન થયાં છે. મનુષ્યભવ, દુર્લભ છે સત્પુરુષ ઉપરની શ્રદ્ધા. કાલાઘેલાની વાત છે; કહેવાશે હા હા ગોટીલા. પણ સત્ જે આત્મા છે તે માનશે તેનું કલ્યાણ છે. મુદ્દે રકમ શ્રદ્ધા. 'सद्धा परम दुलहा'

***

ચૈત્ર વદ ૬, સોમ, સં. ૧૯૯૨, તા. ૧૩–૪–૧૯૩૬

આત્માને મૃત્યુમહોત્સવ છે, એક મૃત્યુમહોત્સવ છે.

"વિશ્વભાવવ્યાપી તદપિ એક વિમલ ચિદ્રૂપ;
જ્ઞાનાનંદ મહેશ્વરા, જયવંતા જિનભૂપ."

એક આત્મા, બીજું કંઈ નહિ. તેનો મહોત્સવ, મૃત્યુ–મહોત્સવ! આત્મા, ધર્મ; આજ્ઞાએ ધર્મ—કૃપાળુદેવની આજ્ઞા. પરમકૃપાળુનું શરણું છે. તે માન્ય છે. સૌ સંપે મળીને રહેજો.

મતમતાંતર, ભેદાભેદ, પક્ષપાત નથી. વાત છે માન્યાની. કૃપાળુદેવે મને કહ્યું છે એ વગર વાત નથી. ગુરુદેવ સહજાત્મસ્વરૂપ રાજચંદ્રજી કૃપાળુદેવ છે. આત્મા છે, જેમ છે તેમ છે. આત્મા કેને કહીએ? જ્ઞાનીએ આત્મા જોયો છે. એમણે જેને જણાવ્યો તે માન્ય કરવો, એ વગર નહિ. એક મૃત્યુમહોત્સવ છે. બીજે કોઈ ઠેકાણે મળે તેમ નથી. એક મૃત્યુમહોત્સવ. 'ધિંગધણી માથે કિયા રે, કુણ ગંજે નર ખેટ?' બીજો હવે નથી. એ વસ્તુ જેમ છે તેમ છે. તે તો તે જ જાણે છે. એની શ્રદ્ધા અને પ્રતીતિ, બસ! 'आणाए धम्मो आणाए तवो', મુદ્દો એ જ. વાત એ જ છે; બીજી લીધી નથી. દ્રષ્ટિની ભૂલ નથી. જે છે તે છે. સૂઝે એમ કહેજો, એક પરમ કૃપાળુદેવ. 'થાવું હોય તેમ થાજો રૂડા રાજને ભજીએ,' એ જ.

આ પુદ્ગલ છે, આત્મા નથી; સંજોગ છે, સંજોગનો નાશ છે. વિરામ પામું છું, વિરામ પામું છું. ખમાવું છું. એક આત્મા સિવાય બીજી વાત નથી. પરમ કૃપાળુદેવે કહ્યું હતું, "મુનિઓ, આ જીવને (પ્રભુશ્રીને) સમાધિમરણ સોભાગભાઈની પેઠે થશે." અને સોભાગભાઈને ધ્યાન હતું તે જ છે. બીજું કંઈ માન્ય નથી, બીજું કંઈ સમજીએ નહિ. પણ પરમ કૃપાળુદેવ માન્ય છે. પુદ્ગલની અથડામણી, રાખનાં પડીકાં નાખી દેવા યોગ્ય છે. બધાય પરમકૃપાળુદેવની દૃષ્ટિવાળાનું કલ્યાણ છે. ભાવના છે એ મોટી વાત છે. 'ફૂલ નહિ ને ફૂલની પાંખડી, કૃપાળુદેવની દૃષ્ટિ ઉપર બધા આવે છે; સૌનું કામ થઈ જશે. બીજા લાખો હોય તોય શું?

આટલી સામગ્રી પુદ્ગલની છે, આત્મા નહિ. આત્મા જે છે તે છે. આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે. ચમત્કારી વચન છે! દયા કરી છે. ઘણા જીવોનું હિત થશે. ઘણાના હિત સાથે પોતાનું પણ હિત છે. સૌ સારું હો! આ તો માયા છે, પુદ્ગલ છે, એ નોય. આત્મા છે, જ્ઞાનીએ જાણ્યો છે. યથાતથ્ય જ્ઞાનીએ જાણ્યો છે તે માન્ય છે. છેલ્લો સવાલ કીધો. જબરામાં જબરી વાત, તેવી બીજી કોઈ ના મળે; ખબર નથી. પકડ છે, શ્રદ્ધા છે તેનું કલ્યાણ છે. માયા છે, પુદ્ગલ છે. એક આત્મા છે, એક સત્સંગ છે. હુતો



શ્રીમદ્ લઘુરાજ સ્વામી

જન્મ:
વિ. સં. ૧૯૧૦, આશ્વિન વદ ૧

દેહોત્સર્ગ:
વિ. સં. ૧૯૯૨, વૈશાખ સુદ ૮

શંકમાં રાંક; એના દાસનો દાસ છું. બહુ સારું થયું. મારે લેવુંદેવું નથી. સમ છે. મારે કાંઈ નથી, 'ધિંગ ધણી માથે કિયા રે, કુણ ગંજે નરખેટ?'

***

તા. ૧૩-૪-૧૯૩૬, સાંજના

આત્મા સિવાય બીજું કંઈ જોવું નથી. છે તે છે, કાઢયો જાય તેમ નથી. સમ વિના બીજી વાત નથી. ફક્ત એક છે, તે હથિયાર. સર્વ સંઘને ખમતખામણાં—વડવામાં, ખંભાતમાં. સમ એક હથિયાર છે. કોઈ ખસેડે તેમ નથી, હઠે તેમ નથી, કપાય તેમ નથી, છેદાય તેમ નથી. એક પરમકૃપાળુદેવની શ્રદ્ધા કરવા યોગ્ય છે. સમ જગા છે, બીજી નથી.

***

ચૈત્ર વદ ૭, મંગળ, સં. ૧૯૯૨
તા. ૧૪-૪-૧૯૩૬, સવારે

સમ છે, દુષ્કર છે, દુષ્કર છે, દુર્લભ છે.

મહોત્સવ, મૃત્યુ મહોત્સવ છે!

***

તા. ૧૪-૪-૧૯૩૬

(બ્રહ્મચારીને) દર્શન કરીને જાય એમ ભાઈઓને કહેવું. તમારે ખ્યાલમાં રાખવું: વીસ દોહરા, ક્ષમાપનાનો પાઠ, આઠ ત્રોટક છંદ, સમરણ તમારે આપવાં. સમ છે. આત્મા છે. આત્મા જોવો, બીજું કંઈ જોવું નહિ. પરમ કૃપાળુદેવ માન્ય છે, એ સ્થંભ છે.

*

સાંજના

અવસ્થા આવી છે. વેદની કર્મ ભોગવવું પડશે. ઉદયકાળ. શકેન્દ્રે કહ્યું કે ભસ્મગ્રહ છે માટે 'માત્ર બે ઘડીનું આવખું વીર, વધારજો રે!' વળતાં વીર બોલ્યા, "એ મારી શક્તિ નથી; એ થયું નથી ને થવાનું નથી." (બધાની સામે આંગળી કરીને) બધા ભોગવશો. શું ભોગવશો નહિ? નહિ ભોગવે એમ છે!

कडाणं कम्माणं न मुक्ख अत्थि

નરકની વેદની ભોગવી છે.

कडाणं कम्माणं न मुक्ख अत्थि

કરેલાં કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી; બાપ કરે તે બાપ ભોગવે. દીકરો કરે તો દીકરો ભોગવે.

કર્મપુદ્‌ગલ તે આત્મા નથી તે નથી.

***

ચૈત્ર વદ ૮, સં. ૧૯૯૨, તા. ૧૫-૪-'૩૬

'આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે' તે છે. મૃત્યુમહોત્સવ, ઓચ્છવ! પુદ્‌ગલ બાંધ્યાં છે બોલાય એવાં, સંબંધ છે, કર્મ છે. જે જે પુદ્‌ગલ-ફરસના, નિશ્ચય ફરસે છે. અન્નજળ બાંધ્યું હોય તે લેવાય છે. એક સમ.

"તે તે ભોગ્ય વિશેષનાં, સ્થાનક દ્રવ્ય સ્વભાવ;
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ."

"શુદ્ધ, બુદ્ધ, ચૈતન્ય ઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહીએ કેટલું? કર વિચાર તો પામ."

કર્મ ભોગવ્યા વગર છૂટકો નહિ. બધાને કરમ હોય; ભોગવ્યા વગર છૂટકો નહિ.

***

## ઉપદેશસંગ્રહ—૪



તા. ૨૪-૫-૧૯૨૮

વીલો મૂકવો નહીં. રાતદિવસ મંત્રનું સ્મરણ કરવું અને વખત મળ્યે વાંચન પઠન કરવું. અમૂલ્ય વખત આળસમાં કે પરપરિણતિમાં ન ખોવો. નિત્ય છ પદના પત્રનું સ્મરણ કરવું અને મનન કરવું. મોટા પુસ્તક (શ્રીમદ્ રાજચંદ્ર)માંથી જે જે પત્રો સમજાય તે મનન કરવા.

અઢાર પાપસ્થાનકમાંથી રતિ-અરતિ ન થાય તે ઉપર ખાસ લક્ષ આપવું. અત્યારે તો બધું સુખ છે. પરંતુ જ્યારે રોગ આવશે ત્યારે અકળામણ થશે, કંઇ ગમશે નહીં. ક્યાં જવું? શું કરવું? જીવ નીકળી જશે? એમ થશે. તે વખતે શ્રદ્ધા હશે, જ્ઞાન હશે તો સમભાવથી રહી શકાશે.



તા. ૩૦-૧૦-૧૯૨૮

અત્યંત દુર્લભ પ્રસંગ પ્રાપ્ત થયો છે. કરોડો રૂપિયા આપતાં આ સત્ય મળી શકે તેવું નથી. દેહ વૈભવ, માન પાન—બધું વિનાશી છે, ક્ષણિક છે. ઘડપણ આવશે, રોગ આવશે અને મરણ તો આવવાનું જ છે. આવા કંઈક ભવ કર્યા. હવે ચેતવું. વાચન, મનન, વિચારણા ખૂબ રાખવાં. ધર્મની શ્રદ્ધા દિવસે દિવસે દૃઢ કરી, વધારવી. એ જ સાથે આવશે.

આવો જોગ ફરી નહિ આવે; સંસારમાં પડતાં તો અનેક પ્રકારની જંજાળ વળગે.



તા. ૩-૧૧-૧૯૨૯

ચેતવાનું છે. જગત પર્યાયરૂપ અને દગાથી ભર્યું છે.



તા. ૧૦-૧૦-૧૯૩૦

યથાયોગ્ય ઉપયોગ એ આત્મા છે.

વિચાર એ જીવ છે. 'કર વિચાર તો પામ.'

આત્મા અરૂપી છે; જ્ઞાનચક્ષુથી જણાય છે.

જ્ઞાન એ યથાયોગ્ય આત્મા છે.

યથાયોગ્ય દેખવું એ દર્શન છે.

યથાયોગ્ય સ્વરૂપમાં સ્થિરપણું થવું તે ચારિત્ર છે

ઉપયોગ એ ધર્મ છે. તે આત્મા છે.

જ્ઞાન એ ચક્ષુ છે.

ઉપયોગ એ દર્શન છે.

દર્શન એ સમકિત છે.

ઉપયોગ એ આત્મા છે.

નિજરૂપ એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર.

'ભાન નહીં નિજ રૂપનું, તે નિશ્ચય નહિ સાર.'

૨

તૃષ્ણા, વાસના, ઈચ્છા, વાંચ્છા તે અજ્ઞાન છે.

પરભાવના પરિણમનથી અજ્ઞાન થાય છે.

મોહનીકર્મથી વિકાર થાય છે, સંકલ્પ-વિકલ્પ થાય છે.

પરભાવમાં પ્રીતિ કરે છે તે મોહથી — અજ્ઞાન-આત્માથી થાય છે.

નિજભાવમાં જાય તે જ્ઞાન અને પરભાવમાં જાય તે અજ્ઞાન.

શુદ્ધ ભાવમાં પરિણમે તે જ્ઞાન છે.

અશુદ્ધ ભાવમાં પરિણમે તે અજ્ઞાન છે.

બાહ્યાત્મા, અન્તરાત્મા, પરમાત્મા.

પરભાવમાં પરિણમે ત્યાં બંધન થાય છે.

સ્વભાવમાં પરિણમે ત્યાં મોક્ષ એટલે મુકાવું થાય છે.

પરમાં પ્રીતિ કરું નહીં.

પરભાવમાં પ્રીતિ કરું નહીં.

સ્વભાવમાં પ્રીતિ કરું.

***

તા. ૨૩-૧૦-૧૯૩૦

બ્રહ્મચર્યનું સ્વરૂપ :—

આત્મસ્વરૂપે રહેવું. બ્રહ્મમાં સ્થિર રહે તે બ્રહ્મચર્ય. પરભાવમાં જાય તેટલો ભંગ.

સંકલ્પ-વિકલ્પ, વિષય-કષાય, રાગદ્વેષમાં વૃત્તિ ન જવી જોઈએ. ઇચ્છા, આકાંક્ષા, તૃષ્ણા કોઈપણ પ્રકારની થાય ત્યાં વૃત્તિમાં અબ્રહ્મચર્ય કહેવાય.

વચન શાંત, મધુર, પ્રિય અને હિતકર બોલવું. એથી અન્યથા થાય ત્યાં બ્રહ્મચર્યમાં દોષ લાગે.

પાંચ ઇન્દ્રિયના વિષયને રોકવા આળસ ત્યાગવી. શરીર આત્માથી ભિન્ન છે. તેના ઉપર પૂર્ણ કાબૂ અને સંયમ રાખવાં. વેદનામાં ઉદાસીનતા, નિર્મોહતા રાખવી.

***

આ જીવ અનાદિ કાળથી રખડયો અને હજી ચેતશે નહીં, માયામાં લપટાશે તો પત્તો લાગશે? આવા અનેક વેષ કર્યા. ભાઈ બહેન, મિત્ર, સગાં સ્નેહી—એમાંનુ કોણ સગું થશે?

બહેનપણાં, ભાઈપણાં કંઈ કરવાનું પ્રયોજન નથી. એથી ચેતતા રહેવું. આ જીવ અનંત કાળથી શરણરહિત દુઃખી છે. આખરે કોઈ અપૂર્વ પુણ્યને લીધે સત્ય આશ્રય આવી મળ્યો છે, તેને જ પકડી લેવો. તેને ઘડી પણ ન વિસરવો. એ જ આખી દુનિયાનો સાર છે. આવું સત્ય ત્રિકાળે મળે એમ નથી. કોઇ જાતની ઇચ્છા ન રાખવી. એક જન્મમરણથી છૂટવું. તે માટે ત્યાગ, વૈરાગ્ય અને તપ કરવું. કોઈ પરિષહ કરે તેનો ઉપકાર માનવો. એથી કર્મ ક્ષય થાય છે.

આ કાળે બહુ સમજવાનું છે. જ્ઞાનની પ્રાપ્તિ દુર્લભ છે. દરેક જાતના કામકાજમાં વૃત્તિ ખેંચાઈ જાય. આખા દિવસના દિવસ પરવૃત્તિમાં જાય એ ધર્મ નથી. આત્માનું સ્મરણ, ચિંતવન, વાચનમનનાદિ આત્માર્થે કરેલું એ જ ખરું છે. બીજું માત્ર ઉદય આવ્યે વચનકાય પ્રવર્તાવવાં, પણ એમાં મન પરોવવું નહિ, ચિંતા કરવી ત્યાં દગો છે. જેટલો વખત ધર્મમાં ગાળીએ એટલું જ જિવતર; બાકી વૃથા કાળ જાય તેટલું પસ્તાવાનું કારણ. મરણ આવતાં વાર નથી. અને વીલો મૂકીશું તો પછી શું હાથ લાગશે?

ગુપ્ત વાત એ આત્માની. આત્મસ્વરૂપનું ધ્યાન. બીજામાંથી વૃત્તિ ખેંચી ચુપચુપ 'આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે' નો જાપ જપ્યા જ કરવો. બીજા ભલે ધારે કે કંઈ ગમ વગરના છે. ગાંડામાં અને અજ્ઞાનીમાં ખપવું. કોઈને કંઈ કહેવા જેવું નથી. કોઈનો આપણે માટે સારો મત મેળવવાની જરૂર નથી. પ્રારબ્ધ પ્રમાણે બધું મળે છે, એ દૃઢ શ્રદ્ધા ધારણ કરવી. પછી કોઈ જાતની ચિંતા આ દુનિયા સંબંધીની શા માટે? અંતરથી ત્યાગ કરવો. બહારથી ભલે જગતમાં વર્તવું; અંતરમાં એકાન્ત શીતળીભૂત રહેવું.

સદ્દગુરુમાં શ્રદ્ધા એક સતી સ્ત્રીની માફક રાખવી. કોઈ બીજામાં વૃત્તિ જરા પણ ન જવી જોઈએ. એ શ્રદ્ધા, એ પ્રતીતિ જ આત્માને પરમ સુખનું કારણ છે. એ સુખ તો અનંત આનંદરૂપ છે. એના આગળ આ દુનિયાનું, સ્વર્ગનું સુખ ઘણું તુચ્છ છે. માટે બધી જાતની તુચ્છ ઇચ્છાઓ ત્યાગવી. કોઇપણ જાતની આત્મપ્રશંસા સાંભળી ઘણું ચેતવું, કેમકે એ મહા હાનિકારક છે.

દરરોજ આત્મભાવમાં અને પરભાવમાં કેટલી પ્રવૃત્તિ કરી તેનો હિસાબ રાખવો.

***

તા. ૧૮-૧૧-૧૯૩૦

એક જીવ હતો. તે ઘોડાનો રખેવાળ હતો. તેમાં પોતાને પૂરો કૃતકૃત્ય માનતો અને પ્રમાદ સેવતો. પછી તે ઊંટ થયો. તે ભવમાં પણ તેમ જ વર્તતો. આમ દરેક જન્મમાં આત્મા મળેલા દેહમાં તદ્રૂપ થઈ રહે છે; તેથી જ્ઞાન પામવું મહા દુર્લભ છે. આ ભવ તો ખૂબ બળ કરી સાર્થક કરવો; નહીં તો અનંતભવ સુધી પસ્તાવો થશે.

અનંત કાળથી આત્મા ભૂલો પડી ભમ્યો છે. કોઈમાં રાગ કે મોહ કરવા જેવું નથી. સગાં-સ્નેહી કે એક સોય જેવી ચીજ પણ સાથે આવશે નહીં. આત્મા જ જ્યાં બંધનમાં છે ત્યાં તેના હાથમાં શું છે? માટે સુષુપ્ત ન રહેતાં જાગૃત થવું જોઈએ. જેટલા ભવ કર્યા તે દરેકમાં આત્માએ મમત્વ કર્યું છે. માટે આ ભવમાં દરેક બહારની વસ્તુ પરથી મમત્વ દૂર કરી શ્રી સત્પુરુષની આજ્ઞાએ વર્તવું. દરેકને રોગ આવશે, વ્યાધિ થશે, મનોવ્યથા ઉદ્ભવશે; ત્યારે આત્મશાંતિ હશે તો કામ આવશે. છેવટે આત્મા તો ફૂ.... કરતાં ઊડી જશે.

***

તા. ૩૦-૧૨-૧૯૩૦

જીવને ભૂખ લાગી નથી. યોગ્યતા જોઈએ. સત્પુરુષનો યોગ, જિનધર્મ, વગેરે દુર્લભ છે.

સત્, શીલ, ટેક, બ્રહ્મચર્ય લોકોને બતાવવા કંઈ કરવું નહીં. પુરુષાર્થબળ સતત કરવું. દરરોજ એક કલાક ઓછામાં ઓછો આત્માર્થે ગળાય તો જ કંઈક પમાય. 'એ તો ઠીક, રોજ કરીએ જ છીએ ને? એમાં શું?' એમ કરી કાઢી નાખવું નહીં.

જ્યાંસુધી મુમુક્ષુતા પ્રગટી નથી, ભૂખ લાગી નથી, 'તુંહિ, તુંહિ'નું રટણ થતું નથી. ત્યાંસુધી બધું ઉપરછલ્લું છે. શિષ્યને દૃઢ મોક્ષેચ્છા ન થાય ત્યાંસુધી ગુરુ શું કરી શકે?

આ જીવ અનંત કાળથી રખડ્યો છે, જન્મ, મરણ, જરા, રોગ, ભોગવિલાસ, અશાતા, પ્રપંચ આદિ કરતો અનેક સંકલ્પ વિકલ્પ વડે કર્મથી બંધાયેલો છે. તેમાં ઘણું દુઃખ વેઠયું છે. પણ આવું અદ્ભુત શરણ પ્રાપ્ત થયું છે તે કોઈ દરિદ્રીને હીરાની ખાણ પ્રાપ્ત થયા જેવું થયું છે. આવો યોગ ત્રિકાળે દુર્લભ છે તો આ દુષમકાળમાં તો તેનું માહાત્મ્ય અત્યંત છે.

રાગદ્વેષ, સંકલ્પવિકલ્પને રોકવા. મનને ભક્તિભાવમાં, મુખપાઠ કરેલું ફેરવવામાં પરોવવું.

શાળાનું ભણતર બધું લૌકિક છે. એ જ્ઞાન શાશ્વત નથી. એવી કેળવણી તો ઘણા જન્મમાં લીધી અને વિસ્મરણ થઈ. માટે તેમાં કંઈ વિશેષતા નથી. ખરું તો આ જ્ઞાન પામવાનું છે, તેની લૌકિક કિસ્મત કરાવવાની નથી, કારણ કે એ આત્મહિત સંબંધી છે.

યોગ્યતા લાવવામાં ટેક અથવા સત્ અગત્યનું છે. આત્મામાં સત્, ટેક જોઈએ કે આમ જ વર્તવું, આમ ન જ થાય. શીલ દૃઢ પાળવું. પરમ કૃપાળુ દેવે કહ્યું છે કે અલ્પ આહાર કરજે, ઉપવાસ કરજે, એકાંતર કરજે, છેવટે ઝેર ખાઈને મરજે; પણ બ્રહ્મચર્ય ભાંગીશ નહીં. કારણ, શીલ એ જ બધાનો આધાર છે.

***

તા. ૩૧-૧૨-૧૯૩૦

જીવને શું કર્તવ્ય છે? આજ્ઞાપાલન, શ્રદ્ધા, સમકિત. આટલો જન્મ તો એ માટે જ કાયા ગાળી નાખવી.

***

તા. ૧-૩-૧૯૩૧

ઉપયોગમાં રહેવું. તેમાં ઘણું સમાય છે!

***

તા. ૪-૩-૧૯૩૧

સમજો કે આજે ગળું દાબી મરી ગયા. હવે કોઈ બાબતમાં વૃત્તિ ન રોકતાં વૈરાગ્યભાવે વર્તવું. બધું ક્ષણિક છે, ક્ષણભંગુર છે, ત્યાં પ્રીતિ, હર્ષશોક શા માટે? એ બધાથી છૂટવા આ લાગ આવ્યો છે. તો મંડી પડવું.

વીસ દોહરા, આત્મસિદ્ધિ, ક્ષમાપના, વગેરેનું મહત્ત્વ અત્યંત છે! એ તો આત્મસ્વરૂપ પામેલા, આ કળિકાળમાં દુર્લભ, એવા પુરુષની વાણી છે. એનાથી યથાર્થ સમજ્યે આત્મ-સ્વભાવ પ્રગટે છે. દેવચંદ્રજીનાં સ્તવનો પણ એક આત્મજ્ઞની વાણી છે. છતાં પરમ કૃપાળુદેવની વાણી એનાથી ચઢિયાતી છે. એવા પુરુષ ઘણે કાળે થયા. એમની દશા ઘણી ઊંચી હતી આ સમયમાં એમનું થવું એ ચમત્કારરૂપ હતું. મહાપુણ્યથી તેમનો પરોક્ષ જોગ થયો, તો તેમને ગુરુ કરી સ્થાપવા, દૃઢ શ્રદ્ધા કરવી.

કોઈપણ જાતની ઇચ્છા સુખ, મોટાઈ, પદવી, વગેરેની ન કરવી. 'મારે આમ હોય તો સારું, કે હું આમ કરું,' વગેરે સંકલ્પ-વિકલ્પમાં મતિને ન જવા દેવી. એથી બંધન થાય છે. આપણે તો છૂટવું છે. જે થવાનું હશે તે થશે. તેમાંથી કોઈ છોડાવવાનું નથી. ઘડપણ પણ આવશે. અત્યારે તો ખુશીથી ઉઠાય બેસાય છે. પછી તો જીવન અકારું થઈ જશે. જીવ કાઢી નાખવાનું મન થશે. છતાં જે કાળ નિર્માયો છે તે પૂરો કર્યે જ છૂટકો. જે દુઃખ પડે તે સમતાથી સહન કરવાં તો જ કર્મ નિર્જરે.

'સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીઆં.'

સીતા જેવી સતીને માથે દુઃખ પડવામાં કંઈ બાકી રહી હતી? છતાં તેને સહન કરીને સમભાવ અને શ્રદ્ધા રાખી તો દેવલોકમાં પ્રતીન્દ્રની પદવી મળી અને મોક્ષે જશે. માટે મનમાં કંઈ જ ન લાવવું. મન ધર્મમાં પરોવવું. વીલો ન મૂકવો.

***

તા. ૨૮-૪-૧૯૩૧

બોધ – વિચાર – પ્રતીતિ – સમકિત – ચારિત્ર – કર્મનિર્જરા – મોક્ષ. એ શ્રેણિમાં કામ

કરવાનું છે. આત્મજ્ઞાનની ભવ્ય ઈમારત ચણવી છે. તે કર્મક્ષય વગર કેમ થાય ? તે માટે વિષયકષાયને જીતવા. એકાગ્રતાથી ભક્તિપૂર્વક આપ્તપુરુષનો બોધ શ્રવણ કરી, મનન કરી દૃઢ આચરણ કરવું. ઉપયોગ સ્થિર કરવો. દૂધ છે તેનું દહીં થવું જોઈએ, સંકલ્પ-વિકલ્પ મટી સ્થિરતા આવવી જોઈએ.

'समयं गोयम मा पमाए' ક્ષણ ક્ષણ કરતાં આયુ ચાલ્યું જાય છે, ત્યાં અમૂલ્ય સમય માત્ર પણ વૃથા જવા દેવાથી ભવ હારી જવા જેવું થાય. માટે ઉપયોગ દૃઢ કરવો. મંત્રનું સ્મરણ સતત રાખવું.

***

તા. ૩૧-૫-૧૯૩૧

હવે પકડ કરી લેવી. દૃઢતા, નિશ્ચય, શ્રદ્ધા, વિશ્વાસ એવાં કરવાં કે કોઈ પણ પ્રસંગમાં તેનું વિસ્મરણ ન થાય અને નિઃશંકતા આવે તો મરણ સમયે નિર્ભય રહેવાશે.

***

તા. ૭-૯-૧૯૩૨

દરેક પ્રકારનો મોહ છોડવો. નહીંતો બંધ થશે અને તે અનંત સંસારમાં રખડાવશે. દરરોજ નિયમિત રીતે ધર્મવૃદ્ધિ કરવામાં વખત ગાળવો. તે સિવાય જે કાળ જાય છે તથા જશે એ બધો વૃથા છે. હવે તો જન્મમરણથી છૂટવું છે. તે માટે આ ભવ હાથ આવ્યો છે. કાળ ક્ષણે ક્ષણે ચાલ્યો જાય છે તે પાછો આવતો નથી. દરેક પળ અમૂલ્ય છે. તે બધી અંતર ચિંતવન, મનન તથા સદ્‌ગુરુસ્મરણમાં ગાળવી.

આ આત્મા એકલો આવ્યો છે, એકલો જશે. પોતાનાં બંધન એકલો ભોગવી દુઃખ પામશે. કોઈ બચાવી નહીં શકે.

***

તા. ૨૩-૧૦-૧૯૩૨

કરવાનું એ છે કે સૂક્ષ્મ પ્રકારે પણ મોહ, મમત્વ પોતામાં હોય તે વિચારી વિચારી છોડવાં. અને એક જ્ઞાનીનું અખંડ શરણું લઈ તેને જ આરાધવું. ગમે તેવા પ્રતિકૂળ સંજોગોમાં પણ ન મૂકવું.

બહુ જ સાવધાન રહેવું. કોઈનો પ્રતિબંધ ન કરવો. આ સારા, આ ખરાબ એમ ન કરવું. કોઈની સાથે માયા, પ્રીતિ, ઓળખાણ, દોસ્તી, વગેરે કરી તો બંધ થશે. અને અનેક જન્મ ભમાવી મળેલો જોગ વૃથા કરશે. માટે કોઈનો પ્રતિબંધ ન કરતાં અસંગતા પ્રાપ્ત કરવી. 'વાની મારી કોયલ' જેવું છે. એક પછી એક કાળ પૂરો કરી ચાલ્યા જવાના છે. કોઈ ફરી મળે કે ઓળખે એમ નથી. તો પછી વૃથા પ્રતિબંધરૂપી અનર્થ દંડ કરવાથી કેટલું અહિત

થાય ! એક સત્પુરુષનું જ સતત ધ્યાન કરવું. અને જેમ સતી સ્ત્રી એક ભરથારને જ વરે છે અને તેને જ ચિંતે છે તેમ આખી દુનિયાને પર માની એક સત્પુરુષમાં જ વૃત્તિને પરોવવી.

***

તા. ૨૪-૧૦-૧૯૩૨

મુમુક્ષુ—જીવને સત્પુરુષ સમીપ હોય ત્યારે સદ્બુદ્ધિ, વિચાર સ્ફુરે છે. પણ તે પછી જરા વારમાં પાછો બહિર્બુદ્ધિ કેમ બની જાય છે ?

પ્રભુશ્રી—અનાદિનો અભ્યાસ છે; તેથી તે તરફ વૃત્તિ દોરાઇ જાય છે. પર વસ્તુ પર—બાહ્ય દેખાતી અનેક વસ્તુ પર જે પ્રીતિભાવ થાય છે તેવો સત્પુરુષ પ્રત્યે યથાર્થ રીતે થયો નથી. મનથી માની લે છે કે હું સમજ્યો, દેહાદિ મારાં નથી, હું આત્મા છું, દેહાદિથી ભિન્ન છું; પરંતુ તે તેની માન્યતા જ છે – અંતરથી તેવું પરિણમ્યું નથી, તેવી દશા આવી નથી. કારણ કે ઊંડા ઉતરી વિચાર્યું નથી. આ પર્યાયને માનવાનો અનાદિનો અભ્યાસ છે તે છૂટવા તેવો સતત અભ્યાસ જોઇએ. સત્પુરુષનો બોધ ઘણો સાંભળી તે ઊંડો ઉતારવો જોઇએ. તે માટે સત્પુરુષ પર અપૂર્વ પ્રીતિભાવ પ્રગટવો જોઇએ. જેના પર પ્રીતિ હોય તે તો ઘડી ઘડી સ્મૃતિમાં સ્ફુરે.

***

તા. ૨૭-૧૦-૧૯૩૨

મિથ્યાત્વી છે તે કુટુમ્બ વગેરેમાં લીન થઈ સુખ માને છે. અને તેનો વિયોગ થતાં માથું કૂટે છે—સ્ત્રી, પુત્ર હોય તેમાંથી કોઈ માંદું પડે કે મરી જાય, ધન હોય તે જતું રહે કે દેવું થાય, શરીરમાં રોગ થાય વૃદ્ધાવસ્થા આવે ત્યારે તેની ચિન્તામાં ને ચિન્તામાં અનેક રીતે બંધન કરે છે. એને શ્રદ્ધા નથી કે આ બધું પૂર્વ કર્મથી મળ્યું છે. કેમ થશે ? શું થશે ? એવી ચિન્તા મિથ્યાત્વી કરે છે. સમકિતી જાણે છે કે પૂર્વકર્મ પ્રમાણે લખ્યા લેખ છે તે ભોગવવાના છે અને તે મુજબ થઈ રહે છે. તે પ્રયત્ન કરે છે, વ્યવહારમાં વર્તે છે પરંતુ તેથી પર રહીને—જેમ ધાવ બાળક ખેલાવે તેમ – તેમાં લીન ન થાય. લીન તો આત્મામાં રહે.

શ્રદ્ધા રાખે કે બધું થઈ રહેશે, તેને કોઈ પ્રકારની ચિન્તા ન હોય. માટે મિથ્યાત્વીની રીતે કોઈ પ્રકારની ચિન્તા ન કરવી. બધું પ્રભુને સમર્પણ કરવું. સંજોગવશ બધું બન્યા કરે છે. એમ ભવોભવ કાળ ગયો છે અને બનતું આવ્યું છે. તેમાંથી છૂટવું હોય તો તે પર છે એવી બુદ્ધિ રાખવી. સદ્ગુરુની આજ્ઞા વિચારી આત્મસાધનનો પુરુષાર્થ કરવો.

સમકિતી છે તે આત્માનું સુખ શું છે તે સમજી શકે છે. મિથ્યાત્વીને તેનો લક્ષ નથી. તેથી તે સમજે છે કે સાધુ-મુનિને ધન, સ્ત્રી, વગેરે કંઈ નથી તો તેમને સુખ શું ? પણ શું સાધુ-મુનિને તેની વાસના હોય ? તેમને એ તરફ દૃષ્ટિ પણ ન હોય, એને તો વિષ્ટા સમાન ત્યાગેલું સમજે છે. ત્યારે તેમની પાસે શું હોય ? કંઈ હોય તો ખરું જ ને ? તે તો તેમનામાં

રહેલો પાવર – આત્મસુખ. જેણે તે અનુભવ્યું છે તે જ તે સમજે અને સમજે તો પછી તેને જ ઇચ્છે. તે મિથ્યાદૃષ્ટિ કેમ જોઈ શકે? તે તો જરા-મરણાદિ સહિત આ સંસાર-સુખમાં લપટાયો છે તે સુખ તો ક્ષણિક છે, મહાબંધનમાં અને ચોરાશીના ફેરામાં લઈ જનાર છે. મોટા મોટા શેઠ શાહુકાર અને યુરોપના લોકો જે સુખ ભોગવે છે તે પૂર્વોપાર્જિત છે. પરંતુ તેમનું મિથ્યાત્વ ગયું નથી, તેથી તે સુખમાં મગ્ન રહી અનંત ભવ વધારે છે. તે સુખથી ભિન્ન ખરું આત્મસુખ જરા પણ જેમને પ્રાપ્ત થયું છે તે ઉપરોક્ત સુખ નહીં ઇચ્છે.

ગમે તેવો જ્ઞાની હોય અને વૃત્તિનો સંયમ ન હોય તો વૃત્તિ ફરી જતાં વાર ન લાગે અને વાત કરતાં નિયાણું થઈ જાય. એક [1]સાધુને ઇયળ થવું પડ્યું હતું. માટે વૃત્તિ ઉપર લક્ષ રાખી નિયાણું તો ન જ કરવું. સંસારમાં ચાહે તેવું સુખ હોય પણ તે આત્મા સિવાયનું છે તેથી તે ખરું નથી અને તેને ત્યાગ્યે જ છૂટકો છે.

***

તા. ૨૯-૧૦-૧૯૩૨

આત્મા પોતાને ભૂલી ગયો છે. સગાંસંબંધી, માબાપ તેને સારો સારો કહી પંપાળે છે. પોતે દેહને અને પોતાને એક સમજે છે. આ જગતમાં કેળાં, કેરી, દ્રાક્ષ વગેરે જેમ ફળ છે તેવાં જ આ માબાપ, સ્ત્રી, પુત્ર આદિ સંજોગ પણ ફળ છે. તે સંજોગ અમુક કાળ માટે છે. એ તારાં નથી એમ કોઈ કહે તો મનાય નહીં. પરન્તુ સત્પુરુષ મળે અને સમજાવે કે તું આ નહિ; તું સ્ત્રી નહિ, પુરુષ નહીં; ઘરડો નહિ, જુવાન નહિ; વાણિયો બ્રાહ્મણ નહીં; તું તો સિદ્ધસ્વરૂપ આત્મા છું તો મનાય. તેમના કહ્યા પ્રમાણે સમજે તો દૃઢ પ્રતીત આવે અને એ જ સમકિત. તેથી તે બાહ્યાત્મા મટી અંતરાત્મા બને અને પોતાને સર્વથી ભિન્ન જાણે. આ સંસારમાં સારું કશું નથી, બધું સ્વપ્નવત્ છે એમ માને. [2]બ્રાહ્મણનો દીકરો કોળીને ત્યાં

---

૧. એક સાધુ ઘણું પવિત્ર જીવન ગાળતા હતા. તેમને વચનલબ્ધિ પ્રાપ્ત થઈ હતી તેથી તે બોલે તે ખરું પડતું હતું. આખર વખતે તેમણે શિષ્યોને કહ્યું કે મારું મરણ થશે ત્યારે વાજાં વાગશે અને મારી સદ્‌ગતિ થશે.

મરણ-પથારી સામે એક બોરડી હતી તેના ઉપર પાકેલા મોટા બોર ઉપર તેમની દૃષ્ટિ પડી. તે બોર બહુ સુંદર છે એવા વિચારમાં જ હતા અને આયુષ્ય પૂરું થયું. તેથી તે બોરમાં ઇયળ થવું પડ્યું. મરણ થયું પણ વાજાં ન વાગ્યાં એટલે શિષ્યોને શંકા પડી કે ગુરુની શી ગતિ થઈ હશે.

કોઈ જ્ઞાની પુરુષ તે અરસામાં ત્યાં આવી ચઢ્યા. શિષ્યોએ પોતાના ગુરુનાં વખાણ કરી તે મહાત્માને કહ્યું કે અમારા ગુરુનું કહેલું બધું ખરું પડતું પણ આખરની વાત ખરી પડી નહીં.

તે મહાત્માએ પૂછ્યું કે તેમને આખર વખતે ક્યાં સુવાડ્યા હતા?

શિષ્યોએ તે જગા બતાવી. એટલે મહાત્મા ત્યાં સુઈ ગયા. અને બોરડી તરફ એમની નજર જતાં પેલું પાકું બોર તેમણે દીઠું. તેથી તે બોર નીચે પાડ્યું અને ભાંગીને જોયું તો તેમાંથી મોટી ઇયળ નીકળી તે તરફડીને મરી ગઈ. તે વખતે વાજાં વાગ્યાં અને તેમની સદ્‌ગતિ થઈ.

૨. એક બ્રાહ્મણ હતો. તે ઘણો દરિદ્ર હતો. તેને વિદ્યાભ્યાસ કરવાની ઇચ્છા હતી. પરંતુ આખો દિવસ ભીખ માગે ત્યારે પતિ-પત્નીનું પરાણે પૂરું થતું.

એક રાત્રે તે વહેલો જાગ્યો ત્યારે એમ થયું કે અર્ધી જિંદગી તો આમ ને આમ વહી ગઈ! કેટલું જીવવાનું

ઊછર્યો અને પોતાને કોળી માનતો હતો; પછી તેના આપે સમજાવ્યો ત્યારે ચેતીને સાધુ થઈ ગયો, તેમ ચેતવાનું છે. વીલો મૂક્યો તો સત્યાનાશ વળશે. ક્ષણ ક્ષણ 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' એટલે પોતાનું આત્મસ્વરૂપ જે છે તેને સંભારવું અને પરમાં વૃત્તિ જતી રોકવી. નહીં તો નજર કરતાં મોહ થાય. અને તે મહા બંધનમાં લઈ જાય. . .

***

તા. ૩૦–૧૦–૧૯૩૨

ઇન્દ્રિયનાં સુખ એ ખરાં સુખ નથી, પણ દુઃખ છે. એમ કેમ ? સુખને દુઃખ કહ્યાં એ વિરોધ થયો તો કહેવાનું કે ઇન્દ્રિયના વિષયો પરિણામે દુઃખરૂપ છે. સ્વાદ એ રોગનું કારણ છે, એ રીતે ભોગથી રોગ કહ્યો છે. દરેક જાતનાં ઇન્દ્રિયસુખ ઝાંઝવાનાં નીર જેવાં છે, સંતોષ આપતાં નથી, તેમ તેનો પૂર્ણ ઉપભોગ પણ થઈ શકતો નથી. આત્મસુખ તેથી ઊલટું છે. તે આત્માને ખરી શાંતિ આપે છે. અને તેનું પરિણામ પણ અતિ સુખમય આવે છે. આત્મા છે તે સર્વ પદાર્થથી ભિન્ન છે, અરૂપી છે. એ ન હોય તો બધાં મડદાં છે. માટે એ છે. જ્ઞાની તેના સાક્ષી છે. માટે એને માનવો અને એ સિવાય પરમાં વૃત્તિ ન રોકવી. જ્ઞાનીની આજ્ઞા

---

છે તે ખબર નથી. અને નહીં ચેતું તો વિદ્યાભ્યાસની અભિલાષા અધૂરી રહેશે. તેથી ઘરમાંથી નાસી છૂટવું સારું છે. એ વિચારે તેને ઊંઘ આવી નહીં. વળી વિચાર થયો કે સ્ત્રીને કહીને જવું ઠીક છે. તેથી સવારે પોતાનો વિચાર તેની પત્નીને તેણે જણાવ્યો. તે સુશીલ હતી. તેથી તેણે તે વિચારમાં અનુમોદન આપ્યું. પણ કહ્યું કે મને પ્રસવ થવાને હવે બે જ માસ બાકી છે, તો બે માસ પછી તમે જવાનું રાખો તો ઠીક.

બ્રાહ્મણે તેની સંમતિ મળતાં રાજી થઈ બે માસ રહેવાનું કબૂલ કર્યું. બે માસ પૂરા થતાં તે બાઈએ છોકરાને જન્મ આપ્યો. પરંતુ અકસ્માત્ તે બાઈનો દેહ છૂટી ગયો. તેથી છોકરો ઉછેરવાનું કામ બ્રાહ્મણને માથે પડ્યું. એક તો વૈરાગ્ય હતો અને આ છોકરાને ઉછેરવાનું અઘરું કામ માથે પડ્યું તેથી તેનો વૈરાગ્ય વધ્યો.

એક દિવસ તે છોકરાને રમાડતો હતો. તે વખતે ઘરોળીના ઇંડામાંથી એક બચ્ચું નીકળી નીચે પડ્યું. તે જોઈ બ્રાહ્મણને દયા આવી કે આટલું નાનું બચ્ચુ શું ખાશે? એટલામાં તે બચ્ચા ઉપર એક માખ બેઠી. તેને તેણે પકડી લીધી. આ જોઇ બ્રાહ્મણને એમ લાગ્યું કે હું તેની નકામી ફિકર કરતો હતો. તેને તો તેના પ્રારબ્ધ પ્રમાણે ખાવાનું મળી આવ્યું. તો આ છોકરાનું પ્રારબ્ધ નહીં હોય ? મારે પણ એના પ્રારબ્ધ ઉપર મૂકીને મારો નિશ્ચય પૂર્ણ કરવા ચાલી નીકળવું જોઈએ. પણ પોતાના ગામમાં છોકરાને મૂકીને ચાલી નીકળવું ઠીક નથી. એમ વિચારી યાત્રાનું નામ દઈ તે છોકરાને લઇ તે પરગામ ગયો. ત્યાં એક ચોતરા ઉપર રાતે રહ્યો. વહેલો ઊઠીને છોકરાને કપડું ઓઢાડીને પોતે ચાલતો થયો.

પ્રભાતે બાળક રડવા મંડ્યું એટલે કોઈ દિશાએ જનાર માણસે ત્યાં કોઈ બીજું માણસ જોયું નહીં તેથી તે ઊભો રહ્યો. થોડીવારમાં ઘણાં માણસ ત્યાં એકઠાં થઈ ગયાં. માબાપ વગરનું છોકરું જોઈ કોઈને સોંપવા તેમણે વિચાર કર્યો. એક કોળીએ તે છોકરાને ઉછેરવાનુ માથે લીધું. તેને મદદ કરવા મહાજને તેને અમુક રકમ કરી આપી તેથી તે છોકરો તે કોળીને ત્યાં ઊછરી મોટો થયો.

પેલો બ્રાહ્મણ ત્યાંથી ચાલીને કાશી ગયો. ત્યાં વિદ્યાભ્યાસ કરીને આચાર્ય થયો. વિહાર કરતાં કરતાં તે પેલો છોકરો હતો તે ગામમાં આવ્યો. અને કોઈ વૃદ્ધને પૂછ્યું, થોડાં વર્ષ પહેલાં આ ચોતરા ઉપર એક બાળક માબાપ વગરનું હતું તે હજી જીવે છે ? ત્યારે તે વૃદ્ધે હા પાડી અને કહ્યું, તેને બોલાવી લાવું ? ત્યારે તે આચાર્યે હા કહી. તેથી તે વૃદ્ધ તે છોકરાને બોલાવી લાવ્યો. તેને આચાર્યે બધી વાત કહી સંભળાવી કે તું કોળી નથી પણ બ્રાહ્મણ છે. તેથી તેને પણ પૂર્વ-સંસ્કાર જાગવાથી તે પણ આચાર્ય સાથે સાધુ થઇને ચાલ્યો ગયો.

છે કે ઊંડો ઊતરીને વિચાર; મનને વિષય-વિકારમાંથી દૂર ખેંચી લે; એ ક્ષણિક પરદ્રવ્યમાં તો અનાદિકાળથી રહ્યો અને દુઃખ પામ્યો. હવે જાગ અને તારું ખરું સ્વરૂપ ઓળખ, ધ્યાન કર તો આત્માની ઓળખાણ થાય. પણ એમ થાય ક્યારે કે ત્યાગ-વૈરાગ્ય આવે ત્યારે. તે ન હોય અને પરમાં વૃત્તિ હોય તો આત્મજ્ઞાન પામી શકાય નહીં.

જગત અનંત આત્માઓથી ભરેલું છે. તે સર્વ પરપરિણતિમાં પડ્યા છે. તેમાં આ થોડાકને પૂર્વ પુણ્યથી સત્સંગનો લાભ મળ્યો છે. તો આ દુર્લભ યોગ સાર્થક કરી લેવો. આત્મા જ ખરો છે; બાકી સર્વ નાશવંત છે, કાળે કરી નાશ થતું આવે છે. આત્મા જ્ઞાનીએ જોયો છે. તેની ઓળખાણે ઓળખાણ કરવી.

***

તા. ૩૧-૧૦-૧૯૩૨

સમકિતી તથા મિથ્યાત્વી બન્ને પંચેન્દ્રિયના વિષય ભોગવતા હોય ત્યારે ઉપરથી તો સરખા જ લાગે—જ્ઞાનીને ભેદ દેખાય, પણ બીજાને તો તેવો ભેદ દેખાય નહીં. પણ બંને સરખા હોય ? તો કે એમ નથી. સમકિતીની સમજણમાં ફેર છે. તે વસ્તુને વસ્તુતાએ જુએ છે. પક્વાનની થાળી ભરી હોય અને તે બન્ને જમે પણ બન્નેની દૃષ્ટિમાં ફેર છે. પછી તેને ઓકી નાખવામાં આવે તો બીજાને અભાવ થાય. સમકિતી બન્ને સ્થિતિમાં સમભાવે જુએ છે; અને તેથી ભોગવે છે છતાં નથી ભોગવતા એટલે તેમાં લુબ્ધ થતા નથી. તેમને સમભાવ છે. તેવી જ રીતે દરેક બાબતમાં સમકિતીની નજર આત્મા તરફ છે અને બીજું છે તેનાથી પોતે પર છે એમ જાણે છે. તે બંધ તથા મુક્તપણાને સમજે છે. ઉદય શું તે સમજે છે. તેને ઇચ્છા ઉપાધિ નથી. આ રીતે મિથ્યાત્વી તથા સમકિતીના પરિણામમાં ઘણો તફાવત છે. મિથ્યાત્વીને માન-અપમાન, સારું-ખોટું, રાગદ્વેષ, હર્ષશોક તથા વાસના વર્તે છે. સમકિતીને કોઈ ગાળ દે તો પણ જાણે કે ક્યાં આત્માને લાગે છે. એ તો ભાષાનાં પુદ્‌ગલ છે. તેવી જ રીતે દરેક પ્રસંગમાં તે જાગૃત રહે છે અને એ રીતે તેના ભાવ આત્મા તરફ હોવાથી તેને કર્મથી મુકાવું થાય છે. પણ મિથ્યાત્વી તપ કરતાં છતાં બંધાય છે.

***

સમકિતી જીવ પશ્ચાત્તાપ કરે છે પણ ખેદ નથી કરતો. જે થયું તે અજ્ઞાનથી થયું, એમ યથાતથ્ય જુએ છે, અને ફરી એમ ન થાય એ વિચારે છે. જેમ એક માણસ આખી રાત અંધારામાં ભટક્યો હોય અને સૂર્યોદય થતાં રસ્તો મળે તો વિચારે કે હું કેટલું નકામું આથડ્યો!

સમકિત થયું હોય તો સમભાવ હોય, કોઈ તરફ રાગદ્વેષ ન થાય; કારણ કે, પોતાને દેહથી પર જાણ્યો છે એટલે આત્મા જાણ્યો છે, તેવા જ બીજાને જુએ અને પરવસ્તુથી પર રહે. આ સારો, આ નરસો; આ ગમે છે, આ નથી ગમતું એમ ન થાય. એની દૃષ્ટિ આત્મા તરફ હોય. વ્યવહારમાં વર્તતો હોય છતાં તેથી પર રહે.

અંતરદૃષ્ટિ રાખે, પોતાને દેહથી ભિન્ન જ્ઞાનીએ કહ્યા મુજબ માને, પોતે આત્માને જોયો નથી પણ જ્ઞાનીએ કહ્યું તે સત્ય માને અને જ્ઞાનીએ કહ્યું કે રાગદ્વેષમાં ન જઈશ તો સ્મરણ રાખી તેમાં ન જાય, પોતાનું ડહાપણ મૂકી જ્ઞાનીની આજ્ઞાએ ચાલે, તો જ રસ્તો મળે. સ્વચ્છંદ રોકવો એ મોટી વાત છે. એ જીવથી મુકાતો નથી ત્યાં સુધી જીવ જે અનંત દોષથી ભર્યો છે તે દોષો ટળી શકવાના નથી. સ્વચ્છંદ મૂકી શ્રદ્ધા કરવી જોઈએ, અને આજ્ઞા પાળવી જોઈએ.

***

તા. ૩-૧૧-૧૯૩૨

સત્પુરુષ દ્વારા પચ્ચખાણ મળ્યાં હોય તો મહા ઉપકારી છે.

પરભાવમાં જવાથી આત્મા બંધાય; પણ વ્રત લીધું એટલે આનો મારે ત્યાગ છે એમ થવાથી હું ભિન્ન છું એવો વિચાર આવે અને તેથી પરભાવથી મુકાય.

શીલનું માહાત્મ્ય તો અનંત છે! પોતે આત્મા છે; દેહથી ભિન્ન છે. દેહનો ધર્મ તે પોતાનો ધર્મ નથી. પોતે વ્યવહારમાં વર્તે છતાં અંતરથી ન્યારો રહે. એવો અંતરનો ત્યાગ થાય, આત્મા ઓળખાય અને આત્મભાવમાં સ્થિતિ થાય ત્યારે શીલ પાળ્યું કહેવાય. પણ કોઈ પરભાવમાં એટલે રાગદ્વેષ, વિષયકષાયમાં પરિણતિ કરી પોતાનું વિસ્મરણ ન થવું જોઈએ.

આત્માને તો સત્પુરુષના વચનથી માન્ય કરે, છતાં રાગદ્વેષ આવે છે તેનું કારણ શું? તો એ કે અનાદિનો અભ્યાસ એટલો છે કે દેહાધ્યાસ દૃઢ થઈ ગયો છે. સ્વપ્નમાં પણ સાપ જુએ તો ભય માને; કારણ, દેહરૂપ પોતાને સમજ્યો છે. તે જેમ જેમ સત્પુરુષનો બોધ સંભાળે, તેને વિચારે તથા માન્ય કરે, તેમ તેમ દેહાધ્યાસ ઘટે અને આત્મભાવ જાગે. ભાવ પર બધો આધાર છે. શુભાશુભ બન્ને ભાવ બંધ અથવા પાપરૂપ છે. શુદ્ધ અથવા આત્મભાવ એ જ એક છૂટવામાં સહાયક છે.

***

તા. ૧૦-૧૧-૧૯૩૨

તું આત્મા છે, એમ જાણ; અને સર્વમાં આત્માને જ જો. આ હાડ ચામડાં છે તેમાં મોહ પામી બંધાઈશ નહીં. તું તને ઘડી ઘડી યાદ કર. તારું સ્વરૂપ જે જ્ઞાનીએ કહ્યું છે તેનો સાક્ષાત્કાર કર આ બ્રહ્મચર્યવ્રત દ્રવ્યભાવે ગ્રહણ થયું છે તે ઘણું શુભ થયું છે તે જરૂર મોક્ષ કરાવશે. તે પાળવા દ્રવ્યભાવે પણ કાળજી રાખવી. નિમિત્ત ખરાબ ન બનવા દેવાં, સાવચેત રહેવું: આ દેહ છે તેટલો કાળ તો ટેક દૃઢ રાખવી. જે ત્યાગ કર્યો છે એ આત્મભાવે અંતરથી થવો જોઈએ. મનથી મોહ, રાગ ન થાય તે માટે ઉદય આવ્યે, ચિત્તવૃત્તિ વાંચવા-વિચારવામાં અથવા આત્મચિન્તવનમાં રોકવી. દૃઢતાથી વ્રત લીધું તેથી આ જીવ સંસારસમુદ્ર ઓળંગી કાંઠે આવી પહોંચ્યો છે. હવે માત્ર એક આત્માને ઓળખવાનો છે. ખરું સુખ છે તે બહારનું નથી; આત્મામાં છે. માટે તેને પામવા આત્મચિંતવન કરવું. પ્રીતિ પરમાંથી કાઢીને જેણે આત્માનું ઓળખાણ કરાવ્યું તેવા પરમ પુરુષમાં જોડવી.

***

તા. ૧૧-૧૧-૧૯૩૨

આત્મા એ જ પરમાત્મા છે—એ નિશ્ચયનું તત્ત્વવચન સાંભળી કોઈ પોતાને પરમાત્મા માની બેસે તો તે ખોટું છે. જ્યાંસુધી પરમાત્માના ગુણ ન પ્રગટે ત્યાં સુધી માત્ર મોઢેથી કહ્યે કંઈ ન વળે. 'સમાધિશતક' જેવું શાસ્ત્ર એટલા માટે માત્ર યોગ્યતાવાળા જીવને જ વાંચવા યોગ્ય છે. નહિ તો અભિમાન, જેને કાઢવાનું છે તે જ વધી જાય અને તરવાને બદલે બૂડે. એટલા સારુ માત્ર ગુરુગમે જ રસ્તો કહ્યો છે. આત્માના અનંત ગુણ જેમ જેમ પ્રગટે તેમ તેમ અહંભાવ મટી ભક્તિ, વિનયભાવ પ્રગટે.

***

તા. ૪-૫-૧૯૩૩

અત્યંત દુઃખે કરી આર્ત હોઈએ, કોઈ આરો ન હોય ત્યારે શરણું કોનું? તો કે આત્માનું. પોતાનો આત્મા એ જ ખરો છે. આ બધો સંજોગ છે—સર્વ સંજોગ છે. વેદની, દુઃખ ગમે તેવું આવે તો પણ જાણવું કે તે પોતાનું સ્વરૂપ નથી, તેથી જુદું છે અને કાળ પાક્યે ચાલ્યું જશે. પૂર્વે કરેલાં કર્મનું તે ફળ છે. હવે ચેતવું. એક આત્માને ઉપાસવો. બીજાં બધાં ઋણુ સંબંધે મળ્યાં છે, કોઈથી પ્રીતિ, માયા ન કરવી, એ વિભાવ તો નાશવંત તરફ દોરી જાય છે, આ દેહ કે કોઈ મારું સ્વરૂપ નથી. હું ન્યારો છું અને મારું સ્વરૂપ જ્ઞાનીએ જાણ્યું અને જોયું તેવું છે. તે એક શ્રદ્ધા રાખવી અને તેમાં જ સ્થિર રહેવું.

જગતના ઓળખીતા જીવો સગાં-સ્નેહીને માત્ર ઉપરથી મળવું; પણ તેમાં જરા પણ વૃત્તિ ન રોકવી. દુનિયામાં તો અસંખ્ય લોકો છે. થોડાની ઓળખાણ થઈ, સંજોગ થયો તેથી તેમય થઈ જવું? પોતાના આત્માને વિસરવો? એમ તો ઘણાય ઉત્તમ મોટા લોકો છે જેને આપણે ઓળખતા નથી. માટે કોઈ પર મોહ, રાગ કે દ્વેષ ન કરવો. સર્વ પર સમાન દૃષ્ટિ રાખવી.

પરમ જ્ઞાની કૃપાળુદેવ પર સદ્ગુરુ તરીકે હૃદયપૂર્વક જેટલો બને તેટલો ભાવ કરવો. એ જ આત્માનું સર્વસ્વ છે, એમ આજન્મ માનવું. બીજા અનેક દેવોને છોડીને એ એકમાં જ વૃત્તિને સતત પરોવવી અને એમનામાં જ પ્રીતિને જોડવી.

***

તા. ૧૦-૫-૧૯૩૩

સમકિત મેળવવા મમતા મૂકવી જોઈએ. મમતા કેમ મુકાય? સમતા આવે તો. સમતા કેમ આવે? સત્પુરુષની ઓળખાણ યથાતથ્ય થાય ત્યારે સમતા આવે. પછી પોતાના આત્માની ઓળખાણ થાય તો તે સર્વથી ભિન્ન છે એમ જાણે, સંજોગ વગેરેને ઇચ્છે નહીં અને પરભાવમાં જાય નહીં, તે માટે સદા જાગૃતિ રાખવી જોઈએ. તે કેવી રીતે રહે? પુરુષાર્થ કરવાથી. અનેક કામ-ધંધા માટે કરે છે, તેમ આ આત્મા માટે મંડી પડવું જોઈએ. દેહ વગેરે પારકાનું કર્યા કરે છે, કેટલી મૂર્ખતા! હવે પોતાનું કરવું જોઈએ.

બીજું બધું જે કરવું પડે તે ઉપર ઉપરથી કરવું, પરંતુ અંતરથી તો આત્મહિત કરવા તરફ લક્ષ આપવું. કોઈ બાબતની—ધન, સત્તા, દેહ, વગેરેની મમતા ન કરવી. મમતા એ જ બંધન છે અને તે આત્માને મહા દુઃખમય છે, માટે ક્ષણ ક્ષણ બહુ સંભાળવું. સર્વ પર સમભાવ રાખી સર્વનું પારમાર્થિક રીતે શુભ ઇચ્છવું.

***

તા. ૧૨-૫-૧૯૩૩

'सद्धा परम दुल्लहा'

અનંત કાળથી ભ્રમણ કર્યું, બોધ પણ સાંભળ્યો છતાં કેમ નિવેડો ન આવ્યો? શી ભૂલ રહી? તો કે વાસના ન ગઈ. કોની તો કે મનની. મન શું? આત્મા વિચારે પરિણમે તે. તેને વશ કરવું જોઈએ. તે શાથી થાય? તો કે સત્પુરુષના બોધમાં શ્રદ્ધા આવે અને તે મુજબ વર્તે, મનને બીજે જતાં રોકે અને આત્મામાં સ્થિર કરે તો. તે માટે શ્રદ્ધા જ જોઈએ, અને તેમાં જ રંગ લાગે તો મનડું બાઝે.

***

તા. ૧૩-૫-૧૯૩૩

અનંત કાળથી જીવે જન્મમરણ કર્યાં છે. તેમાં દરેક વખતે સગાંસ્નેહી, ધનસંપત્તિ પામ્યો છે, અને તેમને 'મારાં' માન્યાં છે; તેમને માટે દુઃખ ભોગવવામાં બાકી રાખી નથી, પણ કંઇ સાથે આવ્યું નથી, છતાં હજી 'મારું મારું' કરે છે. સ્વપ્ન છે તેને ખરું માન્યું છે, પોતાનો આત્મા જે એકલો આવ્યો છે તેની તલાશ નથી લીધી, તેની કંઈ દરકાર કરી નથી. એ એક જે ખરો છે તેને મૂકી બીજાની પંચાત કરી છે. એ ભૂલ તે કેટલી! અને હજી ચેતતો નથી! ચેતે તો બધું પર માને, મમત્વ મૂકી નિજસ્વરૂપ વિચારે; પણ આત્મા ઓળખવો સહેલો નથી. સ્વચ્છંદે ગમે તેટલું કરે તો પણ ભ્રમણામાં પડે. સુગમ હોત તો અનેક વિદ્વાન થઈ ગયા તેને તે હાથ લાગત; પરંતુ તે એમને એમ પ્રાપ્ત ન થાય, તે માટે બધું મૂકી એક જ્ઞાનીનું શરણું લેવું જોઈએ.

***

તા. ૧૫-૫-૧૯૩૩

આ દેહમાં જીવ મમતાભાવ કરે છે તે મહા બંધનરૂપ છે. આ દેહ સુંદર છે; દેહને સુખ-દુઃખ થાય તે મને થાય છે એમ માનવું તે મમતા છે, તેનો ત્યાગ કરવો.

મુમુક્ષુ—ત્યારે શું એને સૂકવી નાખવો?

પ્રભુશ્રી—એમ નથી. એનાથી આત્માનું સાર્થક કરવાનું છે. માટે જ્યારે તે સ્વસ્થ હોય ત્યારે તે દ્વારા ભક્તિભજન કરવાં. જ્યારે નિર્બળ કે અશાતામાં હોય ત્યારે અન્ય પાસે ભક્તિ-

ભજન સાંભળવું અથવા આત્મચિન્તન કરવું. નકામો સૂકવી નાખ્યે એ ભક્તિભજન કરવા દે તેમ નથી. માટે તેને જરૂરપૂરતું પોષણ આપી યોગ્ય સંભાળ રાખવી, જેમ બળદને ચારો નાખી તેની પાસે કામ લઈએ તેમ. પરંતુ તેમાં મોહ, મૂર્છા તો ન જ કરવાં દેહ પોતાનો છે નહિ અને થવાનો પણ નથી, એવો નિશ્ચય કરી લેવો. તે સડી જશે, પડી જશે, રોગ આવશે, વૃદ્ધ થશે, કુરૂપ બનશે; પણ તેથી ન મુંઝાવું; કારણ, આપણો હેતુ તો તેથી કોઈ પણ રીતે આત્માર્થ સાધવાનો છે, નહીં કે તેને શાશ્વત કરવાનો. તેમ ખાવું પીવું, પહેરવું ઓઢવું વગેરે મોહથી, સ્વાદથી દેહ પર મૂર્છા લાવીને, પોતાને દેહરૂપ માનીને કર્યું તો તે ઝેરરૂપ છે. તેમ થતું હોય તે કરતાં મરી જવું બહેતર છે કે નવા ભવ ઊભા થતા તો અટકે!

એ રીતે દેહની સંભાળ રાખવામાં આત્માર્થ જાણવો અને મૂર્છાનો સર્વથા ત્યાગ કરવો; કારણ, દેહને પોતારૂપ જાણ્યો તેટલો આત્માને વિસાર્યો. ભેદજ્ઞાન કરી લે તો જ આ વાત સુગમ છે.

*

સ્વસ્ત્રી સિવાય બીજી સર્વ પ્રત્યે મા-બહેનના ભાવે જોવું. ખરાબ ભાવથી કોઈથી દૃષ્ટિ ન મેળવવી અને સંયમપૂર્વક વર્તવું. સત્ અને શીલ એ મહાન છે. એ હોય ત્યાં જ ધર્મ હોઈ શકે છે. માટે પુરુષે પરસ્ત્રીનો અને સ્ત્રીએ પરપુરુષનો સર્વથા ત્યાગ રાખવો.

***

તા. ૧૬-૫-૧૯૩૩

આ જીવે પરને પોતાનું માન્યું છે. 'હું સ્ત્રી, હું વાણિયો, હું બ્રાહ્મણ, હું પુરુષ,' એમ હિન્દુ, પારસી વગેરે કહેવાતો હોય તેરૂપે પોતાને માની બેઠો છે; પણ તે ખોટું છે. આવા તો તેણે અનેક ભવ કર્યા છે અને તેનો નાશ થયો છે, છતાં પાછો ભૂલે છે. સગાં વગેરેને પોતાનાં માને છે તેથી દુઃખી થઈ ગાઢ કર્મબંધ કરે છે તેને બદલે એમ સમજો કે એ બધું પોતાના સ્વરૂપથી જુદું છે. હું તો આત્મા છું, આમાંનું કંઈ મારું નથી. આ દેહ તે પણ હું નથી. મારું તો એક આત્મસ્વરૂપ છે. આમ જ્ઞાનીઓએ કહ્યું છે માટે સત્ય છે. આ બધા સંજોગો છે, તે મોહ કરાવે છે; પણ હું તેને ખરા ન માનું.

***

તા. ૧૭-૫-૧૯૩૩

દેહથી આત્મા ભિન્ન છે; દેહ છે તે મારું સ્વરૂપ નથી, તે મારો નથી, તેને થાય છે તે મને નહીં—એમ વિચારી એ સંબંધી સર્વ મોહ ત્યાગવો. જડ અને ચેતન ભિન્ન છે, એમ શ્રદ્ધા રાખી આત્માની ઓળખાણ કરવી. અત્યારે આત્મસ્વરૂપ જાણ્યું નથી અને અનાદિનો અભ્યાસ હોવાથી દેહરૂપી પોતાને માને છે. પરંતુ જ્ઞાનીઓએ કહ્યું કે તું ભિન્ન છે, તારું સ્વરૂપ તો ઓર છે! તે શ્રદ્ધા રાખી, દેહાધ્યાસ મૂકી, હવે તે સંબંધી કોઈ વાતમાં મોહ ન કરતાં આ ભવ તો આત્માર્થે જ ગાળવો.

***

તા. ૧૯-૫-૧૯૩૩

આ જીવ કેવા અનર્થ દંડ કરે છે તે જોવા જેવું છે. કોઈ પુરુષ કે સ્ત્રી કોઈ તરફ કુદૃષ્ટિ કરી ભોગ ભોગવવાના વિચાર કરે, એવી ઈચ્છા કરે તો તે કુભાવથી પાપ બાંધી કુગતિએ જાય. આ ભાવમાં ખરેખર કંઇ કરવામાં આવતું નથી. ભોગ ભોગવી શકાતો નથી છતાં વિચાર માત્રથી કર્મ બાંધે છે તે અનર્થદંડનો પ્રકાર છે.

વળી કોઈ એવા ભાવ કરે કે મને સંયમ હોય તો કેવું સારું! એવા સંયમવંત જીવો તરફ દૃષ્ટિ રાખી એવી ભાવના કરે તો પુણ્ય બાંધી દેવલોકમાં જાય.

એક અશુભ ભાવ છે; બીજો શુભ ભાવ છે. આ બે સિવાય ત્રીજો શુદ્ધ ભાવ છે. જેને મોક્ષ માટે પ્રયત્ન કરવો છે તેણે તો શુદ્ધ ભાવ જ સમજવો જોઈએ અને તે માટે પુરુષાર્થ કરવો જોઇએ. કોઈ પ્રત્યે ઇષ્ટ કે અનિષ્ટ ભાવ ન કરતાં મધ્યસ્થભાવે, સમતાભાવે રહેવું. તપ, જપ માત્ર આત્મપ્રાપ્તિ માટે નિષ્કામપણે કરવાં. કોઈ બાબતની ઇચ્છા રાખવી નહીં. તેમ સુકૃત્ય કરવામાં પણ આત્માના હિતનો લક્ષ રાખવો. પોતાના અનંત દોષો શોધી શોધી દૂર કરવા પ્રયત્ન કરવો; અને સદ્ગુરુના ચરણમાં સર્વ અર્પણ કરી તેની આજ્ઞા આરાધવી. સમભાવમાં સર્વ સમાય છે. મળી આવેલા પ્રસંગોમાં રતિઅરતિ ન કરવી. સહનશીલતા રાખવી. સુખ તેમ જ દુઃખમાં સમતોલ રહેવું. સર્વ જીવ પ્રત્યે નાનામોટા, સારા-ખોટા, ગમતા-અણગમતા, ઊંચનીચનો ભેદ દૂર કરી, મનથી સર્વ તરફ સમદૃષ્ટિ રાખી સર્વનું પારમાર્થિક રૂડું ચિંતવવું. દેહની અને તે સંબંધી વિષયોની મમતા દૂર કરવી.

***

તા. ૨૪-૫-૧૯૩૩

હવે પકડ કરી લેવી. આત્મા અનાદિકાળથી રખડયો છે પણ હજી નિવેડો આવ્યો નથી અને નહીં આવે માટે જન્મમરણથી છૂટવાની સતત ભાવના કરી જ્ઞાનીના શરણમાં રહેવું.

***

તા. ૨૬-૫-૧૯૩૩

મન, વચન, કાયાના યોગથી નિવર્તી આત્માને આત્મામાં સ્થિર કરવો, એને ઉત્કૃષ્ટ ધ્યાન કહ્યું છે. આત્માનો એ રીતે બીજે બધેથી ઉપયોગ નિવર્તાવી આત્માનું ધ્યાન કરવું. તે કેવું? તો કે જેમ સૂર્યનો પ્રકાશ સર્વત્ર છે તેમ આ આત્મા સમસ્ત વિશ્વનો પ્રકાશક છે. જેમ ચંદ્ર ભૂમિને પ્રકાશે છે તેમ આ શરીરના અણુઅણુમાં વ્યાપ્ત છે તેવો આત્મા ચિંતવવો. 'આત્મસિદ્ધિ'માં 'આત્મા છે' એ પદની ગાથાઓમાં વર્ણવ્યો છે તેમ આત્માનું ધ્યાન કરવું. તેમજ

'છે દેહાદિથી ભિન્ન આત્મા રે ઉપયોગી સદા અવિનાશ;'.

એવું ધ્યાન કરવું. જ્યારે તે સ્વરૂપમાં જ સ્થિરતા થાય ત્યારે ચારિત્ર કહેવાય; નહીં કે માત્ર સાધુનો વેશ અંગીકાર કરવાથી.

સર્વ જીવ છે તે સિદ્ધ જેવા જાણવા. નાનો મોટો, અભણ-ભણેલો, સ્ત્રી-પુરુષ, બાળક વૃદ્ધ—એ ભેદો ખરા નથી. સર્વ સરખા છે અને પોતાના સમાન છે. પોતાનો આત્મા તે જ પરમાત્મા જેવો છે. એમ જાણી તે પરમાત્મસ્વરૂપનું ધ્યાન કરી રાગ-દ્વેષમાં ન જવું. કોઈ પર મોહ કરી રાગ ન કરવો અને કોઈને તુચ્છ ગણી દ્વેષ ન કરવો. એ રીતે પુરુષાર્થ કરતાં વૃત્તિ પરમાં જતી અટકે અને ધ્યાનમાં રહી શકાય.

***

તા. ૨૭-૫-૧૯૩૩

ચારે ગતિમાં અનંત દુઃખ છે. નરકગતિ અને તિર્યંચગતિ તો અસહ્ય છે. મનુષ્યગતિમાં પણ ભૂખ, નિર્ધનતા, માન-અપમાન, દરિદ્રતા, રોગ અને જરાનું દુઃખ છે. શરીર છે તે દિવસે દિવસે ક્ષીણ થાય છે અને વિષયકષાયથી તેમજ પાંચ ઈન્દ્રિયના મૃગજળ જેવા સુખની વાંછનાથી આ આત્મા અનંત દુઃખનો ભાગી થાય છે.

દેવગતિમાં શરીરનું સુખ છે ત્યારે માનસિક દુઃખ બીજી ત્રણે ગતિ કરતાં વિશેષ છે. એકબીજાના સુખની ઇર્ષ્યા અને અપહરણની ઇચ્છા થાય છે. ત્યાંનું સુખ પણ કેવું છે? તુચ્છ ભોગ તે જ ત્યાં ભોગવાય છે. તે ય ક્ષણિક અને નાશવંત જ છે. જરા લાંબો કાળ ભોગવી તેનો અંત થાય છે અને કષાયથી ફરી, નીચગતિમાં દેવને જવું પડે છે. જ્યારે શરીર ત્યાગ કરવાનો વખત આવે છે ત્યારે એ ભોગ છોડતાં અત્યંત આર્તધ્યાન કરી હલકી ગતિમાં જઈ પડે છે. માટે એ દેવના ભોગ પણ ત્યાગવા યોગ્ય છે, ઇચ્છવાયોગ્ય નથી. એ સુખ છે તે પરિણામે દુઃખરૂપ થાય છે. માત્ર આત્મજ્ઞાની દેવો હોય છે તેમને જ કંઈક ખરું સુખ હોય કારણકે તેમને આત્મજ્ઞાનને લઈને તેવા કષાય થતા નથી. અને આયુષ્ય પૂર્ણ કરી વહેલામોડા મોક્ષ પામે છે.

ચારે ગતિ માત્ર દુઃખરૂપ છે. તેમાં આત્મા બંધાયો છે તેને હવે છોડાવવો. આ માનવદેહ પ્રાપ્ત થયો છે તેમાં જ તે બની શકે તેમ છે. આ જન્મની દરેક પળ મહા અમૂલ્ય છે. માટે સદ્‌ગુરુની આજ્ઞા વિચારી, તેમનાં વચનો ગાંઠે બાંધી પોતાના આત્મામાં તે પરિણમાવવાં.

***

તા. ૩૧-૫-૧૯૩૩

બીજે બધેથી દૃષ્ટિ ફેરવી એક સ્વ-આત્મામાં જ રહેવું. વ્યવહારમાં બહારથી વર્તવું પડે, પરંતુ પોતાના આત્માને ઘડી પણ ન વિસરવો. ઉપયોગમાં રહેવું અને આત્માને જ સર્વસ્વ માની રાગદ્વેષ ન કરવો. જે કંઈ ભાવ, અનુરાગ કરવો તે આત્મામાં જ કરવો. એને લઈને જ આ દેહ, મન ઈત્યાદિ તથા સંબંધી, સંજોગો પ્રાપ્ત થયા છે; માટે એમાં જ સ્થિર રહેવું.

***

તા. ૮-૫-૧૯૩૪

મુમુક્ષુ—જીવ આટઆટલું સાંભળે છે છતાં કેમ પરિણમતું નથી?

પ્રભુશ્રી—એક કાનેથી સાંભળી બીજેથી કાઢી નાખે છે.

મુમુક્ષુ—બે કાન છે તેથી તેમ થાય છે. એક જ કાન હોય તો બધું અંદર રહે!

પ્રભુશ્રી—ત્રણ પુતળીઓની પરીક્ષા વિક્રમ રાજાએ કરી જોઈ. એકના કાનમાં નાખેલી સોય તેના બીજા કાનથી સોંસરી નીકળી ગઈ. બીજીના કાનમાં નાખી તો જરા વાર રહી તેના મોઢામાંથી નીકળી ગઈ. અને ત્રીજીના કાનમાં નાખી તે તો નીકળી જ નહીં; તો તેની કિમ્મત એક લાખ રૂપિયા અંકાઇ. તેમ જે બોધ મળે તે મનમાં ધારણ કરે અને વિચારે તો આત્મામાં પરિણમે. જે કરવાનું છે તે બાહ્યમાંથી નિવર્તીને આત્મામાં પરિણમવાનું છે. એક માણસ શાસ્ત્ર ઘણાં ભણ્યો હોય અને બધું સમજાવી શકે પણ આત્માનો અનુભવ ન થયો હોય તો તે બધું નકામું છે. શાસ્ત્રજ્ઞાન ન હોય પણ શ્રદ્ધા તથા અનુભવ હોય તો તે બીજે જન્મે પણ સાથે જાય. અને જીવને મોક્ષ પમાડે.

***

તા. ૧૧-૫-૧૯૩૪

યોગ્યતા હોય નહીં અને પોતાને છઠ્ઠું ને સાતમું ગુણઠાણું માની માન પામે. ખ્યાલ ક્યાં છે કે સમકિતી જીવની કેવી દશા હોય? આ તો જાણે કંઈ નહીં અને બોધ આપવા નીકળે, જ્ઞાની થઈ બેસે. તેથી માત્ર ભવ રઝળવાનું થાય.

"નહિ દે તું ઉપદેશકું, પ્રથમ લેહિ ઉપદેશ;
સબસેં ન્યારા અગમ હૈ, વો જ્ઞાનીકા દેશ."

જે વાત પોતે અનુભવી નથી છતાં જાણે અનુભવી હોય એમ બતાવો, કહે તે મિથ્યાત્વી કહેવાય. એવું કરી કેટલો કાળ કાઢવો છે? માટે હવે બીજી બધી પંચાત ન કરતાં આત્માને ઓળખી લેવો અને એક આત્માર્થે સઘળું કરવું.

આત્મા છે તે નાનો મોટો, ઘરડો, જુવાન, સ્ત્રી પુરુષ નથી. તે બધા પર્યાય છે. અને પર્યાયદૃષ્ટિ મૂકી સ્વરૂપમાં આવે તો કર્મબંધ અટકે.

***

તા. ૧૫-૫-૧૯૩૪

જે વાત પૂનામાં થઈ હતી તે જ સર્વેએ માન્ય કરવી. કૃપાળુદેવ ઉપર પ્રેમ થવો જોઈએ. બીજેથી પ્રીતિ તોડે તે'ત્યાં જોડે. માટે બધેથી સંકેલી તેમાં પ્રેમ આત્માર્થે કરવો. એ પ્રેમ તે જ શ્રદ્ધા છે. અને એ શ્રદ્ધા થયે જ્ઞાનીનો બોધ પરિણમે તથા જ્ઞાન થાય.

***

તા. ૧૩-૧૧-૧૯૩૪

જીવે શું કરવાનું છે? ભેદજ્ઞાન. તે કેવી રીતે? તો કે આ કાયા તે મારી નથી, વચન, મન પણ મારાં નથી. હું એથી ભિન્ન આત્મા છું. તો શું તેને ન રાખવાં? તો કે રાખવાં, પરંતુ તે એક આત્માર્થે. જે કરવું તે ન છૂટકે આત્માર્થે કરવું. ખાવું, પીવું, કપડાં પહેરવાં, દિશાએ જવું, બોલવું, હસવું, રડવું, ચાલવું, મૂકવું, લેવું, જોવું વગેરે સર્વ શા માટે? એક આત્માર્થે કરવું. હું એથી ભિન્ન છું, પણ ઉદય આવ્યે વેદવું પડે છે. મારે તો એક આત્માર્થ જ કરવો છે.

આત્માર્થમાં લક્ષ રાખવો કે જેથી તેવા ઉદય ફરી ન આવે. ખાવું તો શા માટે કે ફરી ન ખાવા. તેમ સર્વ કંઈ કરવું તે ફરી ન કરવા, છોડવા અને મૂકવા. એક આત્મા જ મારો છે અને તે જ્ઞાનીએ જોયો છે; માટે જ્ઞાનીની આજ્ઞા આરાધવી. આત્માનું હિત થાય તે જ કરવું તે વિવેક છે.

રાગદ્વેષ ન કરવા. દેહાદિ પર પદાર્થમાં અહંભાવ, મમત્વભાવ ન કરવો. અભિમાન મૂકવું. આત્માનું કંઈ નથી, આત્મા સર્વેથી ભિન્ન છે. વિનય સર્વનો કરવો. આત્માને સર્વથી ભિન્ન સ્પષ્ટ જોવો. જેમ ઉત્તર ને દક્ષિણ બે જુદાં છે, અંધકાર અને પ્રકાશ જેમ ભિન્ન છે તેમ આત્મા ભિન્ન છે. તેને પામવા સર્વ કાંઈ કરવું.

***

તા. ૧૭-૧૧-૧૯૩૪

દેહાધ્યાસ ટાળવો. આત્મા આ દેહમાં પગથી તે માથા સુધી રહેલો છે. તેમાં વૃત્તિ પરોવવી. પાંચ ઇન્દ્રિય અને છઠ્ઠું મન એરૂપી છ બારીઓ છે. તે દ્વારા વૃત્તિ બહાર જાય છે ત્યાંથી ખેંચી આત્મામાં લાવવી. જે જોવાય છે તે, આત્મા છે તો જોવાય છે. માટે તેને વિસ્મૃત ન કરવો.

આત્મા પાસે ભાવ અને ઉપયોગ છે તે છૂટવા, સંસારથી મુક્ત થવા પ્રવર્તાવવો. પ્રેમ કરવો તો સત્પુરુષ પર કરવો. તેમ જ પોતાના આત્મા પ્રત્યે પ્રીતિ, દયા, પ્રેમભાવ, વગેરે બધું કરવું; કેમકે અનાદિકાળથી પરભાવમાં જવાથી તે બંધનમાં પડ્યો છે. અનંત દુઃખ ક્ષણે ક્ષણે ભોગવે છે અને પોતાની અનંત સમૃદ્ધિ ભૂલી ગયો છે. તેના પર દયા કરી કર્મબંધનથી મુકાવા આત્મભાવમાં આવવું.

આત્મભાવ પામવા માટે ગુરુગમ જોઈએ; કારણ, જેમ તિજોરી ચાવી વગર ખૂલે નહીં તેમ આત્મઓળખાણ તો સદ્‌ગુરુ કરાવે ત્યારે થાય. માટે તેમની આજ્ઞા બરાબર સમજી દૃઢતાથી આરાધવી. બફમમાં ન રહેવું. કોઈ પર રાગદ્વેષ ન કરવા. સર્વ પર સમભાવ રાખવો. મૈત્રીભાવ સર્વ પ્રાણી પર સમાન રાખવો. ચાર ભાવનાઓ ભાવી વ્યવહારમાં વર્તવું.

*

તા. ૧૮-૧૧-૧૯૩૪

[ધર્મધ્યાનની પૃથ્વી આદિ પાંચ ધારણાઓ વંચાતાં]

આ કલ્પનાઓ ચિત્તને એકાગ્ર કરવા કહી છે કે જેથી જીવ વૃત્તિને બધેથી સંકેલી આત્મામાં આણે. પરંતુ ધ્યાન થવા તો ગુરુગમ જોઈએ. કૂંચી વગર તાળું ન ખૂલે. કૃપાળુદેવે ગુરુઆજ્ઞાપૂર્વક વિચાર ધ્યાન કરવા કહ્યું છે.

મુખ્ય વાત સત્ અને શીલ પાળી શ્રદ્ધા દૃઢ કરવી. દોરડું હાથ આવે તો કૂવામાંથી બહાર નીકળાય. માટે શ્રદ્ધારૂપી દોરડું પકડયું તે હાથમાંથી ક્ષણવાર પણ છૂટવા ન દેવું—વિસ્મૃતિ ન કરવી. શ્રદ્ધા કોની કરવી? ક્યાં કરવી? ઘરઘરનાં સમકિત છે તે નહીં. પણ ખરા જ્ઞાની બતાવે તે જ પકડ કરી લેવી. તો જ આ ત્રિવિધ તાપથી છુટાય 'सद्धा परम दुल्लहा.' 'એક પળ પણ તમારાં કહેલાં તત્ત્વની શંકા ન થાય' એ લક્ષમાં રાખવું. અને આજ્ઞાને વિચારી આરાધવી, સર્વત્ર આત્મા જોવો. સદ્વર્તન આચરવું.

* * *

તા. ૧૮-૧૧-૧૯૩૪

હવે દૃષ્ટિ ફેરવવાની છે. જીવ આ બાજુ જઈ રહ્યો છે ત્યાંથી ફરીને સામી બાજુ જવું છે. જવું છે મોક્ષે અને કરણી સંસારની કરે છે — રાગ – દ્વેષ – મોહ કરે છે, પ્રીતિ-અપ્રીતિ કરે છે, અહંતા મમતા કરે છે – તે બંધન છે. જ્ઞાની છે તે વ્યવહારમાં બાળકોને ખેલાવે છે, પ્રવર્તન કરે છે પરંતુ તેમનું પરિણમન આત્મામાં છે. તેમને સર્વ પ્રત્યે સમભાવ છે. આત્મા જુએ છે અને તેનું શ્રેય ઈચ્છે છે. જે અવળી બુદ્ધિ થઈ ગઈ છે તે મૂકવાની છે. દેહથી માંડીને બધે પરવસ્તુમાં પ્રીતિ કરે છે. ત્યાંથી ફેરવીને આત્મામાં પ્રીતિ કરવાની છે. એનો સતત અભ્યાસ કરવાનો છે. એ માટે ભણવાનું, શીખવાનું છે. માટે તેનો ઉપયોગ રાખવો. ગાડીઘોડા વગેરે ધમાલ જોતાં વિચારવું કે તે માયા છે, નાશવંત છે. તેને જોનાર મારો આત્મા તો અવિનાશી છે. માટે તે જ રાગ કરવા યોગ્ય છે.

સત્પુરુષથી ભેદ રાખવો નહીં. મન-વચન-કાયાએ તેમની આજ્ઞા આરાધવી. સત્પુરુષ પર શ્રદ્ધા રાખવી. એ કહે તે સત્ય માનવું — રાતને દિવસ કહે તોપણ. અને સર્વ પ્રકારના આગ્રહ ત્યાગવા.

પત્રાંક ૮૧૦ નું વાંચન :—

> "જે અનિત્ય છે, જે અસાર છે અને જે અશરણરૂપ છે તે આ જીવને પ્રીતિનું કારણ કેમ થાય છે તે વાત રાત્રિદિવસ વિચારવા યોગ્ય છે."

જો આત્માને સુખી કરવો હોય, અનંત ભવનો ક્ષય કરવો હોય, અને સાચું સુખ પામવું હોય તો આ માર્ગ છે. નહીં તો પછી ચોરાશીના ફેરામાં ફર્યા કરવું અને માયાના બંધનમાં સુખ માનવું.

* * *

તા. ૪-૧-૧૯૩૫

બોધ સર્વને એકસરખો મળે છે. પરંતુ કોઈ તેને અંતરમાં ઊંડો ઉતારી વિચારે અને કોઇ તેને ગ્રહણ કરે પણ વિચારે નહીં અથવા ગ્રહણ જ ન કરે. એમ સૌ યોગ્યતા પ્રમાણે લાભ મેળવે છે. મહાદુર્લભ બોધ કૃપાળુદેવે બોધ્યો છે પણ તે સમજવો જોઇએ.

બે ભાઈ દુકાનમાંથી ભેળસેળ થયેલ દાણા અર્ધા ભાગે વહેંચી લેતા. તેમાંથી એકની સ્ત્રી ભડકું ને રોટલા બનાવે; બીજાની સ્ત્રી દાળ-ભાત, શાક ને રોટલી બનાવે. "દરરોજ ભડકું ને રોટલા કેમ બનાવે છે? ભાઈને ઘેર તો દરરોજ દાળભાત રોટલી થાય છે," એમ પતિએ ઠપકો આપ્યો ત્યારે પેલી સ્ત્રીએ ધણીને કહ્યું, "તેને તમારા ભાઈ બધું લાવી આપતા હશે." એટલે તપાસ કરી તો ખબર પડી કે તે તો મહેનત કરી બધું જુદું પાડી સુંદર રસોઈ બનાવતી હતી જ્યારે ફુવડ બૈરી ટેલટપ્પામાં વખત કાઢી, ભરડી નાખી રાંધી આપતી હતી.

એમ જ્ઞાની જે આપે તેનો યોગ્ય વિચાર કરવો જોઇએ અને બધાથી આત્માને જુદો પાડી પરિણમવું જોઇએ.

ભાજન પ્રમાણે બોધ ગ્રહણ થઈ શકે છે. હાથી હોય તે બે ઘડા પાણી પીએ તો આપણાથી એક પ્યાલો પીવાશે. તેમ કોઈ વધુ ગ્રહણ કરે, કોઇ થોડું. છતાં સર્વેને સ્વાદ તો એક જ આવે.

***

તા ૫-૧-૧૯૩૫

આત્માનો મૂળ સ્વભાવ સ્થિરતા છે. પાણીનો સ્વભાવ સ્થિર રહેવાનો છે, પરંતુ પવન વાય છે એટલે છોળો ઊડે છે અને ઊછળતું નજરે પડે છે. તેમ આત્મામાં મોહરૂપ પવન વાય છે અને અસ્થિર દેખાવ આપે છે. આત્મા પોતે તેવો નથી, પરંતુ સંજોગને લઇને તેરૂપ થાય છે. લુગડું સ્થિર છે પરંતુ પવન વડે હાલે છે. તેમ અજ્ઞાનજનિત મોહથી આત્મા બીજે-રૂપે પરિણમે છે અને પોતાને તદ્રૂપ માને છે. અજ્ઞાન અને મોહ મટે તો આત્મા સ્થિર થાય.

***

તા. ૮-૧-૧૯૩૫

દેહાભિમાન ઘટાડવું. જીવે નરક, તિર્યંચ વગેરે અનેક નીચ યોનિમાં જન્મ લઈ દુઃખ ભોગવ્યાં છે, તે ભૂલી ગયો છે; અને જ્ઞાની કહે છે તો પણ મનાતું નથી! કારણ, અભિમાન આડું આવે છે. આ જન્મની બાલ્યાવસ્થાની સ્થિતિ પણ વિસરી ગયો છે અને અત્યારની અવસ્થામાં માન કરે છે. આ માન ઘણું દુષ્ટ છે. તે જીવને જ્ઞાનીથી દૂર રાખે છે. તો માન મૂકવા પ્રયત્ન કરવો. કોઇને પોતાથી હલકું ન ગણવું. હું અધમાધમ છું એવી સમજણ રાખવી, નમ્રતા, વિનય રાખવાં.

***

તા. ૯-૧-૧૯૩૫

સમકિતી અને મિથ્યાત્વીમાં કેવો ભેદ છે! મિથ્યાત્વી બે, ચાર, છ એમ ઉપવાસો કરે, રાત્રે ઊંઘે પણ નહીં; છતાં કર્મ જ બાંધે. સમકિતી ખાય પીએ, ભોગ ભોગવે, સંસારમાં વર્તે, ઊંઘે કે ગાંડો વા ઉન્મત્ત બની જાય, છતાં કર્મથી છૂટે છે; કારણ કે, તેમનું લક્ષ આત્મામાં છે. માટે આત્મામાં લક્ષ રાખવું. આત્મા સિવાયનાં કાર્યમાં માત્ર શરીર અને વચનથી વર્તવું, પરંતુ મનથી એટલે વિચારે કરી પરોવાવું નહિ તો બંધ ન થાય.

મોક્ષના માર્ગમાં કાંટા-કાંકરા, ખાડાટેકરા, કૂવા જેવાં વિઘ્નો ઘણાં છે. તેમાં આંધળો માણસ ચાલે તો ઘણી મુશીબત પડે અને માર્ગમાં ચાલી જ ન શકે. અથવા સ્વચ્છંદે ચાલતાં જરૂર પતન થાય; પરંતુ તેમાં માર્ગ બતાવનાર મળે અને તેમને આધારે ચલાય તો જ સહેલાઈથી આગળ ચાલી શકાય તથા ભયનાં સ્થાનક વટાવી જવાય. તેમ સમકિત એટલે *શ્રદ્ધા હોય તો માર્ગ સ્પષ્ટ દેખાય અને તેમાં આગળ વધી શકાય.* માટે મુમુક્ષુને *સમકિતની* આવશ્યકતા છે.

કોઈ લખપતિ હોય તેને ઘેર ખાતું પડાવ્યું હોય તો ખપને વખતે જોઈતાં નાણાં મળી શકે અને પછી લેવડદેવડ છૂટથી કરી શકાય. પરંતુ ખાતુ ન હોય ત્યાંસુધી કંઈ ન થઈ શકે. માટે ખાતુ પડાવવા મહેનત કરવી જોઈએ; કારણ આપણો સ્વાર્થ છે. થોડા રૂપિયા પણ મૂકવા જોઈએ. એમ પ્રયત્ન કરવો જોઈએ. ખુશામત પણ કરવી પડે, કારણ ગરજ છે. પરંતુ પછી ઘણો લાભ થાય.

***

આ દેહ, હાથપગ તે હું નહીં; દેહમાં વ્યાધિ થાય, પીડા થાય તે મને નહીં; તેમ જ આ ભવનાં સગાં-વહાલાં તે મારાં નહીં. હું એ સર્વથી જુદો આત્મા છું, એમ જાણવું. તે જ્ઞાનીની આજ્ઞા છે. દેહને સ્વપ્ને પણ પોતાનું સ્વરૂપ ન માનવાનો અભ્યાસ કરવો. મન તે પણ હું નહીં. હું અરૂપી ચેતન છું અને મારું સ્વરૂપ જ્ઞાનીએ જાણ્યું છે.

***

તા. ૧૦-૧-૧૯૩૫

આત્માની વાત કેટલી દુર્લભ છે? મા કે બાપ પાસે આત્માની વાત સાંભળી હતી? દુનિયામાં ક્યાંય આવી વાત સાંભળવા મળે એમ છે? માટે આ યોગ મહા દુર્લભ સમજવો. એનું માહાત્મ્ય ઘણું ગણવું.

*

પાંચ ઇન્દ્રિયોના વિષયોથી વિરક્તભાવ, વિનય તથા સદાચાર સહિત આત્મચિંતવન કરવાથી જ્ઞાન પામવાયોગ્ય થવાય છે.

મુમુક્ષુ—પાંચ ઇન્દ્રિયોથી વિરક્ત થાય એટલે સદાચાર હોય જ.

પ્રભુશ્રી—વિરક્તિ એ તો શું ન કરવું એ બતાવે છે અને સદાચાર શું કરવું તે સમજાવે છે, જેમકે સત્સંગ, ભક્તિ, શાસ્ત્રાધ્યયન વગેરે શુભ પ્રવૃત્તિમાં રોકાવું.

સમતા, ધીરજ, શાંતમનથી વચન બોલવું, બોલાવવું માન આપવું એ વિનય છે. તેને બદલે તોછડાઈ, ઉદ્ધતાઈ, ઊંચે અવાજે બોલવું એ યોગ્ય નથી. આ બાબત લક્ષમાં રાખવા યોગ્ય છે. કોઈનો પણ અવિનય ન થવો જોઈએ. ખાસ કરીને સત્સંગમાં તે ઉપયોગ બહુ રાખવો જોઈએ. બોલવામાં વિનય શીખવાની જરૂર બહુ છે. આપણે સર્વેથી નાના, નમ્ર બની જવું અને નમીને ચાલવું.

***

તા. ૧૧-૧-૧૯૩૫

સદાચરણ સેવવું, ભગવાનનું નામ લેવું, કુસંગથી દૂર રહેવું વગેરે કંઈ ખોટું નથી.

વીસ દોહરા, ક્ષમાપના શીખે અને રોજ બોલે તો ઘણું કલ્યાણ થાય. મનમાં સ્મરણ રાખે તો તેની કોઈ ના પાડે એમ તો નથી. માટે તે કરવું. એથી ભવ ઓછા થાય અને અંતે જન્મ-મરણથી છુટાય. તો શા માટે આત્માનું એટલું હિત ન કરવું? વ્યવહારના કામમાં કોઈ ઢીલ કરતું નથી. પરંતુ પરમાર્થના કામમાં પ્રમાદ કરે છે, કે પછી કરીશ, આજે વખત નથી, એમ ન કરતાં ઊલટું પરમાર્થ તો જેમ બને તેમ ત્વરાથી કરવા યોગ્ય છે; કારણ કે મનુષ્યભવ પામીને એ જ કર્તવ્ય છે. બીજું કંઈ સાથે આવવાનું નથી. માટે સત્સંગે આત્માર્થ સાધવો.

***

તા. ૧૩-૧-૧૯૩૫

અયથાર્થ આત્મજ્ઞ છે તે આત્માની વાતો કરે, કહે કે તે છેદાતો નથી, ભેદાતો નથી, બંધાતો નથી, ભોગવતો નથી, વગેરે; છતાં બંધાય છે. તેણે અંતરથી ત્યાગ્યું નથી તેથી તે શુષ્કજ્ઞાની છે. પરંતુ યથાર્થ જ્ઞાની માત્ર વાત જ નથી કરતા પણ તેમને આત્મામાં રમણતા કરવી પ્રિય છે. આત્માનું સુખ તે જાણે છે અને તેમાં રમણતા કરે છે. શુષ્કજ્ઞાનીને એ અનુભવ ન હોવાથી અધ્યાત્મમાં કંઈ રસ ન પડે છતાં પોતાને સંસારસુખનો ત્યાગી માને. જ્ઞાની તો બીજા બધા કરતાં વધુ આનંદ ભોગવે છે, તેથી અત્યંત સુખી છે.

***

તા. ૧૩-૧-૧૯૩૫

જ્ઞાની અને અજ્ઞાનીની વાણી જુદી પડે છે. મુમુક્ષુ એટલે જિજ્ઞાસુ હોય તે તેની પરીક્ષા કરી શકે. ખરી મુમુક્ષુતા તો સત્ પુરુષના યોગે પ્રગટે છે. સત્પુરુષ મળવામાં પુરુષાર્થ અને પ્રારબ્ધ બન્ને કારણ હોય છે. અજ્ઞાનીની વાણી જ્ઞાની તો તરત જ પારખે. અજ્ઞાની જ્ઞાનીનાં

વચન ટાંકીને બોલતો હોય છતાં તેનો આશય તરત સમજાય. કારણ કે જ્ઞાનીનો આશય હંમેશાં આત્મજ્ઞાન હોય છે. તેમને આત્માનું જ્ઞાન થયું હોવાથી હંમેશાં તેને લક્ષીને જ તેમનો બોધ હોય છે. તેથી જ્ઞાનીની વાણી પૂર્વાપર અવિરોધ કહેવાય છે. પરંતુ અજ્ઞાની એ જ વાતો કરતો હોય છતાં તેનું લક્ષ નિરંતર આત્મા તરફ નથી રહેતું અથવા હોતું જ નથી. તે તો માનાદિ કષાય પોષવા બોલતો હોય છે; પણ જ્ઞાની કંઈ માનાદિ કષાય પોષવા બોલતા નથી. જ્ઞાની તો તેને એક શબ્દમાં ઓળખી કાઢે. જ્ઞાની બોલે નહીં છતાં સામાનાં પરિણામ ફેરવી શકે અને તે એટલે સુધી કે જ્ઞાન પમાડી શકે કોઈ ધ્યાનમાં બેઠો હોય અને કોઈ માત્ર જોતો હોય તો કોઈને એમ લાગે કે ધ્યાનમાં છે તે ખરો યોગી છે; પરંતુ ઉઘાડી આંખવાળાને કેવળજ્ઞાન પણ પ્રગટે, કારણ તેને તેવાં પરિણામ વર્તતાં હોય છે. જ્ઞાની બોલે છે તે અનુભવનું હોય છે. તે અંતરપરિણામ ઓળખે છે, મોહાદિ દૂર કરવાના ઉપાયો પણ જાણે છે. તેથી તેમનું બોલવું તલસ્પર્શી હોય છે; અને તેની અજબ અસર થાય છે! અજ્ઞાનીનાં વચનો તેવી અસર નથી કરતાં.

***

તા. ૧૪–૧–૧૯૩૫

મને સુખ છે એમ માને ત્યાં પણ વેદની છે. શાતા અને અશાતા બન્ને વેદની છે, તે ભોગવે છે અને મેં સુખદુઃખ ભોગવ્યું એમ માને છે; પરંતુ તેનો તો નાશ છે. પણ કોઈએ આત્માનો નાશ જોયો? દરેક આત્મા, તેના ગુણો, અનંત જ્ઞાન, દર્શન ચારિત્ર અને વીર્ય સહિત અમર છે. તે મરતો નથી. તેનું જે સુખ છે તે તો જ્ઞાનીએ જાણ્યું છે; અને જેણે જાણ્યું છે તે જ જણાવી શકે છે.

અનાદિની જે અવળી સમજ છે તે સવળી કરવી. તેથી અનિત્ય, રૂપી પદાર્થોનો મોહ ટળી આત્મસુખ પમાય. પછી તો માથે અંગારા ભરે તો પણ મારું શું બળે છે એમ લાગે! ઘાણીમાં પીલે તો પણ શાન્ત રહે. એવી અદ્ભુત દશા થાય છે. કારણ કે સમકિત હોવાથી તેમણે પોતાનું સ્વરૂપ દેહથી પર અનુભવ્યું છે. તેમને કોઈ ગાળ ભાંડે તો વિચારે કે મને ક્યાં લાગી છે. એ તો ભાષાનાં પુદ્ગલ હતાં તે ઊડી ગયાં. એમ સમજે કે એ તો મારે માથે બોજો હતો તે હલકો કર્યો. મારાં એટલાં કર્મો ખપ્યાં. પરંતુ અજ્ઞાની તો તેનું વેર લેવા માથું ભાગી નાખે. સમકિતી અથવા આત્મજ્ઞાની સવળો વિચાર કરે છે; કારણ કે એ બધું અનિત્ય જુએ છે. ક્ષણ ક્ષણ બધું ચાલ્યું જાય છે એમાં મોહ શો કરવો? પોતાના આત્માનું સુખ જે ખરું છે, શાશ્વત છે તેને જ અનુભવવું યોગ્ય છે.

***

સમ એટલે શું?

મુમુક્ષુ—રાગદ્વેષ એ ચારિત્રમોહનીય અને અજ્ઞાન એટલે દર્શનમોહનીય તેનો અભાવ થાય ત્યાં સમભાવ પ્રગટે છે.

પ્રભુશ્રી—છ દ્રવ્ય છે તે દરેક જુદાં જ છે. તે એકમેકમાં પરિણમી શકે જ નહીં. તેથી
જડ અને ચેતન પણ એકમેકમાં પરિણમે નહિ. કૃપાળુદેવે કહ્યું છે કે ચેતનનાં પરિણામ ચેતન
છે અને જડનાં પરિણામ જડ છે: એક પરમાણુ છે તે જોઈ શકાય નહીં. પરંતુ તે ત્રિકાળે
તેરૂપ છે. તેમાં પર્યાયભેદ થાય છે, તે પણ જડરૂપે હોય છે. તેમ આત્માના ગુણપર્યાય ચેતન
છે. કર્મનો લેપ છે તેથી કંઈ તેના ગુણ પર્યાયનો કોઈ કાળે નાશ થયો નથી, તેમ થવાનો નથી.
માટે સર્વ જીવો સિદ્ધસ્વરૂપી છે એમ જાણે તો કોઈ પ્રત્યે રાગદ્વેષ ન થાય. અને રાગદ્વેષ અને
મોહ એટલે અજ્ઞાનદૃષ્ટિ જાય ત્યારે પોતાના સ્વરૂપમાં સ્થિર થાય અર્થાત્ આત્મા જે સ્થિરરૂપે
છે તેનો અનુભવ કરે. તેથી સર્વે પર સમાન દૃષ્ટિ એટલે સમભાવ આવે. ત્યારે તો 'આખું
જગત આત્મારૂપ માનવામાં આવે, જે થાય તે યોગ્ય જ માનવામાં આવે.'

"સમતારસના પ્યાલા રે, પીવે સો જાણે;
છાક ચઢી કબહૂ નહિ ઉતરે, ત્રિભુવનસુખ માણે."

***

તા. ૧૭-૧-૧૯૩૫

વાસના અને કામસેવનના અનેક પ્રકાર છે. દેહમાં આત્મબુદ્ધિ કરવી, સારાં કપડાં વગેરેથી
દેહને શણગારવો, સારા સારા પૌષ્ટિક પદાર્થો દેહને પુષ્ટ કરવા ખાવા, દેહને વારંવાર નિહાળવો,
તેના વિચારમાં રાચવું—એ સર્વ કામસેવનના જ પ્રકાર છે. પરંતુ દેહથી હું ભિન્ન છું; દેહ જન્મ
—જરા-મરણ અને વેદનીનું કારણ છે, તેને આત્માર્થે ગાળવા કષ્ટ વેઠવું અને આત્માર્થમાં જ
વૃત્તિ ક્ષણ ક્ષણ રાખવી એવી ચર્યા તે બ્રહ્મચર્ય.

***

તા. ૨૩-૧-૧૯૩૫

જ્ઞાની પુરુષનું ઓળખાણ થયે બધું કેમ ફરી જાય છે? અંધકાર હોય ત્યાં દીવો આવે
અને બધું યથાતથ્ય દેખાય, તેમ જ્ઞાનીપુરુષ મળ્યે જે જોવાય છે તે બધું જુદી રીતે જોવાય છે.
મારાપણું મટી જાય, પોતાને ભિન્ન જાણે તેથી વિષયકષાય છૂટે. ત્યારે જીવ જે પુરુષાર્થ પ્રથમ
પાંચ ઇન્દ્રિયોના વિષયો માટે કરતો હતો તેને બદલે આત્માની ખોજ કરવામાં લાગે. સંસારનાં
સુખ તેને અગ્નિની ખાઈ જેવાં લાગે. તેથી તે તરફ ન જાય. અને હું કોણ? ક્યાંથી થયો?
મારું સ્વરૂપ કેવું છે? વગેરે જાણવા યત્ન કરે. ટૂંકામાં જીવ અનાદિથી ઊંઘે છે તે જાગે.
અત્યારસુધી જે જે સાધન કર્યાં તે સર્વ નિષ્ફળ, લક્ષ વગરનાં બાણ જેવાં લાગે. જ્ઞાનીપુરુષને
ઓળખ્યે લક્ષ ક્યાં કરવો તે સમજાય. તેથી તેનાં સાધનો—સર્વ વ્રત, નિયમ—સફળ થાય.
અત્યારસુધી આ લોકનાં સુખ કે પરલોકનાં સુખ અર્થે સાધન કર્યાં. હવે માત્ર આત્માને
છોડવવા, બંધનથી મુક્ત કરવા જ્ઞાનીની આજ્ઞાએ વર્તે તો સર્વ સાધન સફળ થવા યોગ્ય છે.

અનંત જ્ઞાની થઈ ગયા તેમણે કહ્યું છે, અને હાલ જ્ઞાની છે તે પણ એમ જ કહે છે કે
તારો એક આત્મા જ છે. માટે એમ માનવું કે આસ્રવ, બંધ, સંયોગ-વિયોગ આવે છે ને

જાય છે, તે મારું સ્વરૂપ નથી; તેને જોનારો હું છું, પરંતુ તેરૂપ હું નથી—આ હૃદયમાં કોરીને લખી રાખવું, ભૂલવું નહીં. બાંધ્યું છે તે ભોગવવું પડે. પણ તેમાં તન્મય ન થવું. સર્વથી સર્વ પ્રકારે હું ભિન્ન છું, એમ ચિંતવી તેમાં ઇષ્ટ–અનિષ્ટપણું ન કરવું.

જ્ઞાની સર્વમાં આત્મા જ જુએ છે. દરેક વસ્તુ દેખાય છે તેને જોનારો આત્મા છે. ઝાડ, પાન, માણસ, જંતુ—સર્વ જે દેખાય છે તે તો પુદ્ગલ છે, કર્મ છે; પર્યાય છે. તેમાં જે આત્મા રહ્યો છે તેને જ્ઞાની જાણે છે અને જુએ છે. માટે મને તે માન્ય છે: મન, વચન, કાયા અને અનેક સારાખોટા ભાવ જે ક્ષણે ક્ષણે આવે છે તે કર્મ છે, પુદ્ગલ છે.

***

તા. ૨૪–૧–૧૯૩૫

સર્વ પર સમભાવથી જોવું. મારો આત્મા છે તેવો જ સર્વનો આત્મા છે, એમ જાણે તો માન ન આવે. પર્યાયદૃષ્ટિ છોડવી.

ઘર, પૈસો, છૈયાંછોકરાં કંઈ મારું નથી. આ દેહ પણ મારો નથી. એવા તો કંઈક ધારણ કર્યા અને મૂક્યા છતાં નિવેડો આવ્યો નહિ. ધન, દોલત, અધિકાર, સગાંસંબંધી એ રૂપ હું નહિ. હું એ સર્વેથી ભિન્ન આત્મા છું, જ્ઞાનીએ જોયો તેવો જ્ઞાનમય છું; અને એ જ એક મારું ધન–દોલત સર્વસ્વ છે, એમ શ્રદ્ધા કરી લેવી.

આ દેહ છે તે વિષ્ટા, મળમૂત્ર, હાડકાં, માંસ, લોહી, પરુ, ચામડાનો માળો છે. તેમાં હવે મમત્વ ન કરું. હું તેથી ભિન્ન જ્ઞાનમય છું. સુંદર ભોજન ખાઈએ તે પણ મળમૂત્રરૂપ બની જાય છે, તે આ દેહને લઈને છે. એવા અશુચિ દેહને પોતાનું સ્વરૂપ ન માનું, તેમ તેને મારો ન માનું. જેમ ભાડાનું ઘર હોય તેનો જેટલો લાભ લેવાય તેટલો લઈ છોડી દેવાય છે તેમ આ દેહને આત્માર્થે પ્રમાદરહિતપણે ગાળી છેવટે તો મૂકી દેવાનો છે. મૃત્યુ પછી તેને બાળે, દાટે કે પાણીમાં બુડાડે, એ રીતે તેનો નાશ અવશ્ય છે; માટે તેને મારો ન માનું. એવું ભેદજ્ઞાન કરી લેવું.

એવો દેહ તે પાંચ ઇન્દ્રિયોના વિષયભોગ માટે નથી, પરંતુ એ અમૂલ્ય મનુષ્યદેહથી તો આત્માર્થ સાધી લેવો. બીજા ભવમાં તેમ બની શકશે નહિ. જે મનુષ્યદેહમાં જ્ઞાનીનો બોધ પમાય છે તે અત્યંત અમૂલ્ય છે. લવ સત્સંગ હોય તો તે ઉચ્ચ ગતિ કરાવી મોક્ષ પમાડે. માટે સત્સંગને ક્ષણ પણ ન વિસરવો. એક કાંચીડો [1]લવ સત્સંગથી પોપટ થઈને રાજાનો

---

૧. એક વખત વૈકુંઠમાં નારદજી ગયા હતા. તે વખતે તેમણે વિષ્ણુ ભગવાનને પ્રશ્ન કર્યો કે સત્સંગનું માહાત્મ્ય શું ?

ત્યારે ભગવાને કહ્યું કે અમુક જગાએ વડની ડાળ ઉપર એક કાંચીડો છે તેને જઈને પૂછો. નારદજી તે વૃક્ષ પાસે ગયા અને કાંચીડો જોયો એટલે તેને પૂછ્યું કે સત્સંગનું માહાત્મ્ય શું. ત્યાં તો તે કાંચીડો તરફડીને મરી ગયો. તેથી નારદજીએ ભગવાન પાસે આવી ને બન્યું હતું તે કહ્યું.

ફરી ભગવાને કહ્યું કે અમુક ઝાડ ઉપર પોપટનું બચ્ચું છે તેને જઈને પૂછો.

નારદજી તે વૃક્ષ પાસે ગયા અને પોપટના બચ્ચાને પૂછ્યું કે તે પણ તરફડીને મરી ગયું. તેથી નારદજીને એમ

કુંવર થયો હતો.

વેદની આવે ત્યારે શરીરની ચિન્તા ન કરવી કે મને શું થશે. 'વેદની થાય છે, કોઈ સારવાર કરતું નથી', વગેરે આર્તધ્યાન ન કરવું. એથી ગાઢ કર્મબંધ થાય. પરંતુ તે વખતે, પૂર્વકર્મનો ઉદય છે તેથી દેહમાં વેદના થાય છે, પણ હું એથી ભિન્ન છું, જાણનારો છું; વેદની આવી છે તેનો અંત આવશે. હું એરૂપ નથી, મારું સ્વરૂપ જ્ઞાનીએ જોયું તેવું છે. માટે તેમને યાદ કરું અને આત્માની શ્રદ્ધા રાખું' એમ સમાધિમાં રહે તો દેહાધ્યાસ છૂટે. કોઈને દોષ ન દે; પણ સહન કરીને સ્મરણમાં રહે અને દૃઢતા સેવે તો છૂટે.

***

જીવ જે વસ્તુ નથી ગમતી તે ત્યાગવા તત્પર થાય છે. પોતાને ગમતું હોય, પામ્યો હોય તે છોડતો નથી; તેથી તેવા ત્યાગનું ફળ પણ તેવું જ આવે. એવો ત્યાગ કરીને વનમાં રહે તોપણ વાસના છોડતી નથી અને રાગદ્વેષ ચાલુ રહી કર્મબંધ કરાવે છે. પરંતુ સમકિતીને ઘરમાં રહેવા છતાં પ્રાપ્ત ભોગો પ્રત્યે વૈરાગ્ય છે. તે પોતાને સર્વેથી ભિન્ન માને છે, તેથી રાગદ્વેષ કરતો નથી અને છૂટે છે.

ખરો ત્યાગ તો સમકિતીનો જ છે. છતાં જગતમાં લૌકિક ત્યાગનો પ્રવાહ ચાલ્યો છે, તે રોકાય તેવો નથી. માટે વ્યવહાર થવા દેવો અને જોયા કરવું. આત્માનો માર્ગ લૌકિક નથી, અલૌકિક છે, અંતરમાં રહ્યો છે; માત્ર બાહ્ય ત્યાગથી પ્રાપ્ત થાય એવો નથી.

***

તા. ૨૭-૧-૧૯૩૫

આ આશ્રમ કેવું છે! અહીં તો માત્ર એક આત્માની વાત છે. પોતાના આત્માને ઓળખો. એને જ દેવ માનો. હું કહું તે મનાશે? આત્મા તે જ સિદ્ધ છે, તે જ દેવ છે, તેને જ પૂજવાનો છે. અનંત કાળથી જગતને રૂડું દેખાડવા પરને માટે બધું કર્યું છે, પણ પોતાના આત્માને માટે કંઈ કર્યું નથી. તેનો પ્રભાવ વધાર્યો નથી. જ્ઞાનીને તો પ્રથમ પોતાનો આત્મા દેખાય છે. તેઓ જાણે છે કે મને ઘર, માણસ, સૂર્ય, ચંદ્ર, વગેરે જે કંઈ દેખાય છે તે મારા આત્માવડે દેખાય છે. તે આત્મા અનંતગુણનો ધણી છે. જ્ઞાનદર્શન-ચારિત્રમય છે. પરંતુ પરભાવમાં રહીને તેના ગુણો વિસાર્યા છે, તેથી અવરાઈ ગયા છે.

---

લાગ્યું કે મારા પૂછવાથી બધા મરી જાય છે એ પાપનું કારણ છે. તેથી ભગવાન પાસે જઈને કહ્યું કે મને હત્યા લાગે તેવું આપ કેમ બતાવો છો. ભગવાને કહ્યું કે તમારે સત્સંગનું માહાત્મ્ય સમજવું છે કે નહિ. ત્યારે નારદજીએ કહ્યું કે સમજવું તો છે. તેથી ભગવાને કહ્યું કે અમુક રાજાને ત્યાં કુંવરનો જન્મ થયો છે તેને જઈને પૂછો.

નારદજી તે રાજાના દરબારમાં ગયા. રાજાએ સન્માન કરીને તેમને આવવાનું કારણ પૂછ્યું. કુંવરજીને મારે મળવું છે એમ જણાવ્યું એટલે તેમને અંતઃપુરમાં લઈ ગયા. ડરતાં ડરતાં નારદજીએ કુંવરને પૂછ્યું કે સત્સંગનું માહાત્મ્ય શું. કુંવરે કહ્યું હજી તમે ના સમજ્યા? કાંચીડાના ભવમાં તમારાં દર્શન થયાં અને શબ્દ સાંભળ્યા તેનાં પુણ્યથી હું પોપટ થયો હતો. અને ત્યાં પણ આપનાં દર્શન થયાં તેથી હું આ રાજકુમાર બન્યો છું. આપ જેવા મહાત્માના સત્સંગનું આ ફળ છે.

સૌ ધર્મ કરે છે. પોતપોતાના સંપ્રદાય પ્રમાણે જપ, તપ, ત્યાગ, દાન, વગેરે કરે છે. પરંતુ ત્યાં આત્માનું જ્ઞાન નથી. તે બધું પુણ્યબંધ કરાવી પાછું ચાર ગતિમાં જ રખડાવે છે. અહીં જે કરવાનું છે તે આત્માર્થે કરવાનું છે. અનંતકાળથી અજ્ઞાનપણે રખડ્યો છે તે ભ્રમણ મટાડી સત્ય સુખ, અવિનાશી સુખ, સ્વાધીન સુખ પ્રાપ્ત કરવાનું છે. આ સમજણ પામવી ઘણી દુર્લભ છે.

સાચી સમજણ તો ઊંડો ઊતરી વિચારે અને પ્રથમ સત્ પુરુષ કહે તે માન્ય કરે ત્યારે જ બને તેમ છે. પરંતુ જીવની ભૂલ ક્યાં થાય છે? તો કે સર્વ લૌકિકભાવમાં કાઢી નાખે છે. કારણ કે અનાદિનો એવો અભ્યાસ છે.

આત્મા તો અલૌકિક, અપૂર્વ અરૂપી વસ્તુ છે. કોઈ એક મોટો મહાત્મા કહેવાય ને ધ્યાનમાં બેઠો હોય છતાં જ્ઞાની ન હોય અને બીજો બધું કરતો હોય છતાં જ્ઞાની હોય. એટલે બહારનું જોવાનું નથી. જ્ઞાની ખાતાં, પીતાં, બેસતાં, સૂતાં—બધે પ્રથમ આત્માને અને પછી બીજું જુએ છે, આત્મા સિવાય કશાયમાં સ્વપણું માનતા નથી. આત્માનું નિરંતર ધ્યાન કે અનુભવ હોય છે.

કૃપાળુદેવ સંસારમાં હતા પરંતુ આત્મજ્ઞાની હતા. તેથી દેવોને પણ પૂજ્ય હતા. જે જોવાનું છે તે ઉપરનો દેખાવ કે વર્તન નહિ પરંતુ આત્માની દશા; અને તે હોય ત્યાં પછી શ્રદ્ધા જ કરવાની છે.

આ આશ્રમમાં કૃપાળુદેવ શ્રીમદ્ રાજચંદ્રની આણ વર્તે છે. તે મહાન અદ્ભુત જ્ઞાની છે. આ પુણ્યભૂમિનું માહાત્મ્ય જુદું જ છે. અહીં રહેનારા જીવો પણ પુણ્યશાળી છે. પણ તે ઉપરથી દેખાય તેમ નથી; કારણ કે ધન, પૈસો નથી કે લાખ બે લાખ દેખાય. અહીં તો આત્માના ભાવ છે. આત્માના ભાવ છે તે જ ઊંચામાં ઊંચી દશા પમાડે તેમ છે.

અનેક ઠેકાણે ભાઈબંધી, દોસ્તી, ઓળખાણ કરી પ્રેમ વેરી નાખ્યો છે ત્યાંથી બધેથી છૂટવું પડશે; કારણ આ તો વીતરાગ માર્ગ છે. વ્યવહારે બધું કરવું પડે, પરંતુ અંતરથી બધું તોડી નાખવું અને આત્માર્થે જ જીવવું. જાણો કે આજે મૃત્યુ થઈ ગયું, તો સર્વ છોડવું પડને? તેમ વગર મૃત્યુએ મમત્વ છોડી દેવું.

ધર્મ પાળવા ગમે તેવા પરિષહ સહન કરવા જોઈએ. ઊભા ને ઊભા બળી જવાનો પ્રસંગ આવે તોય આત્મભાવ ચૂકવો નહીં.

***

તા. ૨૭-૧-૧૯૩૫

સત્સંગનું માહાત્મ્ય સમજવું જોઈએ. પોતાની પાસે કોઈ કિંમતી વસ્તુ હોય, દાગીનો હોય તો માને કે મારી પાસે આ છે. તેનું તેને માહાત્મ્ય લાગે કે મારી પાસે આ સુંદર, ભારે કિમ્મતની ઉપયોગી વસ્તુ છે; અને તેમાં મમત્વ કરે. તેમ આત્માને પરમ હિતકારી આ સત્સંગ છે તેનું માહાત્મ્ય સમજાય તો તેને હૈયાનો હાર ગણે અને તેનું જ માહાત્મ્ય

સર્વથી અધિક લાગે, ત્યારે દશા પ્રગટે. મોક્ષની અભિલાષા જાગ્યે તેવા ભાવ પ્રગટે. મોક્ષે જવું હોય, આત્માને દુઃખથી મુક્ત કરી અનંત સુખ પામવું હોય, સદ્‌ગતિ પામવી હોય તો સત્સંગને જરૂર ઇચ્છે અને તેનું બહુમાન કરે.

***

તા. ૨૯–૧–૧૯૩૫

ક્રોધ કરવો તો પોતાના કર્મવેરી પ્રત્યે કરવો. માન સત્પુરુષની ભક્તિનાં પરિણામમાં કરવું. માયા પરનાં દુઃખ નિવારણ કરવામાં કરવી. લોભ ક્ષમા ધારણ કરવામાં કરવો. રાગ સત્પુરુષ પ્રત્યે અથવા દેવગુરુ–ધર્મ પ્રત્યે કરવો. દ્વેષ, અણગમો વિષયો પ્રત્યે કરવો. વિષય-વિકારની બુદ્ધિ પ્રત્યે દ્વેષભાવ કરવો. મોહ સર્વ જીવો પ્રત્યે સમભાવ રાખવામાં કરવો. એમ એ દોષરૂપ છે તેને સવળા કરી ગુણરૂપ કરી નાખવા.

સમકિતી જીવને આત્મા સિવાય બાકી બધું પર છે, પોતાથી ભિન્ન છે, દેહ છે તે પણ પોતાનો નથી; તેથી જેમ પરવસ્તુ બળતી હોય તો આપણને કંઈ લાગે નહિ, તેમ દેહનું દુઃખ પોતાને લાગતું નથી. તે દુઃખ વખતે તેમને આત્મવીર્ય વધુ સ્ફૂરે છે તેથી દુઃખ છે તે લાભનું કારણ થાય છે. ભેદજ્ઞાનના પ્રભાવે દુઃખ છે તે સમભાવે વેદે છે તેથી બાંધેલાં કર્મથી છૂટે છે અને નિર્જરા થાય છે. જે વિષમભાવ લાવે અને ખેદ, મોહ અને દેહબુદ્ધિમાં વર્તે તે નવીન બંધ કરી અશાતા ઉત્પન્ન કરે છે.

***

તા. ૩૦–૧–૧૯૩૫

આખું જગત સુખદુઃખની કલ્પનામાં પડ્યું છે. અનંતકાળનું પરિભ્રમણ ચાલુ છે. તેમાં આ માર્ગ હાથ આવવો એ કંઈ સામાન્ય નથી. જેનું મહાભાગ્ય હોય તેને જ મળે છે! ત્યાં બીજાની પંચાતમાં પડે, બીજાને આ ધર્મનો લાભ અપાવવા ચિન્તા કરે તો પોતાનું ખોઈ બેસે. માટે કુવામાં પડેલાને દોરડું હાથ આવે તે જેમ પકડી રાખે તેમ પકડ કરી લેવી કે મારો આત્મા જ ખરો છે. મને બીજું કંઇ લાગતું વળગતું નથી. આવા ભોગાદિ અનંતકાળ સુધી ભોગવ્યા પરંતુ તૃષ્ણા, ઈચ્છા ઘટી નહીં. માટે બીજાની ચિન્તા ન કરતાં મને જે મળ્યું છે તે મારે માટે વૃથા ન જાય તેની અખંડ ચિન્તા રાખવી જોઇએ. આ સારો, આ ખોટો એમ ઇષ્ટ અનિષ્ટ કોઈ જગ્યાએ ન કરવું. તેને બદલે પોતે અનંત દોષનો ભરેલો છે એમ માનવું. હે! ભગવાન, મારા જેવો કોઈ પાપી નથી, એમ અજ્ઞાન ટાળવા વિચારવું.

***

તા. ૧–૨–૧૯૩૫

જ્ઞાનીનું સ્વરૂપ કેવું છે તો કે આ બહાર દેખાય તે નહિ. પરંતુ તે સ્વરૂપની ઓળખાણ તો આત્મા ઓળખે ત્યારે જ થાય છે. આત્મા જ આત્માને ઓળખે છે. જ્ઞાની કેવા છે? તો

કે તે કરે છે સર્વ, પરંતુ તેમને વજાની ભીંત પડી છે. તેઓ ચેતન અને જડ વચ્ચે સ્પષ્ટ ભેદ રાખે છે. તેઓ કદાપિ ભૂલમાં હોતા નથી; પણ અજ્ઞાનીનું તો કંઈ જ સાચું નથી જ્ઞાનીને શરણે કેમ જવાય? તો કે બધું મૂકે તો—માથું વાઢે તે માલ કાઢે. એટલું કરે તો સરળ છે, સુગમ માર્ગ છે.

આત્મા જ્ઞાનીએ જોયો છે. તે વાત તેઓ ગુપ્ત રાખે છે. યોગ્ય જીવ હોય તો બોલાવીને પણ કહે.

***

સાંજના

શ્રેણિક રાજા શિકારે ગયા હતા. ત્યાં મુનિનો સમાગમ થવાથી જ્ઞાન પામ્યા. ગજસુકુમારને એક હજાર ભવ જેટલાં કર્મ હતાં તે ભગવાન નેમિનાથના સમાગમે મળેલી આજ્ઞા આરાધતાં નિર્જરા થઈ નાશ પામ્યાં અને તત્કાળ મોક્ષે ગયા. તેથી માર્ગ પ્રાપ્ત થવામાં તો જીવની યોગ્યતા, પુરુષાર્થ મુખ્ય છે. તે હોય તો પૂર્વ પુણ્યના ઉદયે જ્ઞાની તો જ્ઞાન આપવા તૈયાર છે. તારી વારે વાર! પરંતુ પાત્રતા, ભાજન વગર શું આપે? પોતાનું આગળનું ગ્રહણ કરેલું, માનેલું જે મિથ્યાત્વ છે તે મૂકી દે અને હું કંઈ જ જાણતો નથી એમ સમજે તો બોધ યથાર્થ પરિણમે; પણ મલિન વાસણમાં વિપરીત પરિણમે.

આત્મા તો સર્વ પાસે છે; પરંતુ તે બહાર જોઈ રહ્યો છે. હું વાણિયો, બ્રાહ્મણ, સ્ત્રી વગેરે છું, અને ઘર વગેરે દેખાય છે તે મારું છે એમ માની પરિણમી રહ્યો છે. જ્યારે અંતરાત્મા થાય ત્યારે બાહ્ય વસ્તુઓથી પોતાને ભિન્ન માને તથા દેખે. કૃપાળુદેવે અમને કહેલું કે બાહ્ય દેખાય છે ત્યાં પણ આત્મા જ જોવો. એટલે ઘર, શરીર, આકાશ વગેરે જે જોવાય છે તે આત્માના જ્ઞાન ગુણે કરીને જોવાય છે. જો આત્મા ન હોય તો હાથ નીચેથી ઊંચો ન થઈ શકે. બધી સત્તા છે તે આત્માની જ છે. આત્મા તો છે જ, પરંતુ જે નાશવંત છે તેમાં હું-પણું, મારાપણું કરે છે તે મૂકી દેવું. અને મારું સ્વરૂપ જ્ઞાનીએ જોયું તેવું છે એમ શ્રદ્ધા કરવી.

***

તા. ૨–૨–૧૯૩૫

મુમુક્ષુએ પ્રથમ કંઈક ગ્રહણ કર્યું હોય, પછી સત્પુરુષ કહે કે એમ નહીં પણ આમ માન. પરંતુ તે પોતાનું પ્રથમ માનેલું—આગ્રહ છોડે નહીં અને સત્પુરુષનું કહેલું પણ માને નહિ અને કહે કે એ તો અમસ્થા કહે, અમે તો એમને જ માનીશું અને એમની જ ભક્તિ કરીશું. એમ પોતે કરે અને બીજાને પણ તેમ વર્તવા કહે.

એક મહાત્મા હતા તેની પાસે કોઈ ભોજન લઈને આવ્યો. ત્યારે મહાત્મા કહે કે કૂતરાને નાખી દે. ત્યારે તે કહે કે આપ પ્રથમ આરોગો. તેથી મહાત્માએ કહ્યું કે ચાલ્યો જા, તારું કામ નથી. એમ જે આજ્ઞા-આરાધનને બદલે પોતાનું ડહાપણ કરે તે કામ ન આવે.

ગોતમસ્વામીએ પંદરસો તાપસોને જ્ઞાન પમાડ્યું ત્યારે ગોતમસ્વામીને ગુરુ માનવા લાગ્યા.

પણ ગૌતમસ્વામી તેમને મહાવીર પ્રભુ પાસે લઈ ગયા અને તેમને જ માનવા કહ્યું. એમ જે સત્પુરુષ ઉપકારી છે તેમના કહેવાનો આશય સમજવો અને આજ્ઞા આરાધવી; કારણ કે આ જીવની સમજણ અલ્પ છે. તેથી પોતાની મતિ-કલ્પના ન દોડાવતાં સત્પુરુષ જે સાચા છે અને જેમના પર શ્રદ્ધા છે તે કહે તેમ માનવું અને કહે તેમ કરવું.

વેદની આવે ત્યારે ગભરાવું ન જોઈએ. આના કરતાં દેહ છૂટી જાય તો સારું, એમ આકુળવ્યાકુળ ન થવું. દુઃખમાં સમતા રાખી, સદ્ગુરુની શ્રદ્ધા રાખી આત્માનું ચિંતવન દૃઢ કરવા પુરુષાર્થ કરે તો બની શકે તેવું છે. બાકી ખોટી કલ્પનાઓ કર્યે કંઈ વળે નહિ, અનેક ભવમાં આધિ, વ્યાધિ અને ઉપાધિ, જન્મ-જરા-મરણ આ જીવે ભોગવ્યાં છે. તે સર્વથી છૂટવાનો ઉપાય સમતા-સમભાવ છે અને જ્ઞાની પુરુષની આજ્ઞા આરાધવી તે છે. છૂટવાની કામના જેને મુખ્ય હોય તે દુઃખમાં સમતા ન ભૂલે. મારો આત્મા શુદ્ધ જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ છે તે જ્ઞાનીએ જોયો છે; તેવો જ સર્વ જીવોનો છે. પર્યાય વિનાશી છે, દ્રવ્ય અવિનાશી છે; માટે દ્રવ્ય તરફ લક્ષ આપી સમતા ધારણ કરવી.

***

તા. ૨-૨-૧૯૩૫

બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એ ત્રણ પ્રકારે આત્મા પરિણમે છે. આત્મા છે તે ક્યાં રહ્યો છે? નિશ્ચયનયે તે આત્મામાં જ અથવા નિર્વાણમાં રહ્યો છે—વ્યવહારે તે શરીરી કહેવાય પરંતુ નિશ્ચયનયે તે અશરીરી, અસંગ છે.

તે આત્મા પોતે જાણ્યો નથી. જ્ઞાની દ્વારા સમજાય ત્યારે તેરૂપે પરિણમાય, જેમ દૂધ હોય તેમાં મેળવણ પડે તેથી દહીં થાય અને જામી જાય; તેમ જ્ઞાની જ્ઞાનરૂપી અંજન કરે ત્યારે મુમુક્ષુને પોતાનું ભાન જાગે, જ્ઞાની જેરૂપે છે તેરૂપે ઓળખાય ત્યારે પોતે પણ તેરૂપ થાય. પરંતુ તે માટે ધાતુમિલાપની જરૂર છે, એટલે કે પૂર્ણ પ્રેમથી, એક રસથી તેને જ ભજે અને યથાતથ્ય જુએ ત્યારે બને એમ છે.

***

તા. ૩-૨-૧૯૩૫

આ સંસારભ્રમણનું કારણ શું? તો કે રાગ, દ્વેષ અને મોહ. એમાં જીવ એવો આધીન થઈ ગયો છે કે પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે. હજી પણ તે મામા, કાકા, ભાઈ ઇત્યાદિ માન્યા કરે છે અને આ જીવનને જ મહત્વ આપી રહ્યો છે. પણ આવા તો કંઈક ભવ કર્યા અને દુઃખ પામ્યો; માટે તેથી છૂટવાના ભાવ જાગવા જોઈએ.

નજર મૂકતાં રાગદ્વેષ થયા જ કરે છે. તેને કેમ રોકવા? મેં ખાધું, પીધું, આ કર્યું, તે કર્યું એમ માને છે; પણ ત્યાંથી તેણે પાછા હઠવાની જરૂર છે. આત્માની સમજણ પ્રાપ્ત કરવા તો આ બધાથી નિવર્તવું પડશે, બધું મૂકવું પડશે, કંઈ મારું નથી એમ માનવું પડશે. કર્મના

ઉદયે મોહાદિ થાય છે; પરંતુ ત્યાં ઉપયોગ દૃઢ કરવો કે તે મારું સ્વરૂપ નથી. એ જ પુરુષાર્થ કરવાનો છે. તેને બદલે જાણે કંઈ જ કરવાનું ન હોય તેમ બફમમાં રહે છે તે યોગ્ય નથી.

***

તા. ૪-૨-૧૯૩૫

જીવને હજુ ધક્કો લાગ્યો નથી. જીવને ચોટ થઈ હોય તેના પ્રમાણમાં બળ કરી શકે. નહીં તો ઉદયકર્મ તો કોઈને છૂટવા દે તેવાં નથી. તેમાં પોતાનું બળ હોય તો કામ લાગે. પરમકૃપાળુદેવનાં વચનો છે તે જીવને સંસારમાં ધક્કો મારે તેવાં છે. પરંતુ તે લાગવાં જોઈએ. વિચારમૂઢ જીવો જે પોતાની માન્યતા મુજબ પરમાર્થ કરી રહ્યા છે તેમને જ્ઞાનીનાં વચનથી ધક્કો લાગે છે અને વિચાર જાગે છે. પછી સત્ય સમજાતાં પૂર્વનું ત્યાગી જ્ઞાનીનું ગ્રહણ કરે છે.

***

તા ૫-૨-૧૯૩૫

એક વખત ભક્તિના પાઠ બોલ્યા તો બીજીવાર ન બોલાય? અમે તો બોલીને આવ્યા એમ માને તેમાં શું? એ તો ગમે તેટલી વાર બોલે તોપણ લાભ જ છે. ખાવાનો પ્રસાદ મળે તો દેખાય કે મને આપ્યો. પરંતુ અહીં ભાવના કરવાથી જે મળે છે તે ઘણું હોવા છતાં દેખાતું નથી. આખું જગત ધન, પૈસો લેવડદેવડ કરે છે, પુદ્ગલની માયામાં વહ્યું જાય છે. તેમાં ન તણાવું. જ્ઞાનીએ કહ્યું કે આત્મા તારો છે; તે અજરઅમર અવિનાશી, સર્વથી ભિન્ન છે; તેને રાગ દ્વેષ મોહ નથી એમ નિશ્ચયનયે માન તો શું ન માનવું? તેને યાદ ન કરવો? એ જ એક સાચો, બાકી બધું ખોટું એમ માનવા કહ્યું તો માની લેવું જોઈએ અને વિસરવો ન જોઈએ. આત્માને બંધ કે મોક્ષ કંઈ નથી એ નિશ્ચયનય જ્ઞાનીએ જાણ્યો છે. તો તે માન્ય કરવો અને તેના સુખને જ ખરું માની સંભારવું. દેહને પોતાનો માને છે, પોતે તેરૂપ છે એમ માને છે; તેથી સ્ત્રી-પુરુષ, ઘરડો-જુવાન, કાળો-ગોરો એમ જુએ છે અને રાગ-દ્વેષ કરે છે. આત્માને પોતે નથી જોયો પરંતુ જ્ઞાનીએ નિશ્ચયનયે કહ્યો તેવો છે. એને જ યાદ કરવો અને મોક્ષની, સિદ્ધિની ભાવના કરવી. બધેથી છૂટવાની ભાવના કરવી. જ્ઞાની કૃપાળુદેવની શ્રદ્ધા કરી લેવી. તેમનું શરણ આ કળિકાળમાં એક જ તારણહાર છે માટે તે દૃઢતાથી પકડવું. ચાંલ્લો થાય તો પછી વાંધો નહિ. સમકિત એટલે આત્માની શ્રદ્ધા એવી દૃઢ કરવી કે તે કોઈ કાળે ન ચળે. હું આત્મા જ છું, આ દેહાદિ કંઈ મારું નથી; સર્વ દ્રવ્યથી હું ભિન્ન છું એમ દૃઢતા થવા સદા તે જ વિચારમાં અને જ્ઞાનીના સ્મરણમાં રહેવું.

સંસારમાં ધન, સાહ્યબી, એશઆરામ, હરવું ફરવું એ સુખ લાગે પરંતુ એ ખરું સુખ નથી, આત્માને બંધનકર્તા છે. પોતાનું સ્વરૂપ ભુલાવી પરમાં રાગદ્વેષ કરાવી તે બંધ કરાવે છે. જેને છૂટવું છે તેને માટે એ રસ્તો નથી. ઉદય હોય તો પણ તે પ્રત્યે ઉદાસીન રહેવું. તથા આત્માના સ્વરૂપની વિચારણા કરવી તે જ ખરું સુખ છે, એ શ્રદ્ધા ન ભૂલવી. આ બધું તો

વિનાશી છે. સુખ પછી દુઃખ, રોગ, મૃત્યુ આદિ આવવાનાં છે. માટે એને ખરું સુખ માનવું એ મિથ્યાત્વ છે. સમકિતી તો આત્માને જ સુખરૂપ માને.

સમ્યગ્દર્શન તે આત્મા જ છે. તે એક પ્રાપ્ત કરી લેવું. એક આત્મા જ સાચો. એને જ માનવો. તેમ જ સત્પુરુષ જે તે પ્રાપ્ત કરાવે તેમને જ માનવા, બીજાને નહિ.

બ્રહ્મચર્યથી પુણ્યબંધ થાય છે. બીજી ક્રિયાની માફક તે પણ શુભ બંધદ્વારા તેનો ભોગવટો આપે. પરંતુ આપણે તે ભોગવટો નથી જોઈતો. આપણે તો માત્ર છૂટવા જ બધું કરવું છે. તેનો ખરો અર્થ તો બ્રહ્મ એટલે આત્મા, તેમાં ચર્યા એટલે રહેવું, અને તે જ બ્રહ્મચર્ય ગણવું. ઈચ્છા પણ તેની ઊંડી કરવી, આત્મામાં જ રહેવાની. આત્મા તરફ જ ચિત્ત રાખવું. કોઈ મારું નથી. મરી જઈશ. વ્યાધિ આવે તે પોતે જ ભોગવશે એમ વિચારી ઉત્કૃષ્ટ ભાવ, આત્મભાવ આદરવા પુરુષાર્થ આદરવો. તેનું જ ચિંતન મનન કરવું.

જીવને પોતાનો વિચાર નથી આવતો. બીજા બધા વિચાર કરે છે, પરંતુ આત્મા સંબંધી વિચાર કરતો નથી. સમકિતી તો બહારથી બધું કરે છતાં તેમને આત્માનો જ ઉપયોગ હોય છે, તેથી તેઓ બંધાતા નથી. આ આત્મજ્ઞાન છે તે જ મુનિપણું છે. આત્મજ્ઞાન—ઉપયોગ તેમનો જાગૃત છે તેથી તેમને બંધ નથી. માત્ર પૂર્વનું બાંધેલું ઉદયમાં આવે છે તે ફળ આપીને છૂટે છે. કારણ કે તેઓ તેનાથી ભિન્ન પોતાને જાણે છે, જુએ છે. પરંતુ અજ્ઞાની જે કરે છે તેમાં પોતાને તેરૂપ માને છે. જ્ઞાનીના ભાવ–પરિણામ આત્મામાં છે, આત્માર્થે છે. અજ્ઞાનીના ભાવ–પરિણામ પર પદાર્થો માટે છે, જેવાં પરિણામ તેવા બંધ થાય છે. જ્ઞાની છૂટે છે, અજ્ઞાની બંધાય છે.

ભવ્ય અને અભવ્ય એટલે શું ? તે કોઈને જ સમજાય છે. જેના ભાવ પુણ્ય અને પાપ બન્ને પ્રકારના બંધથી છૂટવાના છે તે પ્રાણી છૂટે છે અને તેને ભવ્ય જ જાણવો. કારણ કે તેને છૂટવાનો માર્ગ હાથ લાગ્યો છે તેથી તે મુક્તિભણી પ્રયાણ કરે છે, મુક્ત થવાનો છે, એમ કહી શકાય.

એક પંદર રૂપિયાનો પગારદાર સિપાઈ હતો તેમાંથી મહાન નેપોલિયન સર્વ રાજાને ધ્રુજાવનારો સમર્થ સમ્રાટ બન્યો. તેની પ્રથમ સ્થિતિ તથા પછીની મહાન સ્થિતિમાં તે તો એક જ હતો. જેમ એક બાળક હોય, પછી મોટું થાય, પછી વૃદ્ધ થાય એમ અવસ્થા ફરે છે તેમાં આત્મા તો તે જ છે. તેવી રીતે જીવ સમકિતી એટલે દૃઢ નિશ્ચયવાળો બને અને આત્મજાગૃતિ પામે. પછી તે જ્ઞાન નિરંતર વધે છે અને તે પંદર ભવે તો અવશ્ય મોક્ષે જાય. તેમ થવા પ્રથમ વિચાર ધ્યાન જોઈએ. પણ ત્યાં પ્રમાદ આડે આવે છે. અન્ય પરિણામમાં જેટલી તાદાત્મ્ય વૃત્તિ છે તેટલો જીવથી મોક્ષ દૂર છે. જ્યારે બોધથી ભાવને ફેરવી આત્મહિતમાં આણે ત્યારે સદ્‌વિચાર જાગે.

પાસે પૈસા હોય તો મેવા મીઠાઈ ખરીદી શકાય, બાકી દુકાનમાં તો ઘણુંય હોય તે એમ ને એમ કેમ મળે ? તેવી રીતે જ્ઞાની પાસે ભંડાર ભર્યો છે, પરંતુ જીવના ભાવ જાગવા જોઈએ કે મારે તો જગતમાં કોઈ સાથે કોઈ પ્રકારે સંબંધ નથી, કોઈ પદાર્થની ઈચ્છા નથી,

દેહ રહો કે જાઓ, ગમે તે થાઓ તે મને નહીં; પણ મારો આત્મા છે તે જ મારે પામવો છે, તેને અનંત દુઃખથી છોડાવવો છે.

***

તા. ૬-૨-૧૯૩૫

પ્રભુશ્રી—નમસ્કાર કોને કરો છો?

૧. મુમુક્ષુ—આત્માને નમસ્કાર કરવાના છે.

૨. મુમુક્ષુ—મેં આત્મા જાણ્યો નથી, સત્પુરુષે જાણ્યો છે માટે તેમનો વિનય કરવા નમસ્કાર કરવા.

પ્રભુશ્રી—વિનય તો અવશ્ય કરવાનો છે. એ દ્વારા જ ધર્મની પ્રાપ્તિ છે. માટે સર્વનો વિનય કરવો. તે અર્થે નમસ્કાર કરાય છે. પરંતુ તેમાં સમજવાનું એ કે મારો આત્મા સિદ્ધ સમાન છે તેને યાદ કરીને, આગળ કરીને નમસ્કાર કરવા. પછી ગમે તેને નમીએ પરંતુ ઉપયોગ પોતાના શુદ્ધ આત્માને યાદ કરવા તરફ આપવો. આત્મા વડે આત્માને નમસ્કાર કરવા. પ્રથમ પોતાના આત્માને યાદ કરી પછી નમવું. એ સિદ્ધસ્વરૂપ મારો આત્મા તેને મેં જાણ્યો નથી પરંતુ જ્ઞાનીએ કહ્યું છે તે મારે માન્ય છે, એમ સ્મરણ અવશ્ય કરવું. નમસ્કાર-વિધિ પોતાના આત્મસ્વરૂપને યાદ કરવા નિમિત્તે છે.

***

તા. ૬-૨-૧૯૩૫

આ જગતમાં પ્રેમ એ મહાન વસ્તુ છે? પરંતુ તે શુદ્ધ આત્મા દ્વારા આત્મા માટે થાય તે જ ઉત્તમ છે. એવો પ્રેમ જ્ઞાનીને પોતાના આત્મા પ્રત્યે હોય છે. તેથી તેઓ આત્માનું ધ્યાન છોડીને બહાર જતા નથી. બધા પદાર્થ જાણતાં પ્રથમ આત્માને યાદ કરે છે. પ્રથમ આત્મદર્શન, પછી તે દ્વારા પદાર્થ જોવાય એમ તેમનો ક્રમ હોય છે. પરંતુ તે તો યથાર્થ દર્શન પ્રાપ્ત થયે બને છે. આત્માનું દર્શન જ્ઞાનીને પ્રથમ હોય છે, આગળ હોય છે. તેથી તેઓ કોઈમાં તલ્લીન થતા નથી અને બંધાતા નથી. તેમને આત્મા ભિન્ન સ્પષ્ટ ભાસે છે; ઊંઘમાં પણ વિસારી દેતા નથી. આવું તેમને સમ્યગ્જ્ઞાન છે અને તે જ્ઞાનપૂર્વક ચારિત્ર છે. આવા જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ સત્પુરુષ છે. તેથી તેમને ઓળખીને નમસ્કાર કરવાના છે. તેવોજ પોતાનો આત્મા પણ જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ છે.

***

તા. ૭-૨-૧૯૩૫

પાત્રતા જોઈએ. બીજ હોય, ઊગે એવું હોય પછી તેને માટી પાણી મળે તો ફણગો ફૂટે અને ઝાડ થાય; દિવાસળી બાકસને ઘસાય તો સળગે. ક્યાંથી ઘસવી તે ખબર ન હોય

અને ઊંધી ઘસે તો કેમ સળગે? તેમ જ્ઞાનીની આરાધના જેમ કરવાની છે તેમ જ આજ્ઞા સમજીને કરે તો તો આત્મજ્ઞાન પ્રગટે. પરંતુ સમજે નહિ અને પોતાની માન્યતા મુજબ કર્યા કરે તો ફળ આવે નહિ. બંદુકમાં સામગ્રી મળે ત્યારે ભડાકો થાય. સત્પુરુષના યોગે પાત્રતા આવ્યે માન્યતા અને પરિણામ થાય છે.

મુમુક્ષુ—માન્યતા અને પરિણામમાં શો ફેર?

પ્રભુશ્રી—'સાકર, સાકર' કર્યે મોઢું ગળ્યું થાય? 'રવિ, રવિ' કર્યે રજનીનો નાશ થાય? તેમ પરિણામ છે તે અંતરનો અનુભવ છે; માન્યતા છે તેમાં અનુભવ નથી. પરંતુ યથાર્થ માન્યતા થયે તે અનુભવ પ્રગટ કરવાનો પુરુષાર્થ થાય. તેથી પરિણામનું તે નિમિત્ત છે.

પરિણામ થવામાં આડું શું આવે છે? ધ્યાનમાં બેસે અને જ્યાં એકચિત્ત થવા જાય ત્યાં સંકલ્પ વિકલ્પ આડા આવે જ. આમથી કાઢે તો આમથી આવે; રોકાય જ નહિ. લાકડી લઈને બેસે ને કૂતરાંને હાંકે છતાં પાછાં આવે તેમ થાય છે. પરંતુ બારણાં બંધ કરી દે તો ન આવે.

મુમુક્ષુ—સાહેબ, ત્યાં બારણાં જ નથી તેથી તે કેમ રોકાય? ન રોકાય. ચાલ્યા જ આવે.

પ્રભુશ્રી—બરાબર છે, બારણાં નથી; પરંતુ ઉપયોગ આત્માનો છે તે બહાર જાય છે. તેને ત્યાંથી ફેરવીને આત્મામાં જોડે તો એક વખતે બે ઉપયોગ ન હોય તેથી બહાર જતો અટકે. એ ઉપયોગ તે મન છે; તેને આત્મામાં લગાડવાનું છે, બહારથી ખેંચી લેવું છે. 'મનડું કિમ હિ ન બાઝે' એ સ્તવનમાં કહ્યું છે કે એ બહુ મુશ્કેલ છે, ઘોડા જેવું છે. તેને જ્ઞાનરૂપી લગામથી જ્ઞાનીઓએ વશ કર્યું છે. એટલે આત્મજ્ઞાન પ્રગટે ત્યારે જ મન વશ થાય છે. જેટલા પ્રમાણમાં આત્મજ્ઞાન હોય તેટલા પ્રમાણમાં ઉપયોગ બહારથી અંતરમાં આવે. આ જ સર્વ યોગીઓને સાધવાનું હોય છે. સર્વ તપ જપ ક્રિયા આ જ અર્થે છે. જીવ છે તેનો શિવ આમ જ થાય છે. જડને તેમ ન થાય. પરંતુ જીવ છે અને ઉપયોગ આપે તો પોતાની અનંત સિદ્ધિઓ પ્રગટે અને કૃતકૃત્ય થાય. આ જ સાધના છે. બાકી પુદ્ગલ, પુદ્ગલ ને પુદ્ગલની જ સર્વત્ર દૃષ્ટિ છે! તેમાંથી ફરીને અહીં આવવાનું છે. આ મહા ગૂઢ વાત છે,

***

તા. ૭-૨-૧૯૩૫

દેવ-ગુરુની ભક્તિથી પુણ્ય પ્રાપ્ત થાય છે. પણ જો તે આત્માર્થે થાય તો ઉત્તમ, નહિ તો મિથ્યાત્વસહિત તે પુણ્ય તો ભ્રમણ કરાવે છે. માટે સમકિત પ્રાપ્ત કરી લે તો પુણ્ય અને પાપ બન્ને સવળાં પડે-છૂટવા માટે થાય. દેવ-ગુરુની અવજ્ઞા પાપ કરાવે છે, નરક-તિર્યંચ ગતિ આપે છે. પુણ્ય અને પાપ બન્ને હોય તો મનુષ્ય ગતિ આપે. જો જીવ પુણ્ય અને પાપ બેમાંથી એકેય નથી બાંધતો તો મોક્ષ થાય છે. માટે પુણ્ય અને પાપ બંનેને મૂકવાં અને પ્રીતિ આત્મામાં કરવા સત્પુરુષમાં જોડવી.

સ્વભાવમાં રહેવાથી મોક્ષ થાય છે અને વિભાવરૂપ પુણ્યપાપથી સંસારમાં સુખદુઃખની પ્રાપ્તિ થાય છે. માટે સ્વભાવ પ્રાપ્ત કરવા રાગદ્વેષ મૂળમાંથી કાઢવા જોઈએ.

પુણ્યબંધથી સુખ સામગ્રી પામે છે. તેથી તેમાં મોહ થાય છે; મોહથી મદ થાય છે અને મદથી પાપબંધ થઈ નીચ ગતિએ જાય છે અને અનંત કાળ ભ્રમણ કરે છે. એવા પુણ્યને ઈચ્છવું એ સમકિતીનું લક્ષણ નથી.

ખરો ત્યાગ તે અંતરનો ત્યાગ છે. એકલો બાહ્ય ત્યાગ મોક્ષ અર્થે થતો નથી.

***

તા. ૧૧–૨–૧૯૩૫

કૃપાળુદેવની શક્તિ અનંતી હતી અને અમે એમને પકડી બેઠા હતા. પરંતુ તેમણે કહ્યું કે પોતે જ બળ કરવું પડશે. બીજાને આધારે કંઈ નહિ થાય. પોતાનો આત્મા છે તે જ આધારરૂપ છે; તે જ સર્વ સુખદુઃખ પ્રાપ્ત કરાવનાર છે. બીજા પર આધાર રાખી બેસી રહે કંઈ નહિ વળે. 'આપ સમાન બળ નહિ, મેઘસમાન જળ નહિ.' 'જો ઈચ્છો પરમાર્થ તો કરો સત્ય પુરુષાર્થ' એમ કહ્યું છે તે બહુ સમજવાનું છે. બળ, પુરુષાર્થ, વિચાર, સમજણ કરી પોતે જ પોતાને છોડાવવાનો છે. સંસારનાં સુખ પણ આત્મા કંઇક પુરુષાર્થ કરે છે ત્યારે પામે છે. કોઈ બીજાના બળથી નથી મળતું. તેમજ મોક્ષને માટે પણ પોતે પુરુષાર્થ કરવાનો છે. કૃપાળુદેવે પોતે કેવો પુરુષાર્થ કર્યો હતો! અન્ય જ્ઞાનીઓએ શું શું કર્યું!

તેમણે કર્યું તેમ દેહાધ્યાસ મૂકો. મન, વચન, કાયાના યોગથી નિવર્તો. સંકલ્પ વિકલ્પ રહિત થાઓ. રાગદ્વેષ, ઈષ્ટાનિષ્ટ છોડો.

***

તા. ૧૫–૨–૧૯૩૫

જ્ઞાની મળ્યા અને બોધ પણ સાંભળ્યો. છતાં રખડયો. કારણ કે પોતાના આત્મામાં તે બોધ યથાર્થ પરિણમ્યો નહિ. એટલે પ્રતિબોધ થવો જોઇએ તે ન થયો. પરિણમે ત્યારે બોધ થયો કહેવાય. યથાર્થ જ્ઞાની મળ્યે જીવ સન્મુખ થયે તેમ બને છે અને મોક્ષમાર્ગમાં પ્રવેશ થાય છે.

પ્રથમ અમે નવલકથાઓ, રાસ વગેરે સંસારમાં રહી વાંચતા. પછી દીક્ષા લીધી ત્યારે ધર્મને અંગે રાજાઓ ઈત્યાદિની કથાઓ વાંચતાં રસ પડતો. કૃપાળુદેવ મળતાં તે પણ વાંચવાની ના કહી; અને માત્ર આત્મા સંબંધી અને તત્ત્વ સંબંધી વાંચવા કહ્યું. તેમાં પ્રથમ રસ ન આવ્યો; પરંતુ ધીમે ધીમે તેમાં સમજણ પડતાં રસ પડતો ગયો. હવે સતત તે જ ગમે છે. અને આત્મા પણ બીજું બધું કરતાં કોઈ અપૂર્વ આનંદમાં રમણ કરે છે. તે તો અનુભવે જ સમજાય.

સર્વ જીવો પોતપોતાની સમજણે જે માન્યું છે તે પકડી બેઠા છે. શ્વેતાંબર, દિગંબર,

રામાનંદી, ઢુંઢિયા ઇત્યાદિ સર્વેને પોતાના ધર્મની પકડ હોય છે તેનેજ સત્ માને છે. પરંતુ સત્‌ની પ્રાપ્તિ તો કોઈ અપૂર્વ પુણ્યના ઉદયે થાય છે. તે મહા દુર્લભ છે. તે પ્રાપ્ત થયે, જીવ બીજું બધું મૂકી એક એ જ જાણવા સમજવા યત્ન કરે. તે માટે સત્સંગ ઘણો કાળ આરાધે ત્યારે કંઈક સમજાય અને સમજાય ત્યારે પકડ અથવા સત્‌શ્રદ્ધા થાય. પણ જ્ઞાનીને યથાર્થ ઓળખ્યે આ સમજણ આવે. ત્યારે જીવ સમજે કે ગૃહકુટુમ્બ તે મારું નહિ. મારો તો આત્મા છે. માટે વ્યવહાર કરું પરંતુ તેનાથી અંતર્ભેદ રાખું. આમ જીવને મોક્ષની ભાવના, છૂટવાની ભાવના જાગે છે. એ જ લય સતત રહે છે. તેથી તે બંધાતો નથી. 'सम्मद्दिट्ठी न करेइ पावं' તેમ છૂટવાની ઈચ્છાવાળાને કર્મ બંધાતાં નથી.

***

તા. ૧૦–૨–૧૯૩૫

પાંચ ઈન્દ્રિય સુધીના જે જીવો છે, તેમ જ ઇંડામાં કે ગર્ભમાં છે, ત્યાં પણ આત્મા તો છે જ. જેમ ઈંડાનો આત્મા કે મૂર્છિત અવસ્થાનો આત્મા છે; તેમ એકેન્દ્રિયનો આત્મા જે ઝાડ પહાડમાં રહ્યો છે તે તેવી અવસ્થામાં છે, પરંતુ છે તો ખરો જ. આ જીવ પણ એકેન્દ્રિયથી માંડી સર્વ ભવ—નારકી જુગલિયા અને દેવોના પણ કરી આવ્યો છે; પણ તેને પોતાનું સ્વરૂપ ન માનવું. આત્મા દેહથી ભિન્ન છે. માટે પુદ્‌ગલરૂપ જે દેહ, ઈન્દ્રિયો અને ઇન્દ્રિયોથી દેખાતા વિષયો તેને સ્વપણે કે મારાપણે ન માનવા. રાગદ્વેષ ને મોહ સર્વથા ત્યાગવા. ઈન્દ્રિય અને દેહ દ્વારા જે ભોગવાય તે મેં ભોગવ્યું એમ ન માનવું. તે સર્વને ભૂલી જવું અને આત્મા સિવાય કંઈ ન ઇચ્છવું.

આત્મા તો છે. તેને કેમ પમાય ? તો કે જેણે તે જાણ્યો છે તેને શરણે જા. એ જ સિદ્ધાન્ત પોતાનો મિત્ર, બાંધવ જે કહો તે છે. અને એમ કર્યે જ આત્માનું હિત છે.

***

તા. ૨૪–૨–૧૯૩૫

વિષય કષાય મૂકવા. ક્રોધ, માન, માયા અને લોભ એ ન કરવા. ઉદય આવેલા વિષયો ભોગવવા પડે—ખાવું, કરવું પડે – તોપણ તેથી આત્મા ભિન્ન છે એમ ઉપયોગ રાખવો. અને ત્યાગ-ભાવ કરવો. જેનો ત્યાગ કર્યો છે તે કદી ન ઈચ્છવું. એમ ભાવથી ત્યાગ રાખવો. કોઈ કહે કે માંસ ખા, તો ખાય ? તેમ જે ત્યાગવું તે તરફ અભાવ જ રાખવો. તે તરફ વૃત્તિ ન જ જાય એમ કરવું.

મુમુક્ષુ—દેહ અને આત્મા ભિન્ન છે તે એક કેવી રીતે થયા ? અને તે હવે ભિન્ન શી રીતે થાય ?

પ્રભુશ્રી—ભાવ અને પરિણામથી એકરૂપ થઈ ગયા ભાસે છે. હવે વિચાર કરે, તેને જુદાં માને અને તેમાં શ્રદ્ધા કરે તો ભેદજ્ઞાન થાય. કૃપાળુદેવે તો ચોકખું સમજાવ્યું છે. છ પદનો

પત્ર અને આત્મસિદ્ધિ મહા ગહન છે. તે પાત્ર જીવને જ આપતા. પરંતુ હવે મોઢે કરી સામાન્ય નાખ્યું. આવડયાનું અભિમાન કરે અને અર્થ વિચારે નહિ. એમ થયું છે. તેમાં તો કહ્યું છે—

" શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ, સુખધામ;
બીજું કહિયે કેટલું ? કર વિચાર તો પામ. "

નિધાન છે! તે ખોલવાને ઉપયોગ, વિચાર ત્યાં લઈ જવાનો છે. પરમાંથી, બાહ્યમાંથી ઉપયોગને ખેંચી લઇ ત્યાં આત્મામાં જોડવાનો છે. તે જ ખરો પુરુષાર્થ છે.

અભેદ અને ભેદ એમ બે રીતે ભક્તિ જાણવી. અભેદરૂપે એટલે ભક્તિમાં પરમાત્માથી અભેદરૂપે, જેની ભક્તિ કરે છે તેમનું અને પોતાનું સ્વરૂપ એક છે એમ ઓળખીને એક થઇને આત્મસ્વરૂપ થાય તે જ સહજાત્મસ્વરૂપ છે. તે જ ખરી ભક્તિ છે. મંત્રનો અર્થ એમ છે કે હે! સદ્ગુરુ, તમે મારા સહજાત્મસ્વરૂપ છો, તમારામાં ને મારામાં ભિન્નતા, ભેદ નથી. એમ અભેદરૂપે ભક્તિમય રહેવું.

***

તા. ૨૫–૨–૧૯૩૫

જેને છૂટવાની કામના થાય તેને જ આત્મભાવના જાગે. જ્યાંસુધી વાસના આત્મા સિવાય બીજે છે ત્યાંસુધી મોક્ષની ભાવના ન જાગે. પરમાંથી વૃત્તિ મટે ત્યારે સ્વમાં આવે. તે પછી તેને મુક્ત કરવાનાં સાધનો ભક્તિ, વિચાર, શ્રદ્ધા પરિણમે. નહીં તો માત્ર ઉપરનું જ થાય. આત્માનું સુખ સમજાયે પરમાંથી નિવર્તે અને આત્મા માટે પુરુષાર્થ આદરે. માટે વાસના તજવી.

આત્મા અને કર્મો ભિન્ન છે. વ્યાધિ થાય, ભોગવવી પડે; પણ તે હું નહિ. એથી ભિન્ન આત્મા છે; તે દેહરૂપ નથી. દેહરૂપ ઘરમાં છે; ઉંબરામાં ઊભો છે પણ તેથી ભિન્ન છે. દુઃખ વ્યાધિ, શાતા મારું સ્વરૂપ નહિ. એ જડ છે ને જવાનું છે, સાથે રહેવાનું નથી. તેને નિજરૂપ ન માને તો કર્મબંધ ન થાય. ત્યાં આત્મજાગૃતિ, બોધબળની જરૂર છે.

આત્મા છે તે ઇન્દ્રિયરૂપ નથી; પરંતુ પ્રત્યેક ઇન્દ્રિયનું આત્માને જ્ઞાન થાય છે. આત્મા તો જ્ઞાનરૂપ જ છે. આંખ, કાન જે દેખાય છે તેને આત્મા ન માનવો. તેને પુદ્ગલ માનવું અને જે પુદ્ગલ છે તેમાં રાગદ્વેષ કરી બંધાવું નહિ.

***

તા. ૨૬–૨–૧૯૩૫

મુમુક્ષુ—પાપ દોષ તો અનંતકાળથી અનેક પ્રકારના કર્યા છે, તે નાશ કરવાનો મુખ્ય ઉપાય કયો ?

પ્રભુશ્રી—ભક્તિ, સ્મરણ. પશ્ચાત્તાપના ભાવ કરે તો સર્વ પાપનું નિવારણ થાય. ઉપવાસ આદિ તપ તો કોઈથી ન પણ થાય. કદાચ કષ્ટ આપે. પરંતુ સ્મરણ–ભક્તિ પ્રેમપૂર્વક કરે ને ભગવાનનું રટણ કરે, સદ્ગુરુમંત્રમાં રહે તો કોટિ કર્મનો ક્ષય થાય. એવો એ ભક્તિનો મહિમા છે.

વિકાર ઇત્યાદિ સત્તામાં છે તે ઉદય આવે તે વખતે સ્મરણમાં પડી જવું અને એ રીતે તેનો ક્ષય કરવો.

પ્રીતિ સત્પુરુષ કૃપાળુદેવ જે સાચા છે તેમના ઉપર જોડવી. દેહથી આત્માને ભિન્ન જાણવો. તે મેં જોયો નથી પણ જ્ઞાનીએ જોયો છે તે જ એક મારો છે, માટે તેને માટે પુરુષાર્થ કરવો. ખાવું, પીવું ઇત્યાદિ તે હું નહિ. તેથી ભિન્ન એવો અણાહારી આત્મા છે, એમ ચિંતવ્યે ઉપવાસ કરતાં પણ વધુ ફળ મળે. ઉપવાસ કરે અને ખાવામાં ચિત્ત રાખે તો ભાવ તેવું ફળ મળે.

જ્ઞાનીએ આજ્ઞા આપી હોય કે રાગદ્વેષ ઇત્યાદિ ન કરીશ તો આત્માર્થી તો ઉપયોગ રાખી તે ન જ કરે. તેમ ભક્તિ, સ્મરણ જેમ કરવા કહ્યું હોય તેનો લક્ષ ન ચૂકે અને બોધ વિચારે. એમ નિરંતર આજ્ઞામાં વર્તે તો માર્ગમાં રહી શકે. જ્ઞાનીનો જોગ કંઈ નિરંતર રહેતો નથી. પરંતુ તેમણે જે કરવાનું કહ્યું છે તે કરવું જોઈએ. તેનું જ રટણ કરે તો ભક્તિ પ્રેમ; વિયોગે પણ, બમણાં થાય અને પોતાના આત્માનું હિત સમજાય.

ભક્તિ જીવે કર્તવ્ય છે. સર્વ ધર્મમાં ભક્તિને પ્રધાનપદ આપ્યું છે. વૈષ્ણવ હોય, મુસલમાન હોય, ખ્રિસ્તિ હોય કોઈ ભક્તિમાં નથી માનતા એમ નથી. એનાથી પાપનો નાશ થાય છે. પાપી છે તેને આર્તભક્તિ કરવાનો અધિકાર છે. બાકી ભક્તિના ઘણા પ્રકાર છે. બોધ સાંભળવો, વાંચન, વિચારણા, સદ્‌ગુરુમાં પ્રેમ, ભાવ એવી ભક્તિ ઉત્તમ છે.

***

તા. ૨૭–૨–૧૯૩૫

પરમકૃપાળુદેવ પરમાત્મા પ્રત્યે અખંડ પ્રેમ, એકતારપણું ઇચ્છતા હતા. એવી એકતાર ભક્તિ એ જ માર્ગ છે. પોતાને આત્મા જાણવો છે તે માટે જેણે જાણ્યો છે તેના સ્મરણપણે એકતાર થવાનું છે. પરમજ્ઞાની કૃપાળુદેવ એક ગાથા કલાકના કલાક સુધી એક ધૂનથી બોલતા. કોઈ બેઠું હોય તેને સાંભળવું હોય તો સાંભળે. પણ બીજી વાત કરતા નહિ. એમ એક લયથી સ્વરૂપનું રટણ કરતા કે તેમના બોલવાના પડછંદા પડે. અમે પણ એવી ઉમ્મર હતી ત્યારે આવેશપૂર્વક અખંડ ધ્યાન આપતા અને અપૂર્વ ભક્તિ થતી. વનમાં એકલા જઈને, ચિત્રપટની ભક્તિ કરતા. એમ એ ભક્તિની લય હતી. હવે ઘડપણને લઈને નમસ્કાર પણ થઈ શકતા નથી. થાકી જવાય છે. તમારી તો હજુ યુવાવસ્થા છે, તો થાય તેટલી ભક્તિ, ભક્તિ ને ભક્તિ કરી લો. અહીં તો લૂંટંલૂંટ કરવાની છે! જે ભાવ કરે તેના પોતાના છે. હમણાં પ્લેગ ચાલે છે તેથી માણસો મરણના ભયને લીધે ગામ બહાર તંબુ ઠોકીને રહ્યા છે; પણ ભક્તિ કરતા નથી!

વીમો ઉતારી લેવો. તો પછી ફિકર નહિ. તેમ પરમ કૃપાળુદેવ સાચા છે. જેવા અનંતા જ્ઞાની થઈ ગયા છે તેવા જ તેઓ પણ યથાર્થ જ્ઞાની હતા. અને યથાર્થ બોધ કરી ગયા છે એમ માની તેમનું શરણ લેવું અને તેમને જ પોતાનું સર્વસ્વ માનવું. પોતાના સ્વામી પણ તે જ. બાકી બધા પ્રત્યે આત્મદૃષ્ટિ રાખવી કે મારાં કોઈ નહિ. સર્વ આત્મા છે તે સરખા છે.

કોઈ પર રાગ-દ્વેષ ન કરવો. એમ સમભાવથી વર્તાય તો તે વીમો ઉતાર્યો કહેવાય. વીમો ઉતાર્યો હોય તો દર માસે કે વર્ષે અમુક રૂપિયા ભરવા પડે તેમ અહીં દરરોજ કે આખો વખત જેટલી ભક્તિ, વાંચન, વિચારણા, આત્માની ઓળખાણ સદ્‌ગુરુસાક્ષીએ થાય તેટલું લેખે છે. જે જેટલું વધારે કરે તેટલો તેનો વીમો મોટો.

***

તા. ૪-૯-૧૯૩૫

ધર્મવૃદ્ધિ કરવી. વાંચવું, વિચારવું. વીસ દોહા, ક્ષમાપના, આત્મસિદ્ધિ, છ પદનો પત્ર, આલોચના રોજ ફેરવવાં. જેટલો મળે તેટલો કાળ તેમાં ગાળવો. એ જ સાથે આવશે. બાકી સર્વ સંસારાર્થે છે. જે ભોગ શરીરથી ભોગવાય છે તેને આત્મા ન જાણવો.

***

કાર્તિક સુદ ૬, સં. ૧૯૯૨

શ્રદ્ધા એવી દૃઢ કરવી કે હવે હું કોઈ બીજાને ન માનું. મારો આત્મા જે જ્ઞાનીએ જોયો છે તેવો જ છે. મેં જોયો નથી; પણ જ્ઞાનીએ જોયો છે. તેમની આજ્ઞાએ મને ત્રિકાળ માન્ય છે. તે જ્ઞાની એ પરમ કૃપાળુ સદ્‌ગુરુ શ્રીમદ્ પ્રભુ રાજચંદ્ર છે; તે મને સદા કાળ માન્ય હો. હવે તે જ મારું સર્વસ્વ માનું. તેમના સિવાય બધું પર માનું.

***

તા. ૨૩-૨-૧૯૩૬

સત્સંગ મુખ્ય છે તે કરવો. સત્સંગ એ જ આત્મા જાણવો. આત્માનો સંગ એ જ સત્સંગ છે. અનાદિ કાળથી આ જીવ રખડ્યો છે; પણ આ મળ્યું નથી. બીજું બધું જે કરે તે વૃથા છે, નાશવંત છે. એવું અનંતવાર કર્યું છે. આ જન્મમાં મહા દુર્લભ યોગ મળ્યો છે. તો સત્સંગ કરી લેવો.

છેલ્લી શિખામણ છે. ચૂંટિયો ખણે તેમ ચૂંટિયો ખણીને હૃદયમાં માન્યતા કરી લેવી કે હું આત્મા છું, બીજું કંઈ નહિ. દેહવિકાર, વિષયભોગ તે હું નહિ; હું તો આત્મા છું—આટલું ગમે તેમ કરીને કરવાનું છે. તે માટે સાંજ-સવાર-બપોર જ્યારે અને ત્યારે મુખપાઠ કરેલું તે ફેરવવું, અને એ જ રટણ રાખવું.

મૃત્યુનો ભય લાગે છે? મૃત્યુ તો પ્રતિક્ષણ સંભારવું.

***

આપણે કોઈ કાર્ય કરતાં આનું આમ થાય કે તેમ થાય, આનું સારું થાઓ કે બૂરું

થાઓ, આનું આ ફળ આવો કે આનું અમુક ફળ આવો એવી મનમાં, પરિણામમાં કંઈ રાગ કે દ્વેષ સંબંધી વ્યક્ત કે અવ્યક્ત ભાવના ન આવે એ ખાસ લક્ષ રાખવું. લક્ષ અને ઉપયોગ એવો રાખવો કે સંતસમાગમે મને જ્ઞાની પુરુષની કહેલી આત્મઉપયોગમાં રહેવા આજ્ઞા મળી છે, તે સત્ છે. કારણ કે અન્યથા કહેવાને સંતને કંઈ પ્રયોજન નથી. અને એ જે કહે છે તે મને હિતકર છે. એમ મારે માનવું. નિરંતર એમ લક્ષમાં રાખવું કે શ્રી સંતસમાગમે મળેલ મંત્ર 'સહજાત્મસ્વરૂપ' એ આત્મા જ છે; અને એ જ હું છું. બીજું કંઇ મારું નથી. તેમ મને તે બાબત કંઇ જ્ઞાન કે ખબર નથી. એમ સતત ઉપયોગ રાખવો. વૃત્તિ ક્ષણે ક્ષણે ફરતી છે; અસ્થિર છે. માટે તે ઉપયોગ રાખવા નિરંતર લક્ષ પ્રેરવું અને એ જેટલું ન ભુલાય તેટલું કરવું.

***



મુનિ મો૦—જ્ઞાનીને દેહ સંબંધી કેવા ભાવ થાય તે વાત જ્ઞાનીના ઘરની છે; આપણે તોલના કરવા જેવું નથી.

પ્રભુશ્રી—તેમ નહીં. વક્તવ્ય હોય તે કહી શકાય, તે કહેવું. અવક્તવ્ય છે તે કહી શકાય નહીં.

ભાવ અને શ્રદ્ધા બે મુખ્ય છે. લાડવા કરવા માટે બધી સામગ્રી હોય, પણ દેવતા ન હોય તો કામ ન બને; તેમ બધાં કારણો જોઈએ. દોરડું બાંધી કોઈ કૂવામાં પડે અને તરતાં ન આવડતું હોય તો પણ ડૂબે નહીં; તેમ શ્રદ્ધાથી તરી જવાય છે. એક માણસ જુવાન હોય અને તેની પાસે તીક્ષ્ણ કુહાડો હોય તો ગાંઠ કાપતાં વાર લાગતી નથી. પણ કોઈ ઘરડો હોય, કુહાડો બુઠ્ઠો હોય અને ગાંઠ સખત હોય તો ગમે તેટલા ઘા કરે પણ કંઈ વળતું નથી. તેમ શરીર સારું હોય, ક્ષયોપશમ સારો હોય, ઇન્દ્રિયો કામ કરતી હોય તેવા વખતમાં આત્મસાધન કરી લેવું, ઘડપણમાં મુશ્કેલ થઈ પડશે

સમકિતીનું લક્ષણ એ કે અવળાનું સવળું કરે.



નવસારી, તા. ૧૫-૫-૧૯૩૩

પ્રભુશ્રી—એકમાં બધું આવી જાય તે શું?

મુમુક્ષુ—સમભાવ. બે લડતા હોય ત્યારે શાંત પાડવા માટે કહેવામાં આવે છે ને?—'ભાઈ, સમતા રાખો'.

પ્રભુશ્રી—સમભાવનું સ્વરૂપ બહુ ઊંડું છે. ખરો સમભાવ તો ગજસુકુમાર જેવાનો કહેવાય. દેવને [1]ઢોલકી વળગી હતી, તેમ કર્મ છે. તે કંઈ છૂટે નહીં. તમે દેહ જુઓ છો પણ જ્ઞાની

૧. એક સોનીને પાંચસો સ્ત્રીઓ હતી, તોપણ વિષયાસક્તિ ઓછી ન હતી. હાસા—પ્રહાસા નામની બે દેવીઓનો દેવ ચ્યવી જવાથી ભવિષ્યમાં તેમના પતિ થનાર તે સોનીને તે દેવીઓએ દર્શન આપ્યાં. તેમને જોઈને તે સોનીને મોહ થયો. તેથી તેમની પ્રાપ્તિ માટે તેમણે જણાવ્યા પ્રમાણે લાકડામાં બળી મર્યો અને [illegible] નિદાનથી દેવ થઈ તે દેવીઓનો પતિ થયો.

એક વખત ઇન્દ્રની સભામાં તે દેવને વાજું વગાડવા જવાનું હતું. તેથી તેના ગળામાં એક ઢોલકી વિકુર્વી વગાડી. તે લઈને તે ઇન્દ્રની સભામાં ગયો. ત્યાં તેણે તેના પૂર્વજન્મના ભાવમિત્રને મહર્દ્ધિક દેવ થયેલો જોયો. તેથી તેને ઢોલકીની શરમ આવી. એટલે તેણે ઢોલકીને ગળામાંથી નાખી દેવા માંડી. પણ તે પાછી આવી આવીને વળગવા માંડી. ત્યારે તે મહર્દ્ધિક દેવે કહ્યું કે હવે એ પૂર્વકર્મ છે તે ભોગવો. પહેલાં વીતરાગ માર્ગ આરાધવા મુનિપણે અમારી શિખામણ તમે માની નહિ તેથી હલકા દેવ થયા છો.

આત્મા જુએ છે — તેવો ભેદ પડવો જોઈએ. ભેદ ન પડયો હોય ત્યાં સુધી વિશ્વાસ રાખો. વહેવારમાં આત્માને જડ પણ કહેવાય, ચેતન પણ કહેવાય; પણ નિશ્ચય લક્ષમાં રાખવો. હું દેહ નથી એટલું કહેતાં પણ અનંત સમય વહી જાય છે; પણ સમજણ તો એક સમયમાં ફરે છે. આ જીવ પાસે બધું છે; માત્ર ભાવ ફેરવવાનો છે. તે ફર્યે આ સંસાર તરફ દૃષ્ટિ કરે તો વૈરાગ્ય આવે જ. જ્ઞાનીએ જોયું છે કે સંસાર બળી રહ્યો છે. તે શું ખોટું છે? પણ અજ્ઞાનીને જોતાં નથી આવડતું. ભાવ કરવા તારા હાથમાં છે. ભાવ ત્યાં પરિણામ.

જન્મથી જ આ જીવ કષાયની પ્રકૃતિ લઈને આવે છે, 'હું સમજું છું' તેવું મૂળથી જ હોય છે. સ્વચ્છંદ છોડવો જોઈએ. આ સંસારમાં મુખ્ય છે બે: વિષય અને કષાય. આ જીવ આત્માને સંભાળતો નથી; લાજ વિનાનો છે, નકટો છે — દુશ્મનને પોતાને ઘેર બોલાવે છે, તેની જ સેવા કરે છે — પછી તેનું સારું ક્યાંથી થાય? પોકાર કરીને કહીએ છીએ કે મનુષ્ય-ભવ અમૂલ્ય છે, ચિન્તામણિ છે. તેને કોડી માટે વેચી નાખ્યો છે.

સમકિત સહેલું પણ છે અને મુશ્કેલ પણ છે. માન્યતા આ દેહની અને તેનાં સંબંધી-ઓની છે. માન્યતા ફેરવી નાખ. સમજણ ફેરવી નાખ. જેવા ભાવ કર્યા હોય તેવું ફળ આવે. ભાવ ફેરવી નાખ. આણે 'મને' ગાળ દીધી તેવો એક ભાવ અને આણે ગાળ દીધી પણ મને કંઈ લાગીવળગી નથી તેવો એક ભાવ; જેવો ભાવ કરવો હોય તેવો થઈ શકે. પણ તે બે ભાવમાં કેટલો ફેર?

અભ્યાસ કરી નાખવો. છોકરાઓ ઊંઘમાં પણ પાઠ બોલે છે, વેપારીને વેપાર સાંભરે છે; તેમ ભાવ કર્યા હશે તેવું થશે. બધા સંબંધ છે તે ઝરડાં જેવા છે, ઝરડું ભરાયું છે. આડું આવે તે કોરે કરવું. જ્ઞાનીઓને અનંત દયા હોય છે.

સમજણ કરી લેવી. ભાવ કરવો, ઓળખાણ કરવી. કોઈને કહેવાય નહિ કે તું આ કર અને આ ન કર. માત્ર, સમજણ કરવી.

આ જીવ માંદો થાય છે ત્યારે મંદવાડ સંભારે છે. તેવી રીતે સંયોગને જ સંભારે છે. આત્માને સંભારતો નથી. તે તો જાણે છે જ નહીં એવી રીતનું જીવન કરી નાખે છે; નહીં તો આત્મા હાજર છે. ઉપયોગ છે તો આત્મા છે. પરમ કૃપાળુદેવ સાચા છે, તે આત્મા છે; બીજે દૃષ્ટિ નાખવી નહીં. એવું થાય તો બીજું જાલતમાસા જેવું લાગે. વિશ્વાસ કરી નાખવો. મન, વચન, કાયાના યોગ તે મુનીમ છે, પણ શેઠ થઈ પડયા છે.

જ્ઞાનીની આગળ વિકાર આવવાની હિમ્મત કરતા નથી; પણ મિથ્યાત્વીને ત્યાં શેઠ થઈ બેસે છે, ત્યાં તેને આદર મળે છે.

***

મુમુક્ષુ—ઉપવાસ તપ હું કરું?

પ્રભુશ્રી—હા પણ ન કહેવાય, ના પણ ન કહેવાય. સ્યાદ્વાદ છે. 'જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ.' જો કોઈ મોટો શેઠ હોય અને પાશેર ખીચડીનું દાન આપવાનું

પૂછવા જાય તો હા પણ શું કહેવી અને ના પણ શું કહેવી? તેમ યમનિયમ ગૌણ કરીને આત્મા ઓળખવા અહીં પુરુષાર્થ કર્તવ્ય છે. અહીં જેણે આવવું તેણે લૌકિક ભાવ બહાર—દરવાજા બહાર મૂકીને આવવું. અહીં આત્માનું યોગબળ વર્તે છે.

સત્—શીલ સાચવવાનાં છે. કોઈની જોડે હસીને વાત કરવી નહીં; તેના કરતાં ભજનમાં વખત ગાળવો. અમે એકને માટે બધું મૂક્યું છે. એટલે આત્મા સિવાય અમને કંઈ રુચતું નથી. વિષય-કષાયના અમે શત્રુ છીએ વિષય-કષાય જાય નહીં તો પણ તેમને દૂર રાખવાનો ભાવ કરવો. આત્મા મરતો નથી; પણ આ જીવ વિષય-કષાયના ભાવથી ભવ ઊભા કરે છે. બધાને કહેવાનું કે જો અહીં આવી કોઈ આત્માના હિત સિવાય બીજું કંઈ કરે તો તેને સંઘે બહાર કાઢી મૂકવો.

વિષય-કષાયમાં જીવ ક્યારે પડે છે? જ્યારે આત્માને ભૂલે ત્યારે. અમારે આત્મા ઉપર લક્ષ કરાવવો છે. આત્મા છે તે જ પરમાત્મા છે. તે જ અહીં છે. બીજું હવે જવા દો. અમારો લક્ષ તે છે એટલે અમને બીજો કોઈ બીજું કરે તે ગમતું નથી. આત્માને ભૂલી જવા દેવો નથી. હસવાની વાતમાં તે ભૂલી જવાય છે, ભવ ઊભા થાય છે. તે જ આત્માની ઘાત છે.

તમને ખબર નથી, પણ બધાનું કલ્યાણ થશે. શ્રદ્ધા રાખવી. જગતને આત્મભાવે જુઓ. આત્મા અરૂપી છે તેથી તે દેખાય નહીં; પણ ભાવ તેવો રાખવો. કેટલાયનો અહીં ઉદ્ધાર થયો છે, કેટલાયની ગતિ ફરી ગઈ છે; પણ તે બધું કહેવાય નહીં.

ભાવ થયા કરે છે; ખોટા નહીં કરવા, સારા કરવા. તે તમારા હાથમાં છે. તે ગુપ્ત તપ છે. તેમાં કોઈની જરૂર નથી. ગરીબ તવંગર બધા પાસે ભાવ છે. એક જાતનો ભાવ કરે તો નરકગતિ બંધાય; બીજી જાતનો કરે તો દેવગતિ. માટે હવે આટલો ભવ બધે આત્મા જોતો થઈ જા. બધે તારો આત્મા જોઈશ તો પછી ખોટું લાગશે નહીં. કંઈ તારું ખોટું થતું નથી. જનક વિદેહીને તરત વાત બેસી ગઈ કે આત્મા સત્, જગત મિથ્યા. તે થયા પછી તેને થતું કે તેનું કંઈ જતું નથી કે આવતું નથી. 'પુદ્ગલજાલ તમાસા' જોયા કર.

આત્મા છે તેવો ભાવ લાવે તે આર્ય, બીજો ભાવ લાવે તે અનાર્ય. અમે તમને રોજ કહીએ છીએ કે ઘણું પુણ્ય બાંધો છો. આ વાત મનાય નહીં. શ્વાસોચ્છવાસમાં જ્ઞાની કોટિ કર્મ ખપાવે છે. તેને શ્રદ્ધા છે, વિશ્વાસ છે કે આત્મા છે. તે વાત તમે માન્ય કરો તો પુણ્ય થાય. ઉપયોગ તે મોટામાં મોટી તરવાર; મરણિયો થઈ જા.

જ્ઞાનીએ આત્મા જોયો છે આમનું આમ ફેરવવાનું છે. સમકિતીની પુદ્ગલરૂપ વિષ્ટામાં દૃષ્ટિ જાય નહીં. તે દેવલોકનાં સુખ પૌદ્ગલિક માને છે. આત્માનો આનંદ છે. વાત છે માન્યાની શ્રવણ કર; સમજણ આવશે.

કોઈ મરી ગયું હોય અને તારું કંઈ સગું ન હોય તો તું કહે છે કે મને સ્નાનસૂતક આવતું નથી; તેમ બધે કરી નાખ. આત્મા મરતો નથી. જ્ઞાની આત્મા છે. આને જ્ઞાની, આને જ્ઞાની માની ન બેસ. સમજણ લાવ, વિશ્વાસ લાવ, હમણાં કરી લે; પછી નહીં થાય.

ઉપયોગ, ભાવ તારી પાસે છે. આ વાત મનાતી નથી. સત્–શીલ, ત્યાગ–વૈરાગ્ય, વગેરે હોય છે ત્યારે તે દ્વારે વાત પેસી જાય છે. તે દ્વાર છે.

***

તા. ૧૮–૨–'૩૪

મનુષ્યભવ દુર્લભ છે. આ શરીર તે તો સંબંધ છે. આત્મા છે તેની માન્યતા કરી લેવાની છે. શ્રદ્ધાનું કામ છે.

મુમુક્ષુ—આત્મા ક્યાં રહેતો હશે ?

પ્રભુશ્રી—કોઈએ ગાળ દીધી. એક કહે, મને ગાળ લાગતી નથી; અને બીજો કહે, મને ગાળ લાગી, અને મારામારી કરી. ગાળ ક્યાં લાગવાની હતી ? એકે અજ્ઞાનભાવ કર્યો તેથી અજ્ઞાની કહેવાયો; બીજાએ જ્ઞાનભાવ કર્યો તેથી જ્ઞાની કહેવાયો. ફેરવવાનું શું છે ? સમજણ. એકે દેહને પોતાનો માન્યો, ઘર-કુટુમ્બ પોતાનું માન્યું. 'મારું' કહેવા છતાં તેનું થયું નથી, થતું નથી, માત્ર માન્યું છે તેથી અજ્ઞાની કહેવાયો. તે માન્યતા જેને ન હોય તે જ્ઞાની કહેવાય. બે ય આત્મા. એકને જ્ઞાની કહ્યો, એકને અજ્ઞાની કહ્યો. વિચારી જુઓ, આત્મા ક્યાં રહ્યો છે ? માન્યતા ફેરવવાની છે, શ્રદ્ધા કરવાની છે. કરોડો રૂપિયા મળે તેથી પણ સમજણ વધારે કિમ્મતની છે. સત્સંગથી સમજણ ફરે છે. તેની કિમ્મત કહેવાય તેવી નથી. રૂપિયા મળ્યા તે સાથે આવવાના નથી; સમજણ સાથે આવે છે. તેની કિમ્મત અપાર છે. તે કરી લેવાની છે.

સ્ટેશને જવું હોય તો શું કરવું જોઇએ ? ચાલવું પડશે; પુરુષાર્થ કરવો પડશે. તો સ્ટેશન આવશે. પહેલાં શું જોઇએ ? સત્ અને શીલ. સત્ એટલે આત્મા, શીલ એટલે બ્રહ્મચર્ય. ખરું બ્રહ્મચર્ય તો જ્ઞાની પાસેથી આવશે. વિષય–કષાયથી છુટાય તો બ્રહ્મચર્ય આવશે. આ બધું શું છે ? પાંચ વિષય છે અને ઇન્દ્રિયો છે. તે મૂકવાનું છે. મોડુંવહેલું મૂકવું તો પડશે જ, તો હમણાંથી જ કરી લે; ન થાય તો ભાવના રાખ. "જગતને રૂડું દેખાડવા અનંત વાર પ્રયત્ન કર્યું." આ જીવે ઝૂરવું જોઈએ, શાના માટે ? પરિભ્રમણથી છૂટવા માટે. જીવ શું ભૂલી ગયો છે ? પોતાને જ ભૂલી ગયો છે. ડગલું ભરાય ક્યારે ?

મુમુક્ષુ—જિજ્ઞાસા હોય તો.

પ્રભુશ્રી—જિજ્ઞાસા થાય ક્યારે ? પૂર્વકૃત અને પુરુષાર્થ જોઇશે.

આ બધું સાંભળતાં કોઈ એમ વિચારે કે આમાં શું ? આવું તો મેં ઘણી વાર સાંભળ્યું છે. પણ એમ સામાન્યપણું નહિ કરી નાખવું. જ્ઞાનીની વાણી છે. 'આત્મસિદ્ધિ' જેવી તેવી નથી. સામાન્યપણું ન થવું જોઇએ. સત્સંગ-સમાગમ કરવો, તેથી ભાવના થશે. ભાવના થશે તો તેરૂપ થઈ જવાશે.

***

તા. ૨૫–૨–૧૯૩૪

શ્રદ્ધા કરો. ઘરની – બહારની શ્રદ્ધા છે તે મૂકી એક આત્માની શ્રદ્ધા કરો. તે તો થઈ શકે તેવું છે. જ્ઞાનીઓ સમજણ આપી ચાલ્યા જાય છે. જીવને સમજણની પકડ કરવી એ તેના હાથમાં છે. કોઈએ થપ્પડ મારી હોય છે તો રોજ સાંભરે છે કે નહીં ? તેમ આત્માને

સંભારો. સાપ કરડ્યો હોય, ઝેર ચઢ્યું હોય, મરી જતો હોય અને તે સાજો થાય તેવી આ વાત છે. ક્યાંથી ક્યાંથી આ મનુષ્યભવમાં આવ્યો છે? કર્તવ્ય છે તે કરી લેવું ઊંઘમાં સાકર ખાધી હોય તોપણ ગળી લાગે. વાત શ્રદ્ધામાં છે ગુરુ તે આત્મા છે, પણ ભેદી જોઇશે. એકની શ્રદ્ધા કરી લે. ધાડ પડવાની બીક હોય ત્યારે જેમ કોઇ રતન ભોંયમાં સંતાડી મૂકે છે તેમ ચારે તરફ ભય છે તો શું કરવું? કયો રસ્તો કાઢવો? ક્યાં જવું? શ્રદ્ધા બધાં વચન સરખાં નથી હોતાં. કોઈ કહે, ક્રોધ નહીં કરવો, અને જ્ઞાની કહે, ક્રોધ નહિ કરવો તેમાં આસમાન-જમીનનો ફેર હોય છે.

***

તા. ૨૬-૨-૧૯૩૪

ભીખ માગવાનો વખત આવે તોપણ ગભરાવું નહીં. આત્મા ક્યાં ભિખારી છે. આ ભાઈ નાના હતા, જુવાન થયા, આજે ઘરડા છે; પણ તેથી તે શું બદલાઈ ગયા? તે તો છે તેના તે જ છે; શરીર ઘરડું થયું, તેમ બધું બદલાય તેથી શું આત્મા બદલાય છે?

[ દવા પીતાં પીતાં ] આ જીવને આ ભોગવવાનું છે. તમારે કાંઇ આ દવા પીવાની છે? તેમ સૌ સૌનાં કર્મ બાંધેલાં છે તે ભોગવવાનાં છે. દરેકનાં કર્મ જુદાં છે. તેથી કહ્યું છે કે તેની સામું જોવું નહીં, સમકિત કરી લેવું. સમકિત એટલે આત્મા છે. બીજું બધું ભૂલી જવું. ક્ષમા રાખવી. આવ્યું તે તો જાય છે.

વ્યાસજીએ શુકદેવજીને બોધ આપ્યો. શુકદેવજી કહે, આ તો હું જાણું છું. ત્યારે વ્યાસજીએ કહ્યું, વધારે જાણવું હોય તો જનક વિદેહી પાસે જાઓ. તેથી ત્યાં ગયા. જનકે આઠ દિવસ ખૂબ આગતાસ્વાગતા કરાવી, પણ મળ્યા નહીં. પછી મળ્યા, પૂજા કરી ઉપદેશ આપ્યો, જ્ઞાન કરાવ્યું. શુકદેવજીએ કહ્યું, આ તો વ્યાસજીએ મને કહ્યું હતું. ત્યારે જનકે કહ્યું, મેં વ્યાસજી પાસેથી જાણેલું તમને કહ્યું છે. હવે તમે તમારા ગુરુ થયા.

પૂજા કરી હતી તે કોની? આત્માની. જ્ઞાની બધાને પગે લાગે છે, તે શું દેહને લાગે છે? સમજવાનું છે. આખું પુસ્તક વાંચી જાય, પણ ગુરુગમ ન હોય તો કંઈ સમજાય નહીં. શુકદેવજીને વૈરાગ્ય હતો, તેથી તરત સમજણમાં આવી ગયું. બધી પકડ શાથી થાય છે? મનથી. મનથી બંધાય છે અને મનથી મુકાય છે. અમારે બધું મુકાવવું છે અને આત્માની માન્યતા કરાવવી છે.

***

તા. ૨૭-૨-૧૯૩૪

લૌકિક દૃષ્ટિએ આ બધું માયાનું સ્વરૂપ દેખાવ દે છે. આ તો એક બજાની સગાઈ છે. કેટલાય ગયા અને કેટલાય જશે. એ કંઇ ખરું છે? ઇન્દ્રજાળ છે. માટે આત્માને ઓળખવો.

લોકમાં કહેવાય છે કે મારે ફલાણા શેઠ જોડે ઓળખાણ છે, જ્યારે જોઇએ ત્યારે પૈસા લઈ આવું તેમ છે. તેમ આત્માની ઓળખાણ થઈ હોય તો પછી બધું મળી આવે.

***

તા. ૨૮–૨–૧૯૩૪

પ્રત્યક્ષ દેખાય છે કે શરીર હાડ, માંસ ને ચામડાનું છે. તેમાં કાંઈ સારરૂપ નથી; છતાં વિકલ્પ કરી કરી 'મારું' માને છે. આ દેહ ત્રીસ વરસનો હતો, આજે ઘરડો થયો. આત્મા ઘરડો થયો છે? આવી જ રીતે બધા મહેમાન છે. ઋણુ સંબંધે બધા આવી મળ્યા છે. કોઈ તેડવા ગયું નથી—તમે મારાં માબાપ થજો કે દીકરા થજો એવું કોઈ તેડવા ગયું નથી. આવું છે, છતાં અહંભાવ–મમત્વભાવ થઈ જવાથી આખરે રડાકૂટ કરે છે, 'મારું' માની દુઃખી થાય છે. અહંભાવ છોડવા જ્ઞાની કહે છે તે વિશ્વાસ રાખ. વહેવારે વાણિયો, મા, બાપ માન; પણ મનમાં નક્કી કરી નાખ કે તે સ્વપ્નું છે, ખરું નથી. તેવું માનવા માટે કોઈ ના કહી શકે તેવું છે? અમારે મનમાંથી માન્યતા કઢાવી નાખવી છે. સ્વપ્નું છે—જોયા કર, નહીં તો ફર્યા કર. આવ્યું છે તે જશે જ. તેની ફિકર શાની? જોનાર અને જાણનાર જુદો છે. તે જ્ઞાનીએ જાણ્યો છે; તે માન ને બીજા બધાની હોળી કરી નાખ.

***

તા. ૨૯–૨–૧૯૩૪

સ્વરૂપની શ્રદ્ધા કરી નાખો. આ બધા વિકલ્પો જવા દો. કંઈ નથી. તેણે જાણ્યું તે મને માન્ય છે, તેવી માન્યતા રાખો. 'હું જાણું છું' એમ ન થવા દેવું. બધું ખોટું છે. આ જાત્રાએ જઈ આવ્યા, માને છે કે પુણ્ય કર્યું. તે બધું ધૂળ છે. બાકી ઉપર કહી તે માન્યતા થાય તો બધી નિધિ આવી ગઈ. હવે કંઈ જોઈતું નથી તેવું થવું જોઈએ. દેવલોક વગેરે કશું જોઈતું નથી. માન્યતાનું કામ છે. પંડિત હોય તે રહી જાય; પણ કોઈ આંધો બેઠો હોય અને સાચી માન્યતા કરી નાખે તો પામી જાય. સાકર જે ખાય તેને ગળી લાગે.

સોભાગભાઈ, અંબાલાલભાઈ, વગેરેની માન્યતા જુદી હતી. તેવું થવું જોઇએ. ગ્રહણ કરે તેવા મુમુક્ષુ ક્યાં છે? તેવા હોય તો વાત થાય. વડુ ચારે બાજૂથી જેમ તેલ ચૂસી લે છે તેમ બોધ આતુરતાથી ગ્રહણ કરે તેવાનો સમાગમ હોય તો વાત નીકળે. મનુષ્યભવ ચિંતામણિ છે. માન્યતા થઈ, પ્રતીત થઈ કે થયું. સાચું માનજો, માન્યતા થઈ નથી, દૃષ્ટિ ફરી નથી. માન્યતા થઇ હોય તો આ બધી જંજાળ છે તે છૂટી જાય. પછી ગાળ કેમ લાગે? શરીર છૂટયે દુઃખ કેમ થાય? મંદવાડમાં બૂમ પાડે તો પણ દૃષ્ટિ બીજી છે. બધાનું કલ્યાણ થશે. સત્પુરુષ ભલે ન બોલતા હોય, પણ તેમનાં દર્શન પણ ક્યાં છે? તે જેવું તેવું ન માનશો. એવું થવું જોઇએ કે હવે તો મારે કંઇ જોઇતું નથી. 'આત્મસિદ્ધિ' મળી કે બધું મળ્યું, કંઈ બાકી નથી.

"સદ્ગુરુના ઉપદેશથી આવ્યું અપૂર્વ ભાન;
નિજપદ નિજમાંહી લહ્યું દૂર થયું અજ્ઞાન.

ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ;
અજર અમર અવિનાશી ને દેહાતીત સ્વરૂપ. "

અહોહો! ચમત્કાર છે! મનુષ્યભવ ચિન્તામણિ છે. ચેતવા જેવું છે. માથે કાળ ચઢી આવ્યો છે. માન્યતા, માન્યતા કહો કંઈ માન્યતા થતી નથી. પકડ થવી જોઈએ. દૃષ્ટિ ફેરવવી જોઈએ.

***

તા. ૪–૩–૧૯૩૪

શોધ શાની કરવી? આત્માની. પણ ભોમિયો જોઈએ. અઘોર વનમાં જવું હોય અને ભોમિયો હોય તો અડચણ આવે નહીં. તે કેમ ઓળખાય? સાચો મને મળો, એમ ભાવ રાખવો તો મળી આવશે. સત્સંગમાં આત્માની વાત થાય છે. માહિત થયા પછી ફસાઈ પડતો નથી. નહીંતો ગલીકૂંચીમાં પેસી જાય. કહેવાય છે કે કોઈ રસ્તાનો માહિત હોય તો સીધા પહોંચી જવાય. કરવાનું શું છે? જગત મિથ્યા; આત્મા સત. મિથ્યા છે તે મૂકવાનું છે. માહિત થયા પછી બધું મુકાઈ જાય છે.

સદ્‌ગુરુને અર્પણ કરવું તે શું? મિથ્યા સમજાય તો મમતા મુકાઈ જાય છે, પછી આત્માની શ્રદ્ધા થાય છે તે અર્પણ. માટે શ્રદ્ધા કરવાની છે. તેથી માયાના સ્વરૂપમાં બળી રહેવાય નહીં. મનુષ્યભવ કેમ સફળ થાય? સત્‌ની શ્રદ્ધા થાય તો. તેથી અસત્‌ની શ્રદ્ધા છૂટી જાય; અવળી પકડ થઈ ગઈ છે તે છૂટી જાય. આ બધું શાને લઈને મનાઈ રહ્યું છે? મનથી. ભગવાન કાંઈ આઘે નથી. પ્રાર્થના તે તેને બોલાવવારૂપ છે. 'મારું મારું' મનાઈ રહ્યું છે તે પછી નહીં રહે. તેને માટે પ્રાર્થના વગેરે છે. પુરુષાર્થ કરવો—સત્પુરુષાર્થ. આ વચનામૃત છે તે અમૃત છે. પણ ગુરુગમ જોઈએ તો બધાં તાળાં ઊઘડે. માહિત થયો હતો તો છ કોઠા અભિમન્યુ જીત્યો; પણ છેવટના કોઠામાં માહિત ન હતો તેથી બળી રહ્યો. સત્સંગથી માહિત થવાય છે.

***

તા. ૬–૩–૧૯૩૪

આંટી પડી છે તે ઊકલે તો સુતર[1] (સૂતર) છે.

મુમુક્ષુ—આંટી કેમ ઉકલે?

પ્રભુશ્રી—જેમ વળ ચઢે તેમ જીવ વર્તે છે. તેથી બંધ થાય છે. વળ અવળાને બદલે સવળો પડે તો આંટી ઊકલી જાય. વિકાર અને કષાયથી વળ ચઢે છે, દેહ છે તેને સારો ખોટો કરવામાં રહે તો વળ અવળો ચઢે છે; પણ વિચાર કરી માંસ, હાડકાં, ચામડાં જુએ તો વળ ઊકલી જાય છે. તે વધારે વખત ટકતું નથી. થોડો વિચાર આવે, પછી પાછો વળ અવળો

1. સુતર=સદેલું. સૂતર=ધાગા.

ચડવા માંડે છે, માટે પુરુષાર્થ કરવો. અવળા પુરુષાર્થથી વિકાર થાય છે, સવળા પુરુષાર્થથી વળ ઊકલી જાય છે. તે ચાલુ રહેતો નથી; નહીં તો સાવ સહેલું છે. અનાદિનો અભ્યાસ છે તે છોડવો જોઇએ, સવળો પુરુષાર્થ કરવો.

ધર્મના નામે અવળી પકડ થઈ ગઈ છે, તેથી સમજાઈ ગયું છે કે હું ધર્મ કરું છું. દાતરડાં ગળ્યાં છે તે નીકળવાં મુશ્કેલ છે. ધર્મના નામે જે અવળી પકડ થઈ છે તે અનંતાનુબંધી કષાય છે.

અમારે પણ સાચી માન્યતા થઈ તેથી બધું સવળું થયું. અમારો સાત પેઢીનો ઢુંઢિયાનો ધર્મ, તેની પકડ હતી. પણ સાચી માન્યતા થયા પછી તે પકડ છૂટી ગઈ. આત્માને ધર્મ માન્યો.

***

તા. ૯–૩–૧૯૩૪

પ્રભુશ્રી—જ્ઞાની કહે છે તે માન્ય કરે તો જ રસ્તો આવે.

મુમુક્ષુ—બધું જ્ઞાની કરશે.

પ્રભુશ્રી—અમે પણ પરમ કૃપાળુદેવને આમ કહેતા હતા. તેમણે કહેલું કે પુરુષાર્થ કરવો પડશે, પોતાની માન્યતા મૂકવી પડશે. એકલી સમજણ શું કામની? પરિણમવું જોઈએ. અસાર વસ્તુઓ પાછળની દોડ મૂકવાની છે. બે દ્રવ્ય જુદાં છે. ખોટી માન્યતાથી જ ફસાઈ ગયો છે, અંદર પેસી જાય છે.

***

તા. ૧૦–૩–૧૯૩૪

જ્ઞાનીને ભેદજ્ઞાન છે. તેમને રાગદ્વેષ થઇ જાય, પણ તેથી કરી તે એકરૂપ થઇ જતા નથી: તેમને તેવી માન્યતા મટી ગઇ છે. પાપ ને પુણ્યને દીવાસળી મૂકી સળગાવી દો. સારું લાગે છે એટલે જીવ પોતાને સુખી માને છે, પણ તે ક્યાં રહેવાનું છે? શાનો એમાં રાચે છે? એમ કરવાથી આશામાં તણાઈ જાય છે. જ્ઞાનીને આશા નથી. સુખ દુઃખ વખતે ભેદજ્ઞાનની સ્મૃતિ થવી જોઇએ. લડાઇમાં હથિયાર વાપરવાનું સાંભરી આવે તો જીતી જાય. તેમ સ્મૃતિ થવી જોઈએ. સમજ છે તે સમકિત છે. સમજ બોધથી આવે છે.

કોઈ કહેશે રોજ આની આ વાત કરે છે. હા, તેમજ છે. અમારે સતની પકડ કરાવવી છે, ચોટ કરાવવી છે. અનાદિનો અભ્યાસ છે તેથી વિસ્મૃત થઈ જાય; પણ સમજ બીજી થઈ હોય તો કામ થઈ જાય.

મુમુક્ષુ—તેવી સમજની સ્મૃતિ રહેતી નથી.

પ્રભુશ્રી—બોધ જોઇશે. બોધ હશે તો હથિયાર મૂઠથી પકડાય તેવું થશે; નહીં તો હાથ કપાઈ જાય. સંવરથી આસ્રવ રોકાય છે. સંવર તે આત્મા. પારકી પંચાતમાં પડશે તો ભૂખે મરશે. તેમ પરની પંચાતમાં પડવું નહિ. ચોટ થવી જોઇએ. પ્રતીતિ આવવી જોઇએ. 'આત્મા

સત્, જગત મિથ્યા.' આત્માની યથાર્થ વાત થતી હોય ત્યાં ગમે તે ભોગે જવું. કોડી સાટે રતન ન ગુમાવો.

***

તા. ૧૨-૩-૧૯૩૪

ભેદજ્ઞાન થયા પછી આનંદઘનજીની માફક કહી શકાય કે 'અબ હમ અમર ભયે ન મરેંગે.' જ્ઞાનીનું સ્વરૂપ આમાં વર્ણવ્યું છે. દેહ, માંદગી વગેરેને જ્ઞાનીએ તેનું માન્યું નથી. પછી કાળ કોને પકડે? કાળ નાસી જાય છે. જગત આત્મારૂપ માનવામાં આવે છે, તેવા જ્ઞાનીને કાળ શું કરે? અમને કૃપાળુદેવે હાથમાં લખીને કહ્યું હતું કે આ ભ્રમ અને આ બ્રહ્મ. ભેદજ્ઞાન થયું, પછી રાગદ્વેષ થાય કેમ? જડ તે ચેતન કેમ મનાય? માન્યતા ફરી ગઈ. વાણિયા, બ્રાહ્મણ, કંઈ નથી; આત્મા છે. તે જ માનવાનો છે.

***

ઓળખાણ થવા માટે સાંભળવું જોઈશે ઓળખાણ વિના ખબર ન પડે. જડ-ચેતનની વાત કરી તેથી કંઈ લાભ નથી; પણ ઓળખાણ થવું જોઈએ. એક જણે દૂધમાં નીલમ (રત્ન) જોઈ લીધું પછી દૂધ નીલું દેખાય પણ દૂધને નીલું નહીં માને તેમ આત્માની માન્યતા થઈ ગઈ. પછી રોગને, દેહને પોતાનો નહીં માને. ભેદનો ભેદ સમજવો જોઈએ.

" સદ્ગુરુના ઉપદેશ વણ સમજાય ન જિનરૂપ;
સમજ્યા વણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ. "

આત્મા છે એવું મનાય, પછી પોતાને તે ઘરડો માનશે ?

**

અવસ્થા પલટાઈ. બાળક હતો, જુવાન હતો, ઘરડો થયો; પણ જાણનાર તો હતો જ. આ જીવને ખબર નથી એટલે મૂંઝાઈ જાય છે; પણ શ્રદ્ધા છે તે બધું છે, શ્રદ્ધા છે તે તપ છે, શ્રદ્ધા છે તે સંયમ છે. આત્મા અરૂપી છે એટલે ન દેખાય, પણ છે ખરો. મારું સ્વરૂપ આવું નથી. મારું સ્વરૂપ જ્ઞાનીએ જોયું તેવું છે તેવી શ્રદ્ધા રાખવી. જીવને ખબર નથી. રોગથી ઘણી નિર્જરા થાય છે. પણ શ્રદ્ધાના ભાવ ન ફરવા જોઈએ. આ તો બધી અવસ્થા છે. એક વખત શરીર કેવું ભરેલું હતું? અત્યારે કેવું ક્ષીણ થઈ ગયું છે? અવસ્થા તો ફર્યા જ કરે છે. પણ જાણનાર તો તેનો તે તે જ રહે છે. 'શરીર રહો' કે 'પડી જાઓ' તેવું ન ઇચ્છવું. મનુષ્યભવ દુર્લભ છે. તે હશે તો ભાવ થઈ શકશે. પછી કંઈ નહીં થાય. માટે રોગ ન આવ્યો હોય ત્યાં સુધી કરવાનું કરી લેવું.

***

તા. ૨૯—૫—૧૯૩૪

સત્પુરુષ શોધો એટલે શું? સત્ એટલે આત્મા. તેની ભાવના કરવી. આત્મા જોવો. માયાનું સ્વરૂપ ન જોવું.

અનધિકારીપણું શું ? વાસના બીજી થઈ રહી છે, તેથી અન્-અધિકારીપણું છે. આત્મામાં ભાવ થશે તો અધિકારીપણું આવશે; ત્યાંસુધી તેની ભાવના રાખવી. જેનો અભ્યાસ થઈ ગયો હોય તે ઊંઘમાં પણ સાંભરે છે; માટે અભ્યાસ કરી નાખવો.

સમજાતું નથી તેનું કારણ શું ? મન ભટકી રહ્યું છે તેથી સમજાતું નથી. પછી અભ્યાસ થશે ત્યારે સમજાશે. મનને બાંધ્યું કે પછી પરિણમન થશે. પરિણમન થયું કે સમજાશે.

આ જીવને સત્સંગ અને બોધની જરૂર છે. આત્માની વાત બીજે સાંભળવા નહીં મળે. તે સાંભળવાથી મન બીજે ભટકતું અટકી જાય છે, પાપ સંક્રમણ થઈ પુણ્ય થાય છે. તે બધાનું કારણ ભાવ ફરે છે તે છે. મન બીજે ભટકતું અટકી જાય છે એટલે હજારો ભવ અટકી જાય છે.

તન, મન, ધન અર્પણ કરવાં એટલે તે પોતાનાં ન માનવાં. ગુરુનું સ્વરૂપ સમજવું જોઇએ. ગુરુ કંઈ લેતા નથી; પણ તેમાંથી પોતાપણું છોડાવે છે.

'વીતરાગનો કહેલો પરમ શાંત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે.' વીતરાગે કહ્યો એટલે તે વાતમાં કોઈ વિરોધ આવે નહીં – રાગ નહીં કરવો, દ્વેષ નહીં કરવો તે બધાને સંમત છે. પછી બીજી મારામારી ક્યાં રહી ? ધર્મને નામે બધા ઝઘડા કરે છે તે ધર્મ નહીં. ધર્મ તો રાગ-દ્વેષથી મુકાવું તે છે. કંઇ અમારે કંઠી બંધાવવી નથી કે બીજું કંઈ મનાવવું નથી. આત્માને મનાવવો છે. ઉદય પ્રમાણે આ બધું બની આવ્યું છે. તે કંઈ મુકાય તેમ નથી; પણ મારા-પણાની માન્યતા મુકાવવી છે. આત્મા અરૂપી છે, તે દેખાતો નથી; પણ જ્ઞાનીના કહેવાથી તે વાત માન્ય છે. તે માન્યતા કરાવવી છે.

વિશ્વાસ હોય તો આજ્ઞા પળાય. મોટું ગામ હોય પણ તે કંઈ કામમાં આવે નહિ, પણ એક ઓળખાણ હોય તો ખાવાપીવા મળે. વનમાં ભીલનો વળાવો હોય તો તે લુંટાય નહીં, તેમ સત્પુરુષમાં વિશ્વાસ હોય તો ધર્મને નામે ઠગાય નહીં. ઉપયોગ તો છે જ. ઉપયોગ હોય ત્યાં આત્મા છે. શ્રદ્ધા હોય તો આમનું આમ ફરે, પશ્ચિમને બદલે પૂર્વ દેખાય. તેમ વિશ્વાસ હોય તો જડને બદલે આત્મા દેખાય. એ ચમત્કાર છે, પણ વિશ્વાસ, શ્રદ્ધા નથી

***

તા. ૯–૬–૧૯૩૪

ગાડીને આંકડો જોડાય છે, વહાણની સાથે નાનું વહાણ ચાલે છે; તેમ સદ્ગુરુનું અવ-લંબન હોય તો જ મોક્ષમાર્ગે જવાય છે. અવલંબન તે આંકડો છે. સદ્ગુરુ શું આપે છે ? સમજ. સમજ ફરે છે, ભાન ફરે છે તે જ મોટામાં મોટી કમાણી છે. ફરે છે તે ખબર ન પડે. માટે વિશ્વાસ જોઇએ; વિશ્વાસ, શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ આ ક્રમ છે.

છોકરો નાનો હોય અને બાપનું કહ્યું માને તો બધું સહેલું થઈ પડે છે, તેમ સદ્ગુરુનું વચન માન્ય રાખવામાં લાભ થાય છે. આત્માની વાત તો ઘણા કરે છે; પણ સદ્ગુરુ તો ચોટ કરાવે છે. બીજી રીતે ચોટ થતી નથી.

ઈશ્વર કોણ? આત્મા. તેનાથી મોટો ઈશ્વર કોઈ નથી. ભીંત ઉપર ઘોડાના ભાવ કર્યા હોય તો ઘોડો જણાય છે. તેમ 'સહજાત્મસ્વરૂપ'નું સ્મરણ કર્યું હોય તો કાળે કરીને તેરૂપ થવાય છે. તેવા ભાવ થયા કે બધેથી ઉઠી જવાય છે.

કોઈ વાત સાંભળતાં 'હા, હા' કહેવાઈ જવાય છે; તેમ સત્સંગમાં આત્માની વાત સાંભળી તેમાં પરિણમન થાય છે. કેટલાક પ્રસંગે એમ કહેવાઈ જાય છે કે હવે નહીં ભૂલું, કદી નહીં ભૂલું; તેમ આત્માની વાતનું થવું જોઈએ. શ્રેણિક રાજાને અનાથી મુનિનો ઉપદેશ સાંભળતાં સમકિત આમ થયેલું. શ્રદ્ધા, સત્ શ્રદ્ધા, આત્માની શ્રદ્ધા કરવી. તે જ કરવાનું છે

જ્ઞાની મળ્યા, વચન સાંભળ્યાં, બધું કર્યું પણ કોરો રહ્યો; કારણ, શ્રદ્ધાની ખામી. 'આત્મ-સિદ્ધિ'માં બધું છે. કોઈને કંઈ પૂછવા જવું પડે તેમ નથી.

શુભ, અશુભ, શુદ્ધભાવ ઘર છે તેમાં કૂતરાં આવતાં હોય તે હાંકી કાઢીએ તેમ અશુભ ભાવ કાઢવા. સારા માણસો આવે તેમ શુભ ભાવ આવવા દેવા. પણ ઘર છે તે બંધ કર્યું હોય તો કોઈ આવે નહીં, તેમ શુભાશુભ ભાવ આવતા બંધ થાય તે શુદ્ધ ભાવ. ઘર છે તે કંઈ જતું રહેતું નથી. સૂરજ છે, વાદળ આવે ને જાય; તેમ સૂરજ તે શુદ્ધ ભાવ' વાદળ તે શુભા-શુભ ભાવ. આત્માનું વીર્ય જાગે તો વાદળ ચાલ્યાં જાય છે. વાદળ હોય ત્યારે પણ સૂરજ કંઈ જતો રહેતો નથી.

***

તા. ૨૭–૮–૧૯૩૪

બધું વિનાશી છે. બધા મમતા કરી કરીને ચાલ્યા ગયા છે. માટે હવે ચેતી જાઓ. આત્માની શ્રદ્ધા કરી લો. શ્રદ્ધા એવી કરો કે વજ્રની ભીંત જેવી. બીજું તે આત્મા મનાય નહીં અને આત્મા તે બીજું મનાય નહીં. બીજે પરિણમી ગયો છે, આમ પરિણમી જવાનું છે. અનંતાનુબંધી ગયા હોય ત્યારે ખબર પડે, બધું મોળું લાગે, બધું કરે પણ રસ આવે નહિ. ભાવના કરવાની છે. લોકો શ્રાવણ મહિનામાં કથા બેસાડે છે; પણ અહીં તો રોજ શ્રાવણ મહિનો છે. આત્મા ક્યારે નથી? તેની વાત કરવી છે.

મુમુક્ષુ—ખંભાતમાં સાંભળેલું કે આપનો સંગ કરવો નહિ.

પ્રભુશ્રી—વાત ખરી છે. અમે ઉઘાડું કહી દેખાડીએ છીએ. ખરું ગ્રહણ થઈ જાય, પછી ફરે કેમ? આ બધા હવે જાણી ગયા કે અહીં આત્માની જ વાત છે, તો બેઠા છે. પણ સાંભળ્યું ન હોય ત્યાંસુધી દોડાદોડ કરે; તેમ બધાનું થાય છે. વાત તો એક છે: 'આત્મા'. પણ તેટલું કહ્યે રસ પડે નહિ તેથી તેની વિસ્તારથી વાત કરવી પડે છે ને તેથી રસ આવે છે. પડદો નાખ્યો હોય અને અંદર બધા જા-આવ કરે પણ રસ ન આવે. જ્યારે પડદો ઊઘડે, બધા ખેલ કરે ત્યારે રસ પડે. પણ આંખ જોઈએ. આંખ ન હોય તો શું દેખાય? એક આંધળો હતો તેને ખેલ જોવાનું મન થયું. બધાને કહે, મને લઈ જાઓ. બધા કહે, તું શું જોશે? આંધળાએ કહ્યું, તમે ગોદો મારજોને એટલે હું હસીશ. ખેલ થયો, બધા હસ્યા; પણ ગોદો નહિ આવેલો તેથી

તે હસ્યો નાહ. પછી એક જણાએ ગોદો માર્યો એટલે તે એકલો હસવા લાગ્યો. તેવું ન થાય માટે આંખ જોઈશે.

***

તા. ૨૯–૮–૧૯૩૪

દેવગતિમાં માનસિક દુઃખ ઘણાં છે, એવો વિચાર સમકિતીને જ હોય છે. સમકિતી આત્મા ઉપર લક્ષ રાખે છે. આત્મા છે એવું જરૂર માનો. આત્મા છે?

મુમુક્ષુ—હા, જ્ઞાનીએ જોયો છે.

પ્રભુશ્રી—જ્ઞાનીએ તો આત્મા જોયો છે; પણ આ પ્રતીતિ આવે છે કે આત્મા ન હોય તો આ સાંભળે કોણ? તેને ભૂલવાનો નથી. મિથ્યાદૃષ્ટિ દેહજ જુએ છે. તે ભૂલી જાઓ. આત્માની ઓળખાણ રાખો.

***

તા. ૩૦–૮–૧૯૩૪

સમ્યગ્દૃષ્ટિ આત્મા સિવાય કંઈ પોતાનું ગણે નહીં. ગજસુકુમારે શું કર્યું? ધીરજ. ગાંઠે બાંધી લો—ધીરજ, સમતા, ક્ષમા. વેદની વખતે વિચારવું કે મારું છે તે જવાનું નથી; અને જે જાય છે તે તડકાછાંયા જેવું છે પણ તેને મારું માનું જ નહિ. ગજસુકુમારને જ્ઞાની મળ્યા હતા. તેમણે જે માન્ય કરાવ્યું હતું તે જ પોતાનું માન્યું; બાકી બધું પર જાણ્યું. બધાયે જવાના છે–પર્યાયને કેમ સારા માનું?

જ્ઞાનીએ શું કર્યું છે? રાગ, દ્વેષ અને મોહ કાઢ્યા છે. આ જીવનું ભૂંડું કોણ કરે છે? પૂજાની ઈચ્છા, પુદ્ગલની, પારકાની ઈચ્છા શું રાખવી? હવે શામાં મોહ કરવો? મોહ કર્યો કે ફસાયો. નારકીને દુઃખ ભોગવતી વખતે કોણ બચાવવા આવે છે? કોઇ કોઈનું નથી.

***

તા. ૧–૯–૧૯૩૪

બધાની કાળજી કરી છે, બધાની સંભાળ રાખી છે, બધાની ચિંતા કરી છે; પણ આત્માની કાળજી, ચિંતા, સંભાળ કરી નથી. ચારે ગતિમાં બધે દુઃખ, દુઃખ ને દુઃખ છે. ઋષભદેવ ભગવાન આગળ અઠ્ઠાણું પુત્ર ગયા હતા તેમણે પૂછ્યું તે વાતના જવાબમાં એક જ કહ્યું છે:

" संबुज्झहा जंतवो माणुसत्तं
दट्ठु भयं बालिसेणं अलंभो
अेगंतदुःक्खे जरि अेव लोअे
सक्कम्मणा विप्परियासु वेइ "

કરવાનું એક જ છે: સમકિત, શ્રદ્ધા. તે થઈ જાય તો કામ થઈ જાય. રૂપિયા હોય તો દેખાડાય, પણ આ દેખાડાય તેવું નથી. ધર્મ, આત્મા તે અહીં છે; તે સિવાય બીજે ધર્મ નથી. ધર્મના નામે ભલે ગંગા નહાવા જાય, કથા વાંચે; પણ ધર્મ તો આત્મા છે.

અમે કહીએ છીએ તે હા, હા કહી જાઓ છો પણ ગળે ઉતરતું નથી. તમે સાંભળ્યું તે ન સાંભળ્યા જેવું છે. તુંબડીમાં કાંકરા—ખુલ્લું કહેવાતું નથી. 'કીલી ગુરુકે હાથ.'

મુમુક્ષુ—તમે માનવાનું કહો છો પણ બધાય મહાવીરને માને જ છે.

પ્રભુશ્રી—ક્યાં માન્યો છે? જોડ પંદરસો લફરાં રાખ્યાં છે જો એકને માનો તો કામ થઈ જાય, પણ આ તો બીજું માન્યું છે, તેથી તકરાર, વાંધા, ગચ્છ ઊભા થયા છે. જો આત્મારૂપે જગત જોવામાં આવે તો બધાને નમસ્કાર થાય કે નહિ? પણ આ તો જાણે નમસ્કાર કરતાંય ભડકી જાય! ક્યાં એકને માન્યો છે? એકને માને તો તો કંઈ કરવાનું રહેતું નથી. જુઓ દૃષ્ટિમાં ફેર છે કે નહિ? એક માણસ સ્ત્રીને હાડકાં-માંસરૂપે જુએ અને એક ઉપરની ચામડી જુએ. બેની દૃષ્ટિમાં કેટલો ફેર? એક નરકની ગતિમાં જાય. તેવા વિકાર કરે અને બીજો પુણ્ય ઉપાર્જન કરે. તેમ સમ્યગ્દૃષ્ટિથી મહાવીરને માને તો કામ થાય. દૃષ્ટિફેર છે.

આ જીવ માયાના સ્વરૂપમાં કેવી રીતે ફસાઈ જાય છે! માયાના સ્વરૂપમાંથી પાછો વળ. બધાનો વિચાર કર્યો, પણ મરણ ક્યારે આવશે તેનો વિચાર કર્યો? આ જીવ ઘડી નવરો પડતો નથી. સંકલ્પ-વિકલ્પમાંથી નવરો થતો નથી. આત્માને સંભાળતો જ નથી. બધે આત્મા આત્મા છે. આત્મા દેખાતો નથી; પણ ભાવ કર. તેમાં કંઈ મહેનત નથી. તે જોવા માંડ તેની શ્રદ્ધા કરવાની છે. સત્ અને શીલ: સત્ તે આત્મા, શીલ તે ત્યાગ. બધું મૂકીને હવે આ લક્ષ રાખો. માયાના સ્વરૂપમાં ખળી જઈ શું થાય છે તે જોયું? આ મનુષ્યભવ જશે, પછી શું કરશો? હવે બીજું બધું મૂકી દો. આનો વિચાર કરો. રાજા મરીને કીડો થાય, કીડો ઇન્દ્ર થાય, ઇન્દ્ર વનસ્પતિમાં પણ જાય! બધું દુઃખ, દુઃખ ને દુઃખ છે આત્માની માન્યતા કરવામાં કંઈ આપવું પડતું નથી. હવે ચેતી જાઓ, જાગૃત થઈ જાઓ. કહેવામાં બાકી રાખી નથી, ચેતાવ્યા છે. બુદ્ધિમાન ચેતી જશે.

***

તા ૨-૯-૧૯૩૪

પ્રભુશ્રી—પાપક્રિયા ચાલી આવે છે તે મોહથી. પણ મોહ કેમ જાય?

મુમુક્ષુ—જ્ઞાનથી.

પ્રભુશ્રી—જ્ઞાન કેમ થાય?

મુમુક્ષુ—સત્પુરુષની કૃપાથી.

પ્રભુશ્રી—કેવળી પાસે કોરો કેમ રહ્યો?

મુમુક્ષુ—અવળી આરસી રાખી, એટલે સન્મુખ દૃષ્ટિ ન થઈ.

પ્રભુશ્રી—દૃષ્ટિ ફરી નહિ. દૃષ્ટિ ફરી હોય તો ભવાયાનો વેષ સમજે. ખેલમાં રમવા ભળી ન જાય. આત્મા દેખાય તો મોહ રહે નહિ. બોધ સાંભળીને ભાવ કરે ત્યારે પરિણમન જુદું થાય. આત્મા ભલે ન દેખાય, પણ માને કે જ્ઞાનીએ તો આત્મા જોયો છે, તેવો જ છે એમ શ્રદ્ધા રાખે. વેષ ઉતારી નાખવો સહેલો છે. આપણા બાપ, તેના પણ બાપ હતા કે નહીં? છતાં અત્યારે શું મનાયું છે? જે દેખાય છે તે મનાયું છે. ઝાડતળે બેઠો વિસામો ખાવા ત્યાં ઝાડને પોતાનું માની લીધું.

મુમુક્ષુ—મિથ્યા શું? જડ ને ચેતન બે જુદા છે તે બન્ને સત્ છે, પછી મિથ્યા કેમ કહ્યું?

પ્રભુશ્રી—જેમ છે તેમ સમજવું જોઈશે. જ્ઞાનીએ કહ્યું છે:

"જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન;
સુપ્રતીતિપણે બન્ને જેને સમજાય છે."

સુપ્રતીતિપણે સમજાવું જોઈએ. સમજણ આવ્યે પરિણમન થાય. સમકિત કરી લેવાનું છે. આત્મા દેખાતો ન હોય, પણ શ્રદ્ધાએ સમકિત કહ્યું છે. આત્માની શ્રદ્ધા થયા પછી આત્મા દેખાશે. પરોક્ષનું પ્રત્યક્ષ થાય છે.

***

તા. ૩-૯-૧૯૩૪

પ્રભુશ્રી—'आणाअे धम्मो, आणाअे तवो'. બે પ્રકારે આજ્ઞા છે. નિશ્ચયથી ગુરુ આત્મા છે; પણ વહેવારમાં પણ ગુરુ કરવા જોઈએ. વહેવાર કાઢી નાખ્યે ચાલે તેમ નથી. માન્યતા, શ્રદ્ધા કોની કરવાની છે? કોણ કરે છે? જડ કંઈ માન્યતા કરે તેમ નથી. શ્રેણિકે શું કર્યું? 'ઝબકે મોતી પરોવી લે.'—આનો શું અર્થ?

૧. મુમુક્ષુ—અનાદિકાળથી જીવ અંધકારમાં જ ચાલ્યો આવે છે. હવે મનુષ્યભવ આદિ સામગ્રી મળી છે તે વીજળીના ઝબકારા જેવી છે. તેવામાં જો મોતી પરોવાઈ ગયું તો ખોવાશે નહિ.

૨. મુમુક્ષુ—મોતી શું? સોય શું? ઝબકારો શું?

૧. મુમુક્ષુ—સત્પુરુષનો જોગ તે ઝબકારો. મોતી તે ભાવ. તૈયાર થઈ રહેવું જોઈએ.

પ્રભુશ્રી—ભાવ કરવાના છે. જડથી ભાવ નહીં થાય. જ્ઞાની તો સાગરવરગંભીરા છે. તેમણે તો બધે આત્મા કહ્યો. ક્રોધ આત્મા, માન આત્મા, કષાય આત્મા, અજ્ઞાન આત્મા. દુર્લભ સામગ્રી છે. ચેતવા જેવું છે.

***

તા. ૧૩-૧૧-૧૯૩૪

જેમ દાળ અને ચોખા જુદા છે તેમ અમારે આત્મા જુદો જણાવવો છે. આત્મા છે તો આ બધું છે. આવો દેહ દેખાય છે તે પણ આત્માને લઈને, નહીં તો બાળી મૂકે. વ્યાધિ થાય

ત્યારે વિચારવું કે તે દુઃખ દેહને થાય છે, તેને જાણનાર તે હું છું. પણ તેની મને ખબર નથી. જ્ઞાનીએ આત્મા જોયો છે તેવો મારો આત્મા છે; મને તે માન્ય છે. ગમે તેટલું દુઃખ આવે તો પણ શ્રદ્ધા રાખવી કે જાણનાર તે જુદો જ છે. દુઃખ દેહને થાય છે. જમીન ઉપર સૂર્યનો પ્રકાશ પડે છે; પ્રકાશ તે સૂર્ય નથી, સૂર્ય જુદો છે. 'વાત છે માન્યાની.' શ્રી વીતરાગ ભગવાને કહ્યું છે, '**सद्धा परम दुल्लहा.**' શ્રદ્ધા રાખવાની છે.

તમારી પાસેથી અમારે કંઈ લેવું નથી, અમારા કરવા નથી, કંઠી બાંધવી નથી કે બીજો ધર્મ મનાવવો નથી. તમારું છે તે તમારે માનવાનું છે. વિશ્વાસ છે તેથી કહેવાનું થાય છે. વિશ્વાસ ન હોય તો સામાન્યપણું થઈ જાય–એમ થાય કે આમાં શું કહ્યું? આવું તો ઘણી ય વાર સાંભળ્યું છે. તેમ ન કરવું. અહીં આત્માની વાત છે. આ વાત જુદી જ છે. જેનું ચિંતવન કર્યું હોય તે દેખાય છે. આત્મા જેવો ચિંતવ્યો હોય તેવો દેખાય છે. પણ તે અરૂપી છે, આંખે દેખાય તેમ નથી. જ્ઞાનદૃષ્ટિથી દેખાય તેમ છે. તે ન થાય ત્યાંસુધી શ્રદ્ધા રાખવાની છે કે મને મારો આત્મા દેખાતો નથી પણ તે છે, જ્ઞાનીઓએ જોયો તેવો મારો આત્મા છે.

" દર્શનમોહ વ્યતીત થઈ ઊપજ્યો બોધ જે. "

'અપૂર્વ અવસર'માં અપૂર્વ વાત છે! તેમાં જણાવ્યું છે તે પ્રમાણે ભાવના કરવી. જોતાંની સાથે રૂપ દેખાય છે; પણ આત્મા છે તો આંખો જોઈ શકે છે માટે પહેલો આત્મા જોવો. દેખાય છે તે તો જડ છે, આત્મા નથી.

"જગત આત્મારૂપ જોવામાં આવે." તે કેમ દેખાશે? ફેરવવાનું શું છે? સમજણ. જનકવિદેહીને શું કર્યું હતું? સમજણ. ઝૂંપડાં બળતાં જોઈ બધા [1]સંન્યાસીઓ તૂંબડી વગેરે લેવા દોડયા; પણ જનકવિદેહીએ વિચાર્યું કે નગરી બળતાં મારું કંઈ બળતું નથી. "દર્શનમોહ વ્યતીત થઈ ઊપજ્યો બોધ જે"–સમજણ ફેરવવાની છે. બીજું બધું છે તે ય પડી રહેવાનું છે.

શ્રેણિક રાજાને અનાથી મુનિનો બોધ થયો, સમજણ ફરી. 'મારું' મનાતું હતું તે મારાપણું મટી ગયું. બાકી બધું રાજપાટ, વૈભવ, સ્ત્રી, વગેરે જે પ્રારબ્ધ હતું તે પ્રમાણે રહ્યું.

પહેલો વિશ્વાસ જોઈશે, પ્રતીત જોઈશે. બધા મંત્ર લઈ જાય છે તે પુણ્યનું કારણ છે. પણ કલ્યાણ થવા માટે સાચા થવાની ભાવના જોઈશે.

દુકાળ પડયો હોય છે ત્યારે દયાળુ શેઠિયાઓ ગરીબોને ખાવાનું મળે તેવી સગવડ કરે છે. તેમ આ કાળ તે કળિયુગ છે. પરમાર્થનો દુકાળ પડયા જેવું છે. આવા કાળમાં જ્ઞાની-

---

૧. જનકવિદેહીના ગુરુ જ્યારે જનક રાજા સભામાં આવે ત્યારે વ્યાખ્યાન શરૂ કરતા હતા. શ્રોતાઓમાં ઘણા સંન્યાસીઓ પણ હતા. તે નદીકિનારે ઝુંપડાં બાંધીને રહેતા હતા. તેમને ઈર્ષા થવા લાગી કે અમે ત્યાગી છીએ અને આ જનકરાજા ગૃહસ્થ છે, છતાં ગુરુ તેમનુ બહુમાનપણું કેમ રાખે છે.

તે વાત ગુરુના સમજવામાં આવી. તેથી એક દિવસે ગુરુએ નદીકિનારા ઉપરનાં ઝુંપડાં બળતા હોય તેવો ચમત્કાર બતાવ્યો. તે જોઈ બધા સંન્યાસીઓ પોતાનાં તૂબડાં, કપડાં, માળા, આસન વગેરે લેવા દોડયા. બીજે દિવસે જનક રાજા સભામાં આવ્યા પછી મિથિલા નગરી બળતી દેખાડી પણ જનક રાજાએ કહ્યુ કે મારું કંઈ બળતું નથી, એમ કરી વ્યાખ્યાનમાં શાંતિથી બેસી રહ્યા.

પુરુષોનો બોધ તે સદાવ્રત જેવું છે. તે જ આધાર છે, એવું દૃઢ થવું જોઇએ. જ્ઞાનીપુરુષનાં વચનામૃત કેવા આશયથી લખાયાં છે તે તો દશા આવ્યે ખબર પડે. તેનું તોલન કરવા જેવું આપણું સામર્થ્ય નથી. આત્મા સિવાય તેમાં બીજું કંઈ નથી. તે લક્ષમાં રાખવા જેવું છે. પરમાર્થ સમજાય નહીં અને મતિકલ્પનાથી અર્થ કરવો તે મહા ભયંકર છે. સમજવાની ભાવના રાખવી; પણ મતિકલ્પનાના કાટલે જ્ઞાનીપુરુષનાં વચનની તુલના ન કરવી. પરમકૃપાળુદેવે ઈડરમાં કહેલું કે નીચેવાળો માણસ પહાડ ઉપર આપણે બેઠા છીએ ત્યાં શું છે તે જાણી ન શકે. ઉપર ચઢીને જુએ તો ખબર પડે. પણ ઉપરવાળો માણસ નીચે શું થાય છે તે જોઈ શકે. તેમ ઊંચી દશાવાળા જ્ઞાની બધુ જાણી શકે. પણ નીચી દશાવાળાને જ્ઞાનીનો આશય સમજાય નહીં. માટે સમજવાની ભાવના રાખવી.

***

તા. ૨૭–૩–૧૯૩૫

મનુષ્યભવ ચિંતામણિ છે. ચિંતવ્યું હોય તે મળે. મનથી જેવો ભાવ કર્યો હોય તેવું ફળ મળે છે. ચિન્તામણિ કહેવાય કે નહિ ? જીવની પાસે મન, વચન, કાયા છે, તે રૂપી છે; પણ આત્મા ન હોય તો મડદાં છે. જુઓ, આત્મા અરૂપી છે. કેવો ગુપ્ત રહ્યો છે ! જીવની સાથે શું આવે છે ? ધર્મ. ધર્મ ક્યાં રહ્યો છે ? બધા પાસે શું છે ? ભાવ. ભાવથી પરિણમન થાય છે. કાને શબ્દ પડ્યો તે પરિણમે છે. તેનું ફળ આવે છે.

***

તા. ૨૯–૩–૧૯૩૫

આત્મા અરૂપી છે. દેખાય કે નહિ ? આત્માથી આત્મા દેખાય. પહેલાં ભણે; પછી વાંચતાં આવડે. પરોક્ષ થવું જોઇએ. પછી પ્રત્યક્ષ થાય.

ઊંઘે છે, પરમાં મમત્વ છે; જાગ્યો નથી. ઘરમાં જાય તો બેસાય; ત્યાં સુધી ભટકવાનું છે. આ જીવ ભટકે છે — સંકલ્પ-વિકલ્પ, વાસનાથી. ઉપાય શું ? સમકિત. ધંધો હોય તેવું કહેવાય, દરજીનો હોય તો દરજી કહેવાય, એક આંખ ફૂટી તો બાડો કહેવાય; પણ આત્મા તેવો છે ? સંયોગ છે.

***

તા. ૩૦–૩–૧૯૩૫

શાંતિ, સમતા, ક્ષમા ક્યાં હોય ? ધર્મ હોય ત્યાં. ધર્મ ક્યાં હોય ? હમણાં કહીશું; તમને ખબર છે, સામાન્ય કરી નાખ્યું છે. "ઉપયોગ તે ધર્મ છે". વિચાર કોને આવે ? જડને ન આવે. ઉપયોગ રાખતાં મહેનત પડે છે; કારણ કે કર્મ છે, આવરણ છે, વિઘ્ન છે.

સમય માત્રનો પ્રમાદ ન કર. સમય તે આત્મા છે. પ્રમાદમાં વિષયકષાય છે, મમત્વભાવ છે. ભાવ ફરી જાય છે તે ન ફરી જવા દેવા. બધી મુશ્કેલીઓનો ઉપાય-સીધામાં સીધો, સરળમાં સરળ—ભક્તિ છે. પુણ્યાઈ છે તે સૂર્ય જેવી છે—તે આમ વળ્યો કે અંધકાર. પુણ્યાઈ છે ત્યાંસુધી કરી લેવું. આત્મા બધે છે. કાગડા-કૂતરા આત્મા છે; પણ તેને વાત ન કહેવાય. મનુષ્યભવ દુર્લભ છે. કરી લેવું. સમકિતી છે તે વિસામો લે; તેને રસ્તાની ખબર છે તેથી ઘર આગળ પહોંચે. સમકિત ક્ષાયિક કરવાનું છે.

***

તા. ૪-૪-૧૯૩૫

રાંકના હાથમાં રતન આવ્યું છે. તેની કિમ્મત નથી. નહિતો 'આત્મસિદ્ધિ'નાં વચનો લબ્ધિરૂપ છે! કેવું ધન! કેટલી કમાણી! કંઈ ફિકર નથી આત્મા આત્મામાં છે, કર્મ કર્મમાં છે. પાણી મેલું થયું તેથી પાણી અને મેલ એક નથી. સોનું ગમે તેટલું તપે પણ તે સોનું છે ગમે તેટલા કર્મના ઉપસર્ગ આવે પણ આત્મા તે આત્મા છે. સંબંધથી વેદના જણાય; પણ સંબંધ તે સંબંધ છે.

કહ્યું છે તે ધ્યાનમાં છે? તેનો જ વિચાર રાખવો. આત્મા જ જોવો. બીજું જોયું તો આસ્રવ; આત્મા જોયો તો સંવર. આસ્રવમાં સંવર તે આમ છે. તમે અહીં બેઠા છો તેથી આ દેખાય છે, મુંબઈ જાઓ ત્યારે મુંબઈ દેખાય; તેમ આ સંબંધ મળી આવ્યા છે તેથી આ દેખાય, પણ તે ભિન્ન છે.

***

તા. ૧૨-૪-૧૯૩૫

મુમુક્ષુ—મોક્ષ કેમ મળે?

*પ્રભુશ્રી—આત્મા અરૂપી છે. તેની ઓળખાણ કરવી જોઈએ, માહિત થવું જોઈએ. ભણ્યા* પછી વાંચતાં આવડે છે; તેમ ભેદી મળવો જોઈએ, પછી સમજણ આવે.

***

તા. ૧૪-૪-૧૯૩૫

ભાવ ત્યાં ભગવાન છે. તમે ભક્તિ કરશો ત્યાં ભગવાન હાજર છે. ભાવ રાખવાનો છે; પછી બીજું.

'મૂળ મારગ સાંભળો જિનનો રે.' મૂળ માર્ગ શું? આત્મા જન એટલે લોક અને જિન એટલે આત્મા. વૃત્તિ ચારે તરફ ફરે છે તેને અટકાવીને હવે સાંભળો. જ્ઞાની કહે છે, અમને કંઈ પૂજાની સ્પૃહા નથી, અમને ભવનું દુઃખ ગમતું નથી, અમારે પ્રતિબંધ કરવા નથી. તમને આવડતું હોય તો સિદ્ધાન્ત ઉપરથી આ વચનની તુલના કરજો. હવે બધી ભેદ ફોડીને વાત કરી છે.

'જ્ઞાન,' 'દર્શન,' 'ચારિત્ર' નામ પાડયાં છે; પણ વસ્તુ એક જ છે. આત્મા સિવાય જોનાર, જાણનાર કોણ છે? દુનિયામાં સ્થિર રહેનાર કોણ છે? મરે નહિ, ઘરડો થાય નહિ તેવો આત્મા છે. કોઈ કહે આ મરી ગયો; પણ આત્મા મરતો નથી, દેહ પડી જાય છે.

***

તા. ૧૬-૮-૧૯૩૫

કરવાનું એક જ છે—સમકિત. બધું મૂકવું પડશે, બધાની પકડ થઈ ગઈ છે તે મૂક્યા વિના છૂટકો નથી. જડ કદી ચેતન થયું નથી; ફક્ત પકડ થઈ છે. અહંભાવ, મમત્વભાવ તે મૂકવાના જ છે. તેની સ્મૃતિ આપવા માટે રાખેલો એક માણસ રોજ સવારે ભરત, ચક્રવર્તીને કહી આવતો: "ભરત, ચેત; કાળ ઝપાટા દેત." તે શું? બધી સામગ્રી તે સંયોગ છે, રાણીઓ, વૈભવ બધું પર છે તેવી સ્મૃતિ આપતો. નાટકમાં પુરુષ વેષ લઈને આવે છે પણ જોનાર જાણે છે કે આ સ્ત્રી નથી. તેમ આ બધો વેષ છે. આત્મા તેરૂપ થયો નથી. આત્મા માંદો, ઘરડો, પુરુષ થતો નથી. મનુષ્યભવ છે. ચેતી લો. પશુ પણ આત્મા છે; પણ સામગ્રી નથી. મનુષ્યભવમાં સમજ થઈ શકે છે. સમજ કરી લેવાની છે, સમજ્યો કે થઈ રહ્યું.

"જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન;
સુપ્રતીતિપણે બંને જેને સમજાય છે."

વિશ્વાસ લાવો. બોધ સાંભળવાથી ચાવી ફરે છે. માન હોય તો તે મુકાય છે. અવળું છે તેનું સવળું કરવાનું છે. જ્ઞાની આ જ કરે છે. જ્ઞાની ખાય છે, પણ ખાતા નથી; ઊંઘે છે છતાં ઊંઘતા નથી.

તમને કહેવામાં આવે છે તે એક જાતનો માર છે. પાડો બેઠો હોય તેને રાડાવતી માર્યો હોય તો ઊઠે નહિ તેવું થઈ રહ્યું છે. ડફણાં માર્યાં હોય તો તરત ઊઠે. બાળકને ઠપકો આપ્યો હોય તો રોવા માંડે, પણ કહ્યું હોય કે આ તને નહીં, પણ બીજાને કહ્યું છે તો હસી પડે. આ બધું તો તમને કહેવામાં આવે છે. ભરત ચેતી ગયો તેથી તમને શું? તમારે ચેતવા માટે વાત છે. કોઈ કહે છે, 'કહો તે કરીએ.' દેવકરણજી મહારાજ પણ આમ કહેતા: "મરમમાં શું કરવા કહેતા હશે? ઉઘાડું કહી દે તો કેવું!" જ્ઞાની તો સાગર જેવા ગંભીર હોય છે. યોગ્યતા આવ્યે કહે. તેમને પણ ઘણા વરસે આ વાત સમજાઈ. નદીમાં પૂર આવે છે, દરિયામાં મોજાં આવે છે—મોટા હાથી જેવડાં હોય; પણ તે વેગ છે. તેમ કર્મ છે; તે આત્મા નથી, પણ વેગ છે. તે તો વધે ને ઘટે. પણ આત્માને જોવો. 'જે જાણું તે નવિ જાણું, નવિ જાણ્યું તે જાણું' તેવું કરી નાખવું જોઈએ.

કોઈના બાપ થઈને તેની પૂંજી ન લેવાય. દીકરો થાય તો પૂંજી મળે. જ્ઞાન માગવાની રીત છે. બાપની બૈરી પાણી આપ, એમ કોઈ છોકરો કહે તો પાણી ન મળે. 'માજી, પાણી આપો.' એમ કહે તો પાણી આપે. તેવું કરવું જોઈએ. માન છે તે મોટો શત્રુ છે. "માન ન હોત તો અહીં જ મોક્ષ હોત." તેનો પ્રતિપક્ષી લઘુતા, વિનય છે.

કોઈને રતનની પરીક્ષા ન હોય તો રસ્તામાં રતન પડયું હોય તો પણ તેને નકામું છે. બાળક લે તો રમવા માંડે, પણ બીજો કાંકરો મળે તેમાં તેને ગમ્મત હોય તો રતન મૂકી તે કાંકરો લે. આંધળો હોય તેને રતન દેખાય નહિ. રતન શું? આત્મા. તે મનુષ્યભવમાં મળી શકે છે. વિષય-કષાય તે કાંકરા છે. ઓળખાણ કરો. ખીચડી કરી હોય તેમાં રંગ હળદરનો છે, ખારાશ મીઠાની છે, આ દાળ, આ ચોખા એમ ઓળખાણ હોય તો જુદું કરે. ચાખે ત્યારે મીઠાની ખબર પડે. તેમ ઓળખાણ તો કરવી જોઈશે. કોઈની વસ્તુ હોય અને ખબર પડી કે આ મારી નહિ તો તે તરત મૂકી દેશે. તેમ ઓળખાણ થયેથી જે તારું નથી તે તરત મૂકી દેવાશે..

જીવની પાસે શું છે? ભાવ, પરિણામ. જેવા ભાવ કરે છે તેવું પરિણમવું થાય છે. બધાની પાસે ભાવ છે. છોકરાની પાસે લાકડું હોય તેની ઉપર તેનો ભાવ હોય છે, રતન આપ્યું હોય તો પણ લે નહિ. તેમ બધાના ભાવ છે. જેને જેવી પકડ તેવા ભાવ થાય છે. વાત સાંભળતાં ભાવ થાય છે. માટે આત્માની વાત સાંભળવી. બીજી વાતોમાં આત્મા નથી. જ્ઞાનીની વાણી જુદી હોય છે. સાંભળવાથી ભાવ થાય. પછી ચોટ થાય તો પરિણમન થાય. કહ્યું છે:

"આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે."

***

તા. ૨૮-૮-૧૯૩૫

આત્મા જાણે છે જ નહીં તેવી રીતે તેને વિસારી દીધો છે. સાચું માનજો, આત્મા છે. તે ન હોય તો આ બધાં મડદાં છે. તેને જ સંભાળવો. લોકો કહે છે ને કે આ માણસ મરી ગયો પણ તેને અને અમારે કંઈ સગપણ નથી, અમારે સ્નાનસૂતક ન આવે. તેવું પરભાવને માટે થઈ જવું જોઈએ. દેહને કંઈ થાય તેમાં મારે શું? સંયોગ છે, સંબંધ છે તે કંઈ આત્મા નથી.

***

તા. ૩૧-૮-૧૯૩૫

ત્યાગ, તપ તે ભક્તિ છે. અનાદિ કાળથી આડું શું આવે છે? વિષય અને તેને લીધે કષાય. સત્ અને શીલ—સત્ તે આત્માની ભાવના, શીલ તે ત્યાગ. ત્યાગની જરૂર છે, તે ભક્તિ છે.

***

તા. ૪-૯-૧૯૩૫

આત્મા છે. આત્માની રિદ્ધિ કહી જાય તેમ નથી. વાત અપૂર્વ છે! તેનાં જ ગાણાં ગાવાનાં છે. હાલતાં-ચાલતાં, બેસતાં-ઊઠતાં તે જ ભાવ કરવાનો છે. તે સુખ કહ્યું જાય તેમ

નથી. જેને તેની જાણ થઈ છે તેની પ્રતીત થઈ જાય, તેની માન્યતાએ માન્યતા બંધાઈ જાય તો દીવો થાય. તેમાં બ્રહ્મચર્ય તે બહુ પાત્રતા આપનાર સાધન છે. તેથી દેવગતિ પામે. સત્ શ્રદ્ધા કરવી તે મુખ્ય વાત છે. તેવી જ આસ્થા હિતકારી છે. બીજી વસ્તુ ઉપરથી પ્રેમ છે તે ઉઠાડી એક આત્મા ઉપર પ્રેમ લાવે તો કલ્યાણ થાય. તે ઉપર લક્ષ દેવા જેવો છે. આ અપૂર્વ અવસર આવ્યો છે. આત્મા છે, ભાવના તેજ કરવાની છે. ઘણા જીવોને કલ્યાણનું કારણ થશે. ત્યાગની બલિહારી છે! બને તેટલો ત્યાગ કર્તવ્ય છે. જીવના અનંત દોષ છે. જેટલો ત્યાગ કર્યો તે હિતકારી છે. દ્રવ્ય પચ્ચખાણ, ભાવ પચ્ચખાણ તે આત્માર્થે કરવાથી વિશેષ હિતકારી છે. ભાવ પ્રમાણે ફળ છે, તે ભગવાનનું વચન બધાને લક્ષમાં રાખવાનું છે.

ઘણાનું કલ્યાણ થશે, કામ થઈ જશે. આત્માર્થે બધું કરવું જોઈએ. વિકલ્પનો ત્યાગ થયો એટલે અમૃત થયું, આત્માનું હિત થયું. બાળાભોળા જીવો ઘણા આવ્યા છે, લાભ ઘણાને થયો. કહેવાની મતલબ કે આત્માર્થે કરવું, દેહ અર્થે નહિ. ત્રણ યોગ બંધન છે. જ્ઞાનીએ જાણ્યો તે આત્મા માન્ય થાય તો કલ્યાણ છે. યોગ્યતાની ખામી છે. જીવે કરવું જોઈએ. કર્યા વગર છૂટકો નથી. સ્વભાવ પલટાવવો જોઈએ. હાંસી વધારી વધે અને ઘટાડી ઘટે. જીવે સત્પુરુષાર્થ કરવો પડશે. પકાવવું તો જોઈશે. પૂર્વકૃત કંઇ જોઈએ છે. દુર્લભ શ્રદ્ધા છે. પ્રમાદ, આળસને વશ જીવ કંઈ કરી શકતો નથી. દિવસે કામ કરવાનું તે અંધારામાં કરે તેથી દહાડો ન વળે. મનુષ્ય ભવમાં બધું સમજાય. જીવને જાગવું જોઈએ. જીવે પલટાવું તો પડશે. 'આતમભાવના ભાવતાં જીવ લહે કેવળ જ્ઞાન રે.' પ્રમાદ અને આળસે ભૂંડું કર્યું છે.

***

તા. ૧૨-૯-૧૯૩૫

પ્રમાદથી અને વૈરાગ્ય વિના અટકી પડ્યું છે. કરવાનું બહુ સહેલું છે; વળી બહુ મુશ્કેલ પણ છે. માનવાનું, જોવાનું—આટલું જ કરવાનું છે. જડ ને ચૈતન્ય બે જાણવાના છે. આટલી ઓળખાણ પડવી જોઈએ; પછી વાંધો નહિ.

તમે બધા બોલી ગયા બરાબર કંઇ ના કહેવાય નહિ. પણ બધું વાંકું. કરવાનું શું? સમકિત. લોકો મથી મથીને મરી ગયા, હાથ ન આવ્યું. સમકિત થયું કે બધું થયું. દીવા વિના અંધારું કેમ જાય? દીવો થયા પછી સાપ, વીંછી બધું દેખાય. ઢાંકી દીધો છે, દીવો ક્યાં નથી? પ્રમાદ, આળસ અને થોથાં ખાંડવામાં દીવેલ બાળ્યું! 'આત્મસિદ્ધિ' ચિન્તામણિ છે. અહો! જ્ઞાની કેવું કહી ગયા! 'જગતને, જગતની લીલાને બેઠાં બેઠાં મફતમાં જોઈએ છીએ.' ભૂલ મૂકવી પડશે. 'દરવાજો, દરવાજો' કહ્યે દરવાજો નહિ આવે. ચાલવું પડશે. ગળિયો બળદ થઇ બેસી ગયો છે. રસ્તો ક્યાંથી કપાય? મારી કૂટીને ઊઠાડવો પડશે. કેવા ગોદા માર્યા છે! આ બધું દેખાય છે તે મિથ્યા છે, કલ્પના છે. આત્માને ઓળખો.

***

તા. ૧૮-૯-૧૯૩૫

આ જીવે એકમેક કરી નાખ્યું છે, દેહ જુદો છે; આત્મા જુદો છે. આત્મા રાજા છે, પણ જાણે તે છે જ નહીં તેવું કરી નાખ્યું છે. તેને સંભાળવાનો છે, પણ કોઈ સંભાળતું નથી. બધા કહે છે, મારું માથું દુઃખે છે, મને રોગ થયો છે. તે વાત તદ્દન સાચી દેખાય છે; પણ જુઓ તો તદ્દન જૂઠી છે. દેહને અને આત્માને મુદ્દલ સંબંધ નથી, પણ જીવ માની રહ્યો છે, મને થયું એમ બોલ્યા કરે છે. તે જાણે છે કે મરી ગયા પછી મારું કંઈ રહેવાનું નથી, છતાં મારાપણાની માન્યતા મુકાતી નથી. તેને ચોટ નથી. પરિણમન બીજું થઈ રહ્યું છે. બોલે છે તે વાતની ના કેમ કહેવાય? પણ તે સાવ ખોટી છે. તમારી પાસે ઉપયોગ છે. જ્યાં ઉપયોગ છે ત્યાં આત્મા છે.

એક વખત બધાનું સ્નાનસૂતક કરી નાખો પછી કોઈનું સ્નાન કરવાનું રહે નહિ. આ જીવ એકલો છે; પણ આણે મારું આ ન કર્યું ને તે ન કર્યું, એમ બોલ્યા કરે છે અને કહે છે કે હું એકલો પડી ગયો. આ બધા સંયોગ છે. તે બધા છૂટવાના છે. કદી આત્મા છૂટી ગયો છે? કર્મનો વાંક કાઢે છે; પણ તે બધાં છૂટવા આવે છે. બધાને કર્મનો ઉદય છે. જીવ તેમાં પરિણમી જાય છે. મોહની કર્મ ભૂંડું કરે છે.

***

તા. ૧૯-૯-૧૯૩૫

વીસ દોહા ચિંતામણિ છે. જેમ વહેવારમાં પરસાદી વહેંચવામાં આવે છે તેમ પરસાદી છે. ઉઘાડું પાડીને અંદર કહ્યું છે. કોઈ એવી દવા હોય છે કે માંદો ખાય તોપણ ગુણ કરે અને અને સાજો ખાય તોપણ ગુણ કરે; તેવી આ ઉદ્ધાર થવા માટે દવા છે. દવા માટે દૂધ પાણીની જરૂર પડે છે તેમ આને માટે શું જરૂરનું છે?

[ચર્ચા થયા પછી]

બધાની વાત સાચી છે. પણ કોઈએ ગાળ દીધી હોય તો વારે ઘડીએ સાંભર્યા કરે; તેમ તમે બધા જાણો છો છતાં ભાર દઈને કહેવાનું કે 'ભાવ' જોઈએ. આ ખાસ લક્ષમાં રાખજો. બધા સામાયિક કરે છે, પણ પૂણિયા શ્રાવકનું જ સામાયિક વખણાયું. તેમ ભાવ ભાવમાં ફેર છે. 'સાધુને હંમેશાં સમતા હોય'—આનું નામ ચારિત્ર, સમભાવ. સાધુ બધે આત્મા જુએ, સિદ્ધ સમાન જુએ થઈ રહ્યું—આટલું સમજાય તો થઈ રહ્યું!

'ભક્તામર' વગેરે સ્તોત્ર છે. પણ વીસ દોહા બધાનો સાર છે. કોણે આપ્યા છે?

***

તા. ૨૫-૯-૧૯૩૫

પરમ કૃપાળુદેવે અમને કહ્યું હતું, આત્મા જુઓ. માની લીધું, થઈ ગયું.

દૃષ્ટિમાં ઝેર છે તેથી બીજું દેખાય છે. 'તે સત્ છે', 'તે પરમાનંદ રૂપ જ છે', એવો

નિશ્ચય હોય તો બાકી રહે? આ તો બધી શાતાવેદની છે, સુખ નો'ય. સુખ તો આત્માનું છે તે સાચું. તમને બધાને ભાવ, પરિણામ કરાવવાં છે. ચૂંટી ખણીને જગાડવો છે. હમણાં મનુષ્યભવ છે, અહીં સમકિત થાય તેવું છે. પછી ક્યાંથી લાવશો? પશુ, ઢોરના ભવમાં શું કરશો? જેમ લોકો ધન સંતાડે છે તેમ સમભાવરૂપી ધન રાખી મૂકો. તેમાંથી બધું મળશે.

સમકિત છે, ચાંલ્લો છે; પ્રમાદ ન કરો, કરી લો. જાગ્યા ત્યાંથી સવાર, સમજ્યા ત્યારથી સવાર. માટે ભૂલમાં ન જવા દો. પદાર્થનો નિર્ણય થવામાં કચાશ તેટલી કચાશ. માન્ય કરી લો, પકડ કરી લો.

પ્રમાદ ભૂંડું કરે છે. શૂરા હોય છે તે તરવાર લઈને, દુશ્મનને મારવાની દૃષ્ટિ રાખે છે, તેમ કરવું. મેમાન છો, પંખીનો મેળો છે. એકલો જશે. હું કોણ છું? તેનો વિચાર જ નથી કર્યો. આ બધી રિદ્ધિ–સિદ્ધિ તેની જ છે અને તેને જ વિસારી મૂક્યો છે!

હવે કરવું શું? સાંભળે છે કોણ? એક આત્મભાવનામાં રહેવું. બાકી બધી કડાકૂટ છે. કંઈ જોવા જેવું નથી. પરમ કૃપાળુદેવે કહેલું, 'ભૂલી જાઓ.' સમજ્યા તે સમાઈ ગયા. બધે લાય છે. ત્યાં હવે જોવું શું? સ્ત્રી, પુરુષ,—વેશ ભૂલી જાઓ. અંધારામાં દીવો કરો. સમભાવ. આસ્રવમાં સંવર. દ્વારકાં બળી ગઈ. બધું ગયું. પછી બળદેવ કહે, "ક્યાં જઈશું?" "પાંડવ પાસે? તેનું પણ આપણે બગાડ્યું છે!" કહેવાની વાત કે સમજવાનું છે, સમભાવ. બધે લાય લાગી રહી છે. બધા ભાવ કરતાં સમભાવને બોલાવો. શાંતિ કરો.

***

તા. ૨૮–૯–૧૯૩૫

એકલો હોય ત્યાં પણ આત્મા છે. આત્મા ન હોય તો બીજું શું છે? પણ જીવને ખબર નથી. તેથી જ્ઞાનીઓએ કહ્યું છે, ઓળખાણ કરો. બાકી તો

"સદ્ગુરુના ઉપદેશ વણ સમજાય ન જિનરૂપ;
સમજ્યા વણ ઉપકાર શો, સમજ્યે જિનસ્વરૂપ."

આ વાત સાવ ઉઘાડી કરી નાખી છે.

લીંબુનું પાણી બધામાં ભળી જાય છે. તેમ જેવી વાત નીકળી હોય તેમાં જીવ ભળી તેવો થઈ જાય છે. સત્સંગની વાતમાં તેરૂપ થઈ જાય છે. ભલે સમજ ન પડે; પણ પર્યાય પડે છે.

કામ કોણ કરે છે? શ્રદ્ધા. તેથી કહ્યું છે કે આત્માનું કલ્યાણ આત્મા કરે છે. જીવને ખબર નથી. નહિ તો આ બધું શું છે? કર્મ છે, કચરો છે.

એક માણસને વેશ પહેરાવીને બેસાડ્યો હોય, સાધુ જેવો વેશ હોય, તેને જ્ઞાની કહેવાશે? તેમ ૦૦૦૦૦નું સાંભળીએ છીએ. પણ છાશબાકળા જેવી વાત લાગે છે. અમારી પાસે કાંટો છે. બધા ઉપર સમદૃષ્ટિ છે. કોઈ નાનોમોટો કહેવો નથી, તેવું મનમાં થતું ય નથી. પણ સત્ ન હોય, ત્યાં સત્ કેમ કહેવાય?

બધે જવાના રસ્તા હોય; તેમ આત્મામાં જવાનો રસ્તો સમભાવ છે. તે વિના જવાય નહીં, તે જોવાનું છે. અમારે કોઈને નાના મોટા કરવા નથી. કર્મ જોવાં નથી. 'પર્યાયદૃષ્ટિ ન દીજીએ, એક જ કનક અભંગ રે'.

"જ્યાં જ્યાં આ જીવ જન્મ્યો છે, ભવના પ્રકાર ધારણ કર્યા છે, ત્યાં ત્યાં તથાપ્રકારના અભિમાનપણે વર્ત્યો છે, જે અભિમાન નિવૃત્ત કર્યા સિવાય તે તે દેહનો અને દેહના સંબંધમાં આવતા પદાર્થોનો આ જીવે ત્યાગ કર્યો છે; એટલે હજી સુધી તે જ્ઞાનવિચારે કરી ભાવ ગાળ્યો નથી અને તે તે પૂર્વસંજ્ઞાઓ હજી એમને એમ આ જીવના અભિમાનમાં વર્તી આવે છે, એ જ એને લોક આખાની અધિકરણક્રિયાનો હેતુ કહ્યો છે".—આટલી જ આંટી ઉકેલવાની છે.

***

તા. ૨૯–૯–૧૯૩૫

જ્ઞાનીની વાત અપૂર્વ છે! જીવ કેવો છે—સરળપરિણામી છે કે કેમ, સમકિતી છે કે નહિ—તે જ્ઞાની જોઇને કહી શકે.

સમજવું જોઇએ. સમજાયું હોય તો ખબર પડે ને કામ થાય.

શરીર ઘણી થઈ પડયું છે. તેની ખબર લેવાય છે. ખરેખરી રીતે તો તે દુશ્મન છે, તે જાણવું જોઇએ. લૂંટંલૂંટ લેવાનો વખત આવ્યો છે તેનો અર્થ એ કે ભાવ કરવા, આત્માના ભાવ કરવા. 'શરીર નહીં તે નહીં,' એવું થવું જોઇએ. તેને ઝેરરૂપ ગણ્યા વિના બીજો ઉપાય નથી. બધા જ્ઞાનીઓએ એમ જ કર્યું છે.—આ તો ચમત્કાર છે, ચમત્કાર! બધેથી ઉઠાડી આત્મામાં ભાવ કરાવ્યો છે.

'મારું' નથી તેને 'મારું' કરવા ફરવું નહિ. તે થવાનું નથી. જે કરવાનું છે તે આજે કહી દઉં છું: સમજ. વધારામાં કહેવાનું—ભાવ. ચોટ થવી જોઇએ પરિણામ, ભાવ કરતાં કરતાં તે ફળીભૂત થશે. આ સંબંધ છે તો શું તે નથી? છે જ.

અમને મળેલું આપીએ છીએ: વીસ દોહા, ક્ષમાપના, આઠ ત્રોટક છંદ, છ પદનો પત્ર, આત્મસિદ્ધિ. કોઈ દહાડો આ ભૂલશો નહીં. કરવાનું શું છે? સમકિત. સમકિત. સમાધિમરણનું આ કારણ છે. કંઈ ન બને તો ભાવ રાખજો. ભાવથી શ્રદ્ધા થશે. માન્ય હોય તો ભાવ થાય છે. "તે આત્મજ્ઞાન થતાં ત્યાં સુધી જીવે 'મૂર્તિમાન આત્મજ્ઞાનસ્વરૂપ' એવા સદ્ગુરુદેવનો નિરંતર આશ્રય અવશ્ય કરવા યોગ્ય છે, એમાં સંશય નથી."

જ્ઞાની શું કરે છે કે જેથી તેને બંધન થતું નથી? કોઇએ જાણ્યું હોય તો કહો.

[ચર્ચા થયા પછી]

આ બધું તો સાંભળેલું કહો છો; પણ કહેવાય તેવું નથી. પરમ કૃપાળુદેવે કહેલું, કોઈને કહેતા નહિ. છેવટે સમજશે કોણ? આત્મા.

***

તા. ૧–૧૦–૧૯૩૫

વીસ દોહા તે બધું કરાવશે. તે મંત્ર છે. ઘણી મુશ્કેલીએ જ્ઞાનીઓ પાસે સાંભળવાનું કદીક મળતું તે અમે ઉઘાડી રીતે કહીએ છીએ. ખબર ન પડે, પણ જ્ઞાનીઓ બધું કહી દે છે. આ બધું શું છે? કર્મ ફૂટયાં છે, કર્મ ઉદયમાં આવે છે; સંકલ્પ-વિકલ્પ આવે છે તે જણાય છે. ખાધું હોય તેવા ઓડકાર આવે. વીસ દોહા મંત્ર છે, તેથી તેરૂપ થવાશે. ગંભીરતા, ધીરજ રાખવી. એક માણસ માંદો હોય, ગાંડો થયો હોય ને મંદવાડમાં બકે તેમ આ જીવનું વર્તન છે. આત્મા જોવાય તો બધાયે સરખા છે, તેમાં ભેદ નથી.

'હે! ભગવાન, હું આત્માર્થે કરું છું,' એવી ભાવના કરવી, અમે તો આત્મકલ્યાણ સિવાય બીજું કંઈ સાધન બતાવતા નથી, અમારી આજ્ઞા તે સિવાય બીજી હોય નહિ.

***

તા. ૨–૧૦–૧૯૩૫

વૈરાંને ઘણી સાંભર સાંભર થાય છે, તેમ આત્મા સાંભર સાંભર થવો જોઈએ. આ તો એને ભૂલી જ ગયો છે! એને લઈને આ બધું છે, એ ન હોય તો કંઇ નથી; છતાં તેને સંભારતો ય નથી. બધા જવાના છે, મહેમાન છે. આ બધા બોલાવે છે તે પણ શાને લીધે? એને લીધે. બધાં શાસ્ત્ર છે, છતાં આ કેમ વંચાય છે? હૈયે હોય તે હોઠે આવે. ઉદય છે. બધાને ઉદય છે; પણ તે સામું ન જુઓ.

***

તા. ૩–૧૦–૧૯૩૫

પત્રાંક ૪૩૦ નું વાંચન :—

> "કલ્યાણ જે વાટે થાય છે તે વાટનાં મુખ્ય બે કારણ જોવામાં આવે છે. એક તો જે સંપ્રદાયમાં આત્માર્થે બધી અસંગપણાવાળી ક્રિયા હોય, અન્ય કોઈપણ અર્થની ઈચ્છાએ ન હોય અને નિરંતર જ્ઞાનદશા ઉપર જીવોનું ચિત્ત હોય, તેમાં અવશ્ય કલ્યાણ જન્મવાનો જોગ જાણીએ છીએ."

આટલું ગળે ઊતરી જાય તો બસ છે. અસંગપણાવાળી ક્રિયા શું તેનો જવાબ અપાય તેવું નથી. આ બધું જોવાનું નથી. અમને તો આત્માની વાત પ્રિય છે. બીજું ગમતું નથી. આ બધો કચરો છે. બધા મરી જવાના છે, પછી કોઈનો પત્તો નહીં. તેમાં શું જોવું? કેટલાય માણસો હતા. તે ક્યાં ગયા? આ બધું જોવું ગમતું નથી. માત્ર આત્માની વાત સાંભળતાં પ્રેમ આવે છે.

***

તા. ૭–૧૦–૧૯૩૫

શું ભાવ કરશો? શું પુરુષાર્થ કરવો? બધું જોઈશે. સામગ્રી જોઈશે. લાકડાં મૂક્યાં હોય

અને તપેલામાં પાણી ન હોય તો ગરમ શું થાય? તેમ ભાવરૂપી પાણી જોઈશે. તો સામગ્રી કામની છે. અહીંની વાત જુદી છે. અહીં આસ્રવમાં સંવર થાય છે. બોધ હોય તો તે પ્રમાણે ભાવ થાય. તે ભાવસહિત પુરુષાર્થ કરશો તો પરિણમશે. બાકી એકલો પુરુષાર્થ નકામો છે. સત્પુરુષાર્થ કરવો. નિમિત્ત જોઈશે. બોધ પ્રમાણે ભાવ થાય છે.

મરે પણ ફરે નહિ એવી શ્રદ્ધા છે, છતાં ઉદય હોય. આ બધું દેખાય છે તે કચરા જેવું લાગે છે, ઝેર જેવું લાગે છે. મુમુક્ષુઓ ક્યાં ગયા? બધા મરી ગયા. આ છે તે પણ જશે. કોઈને કહેવાનું નથી, વાત કરવાનું સ્થાન નથી. કહેવા જઈએ તો કંઈનું કંઈ પકડી લે.

" તારું તારી પાસ છે, ત્યાં બીજાનું શું કામ?
દાણેદાણા ઉપરે, ખાનારાનું નામ. "

***

તા. ૯–૧૦–૧૯૩૫

પત્રાંક ૩૭૧ નું વાંચન :—

કરવાનું શું છે? સમજ. કામમાં શું આવશે? સમજ. દેહ તો ઘરડો થતો જશે. અમારો દેહ જુઓ—કાન, આંખ અત્યારે કામમાં આવતાં નથી. તેથી શું થયું, પૂંજી હોય તો કામમાં આવે. પૂંજી કરી લેવી, તે સમજ છે. દેહ છે તે જતો રહેશે, પણ સમજ જતી રહેવાની નથી ભાવ હતા તે ઉઠાડી જ્યાં કરવાના છે ત્યાં કરવા. સમજ પ્રમાણે ભાવ થશે. આ પત્રમાં બધો ખુલાસો છે, કંઇ બાકી રાખ્યું નથી.

લઘુપણું એટલે પર્યાયદૃષ્ટિ ન કરવી તે. પર્યાયદૃષ્ટિ હશે ત્યાંસુધી લઘુપણું આવતું નથી. પર્યાયદૃષ્ટિ હોય તેનાથી આત્મભાવના થાય તે માત્ર અભિમાન છે. જેનું જેનું આ જીવ અભિમાન કરે છે તે પુદ્‌ગલ છે. તેમાં આત્મા ક્યાં છે? તો પછી તેનું અભિમાન શા કામનું? ' પર્યાયદૃષ્ટિ ન દીજિયે. '

સ્વધામમાં જતાં રામે કહેલું કે બધા વિમાનમાં બેસી જાઓ; તેમ વખત આવ્યો છે. સમજ કરી લો. પછી ભય શાનો? ભય થતો હોય તો જાણવું કે ખોટી ગતિ થવાની છે. પુદ્‌ગલ તો જવાનું છે. પૂંજી એકઠી કરી હોય તો કામમાં આવે. પૂંજી શું? સમજ. બધું જવાનું છે. ભાવ જ્ઞાની પ્રત્યે વાળો. જેમાં ભાવ જશે તેવું થશે. ભાવ ફેરવવા હાથમાં છે. પુદ્‌ગલ રાખ્યું રહેવાનું નથી. 'સત્સાધન સમજ્યા પછી બંધન કેવી રીતે થાય? પુદ્‌ગલ ગ્રહણ ન કર્યાં હોય તો દુઃખ આવે? ભલેને મન–વચન–કાયાના યોગ રહ્યા; પણ જીવ તેને ગ્રહણ ન કરે તો તે શું કરે? કેવી રીતે બંધન કરે? દીવો હોય ત્યાં અંધારું કેવી રીતે રહે? આત્મા તમે જોયો નથી. પણ ભેદીએ જોયો છે—ભેદનો ભેદ. ભાવ તેના ઉપર કરો. 'ધિંગ ધણી માથે કિયા,' પછી ભય શાનો? પરમ કૃપાળુદેવે 'સમાધિશતક' આપ્યું તેમાં સ્વહસ્તે લખી આપ્યું:

' આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે. '

આટલું મળ્યું કે બધું મળ્યું—ભાવ ક્યાં રાખવો તે મળ્યું.

આ પત્રમાં બધું આપવાનું આપી દીધું છે. ગુપ્ત ધન આપી દીધું છે.

***

તા. ૧૦–૧૦–૧૯૩૫

બધું માયા છે. ઘણા ગયા. બધા જવાના છે. ચેતી જવાનું છે. માયાથી મુકાવાનું કરવું, બંધાવાનું ન કરવું. બધું શોકરૂપ છે. "એ તત્ત્વવેત્તાઓએ સંસારસુખની હરેક સામગ્રીને શોકરૂપ ગણાવી છે." મનુષ્ય ભવ દુર્લભ છે; તૈયાર થઈ જાઓ. આ નહીં; દૃષ્ટિ ફેરવો. વૈરાગ્યની બલિહારી છે, અમૃત છે! સત્સંગથી સુખ છે. આ બધા સંગ છે—આત્મા અસંગ છે.

***

તા. ૧૪–૧૦–૧૯૩૫

કર્મ તો છૂટી જ રહ્યાં છે. વિકલ્પ કરીને જીવ બીજાં નવાં કર્મ બાંધે છે, નહીં તો છૂટી જ જાય. માંદા પડવાનું, મરવાનું કર્મને લઈને છે. "આવ" કહ્યે કર્મ વધતાં નથી, "જા" કહ્યે જતાં નથી. છૂટવાનો ઉપાય 'સમભાવ' છે. કર્મનાં પોટલાં છે તેને જીવ 'મારાં મારાં' કરી ગ્રહી રાખે છે. તેથી કહ્યું છે, 'તારી વારે વાર.' તું મારું માનવું મૂકી દઈશ તો કર્મ પાછળ પડી વળગતાં નથી. તું જ ભેગા કરવા દોડ કરે છે.

'ફિકરકા ફાકા ભર્યા તાકા નામ ફકીર.' બધું જવાનું છે. 'મારું' માનીશ તોપણ જશે, રહેવાનું નથી. કોઈને કહેવાનું નથી; પણ ભાવ કરવાનો છે. થવાનું હોય તે થાય. પૈસાનો કેફ હોય છે, સાંભળ્યા પછી સમજણનો કેફ હોય છે; તેમ ન કરવું. જે છે તે છે. કોઈને કહો કે જીવને મારી નાખો. કોઈનાથી મારી નખાશે? તેને ચગદો તો ચગદાશે? પછી ફિકર શાની? માયાનું પોટલું એકઠું કરે છે; પછી 'મારું મારું' કરી તેમાં બળવા લાગે છે.

***

તા. ૧૬–૧૦–૧૯૩૫

બધું ખોટું છે. તેમાં મારું, મારું માની શાનો રુએ છે? દુઃખરૂપ છે તેમાં સુખ ક્યાંથી હોય? આત્મામાં દુઃખ છે? પછી શાનો બીવે છે? વેદની આવી હોય તે જોયા કર. સમકિતી તેને શાતા માને છે. તે શું કરે છે? જોયા કરે છે. તેનામાં શું આવ્યું? સમજ. સમજ્યે છૂટકો છે. 'જ્ઞાનીના ગમ્મા, જેમ નાખે તે સમા,' તે શું? જ્ઞાની જેમ છે તેમ જુએ છે. બૈરાં પારકાની કાંણ પોતાને ઘેર લાવે છે અને રુવે છે; તેમ બધી દુનિયા કરે છે. પારકાને ઘેર મરણ, તેમાં મારે શું? જેની ગણતરી કરવાની છે તેની ગણતરી કરતો નથી અને પારકાની પોક મૂકે છે. છોકરું થયું, પછી રમાડીને સુખ માને છે! તેને કહ્યું હોય કે આ તો તારો વેરી છે, તો હા કહે, પણ પાછો રમાડવા માંડે; તેમ જીવ કહે છે ખરો, પણ માનતો નથી. સમજીને શમાઈ જવાનું છે. કોઈને કંઈ કહેવાનું નથી.

વેદનીને કહ્યું હોય, તું બે મિનિટ ઊભી રહે તો તે ઊભી નહિ રહે; પૈસાને કહ્યું હોય, તમે બે મિનિટ રહો તો નહીં રહે. જે જવા આવ્યું છે તેને માટે તું શાની રડાકૂટ કરે છે? કરવાની છે સમજ. સમજ્યે છૂટકો છે, બીજો ઉપાય નથી. બધા ઘણા મરી ગયા. તું મરી જવાનો છે. તેથી આત્મા મર્યો? ના. તો પછી તું કોને રડે છે? કોની પોક મૂકે છે? આ જ ભૂલ છે. ભૂલ તો કાઢવી જ પડશે 'ધિંગ ધણી માથે કિયો.' તે કરી લે.

> " નહિ બનવાનું નહિ બને, બનવું વ્યર્થ ન થાય;
> કાં એ ઔષધ ન પીજિયે, જેથી ચિન્તા જાય."

તે ઓસડ પી જા. ફલાણાભાઈ ન આવ્યા, તે ચિંતા શાની કરે છે? શું કરવા પોક મૂકે છે? બધું માનવું મૂકી દો; આત્માને માનો. કંઈ રહેવાનું નથી. તો પછી તે તારું કેમ થશે?

***

તા. ૧૭-૧૨-૧૯૩૫

મુમુક્ષુ—વસ્તુ બે છે તેવું સાંભળીએ છીએ, જડ અને ચેતન; છતાં દેહાધ્યાસને લઈને આત્મા તરફ લક્ષ રહેતું નથી. દેહાધ્યાસ કેમ ઓછો થાય?

પ્રભુશ્રી—અનાદિ કાળથી જીવે દેહને જ સંભાળ્યો છે, આત્માને સંભાળ્યો નથી. તે તો જાણે છે જ નહીં એમ કરી નાખ્યું છે. વાસ્તવિક રીતે તે ન હોય તો બધાં મડદાં છે. ભાવ કરવા. જેમ કોઈ મહામંત્ર હોય તેમ 'વીસ દોહા' ઝેર ઉતારવા મહામંત્ર છે. એ અમૃત છે. વિશ્વાસ અને પ્રતીતિ જોઈએ.

***

તા. ૨૭-૧૨-૧૯૩૫

ભ્રાન્તિપણે આત્મા પરભાવનો કર્તા છે, એ જ્ઞાનીપુરુષનું વચન છે. મિથ્યાત્વ, મોહને લઈને અજ્ઞાન છે. એ ફીટી જ્ઞાન થાય છે. પણ ફીટવામાં જ્ઞાનીપુરુષ, સત્પુરુષની આજ્ઞા, સદ્બોધ એ નિમિત્તકારણ છે. ઔષધ લઈ ચરી ન પાળે તો તેથી રોગ મટતો નથી, જો કે ઔષધિ વિક્રિયા ન કરે, પણ રોગ મટે નહિ; તેમ મંત્ર સાથે સત્ શીલના વર્તનરૂપ ચરી ન પાળે તો કર્મરૂપ રોગ મટે નહિ. ઇચ્છાનો રોધ કરવો. વિષય, કષાય એટલે ક્રોધાદિ, રાગદ્વેષ ઓછા કરવારૂપ વર્તન ન થાય તો મંત્રરૂપી ઔષધથી અન્ય વિક્રિયા તો ન થાય, પણ કર્મરૂપ રોગ મટે નહિ.

***

અષાડ સુદ ૪, બુધ, ૧૯૯૧

આત્મા અસંગ છે, અપ્રતિબંધ છે, અજર છે, અમર છે, અવિનાશી છે. આવા દેહ તો

ઘણા ધર્યા, તે બધાનો નાશ થયો છે. તેથી દેહ પર મોહ કરવો નહિ. એક આત્મા ઉપર લક્ષ રાખવો. આ મહામંત્ર છે.

***

તા. ૨૩-૧-૧૯૩૬

સત્સંગનું માહાત્મ્ય અથાગ છે. સત્સંગમાં શું છે? આત્માની શ્રદ્ધા થાય છે, પરિણમન થાય છે.

***

તા. ૩-૨-૧૯૩૬

મનુષ્ય ભવ દુર્લભ છે, મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, મધ્યસ્થ ભાવના કરવા યોગ્ય છે. મોટામાં મોટી વાત સત્સંગ છે. સત્સંગમાં બોધ અમૃતસમ છે. ત્યાં સમાગમે કોઇ વાણી સંભળાય તો સહેજે પુણ્ય બંધાય. જ્ઞાનીપુરુષની વાણી સંભળાય અને કદાચ ન સંભળાય તો પણ પુણ્ય બંધાય. મેમાન છો; મનુષ્યભવ દુર્લભ છે. "હે જીવો તમે બૂઝો, સમ્યક્ પ્રકારે બૂઝો. મનુષ્ય-પણું મળવું ઘણું દુર્લભ છે અને ચારે ગતિને વિષે ભય છે, એમ જાણો. અજ્ઞાનથી સદ્‌વિવેક પામવો દુર્લભ છે, એમ સમજો. આખો લોક એકાન્ત દુઃખે કરી બળે છે, એમ જાણો; અને સર્વ જીવ પોતપોતાનાં કર્મે કરી વિપર્યાસપણું અનુભવે છે તેનો વિચાર કરો." આ મારો દીકરો, આ મારી સ્ત્રી, આ મારું ઘર એ બધું બંધન છે.

"સૌ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્સાધન સમજ્યો નહીં, ત્યાં બંધન શું જાય?"

કંઈ નહીં તો 'વીસ દોહરા' ચંડીપાઠની પેઠે રોજ બોલે તો પણ કામ થઈ જાય. સંગ બળવાન છે.

આખો લોક એકાન્ત દુઃખે કરીને બળે છે. જન્મ, જરા, મરણ જેવું કોઇ ભૂંડું નથી. રસ્તામાં જેમ મેળાવડો થાય તેમ આ મેળાવડો છે. તેમાં રાજી શાનો થાય છે? સુખ અને દુઃખ શાનાં માને છે? એ તારો ધર્મ નથી. અનંતા ભવ થયા, તોય તેં આત્મા ન ઓળખ્યો; તો હવે ક્યારે ઓળખીશ? માટે સત્સંગ અને ત્યાગવૈરાગ્ય કર. પહેલાં સત્સંગ બહુ આકરો લાગશે; પણ એ જ અંતે સુખ આપશે. સંસારથી કર્મબંધ થાય છે, વૈરાગ્યથી હિત થાય છે. આ અવસર આવ્યો છે. સર્વ જીવ પોતાનાં કર્મોથી વિપર્યાસ ભોગવ્યા કરે છે. મનુષ્ય ભવ દુર્લભ છે. ચારે ગતિ અતિ દુઃખદાયી છે. જન્મ, જરા, મરણ – એ બધાં દુઃખદાયી છે. 'હું' ને 'મારું' સૌ બંધન છે. માર્યો જઇશ. એ તારું નહિ. આ જોગ તો કાંઈ જેવો તેવો છે? હવે ક્યારે જોઈશ? જેણે બંધનમુક્ત થવું છે તેણે આત્માને ગવેષવો. વાણિયો છે, બ્રાહ્મણ છે, પાટીદાર છે — તે કંઈ નહીં.

"જ્યાંલગી આતમા તત્ત્વ ચીન્યો નહીં;
ત્યાંલગી સાધના સર્વ જૂઠી."

. કંઈ નહીં. મન ફરતું, ભટકતું રાખે છે. પછાડ માથું, પથરાથી ફોડ. ઘાંચીનો બળદિયો ફર ફર કરે; તેમ પરિભ્રમણ કરે છે. તારું કોઈ ન મળે. નો'ય તારો દીકરો, નો'ય તારો પૈસો, નો'ય તારું ઘર. તું તો મેમાન છે. સુખદુઃખ ભોગવીને ચાલ્યો જા.

" સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. "

જગત આખું કર્માધીન છે. દુઃખ, દુઃખ—મહા ભયંકર છે. લક્ષ રાખો. 'આત્મસિદ્ધિ' કંઇ જેવી તેવી છે? એકેક ગાથા વિચારે તો કામ કાઢી નાખે; તેનું ભાને ય નથી. મેં તો મોઢે કરી છે, મને આવડે છે, ખબર છે એમ કરી સામાન્ય કરી નાખે છે. સામાન્ય કરે છે તે જ દુઃખ ને વ્યાધિ છે.

આત્માનું સ્મરણ કર્યા કર. ભગવાને કહ્યું છે કે સુખ દુઃખ આવશે જ, તે ખરું છે. કર્યાનું ફળ છે. કહ્યું જાય તેમ નથી. " આત્માને ગવેષવો હોય તેણે યમનિયમાદિક સર્વ સાધનનો આગ્રહ અપ્રધાન કરી સત્સંગને ગવેષવો તેમ જ ઉપાસવો. સત્સંગની ઉપાસના કરવી હોય તેણે સંસારને ઉપાસવાનો આત્મભાવ સર્વથા ત્યાગવો."

ગમે તેટલા રૂપિયા આપીશ તોય તને કોઈ આટલી શિખામણ આપશે? સ્થિરતા કર. બહુ ભૂલ છે. અલેખામાં જાય છે. એક સત્સંગની આજ્ઞાને ઉપાસવી.

" પ્રારબ્ધ પહલે બન્યા, પછી બન્યા શરીર;
તુલસી અચરજ એ બડી, મન ન બાંધે ધીર. "

માટે ચેત. આ વાત કોઈ ઠેકાણે મળતી નથી. મૃત્યુનું આવવું અવશ્ય છે. એમ છતાં આ જીવ વારંવાર ભૂલી જાય છે. આ વાત કોઈ નહીં સાંભળો કે? તોબા! તોબા! આખો લોક ત્રિવિધ તાપથી બળે છે. 'હોદ્દો છે, પૈસો છે, ઘર છે, મકાન છે, ગાડી છે, ઘોડો છે—બધું સુખ છે, મારે કંઈ કમી છે?' એમ માને છે અને મગ્ન રહે છે. પણ પરવશ છે; રાજા અને રંક સૌને મૃત્યુ છે. ખમવું; સમતા રાખવી અને ભગવાનનું નામ ન છોડવું. આવ્યું એ જવાનું. શ્રદ્ધા, લક્ષ અને પ્રતીતિ હોય તો તે ચિન્તામણિ છે. સામાન્ય ન કરવું. હું તો જાણું છું, એમ કહે છે. કર્મ ફૂટયું તારું! બહુ ભૂલ થાય છે હોં! ચેતવા જેવું છે. આ જીવાદોરી છે તે કામ લાગશે. કાળજી અને સમજણ રાખે તો આ અનંતગણી કમાણી છે. વીસ દોહા ચંડીપાઠ ગોઠે રોજ ભણે તો ચિન્તામણિ છે. અહીં તો ધર્મ છે અને તેજ કર્તવ્ય છે. જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી બોલીશ. પરાણે બોલું છું; પહોંચ નથી તોય પરમાર્થ જાણીને બોલું છું.

***

અમે ઢૂંઢિયા હતા, મોટા સાધુ હતા; પણ પરમ કૃપાળુદેવના સમાગમથી સમજી ગયા કે એક આત્મા મારો, સૌ મેમાન છે. કાલે સૌ જતા રહેશે, માટે એ જ કરવાનું છે.

" આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય;
બાકી કુળગુરુ કલ્પના, આત્માર્થી નહિ જોય. "

આત્મજ્ઞાન હોય તે જ સત્. કંઇ કોઈને દેખાડવા માટે કહેવું નથી. સદ્ગુરુની પ્રાપ્તિથી કંઇ જુદી જ લહેર અને લહેજત આવે છે. 'આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહીં.' માટે પોતે જ કરવું પડશે એમ પકડયું, તે પકડયું; હવે કેમે કરી છૂટે નહીં. આત્મજ્ઞાન ઉપર જાય તો કામ થઇ જાય અને પાસા સવળા પડે. "વિચારની નિર્મળતાએ કરી જો આ જીવ અન્ય પરિચયથી પાછો વળે તો સહજમાં હમણાં જ તેને આત્મજોગ પ્રગટે." અજબ-ગજબ વાત! નરદમ હિતની શિખામણ. ફક્ત હૃદયમાં આત્મા માટે રોવું. તૈયાર થવું. અમૃત છે, પણ બહારનો કમળો તે કાઢવો પડશે, દૃષ્ટિ ફેરવવી પડશે. આત્માર્થ જોશો તો આત્માનું હિત થશે. વાણી અપૂર્વ છે. જેટલું ન થાય તેટલું થોડું. કર્તવ્ય છે. જે કર્યું તે ખરું. લક્ષ લેવો અવશ્યનો છે.

***

તા. ૫-૨-૧૯૩૬

નબળા ભાવ કરે તો સારું થશે? સારા ભાવ કર્યા હશે તો નબળું થશે?

"ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળ જ્ઞાન."

આથી કોઈ ટૂંકો રસ્તો બતાવશો? રસ્તો એ જ છે; ખબર નથી પડી. તેથી દુઃખ, ફિકર, ચિંતા છે. બીજા કયા ઠેકાણે જવું? આત્મભાવ રાખવો. ફરવા નીકળ્યો છે તો ફર, નહિ તો ઠેકાણે બેસી જા.

'કર વિચાર તો પામ.' એનું શું પરિણામ આવે છે તે જોઈ લેજે. સુખ-દુઃખ, પૈસાટકા, 'મારું-તારું' બધુંયે રાખ છે. આત્મા સિવાય કોઇ બીજી વસ્તુ ખરી રીતે ગમે એમ છે? પણ આંટી પડી છે તે ઉકલી નથી. અમે શું કર્યું છે? મૂકવું પડ્યું છે. જ્ઞાનીએ કહ્યું છે, બધું મૂકવું પડશે. કંઇ છે નહીં, પણ જો સાથે લીધું તો ઊભું થશે. ન લે તો થાય? માટે મૂકવું પડશે. મૂક્યું તો ઊભું નહીં થાય.

આત્મા, આત્મા—બધે આત્મા જુઓ. બીજું કંઈ નહીં. આત્મા જોયો નથી. અને નહીં જાણવાનું તે જાણ્યું છે. જે જોવાનું છે તે જોયું નથી. અને નહિ જોવાનું તે જોયું છે. કોઈ કહેશે, હાથી, ઘોડા, સ્ત્રી દેખાય છે તે ખોટું છે? તે જોવું હોય તો લખચોરાશીમાં ફરી આવ. આ બધી વાત મર્મની છે. કોઈ સમજતું નથી. બધી આંટી છે. પાછું વળવું પડશે, મૂકવું પડશે, કરવું પડશે; નહીં તો દહાડો નહિ વળે. એ જ છે. એ ભાવ ભાવતાં બીજું કંઈ થાય તો કહેજે. સાકર ખાવાથી સાકર, ઝેર ખાવાથી ઝેર તારા હાથમાં, તારી વારે વાર; ભરત ચેત, ભરત ચેત. આટલું જ છે. જાણ્યું નથી. બોધ શ્રવણ કર્યો નથી. તૂંબડીમાં કાંકરા. તારી મોકાણ, તારી હોળી—પર વસ્તુઓ જ જોવી છે? ભુલવણી છે. પડદો નથી પડ્યો તેથી ભાળ્યો નથી. ત્યારે હવે શું કહેવું? આ બધામાં શોધો આત્મા ક્યાંય નથી. તો હવે ગણવો છે કોને? ઓળખવો છે કોને? ત્યારે પંચાત કોની? ખાવાની પીવાની? ખરી પંચાત તો એ જ—માર્ગ જુદો છે, ગહન છે—ત્યાગ.

બાયડી, છોકરાં, હાથ પગ બધું ત્યાગ. પછી કંઇ રહ્યું ? આત્મા. હજુ સમજાણું નથી.

***

તા. ૬–૨–૧૯૩૬

તમારી બધાની પાસે શું છે ? ભાવ. આત્મા છે તો ભાવ છે. કોના હાથમાં વાત રહી ? જીવ સારા ભાવ કરે તો સારું ફળ આવે છે, નબળા ભાવ કરે તો નબળું ફળ આવે છે. આત્મા ક્યાં નથી ? બધે છે. જેવું જોવું હોય તેવું દેખાય. હાથી જોવો હશે તો હાથી દેખાશે; આત્મા જોશો તો આત્મા દેખાશે અને વાણિયો, પાટીદાર જોશો તો તેમ દેખાશે.

જીવની ગણતરીમાં ભૂલ થાય છે. આત્માની ગણતરી નથી અને દેહની ગણતરી કરે છે. આત્માની ગણતરી કરે નહીં અને મંદવાડની ગણતરી કરે તો મંદવાડ છે. આ રખડતા જીવને પરમ કૃપાળુએ બોલાવીને લખી આપ્યું : "આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે."

મુમુક્ષુ—આ તો બહુ સુગમ રસ્તો.

પ્રભુશ્રી—વાત સાચી છે, પણ તે ભાવમાં રહેવાતું નથી. ભટકવું હોય તો જા, આંટો મારી આવ—ભટકી આવ. બધું હાથમાં છે. જ્ઞાનીના એક વચનમાં અનંત આગમ છે.

શું કરવું ? નિશ્ચય કરવો. બધું તો કહ્યું છે; પણ વાત તો આ જ છે. બધાની પાસે ભાવ છે કે નહીં ? કોઇની પાસે નથી એમ છે ? શું કરે હવે ! આ વાત જેવી તેવી નથી; ચમત્કાર છે ! એક વચનમાં મોક્ષ છે ! સૌ કહે છે, પણ કોઈ કરે અને કોઈ ન કરે; જેવું કર્યું તેવું થાય. ભાવે ભૂંડું કર્યું છે, જન્મ, જરા, મરણ અને ભવ ઊભા કર્યા છે. શુદ્ધ ભાવ હોય તો ભટકવું થાય નહિ.

> "ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
> ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળજ્ઞાન."

***

તા. ૮–૨–૧૯૩૬

આ જગત તે આત્મા નથી. ઓળખાણ આત્માની કરવી. આત્માની, સત્સંગની ભાવના રાખવી. આત્મા છે; તેની ગણતરી રાખવી. તે સુખદુઃખને જાણનાર છે. સુખ જેથી થાય છે તે વિષેનું ભાન નથી. આરંભપરિગ્રહ માટે જીવમાત્રની ઇચ્છા છે, તે માયા છે. તે મૂકવા જેવી છે. જ્ઞાનીને મૂર્છા નથી. ઢોર, પશુપંખીને કંઈ ખબર પડે ? મનુષ્યભવ છે તો ખબર પડે. બધી માયા છે. મારો ભાઈ, મારો બાપ એ બધું કંઈ નથી એક આત્મા જાણ્યો. જેટલી તૃષ્ણા વધારે તેટલા જન્મ વધારે. ભૂંડામાં ભૂંડી છે તૃષ્ણા. ભૂંડું કર્યું તૃષ્ણાએ.

> "ક્યા ઇચ્છત ? ખોવત સબે ! હૈ ઇચ્છા દુઃખમૂલ;
> જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ."

ઇચ્છા ભૂંડી છે. એમ તો ભવોભવ કર્યા કર્યું છે. આ બધું સમજ્યે છૂટકો. સમજે તો ભવ કાપી નાખે અને ન સમજે તો ભવ ઊભા કરે. દોડાદોડ કરી રહ્યો છે. જવાનું છે, એમાં ફેર નથી.

અત્યાર સુધી જીવે ચામડાંનો વેપાર કર્યો છે, આત્માનો નથી કર્યો. 'મારું, મારું' કરી રહ્યો છે. તેની ભાવના કરે છે. મોટા પુરુષનાં વચનો છે. "જહાં કલપના-જલપના, તહાં માનું દુઃખછાંઈ." પોતાનું નથી તેને મેળવવાની ભાવના કરે છે. આ જગતમાં ઇચ્છાનો રોગ કોઈને મટયો એમ છે? ઇચ્છા, ઇચ્છા ને ઇચ્છા. કામ ક્યાં થાય છે? વિચાર કર્યે ઇચ્છાનો નાશ થાય છે.

આ બધા બેઠા છે, પણ કોઈએ આત્મા જોયો? ચમત્કાર છે! આત્મા જુઓ. આ કૂંચી. કોઈને ખબર પડી નથી. કોઈએ જાણ્યું છે? કોઈએ માન્યું છે? કોઈએ સ્વીકાર કર્યો છે? કોઈને મળ્યું છે? ફક્ત આ વાણિયો, આ નાનો, આ મોટો એ વાત થઈ છે ને થાય છે. 'આત્મા છે, આત્મા છે,' એમ થયું નથી. "સર્વાત્મમાં સમદૃષ્ટિ દો, આ વચનને હૃદયે લખો.' ભૂંડું કોણ કરે છે? રાગ ને દ્વેષ. જગત આખું આથી દુઃખ સહન કરે છે. સમભાવ કરો જોઈએ! જુઓ તો ખરા! હવે એનો જરા વિચાર કરો. શું થયું સમભાવે? અજબગજબ થયું! હજારો ભવ ટળી ગયા. કેવળજ્ઞાન થયું. સમભાવ કરી મોક્ષે ગયા. આ તો તાળી તાળી! કંઈ અજબગજબ છે! ચમત્કાર છે! ભેદી મળ્યા નથી. સાંભળી સાંભળી ફૂટયા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન. જે ગણવું છે તે પડી મૂક્યું. ભણ્યો છે, પણ ગણ્યો નથી. વાત ખરી કરી. સમ એ શી વસ્તુ છે? શામાં લેશો? શામાં રહે છે? જરા વિચાર તો કરો. તૂંબડીમાં કાંકરા! વિચાર નથી કર્યો, સમજ્યો નથી, ઓળંભા દેવા જેવી વાત કરું છું; પણ સાચી છે. 'સમતા રસકા પિયાલા રે પીવે સો જાણે'—આમગાય, વાતો કર્યા કરે; પણ વાતોએ વડાં થાય? મનુષ્યભવ ચમત્કાર છે, મહા કમાણી છે. પૈસા મળ્યા—બસો, ચારસો; તેથી શું થયું? સાડાત્રણ હાથની જગામાં બાળી કરશે. સૂક્ષ્મા એ શું છે? બોલતાં આવડયું છે, એનું નામ દેતાં આવડયું છે; પણ એનું ભાન નથી.

***

તા. ૧૬-૨-૧૯૩૬

મનુષ્યભવ દુર્લભ છે. મહાપુણ્ય કર્યાં છે તો આ પામ્યા છો, સંબંધે સો મળી આવ્યું છે—દેહ, પૈસો, સુખ, વગેરે. અમારું કહેવું કંઈ બીજું જ છે. આ માથું વાઢી નાખે, દેહ રહે કે ન રહે; પણ બીજું મારું નહીં. અમારે તો વાત આત્માની જ કહેવી છે. કોઈ શિખામણ આપીએ તો એક આત્માની જ, બીજી નહિ.

અત્યારે હાલ વાત થાય છે તે નરદમ આત્માની છે. તમને એની કંઈ ઓળખાણ નથી. આ સારો હાથ, પગ, મોઢું; મને દુઃખ થયું, સુખ થયું એમ ગણે છે; પણ એ તો સો જડ છે, આત્મા નહીં. આ વાત આત્માના હિતની છે. કાગડા-કૂતરા સાંભળે?

ઘૂંટડો પીને ઉતારી દો અનંતા ભવ કર્યા અને રખડયો. પણ ત્યાં સુખ નથી. ફક્ત એક

વાત છે—'સત્ અને શીલ.' સત્ એટલે આત્મા. શીલ એટલે બ્રહ્મચર્ય. મારો આત્મા તે મારો ગુરુ. તે જ્ઞાનીએ જાણ્યો છે તે ખરો. જેણે જાણ્યો છે તે મારો ગુરુ અને તેણે આપેલી ભક્તિ—'છ પદ'નો પત્ર, વીસ દોહા વગેરે ચિન્તામણિ ગણી સંઘરી રાખવું. બીજું બધું જતું રહેવાનું છે; તે મારું નથી. મારો તો આત્મા. જે એણે કહ્યું છે તે કરવું. જીવતા સુધી; શાતા હોય, ભાન હોય ત્યાં સુધી કરવું. પછી કંઈ થઇ શકે તેમ નથી. આ વાત સંભળાય છે? આ ઝટકા મારીને વાત કરું છું, તો માફ કરશો. મારો તો આત્મા, એ આત્માની પકડ અને તે જ મારો ગુરુ અને તે જ મારે માન્ય દબાવીને કહેવાનું થાય છે. બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર એનો ભેદ ન રાખવો. આતમભાવ ભાવ્યે જન્મ–મરણનો ફેરો છૂટી જાય. હું વાણિયો, હું બાઈ, હું ભાઈ, નાક, હાથ, વગેરે મારું મારું ગણે છે; પણ બધું તારું નથી. તું તો એક આત્મા. અને એતો જ્ઞાનીએ જોયો તે માન્ય. આની પકડ કરજો. આ તો મારો આત્મા જ. ખામી બોધની છે. તે સંભળાય તો પકડ થાય અજાણ્યો ને આંધળો બરાબર. સમજણની જરૂર છે.

***

તા. ૨૦–૨–૧૯૩૬

એક આત્મા છે; બીજું ફના છે. સંબંધ છે—આવે છે, જાય છે; સુખ છે, દુઃખ છે. પણ એક આત્મા. આત્મા વિના કોણ જોતું હશે? પહેલો છે તે મૂકી દીધો છે. તે ભૂલ છે. એક આત્મા જ છે. આ દેહ માનવાનો છે? આ મનુષ્યભવ છે તો કામ થઈ જાય. પશુપંખી, કાગડા કૂતરા કંઈ સમજે?

ઢુંઢિયા, તપા તે કંઈ ધર્મ નથી. ધર્મ તો એક આત્માનો છે. આ તો બાઈ છે, ભાઈ છે, ઘરડો છે, જુવાન છે એ બધું ખોટું છે. એક આત્મા છે. કોઈ ભેદી પુરુષ મળી જાય તો મનુષ્યભવનું સાર્થક થઈ જાય. અનંતા ભવ થઈ ગયા છે; પણ સાર્થક થયું નથી. બફમમાં જાય છે.

બધી દવા કરે છે, રોગો મટાડયા, સારા ય થયા, નબળા ય થયા, આખરે બધા મરી ગયા. મા–બાપ, છોકરાં–છૈયાં મૂવાં; આત્મા મૂવો નથી. એની ખબર નથી. એની ખબર કરવી છે. હજાર રૂપિયા મળતા હોય તો દોડયો જાય, ત્યાં ખોટી થાય. એક આત્મા જ; તેની ઓળખાણ કરવી. વિશ્વાસ નથી, પ્રતીત નથી. આ તો હું જાણું છું, મને ખબર છે એમ માને છે. માંદો પડે તો ઘરમાં પડયો રહે, પણ આત્માના કામ માટે એક ઘડીય ન રોકાય. પકડ કરવાની જરૂર છે. તેની કાળજી નથી કરી. પકડ કરે તેનું કામ થઈ જાય. આત્માની સંભાળ નથી લીધી. ઠેર ઠેર આ તો ખોટું લાગે છે. આત્માર્થે કરવું. 'આ મારી બાયડી', 'આ મારી બા'—બધું આંધળું! આખરે એક આત્મા છે, તે જ કામનો છે, કર્મને લઈને આ મારું–તારું થાય છે. ગફલતમાં જાય છે, બફમમાં જાય છે. ખબર નથી; પણ કંઇક છે. એકને નહીં; પણ સૌને એ રીત છે. ચેતવા જેવું છે. જે એ રસ્તો શોધશે તેનું કામ થઈ જશે.

કાનમાં બે સવાલ પડ્યા એ સારું થયું અને તે કામના છે. માટે ઊભા થશો તો કામનું. માંદા હોય, કામ હોય તો ખોટી થાય, પણ એક આત્મા માટે કંઈ નહીં. વાઢી નાખે તો પણ એક આત્માનું જ કામ કરવું. વિવાહ માટે, સારું લગાડવા માટે ખોટી થશે. પરણાવવાનું હોય તો નોકરીમાંથી રજા લઈને જઈ આવે, પણ આત્માને માટે ખોટી થાય નહિ. તેની જરાય કાળજી નથી. વાત બહુ સમજવા જેવી છે.

***

તા. ૧૧-૩-૧૯૩૬

આત્માર્થે તો કરવું જ. આત્માનો જ વેપાર-સત્સંગ. આ સંસાર જેવું ખોટું કોઈ નથી. આખું જગત ત્રિવિધ તાપથી બળે છે. સુખ ક્યાં છે? બધાં તોફાન છે, મહા દુઃખરૂપ છે. અમે તો બીજું કંઈ કહેતા નથી. આત્માની વધારે સંભાળ રાખજો. આત્માની કાળજી, સમાગમ, પરિચય કરો. 'છ પદ'નો પત્ર, વીસ દોહા, વગેરે ભણજો. કોઈ સાથે આવશે નહિ. મારો આત્મા જ કામનો, તે એકલો જ કામનો છે. આત્માર્થે કર્યું તે હિતાર્થે કર્યું, તે જ લેખામાં. માટે આત્માનો સત્સંગ કરવો ઘટે.

***

તા. ૧૨-૩-૧૯૩૬

"આજનો લહાવો લીજિયે રે, કાલ કોણે દીઠી છે?"

જ્ઞાનીની વાત જ્ઞાની જાણે. વાત તો સમજવાની છે. વાત તો દશાની છે.

મુમુક્ષુ—શાનો લહાવો?

પ્રભુશ્રી—બહુ તાકીદથી.

મુમુક્ષુ—એ શું?

પ્રભુશ્રી—પોતાના આત્માનું કંઈક સાધન કરી લેવું, એ જ. જ્યાં બેઠો ત્યાં આત્મા, આત્મા ને આત્મા — એક આત્મા જ. વાત હતી ખુદ એક આત્મા સમજવાની. એ જ — આત્મા. 'સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો' 'આજનો લા'વો લીજિયે રે કાલ કોણે દીઠી છે?' ચિંતામણિ છે, હોં! બીજી બધી માયા છે. 'ધિંગ ધણી માથે કિયા'. એક ધણી કર્યો. બીજું કંઈ નથી. માયા, સંબંધ, પૈસોટકો, કાયા, વગેરે બધું મળવું તે કર્માધીન છે. જીવ વસ્તુ આત્મા છે તેનો નાશ નથી. માથે ધણી કર્યો એટલે થઈ રહ્યું. મૂળ વસ્તુ તો જ્ઞાન-દર્શન-ચારિત્ર તે આત્મા, એ જ છે. એ જ ધણી છે. એને માની લેવો. એ મળી આવ્યો હોય અને વિશ્વાસ ને પ્રતીતિ આવી તો બધું મળી ગયું. આટલો ભવ મનુષ્યનો છે. તે ચિંતામણિ છે. ખરો લહાવો ધર્મનો લેવાનો છે. કંઈ નહીં; એક ઓળખાણ આત્માની, બીજું નહીં હોં! એક આત્માની ઓળખાણ થઈ તો બસ. આંધળો ને અજાણ્યો બરાબર. ભેદી ખાસ બતાવે કે

જમણે હાથે જજે, તેમ ભેદી હાથ આવ્યો તો થઈ ગયું. આજનો અવસર તો કોટિ કર્મ ખપાવી નાખે. કુદરતનો રસ્તો એવો છે!

આત્મા છે. તેની એક ઓળખાણ કરવી, પકડ કરવાની છે. કર્તવ્ય છે, માન્ય છે, શ્રદ્ધા છે, પ્રતીતિ છે. ખાવું-પીવું, બધાય સંબંધ—કાંઈ નહીં; એ નહીં. એ બધ હવે પર છે. એ જ છે બાપ. એ જાણવાની જરૂર છે. એટલું જ કર્તવ્ય છે. પણ વિશ્વાસ ક્યાં? પ્રતીત ક્યાં? તે ઓળખાણનું ઠેકાણું ક્યાં? ઓળખાણ ક્યાં? અનાદિ કાળની ભુલવણે. અમે તો એક માનવા યોગ્ય તે માન્યા છે; જડને ઇષ્ટ માનતા નથી.

***

તા. ૧૯-૩-૧૯૩૬

આ જીવને કંઈક ભૂલ છે. અને આંટી આવે છે તે કાઢવી છે. ભૂલ છે, પપ ભણેલ હોય તેને પૂછે તો ઝટ કાઢી નાખે. જીવને એમ થાય કે 'વાત બહુ સારી કરી, વાહ!' ત્યાં શું આવ્યું? આત્મહિત. 'હું કંઈ જાણતો નથી. તે વસ્તુ તો જ્ઞાની જાણે,' એવું થય ત્યાં દ્વાર ઊઘડે ને મનાય. ત્યાં જ આંટી છે. ધન્ય ભાગ્ય કે આ કાળે, આ માર્ગમાં, આ દેશમાં આ જોગ બની આવ્યો! તે કોઈકિ વિરલા પુરુષ માટે છે. પૂર્વકૃત તો જોઈએ. તે ન હોય તો ક્યાંથી સાંભળે? તે બધી જોગવાઈ મળી આવી. જીવ બીજે બધે દોડશે. પણ હજુ કંઈ ખબર છે કે મારે કંઈક સાંભળવું? જ્યાં રજિસ્ટર થવાનું હોય ત્યાં માન્યતા થઈ ગઈ તો થઈ રહ્યું. કૃપાળુએ મને કહેલું કે તમારે ક્યાંય જવું નહિ પડે.

'વાત છે માન્યાની' 'सद्धा परम दुल्लहा'. આ મનુષ્યભવ ન હોય તો કાગડા-કૂતરાના ભવમાં બને કંઈ? એ તો મહાપુણ્યની જોગવાઈ હોય ત્યારે મળે. મહા આંટી ને ગૂંચવી નાખે તેવું છે.

"જહાં કલપના—જલપના, તહાં માનું દુઃખ છાંઈ;
મિટે કલપના જલપના, તબ વસ્તૂ તિન પાઈ."

***

તા. ૧૯-૩-૧૯૩૬

શાતા છે, બાંધેલાં કર્મ છે તે ભોગવવાનાં છે. હવે અવસ્થા થઈ. કાંઈ ગોઠતું નથી. એક આત્મા છે. આપણે એક જ છે—સમભાવ, મૈત્રીભાવ. આ સૌ મૂકીને જતા રહેવાનું છે; સૌ કાલે જતા રહેશે. તમે બધા બહુ રૂડા, સારા છો. તમારા પ્રત્યે એક આત્મભાવ છે. ચમત્કાર છે! શું? એક કર્તવ્ય છે, જે આ વસ્તુ જીવે જાણી નથી તે, એક જ છે. શું નથી જાણ્યું એ વિચારવું કર્તવ્ય છે. યથાતથ્ય ઓળખાણ નથી પડી. 'મારું-તારું,' મતભેદ મૂકવાના છે. જો તબિયત ઠીક હોય તો વાત વિસ્તારથી એવી કરવી છે કે આ જીવને સર્વ સાથે મેળાપ, અને 'સર્વાત્મમાં સમદૃષ્ટિ' થાય, 'આ તો મારો અને આ તો તારો,' 'સારો ને ખોટો' એમ

થઈ રહ્યું છે; પણ શુરુ કે ચેલો સર્વમાં વસ્તુ ખરી તો આત્મભાવના,' આત્મભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે.' આ એક મંત્ર હાથ આવે તો ઝવાહોરી. તો શું હાથ નહીં આવે? એક કરવો આત્મભાવ; મૂકવો પરભાવ. પરભાવથી અનંતા બંધ અને ભવ કરે છે. ભાવ અને પરિણામ મુખ્ય વાત છે. જેવા ભાવ કરે તેવા પ્રભુ ફળે. બેડી ભાંગ્યે સિદ્ધિ થાય. પ્રસન્નચંદ્ર રાજર્ષિ અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પામ્યા. એક ઓળખાણ નથી તે થવાની જરૂર છે. એક ભૂલ છે મોટી; સત્સંગ, બોધ અને પકડ નથી. લીંબડી અને ફેલાણા સંઘાડા મારા છે એમ ગણ્યું છે. તેનું તેવું જ હોય. એ બધા સંબંધ છે. પહેલી વસ્તુ સમકિત છે. તે વિના 'રુલ્યો ચતુર્ગતિ-માંય.' આ તો જ્ઞાનીપુરુષનાં વચન છે. સો મહેમાન છે. આત્મા જાણ્યો. 'પાવે નહીં ગુરુગમ બિના.' 'ગુરુગમ' કીધું તે તો ચમત્કાર! જવા દે, જવા દે, જવા દે. ખબર નથી. મહેમાન છે. વાની મારી કોયલ છે, લૂંટંલૂંટ. પકડ કરવાની છે. "ઉપયોગ એ ધર્મ, પરિણામ એ બંધ," એ આખા ધર્મનો સાર. સત્સંગ જોઈએ કે નહીં? ગચ્છ મત, પુસ્તક, ચેલા એ સૌ ભાગી આવશે. પણ એ નહીં. એક ગુરુગમ; તે વગર નહીં. વિચાર તો ખરો. ખબર નથી. ગુરુગમ શું છે તે જાણ-વાની જરૂર છે. જાણ્યા વગર છૂટકો નથી. 'सद्धा परम दुल्लहा.' માટે સત્સંગ અને બોધ જોઈએ કે નહિ? ગચ્છ મત કંઈ નહિ. જ્ઞાનીએ 'ગુરુગમ' કહ્યું તેની બરાબર પકડ કરવાની જરૂર નથી? ખામી તે યોગ્યતાની, બધા સાંભળે છે. યોગ્યતા મેળવ્યા વિના થાય નહીં. આત્માના સમાગમમાં રહેજો. જીવ રૂડા છો.

આત્માને જાણવાની જરૂર છે. સૂતે એમ કરીને પણ આત્માને જાણવો. ભાવના – બાર ભાવના કર્તવ્ય છે. હવે તો દહાડા પહોંચ્યા છે. ઘણા જીવોને મળી જોયા. કશું હારે આવશે? પૈસાટકા હારે નહીં આવે. અસંગ–અપ્રતિબંધ આત્મા છે. એની રિદ્ધિ શું? અનંત ચતુષ્ટય, અનંત દર્શન–જ્ઞાન–વીર્ય–સુખ, એની રિદ્ધિ છે. સૂતે એને પૂછો, સૌથી મોટામાં મોટી વસ્તુ તો—આત્મજ્ઞાનથી ઉદ્ધાર છે. ત્યાં શું છે? આત્માને જાણવો છે. અનંત મોક્ષ ગયા તે પ્રથમ સમ્યક્ત્વ વગર નથી ગયા. સમકિત જેવી કોઈ વસ્તુ નથી. સમકિતનાં પાંચ લક્ષણમાં 'શમ' કીધું, એમાં તે સુખ કેવું હશે? ભગવાન પણ વાણીમાં કહી શકયા નહિ તેવું. શમ આવ્યે સમકિત. જ્ઞાન-દર્શન તે કલ્યાણરૂપ છે. જેવો જ્ઞાનીએ જોયો તેવો આત્મા છે. ચેતી લો. એક આત્માને ઓળખો. કામ થશે.

***

નાસિક, તા. ૨૯–૩–૧૯૩૬

સંકલ્પ–વિકલ્પ, કલ્પનાથી પર અબાધ્ય અનુભવ છે.

> "જો જો પુદ્ગલ–ફરસના, નિશ્ચે ફરસે સોય;
> મમતા–સમતા ભાવસેં, કર્મ બંધ–ક્ષય હોય."

> "જબ જાકૌ જૈસૌ ઉદૈ, તબ સોહૈ તિહિ થાન;
> શક્તિ મરોરૈ જીવકી, ઉદૈ મહા બલવાન." (સમયસાર નાટક : બંધદ્વાર, ૭)

આ બાઈ છે, આ ભાઈ છે, સારું છે, ખોટું છે એ બધો સંબંધ છે. આત્મા તો છે તેમ છે—જ્ઞાનીએ જોયો તેવો છે. પુદ્દગલનો નાશ છે; આત્માનો નાશ નથી.

એમ જાણજો કે વીસ દોહા મહા મંત્ર છે, ચમત્કાર છે! આ બધું પુદ્દગલ નાશવંત છે, તેમાં મોહ છે. પણ એક મોક્ષની ઇચ્છા રાખવી. મારો દેહ નથી. 'આત્મસિદ્ધિ' અને 'છ પદ'ના પત્રનું મનન કર્યા કરવું. ખૂબ વિચારીને તેનું જ ધ્યાન રાખવું. સદ્દગુરુના કહેવાથી બસ એટલું જ કરવું અને તે જ માન્યતા રહેશે તો સૌ મળશે. એક વીતરાગનો માર્ગ, બીજું નહીં. હું ખમાવું છું જે જે કર્યું તે માટે, પણ છૂટવા માટે ને પરમાર્થે.

કરવાની વાત એક જ છે, ધર્મ. ગુરુગમ છે, કૂંચી હાથ છે, પણ એની કૃપા થવી જોઇએ. કૃપા થઈ તો એ જ. એની કૃપા થઇ તો બસ. પછી કંઇ નહીં. કૃપાળુની કૃપા છે. એ માટે તૈયાર થયા વિના છૂટકો કયાં છે? ન થાઓ તો જાઓ; જો થયા તો થઈ ગયું.

આ જીવાદોરી છે. આ કળિયુગમાં વિશ્વાસ અને પ્રતીતિ રાખજો. ખબર નથી, ચમત્કાર છે! જ્ઞાનીએ કહ્યો તે આત્મા મારે માન્ય છે. એ ખોટી વાત નો'ય. માથે એક ધણી, ગુરુ કરો પછી કોણ કહેનાર કે ભુલવનાર છે? બસ આટલામાં સમજે તો ઘણી વાત થઈ.

મારો એ જ ગુરુ છે. બીજું બધું મફતિયું છે. એક આત્મા જ મારો છે. એક આત્માની પકડ કરાવવી છે. માન્યાની વાત છે. ન માન્યું તો કંઇ નહીં. ગફલતમાં જાય છે. આ વાત ચમત્કાર છે! અમે પકડ કરી એ, બીજો ધણી નહીં–ગુરુ નહીં. ધણી તો એ એક જ. ગુરુએ કહી તે એક પકડ રાખવી જોઈએ. જે પકડશે એમનું છે. પકડશું તો થશું. વજલેપ છે. પકડી તેના બાપની—લાખો કરોડો રૂપિયાની વાત છે. જેમતેમ નથી. ગફલતમાં ન જવા દેવું. સ્મરણ સતત રાખવું.

એક આત્મા સત્ છે. મનુષ્યભવ એ ચિન્તામણિ પામ્યા છો. હાડકાં–ચામડાં એ આત્મા નથી. આત્મા જ્ઞાનીએ જોયો છે. બીજું બધું ચાલ્યું જશે. અત્યારે કોઈ ઉપાય નથી. એક ભાવ. દીકરો, મા, બાપ, પૈસા, સ્ત્રી, વગેરે બધાં ઢેખાળા ને રાખનાં પડીકાં છે. કોઈ હારે લઈ ગયું છે? ફક્ત આત્મા જ છે. બાઈ એ ય નથી ને ભાઇએ ય નથી. એ બધામાં મૂક દીવાસળી! એક આત્મા જે જ્ઞાનીએ જોયો તે મને માન્ય. "सद्धा परम दुल्लहा." એક જ વચન માનવાનું છે, લક્ષમાં લેવાનું છે. તારું માન્યું તે ન માન્યું કરવાનું છે. મારો તો એક આત્મા જ છે, એમ માનવાનું છે.

પણ બોધ નથી, ગુરુગમની કૂંચી નથી. કોને પૂછે? ભાને? પ્રતીતિ નથી, વિશ્વાસ નથી, પકડ નથી. કરવા જેવું છે એક, તે એ કે "બીજું કાંઇ શોધ મા. માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમાં સર્વ ભાવ અર્પણ કરી દઇ વર્ત્યો જા. પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે."

આ ચર્મચક્ષુ છે. ભવોભવ ગયા અને નખોદ વાળ્યું એ ચક્ષુએ.

"સેવે સદ્દગુરુ ચરણને ત્યાગી દઈ નિજપક્ષ;
પામે તે પરમાર્થને નિજપદનો લે લક્ષ."

આ વાંચી કહેશે, "મને આવડે છે." ભાવ આત્માનો કરવાનો છે. ઓળખાણ કરવાની ખબર નથી. ભાવ તો આત્માનો, મુદ્દે વાત આત્માની. ભાવ તો ક્યાં નથી ? 'છ પદ'નો પત્ર ચિંતામણિ છે. હારે આવે એવું છે. બહુ સરસ છે.

દેહ છે તે કંઈ આત્મા છે ? દેહ તો નિશ્ચયે નાશવંત છે, સંબંધ છે. દેહ ટકવા માટે જરૂર પડતું કરવું.

દેહમાં આ વેદની છે તે તો કરમ છે, ગુરુના પ્રતાપે આત્માને જાણ્યો તેથી અમને તો કાંઈ લાગે નહીં. આત્માની સાથે દેહને કે વેદનીને કાંઈ લેવાદેવા નથી, જવા માટે છે. દેહ તો સૌનો પડશે જ. કોઈનો રહેશે ? કેટલીય વાર દેહ ધારણ કર્યા ને કેટલીય વાર પડ્યા. સુખદુઃખ સૌ કલ્પના છે. જન્મ, જરા ને મરણ તે ચાલતું આવ્યું છે. હાડકાં, ચામડાં, માંસ, લોહી, પરુનું બનેલું આ શરીર તેમાં 'આ હાથ મારો, પગ મારો, મોઢું મારું' એમ 'મારું મારું' કરી બેઠો છે ને મોહનિદ્રામાં પડ્યો છે.

મુમુક્ષુ—'છ પદ'ના પત્રમાં મોક્ષનો ઉપાય 'સમાધિ' કહ્યો છે; તે કેમ થશે ?

પ્રભુશ્રી—સદ્‌ગુરુનો લક્ષ રાખવો અને એમનો જે લક્ષ છે તે લક્ષ રાખવો. 'આતમ-ભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાનરે.' તે ભાવના રાખવી તો થશે.

એક મુલ્લાં હતો તે એક માણસને રોજ કુરાન સંભળાવવા જતો; પણ નવરાશ ન હોવાથી તે તેને રોજ પાછો કાઢતો. પછી તે માણસ મરી ગયો ત્યારે કબરમાં દાટતી વખતે મુલ્લાં કુરાન સંભળાવવા લાગ્યો. બધા કહે, આમ કેમ કરો છો ? મુલ્લાંએ જવાબ આપ્યો : "આજ સુધી તેને ફુરસદ નહોતી તેથી હવે સંભળાવું છું." ત્યારે બધા કહે કે તે તો મરી ગયો છે. ત્યારે મુલ્લાં કહે, "તે તો મરી ગયો છે; પણ તમે તો સાંભળો છો ને ?"

પ્રભુશ્રી—(બધાને)–મરણ આવે ત્યારે શું કરવું ?

૧. મુમુક્ષુ—પહેલેથી તૈયારી રાખવી. થોડે થોડે સહનશીલતાનો અભ્યાસ કરવો.

૨. મુમુક્ષુ—લડવૈયો હથિયાર વાપરતાં શીખ્યો હોય તો લડાઈ વખતે કામ આવે.

પ્રભુશ્રી—આ વાત બહુ ગહન છે. આ જીવ સમયે સમયે મરી રહ્યો છે; માટે સમયે સમયે જાગૃતિ રાખવી. એક સમયનો પણ પ્રમાદ ન કરવો. રોજ મૃત્યુ સંભારવું. તેથી મમત્વભાવ નહીં રહે. જીવ ઘેરાઈ જશે ત્યારે તો કંઈ નહિ બને.

જેવો ભાવ, શુભ કર્યો તો તે પ્રમાણે થશે અને શુદ્ધ કર્યો તો તે પ્રમાણે થશે. તાત્પર્ય એ કે બધાથી લઘુ થઈ જવું; વિનય કરવો. ટૂંકો રસ્તો વિનય. વિનયમાં બધું સમાય છે. નમ્યો તે પરમેશ્વરને ગમ્યો. સહનશીલતા અને ક્ષમા એ મોટામાં મોટો ઉપાય છે. ગમે તે થાય પણ ભાવ ક્ષમાનો રાખવો.

સમકિતીનું લક્ષણ શું ? અવળાનું સવળું કરે. 'મારું-તારું' મૂકે તો સમકિત આવે. સન્મુખ દૃષ્ટિ જોઈએ. સમકિતી પાસે રાગ-દ્વેષ જતા જ નથી. તેની સમજણ ફરી ગઈ છે. તેને ઓળખાણ પડી ગઈ છે. આડી વજ્રની ભીંત પડી ગઈ છે. સમકિતી પોતાના દોષ, દોષ ને

દોષ જુએ છે. તે વિચારે છે કે તે જે કંઇ કરે છે તે બાહ્ય છે, ત્યાં કાંઇ આત્મા નથી, અને બીજા તો જે કંઈ કરે તેમાં અહંભાવ કરે. કેટલો ફેર? ભાવ, ઉપયોગ એ ન હોય તો મડદાં. એ છે કે નહીં? કયાં આપો લેવા જવાનો છે!

રોગ આવે, પૈસા જાય, ક્રોધ આવે ત્યારે ઉપાય શો? સમભાવ. સદાચરણમાં પહેલો સમભાવ. તે પહેલાં વિનય, શ્રદ્ધા, પ્રતીતિ આવવી જોઇએ. રુચિ જોઈએ. રુચિ હોય તો પટપટ ખાવાનું ભાવે છે.

આત્મા છે; ઓળખાણ જોઇએ. તેને પકડતાં આવડવું જોઇએ.

કાળ કહે છે કે હું બધે જાઉં છું. ઇન્દ્રલોકમાં પણ જાઉં છું. પણ સમભાવ આગળ મારું કંઇ ચાલતું નથી.

*

પ્રતિબંધ કરી બેસે છે, પુદ્ગલમાં ચોટી પડે છે. દૃષ્ટિમાં ઝેર છે. જ્ઞાન હોય ત્યાં વિષય-કષાય હોય? કષાયથી તે જુદો પડયો. કષાય તે કર્મ છે; તે તો પડયાં છે. તેમાં આત્માને શું? જ્ઞાનને શું? ઘણું ભણ્યો હોય, પૂર્વનું જ્ઞાન હોય પણ સમકિત ન પણ હોય.

ધ્યાનમાં રાખવું કે હવે કંઇ અપૂર્વ કરી લેવું. તે એ કે દેહ છે તો આ બધું થયું છે, દેહ જ વૈરી છે, તેથી બધેથી પ્રેમ ઉઠાડી આત્મા ઉપર જોડી દેવો.

લો, સમભાવ, સામાયિક. કેવળજ્ઞાન સુધીનું તેમાં છે. ક્ષમા અને આજ્ઞા પણ જોઈએ.

***

'રત્નકરંડ શ્રાવકાચાર'માંથી સમકિતનાં આઠ અંગ, બાર ભાવના, સંલેખના, વગેરે છપાવવા જેવાં છે.[1] હાલના લોકોની મતિ થોડી એટલે થોડામાં સમન્વય તેવું તેમાં છે. એમાં મર્મની વાત પણ છે. વાંચ્યું હોય, પર્યાય પડયા હોય તો યાદ આવે. મંદવાડ વખતે પડાય નહીં તેવા તેમાં ટેકા મૂકયા છે. ટેકા હોય તો પડાય નહીં. [2]'સમયસાર'નો પણ અનુવાદ કરવા જેવો છે. અમે બધાં પુસ્તક વાંચ્યાં છે તેમાં આ બે ઠીક લાગ્યાં છે.

***

અમે તો બધાને આત્મા જોઇએ છીએ. સાત વ્યસનનો ત્યાગ કરવો. ક્ષમાપના, વીસ દોહા, આત્મસિદ્ધિ, છપદ રોજ ભણવાં, વિચારવાં. પ્રાર્થના બોલતી વખતે એવું નહીં માનવું કે ભગવાન આપે છે, પણ અહીં પામે જ છે એવું મનમાં લાવીને બોલવું. વિશ્વાસ રાખવાનો છે. વિશ્વાસ હશે તો કામ થઇ જશે. આ સાચી હુંડી છે, ખોટી તેની નથી. બાહ્ય વેશ જોવો નહિ. વ્યવહારમાં એવું બને છે કે કોઈની સાથે તમારે ઓળખાણ હોય તો તેની સાથે લેવડદેવડ શરૂ

૧. 'સમાધિસોપાન'માં પ્રસ્તુતની દૃષ્ટિમાં જ આ છપાયાં છે

૨. 'સમયસાર'નો અનુવાદ પણ આશ્રમ તરફથી પ્રગટ થયો છે.

થાય છે. પછી વધારે ઓળખાણ થાય ત્યારે તેની સાથેના વહેવારની કાંઈ ધાસ્તી લાગતી નથી. તેમ આ જીવે હજુ આત્માનો વહેવાર કરવા માંડયો નથી. તેમ કરવા માંડે તો વિશ્વાસ બેસી જાય અને ઓળખાણ થાય. ઓળખાણ થયા પછી શ્રદ્ધા આવે એટલે પછી કંઈ ફિકર થાય નહીં. અત્યારે આ જીવ મિથ્યાત્વમાં પરિણમી રહ્યો છે, સુખદુઃખની મિથ્યાત્વથી માન્યતા થઈ રહી છે; બાકી સુખદુઃખ મિથ્યા છે. એક વખત શ્રદ્ધા થઈ જાય તો બધો બોજો ઊતરી જાય. તાપ સખત પડતો હોય, માથે બોજો હોય, ત્રાસ–ત્રાસ થઈ રહ્યો હોય તેવા માણસનો બોજો ઊતરી જાય અને તેને છાયામાં આનંદથી બેસવાનું સ્થાન મળે તો કેવી નિરાંત થાય? તેમ આનંદમય આત્માની શ્રદ્ધા થવાથી સુખ–દુઃખનો બોજો ઊતરી જઇ નિરાંત થાય.

દ્રવ્ય બે છે: જડ અને ચેતન. પણ મિથ્યાત્વના કારણને લઇ આ જીવ જડને જડ ઓળખતો નથી અને ચેતનને ચેતન જાણતો નથી. જેમ આંધળો અને અજાણ્યો બરાબર છે તેવો થઈ ગયો છે. જે જે વસ્તુ જુએ છે તેને જડરૂપે માનતો નથી. તેની પર્યાયબુદ્ધિ છે, એટલે પર્યાય જુએ છે અને તેના નિમિત્તથી રાગ–દ્વેષ થઇ જાય છે.

***

## ઉપદેશસંગ્રહ—૬



જેઠ વદ ૩, સં. ૧૯૭૯

અમારે તો સત્ય કહેવું છે. પોતાની મતિએ શાસ્ત્રો વાંચી મારી મતિમાં આમ આવે છે ને તેમ આવે છે, એમ સમજી ખોટું કરો છો. જ્ઞાની પુરુષની દૃષ્ટિએ રહેવું. અમારે તો એક દૃષ્ટિ રાખવી છે, રખાવવી છે; તેનાથી જરા પણ જુદા પડવું નથી. બધું મૂકી દઇ એક મંત્રનું સ્મરણ કરવું અને શાસ્ત્રો પણ દૃષ્ટિ વધારવા વાંચવાં. જ્ઞાની પુરુષ સિવાય અન્યને મોઢે ધર્મની વાત સાંભળવી નહિ. આમ બધે પ્રેમ વેરી નાંખે છે તેને બદલે એક ઉપર આવી જવું.



પૂના, તા. ૨–૯–૧૯૨૪

અન્ય કોઈના દોષ નહિ જોવા અને માત્ર પોતાના જ દોષ જોવા પ્રત્યે દૃષ્ટિ રાખવી. કોઈ પણ વ્યક્તિના છૂપા દોષો, છિદ્રો બહાર નહિ પાડવાં. તેમાં મહા જોખમ છે.

કોઈ આચાર્યનો શિષ્ય એક બાઈના પ્રસંગમાં આવ્યો. પોતાને વિકાર થવાથી તે શિષ્યને પોતાની સાથે સંબંધ રાખવા તે બાઈએ માગણી કરી. પણ શિષ્યના અડગ રહેવાથી બાઈને બે-આબરૂનો ભય થયો અને શિષ્યને કટારથી મારી નાખ્યો અને છૂપી રીતે તેને જમીનમાં દાટી દીધો. આચાર્યને કોઈ રીતે શિષ્યનો પત્તો લાગ્યો નહિ. બાઈને પાછળથી પોતાના કાર્ય માટે પશ્ચાત્તાપ થયો. એટલે આચાર્ય પાસે પ્રાયશ્ચિત્ત લેવા ગઈ. બાઈને બીજે દિવસે આવવા આચાર્યે જણાવ્યું.

શિષ્યનો પત્તો લાગવાનો પ્રસંગ આવ્યો છે એમ કહી બીજે દિવસે બાઈના આવવા વખતે આચાર્યે સંઘવીને આવવા જણાવ્યું. બીજે દિવસે સંઘવી આવ્યો ત્યારે તેને પેટીમાં પૂરી આચાર્યે પેટી પોતાની પાટ પાસે રાખી. પછી બાઈ આવી. પ્રાયશ્ચિત્ત લેવા બાઈએ શિષ્યને મારવાનો પોતાનો ગુનો કબૂલ કર્યો. આચાર્યે તુર્ત જ પેટી ઉપર હાથ ઠોકી સંઘવીને સાંભળવા ઈસારો કર્યો. સંઘવી-પોતાનો સસરો-ત્યાં હોવાની શંકા બાઈને થવાથી તે શરમાઈને ચાલી ગઈ. બાઈએ આપઘાત કર્યો. અપકીર્તિના ડરે તેના સસરાએ, સાસુએ અને પતિએ આપઘાત કર્યો. આમ બધાના આપઘાતનું પાપ આચાર્યને શિર આવી પડ્યું. આચાર્યે પણ આપઘાત કર્યો.

અન્યનાં છિદ્રો બહાર પાડવામાં આ પ્રમાણે મહા જોખમ છે.



પૂના, તા ૨-૯-૧૯૨૪

પરમ કૃપાળુદેવે પ્રરૂપેલ સનાતન જૈન વીતરાગ માર્ગની પુષ્ટિ માટે જ આ આશ્રમ છે.
આશ્રમ નજીક રહેતા સમજુ મુમુક્ષુઓને સાથે રાખી ટ્રસ્ટીઓને સંભાળવાનું છે કે આશ્રમમાં
પવિત્ર સનાતન જૈન માર્ગને આંચ ન આવે. આશ્રમમાં રહેનારે બ્રહ્મચર્ય અવશ્ય પાળવું.
સ્ત્રીઓએ એકલાં રહેવું નહિ. વ્યવહારશુદ્ધિ બરાબર રાખવી.

કૃપાળુદેવ શ્રીમદ્ રાજચંદ્રની સેવાપૂજા કરવાં. અમને તો કૃપાળુદેવ શ્રીમદ્ રાજચંદ્ર પ્રત્યક્ષ જ
છે. તે શ્રી કૃપાળુદેવ સિવાય અમને કશું જ નથી. રોમરોમ તે જ છે. ફક્ત તેના પ્રત્યે જ
સર્વેને લઈ જઇએ છીએ.

આ આશ્રમની શરૂઆતમાં અમારી સેવાપૂજા થયેલ, પુષ્પો પણ ચડાવવામાં આવેલ. તે જ
વખતે અમને તે ઝેરરૂપ જ હતું. પરમાર્થના હેતુવશાત્ તે ચલાવવામાં આવેલું. વખત આવ્યે
દાવ લેવા લક્ષમાં રાખેલું. સંઘ અમારા માબાપ છે, એટલે તેમની પાસે આજે આ જણાવી
દઈ અમે છૂટા થઇએ છીએ.

કૃપાળુદેવ શ્રીમદ્ રાજચંદ્રના વચનાનુસાર એક માત્ર સનાતન જૈન ધર્મની પુષ્ટિ આશ્રમમાં
થવી જોઇએ. સદાચરણથી કૃપાળુદેવની આજ્ઞાએ ન વર્તવું હોય તો પછી તમારા સ્વચ્છંદે ગમે
તેમ આશ્રમમાં વર્તી શકો. આશ્રમ ટ્રસ્ટીઓને સોંપી અમે તો મુક્ત થયા છીએ. સનાતન જૈન
માર્ગની પુષ્ટિ અર્થે ટ્રસ્ટીઓએ નીડરપણે વર્તવું. કોઈનું પણ અસત્ વર્તન ચલાવી લેવું નહિ.
સાધુને પણ સ્ત્રી-પરિચયમાં જોવામાં આવે તો આશ્રમમાં સ્થાન આપવું નહિ.

અમારા દોષ પણ સંઘે અમને જણાવવા. યુવાન અવસ્થામાં અમારાથી થઇ શકે તેટલો
ઉત્કૃષ્ટ ત્યાગ સેવેલો છે. વૃદ્ધાવસ્થાને લીધે કોઈ અપવાદ લીધેલ છે. પણ તેને વાસ્તે અમને
પશ્ચાત્તાપ જ છે.

આ વ્યવસ્થા કરી હવે અમે એકાન્ત સેવવા માગીએ છીએ. શ્રી સંઘને વિનંતિ છે કે
અમારી આજ્ઞા મળ્યા સિવાય કોઈએ અમારા સમાગમે આવવું નહિ. આશ્રમમાં કેવા પ્રકારનું
વર્તન ચાલે છે તેની અમે જ્યાં હોઇશું ત્યાં ખબર પડશે. અને આવવા જેવું જણાશે તો
ભાવના રહેશે.

***

ફાગણ સુદ પૂર્ણિમા, સં. ૧૯૮૯

આજે કોઇ આંતરિક સ્ફુરણાથી, પુરાણ પુરુષની કૃપાથી અમે તમને અમારું અંતર ખોલીને
વાત કરવા બોલાવ્યા છે. તે વાત નથી સંસારની કે સ્વાર્થની કે નથી વેપારની; પણ માત્ર
આત્મહિતાર્થની, પરમાર્થની છે. આ દેહનો શો ભરોસો! અવસ્થા થઈ એટલે અમારું અંતર
ખોલી આ ખુલ્લેખુલ્લી વાત અમે તમને જણાવીએ છીએ. આ હજુ અમે કોઇને કહી નથી.
આ શબ્દો તો પ્રથમ કહેવાયા હોય, પરંતુ જે તે અવસરની પ્રેરણાશક્તિ અને તેનું યોગબળ
એ નવું છે. તમને કહેવા યોગ્ય જાણી કહેવા પ્રેરણા થવાથી આજે ચારપાંચ દિવસથી બોલાવું
બોલાવું એમ થતું હતું અને આજે અવકાશ મળતાં બોલાવ્યા છે. આ અમે કહીએ છીએ તે

બરાબર લક્ષમાં રાખશો. દિન પ્રતિદિન, સમયે સમયે ઉપયોગમાં રાખશો. એ જ કરવાનું છે. આ બધું આજે ન સમજાય, પણ શ્રદ્ધા છે તેથી માન્ય રાખવાનું છે; અને તે આગળ ઉપર અવસરે સમજાશે.

શ્રી મહાવીર સ્વામીએ ગૌતમ સ્વામીને આજ્ઞા કરી હતી કે જાઓ, અમુકને આમ કહેજો. પરમકૃપાળુદેવે સૌભાગ્યભાઈને કહીને મોકલ્યા કે મુનિને આ પ્રકારે કહેજો. એમ અમને પરમકૃપાળુદેવે નથી કહેલ કે તમે આ પ્રમાણે કહેશો. (આ વ્યક્તિગત વાત છે. કૃપાળુશ્રીએ પત્રોમાં તો સામાન્યપણે આમ આત્માર્થીને કહેવું, આ પ્રકારનો ઉપદેશ કર્તવ્ય છે આદિ જણાવેલ છે જે 'શ્રીમદ્ રાજચંદ્ર' ગ્રંથ જોતાં સમજાશે.) પરંતુ આજ્ઞા કોઈ જીવાત્માને પ્રત્યક્ષ પુરુષથી સ્વમુખે પ્રાપ્ત થઈ હોય છે; કોઈને પ્રત્યક્ષ પુરુષના કહેવાથી કોઈ અન્ય જીવાત્મા આજ્ઞા કરે છે અને કોઈ જીવ પ્રત્યક્ષ પુરુષથી પ્રાપ્ત આજ્ઞાને આરાધતા જીવાત્માને જોઈ તે આરાધક સાચા પુરુષની સત્ય રીતે આજ્ઞા ઉપાસે છે એવા વિશ્વાસથી તદનુસાર તે પ્રત્યક્ષ પુરુષની આજ્ઞા-આરાધકને થયેલ આજ્ઞા પોતાના આત્માને હિતકારી જાણી તે આરાધક પાસેથી જાણી, સમજી ઉપાસે છે; જેમકે વણાગ નટવરને પ્રત્યક્ષ પુરુષથી આજ્ઞા પ્રાપ્ત થયેલ અને તેની તે ઉપાસના જોઈ, વણાગ નટવર સાચા પુરુષની સાચી રીતે આજ્ઞા ઉપાસે છે એવી શ્રદ્ધાથી, તેનો દાસ 'આ વણાગ નટવર જે અને જેમ ઉપાસે છે તે મને હો! હું કાંઈ સમજતો નથી' એમ વિચારતો થકો આજ્ઞા-આરાધક થઈ કલ્યાણને પ્રાપ્ત થયો. આ પ્રમાણે અમને જે પરમકૃપાળુદેવે આજ્ઞા કરી છે અને જે અમે આરાધીએ છીએ, જેની અમને દૃઢ શ્રદ્ધા છે તે અમે તમને આજે સ્પષ્ટ અંતઃકરણે ખુલ્લા શબ્દોમાં કહીએ છીએ; કારણ કે અમારાં વચન ઉપર તમને વિશ્વાસ છે, શ્રદ્ધા છે કે આ જે પોતે આરાધે છે તે જ કહે છે. પરમકૃપાળુદેવની આજ્ઞા પ્રત્યે પરિણામપૂર્વક દૃઢ શ્રદ્ધાથી ઉપાસના કરશો તો કલ્યાણ જ છે. એ આજ્ઞા તે 'સહજાત્મસ્વરૂપ' એ છે; અને એ જ આત્મા છે, એમ દૃઢ શ્રદ્ધા રાખવી. આ તો સાંભળ્યું છે, એમાં બીજું નવું શું છે? એ પ્રકારના વિકલ્પથી સામાન્યપણામાં ન કાઢી નાખતાં આમાં કોઈ અલૌકિકતા રહી છે એમ માની દૃઢ શ્રદ્ધાથી આરાધન કરવું.

મરણ તો સર્વને છે જ; દેહ ધર્યો ત્યારથી જ મરણ છે અને મરણ સમયની વેદના પણ અસહ્ય હોય છે. ભલભલા ભાન ભૂલી જાય છે. તે તેખતે કંઈ પણ યાદ આવી શકતું નથી. માટે અત્યારથી જ તેની તૈયારી કરી રાખવી કે સમાધિમરણ થાય. 'મરણ અવસરે મને બીજું કંઈ ના હો, આ જ આજ્ઞા માન્ય હો! હું કંઈ પણ જાણતો નથી, પરંતુ આ જે કહે છે તે જ સત્ય છે અને તે જ આજ્ઞા માન્ય હો!' એમ તૈયારી કરી રાખવી. સમયે સમયે જીવ મરી રહ્યો છે. માટે સમય માત્રનો પણ પ્રમાદ ન કરતાં, 'समयं गोयम मा पमाए' એ વાક્ય યાદ રાખીને સમયે સમયે આજ્ઞામાં પરિણામ કરવાં. મારું તો એ પુરાણપુરુષ પરમકૃપાળુદેવે જે કહ્યું છે તે એક માત્ર 'સહજાત્મસ્વરૂપ' જ છે, અન્ય કાંઈ મારું નથી. અંતરાત્માથી પરમાત્માને ભજાય છે. માટે અંતરથી (અંતરાત્મા—થઈ પરમાત્મામાં જેને દૃઢ, સત્ય શ્રદ્ધા છે તે અંતરાત્મા છે) દૃઢ શ્રદ્ધા રાખીને આજ્ઞા ઉપાસવી. આ સંજોગ-સંબંધ સ્ત્રી-પુત્ર, માતા-પિતા, ભાઈ આદિ સર્વ પર્યાય છે (કર્મજન્ય પૌદ્ગલિક અને વૈભાવિક પર્યાય છે) અને

નાશવંત છે. માટે તે કોઈ મારાં નથી. મારા તો એક સત્સ્વરૂપી પરમ કૃપાળુદેવ છે, અને
તેમણે જે આજ્ઞા કરી છે અને કહ્યો છે તેવો સહજાત્મસ્વરૂપી એક આત્મા જ છે. તે સહજા-
ત્મસ્વરૂપ આત્મા છે, નિત્ય છે, એ આદિ છ પદ જે પરમ કૃપાળુદેવે કહ્યાં છે તે સ્વરૂપવંત
છે. એ મારો છે એમ માનવું. અત્યારથી તૈયારી કરી રાખવી કે મરણ સમયે આ આજ્ઞા જ
માનીશ, બીજું કંઈ નહિ માનું. એ માનવાથી જ, એ માન્યતા રહેવાથી તે સાથે જે મરણ છે
તે સમાધિમરણ છે. જ્ઞાન-દર્શન-ચારિત્રમય સહજાત્મસ્વરૂપ આત્મા એ જ આપણો છે, એમ
માનવું. જીવ પોતાની મેળે શ્રદ્ધા, ભાવના કરે એના કરતાં આ તો સાક્ષી થઈ, અમારી
સાક્ષીયુક્ત થયું.

એક ચક્રવર્તી રાજા હોય તો તે જીતી શકાવો અઘરો છે, તો આ તો ચાર ચક્રવર્તી—
ક્રોધ, માન, માયા, લોભરૂપ—રાજ ચલાવી રહ્યા છે. તે કષાય અને વિષયરૂપી કર્મરાજાની
અનીતિ સામે ખરો સત્યાગ્રહ કરવાનો છે. અને તે વિષય-કષાયથી જુદું મારું સ્વરૂપ તો
પરમકૃપાળુદેવે જે કહ્યું છે તે આજ્ઞા સહજાત્મસ્વરૂપ જ છે, એમ સમયે સમયે દૃઢ શ્રદ્ધાપૂર્વક
વર્તવું અને તેમ કરતાં જે કંઇ આવે તે સહન કરવું. સહનશીલતાનો માર્ગ છે, અને એ
પ્રકારનો સત્યાગ્રહ તે ખરો સત્યાગ્રહ છે, અને તે કરવાનો છે. આપણે આ સત્યાગ્રહમાં સ્વયં-
સેવક તરીકે નામ નોંધાવવાનું છે. ખરો આત્મકલ્યાણરૂપ આ સત્યાગ્રહ કરો. પરમકૃપાળુદેવ-
પ્રબોધિત આજ્ઞા સહજાત્મસ્વરૂપ એ જ આત્મા છે અને તે જ મારો છે, એમ ભાવના, દૃઢ
શ્રદ્ધા પરિણામ કરો.

પાંચ સમવાય કારણ[1] મળે ત્યારે કાર્ય-નિષ્પત્તિ થાય છે; અને તેમાં પુરુષાર્થ શ્રેષ્ઠ છે.
માટે પુરુષાર્થ એ કર્તવ્ય છે. આજ્ઞા ઉપાસવી અને તેમ કરતાં સદા આનંદમાં રહેવું. મારું
સ્વરૂપ તો જ્ઞાન-દર્શન-ચારિત્રમય આત્મા એ જ છે. અને તેનાથી અન્ય છે તે વિનાશી છે,
તો તેનો ખેદ શો? માટે ખેદ ન કરતાં સદા આજ્ઞામાં લક્ષ-ઉપયોગ રાખી વર્તતાં આનંદમાં
રહેવું. આ જ કરવું છે એમ નિશ્ચય કરવો. અને આ જ ખરું વ્રત છે. આજ્ઞામાં ઉપયોગ,
તેની ઉપાસના એ જ ખરું વ્રત આરાધવા યોગ્ય છે. અનંતા જ્ઞાની જે થઇ ગયા છે તેનો
બધાનો આ જ માર્ગ છે, આ જ આજ્ઞા છે; અને તે જ પ્રત્યક્ષપણે પરમકૃપાળુદેવે જણાવી છે.
માટે પરમકૃપાળુદેવની આજ્ઞા આરાધતાં સર્વ જ્ઞાનીની ઉપાસના આવી જાય છે.

આ બરાબર સ્મરણમાં રાખશો; ઉપયોગમાં રાખશો અને એ જ માન્યતા એવી તો દૃઢ
કરવી કે મરણ સમયે તે જ આપણને હો! એ જ લક્ષ રાખવો. આ રોજ પ્રત્યે સંભારશો,
વિચારશો. અમારી આ જ તમને સૂચના છે; અને એ જ કરવાનું છે. આ કોઈ પુરાણપુરુષની
અત્યંત કૃપા છે.

***

1. "કાલ સ્વભાવ ઉદ્યમ નસીબ, તથા ભાવિ બળવાન;
પાંચે કારણ જબ મિલે, તબ કાર્યસિદ્ધિ નિદાન."

શ્રાવણ સુદ ૧૪, સં. ૧૯૮૮, સાંજના, સાડા સાતે
[ મુનિશ્રી મોહનલાલજીની માંદગી વખતે : ]

'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,'
'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,'
'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,'

આત્મા છે, ભિન્ન છે, ટંકોત્કીર્ણ છે, અસંગ છે. જડ તે જડ છે; ચેતન તે ચેતન છે.

" જડ ભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ;
કોઈ કોઈ પલટે નહીં, છોડી આપ સ્વભાવ. "

કોઈ કોઈ પલટે નહીં છોડી આપ સ્વભાવ. વેદની વેદનીના કાળે ક્ષય થાય છે. મોક્ષ છે. નિર્જરા જ થાય છે. આત્મા શાશ્વત છે, ત્રિકાળ જ રહેશે.

'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,'
'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,'
'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,'

***

રાતના સાડાદસ

પ્રભુશ્રી—સાંભળી શકાય છે કે કેમ?

મુમુક્ષુ—સાંભળી શકે છે. બહુ ભાન છે.

પ્રભુશ્રી—'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,'
'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,'
'સહજાત્મસ્વરૂપ પરમગુરુ,'

ઉપયોગ છે તે આત્મા છે. વિચાર છે તે આત્મા છે. ઉપયોગ છે, વિચાર છે તે આત્મા છે. ઉપયોગ, વિચાર છે તે જો નિશ્ચયનયે આત્મા પર જાય તો કોટિ કર્મનો ક્ષય થઈ જાય છે. માટે તે ઉપર લક્ષ રાખવું. અથવા સત્પુરુષ મળ્યા હોય, બોધ થયો હોય, ભાન થયું હોય તો તેને કંઈ અડચણ નથી. વેદની મહા દુઃખ જન્મજરામરણનું છે. વેદની વધુ આવવાનું કહીએ તો આવે તેમ નથી અને ઘટી જાય એમ કહેવાથી ઘટી જાય એમ નથી. માટે રાગ-દ્વેષ કરવા નહિ. એ તો ભિન્ન જ છે. સત્પુરુષનો બોધ, તેની આજ્ઞામાં રહેવું. ન પળાય તો મારા કર્મનો દોષ છે, પણ સત્પુરુષે જાણ્યો છે તેવો જ મારો આત્મા છે. એમ શ્રદ્ધા, માન્યતા હશે તોપણ તેનું વણાગ નટવરના દાસની પેઠે કામ થશે. આ જગા જુદી છે. ઘણાનાં કામ થઈ જશે. બાકી સંસારમાં તો 'તમે જાઓ, અમે આવીએ છીએ,' 'ઝીણો તે પડવાનો'. મતલબ કે બધાને મરણ તો છે જ. માટે પર્યાયદૃષ્ટિ ન રાખવી. આ બધા પર્યાય જ છે પ્રકૃતિ-સ્વભાવ છે, તે ઉપર જોવું નહિ. ઉપયોગપૂર્વક, વિચારપૂર્વક જોવું. બાકી ખરેખરું તો જ્ઞાની જ

જાણે છે અને તે જ કહી શકે. આપણાથી 'આત્મા છે' એમ જાણ્યા વગર ન કહી શકાય. પણ જ્ઞાનીએ જાણ્યું છે એ શ્રદ્ધાએ કહે તો વાંધો નથી. બ્રહ્માગ્નિ છે ત્યાં બધું બળી જાય છે; કર્મો નાશ પામે છે. ઉપયોગ, વિચાર જો આત્મા પર ગયો તો કરોડો કર્મ નાશ પામે છે. આ મુનિએ તો બધું કરી લીધું છે. ક્ષમાપના પણ સર્વ જીવ પ્રત્યે માગી લીધેલી છે. સારા વખતમાં કરી લેવું. પરવશતાએ કંઈ થશે નહિ.

**

શ્રાવણ વદ ૦)), સં. ૧૯૮૮

આત્મા ત્રણ લોકમાં સાર વસ્તુ છે. આત્મા શા વડે ગ્રહાય? ઉપયોગ વડે ગ્રહાય. આત્મા જ્ઞાનીએ જાણ્યો તે મારે માન્ય છે. આ શ્રવણ, બોધ પ્રત્યે અવિચલ શ્રદ્ધા રહેશે તેનું કલ્યાણ છે.

પર્યાયદૃષ્ટિ એટલે દેહ, વચન, મન અને તેથી ગ્રહાયેલ પૌદ્ગલિક ભાવ. તે હું નહીં. પર્યાયદૃષ્ટિ છોડવી.

પર્યાયદૃષ્ટિમાં ઉપયોગ પરોવાય તે સમયે દેહાદિ તજી મરવું સારું છે. અને ઉપયોગ આત્મદૃષ્ટિ ઉપર જતો હોય તો દેહને રત્નના કરંડિયા સમાન ગણી સાચવવા યોગ્ય છે.

ઘર સળગવા લાગે તે વખતે વિચક્ષણ પુરુષ સાર વસ્તુ બહાર કાઢી લઈ બાકી ન બચાવાય તે બળી જવા દે છે; ને અણસમજુ જીવો નજીવી વસ્તુઓ કાઢી લેવા પ્રયત્ન કરે છે. તે દૃષ્ટાન્તે આ મનુષ્યદેહ છે તે ક્રોધાદિ ભાવથી બળતો છે અને ક્ષણભંગુર છે. તો તેમાંથી રત્નત્રયરૂપી ત્રણ રત્ન સાધ્ય કરી લેવા યોગ્ય છે.

કંઇ ન સમજાય તો મારા ગુરુએ કહ્યું તે મારે માન્ય છે, એમ ઉપયોગ રાખવો. અંજન આદિ ચોર મહાપાપના કરનારાઓનો પણ તે શ્રદ્ધાથી ઉદ્ધાર થયો હતો; માટે વચન પ્રત્યે અડગ પ્રતીતિ રાખવી.

***

નવસારી, મે, ૧૯૩૩

આસ્રવમાં સંવર થાય એવી કોઈક રમત જ્ઞાની પુરુષ પાસે છે. તે જે જે જુએ, જે જે કંઇ કરે ત્યાં પ્રથમ આત્મા જુએ છે. તેના વિના તરણાના બે કટકા પણ થઈ શકે તેમ નથી. પરમકૃપાળુ દેવે જણાવ્યું છે કે આત્માને મૂકીને કંઈ થતું નથી. મારી નાખ આત્માને, તે મરી શકશે? માત્ર ઓળખાણ નથી. ઝવેરીને હીરાની ઓળખાણ છે તો તેની કિમ્મત સમજાય છે. કઠિયારાના હાથમાં રત્નચિંતામણિ આવે તો તેને પણ કાંકરો જાણીને ફેંકી દે છે. રત્નચિંતામણિ તો આ મનુષ્યભવ છે. આવો યોગ પુણ્યાઈનું ફળ છે, તે પણ જોઈએ. પુણ્યાઇ છે તો અત્યારે આ નિવૃત્તિના યોગે આત્માની વાત કાનમાં પડે છે અને પરિણમે છે. પરિણામ પરિણામમાં પણ ઘણા ભેદ છે. ભાવ અને પરિણામ વારંવાર કહીએ છીએ તે વિચારવા યોગ્ય છે. આત્મ-સિદ્ધિ શાસ્ત્ર બહુ અમૂલ્ય છે, રિદ્ધિ–સિદ્ધિઓ અને ચમત્કારોથી ભરેલ છે! પણ સમજાય

કોને ? અને સમજાય તેને તે રિદ્ધિ-સિદ્ધિનું કામ નથી. પણ એ અપૂર્વ વચનો છે. વિશ્વાસ કરવા યોગ્ય છે. ભલે મને ન સમજાય, પણ પરમ કૃપાળુદેવને તો સમજાયું છે ને ? એટલો વિશ્વાસ તો અવશ્ય કર્તવ્ય છે. 'કર વિચાર તો પામ,' એમાં સર્વ ક્રિયા-જ્ઞાન માત્ર આવી જાય છે. પણ તેનું માહાત્મ્ય લાગવું જોઈએ. વિચાર થવો જોઈએ. શું કહિયે ? યોગ્યતાની ખામી છે. છતાં કહેવામાં તે પુરુષે કચાશ રાખી નથી.

"છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહિ ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ."

આત્માનું સુખ અનંતું છે. 'જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,'—એ સુખનો સ્વાદ આવવો જોઈએ. તે વિષે પ્રથમ સત્પુરુષદ્વારા શ્રવણ થાય તોપણ મહા ભાગ્ય ગણવું જોઈએ. એ વાત બીજે ક્યાં મળે ? સત્સંગમાં જ આત્માની વાત થાય. કંઈ પૈસાટકાની પેઠે આ બોધનો લાભ જણાતો નથી, દેખાતો નથી, પણ જ્ઞાની જાણી રહ્યા છે. પૈસા તો માટી છે, અહીં જ પડી રહેવાના છે. પણ આત્માનો ધર્મ આત્માની સાથે જનાર છે, માટે તેની ઘણી કાળજી રાખી સાંભળ્યા કરવું. સાંભળતાં સાંભળતાં આત્મસ્વરૂપનું ભાન થશે. કંઈ ગભરાવા જેવું નથી. 'કંઈ ગમતું નથી ચાલો ઊઠો જઈએ, જતા રહીએ,' એમ કરવા યોગ્ય નથી. ગમે તેટલાં કષ્ટ પડે તોપણ તે વિષેની વાત સાંભળવી ઘટે છે. શાતા-અશાતા તો કર્મ છે, તેનાથી કંઈ ગભરાવું નહિ. એ આપણું છે જ નહિ. સર્વ જવાનું છે; આત્માનો કદી નાશ થવાનો નથી. તેની ઓળખાણ કરી લેવાની છે. સત્સંગે તે થાય છે.

"સહજ મિલ્યા સો દૂધ બરાબર, માગ લિયા સો પાણી;
ખેંચ લિયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા વાણી."

***

આણુરોડ, ૧૯૩૫

હવે જોગ આવ્યો છે. માટે આત્માનો વિચાર કરવો. હું આત્મા છું. જ્ઞાન, દર્શન, ચારિત્ર-એ બધું આત્મામાં છે. આત્મા અજર, અમર, અવિનાશી શાશ્વતો છે. આત્મા સ્ત્રી, પુરુષ, નપુંસક કોઈ નથી, તેથી જુદો છે. આવો જોગ મળવો દુર્લભ છે. જો જીવ ચેતે અને ધાર્યું હોય તો આત્માને પણ પ્રાપ્ત કરે. બહુ પુણ્યકેરા પુંજથી આ મનુષ્ય દેહ મળ્યો છે. 'જન્મ, જરા અને મરણ; જન્મ, જરા અને મરણ' રૂપી સંસાર છે. તેમાં રાગ-દ્વેષ થયા કરે છે. ધન, પૈસો, સ્ત્રી-કોઈ રહેવાનું નથી.

આ ભવચક્રનો આંટો શાથી ટળે ? આશા તૃષ્ણા ટળે કે નહિ ? આ મનુષ્યભવમાં જન્મ-મરણ વધાર્યાં વધે ને ઘટાડ્યાં ઘટે. શાથી ? તો ભાવથી. જેવા ભાવ તેવા પ્રભુ ફળે. કોઈ વાતે મુઝાવું નહિ. સમજણની જરૂર છે. અપૂર્વ સામગ્રી મળી છે. માટે લહાવો લઇ લેવા ચૂકવું નહિ. આખો લોક ત્રિવિધ તાપથી બળી રહ્યો છે. તેમાંથી બચવું હોય તો સત્સંગ અને સદ્બોધ જોઇએ. અધિકારીપણું હોય અને ભેદી મળે તો માર્ગ બતાવે.

" જાણ આગળ અજાણ થઈએ, તત્ત્વ લઈએ તાણી;
આગલો થાય આગ, તો આપણે થઈએ પાણી. "

આત્માની વાત કાઢી હોય તો તે થાય અને બીજી વાત કાઢી હોય તો તે નીકળે; માટે જેટલી કાળજી સંસારની રાખે છે તેટલી કાળજી આત્માની રાખે તો જન્મમરણ ટળે.

***

આબુ, તા. ૪-૬-૩૫

કર્મરૂપી વાદળાં ગોટેગોટ આવે છે ત્યાંસુધી અંધારું; પણ વાદળાં ખસી ગયાં એટલે અજવાળું. સત્સમાગમ થાય એટલે કર્મરૂપી વાદળાં ખસી અજવાળું થાય. જ્ઞાનીપુરુષો કહે છે કે આત્મા સૌથી છૂટો છે, બંધાયેલો નથી. પણ અન્ન એવા ઓડકાર આવે છે. નવરો બેઠો બેઠો કલ્પના કર્યા કરે છે. કલ્પનાનો કોથળો છે. બધું ખોટું છે; એ માનવા જેવું નથી. જ્ઞાની જે બોલે તે માન્ય, પ્રમાણ છે. જે મળ્યું તેનાથી સંતોષ રાખવો. દેહનો નાશ થશે, પણ આત્માનો નાશ નહીં થાય. માટે આત્માની ઓળખાણ કરવી. બીજું બધું તો અનંતી વાર જોયું. સારમાં સાર શું છે? રાજા હો કે રંક હો, પણ સારમાં સાર ભક્તિ છે. એ હારે જશે. બીજું બધું તો પંખીના મેળા જેવું છે. તો બીજું કંઈ જોવું નહિ. જ્યાં લગી આત્માને જાણ્યો નહીં ત્યાંસુધી બધી સાધના જૂઠી છે. લાખો કરોડો રૂપિયા મળે પણ આ નહીં મળે. રાજા હો કે રંક હો પણ બધા આત્મા સરખા છે. આખરે સર્વને દેહ મૂકવો પડશે; કોઈનો રહ્યો નથી. માટે જ્ઞાનીનું એક વચન પણ પકડી લેવું; તો કામ થઈ જશે. ઘરડો જુવાન, નાનો મોટો એ તો પર્યાય છે. મોહ અને અજ્ઞાન એ દુઃખ દે છે. એ જ મારું ધન, મારી સ્ત્રી, મા, ઘર, વગેરે કરાવે છે. એ તો માયા છે. માટે ચેતજો. અવસર આવ્યો છે. પકડે એના બાપનું છે. હૈયે તે હોઠે આવશે. માટે આત્માની ભાવના રાખવી; તો કર્મની કોડ ખપશે. આ જ્ઞાનીનાં વચન છે: જ્ઞાની આનું ભલું થાય, આનું ભૂંડું થાય એમ ઇચ્છતા નથી; સર્વનું ભલું જ ઇચ્છે છે.

***

આબુ, તા. ૫-૬-૧૯૩૫

જીવને દુઃખ, દુઃખ ને દુઃખ છે. સુખ ક્યાંય નથી. પગ મૂકતાં પાપ છે; જોતાં ઝેર છે. બધું વાંકું વાંકું ને વાંકું છે; સીધું કશું નથી. વિઘ્ન ઘણાં છે. વિશ્વામિત્રે યજ્ઞ કર્યો ત્યારે રાક્ષસોએ વારે વારે વિઘ્ન કરી યજ્ઞ નિષ્ફળ કર્યો. પણ જ્યારે રામ આવ્યા ત્યારે બધું સફળ; એ જ રામ છે. જ્યાંસુધી દિવસ ઊગ્યો ન હોય ત્યાંસુધી અંધારું જ રહેશે. જ્યારે દિવસ ઊગશે ત્યારે અજવાળું થશે. જીવને સ્ત્રી-પુત્ર, ધનમાલ, કુટુંબ-પરિવાર મળ્યાં એટલે એ સુખ માની બેસે કે બસ થયું. પણ એ તો દુઃખ દુઃખ ને દુઃખ છે. શ્રેણિક રાજા જંગલમાં ઘોડે બેસી ફરવા ગયા. ત્યાં એક મુનિનું વચન સાંભળ્યું એટલે બધું ફરી ગયું. દી ઊગ્યો; અંધારું મટી અજવાળું થઈ ગયું, સમકિત થયું. કોને કહેવું? અને કોને સંભળાવવું?

'આત્મસિદ્ધિ', ભક્તિભજન તો કર્યાં પણ ક્યારામાં પાણી ન ગયું, બહાર ઢળી ગયું. એ હવે કેમ કહેવાય ? કાણાને કાણો કહે તો ખોટું લાગે. શ્રદ્ધા, પ્રતીત કરવી. આ જ રસ્તે સર્વનું કલ્યાણ છે. ભિખારીની પેઠે ઠીબકું લઈ ફરે છે. પણ એ ફેંકી દેવું પડશે. સારું ભાજન હોય તો એમાં સારી વસ્તુ રહે. ખરાબ ભાજન હોય તો તેમાં સારી વસ્તુ નાખે તો પણ ખરાબ થઈ જાય. માટે ભાજન સારું રાખવું. હીરાનો હાર હોય તે બાળકના હાથમાં આવે તો તેને ચોળે, તોડે અને રમે; કારણ એને એની કિમ્મત નથી. તેમ આત્મસિદ્ધિમાં મહા ચમત્કાર છે; પણ જીવે સામાન્ય કરી નાખ્યું છે. ભણ્યા ન હો તો ભણવું તો પડશે જ. સ્વચ્છંદે જે થયું છે તે જ જીવને બંધન છે; તે મૂકવું પડશે; સત્પુરુષાર્થ કરવો પડશે. દાળ ઓગળે નહીં ત્યારે અંદર કંઇ નાખે એટલે ઓગળી જાય તેમ અંદર કંઇ નાખવું પડશે. કર્યું થશે. ખાય તો જ ધરાય. ન ખાય તો શું ધરાય ? 'ભક્તિ ભક્તિ' કરે છે પણ ફેર છે, સમજીને ભક્તિ કરવી. પોતાની સમજે કરશો તો કંઈ વળશે નહીં; માટે સત્પુરુષની સમજે કરશો તો જરૂર ફળ મળશે. બીજું બધું બંધન છે, માયા છે; એ કરવા જેવું નથી. આ કંઈ પોપાબાઈનું રાજ નથી.

"એનું સ્વપ્ને જો દર્શન પામે રે, તેનું મન ન ચઢે બીજે ભામે રે;
થાયે સદ્‌ગુરુનો લેશ પ્રસંગ રે, તેને ન ગમે સંસારીનો સંગ રે."

બધે દગો છે. માટે આત્માના થઈ જાઓ. એક સોય પણ સાથે જાય તેમ નથી. હરણિયાં હોય છે તે પારધીના વાજિંત્રમાં લયલીન થઈ જાય છે ત્યારે પારધી તેને બાણથી મારે છે. તેમ આ જીવ સંસારમાં લયલીન થઈ મરણને શરણ થાય છે.

***

આણુ, તા. ૧૦-૬-૧૯૩૫

પરદેશ જાય ત્યાં ભાથું હોય તો ખાય; નહીં તો શું ખાય ? તેમ મનુષ્યભવ પામી પૂર્વનું ભાથું ખાય છે. તે થઈ રહ્યા પછી શું ખાઈશ ? માટે કંઈ કરી લેવું જોઈએ. કરેલું અલેખે નહીં જાય. અવસર આવ્યો છે. સમયે સમયે મરી રહ્યો છે. ભૂલ માત્ર અજ્ઞાનની કાઢવી છે. ક્ષણે ક્ષણે જાગ્રત રહેવાની જરૂર છે.

*

સત્સંગમાં ભક્તિમાં કોઈ ગાંડો ઘેલો જ્ઞાનીનાં વચનો બોલતો હોય કે પત્ર ફેરવતો હોય તો કાન દઈ સાંભળવાં. એવાં ક્યાં ધન્ય ભાગ્ય હોય કે તેનું વચન આપણે કાને પડે ? તે સાંભળવું મહા લાભનું કારણ છે. પણ આ જીવ બીજી બહારની વાતો કાન દઈ સાંભળીને રાગ-દ્વેષ કરી કષાયનાં નિમિત્ત ઊભાં કરી પાપ બાંધે છે.

સ્ત્રીઓ પાણી ભરવા જાય ત્યાં બેડું માથા ઉપર મૂકીને બીજી વાતોમાં કલાક સુધી ખોટી થઈ રહે; પણ સત્સંગમાં આવે ત્યાં બેસવું ગમે નહીં અને અરુચિ થાય. ભણવામાં, શીખવામાં આળસ, પ્રમાદ થાય કે કંટાળો આવી જાય તે વખતે ગમે તેમ કરીને પણ પ્રમાદ, આળસ ન થવા દેવાં. મનુષ્યભવનો એક સમય પણ રત્નચિન્તામણિથી અધિક છે.

***

જ્ઞાની પુરુષ પાસેથી જે કંઈ સ્મરણ કે સાધન થોડું પણ મળ્યું હોય તેટલું શ્રદ્ધા રાખી કર્યા કરે તો તેનું ફળ કોઈ જુદું જ આવશે, ઠેઠ લઈ જશે. 'બહુ પુણ્ય કેરા પુંજથી' એ પદ જીવે વિચારવું.

બ્રહ્મચર્ય વ્રત આપ્યું તો મનુષ્યપણાનું સફળપણું છે. તે વ્રત લઈને કોઈની સાથે પ્રતિબંધ, દૃષ્ટિરાગ કે પ્રસંગ કરવા નહીં, જાગ્રત રહેવું. કદી એ વ્રત લઈ ભાંગવાનો પ્રસંગ આવે ત્યારે પેટમાં કટાર મારી કે ઝેરનું પવાલું પીને મરી જવું, પણ વ્રત ભાંગવું નહીં—આટલો ટેક રાખવો. વ્રત લઈને ભાગે તો નરકની ગતિ થાય. આ વ્રત પાળવાથી પાત્રતા, સમકિત, વગેરે આવશે; કેમકે, તમને ખબર નથી પણ જેની સાક્ષીએ વ્રત લીધું છે તે પુરુષ સાચો છે, માટે દુઃપચ્ચખાણ નથી પણ સુપચ્ચખાણ છે – જાણીને આપેલું છે. લક્ષ એક આત્માર્થનો રાખવો.

*

કૃપાળુદેવનું વચન છે કે જીવને સત્સંગ એ જ મોક્ષનું પરમ સાધન છે. ઉપદેશ, સત્સંગ જેવું સંસારથી તરી જવાને બીજું કોઈ સાધન નથી. સત્સંગના યોગે તિર્યંચગતિના જીવો પણ સત્પુરુષના બોધે દેવ–ગતિ પામી, સમકિત પામી મોક્ષપ્રાપ્ત થયા છે. તેવી શાસ્ત્રમાં કથાઓ છે. માટે જીવને સત્સંગ જ કર્તવ્ય છે. તેથી સમકિત આવે છે અને મોક્ષ પણ થાય છે. સત્સંગ પ્રાપ્ત થયા છતાં જીવને તે સત્સંગની ઓળખાણ થઈ નથી. તેનો જીવે વિચાર કર્યો નથી. વિચાર કરી નિશ્ચય કર્યો નથી કે આ જ આત્મા છે. જીવે શ્રવણ કરી તે વચનોનું પરિણમન કર્યું નથી; નહીં તો ફળ આપ્યા વિના રહે નહીં. ખામી યોગ્યતાની છે.

***

તા. ૯–૨–૧૯૩૬

આત્માની ઘાત કરનાર આરંભ અને પરિગ્રહ છે. આ જગતમાં કંઈ નથી. એક આત્માની ઓળખાણ કરવાની છે. છોકરાં ન હોય તો તેની ઇચ્છા, ધન ન હોય તો તેની ઇચ્છા, ધણી ન હોય તો ધણીની ઇચ્છા રાખ્યા કરે છે. સુખ–દુઃખને જાણનાર આત્મા છે. બંધ અને મોક્ષ પણ તેથી થાય છે. આરંભ અને પરિગ્રહથી જીવનું ભૂંડું થયું છે. જીવ માત્ર આથી અટક્યો છે. તેની ઇચ્છા છે, માયા છે એ મૂકવા જેવી છે. તે ઘણી હાનિ કરનાર છે. જેને આરંભ અને પરિગ્રહ ઉપર મમતા અને મૂર્ચ્છા છે તે ઘણો દુઃખી છે. આટલા મનુષ્યભવમાં ચેતવા જેવું છે. વાની મારી કોયલ છે. પંખીનો મેળો છે. 'મારા બાપ, મારી મા, મારું ધન, મારું કુટુમ્બ' એ માયા છે. ભૂંડામાં ભૂંડી તૃષ્ણા છે.

"ક્યા ઇચ્છત? ખોવત સબૈ! હૈ ઇચ્છા દુઃખમૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ."

ઇચ્છાનો નાશ કરવાનો છે. સમજણ હોય તો ભવનો નાશ થાય છે. તેનું ભાન નથી. આ જેને માટે પોતે મોહમૂર્ચ્છા કરી દોડાદોડ કરી રહ્યો છે તે જવાનું છે તેનું ભાન નથી.

બધી વાત અણુસમજની છે. જન્મ-જરા-મરણનાં વધારે દુ:ખ છે. આખો લોક ત્રિવિધ તાપથી બળ્યા કરે છે. બીજાનું લેવા ઇચ્છે છે તે ભિખારી છે એક સંતે રાજાને કહેલું કે તું ભિખારી છે. પોતાનું રાજ મૂકી બીજું લેવા જાય છે તેથી ભિખારી છે તેમ આ જીવને પણ ઇચ્છા, ઈચ્છા અને ઈચ્છા. આત્માનો વેપાર કર્યો હોત તો નફો થાત, પણ ચામડાંનો વેપાર કર્યો છે. 'આ મારું નાક છે, મારા હાથ છે' એમ ભાવના કરે છે. જે પોતાનું નથી તેને મેળવવાની ઈચ્છા કરે છે.

"જહાં કલ્પના-જલ્પના, તહાં માનું દુ:ખછાંઈ;
મિટે કલ્પના-જલ્પના, તબ વસ્તૂ તિન પાઈ."

આમ કૃપાળુદેવે પોકારી પોકારીને કહ્યું છે. આ જગતમાં કોઈની ઈચ્છાની ભૂખ મટી? એ કોઈના હાથમાં છે? ઈચ્છા માટે ઊંડો વિચાર કરવો. અંદર કંઈ નથી. વિચાર કરે તો તેનો – ઇચ્છા, તૃષ્ણાનો – નાશ થાય છે.

આ બધા બેઠા છે, પણ આત્મા કોઇએ જોયો? આ કોઇને ખબર છે? આનો ભેદી મળ્યો છે? વાણિયો, બ્રાહ્મણ, મોટો, નાનો, રોગી છે? આ ય આત્મા છે, આ ય આત્મા છે. 'સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો'. ભૂંડું કોણ કરે છે? આખું જગત રાગ અને દ્વેષને ઘરમાં તેડે છે; જો સમભાવને તેડે તો? એનો વિચાર કરો. શું થયું? અજબ-ગજબ થયું! હજારો ભવનો નાશ થયો સમ આવ્યું ત્યાં જુદું થયું. ભેદી મળવો જોઇએ.

"કથા સુણી સુણી ફૂટયા કાન, તો ય ન આવ્યું બ્રહ્મજ્ઞાન;"
"તિલક કરતાં ત્રેપન વર્ષાં, જપમાળાનાં નાકાં ગયાં."

એમ આ જીવે કંઈ લક્ષમાં લીધું નથી. જે ભણવું છે તેને પડી મૂકયું. 'ભણ્યો પણ ગણ્યો નહિ'. સમ એ શી વસ્તુ છે? તે કયે ઠેકાણે રહે છે? જરા વિચારો તો ખરા? તુંબડીમાં કાંકરા. આ નખ્ખોદ વાળ્યું, વાતો કરે કે

"સમતા રસના પ્યાલા રે, પીવે સો જાણે;
છાક ચઢી કબહુ ન ઊતરે, તીનભુવન સુખ માણે."

પીવે સો જાણે. 'તૂંબડીમાં કાંકરા.' વાતો કરો, વાતોનાં વડાં ખવાય? કંઇ કહેવાય તેમ નથી. અજબ છે! ચમત્કાર છે! આ મનુષ્યભવમાં હજારો ભવ કપાઈ જાય.

કોઇ સાથે આવવાનું નથી. એકલો આવ્યો છે, એકલો જશે. સાડાત્રણ હાથની જગામાં બાળી મૂકશે. સમતા, ક્ષમા એ શું છે? બોલતાં આવડયું છે; આનું ભાન નથી. આ વાણિયો, બ્રાહ્મણ, પાટીદાર, નાનું મોટું, જુવાન વૃદ્ધ-બધું છે, પણ આત્મા છે કે નહિ? આત્માને જોયો નથી, તેની ખબર નથી. કેવો રસ્તો છે? ગુરુગમની ખબર નથી. જ્ઞાનીને બોલવું ચાલવું, ખાવુંપીવું બધું સવળું છે; અજ્ઞાનીને જે જે કરે તે બધું બંધન છે, ઝેર છે. એ શું છે? કંઇ કહો તો ખરા? આ જીવને મનુષ્યભવ હોય તો સાંભળે; કાગડા, કૂતરા કંઈ સાંભળે? સત્સંગ કર્યો નથી, બોધ સાંભળ્યો નથી. ખામી છે આની. આ જીવે જે કરવાનું છે તે કર્યું નથી. શું કરવાનું છે? તો કે આત્માને ઓળખો. એને નથી જાણ્યો. અમે ઘણા ફેરા

કહીએ છીએ. આ જગા ઉપર બેઠા છીએ તો આટલું ભાળીએ છીએ. અહીંથી સાતમા માળ ઉપર હોય એ કંઈ ભળાય? દશા વધે તો વિશેષ દેખાય. એક કરવાનું છે સમતા અને ક્ષમા. મોઢામાં સાકર નાખી હોય તો ગળ્યું થાય, પણ ઝેર નાખ્યું હોય તો? કેટલી વાર છે? તો કે તારી વારેવાર. તૈયાર થઈ જાવ. અંતરમુહૂર્તમાં સમકિત અંતરમુહૂર્તમાં કેવળજ્ઞાન થાય છે કે નહિ? ઓળખાણ નથી. 'ભાન નહીં નિજરૂપનું તે નિશ્ચય નહીં સાર'. 'જ્ઞાનીના ગમ્મા, જેમ નાખે તેમ સમા.' આમ નાખે કે આમ નાખે—જ્ઞાનીનું બધું સવળું છે, દૃષ્ટિ ફરી ગઈ છે. એ કેવી ખૂબી છે! કંઈ ફેર તો ખરોને? આ ચક્ષુએ જોવું અને દિવ્યચક્ષુએ જોવું એમાં ફેર તો ખરોને? જરૂર છે. થઈ જાઓ તૈયાર, ચેતો, જાગૃત થાઓ, ખાધું એ ખરું. વાતોએ વડાં નહિ થાય, કરવું જોઇશે.

આ બધી વાતો ઉપર ઉપરથી કરી. એમાં કંઇ સાર છે કે નહિ? આ બધા જીવનું કલ્યાણ થશે, લેતાં આવડવું જોઈએ. શ્રદ્ધા હશે તેનું કામ થશે. જબરામાં જબરી આટલી વાત છે—એક શ્રદ્ધા. આટલું નક્કી કરી લેવાનું છે; એ કર્યું નથી. એક જ વચન 'શ્રદ્ધા' છે. તે જપતપ બધું છે. તો આટલા ભવમાં હવે અવસર આવ્યો છે તો ભૂલવું નહિ. જરૂર શ્રદ્ધા કરી લેવી, સત્સંગ અને સત્પુરુષાર્થ કરવો.

***

# કેટલાંક છૂટક વચનો*



૧. આ જગતમાં ઘણા જીવો એવા છે કે જે ધર્મ, પુણ્ય, પાપ, વ્યવહાર, વિવેક કશું સમજે નહિ. તે પશુ જેવા સમજવા.

૨. ધર્મ ના સમજ્યો, ઓળખાણ ના પડી તો મનુષ્ય છે તે પણ પશુવત્ છે.

૩. ઓહો ! લૌકિકમાં કાઢી નાખ્યું છે. મનુષ્યપણું ફરી ક્યાં મળશે ?

૪. મેમાન છો, પરદેશી છો. પંખીનો મેળો છે. વાની મારી કોયલ છે. માટે કંઇક કરજો.

૫. જગત આંધળું છે, બહેરું છે; જગત દેખે છે તે ખોટું છે, સાંભળે છે તે પણ ખોટું છે.

૬. જગતમાં ગુરુ ઘણા છે, સાધુ ઘણા છે; પણ કૂંચી તો સદ્ગુરુના હાથમાં છે.

૭. જે માણસને સત્પુરુષનો બોધ સાંભળવાનો મળ્યો તેને નવે નિધાન મળી ચૂક્યાં.

૮. જ્ઞાનીને શી ખોટ છે ? સમકિત આપે, મોક્ષ આપે, પણ જીવનો વાંક છે.

૯. ચાર પ્રકારે જીવ ધર્મ પામે છે: નમસ્કારથી, વિનયથી, દાનથી અને બોધથી.

૧૦. સત્પુરુષનો બોધ સાંભળે અને સમજે નહીં તો પણ અનંતા ભવ તોડે, પાપનાં દળિયાં જાય અને પુણ્ય બંધાય.

૧૧. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિમાં ચિત્તનું સ્થાપન કરે છે તેવી રીતે મુમુક્ષુ સત્પુરુષમાં, તેના બોધમાં ચિત્તનું સ્થાપન કરે તો દાળ ભેગી ઢોકળી ચઢે, ગાડા પાછળ ગાદલી જાય.

૧૨. આત્મા કેવો હશે અને કેમ જણાય ? ગુરુગમથી.

હું કાંઇ સમજું નહીં, પણ જ્ઞાનીએ જાણ્યું હોય તે મારે માન્ય છે એમ રહે તો તે ચાંલ્લો થયો.

૧૩. બે અક્ષરમાં માર્ગ રહ્યો છે તે શું ? જ્ઞાન. જ્ઞાન એટલે જ્ઞાનીએ જ્ઞાનમાં જોયું હોય તે મારે માન્ય છે.

૧૪. મન જોડેલું છે બહાર પાપ બાંધવામાં, પણ જો આત્મામાં જોડે તો વાર શી ?

૧૫. આત્માને ઓળખ્યે છૂટકો છે. મારે કે તમારે ઓળખાણ પડ્યા વિના છૂટકો નથી.

૧૬. આત્મા ઉપર દૃષ્ટિ મૂકતાં સમકિત; સમકિત પછી કેવળજ્ઞાન છે.

---

* એક મુમુક્ષુએ સ્મૃતિ-અનુસાર નોંધેલાં છૂટક વચનોમાંથી.

૧૭. આત્માથી આત્મા ઓળખવો છે. જેવો સિદ્ધનો આત્મા છે તેવો જ મારો છે.
૧૮. 'સહજાત્મસ્વરૂપ' એ તો ચૌદ પૂર્વનો સાર છે.
૧૯. જગતમાં શું છે? જડ અને ચેતન બે. તેમાં જડ જાણતું નથી, જાણે છે તે ચેતન.
૨૦. જડ કોઈ કાળે ચેતન થશે? ચેતન કોઈ કાળે જડ થશે? એ બે જુદાં છેકની? તો પછી હવે અધિક શું કહેવું?
૨૧. મારી પાડોશમાં કોણ છે? શરીર છે. તેને ને મારે કોઈ સગાઈ નથી. તે મારાથી ભિન્ન છે.
૨૨. નામથી આત્મા ઓળખાશે નહીં. અંતર્દૃષ્ટિ કરો; ચર્મચક્ષુથી તો આત્મા નહિ જોવાય.
૨૩. 'અંતર્વૃત્તિ રાખતાં અક્ષેપદ પાવે.'
૨૪. ભાવ તે આત્મા છે, પરિણામ તે આત્મા છે.
૨૫. જીવ નરકે જવાનો હોય પણ જરાક ભાવ કરી લે તો દેવગતિમાં જતો રહે. (બળતો સાપ શ્રી પાર્શ્વનાથે બચાવી ધરણેન્દ્ર કર્યો.)
૨૬. મન ના જોઈતા વિકલ્પ કરતું હોય તો તેને જૂઠું ગણી કાઢી નાખવું.
૨૭. દેહ મારો, ભાઈ મારો, બાપ મારો, કાકો મારો, ઘર મારું એમ કહેતાં, માનતાં ગળામાં ફાંસી આવશે.
૨૮. મોક્ષ એ શું હશે? સર્વથી મુકાવું તે મોક્ષ. મૂકે તે કેટલો ભાગ્યશાળી!
૨૯. સઘળાનું સ્નાનસૂતક કરી દહાડો – પવાડો કરી ચાલ્યા જાઓ. મરણિયા થઈ જાઓ.
૩૦. 'ખાંડાની ધારે ચઢવું છે, સત્ સંગ્રામે લઢવું છે.'

***

શ્રીમદ્ લઘુરાજસ્વામી—પ્રભુશ્રી

ઉપદેશામૃત

સમાપ્ત